# NIGHANTU ADARSHA.

## PART I

## A Treatise on

## Vegetable Materia Medica.

Containing various valuable prescriptions of renouned authors, with critical notes, ample quotations and vivid descriptions of about 700 plants:-with notices of their chief value in medicine, commerce and arts.

By

VAIDYA BAPALAL G. SHAH

Hansot. Dist. BROACH.



Price Rs. 6-8-0

# નિઘંટુ આદર્શ

( પૂર્વાર્ધ )

વનસ્પતિનાં વિવિધ ભાષામાં નામ, ગુણ, વર્ણન, વિવિધ ઉપયોગો, વક્તવ્ય, નોટ્સ, પ્રાચીન અને અર્વાચીન મત–સમાલોચના, ચરકના સમયથી તે આજદિન સુધીના વિદ્વાનોના અભિપ્રાયો, સંદિગ્ધ ઔષધીઓનો
:: :: નિર્ણય ઈત્યાદિ સમન્વિત :: ::


લેખક અને પ્રકાશક

વૈદ્ય બાપાલાલ ગરબડદાસ શાહ

હાંસોટ. ( જી. ભરૂચ )




મૂલ્ય રૂ. ૬–૮–૦

# અર્પણ પત્રિકા

જેમનાથી મને આ ગ્રંથ લખવાની પ્રેરણા મળી

તે

બન્ને મારા વિદ્વદ્વર્ય મહાનુભાવ

ગુરુજી

પૂજ્ય શ્રી જયકૃષ્ણભાઈ ઇંદ્રજી વનસ્પતિશાસ્ત્રી

તથા

પૂજ્ય રા. વૈદ્યરાજ અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણીને

અત્યંત આદર સાથે

સમર્પિત.

# પ્રસ્તાવના

## તરૂમહિમા

**ઇમર્સન** કહે છે કે "Trees are imperfect men" અર્થાત્ વૃક્ષો એ અપૂર્ણ માનવીઓ છે. આ કથનમાં ઝાડનું સ્થાન કેટલું ઉંચું છે તે જણાવ્યું છે. આપણા પૂર્વજોએ તો વૃક્ષોને આથીયે વધારે મહત્વ આપેલું છે. હિંદની સંસ્કૃતિનો વિસ્તાર જ વૃક્ષપ્રચુર વનમાં થએલો છે. અતિથિની કુશળતા પૂછતાં ઝાડ–છોડની કુશળતા પણ પૂછવામાં આવતી.* જેટલું ઉંચું સ્થાન ઝાડને હિંદુ સાહિત્યમાં અપાયલું છે તેટલું બીજી કોઇ પણ પ્રજાના સાહિત્યમાં નથી. અને હોય પણ ક્યાંથી? બીજી પ્રજાની સંસ્કૃતિનો વિસ્તાર વનમાં નથી થએલો. મંદની માફક પ્રેયને નહિ પણ ધીરવીરની માફક શ્રેયને જ ઇચ્છનારા આર્યો જીવન-રહસ્યના અટપટા કોયડા ઉકેલવાને વનમાં જ સીધાવ્યા હતા. ઇતિહાસની ઉષા વખતે જ આ ખ્યાલ હતો એમ કોઇ ન માની લે. "ભૌતિક સમૃદ્ધિ–material prosperity–ના મધ્યાહ્ન વખતે પણ હિંદુઓનું ચિત્ત કઠોર સાધના અને વનની સાદી જીંદગી તરફ જ સદેવ ઝુકેલું રહેતું."[1] આની સ્મૃતિ અદ્યાપિ કાયમ રહેલી છે. જે ઉપનિષદો જેવા ઉદાત્ત ગ્રંથો જગતભરના શિષ્ટ સાહિત્યમાં શોધ્યા નથી જડતા તે ઉપનિષદો જ ખુદ આરણ્યક ઉપરથી લખાયલાં છે. આરણ્યકનો અર્થ જ અરણ્યની પેદાશ થાય છે.

હિંદુ સંસ્કૃતિનું ચિત્ર જ્યારે કોઈ કલાકાર દોરશે ત્યારે તેને વન વિના નહિ ચાલે. વનના શાંત સૌંદર્ય વચ્ચે વિશાળ વડલાના નીચે શાન્ત મનોહર પર્ણકુટી ઉપર સૂકવેલા ભગવા વસ્ત્રથી જ હિંદુ સંસ્કૃતિનું ખરેખરૂં ચિત્ર દોરી શકાશે.

આજ કારણથી વૃક્ષોની આપણા કવિઓએ અને તત્વદૃષ્ટાઓએ પૂજા કરેલી છે. કવિશ્રી **ભવભૂતિએ**

> यो देहमर्पयति चान्यसुखस्य हेतोः
> तस्मै वदान्यगुरवे तरवे नमोऽस्तु ।

વૃક્ષોને વંદના કરેલી છે. વેદોમાં પણ વનસ્પતિઓના ગુણગાન ગવાયલાં છે.[2]

---

* आधारबंधप्रमुखैः प्रयत्नैः संवर्धितानाम् सुतनिर्विशेषम् ।
कच्चिन्न वाटवादिरुपप्लवो वः श्रमच्छिदामाश्रमपादपानाम् ॥

रघु० स. ५–६

१. Even in the heyday of its material prosperity the heart of India ever looked with adoration upon the early ideal of strenuous self-realization and the dignity of the simple life of forest-hermitage. **Rabindra Nath Tagore**

२ याः फलिनी र्या अफला अपुष्पा याश्च पुष्पिणीः ।
बृहस्पतिप्रसूतास्ताः नो मुञ्चन्त्वंहसः ॥ ઋગ્વેદ. ૧૫.

જંગલોમાં જ ભારતનું અલૌકિક સાહિત્ય ખીલ્યું છે અને પોષાયું છે. વિશ્વવિખ્યાત શાકુંતલનો પ્રથમ પડદો વનના સુંદર દૃશ્ય વચ્ચે જ ઉઘડે છે. કુમારસંભવમાં નગાધિરાજ હિમાલયના દૃશ્યથી જ શરૂઆત થાય છે. રઘુવંશનો પહેલો સર્ગ પણ વનના અપ્રતિમ સૌંદર્ય વચ્ચે જ શરૂ થાય છે. દિલીપ અને સુદક્ષિણા બંનેનું વસિષ્ઠના આશ્રમ તરફ પ્રયાણ ખરેખર કવિએ અલૌકિક રીતે જ વર્ણવ્યું છે. પોલા વાંસમાં પવન ભરાવાથી નીપજતા સંગીતધ્વનિ સાથે કુંજોમાં વનદેવતા તાલ મીલાવીને નૃપતિનાં વંશકૃત્યોનાં યશોગાન ગાતાં હતાં. રસ્તામાં વૃદ્ધ ગોપાલો ઘીનાં તાંસળાં ભરી ભરીને સત્કાર માટે આવતા. રાજારાણી બંને તે વૃદ્ધ ગોપાલોને ઝાડોનાં નામ પૂછતાં હતાં:—

**हैयंगवीनमादाय घोषवृद्धानुपस्थितान् ।**
**नामधेयानि पृच्छन्तौ वन्यानां मार्गशाखिनाम् ॥**

सर्ग १—४५

વૃક્ષો તરફનો કેટલો ઉત્કટ પ્રેમ ! આવા પ્રેમથી જ '**तरवे नमोऽस्तु**'—' વૃક્ષો ! તમને અમારા નમસ્કાર છે'—બોલાય.

રામાયણ મહાભારતમાં પણ વનની નૈસર્ગિક લીલાના વર્ણનથી જ સર્વોત્તમ બોધ પ્રાપ્ત થાય છે. **यत्र द्रुमा अपि मृगा अपि बान्धवो मे**—જ્યાં ઝાડો અને હરણાં મારાં સગાંવ્હાલાં છે એમ મને લાગે છે—આમ **શ્રીરામચંદ્રજી** પોતે કહે છે. જ્યાં વૃક્ષો તરફ આટલો પ્રેમ હોય ત્યાં બીજી શાની ખામી હોય ?

વૃક્ષનાં અનેક નામમાં એક નામ 'તરુ' છે. અમરકોષના ટીકાકાર **ક્ષીરસ્વામી** તેનો અર્થ નીચે પ્રમાણે આપે છે:—**तरन्ति आपदं अनेन इति तरुः ।** અર્થાત્ જેના વડે મનુષ્યો દુઃખો તરી જાય છે તેથી જ તેનું નામ તરૂ. આ એક જ અર્થમાં તરૂમહિમાના અનેક ગ્રંથો આવી જાય છે. વરસાદ અને ઝાડોનો સંબંધ, ઝાડ અને ખેતીનો સંબંધ, ઝાડ અને આરોગ્યનો સંબંધ, ઝાડ અને નદી વગેરેનો સંબંધ*—આ બધાં મોટાં થોથાં ભરાય એવાં પ્રકરણો આ 'તરુ' જેવા એક જ શબ્દમાં શું નથી આવી જતાં ? જેનાથી આપત્તિઓ તરી જવાય તે તરુ. ઝાડનો નાશ કરીને જે આપત્તિઓ આપણે વહોરી છે તે કોણ નથી જાણતું ?

વૃક્ષો તરફની આપણી બેદરકારી અસહ્ય છે. જંગલો એક પછી એક કપાતાં જાય છે, નવાં વૃક્ષો રોપવાનું કોઇને સૂઝતું નથી. આજથી આઠ વર્ષ પહેલાં જે જંગલોમાંથી પસાર

---

જે ફળવાળી ઔષધિઓ છે અને જે ફળ વગરની છે, જે ફુલ વગરની છે અને જે ફુલવાળી છે તે-બૃહસ્પતિથી ઉત્પન્ન થએલી ઔષધિઓ ! અમને પાપથી મુક્ત કરો.

त्वमुत्तमास्योषधे तव वृक्षा उपस्तयः ।
उपस्तिरस्तु सोऽस्माकं यो अस्मानभिदासति ॥ ऋग्वेद. २३

હે ઔષધિ ! તું ઉત્તમ છે. બીજાં વૃક્ષો તારાથી નીચાં છે. માટે જ અમારી હિંસા કરે તે નીચે પડે.

* "કચ્છની જડીબુટ્ટી"માં આ બધા વિષે વિસ્તારથી ઉલ્લેખ થએલો છે.

થવાતું ન હતું તે અત્યારે સાફ મેદાન જેવાં થઇ ગયાં છે. આ સંહાર ક્યાં જઇને અટકશે એ કહેવું મુશ્કેલ છે.

## વૃક્ષારોપણ

"આપણા પ્રાચીન ઋષિઓએ પંચ મહાભૂતોમાં પાર્થિવતત્ત્વને પ્રધાનપદ આપેલું છે. કારણ એના ઉપર જ સર્વ સૃષ્ટિનો આધાર છે. એ પરમભૂત–પાર્થિવ તત્ત્વને એક છેડે માટી છે, બીજે છેડે મનુષ્ય છે. આ નિર્જીવ પૃથ્વી સજીવ પ્રાણીઓને અને સર્વશ્રેષ્ઠ માનવજાતને અન્ન આપે છે. એ જીવનવિહીન પૃથ્વી અને પ્રાણી વચ્ચેનો સેતુ વનસ્પતિ–ઔષધિ અને વૃક્ષ છે. સર્વ પ્રાણીઓ પૃથ્વીનો રસ લઇને જ જીવે છે. પણ એ બધો રસ વનસ્પતિ–ઔષધિ દ્વારા મળે છે. જો વનસ્પતિદ્વારા એ ન મળે તો સીધી રીતે પૃથ્વીને ચૂસીને પોતાનું જીવન નિભાવી શકે એવી પ્રાણીઓની અને મનુષ્યોની શક્તિ નથી. ફળ, મૂળ, ઘાસ, ગાયનું દૂધ એ બધાની ઉત્પત્તિ વનસ્પતિમાંથી જ છે. વનસ્પતિ ભૂમિમાંથી પ્રાણવહન કરે છે. અને તેથી જ એને પૃથ્વી–માતાનાં સ્તનરૂપ કહેલી છે. પૃથ્વીમાતાનો પ્રાણરસ, વનસ્પતિદ્વારા લઇને, જીવો પોતાનું જીવન ચલાવે છે.

"પરંતુ એ વનસ્પતિનો આપણે આહારદ્વારા જ નહિ, પણ બીજાં અનેક પ્રકારનાં સંસારકાર્યોથી નાશ કરીએ છીએ. અને એ નાશના પ્રમાણમાં આપણે એનો ઉછેર કરતા નથી. આપણાં ઘર, ઇંધન વગેરે વનસ્પતિમાંથી જ મેળવીએ છીએ. જે જે દેશોમાં અરણ્યો નષ્ટ થએલાં છે તે તે દેશોમાં વૃષ્ટિ ઓછી થએલી છે. એ દેશના પંડિતોએ તેમને ચેતાવેલા કે તમે વનસ્પતિનો ઉછેર કરો, નહિ તો વરસાદ ઓછો થવાને લીધે સમસ્ત દેશ મરુભૂમિ થઇ જશે–એ તમારૂં મૃત્યુસંકટ છે. એમણે આ મૃત્યુસંકટ ટાળવાના ઉપાય તરીકે ત્યાંના વિદ્યાલયના વિદ્યાર્થીઓને પ્રત્યેક વર્ષે એકેક વૃક્ષ રોપવાની સૂચના કરી અને પ્રજામાંના દરેકને ઉત્સવ પ્રસંગે એકેક ઝાડ રોપવાનો નિયમ ઠરાવ્યો. આમ અનેક પ્રકારે વનસ્પતિની પુનઃપ્રતિષ્ઠા થવાથી એ દેશમાં વરસાદ પાછો વધવા લાગ્યો છે. આપણે પણ અત્યારથી સાવધાન નહિ થઇએ તો આપણું મૃત્યું સમીપ આવતું જાય છે. રાજપુતાનાની પાસેનું બ્રહ્માવર્ત–સરસ્વતી અને દશદ્વતીની વચમાંનું–પહેલાં નદી અને વનસ્પતિથી ભરેલું હતું. અને તેથી જ બ્રહ્માવર્તને આર્યાવર્તનું મુખ્ય સ્થાન ગણેલું છે. તેને સમસ્ત તીર્થોમાં આદિતીર્થ ગણેલું છે. પરંતુ જંગલનો નાશ કરવાથી તેજ બ્રહ્માવર્ત આજ મરુભૂમિ થઈ પડયું છે. એ રણે મહેસાણા અને કલોલ પર્યંત આક્રમણ કર્યું છે, અને અહીં પણ ધીરે ધીરે વૃષ્ટિ કમી થવાથી રણ આગળ વધે છે. આ અવસ્થામાં મૃત્યુ ઉપર પ્રાણપ્રતિષ્ઠા કરવાનો મુખ્ય ઉપાય વનસ્પતિને ઉછેરવાનો છે. કેટલાયે દેશ મૃત્યુ ઉપર વિજય મેળવવાને કમર કસીને મહેનત કરી રહ્યા છે, અને તેમાં કેટલાકે વિજય મેળવ્યો છે. જે ભારતવર્ષમાં ઋષિઓએ વનસ્પતિને આશ્રયે જ આશ્રમો અને મંદિરો સ્થાપેલાં અને સાધના કરેલી અને જે દેશમાં વનસ્પતિ પૂજ્ય ગણાય તે પવિત્ર પ્રાચીન દેશ વનસ્પતિ ઉછેરવામાં પાછળ પડશે?

"આપણા દેશની પ્રાચીન સભ્યતાને અરણ્યની (તપોવનની) સભ્યતાને નામે ઓળખવામાં આવે છે, અને કવિવર **રવીન્દ્રનાથ ટાગોરે** પ્રાચીન ભારતવર્ષના વિશ્વવિદ્યાલય વિષે યુરોપમાં કહેલું તેને "Message of the Forest" એવું નામ આપેલું છે. આપણા પ્રાચીન યોગીઓએ કહ્યું છે કે વનસ્પતિ પાસે ઘણું શીખવાનું છે. પોતે દિવસે સૂર્યનો તાપ

ગ્રહણ કરે અને મનુષ્યને છાયા આપે. જીવનમાં પોતે દુઃખ સહી બીજાને સુખ આપવું એ મહાવ્રતની તેઓ દીક્ષા આપે છે. સ્વાર્થ–મૂઢ મનુષ્ય પોતે સુખ લઈ બીજાને દુઃખ આપે પણ વનસ્પતિ ઉલટો જ બોધ આપે છે. વનસ્પતિ–ગુરુના ચરણ તળે બેસીને એ સત્ય આપણે મેળવીએ......

"અહીં આજે મેં મરુભૂમિ અને અનાવૃષ્ટિ પર વિજય મેળવવાનું, દુઃખનો જાતે સ્વીકાર કરી બીજાઓને સુખ આપવાનું, અંતરમાં મહાશક્તિ ધારણ કરી બહાર સુંદર શાંત સ્વરૂપ ધારણ કરવાનું અને નીરસ જીવનને દાનથી સરસ બનાવવાનું એક ચિહ્ન આ પાંચ વૃક્ષ રોપીને રાખ્યું છે. સૌની દૃષ્ટિની બહાર–પેલી પાર અને લોકની પ્રશંસાથી પણ પાર–નિઃશબ્દ સાધનાની પવિત્ર ભૂમિમાં તપશ્ચર્યા કરવાને આ પંચવટી સ્થાપિત કર્યું છે."[1]

શસ્યશ્યામલ હિંદને મરુભૂમિ થતી અટકાવવી હોય તો વૃક્ષારોપણ કરવાં જ પડશે. પ્રભુ આપણને સન્મતિ આપો !

## ઔષધિ તરીકે વનસ્પતિનો વપરાશ.

ઔષધિના બે અર્થો થાય છેઃ—" ओषं रुजं धयति इति औषधिः "–વેદનાને દૂર કરે તે અને ' ओषो दाहो धीयते अत्र इति औषधि "–અર્થાત્ જેના ગર્ભમાં આગ્ન છે તે. ઔષધિ તરીકે વનસ્પતિનો પ્રથમ વપરાશ કરવાનું માન આર્યોને છે. ઋગ્વેદમાં આના થોકબંધ પુરાવા મળી આવે છે. "લગભગ ૧૦૦ ઔષધિઓનાં નામ વૈદિક સાહિત્યમાંથી મળે છે. સામાન્ય રીતે પરિચિત ઔષધિઓનો પણ ઔષધ તરીકે ઉપયોગ જાણીને જે સ્વાભાવિક આનંદ બુદ્ધિશાળી સહૃદય મનુષ્યને થાય તેનું સુંદર ચિત્ર ઋગ્વેદના ઔષધસ્તુતિ નામના એક સૂક્તમાં આથર્વણભિષગ્ નામના એક પ્રતિભાશાળી વૈદ્યઋષિએ કોઈપણ ભાષામાં ઉત્તમ કાવ્ય ગણાવા યોગ્ય શબ્દોમાં ચીતર્યું છે. આ શબ્દો ઔષધિના વૈદકીય ગુણોની પહેલી ઓળખાણના ઉભરા તરીકે ઔષધશાસ્ત્રના ઇતિહાસમાં ચિરંજીવ રહેવા યોગ્ય છે."[2]

આજે અત્યારે પણ એકાદ નવીન ઉપયોગી વનસ્પતિ આપણા જોવામાં આવે છે તો કેટલો બધો આનંદ આપણને થાય છે? પ્રાચીન ઋષિઓને પણ જ્યારે વનસ્પતિનો ઔષધિ તરીકે ઉપયોગ સમજાયો હશે ત્યારે એવો જ–બલ્કે એથી યે વિશેષ આનંદ થયો હોય તો તેમાં શંકા લાવવાનું કારણ નથી. અને આ જ કારણે ઔષધિ માટે સર્વસ્વનો ત્યાગ કરવા તૈયાર થનાર ઋષિનાં નીચેનાં વચનો ધ્યાન દેવા યોગ્ય છેઃ—

" ઔષધિઓ ! તમે તો માતા છો, માટે તમને દેવીઓને પ્રાર્થના કરું છું કે હું તમારે માટે–તમને મેળવવા માટે ઘોડાને, ગાયને, વસ્ત્રોને તથા આત્માને આપી દઉં છું."[3]

---

૧. શાંતિનિકેતનના પ્રિન્સિપાલ શ્રી ક્ષિતિમોહન સેને કાશીમાં વૃક્ષારોપણ નિમિત્તે આપેલા ભાષણમાંથી. 'પ્રસ્થાન' અંક ૩. પુસ્તક ૧.

૨. આ સૂક્ત તેના ગુજરાતી ભાષાંતર સાથે વાંચવું હોય તો જુઓ 'આયુર્વેદ વિજ્ઞાન' પુ. ૪. અંક ૧૨ માં શા. શા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીનો "આયુર્વેદનો ઇતિહાસ."

૩. ओषधीरिति मातरस्तद्वो देवीरुपब्रुवे ।
सनेयमश्वं गां वास आत्मानं तव पुरुष ॥ ૪. ઋગ્વેદ.

આ. વિ. પુ. ૪ થું. અંક ૧૨ મો.

ઉપયોગિતા સાથે વસ્તુનું મહત્વ વધે છે એ તો બધા જ જાણે છે. ઔષધિઓ જેમ જેમ કિમતી જણાતી ગઈ તેમ તેમ તે તરફ આકર્ષણ થવા લાગ્યું. આવી રીતે હિંદુઓના પૂર્વજોએ વનસ્પતિઓનું જ્ઞાન સૈકાંઓના અનુભવ પછીથી પ્રાપ્ત કર્યું. બીજી કોઈ પણ પ્રાચીન પ્રજા પાસે આટલો ઔષધિભંડાર તેના સાહિત્યમાં સચવાયલો નથી.[1] બાબીલોનીઆ, ચીન, ઇરાન, ગ્રીસ, રોમ, અરબસ્તાન વગેરે પ્રાચીન દેશોની ઔષધિ સંબંધી માહિતી નહિ જેવી જ હતી.

## જંગલીઓની વનસ્પતિ.

જંગલોમાં વસનાર પ્રજા સ્વાભાવિક રીતે જંગલમાં થતી વનસ્પતિ સાથે વધારે પરિચય સાધે છે. એ પ્રાચીન વનવાસીઓએ જ ઔષધિઓને પ્રસિદ્ધિમાં આણી છે. અત્યારની દરેક સુધરેલા દેશની મૅટીરીઆ મૅડીકા આ જંગલી કહેવાતા વનવાસીઓના જ્ઞાનને જ આભારી છે. પ્રથમ તેઓએ જ મૂળ, ફળ, ફુલ ખાધાં અને અમુક દવા અમુક જ ગુણ કરે છે એ નક્કી કર્યું. તેઓ બિચારા તેમના અનુભવોને કાગળ ઉપર ટપકાવી નથી ગયા એટલે તેમના જ્ઞાનભંડારનો પુરાતત્ત્વગવેષકોને પત્તો નથી લાગતો.

પણ જંગલીઓના વનસ્પતિવિષયક જ્ઞાનને આમ તિરસ્કારથી આપણે ન જોવું જોઇએ. કેટલીક દવાઓનો ઉપયોગ તો આપણે આવાઓ પાસેથી જ જાણ્યો છે. મેલેરીઆમા સીંકોનાનો, હૃદયના રોગોમાં ડીજીટેલીસ, સ્ટ્રોફેન્થસ્ અને પ્રીજીયોસ્ટીગ્માનો, અને કટુપૌષ્ટિક તરીકે સિંકોનાનો ઉપયોગ આપણે આવા જંગલીઓ પાસેથી જ શીખ્યા છીએ અને આ જ કારણથી હિંદુઓના આદ્ય વૈદ્યોએ વદ્યોને જંગલીઓ, ભરવાડો, ગોવાળીઆઓ, રબારીઓ વગેરે પાસેથી જ ઔષધિ જાણવાનું કહ્યું છે તેમાં નવાઇ જેવું કશું જ નથી. **ચરકાચાર્યે** સ્પષ્ટ જણાવ્યું છે કેઃ—

ओषधीः नामरूपाभ्याम् जानन्ते ह्यजपा वने ।
अविपाश्चैव गोपाश्च ये चान्ये वनवासिनः ॥*

---

૧. "It is greatly to the credit of the people of India that they were acquainted with a far larger number of medicinal plants than the natives of any other country on the face of the earth." Indian Medicinal Plants. Intro. P. XXXV.

* ઔષધિ સંબંધી ઘણુંખરું જ્ઞાન આપણને શિકારીઓ, ગોવાળીઆઓ, ભરવાડો, રબારીઓ પાસેથી જ મળ્યું છે. તે સંબંધી લંડનની કીંગ્ઝ કૉલેજ હૉસ્પિટલના **ડૉ. રેમન્ડ ક્રૉફોર્ડ** એમ. એ, એમ. ડી,–એ એક સરસ ભાષણ આપેલું જે લૅન્સેટમાં ઉતારવામાં આવ્યું હતું. તે ભાષણનો સાર નીચે ઉતારવામાં આવ્યો છેઃ—

પશુઓની માફક અનુભવથી જ માણસોએ પણ કેટલાક પોષક તેમ જ ઔષધિવિષયક છોડવાનું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે એ તો નિઃસંદેહ જ છે. પશુઓની ટેવોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરીને તેનું જ અનુકરણ કરવામાં આવ્યું હોય તો નવાઇ નહિ. પહેલાંના લોકો જ્યારે શિકાર કરીને જ નિર્વાહ કરતા હતા ત્યારે પશુઓની રીતભાત તરફ તેમનું લક્ષ્ય ખેંચાયું જ હશે અને આનુ અનુકરણ તેઓએ કર્યું પણ હશે. જેમ જેમ પ્રાચીન રહેવાસીઓને ખોરાક શોધવા માટે પ્રયાસો કરવા પડયા હશે તેમ તેમ તેમનું ઔષધ સંબંધી જ્ઞાન પણ સાથે સાથે વધેલું હશે."

(Scientific American Supplement. April 14 & 21, 1917)

## રસાયનશાસ્ત્ર અને વનસ્પતિનો ઉપયોગ.

આ જંગલીઓના અનુભવની દવાઓ હિંદુસ્તાનમાં તો અદ્યાપિપર્યંત વપરાતી આવે છે, અને વપરાયા જ કરે છે; પણ યુરોપ અમેરિકાના વિદ્વાનોનું જ્ઞાન આ દિશામાં આજથી સૈકા પહેલાં શૂન્ય જેટલું હતું. તેઓ આ જંગલની જડીબુટ્ટીઓ તરફ તિરસ્કારથી જોતા હતા. પણ પગ તળે છુંદાતી નજીવી વનસ્પતિમાં તેમાંના કેટલાકને ચમત્કાર જણાયો એટલે તેઓ તેની પાછળ મંડયા. પરિણામે આ વિદ્યા પણ એકદમ વધવા લાગી. ચૂર્ણ અને ગોળીઓ પરથી રસક્રિયા અને પ્રવાહી ટીંકચરોની શોધ થઇ, પછી Active Principles શોધાયા અને તે પછી હવે વનસ્પતિમાંથી જ જે તત્ત્વો હાથ આવે તેવાં તત્ત્વો રસાયનશાસ્ત્રની મદદથી બનાવવા લાગ્યા છે. હવે તો દવાઓમાં 'ફેશન'નો યુગ બેઠો લાગે છે. ગમે તેવી ઉપયોગી વનસ્પતિ પણ એમને એમ વપરાતી બંધ થઈ છે. ગત મહાન યુદ્ધ વખતે આ સ્થિતિ પરાકાષ્ઠાએ પહોંચેલી.

પણ દરેક સ્થિતિ કાયમ માટે રહેતી નથી. આઘાત સામે પ્રત્યાઘાત હોય જ. બીલબેરી (Vaccinium myrtillus) જેવી ઉપયોગી દવા વિષે ડૉ. **મૅક્ષ. એમ. બર્નસ્ટેમ** એમ. બી. એ લંડનની હંટેરીઅનં સોસાયટી આગળ એક ભાષણ આપ્યું અને તેમાં ઉપરોક્ત છોડ ટાઇફૉઇડ અને બીજા ચેપી રોગોમાં ઉપયોગી હોવાનું જણાવ્યું. આ બધાના પરિણામે વિદ્વાનોનું વનસ્પતિ તરફ ધ્યાન ખેંચાયું; આ છતાં પણ અત્યારે દવાઓમાં ફેશનનો જે યુગ બેઠો છે તેને હઠાવી કાઢતાં વર્ષો જોઇશે. અત્યારે તો દરેક વનસ્પતિને રાસાયનિક વિધિથી તપાસવામાં આવે છે. તેનાં ઉપયોગી તત્ત્વો–principles and alkaloids તપાસાય છે. આ તત્ત્વો મૂળ દવા જેટલું કામ કરે છે કે નહિ તે અમે નથી કહી શકતા પણ એક વિદ્વાનનાં વચનો યાદ રાખવા જેવાં છેઃ—

We may assuredly hope that medicine when it has thoroughly ruined its digestion with synthetical remedies and tested all the organs of the animal body will return to the most ancient remedies of mankind, to the medicinal plants and drugs, for the utility of which the experience of the thousands of years vouches." (Dr. Ischirch, Professor of Practical chemistry in the University of Berne. 'Lancet' 2nd no. Oct. 1909.) આ ભવિષ્યવાણી ખરી પડે તો નવાઇ નહિ. પણ હાલમાં એ ખરી પડે એમ લાગતું નથી. અપ્રતિહત વેગે ધસતા આ ફેશનના જમાનાને પલટવા જેટલી માનુષી હસ્તમાં તાકાત રહી નથી.

ઔષધોપયોગી વનસ્પતિઓનો હજી જોઇએ તેટલો સર્વગ્રાહી અભ્યાસ કરવામાં નથી આવ્યો. આ ક્ષેત્ર તરફ પ્રયાસ થવા લાગ્યા છે એ વાત કબુલ કરીને હજુ આ તરફ અનેક કાર્યકર્તાઓના કામની જરૂર ઊભી જ છે, એ પણ સાથે સાથે કહી જ દઉં છું. **ડૉ. મૅકેન્ઝી કહે છે કેઃ—**

"Not one single drug has been carefully studied so as to understand its full effects on the human system effects that could be easily recognised had a systematic examination been carried out when it was administered in the hospital wards."

( British Medical journal 3rd january 1915 )

અર્થાત્ હજી સુધી આ દિશામાં વિશ્વાસપાત્ર પ્રયાસ નહિ જેવો જ થયો છે.

અને બીજું. પૃથક્કરણ કર્યા પછીથી પણ એ નિરીક્ષણ બધુંયે સાચું જ થયું છે—એ બધાં તત્ત્વો ખરાં જ છે એની ખાતરી પણ શી ? ઘોડાકુન ( Withania Somnifera ) ઉપરની રાસાયનિક પરીક્ષા જોવાથી તેની ખાત્રી થશે. કેટલા વિધવિધ મતો ! **મેજર ચોપ્રાએ** પુનર્નવાની રાસાયનિક દૃષ્ટિએ પરીક્ષા કરી. પુનર્નવાર્ઇન તત્વ શોધ્યું અને છેવટે તેણે જણાવ્યું કે આ તત્ત્વ સારૂં મૂત્રલ છે. પણ પુનર્નવા કેવળ મૂત્રલ જ નહિ પણ અનેક ગુણસંપન્ન છે તેની હજી રસાયનશાસ્ત્રીઓને ગમ નથી પડી–પડશે કે કેમ તે જ સંદિગ્ધ છે. ડૉ. **પોપટભાઇએ** પણ અતિવિષા વિષે જે દાખલો તેમના પ્રથમ ગૂ. પ્રાં. વૈદ્ય-સંમેલનના પ્રમુખ તરીકેના ભાષણમાં ટાંકેલો છે તે પણ આ વાત પર વધુ પ્રકાશ પાડે છે તે જણાવે છે કેઃ—

"આવી રીતે પ્રાચીન કાલમાં કરવામાં આવેલા પ્રયોગોથી સિદ્ધ થએલી વનસ્પતિઓ ફરી હાલની રીતિએ તપાસતાં તેમાં ગુણદોષની અંદર કંઇપણ ફેરફાર દેખાયો હોય તેમ જણાતું નથી. તેના પ્રત્યક્ષ દાખલા તરીકે જણાવવું જરૂરનું થઇ પડશે કે મુંબઇ સરકારે બેકટીરીઓલોજીકલ અને જનરલ રીસર્ચ ઉપર નીમેલા મરહુમ ડૉ. **સરવેયર** જેઓ એમ. એ. એમ. ડી. સાથે બીજી ઘણી ઉંચી ડીગ્રીઓ ધરાવતા હતા, તેઓએ આધુનિક રીતે અતિવિષાના ગુણો તપાસવાનું શરૂ કર્યું. તે બાબત ઉપર જુદા જુદા પ્રયોગો કર્યા પછી તેઓ એટલું જ સિદ્ધ કરી શક્યા કે અતિવિષ મરડા અને અતિસાર ઉપર ઉપયોગી છે. ગૃહસ્થો ! આ રીસર્ચ માટે આટલી માથાફોડ કરવા કરતાં આયુર્વેદના શાસ્ત્રીય સિદ્ધાંતો કબુલ કરવામાં એલોપથીના આધુનિક વિદ્વાનોને શું વાંધો હોવો જોઇએ તે હું સમજી શકતો નથી. બૃહ-ન્નિઘંટુના સાતમા ભાગના ૨૧૨ મે પાને અતિવિષના ગુણદોષમાં લખવામાં આવ્યું છે કે '**हरेत् अतिसारम्**' પૈસો, વખત અને વિદ્વત્તાના લાંબા વખત સુધીના વ્યય પછી નક્કી કરવામાં આવેલ સિદ્ધાંત હજારો વર્ષ ઉપર એજ બાબતમાં શાસ્ત્રીય રીતે પ્રાચીન વિદ્વાનોએ કરેલા સિદ્ધાંતોને કેવી રીતે અક્ષરશઃ મળે છે તે આ ઉપરથી સિદ્ધ થાય છે; તે જ્યારે ડૉ. **સરવેયરે** મારી તરફથી આ બાબત જાણી ત્યારે તેઓએ કહ્યું કે તેમની રીસર્ચવર્કની આવી મહેનત છતાં પણ આયુર્વેદમાં તે જ વનસ્પતિને માટે જણાવેલા ગુણદોષોમાં કંઇપણ ફેરફાર જોઇ શકતા નથી, ત્યારે તેઓને આયુર્વેદના સિદ્ધાંતોને માટે ઘણો જ ઉંચો અભિપ્રાય બેઠો." પાનું ૧૩.

આથી હું હવે એમ નથી કહેતો કે વનસ્પતિઓને પૃથક્કરણની કસોટી ઉપર નહિ ચઢાવવી. આ ચોકખા તર્કના જમાનામાં આયુર્વેદના શાસ્ત્રીય સિદ્ધાંતો ઉપર શ્રદ્ધા શી રીતે બેસે ? હું તો એટલું જ જણાવું છું કે રાસાયનિક કસોટીએ ચઢયા પછીથી પણ ઘણુંયે

જાણવાનું બાકી રહી જશે એ નિઃસંદેહ છે. પુનર્નવા ઉપર પ્રયોગશાળાની કડકમાં કડક પરીક્ષા ભલે થાય! પણ આયુર્વેદોક્ત પુનર્નવાના ગુણો અંતે પણ તેમને નહિ સમજાય એમ મારૂં માનવું છે.

**સ્વ. ડૉ. હેમચંદ્ર સેન** "Interestiug points about incompatible prescription" એ નામના લેખમાં ( Indian Medical Record 26 th March 1902 ) ઍકટીવ પ્રીન્સીપલ્સ અને કેટલાંક સાદાં ઓસડીઆં વિષે બોલતાં જણાવે છે કેઃ—

"ઍકટીવ પ્રીન્સીપલ્સને શોધી કાઢીને વૈદ્યકજગતને વિદ્વાનોએ ઋણી બનાવ્યું છે. પણ રસાયનશાસ્ત્ર ( Chemistry ) માટેના સંપૂર્ણ માન છતાં યે એટલું તો જણાવવાની ફરજ પડે છે જ કે દરેક વખતે ઍકટીવ પ્રીન્સીપલ્સને ડૉકટરોએ વચમાં નહિ લાવવાં જોઇએ. કુદરતમાં હજીયે એવાં અસંખ્ય ઔષધો છે કે જેનો તત્વનિર્ણય અદ્યાપિ થયો નથી. તો તે ઔષધોને ડૉકટરોએ નહિ જ વાપરવાં એ શું વ્યાજબી લેખાશે? સાધારણ અક્કલ તો આથી ઉલટું જ આપણને શીખવે છે. આઇપેકેકયુઆના, સિંકોના વગેરે ઉપયોગી ઔષધો—જે ઔષધો વિના અત્યારે ડૉકટરોને ચાલતું જ નથી—શરૂઆતમાં રાસાયનિક પરીક્ષા વિના જ વપરાશમાં આવ્યાં હતાં અને કહેવાના ઊંટવૈદ્યો અને વૈદ્યો તો સેકાઓ થયાં તેને દવામાં વાપરતા પણ હતા. દરેક ઔષધિના વપરાશની શરૂઆત એમ જ થએલી છે. રસાયનશાસ્ત્રી તેનું રસાયન પછીથી જ નક્કી કરે છે. હિંદુસ્તાનમાં એવા ઘણા ડૉકટરો છે કે જે હિંદુઓનાં અત્યુત્તમ ઔષધોને, તેનું રાસાયનિક અન્વેષણ થયું નથી એટલા માટે જ વાપરતા નથી. પણ આ બુદ્ધિપુરઃસરની દલીલ નથી. માનવસમાજને તો દ્રવ્યના ઔષધીય ગુણની જ જરૂર વધારે છે. રસાયનશાસ્ત્ર તો પછીથી તે તપાસીને નક્કી કરે છે એક સરખાં જ રાસાયનિક તત્વો હોવા છતાં પણ બે દ્રવ્યોમાં આસમાન જમીન જેટલો ફેર હોય છે તે રસાયનશાસ્ત્રથી કયાં અજાણ્યું છે? કાર્બન અને હીરો રાસાયનિક દૃષ્ટિએ એક જ તત્વનાં છે પણ કોણ જાણતું નથી કે બંનેના ગુણમાં આસમાન જમીન જેટલું અંતર રહેલું છે? દ્રાક્ષમાંથી બનાવવામા આવેલો દારૂ ( $C_2H_5OH$ ) ચોખા, ખાંડ વગેરેના સંયોગથી બનાવવામાં આવતા દારૂના કરતાં અનેકગણો ફેરવાળો છે. શરીરનાં જીવંત અણુઓ ( living cells )માં એક જ જાતનું સમાન રાસાયનિક તત્વ રહેલું છે છતાં દરેકના કાર્યમા કેટલું વિશાળ અંતર છે? એટલે જ આ બધા ઉપરથી આપણે તે નિશ્ચય ઉપર આવીએ છીએ કે સમાન રાસાયનિક તત્વોવાળા બે ભિન્નભિન્ન પદાર્થોમાં અનેક ઘણું ગુણનું અંતર હોય છે."*

**ડૉ. ચાર્લ્સ જે મૅકેલીસ્ટર** એમ. ડી; એફ. આર. સી. પી.—એમણે 'કોમ્ફ્રે' નામના છોડની શોધ કરી. આ છોડ જૂના વખતમાં અગાઉ વપરાતો હતો અને દુષ્ટ વ્રણ રૂઝવવામાં અકસીર મનાતો. આજ છોડનું રાસાયનિક નિરીક્ષણ ડૉ. મૅકેલીસ્ટરે કર્યું જે 'Potent cell proliferant' જણાયું હતું. આ વિષે બ્રીટીશ મેડીકલ જર્નલમાં નોંધ લખતાં લીવરપુરના ડૉ. **વીલીયમ બ્રૅમવેલ** એમ. એ; એમ. ડી; પ્રૅફેસર ઑફ કેમીસ્ટ્રી—નીચેના સુંદર શબ્દોમાં તેનું બ્યાન આપે છેઃ—

* Treatment of Tropical Diseases with Indigenous drugs p.50

It is indeed refreshing and gratifying in these days of serums and vaccines and highly complicated preparations, the administration of which, in some cases, is fraught with the gravest possible danger and soul-harrowing anxiety on the part of the administrator, to find a physician of Dr Macalister's standing setting on foot the investigation of so simple and natural a remedy as common comfrey."

## સાદાં ઓસડીઆંના અદ્‌ભુત ચમત્કાર.

આપણા દુર્ભાગ્યે હજી આપણામાં વનસ્પતિશાસ્ત્રના અભ્યાસ પાછળ જીવન ખતમ કરનારા માણસો નથી. આ શાસ્ત્ર જ એવું છે કે જેનો પાર નથી પમાતો. પણ આપણે અહીંઆં તો હજુએ (બીજા દેશોમાં તો પદ્ધતિસરનું કામ ચાલી રહ્યું છે) વનસ્પતિ ઔષધોને **"ડાસીનું વૈદું"** ગણવામાં આવે છે. પણ એવાઓને કયાં ખબર છે કે રોમન સામ્રાજ્યનો નાશ આવાં ઉપયોગી ઓસડીઆંને ન ઓળખવાને લીધે જ થયો છે! એક વિદ્વાન જણાવે છેઃ—

"પ્રાચીન રોમનો નાશ મેલેરીઆના મચ્છરોથી અને નહિ કે તેની લડાઇઓને લીધે-થયો હતો. જો એ વખતે થોડાંક સીંકોનાનાં અને યુકેલીપ્ટસનાં ઝાડ ભેજવાળી જગોમાં ઉછેરવામાં આવ્યાં હોત તો એ વૃક્ષોએ ખરેખર રોમન સામ્રાજ્યનો નાશ અટકાવ્યો હોત, અને જગતના ઇતિહાસમાં રોમનું સ્થાન કંઇક જુદું જ આજે હોત." (સાયન્ટીફીક અમેરિકન સપ્લીમેન્ટ. જાન્યુ. ૧૩, ૧૯૧૭. પા. ૨૬).

સ્વર્ગસ્થ ગ્લૅડસ્ટને ગાય હૉસ્પીટલ રેસીડન્સીયલ કૉલેજ ખુલ્લી મૂકતી વખતે-૧૮૯૦ના માર્ચની ૨૬મી તારીખે-નીચેનાં યાદગાર વચનો ઉચ્ચારેલાં જે પ્રત્યેક વ્યક્તિએ યાદ રાખવા જેવાં છે. વનસ્પતિશાસ્ત્રના અભ્યાસની જરૂરીઆત વિષે બોલતાં તે મહાનુભાવે જણાવેલું કેઃ—

"વૈદ્યકના અભ્યાસમાં અત્યારે વનસ્પતિશાસ્ત્રનું કેવું સ્થાન છે તે હું જાણતો નથી; પણ હું એટલું તો જરૂર ઇચ્છું છું કે આ વિષયનું જ્ઞાન જેટલું ડૉક્ટરોને અપાય તેટલું હિતાવહ છે. આ અભ્યાસ જ એવો છે કે મનને જરાપણ પરિશ્રમ પડયા વિના તે મગજની શક્તિઓને વિકસાવનાર છે, કલ્પનાઓને આડી અવળી જવા ન દેતાં ઉલટી કલ્પનાઓને પ્રબલ બનાવે છે. ધંધામાં પડયા પહેલાં આ અનેક રીતે લાભદાયક અભ્યાસ આપણા ડૉક્ટરો કરશે તો તેઓ કુદરતના શોખીન થશે અને છોડવાઓની ગુપ્ત શક્તિઓને ઓળખતા થશે-જે છોડવાઓમાં રોગોને સારા કરવાની અદ્‌ભુત અને અચિન્ત્ય શક્તિઓ છે.

"હું મારી પોતાની એક નાની વાર્તા તમને કહી સંભળાવું તો તે આ સ્થળે અસ્થાને નહિ જ લેખાય, તેમ જ તિરસ્કારને પાત્ર પણ નહિ થાય. જંગલમાં લાકડાં કાપવાનો મને શોખ છે એ ઘણાખરા જાણે છે. જરા ગફલતથી તીક્ષ્ણ ધારવાળી કુહાડીથી મારી આંગળી કપાઇ. તે વખતે મેં હાથરૂમાલ શોધ્યો પણ તે મારી પાસે ન હતો. આ નાના ઘાને બાંધવાની મારી ઇચ્છા હતી. રૂમાલ ન મળવાથી એક પાન મેં ઘા ઉપર લગાવી દીધું. મારે તમને

જણાવી દેવું જોઇએ કે મને તે વખતે કંઈ વનસ્પતિશાસ્ત્રનું જ્ઞાન હતું એમ ન હતું. મેં તો એમને એમ વગર સમજે જ તે લગાવ્યું હતું. પણ મારે તમને જણાવવું જોઇએ કે બીજી દવાઓથી ઘા રૂઝાતાં જેટલો વખત લાગત તેના કરતાં આ પાન મૂકવાથી બહુ જ થોડા વખતમાં આ ઘા રૂઝાઇ ગયો. માણસે કુદરતના જેટલા ખજાના ખોલીને જોયા છે તેના કરતાં અનેક ગણા ઉદાત્ત ખજાનાઓ પ્રકૃતિ માતા પાસે હજીએ રહેલા છે. વૈદ્યક વિદ્યાર્થીઓને આવા છોડવામાં રહેલી અચિંત્ય અને અદશ્ય શક્તિઓના નિરીક્ષક બનવાનું કહેતાં મને હર્ષ થાય છે."[1]

અનેક વખત આ અભ્યાસના ઉપયોગ તરફ વિદ્વાનોએ ધ્યાન ખેંચેલું છે. આ જમાનામાં હજીયે તેના વિષે બોલવું કે લખવું પડે તે ખરેખર શોકજનક છે. આ વનસ્પતિઓ કેટલી બધી સોંઘી અને વાપરવામાં કેટલી બધી નિરુપદ્રવી ! અને છતાંયે કેટલા સુંદર ગુણવાળી તે તો તેને વાપરનારા જ જાણે છે. **જૉન લીંડલે** જેવા પ્રખ્યાત વનસ્પતિશાસ્ત્રી તેમના "ફ્લોરા મેડીકા" નામના ગ્રંથની પ્રસ્તાવનામાં લખે છે કે:—

"કોઇપણ એમ કહેવાની હામ તો નહિ જ બીડે કે વૈદ્યકીય જગત્ પાસે વનસ્પતિ સામ્રાજ્યે ઉત્પન્ન કરેલાં ઉત્તમોત્તમ ઔષધો છે; કારણકે પ્રત્યેક વર્ષે નવા નવા શક્તિવાળા છોડવા હયાતિમાં આવતા જાય છે અને જૂના અદશ્ય થતા જાય છે. લુખ્ખી હવા, ફળદ્રુપ જમીન અને સૂર્યનાં ગરમ કિરણોવાળા ગરમ પ્રદેશોમાં વનસ્પતિઓ સ્વાભાવિક રીતે વિશેષ જોરમાં ઉગી નીકળે છે. યુરોપીઅન વૈદ્યોને આ વનસ્પતિનું જરા પણ જ્ઞાન નથી હોતું. કેટલીક વખત આ વનસ્પતિઓના ગુણો સંબંધી અતિશયોક્તિ પણ ખૂબ કરવામાં આવેલી હોય છે. આથી યુરોપના વિદ્વાનોએ તેના તરફ ધ્યાન જ દીધું નથી. પણ આપણાથી ઓછી બુદ્ધિવાળી પ્રજાઓ અને દેશોના અનુભવોની આપણે ઠેકડી ન કરવી જોઇએ. આપણે જે રીતે પહેલાં કરતા હતા તેમ તેઓએ પણ પાયા વિનાની કેટલીક વાતો ઉડાડેલી છે, પણ તેથી તે વનસ્પતિઓનું મહત્વ જરાપણ ઘટતું નથી. હિંદુસ્તાનમાં રહેતા એક અંગ્રેજ અમલદારને પરમીયાનો રોગ લાગુ પડેલો. ઘણા ઘણા નામાંકિત યુરોપીઅન ડૉકટરોની દવાઓ જ્યાં નિષ્ફળ નીવડેલી ત્યાં તે અમલદારના એક દેશી પટાવાળાએ તે રોગ સારો કરેલો. જે ઔષધ તે પટાવાળાએ આપેલું તે ચણકબાબ હતા; જેના ગુણ વિષે હમણાં હમણાં જ કંઇક જાણવામાં આવેલું છે. ચણકબાબ મૂત્રનળની શરદીમાં ( Urethral catarrh ) ઘણું જ કિંમતી ઔષધ છે. એવી જ જાતનાં બીજાં હજારો ઉપયોગી ઔષધો હજુ આપણી જાણ બહાર છે...અને વનસ્પતિની શોધનો અવકાશ હજી ઘણો જ છે. કેટલાક કહે છે કે વનસ્પતિની શોધનો વખત પૂરો થઈ ગયો છે પણ તે જુઠ્ઠાણું છે. કોઇ એમ કહેતું હોય કે શરીરના બધા રોગોનાં ઔષધો અમારી પાસે શિલિકમાં છે તો તે પણ નર્યું જુઠ્ઠાણું અને વ્યર્થ બડાઈ છે. ઉલટું ઉત્તમમાં ઉત્તમ વિદ્વાનો તો એ મતના છે કે દવાઓ શી રીતે શરીરમાં કામ કરે છે તે જાણવાનું જ હજુ બાકી છે...

"વળી યુરોપીઅનોની યુરોપમાં થએલી શક્તિસંપન્ન દવાઓ બીજા દેશોમાં સાવ નકામી નીવડે છે. દેશનાં હવા, પાણી, ગરમી, ખોરાક, સામાજિક રીતરિવાજો વગેરેને લીધે વિવિધ

---

૧. Guy's Hospital Gazette 26th March 1890. p. 72.

જાતના રોગો થાય છે અને તે બધા માટે પરદેશથાં થએલી ગમે તેવી માતબર દવા પણ નકામી નીવડે છે. એક દેશની સારી ઔષધિ બીજા દેશ માટે ભાગ્યે જ ઉપયોગી નીવડે છે દાખલા તરીકેઃ પેરૂમાં થતી સિંકોનાની છાલ જે યુરોપમાં ઘણી જ અગત્યની દવા ગણાય છે; એમ મને કહેવામાં આવ્યું છે, તે જ્યાં આગળ તે થાય છે ત્યાંના લોકોના ગરમ કોઠાને ગરમ પડે છે. આવી જ રીતે ડૉ. **વૉન મેરીટસ** જેમણે બ્રાઝીલની આખીયે મેટીરીઆ મેડીકા બહુ જ ધ્યાનપૂર્વક જોએલી છે તેના મત પ્રમણે આઇપેકેક્યુઆના ઠંડા દેશો કરતાં ગરમ દેશમાં સારી થાય છે.

"આનું કારણ સ્પષ્ટ છે. ઠંડા દેશો કરતાં ગરમ પ્રદેશોમાં વામક ઔષધો સારાં થાય છે કારણ કે તેમની તે દેશના વતનીઓને જરૂર હોય છે. સ્વર્ગસ્થ મી. **બર્નેટ** તેમ જ બીજા ઘણા માણસો જણાવે છે કે દરેક દેશને તેને લાગુ પડતા રોગોના પ્રમાણમાં જ કુદરતે ઢગલાબંધ ઔષધિઓ આપેલી છે. પરદેશથી દાખલ થતી દવાઓ તપાસી જોવાથી દેશની દવાઓમાં અને તેમાં શો ફેર છે તે સ્પષ્ટ સમજાશે. એમ કહેવાય છે કે આપણી દેશી Willows માંથી કાઢવામાં આવતું સેલીસીન ક્વીનાઇનના જેટલું જ શક્તિવાળું છે; અને દયાળુ કુદરતે ભેજવાળી જગોમાં–જ્યાં મેલેરીઆ અને સતત જ્વરો કાયમ માટે જ ઘર કરીને રહેલા હોય છે ત્યાં–આ દવા છૂટથી ઉગાડેલી છે અને તે પણ ઉગ્ર ગુણવાળી !...

"...શોધખોળની આવી અવકાશવાળો વિષય (વનસ્પતિશાસ્ત્ર) જરાકેય ઉપયોગી નથી એમ કેમ કહેવાય ?...પરદેશથી આવતાં ઓસડીઆં કિંમતી જ નહિ બલ્કે વપરાશ માટે સાવ નકામાં અને ભેળસેળવાળાં આવે છે...

"અને ડૉક્ટરોએ વનસ્પતિના ગુણો વિષે જે જણાવ્યું છે કે તે જોઇએ તેવું કામ કરતી નથી તે પણ યોગ્ય નથી. એમ કેમ ન હોય કે અશાસ્ત્રીય બનાવટોને લીધે સારામાં સારા દ્રવ્યની શક્તિનો હ્રાસ થઈ ગએલો હોય ? અથવા તો કેવી ઋતુમાં કેવું દ્રવ્ય અને તેનું કેવું અંગ લેવું તે વિષે તે નહિ જાણતો હોવાથી પણ ઉપયોગી વનસ્પતિ ધાર્યું કામ નહિ આપતી હોય...

"ઉત્તર તરફના પ્રદેશો કરતાં ગરમ પ્રદેશોમાં વનસ્પતિ વધારે સારી થાય છે એમ વિદ્વાનો માને છે..."[1]

---

૧. આ મોટા ફકરામાં ઘણી અગત્યની સૂચનાઓ કરવામાં આવેલી છે. (૧) બીજા દેશમાં થએલી દવા તે દેશના માણસો માટે ભલે અમૃત સમાન હશે પણ બીજા દેશના વતનીઓ માટે તે તેટલી ગુણકારી નીવડતી નથી. (૨) દયાળુ કુદરતે દરેક દેશના રોગના પ્રમાણમાં—રોગો ઉપર કામ આવે એવી જ— વનસ્પતિઓ તે દેશમાં ઉગાડી રાખેલી જ હોય છે. અને (૩) અમુક રૂતુમાં જ અમુક દવાઓ વધારે વીર્યવતી હોય છે માટે તે જોઇને દવા ભેગી કરી લેવી.

આ ત્રણે મુદ્દાઓ આપણા આયુર્વેદના સિદ્ધાંતોને બરાબર મળતા છે. આપણા દેશના ડૉકટરોને આમાંથી શીખવું હોય તો ઘણું યે શીખવાનું મળે છે. ખેતરમાં ઢગલાબંધ **આમેજનો** થતો હોય, મેદાન ઉપર ઢગલાબંધ **પર્પટ** ઉગતો હોય અને તેને આપણે પગ તળે છૂંદીએ છીએ. દયાળુ કુદરતે તો તેની કૃપા સર્વત્ર વેરેલી જ છે. આંખો હોય તે જુવે અને લુંટે. દર વર્ષે લાખો કરોડોના પર-દેશથી આવતા બાટલા હીંદના ડૉકટરો અને દરદીઓ ખરીદે છે અને પીએ છે. **विवेकभ्रष्टानाम् भवति विनिपातः शतमुखः ॥**

મારા ગામમાં એક આંધળા રાયજી ભગત છે. એક વખતે એક પાડો દોડતાં દોડતાં આવીને તે ભગતને બગલમાં શીંગડું મારી, વાડમાં ફેંકી ચાલતો થયો. ભગત બિચારો બેભાન પડી રહ્યો. લોહી ખૂબ નીકળતું હતું. ઘા પણ ઠીક ઉંડો હતો. તુરત જ એક ધારાળો ભાઇ ગામની પાસે ' ઝેર ' કરીને જગો છે ત્યાંથી એક મૂળીઉ લઇ આવ્યો. પથરા ઉપર ઘસીને તે ઘસારો ઘામાં ભરી આપી ઉપર રૂ મૂકી પાટો બાંધી દીધો. આશ્ચર્ય સાથે એક બે પાટામાં તે ઘા રૂઝાઇ ગયો હતો. હજી આ ભગત જીવે છે. એ વાત મને મારા ગામના એક બહુ જ પ્રમાણિક અને વનસ્પતિના શોખીન ભાઇએ આજથી બે એક વર્ષ અગાઉ કરેલી. મેં તે ઝાડ જોવાની ઇચ્છા બતાવી એટલે મને તે તે ઝાડ પાસે લઇ ગયા. એ ઝાડ ધામણનું ( Grewia tiliæfolia. N. O. Tiliaceæ ) હતું.

ધામણ–નાગબલાની સગી બહેન છે. એક જ વર્ગ અને એક જ જેનેરા. નાગબલા ગમે તેવા શસ્ત્રથી થએલા વ્રણને રૂઝાવી દે છે એમ શાર્ઙ્ગધરે કહેલું છે. એટલે મને આ વાત સાચી લાગી.*

## આ દેશનાં ઓસડીયાં

આ દેશમાં આટલી અથાગ ઔષધોપયોગી વનસ્પતિ થાય છે, છતાં આ વિષયને પ્રજાએ કે સરકારે જરા પણ કાળજી રાખીને છેડયો જ નથી. ૧૮૮૩–૮૪ માં કલકત્તામાં ભરાયલા આંતરરાષ્ટ્રીય પ્રદર્શનની કાર્યવાહક સમિતિ જણાવે છે કે–" આ દેશનાં ઔષધોના ગુણદોષ તેમજ તેના કાર્ય સંબંધીનું આપણું અજ્ઞાન આપણે કબુલ કરવું જ જોઇએ. આ લાંબો વિષય વધારે ખંત અને ઉત્સાહપૂર્વક હાથ ધરવો જોઇએ. નકામાં ઔષધોને દૂર કરી યુરોપથી આવતાં કેટલાંક ઔષધોની જગાએ એવાં ઉપયોગી દ્રવ્યોને આપણે દાખલ કરી દેવાં જોઇએ. નેપાળમાં આટઆટલો વછનાગ થાય છે. આપણે તે બધો યુરોપ ચઢાવીએ છીએ. આ જ વછનાગ પાછો હિંદુસ્થાનમાં આવે છે. જે ગરીબો આપણી દવાશાળાઓની ચોતરફ આ દેશમાં ઉભરાય છે તેવાઓ માટે પછી આ વછનાગ મોંઘો પડે છે. આવા તો અનેક દાખલા આપી શકાય એમ છે. ઍટ્રોપા બૅલેડોના હિમાલય ઉપર બહુ જ સાધારણ છોડ છે. તે સીમલાથી કાશ્મીર સુધીમાં પણ બહુ જ ઢગલાબંધ થાય છે. આટલું છતાં પણ આમાંથી બનતી દવાનો એકે એક ઔંસ જે અહીંઆં દવા તરીકે વપરાય છે

* પ્રસંગોપાત એક સૂચના કરી દઉં ? વનસ્પતિશાસ્ત્રના અભ્યાસનો કેટલો બધો લાભ છે? આપણે જંગલમાં હોઇએ અને અકસ્માત્ આપણને વ્રણ રૂઝાડનાર વસ્તુની જરૂર પડી. શાસ્ત્રમાં **નાગબલા** વ્રણ રૂઝાવનાર છે એમ વાંચ્યું હોય પણ નાગબલા તો મળતી ન હોય એટલે વૈદો મુંઝાઇ ને નાગબલા વિના હાથ જોડી બેસી રહે. વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસી એમ મુંઝાય નહિ. તુરતજ તે **ધામણથી** કામ લે અથવા બીજી કોઈ એને મળતી વસ્તુ શોધી કાઢે કારણ એ જાણે છે કે એકજ નૈસર્ગિક વર્ગની ઘણીખરી વસ્તુઓના ગુણ સમાન જ છે. આવી રીતે એક જંગલમાં ભુલો પડેલો માણસ વનસ્પતિશાસ્ત્રના અભ્યાસથી ભુખે મરી નહિ જાય. તે જાણે છે કે ભીંડાના વર્ગની ( malvaceæ ) કોઇપણ વનસ્પતિ નિર્ભય રીતે ખાઈ શકાય છે. ધંતુરાના વર્ગની વનસ્પતિ ઝેરી છે એટલે તેને હાથ પણ ન અડાડે. આ કંઇ ઓછો લાભ ન કહેવાય! આટલું છતાંએ વનસ્પતિશાસ્ત્રના અભ્યાસ તરફ માણસો ચિત્ત કેમ નહિ દેતા હોય?

તે બધો યુરોપથી જ આયાત થાય છે. હિંદુસ્તાનમાં થતો આ છોડ નથી કોઇ જોતું કે નથી કોઈ વાપરતું. "×

આ વિષયનો અભ્યાસ કરવા માટે એક પણ સારૂં પુસ્તક આપણી પાસે આજથી થોડાં વર્ષો અગાઉ ન હતું. ૧૮૫૫ માં મેસર્સ **હુકર અને થૉમ્પસન** લખે છે કેઃ–" આ વિષયનો આ દેશમાં એક પણ સારો ગ્રંથ નથી એમ અમે અમારા આ વિષયમાં આટલા વર્ષના અનુભવને અંતે જાહેર કરીએ છીએ."

**સર જૉસેફ હુકરે** ૧૮૭૨ માં શરૂ કરેલો બ્રીટીશ ઇંડીઆનો ફ્લોરા હવે બહાર પડી ગયો છે. હિંદુસ્તાનના વનસ્પતિશાસ્ત્રના ગણેશ આ પુસ્તકથી જ બેઠા છે. આમાં ઔષધ તરીકે ઉપયોગી અને બીન ઉપયોગી એવાં બધાંજ ઝાડ છોડનો સમાવેશ થએલો છે. આ પછી ઘણા વિદ્વાનોએ આ દિશામાં પ્રયાસ કર્યો છે અને હવે આપણને પહેલાંના જેટલી મુશ્કેલી આ વિષયમાં પડતી નથી.

## ગાંધીઓ અને વૈદ્યો

આપણા ડ્રગીસ્ટ, કેમીસ્ટ અને બૉટેનીસ્ટ જે ગણો તે આપણા ગાંધીઓ છે. હું ધારૂં છું કે વૈદ્યોની અવનતિ સાથે જ ગાંધીઆટાની પણ અવનતિ થએલી છે. આપણા ગાંધીઓ આપણા વૈદ્યો જેટલા જ નિરક્ષર અને તેટલાજ અજ્ઞાત હોય છે. આપણે બધી દવાઓ તેમની પાસેથી જ ખરીદીએ છીએ. તે બિચારો એ દવાઓને હાંડલાંમાં નાખી મૂકે છે. હાંડલાં ઉપર હાંડલાં ખડકી રાખેલાં હોય છે. ઉપર ધૂળનો થર જામેલો હોય છે. જાળાં, જીવડાં વગેરેનું સામ્રાજ્ય તે માટલીઓમાં હોય છે જ. તે બિચારો એ ઔષધોને ભાગ્યે ઓળખતોયે હોય છે. ચાક વડે માટલી ઉપર નામ લખી રાખ્યું હોય છે. આ નામવાળી માટલી બદલાઇ પણ જાય અને એકને બદલે બીજી દવા પણ મળે. નસોતર, ઉપલેટ માગ્યાં હોય તો કોઇ ત્રીજું જ મૂળીઉં આપે. આપણે તે ખુશીથી વાપરી પણ જોઇએ કારણ કે આપણને ઔષધો તપાસીને જોવાની ટેવ તેમજ જ્ઞાન પણ નથી. ગાંધીના હાટમાં સ્ટૉપર બૉટલ જેવી કોઇ ચીજ નથી દેખાતી. દરેક જાતની હવાની આ ઔષધો પર અસર થયા કરે છે. ઉંદરડાની લીંડીઓ તેમજ કરોળીઆનાં ઘરો પણ અંદર હોય જ. કેટલાંક તો પાંચ છ વર્ષનાં અથવા તેથીયે વધારે જુનાં હોય છે. આ સ્થિતિ આપણા ગાંધીઓની છે. આ સ્થિતિ વૈદ્યો ધારે તો સુધારી શકે ખરા.+

રીતસર વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ કરીને જો કોઈ ઉત્સાહી માણસ ઔષધો પૂરૂં પાડવાનું માથે લે તો આપણા ગાંધીઓ લાંબે વખતે પણ તેનો ધડો લે ખરા.

## વનસ્પતિનાં સંસ્કૃત તેમજ દેશી નામો

વનસ્પતિવિષયક ગ્રંથોમાં વનસ્પતિનાં ભિન્ન ભિન્ન ભાષાનાં નામો અગત્યનું સ્થાન ભોગવે છે. વિવિધ પ્રાંતોનાં દેશી નામો જો બરોબર રીતે ભેગાં કરવામાં આવે તો સંદિગ્ધ

× Official Report of the Calcutta International Exhibition 1886-84. Vol I pp, 316-317.

+ Calcutta Review ૧૮૬૯ માં પાનું ૧૯૯ માં ગાંધીઓ વિષે આવીજ જાતની ટીકા કરવામાં આવેલી છે.

વનસ્પતિઓમાંથી કેટલીકનો તો અવસ્ય નીકાલ થઇ જાય એમ છે. આ દેશી નામો ઉપરાંત વનસ્પતિનાં ખરેખરાં સંસ્કૃત નામો પણ આ ગ્રંથોમાં આવવાં જોઇએ. ઘણાયે યુરોપીય વિદ્વાનોને સંસ્કૃત નામોની અગત્ય જણાયલી છે, જ્યારે બીજો એવો પણ વર્ગ છે કે જે સંસ્કૃત નામોને ફોકટ, અતિશયોક્તિવાળાં, ભાષાને ભભકવાળી કરવા માટે જ વપરાયલાં માને છે.[1] આવું બોલનાર માણસોને સંસ્કૃતનો અભ્યાસ જ હોતો નથી. સંસ્કૃત નામો ખાલી આડંબરવાળાં જ નથી, તેની દરેકની પાછળ કંઇ ને કંઈ રહસ્ય રહેલું હોય છે. અલબત્ત, પછીના નિઘંટુકારોએ જે અનેક નામો વનસ્પતિને આપેલાં છે તે બધાં તો ભાવવાહક નથી જ; પણ આથી સંસ્કૃત નામોની જરાપણ કિંમત જ નથી એમ કહેવું એ તો કેવળ ઇર્ષ્યા જ બતાવે છે. **સર મોનીયર વીલીયમ્સ** અને ઇંડીઅન ફૉરેસ્ટ્રીના પિતાતુલ્ય **સર ડેવીડ બ્રેન્ડીસ*** જેવા સંસ્કૃત નામોની અગત્યતા બરાબર સમજ્યા છે. તેઓ જણાવે છે કે

---

૧. "...... As to the grand Sanskrit names, they are of still less value than the vulgar ones, being founded on less actual observation, with the object of enriching language,'. ( Preface by Mr. Clarke to his edition of Roxburgh's 'Flora Indica' p. ii Calcutta 1874)

આથી વિરૂદ્ધ બેંગાલ એશીયાટીક સોસાયટીના સ્થાપનાર **સર વીલીઆમ જોન્સનો** અભિપ્રાય જાણવા જેવો છે:—

" I am very solicitous to give Indian plants their true Indian appelation; because I am fully persuaded that **Linnœus** himself would have adopted them, had he known the learned and ancient language of this country.

.........Far I am from doubting the great importance of perfect botanical descriptions; for languages expire as nations decay, and the true sense of many appelatives in every dead language must be lost in the course of ages, but as long as those appelatives remain understood, a travelling physician who should wish to procure an Arabian or Indian plant, and without asking for it by its learned or vulgar name, should hunt for it in the woods by its botanical character, would resemble a geographer who desiring to inquire by name for a street or town, but waits with his tables and instruments for a proper occasion to determine its longitude and latitude. ( Botanical observations on select Indian plants; Sir William Jone's Works' vol. II p. 47, London. 1799 )

* " The critical examination of the vernacular names of the different Indian languages and their derivation from the Sanskrit or other roots, will be found a most interesting and important study. "

( Forest Flora of N. W. India. Preface—Brandis )

દરેક સંસ્કૃત નામને તેનો ધાતુ હોય છે જે અમુક અર્થમાં વપરાયલો હોય છે. વ્યાકરણની ખૂબીઓ જો બરાબર જાણવામાં આવી ગઈ હોય તો સંસ્કૃત નામો ઘણો સારો પ્રકાશ ફેંકે છે.

પણ ખેદની વાત તો એટલી જ છે કે અંગ્રેજી ગ્રંથકારોએ સંસ્કૃત નામો આપવાનો પ્રયાસ જ કર્યો નથી અને જે મહાનુભાવોએ કર્યો છે તે પણ બરાબર નથી. અમે જાણીએ છીએ કે કેટલાંક દ્રવ્યોને સંસ્કૃત નામ આપવાં એ અઘરૂં પણ છે. પણ એવે સ્થળે સંસ્કૃત નામ ન આપે તો ચાલે પણ સાવ ખોટું નામ ઠોકી બેસાડે એ તો અસહ્ય જ લાગે છે. ઇંડીઅન મેડીસીનલ પ્લેંટ્સ જેવા અતિ ઉપયોગી પુસ્તકમાં તેના વિદ્વાન લેખકોએ સંસ્કૃત તેમ જ હિંદુસ્તાનની ઘણી ખરી ભાષાઓનાં નામો આપવા પ્રયાસ તો કર્યો છે જ પણ કેટલાંક સંસ્કૃત નામો બીજાં સાધનોને અભાવે કે તેમના તે સંબંધીના જ્ઞાનને અભાવે–ખોટાં જ અપાયલાં છે. દાખલા તરીકે Tinctoria Catappa ને **इंगुदी**, Wrightia Tinctoriaનું **हयमारक**, Dœmia extensaનું **फलकंटक**, Vangueria Spinosaનું **पिंडीतक**, Aerua lanataનું સંસ્કૃત નામ Astmabayda ( શો ઉચ્ચાર કરવો તેજ સમજાતું નથી), Morus Indica ને **शाल्मली**, Argemone mexicana ને **ब्रह्मदंडी**, Anamirta Cocculus ને **काकमारी**, Canscora decussata ને **शंखपुष्पी** અને **दंडोत्पला**, Euphorbia thymifolia ને **रक्तबिंदुच्छदा**–આ બધાંયે નામો ભૂલ ભરેલાં છે. આવા પ્રમાણભૂત ગ્રંથમાં પણ જ્યારે આવી ગંભીર ભૂલો ( સંસ્કૃત નામોની ખાસ ) થએલી છે તો બીજાઓની ભૂલો થાય તેમાં નવાઇ પણ શી ?

## દેશી નામો.

હવે દેશી નામો વિષે. દેશી નામોનો સવાલ બહુ જ વિકટ છે. એકલા ગુજરાતમાં જ એક વૃક્ષ કે છોડનાં જુદાં જુદાં નામો હોય છે. કચ્છ કાઠીઆવાડની વાત તો દૂર મૂકીએ. પંચમહાલમાં દારૂડીને જ બધા એખરો માને છે. વાયવરણાને **હાંસોટ** ( જી. ભરૂચ ) તરફ કાગડાકેરી કહે છે કાઠીઆવાડમાં જેને મોરઢુંઢીઉં કહે છે. તેને જ પંચમહાલ તરફ વેલ્લન્તરો કહે છે. કીડામારીને હાંસોટ તરફ કડુ, મામેજવાને ગુજરાતમાં કડવી નાહી, ઓખરાડને હાંસોટ તરફ અળસીઉં–આમ વિવિધ તાલુકાઓમાં જ નામનો ભારે ફેર હોય છે. આથી આ દિશામાં પ્રયાસની ખાસ જરૂર છે. ગુજરાતનો ફ્લોરા લખવા માટે પ્રથમ અમદાવાદ જીલ્લો, ભરૂચ જીલ્લો, સુરત જીલ્લો, પંચમહાલ જીલ્લો, કાઠીઆવાડ, કચ્છ વગેરે ઠેકાણે પ્રચલિત નામો બરાબર ભેગાં કરવાં જોઇએ. આબુ, પાટણ–આ તરફ વળી ઘણાં જ જુદાં નામો સાંભળવામાં આવે છે. જે ગુજરાતને વિષે તેવું જ દરેક પ્રાંત અને ઇલાકાવાર કરવું જોઇએ. આ કામ હજારો વિદ્વાનોનું છે અને તે જ્યારે ત્યારે કરવું જ પડશે. આવું થાય તો ઘણીએ વનસ્પતિઓની સંદિગ્ધતા સહેજે દૂર થઇ શકે.

અંગ્રેજ વિદ્વાનોએ આ દિશામાં પ્રયાસ નથી કર્યા એમ નહિ; પણ દેશી નામોને અંગ્રેજીમાં લખવાની પદ્ધતિથી તેમાં જબરો ગોટાળો થયેલો છે! અને તેથી તે સાવ નકામા જેવાં જ થઇ ગયાં છે. ઇંડીઅન મેડીસીનલ પ્લેંટ્સમાં દરેકે દરેક ભાષાનાં નામો અંગ્રેજી લિપિમાં લખાયલાં છે, પણ તેનો ખરો ઉચ્ચાર શું હશે તે કળી શકાતું જ નથી. એક બે દાખલા આપીશ. **Erythrima indica** નું ગુજરાતી નામ **Panarvas**, **pararoo**;

Pueraria tuberosaનું Karwi-nai; શિરીષને Pilo sarshio-આથી ગુજરાતી નામોનો ખુદ ગુજરાતીને જ ખ્યાલ નથી આવતો તો પછી બીજા પ્રાંતવાળાઓને તો આ નામો શા કામમાં આવે ? દરેક ભાષાનાં નામ તેના સ્પષ્ટ ઉચ્ચાર સાથે દેવનાગરી લિપિમાં લખાય એ જ ઇષ્ટ છે.

હવે બીજી વાત. ઘણા અંગ્રેજ ગ્રંથકારો સંસ્કૃત નામની જેમ દેશી નામો આપતાં પણ શરમાય છે. દેશી નામો માટે પણ તેમના મનમાં કંઇ વિચિત્ર જ ખ્યાલ ભરેલો છે. જ્યારે ' ફાર્માકોપીઆ ઓફ ઇન્ડીઆ ' બહાર પડયું ત્યારે તેમાં છોડનાં દેશી નામો આપેલાં ન હોવાથી એક સમાલોચકે તેની નીચેના શબ્દોમાં સમાલોચના કરી હતી:—

" કેટલીક અજાણી નવી દવાઓ, વપરાશમાં આવે એ હેતુથી ફાર્માકોપીઆ દાખલ કરવામાં આવે છે. પણ તેનાં દેશી નામો મુદ્દલે આપવામાં આવતાં નથી. કમીટીએ Hymenodictyon excelsum× દાખલ કરવાની ભલામણ તો કરી છે કારણ કે તે મેલેરીઆના તાવમાં અકસીર છે પણ મેડીકલ ઑફીસર જેને Botanyનું જરા પણ જ્ઞાન નથી હોતું તે બિચારાને તે શા કામનું ? કારણ કે એક પણ દેશી નામ તો આપવામાં જ નથી આવ્યું. ભલે તે છોડ તેની આસપાસની જમીનમાં જ ઉગેલો હોય પણ તે તેનું દેશી નામ નહિ જાણતો હોવાને લીધે સાવ નકામું છે. ફાર્માકોપીઆની આ મોટામાં મોટી ઉણપ બધાં દેશી નામોના એક જુદા કેટલૉગની પ્રસિદ્ધિ સિવાય કાયમ માટે જ રહેશે. બીજી આવૃત્તિમાં અમો દરેકે દરેક છોડનાં ત્રણ ચાર ભાષાનાં નામો જોવા ઇચ્છીએ છીએ " ( કલકત્તા રીવ્યુ ૧૮૬૯, પા. ૨૦૧ )

આવું જ આપણા બધા માટે છે. વાયવરણાનું વર્ણન અને તેનો મહત્ત્વનો ઉપયોગ ભલે ગમે તેવી સરસ રીતે લખાયલાં હોય, પણ કાગડાકેરી નામ જ્યાં સુધી તેની અંદર ન હોય ત્યાં સુધી તે માણસને ( જે કાગડાકેરીથી જ વરૂણને ઓળખે છે ) શા કામનું ? વળી આપણા ગાંધીઓ જે આપણને ઘણીખરી દવાઓ પૂરી પાડે છે તે બિચારા દરેક વનસ્પતિ ભીલ, દુબળા, તલાવીઆ પાસે જ મંગાવે છે. આ બિચારા ભાગ્યે જ લૅટીન કે સંસ્કૃત નામો જાણતા હોય છે. આ લોકો પાસેથી વૈદ્ય ડૉક્ટરોએ કામ લેવું હોય તો પ્રચલિત દેશી નામો તેઓએ જાણવાં જ પડશે.

પણ આની બીજી બાજુ પણ જાણી લેવી જરૂરની છે. એક જ તાલુકામાં જ્યાં એકજ છોડનાં જુદાં જુદાં નામો પડેલાં હોય છે ત્યાં દેશી નામો ઉપર બહુ ભરોસો પણ રાખવા જેવો નથી હોતો. જેની ઇચ્છામાં જે નામ આવે તે વગર વિચારે કેટલાક જિજ્ઞાસુનું કુતૂહલ સંતોષવા માટે પાડેલું હોય છે. આવાં નામોની જરૂર નોંધ લેવી જોઇએ, પણ તેના ઉપર બહુ મદાર ન બાંધવી જોઇએ. આથી જ વનસ્પતિશાસ્ત્રની દૃષ્ટિએ કોઇપણ છોડને બારીકીથી તપાસતાં શીખી લેવું એજ અત્યંત જરૂરનું છે.

## વનસ્પતિનાં ચિત્રો.

વનસ્પતિનાં સંસ્કૃત અને દેશી ભાષાનાં નામોની જેટલી અગત્યતા વનસ્પતિની ઓળખાણ માટે આવશ્યક છે તેટલી જ અગત્યતા વનસ્પતિવિષયક ગ્રંથોમાં વનસ્પતિનાં ચિત્રોની

× ભમરછાલ.

છે. આથી છોડ તરત જ ઓળખાય છે. આવો પ્રયાસ રૂહીડ, રૉક્ષબર્ગ, રૉયલ, વાઇટ, વૉઈગ્ટ, બેડામ, બ્રેન્ડીસ, અને ગ્રીફીથ છુટોછવાયો તેમના ગ્રંથોમાં કરેલો તો છે જ. પણ દુર્ભાગ્યે આ બધાં પુસ્તકો અત્યારે દુષ્પ્રાપ્ય છે અને પ્રાપ્ય હોય તો સાંભળતાં જ સાંધા ગડગડી જાય એટલી કિંમતવાળાં હોય છે. ડૉ. કીર્તિકર અને બાસુએ આ દિશામાં ઘણો જ સારો પ્રયાસ કરેલો છે. તેમના 'ઇન્ડીઅન મેડીસીનલ પ્લેંટ્સ'માં તેઓએ ઘણી ખરી વનસ્પતિનાં રંગ વિનાનાં સાદાં રેખાચિત્રો આપેલાં છે. આ ચિત્રો મેળવતાં તે વિદ્વાનોને કેટલી હાડમારી વેઠવી પડી હતી તે મેજર બાસુએ લખેલી પ્રસ્તાવના વાંચવાથી જણાય છે. આ ચિત્રો ભેગાં કરવાં, ન હોય તેનાં ચિત્રકાર પાસે ચિતરાવવાં, ચિત્રકાર પણ આ માટે કુશળ જ હોવો જોઈએ, પાછા એના બ્લૉક કઢાવવા, છપાવવા—આ બધું ઘણું ખર્ચાળ અને લાગવગનું કામ છે. પણ આથી ચિત્રો ન જોઇએ એમ તો કોઇ જ નહિ કહે.

આપણા સાહિત્યમાં "વનસ્પતિશાસ્ત્ર" જેવો બીજો એકેય શાસ્ત્રીય ગ્રંથ નથી. આ ગ્રંથમાં જેટલી વનસ્પતિ છે તે દરેકનાં જો ચિત્રો અપાયલાં હોત તો તે ગ્રંથ અત્યારે છે તેના કરતાં પણ અનેક ઘણા આદરને પાત્ર ગણાત, અને જે વનસ્પતિઓ અત્યારે પિછાન સિવાય પુસ્તકોમાં જ રહી ગએલી છે તે ચિત્રથી પિછાની લઇને ઉપયોગમાં પણ લેવાત. પણ એ થયું હોત તો ગ્રંથની કીંમત ઓછામાં ઓછી ૬૦ થી ૭૦ રૂપીઆ રાખી હોત. આપણા ગરીબ દેશમાં આ પાલવે ખરૂં? ધનવાનો ઉત્તેજન ખાતર એ ખર્ચ પોતે ઉઠાવી લે તો ખરીદનારાઓને તે એટલું મોંઘું ન પડે એમ મારૂં માનવું છે. પણ એ જમાનો હજી ગુજરાતમાં આવ્યો નથી. શેઠ સુરજી વલ્લભદાસ વનસ્પતિનાં ચિત્રો તૈયાર કરાવવા રાજી છે એમ સાંભળ્યું તો છે પણ ક્યારે તેમનો તે વિચાર અમલમાં આવે છે તે તો ખુદા જાણે!

આ ગ્રંથમાં પણ ચિત્રની ઉણપ તો રહેશે જ. કાસીમબઝારના મહારાજા બહાદુર સર મણીન્દ્રચન્દ્ર નન્દી કે. સી. આઇ. ઇ જેવા મહારાજાઓ કે બીજા શેઠીઆઓના ઉત્તેજન સિવાય આવાં કામ ભાગ્યે જ વ્યક્તિ માથે લઇ શકે.

## આ દેશની વનસ્પતિ વિષે અંગ્રેજી ગ્રંથો.

હિંદુસ્તાનમાં હજારો જુદી જુદી જાતની વનસ્પતિ થાય છે. આ દરેકના નમૂનાઓ અહીંથી પરદેશ ગયા છે. દેશી વૈદ્યોમાં તો ફક્ત ૬૦૦–૭૦૦ વનસ્પતિ વપરાયલી છે, પણ આટલી વનસ્પતિનું પણ કોઇએ વનસ્પતિશાસ્ત્રની દૃષ્ટિએ સચિત્ર વર્ણન કરેલું નથી. [illegible] આ દિશામાં ઘણો સારો પ્રયાસ કર્યો છે અને તેમનો '[illegible]' ઘણી રીતે વૈદ્યોને ઉપયોગી થઈ પડે તેવો છે. આમાં જો કે વનસ્પતિશાસ્ત્રની ચોક્કસતા કે વનસ્પતિશાસ્ત્રની દૃષ્ટિએ વર્ણન વગેરે નથી છતાંયે સંદિગ્ધ વનસ્પતિઓનો તેમાં ઘણો સારો નિકાલ થએલો છે. અંગ્રેજી વનસ્પતિશાસ્ત્રની હરોલમાં મૂકી શકાય એવો ગુજરાતીમાં જો કોઇ પણ ગ્રંથ હોય તો તે રા. રા. જયકૃષ્ણ ઇંદ્રજીનો "વનસ્પતિશાસ્ત્ર" જ છે. આ ગ્રંથની સમાલોચના કરવાનું આ સ્થળ નથી પણ એટલું તો કહેવું જ જોઇએ કે આ ગ્રંથ ગુજરાતી સાહિત્યમાં અથવા ખરૂં કહીએ તો હિંદુસ્તાનની પ્રાન્તિક ભાષાઓમાં પણ અપૂર્વ છે. એમાંની દરેક વનસ્પતિનું વર્ણન વનસ્પતિને આંખ આગળ

રાખીને લખાયલું છે—ઝાડ તળે બેસીને જ લખાયલું છે. આ વર્ણન અંગ્રેજી ગ્રંથો સાથે સરખાવાયલું છે. લીટીએ લીટીએ ચોક્કસતા છે, રસિકતા છે અને અપૂર્વતા છે. કેટલીયે સંદિગ્ધ વનસ્પતિનો તેમાં નિશ્ચય થએલો છે. ટુંકામાં, આ ગ્રંથ ગુજરાતી સમાજને અતિ ઉપયોગી છે, અને ભલભલા અંગ્રેજ વિદ્વાનોના ગ્રંથોને ભૂલાવે એવો અદ્વિતીય છે. બીજા કોઈ દેશમાં આવો ગ્રંથ લખાયો હોત તો તેના લેખકને યશ અને લક્ષ્મી બંને વર્યાં હોત. એ ગ્રંથ તેમના સારા જીવનની મહેનતનું ઉત્તમ પ્રદર્શન છે—વનસ્પતિ સાથેની તન્મયતાનો સૂચક છે. હજી સુધી બંગાળી, મરાઠી વગેરે ભાષાઓમાં પણ આવો અપૂર્વ ગ્રંથ લખાયો નથી એમ મુ. દુર્ગાશંકરભાઈ કહે છે.

આટલા ગૌરવથી ભલે આપણે ફુલાઇએ પણ આ દેશની વનસ્પતિ વિષે જ્યારે કોઇ પણ ભાષામાં એક બેથી વધારે પુસ્તકો નથી ત્યારે અંગ્રેજી ભાષામાં આશરે હજારેક નાના મોટા ગ્રંથો આ વિષય ઉપર લખાયલા છે. “આ દેશની વનસ્પતિ વિષે જે વિશાળ સાહિત્ય અંગ્રેજીમાં છે તે ડચ, પોર્ટુગીઝ, ફ્રેન્ચ, અંગ્રેજ, જર્મન વગેરે પરદેશીઓએજ ઉભું કર્યું છે—આપણે તો એમાંના મોટા ભાગના નામથી પણ અજાણ્યા છીએ. આ કારણથી માત્ર ઝાંખો ખ્યાલ આપવા માટે આ વિષયના અંગ્રેજી સાહિત્યના ઇતિહાસની રૂપરેખાનું ટુંકું—અતિશય ટુંકું અવલોકન અહીં કર્યું છે.

“સૌથી પહેલાં મલબારના ડચ ગવર્નર **વૉન રીડની** સૂચનાથી **'હોર્ટસ મલેબેરીકસ'** નામનો મલબારની વનસ્પતિનું વર્ણન કરનારો ગ્રંથ ૧૨ ભાગમાં ઈ. સ. ૧૬૮૬ અને ૧૭૦૩ વચ્ચે હોલેંડમાં છપાયો છે, જેમાં ૭૯૪ ચિત્રો છે તે પણ એવાં સારાં છે કે એ ઉપરથી વનસ્પતિની ઓળખાણ મેળવી શકાય. આ ગ્રંથ મલબારની વનસ્પતિ વિષે લગભગ ઇ. સ. ૧૮૨૫ સુધી પ્રમાણભૂત રહ્યો. એ ગ્રંથ કરવા માટે ઇ. સ. ૧૬૭૪–૭૫ માં ત્રણ મલબારના પંડિતો રંગો **ભટ્ટ**, વિનાયક પંડિત અને **આપા ભટ્ટની મદદથી** વનસ્પતિના નમૂનાઓ એકઠા કરવામાં આવ્યા હતા અને કોચીનમાં **મેથીયસ** અને **કાર્મેલાઇટ** નામના મીશનરીઓએ એ નમૂનાઓ પરથી ચિત્રો કર્યાં હતાં.

“આ પછી **લીઓનાર્ડ પ્લુકેટે** ઇ. સ. ૧૬૯૬ અને ૧૭૦૫ વચ્ચે ૪૫૪ ચિત્રો (plates) અને ૨૭૪૦ આકૃતિઓ સાથે ૪ ભાગમાં એક ગ્રંથ પ્રકટ કર્યો. પછી **રૂમ્ફીયસે 'હર્બેરીયમ એમ્બોઇનેન્સી'** નામનો ગ્રંથ સાત ભાગમાં લખ્યો, જે ચિત્રો સાથે આમ્સ્ટર્ડામમાં ઈ. સ. ૧૭૫૧ સુધીમાં છપાયો. આ ગ્રંથ રૂમ્ફીયસે પોતે આંધળો થયા છતાં ઈ. સ. ૧૬૯૬ માં પૂરો કર્યો હતો.

“ઇ. સ. ૧૭૩૭માં **જૉન બર્મને 'થીસેરસ ઝાઈલેનીકસ'** નામનો ગ્રંથ ૧૧૦ ચિત્રો સાથે હોલેંડમાં છપાવ્યો, જેમાં સીલોનની વનસ્પતિનું વર્ણન છે. સીલોનના એક ચિકિત્સક **પોલ હર્મને** સીલોનની વનસ્પતિના નમૂનાઓનો જે સંગ્રહ કર્યો હતો તેનો ઉપયોગ આ ગ્રંથમાં થયો છે. આ સંગ્રહ હજી બ્રીટીશ મ્યુઝીયમમાં છે.

“ઇ. સ. ૧૭૬૮ માં આમ્સ્ટર્ડામના **નીકોલસ બર્મને 'ફ્લોરા ઈન્ડીકા'** ૬૭ ચિત્રો સાથે છપાવ્યું જેમાં ૧૫૦૦ વનસ્પતિનું વર્ણન છે.

“આજ વર્ષમાં ડેન્માર્કનો વૈદ્ય અને વનસ્પતિવિદ્યાના પિતા **લીનાયસનો** શિષ્ય **જૉન કેનીંગ** હિંદુસ્તાનમાં આવ્યો. એણે આ દેશની વનસ્પતિના શાસ્ત્રીય અભ્યાસનો પ્રથમ

પ્રચાર કર્યો. અને એની સાથે **જૉન, ફ્લેમીંગ, હંટર, એન્ડર્સન, બેરી, રૉકસબર્ગ, હેઇને, ક્લીન, બુચાનન, હેમીલ્ટન** અને **રૉટલર** વગેરે વિદ્વાનો ભળ્યા અને એ બધાએ વનસ્પતિવિદ્યાનો અભ્યાસ વધારવા એક મંડળી સ્થાપી. આ વિદ્વાનો હિંદુસ્તાન અને સીલોનની વનસ્પતિઓ શ્રમથી એકઠી કરવા, એક બીજા ઉપર મોકલવા, તથા તેના નમૂના યુરોપની વનસ્પતિશાસ્ત્રીય સંસ્થાઓ ઉપર મોકલવા, નવી વનસ્પતિનું નામ પાડવા તથા વર્ણન કરવા મંડી પડયા. આમાંના ઘણા પાદરીઓ હતા અને પોતાનું મહેનતવાળું કાર્ય પૂરું થયા પછી આનંદ ખાતર વનસ્પતિઓનો અભ્યાસ કરતા. આ પાદરીઓએ હજારો બલ્કે લાખો નમૂનાઓ યુરોપ મોકલ્યા હશે જેમાંના ઘણા હજી ત્યાં જળવાઈ રહ્યા છે. તેઓએ લખેલાં વર્ણનો એ વિષયનાં માસિકોમાં તથા યુરોપના બીજા વિદ્વાનોના ગ્રંથોમાં છપાયાં છે.

ઉપરોક્ત મંડળમાં સૌથી પ્રખ્યાત **રૉકસબર્ગ** છે. એણે પહેલી વાર આ દેશની વનસ્પતિનું **લીનીયસ**ની વનસ્પતિશાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે વર્ણન કર્યું છે. ઇ. સ. ૧૭૯૩ થી ૧૮૧૪ સુધી ડૉ. રૉકસબર્ગ ઇસ્ટ ઇન્ડીઆ કંપની તરફથી કલકત્તાના બૉટેનીકલ ગાર્ડનના સુપ્રીન્ટેન્ડન્ટ હતા. અહીં એને બહુ સારી તક મળી. ડૉ. રૉકસબર્ગે લખી રાખેલ '**ફ્લોરા ઇન્ડીકા**' ઇ. સ. ૧૮૨૦ માં પહેલી વાર છપાયો અને ૧૮૩૨ માં બીજી વાર ત્રણ ભાગમાં છપાયો. આ ડૉ. રૉકસબર્ગે લગભગ ૨૦૦૦ થી વધારે વનસ્પતિઓનાં રંગીન ચિત્રો તૈયાર કરાવ્યાં હતાં, જે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીને ભેટ આપ્યાં હતાં.

ડૉ. રૉકસબર્ગ પછી કલકત્તાના બૉટેનીકલ ગાર્ડનના સુપ્રીન્ટેન્ડન્ટ ડૉ. **વૉલીચ** થયા, જે પોતે ઘણાં વર્ષો સુધી હિંદુસ્તાનમાંથી કરેલો અસંખ્ય નમૂનાઓનો સંગ્રહ લઇને ઇ. સ. ૧૮૨૮માં વિલાયત ગયા. ડૉ. વૉલીચના સંગ્રહમાં અનેક અંગ્રેજોએ આ દેશના જુદા જુદા ભાગમાંથી એકઠા કરેલા વનસ્પતિના નમૂનાઓ હતા. આ સંગ્રહમાં આ દેશનો કોઇ પણ ભાગ ભાગ્યે જ બાકી રહ્યો હશે. ડૉ. વૉલીચે વિલાયત જઇને પોતાનો સંગ્રહ ત્યાંના પ્રખ્યાત વનસ્પતિવિદ્યાભિજ્ઞોને વહેંચી આપ્યો અને જુદા જુદા ગ્રંથો લખવાનું આમંત્રણ કર્યું; જેના પરિણામે **વાઇટ** અને **વોલકર આર્નોટે** '**પ્રોડ્રોમસ ફ્લોરી**' ઇ. સ. ૧૮૩૪માં છપાવ્યું. તેના જેવો શાસ્ત્રીય ગ્રંથ પહેલાં કોઇ નહોતો એમ હુકર જેવો પંડિત કબુલ કરે છે. આ ઉપરાંત **વૉલીચે** નેપાલની વનસ્પતિ ઉપર એક ગ્રંથ ૨૯૬ ચિત્રો સાથે ત્રણ ભાગમાં છપાવ્યો. ડૉ. **વાઇટેજ** મદ્રાસ આવ્યા પછી હિંદુસ્તાનની વનસ્પતિ વિષે એક સચિત્ર પુસ્તક છપાવવાનો વિચાર કર્યો. અને ઇ. સ. ૧૮૩૮માં "**ઇલસ્ટ્રેશન્સ ઑફ ઇન્ડીઅન બૉટની**" નામનો ગ્રંથ બહાર પાડયો, જેના બે ભાગમાં ૧૮૨ રંગીન ચિત્રો છે. પણ એ ગ્રંથ અધૂરો રહ્યો. પછી ડૉ. વૉલીચે "**આઇકોન્સ પ્લેન્ટેરમ ઇન્ડીઓરી-એન્ટેલીસ**" નામનો ગ્રંથ છપાવવા માંડયો, જેમાં ૨૧૦૧ સાદાં ચિત્રો છે. આ જ ગ્રંથકારે નીલગિરિની વનસ્પતિ વિષે પણ એક સચિત્ર પુસ્તક બહાર પાડયું છે. હૂકર કહે છે કે હિંદુસ્તાનની વનસ્પતિ વિષે ડૉ. **વૉલીચે** અસાધારણ મુશ્કેલીઓ હોવા છતાં ખંત અને મહેનતથી મહાભારત કામ કર્યું છે.

"ઈ. સ. ૧૮૩૪માં ડૉ. વાઇટ અને આર્નોટનો "પ્રોડ્રોમસ ફ્લોરી" છપાયો તે પહેલાં **ડી. કેન્ડોલે** '**પ્રોડ્રોમસ સીસ્ટેમેટીસ રેગ્ની વેજીટબીલીયમ**' નામનો

આખી પૃથ્વીની વનસ્પતિના શાસ્ત્રીય વર્ગીકરણ ઉપર મહાગ્રંથ છપાવવો શરૂ કર્યો હતો. અને ડૉ. વૉલીચે હિંદુસ્તાનની વનસ્પતિના નમૂનાઓનો જે વિશાળ સંગ્રહ કર્યો હતો તેનો ડી. કેન્ડોલે ઉપયોગ કરેલો હોવાથી એ ગ્રંથમાંથી હિંદુસ્તાનની વનસ્પતિ વિષે સારું જ્ઞાન મળે છે.

"ડૉ. રૉયલે હિમાલયની વનસ્પતિ વિષે ૧૦૦ ચિત્રો સાથે બે ભાગમાં એક ગ્રંથ છપાવ્યો છે.

"ઈ. સ. ૧૮૪૪માં, જે. કે. ગ્રાન્ટે પોતાની મુસાફરી દરમ્યાન અહીંની વનસ્પતિના જે નમૂના એકઠા કરેલા તે ઉપરથી પારિસમાં ૧૮૦ ચિત્રો સાથે એક ગ્રંથ છપાયો છે.

"મી. ગ્રેહામે ઈ. સ. ૧૮૩૦માં 'કેટેલોગ ઑફ બૉમ્બે પ્લૅન્ટ્સ' નામનો માત્ર મુંબઈની વનસ્પતિ વિષે એક ગ્રંથ છપાવ્યો છે. પણ એમાં વર્ણનો ન હોવાથી વનસ્પતિનો નિશ્ચય કરવામાં બહુ ઉપયોગી નથી એમ હૂકર કહે છે!

"મૂનનું સીલોનની વનસ્પતિનું કેટલૉગ પણ એવું જ છે. ડૉ. વાઇટનું ૧૮૪૫માં છપાએલ 'હૉર્ટસ સબર્બેનસ કલકત્તેનસીસ' પણ એવું જ છે.

"ડૉ. લીન્ડલેએ ઓર્કીડીએસી વર્ગની વનસ્પતિનો અનેક ભાગમાં જે ગ્રંથ છપાવ્યો છે તે ઘણો કીંમતી છે, કારણ કે ડૉ. વૉલીચ અને બીજાઓએ હિંદુસ્થાનની આ વર્ગની વનસ્પતિના જે નમૂના એકઠા કરેલા તે સર્વનું વર્ણન આ ગ્રંથમા કર્યું છે—જો કે સૂકા નમૂના ઉપરથી આવી બારીક વનસ્પતિના ભેદો લખવા એ અતિ કઠિન કામ છે. આ ડૉ. લીન્ડલે વનસ્પતિશાસ્ત્રી તરીકે બહુ પ્રખ્યાત છે, અને લંડનની હૉર્ટીકલ્ચરલ સોસાયટીના મંત્રી તરીકે એણે હિંદુસ્થાનના છોડવાઓ વિલાયતમાં જીવતા રાખવાની યોજના કરી છે.

આ ઉપરાંત જાવા, મલાયા, બોર્નીઓ, મલાકા વગેરે હિંદુસ્થાનની આસપાસ આવેલા બેટોની વનસ્પતિ વિષે અનેક ગ્રંથો લખાયા છે.

"આ બધા સાહિત્ય ઉપરથી તથા ડૉ. વૉલીચના અને બીજાના આ દેશની વનસ્પતિના નમૂનાના સંગ્રહો પરથી તથા પોતે જાતે ઇ. સ. ૧૮૪૨થી ઈ. સ. ૧૮૫૦ સુધીમાં હિંદુસ્થાનના જુદા જુદા ભાગમાં ફરીને કરેલા સંગ્રહ ઉપરથી જે. ડી. હૂકર અને થોમસ થોમ્સને 'ફ્લોરા ઈન્ડીકા' નામનો મોટો ગ્રંથ ઈ. સ. ૧૮૫૫માં છપાવવો શરૂ કરેલો પણ તેનો એક જ ભાગ છપાયો છે. આ ગ્રંથકારોએ જાતે લગભગ જુદી જુદી ૮૦૦૦ વનસ્પતિના અનેક નમૂનાઓ એકઠા કરેલા.

"ઉપરોક્ત ગ્રંથ અધૂરો રહ્યા પછી સેક્રેટરી ઑફ સ્ટેટની ઇચ્છાથી હિંદુસ્તાન સરકારને ખરચે જે. ડી. હૂકરે અનેક સમર્થ વનસ્પતિશાસ્ત્રીઓના સહકારથી 'ધી ફ્લોરા ઑફ બ્રીટિશ ઇન્ડિઆ' છપાવવાનું ઈ. સ. ૧૮૭૪માં શરૂ કર્યું. જે. ડી. હૂકર યુરોપમાં સમર્થ વનસ્પતિશાસ્ત્રી તરીકે પ્રખ્યાત છે. એની પાસે ક્યૂનો લગભગ ૧૦૦ વર્ષથી એકઠો થતો આ દેશની વનસ્પતિના નમૂનાઓનો મોટો સંગ્રહ હતો. વળી, એની પહેલાં ઉપર કહેલા ગ્રંથોમાં તથા છૂટક વનસ્પતિવિષયક માસિકોમાં તથા વનસ્પતિશાસ્ત્ર સંબંધી બીજા ગ્રંથોમાં આ દેશની વનસ્પતિનાં વર્ણનો તથા ચિત્રો પ્રગટ થઇ ગએલાં. આની સાધનસંપત્તિ

સાથે તથા અનેક સારા વનસ્પતિશાસ્ત્રીઓની મદદથી હુકર જેવો વનસ્પતિશાસ્ત્રી જે ગ્રંથ લખે તે સંપૂર્ણ અને શાસ્ત્રીય હોય એમાં શું આશ્ચર્ય ?

"**ફ્લોરા ઑફ બ્રીટીશ ઇન્ડીઆ**" સાત ભાગમાં છપાએલ છે. દરેક ભાગમાં ૭૦૦-૮૦૦ પાનાં છે. એનો પ્હેલો ભાગ ઇ. સ. ૧૮૭૨માં શરૂ થએલો અને છેલ્લો ૧૮૯૭ માં પ્રગટ થયો છે; અર્થાત્ ૨૫ વર્ષે એ ગ્રંથ પૂરો થયો છે. આવા સર્વગ્રાહી ગ્રંથમાં પણ હિંદુસ્તાનની સર્વ વનસ્પતિઓ નોંધાઇ ગઇ હશે એમ કહેવાતું નથી. બાકી સર્વ કુટુંબો ( genera ) આવી ગયાં હશે એટલું ચોક્કસ. હુકર પોતે આ ગ્રંથને હસ્તપોથી (હેન્ડબુક) જેવો ગણે છે, અને હજી બીજા મોટા ગ્રંથની જરૂર જણાવે છે.

"ઇ. સ. ૧૮૭૨માં ફ્લોરા ઑફ બ્રીટીશ ઇન્ડીઆ છપાવવું હુકરે શરૂ કર્યું તે પછી પણ આ દેશની વનસ્પતિના અનેક સંગ્રહો વિલાયત ગયા છે, અને કેટલાંક પુસ્તકો પણ બહાર પડયાં છે.

મી૦ **સી. બી.** કલાર્કે '**કંપોઝીટી ઇન્ડીસી**' ઇ. સ. ૧૮૭૬માં બહાર પાડયું. મી. કુર્ઝે એ જ સાલમાં '**ફૉરેસ્ટ ફ્લોરા ઑફ બર્મા**' પ્રગટ કર્યું. ડૉ. **બ્રેન્ડીસે** '**ફોરેસ્ટ ફ્લોરા ઑફ નૉર્થ વેસ્ટર્ન એન્ડ સેંટ્રલ ઇન્ડીઆ**' ઇ. સ. ૧૮૭૪માં બહાર પાડયું. કર્નલ **બેડોમે** '**ફ્લોરા સીલ્વેટીકા ઑફ સધર્ન ઇન્ડીઆ**' ઇ. સ. ૧૮૬૯ થી ૭૩માં બે ભાગમાં છપાવ્યું. ડૉ. **ટ્રીમેને** '**હેન્ડબુક ઑફ ધી સીલોન ફ્લોરા**' ત્રણ ભાગમાં ઇ. સ. ૧૮૯૩થી ૯૫માં છપાવ્યું ડૉ. **કીંગે** ઇ. સ. ૧૮૮૮થી ૧૮૯૩ સુધીમાં '**એનાલ્સ ઑફ ધી બૉટેનીકલ ગાર્ડન્સ, કલકત્તા**'ના સાત ભાગ છપાવ્યા.

"સાત ભાગમાં ૨૫ વર્ષે પૂરા થએલા ઉપરોક્ત હુકરના ફ્લોરા ઑફ બ્રીટીશ ઇન્ડીઆમાં પણ અપુષ્પ વનસ્પતિ-ફર્નનું વર્ણન નથી કર્યું; કારણ કે **હુકર** અને **બેકરના** '**સીનોપ્સીસ ફીલીકમ**' (ઇ. સ. ૧૮૭૪)મા, કર્નલ **બેડોમના** '**રીવ્યુ ઑફ ધી ફર્ન્સ ઑફ નૉર્થ-વેસ્ટર્ન ઇન્ડીઆ**' ( ઇ. સ. ૧૮૮૦ માં, અને એની જ '**હેન્ડબુક ઑફ ધી ફર્ન્સ ઑફ બ્રીટીશ ઇન્ડીઆ**'માં એ લખાઇ છપાઇ ગએલ છે.

"**હુકરના** ફ્લોરા પછી **નૅર્નના** '**ફ્લાવરીંગ પ્લેંટ્સ ઑફ વેસ્ટર્ન ઇન્ડીઆ**' ( ઇ. સ. ૧૮૯૪ ) જેવા કેટલાક સ્થાનિક ગ્રંથો છપાયા છે. પણ આખા હિંદુસ્તાન વિષે કોઇ મોટો ગ્રંથ છપાયો નથી. બાકી બૉટેનીકલ મેગેઝીનોમાં છૂટક લેખો તથા એ લેખોના પાછળથી સંગ્રહો તો ઘણા છપાયા છે. ટુંકામાં હાલમાં આ દેશની વનસ્પતિ વનસ્પતિ-શાસ્ત્રની દષ્ટિથી જોવાની જેની ઇચ્છા હોય તેણે તો જરૂર **હુકરનો** ફ્લોરા ઑફ બ્રીટીશ ઇન્ડીઆ રાખવો જોઇએ."×

## આપણું કર્તવ્ય

ઉપર આપણે જોઇ ગયા કે યુરોપના વિદ્વાનોએ જ્યારે એટએટલાં પુસ્તકો લખ્યાં છે ત્યારે આપણા દેશના ગણ્યાગાંઠયા વિદ્વાનોએ તે અંગ્રેજી પુસ્તકો ઉપરથી છુટાછવાયા

× 'આયુર્વેદ વિજ્ઞાન' પુ. ૨ અંક ૧૧માં છપાએલા 'આ દેશની વનસ્પતિ વિષે અંગ્રેજી ગ્રંથો.' નામના લેખમાંથી. હુકર અને થોમ્સનના ફ્લોરા ઇન્ડીકાની પ્રસ્તાવના ઉપરથી આ લેખ તૈયાર કરેલો લાગે છે.

થોડાક પ્રયત્નો કરેલા છે. ડૉ. **મુઈદ્દીન શરીફ, સ્વ. કનૈયાલાલ ડે,** ડૉ. **સખારામ અર્જુન, યુ. સી. દત્ત,** ડૉ. **ખોરી** અને ડૉ. **કીર્તિકર અને મેજર બી. ડી. બાસુ**–આટલા જ વિદ્વાનોએ વનસ્પતિ ઉપર લખવાની મહેનત લીધી છે. સ્વ. કીર્તિકર અને **બાસુનું ' ઈન્ડીઅન મેડીસીનલ પ્લેન્ટ્સ '** આ બધામાં અત્યંત મહત્ત્વનું છે.

આટલું કામ થએલું છે છતાં હજુએ ઘણું કરવાનું બાકી છે. કેટલીયે ઉપયોગી ઔષધોપયોગી વનસ્પતિઓને શોધી કાઢવાની છે, દેશી ભાષાઓમાં આ જ્ઞાનને ઉતારવાનું છે, " ડોસીઓના વૈદક " જેવી હીણપત અવસ્થામાંથી તેને ઉધ્ધૃત કરવાનું છે. આ દેશના વિદ્વાનો સિવાય પરદેશીઓથી આ કામ નહિ થાય અને થશે તો પણ સંતોષજનક તો નહિ જ થાય. જે પ્રજાની સંસ્કૃતિનું કેન્દ્રસ્થાન વન છે તે પ્રજા અરણ્યમાં જઇને જાતે છોડ, ઝાડ ઓળખતી અને જોતી ક્યારે થશે ? એક વિદેશી વિદ્વાનના નીચેના શબ્દો આપણે યાદ કરવા જેવા છે:—

" By natives of India alone can Botanical Science be pursued in India with the same success which has attended the efforts in this direction of Europeans in Europe. Perhaps there are not half a dozen men in the Presidency ( Bombay ) who can go into any ordinary ghaut jungle and tell its trees and plants by leaves alone. Half a dozen men excepted little apparently is known of the great vegetable kingdom by those whose deepest mysteries nevertheless require the Juice of a rare jungle-plant ( Sarcostemma Viminale, says Dr. Hang is true ' Soma ' of the Vedas. ) but many of whom are still content to feel an ignorant contempt for the jungle with all of wonder and of wisdom which it contains."*

અર્થાત્ યુરોપીઅનોએ યુરોપમાં જે સફળતાથી વનસ્પતિશાસ્ત્રનો શાસ્ત્રીય પ્રચાર કર્યો છે તે સફળતાથી આ દેશમાં વનસ્પતિશાસ્ત્રનો પ્રચાર માત્ર આ દેશના વતનીઓજ કરી શકે. આખા મુંબઇ ઇલાકામાં એવાં ૬–૭ માણસો પણ નહિ મળે કે જે ઘાટના કોઇ પણ સાધારણ જંગલમાં જઇને કોઇ પણ ઝાડ–છોડને માત્ર પાન જોઇ ઓળખી શકે. ૬–૭ માણસો બાદ કરતાં જેના ધાર્મિક કાર્યોમાં એક ક્વચિત્ થતા જંગલના છોડ સોમ ( ડૉ. હૅાગના મત પ્રમાણે Sarcostemma Viminale એજ વેદોક્ત સોમ છે. મુ. જયકૃષ્ણભાઇના મત પ્રમાણે સાંઢીઆ વેલ એજ સોમ છે. જુઓ વ. શા. પા. ૪૬૧ ) ની બહુ જરૂર પડે છે–તેવાઓ જ જંગલ તરફ તિરસ્કારની નજરથી જુએ છે, અને વનસ્પતિના ડહાપણ અને ચમત્કાર વિષે કશું જ જાણતા નથી."

એજ પંડિત ખરૂં જ કહે છે કે:– -

---

* A Hand-book for use in the Jungles of Western India by F. Gell. Introduction p. vii.

"It will be a day of real progress in India which sees the educated Brahmin going forth into the jungle to learn deeper lessons from it than even the most elaborate of Soma Sacrifices can teach him."

અર્થાત્ જે દિવસે કેળવાએલા બ્રાહ્મણો મોટા સોમયજ્ઞો શીખવી શકે તે કરતાં પણ ગૂઢતર પાઠો શીખવા માટે જંગલમાં જતાં શીખશે તે દિવસ હિંદુસ્તાન માટે ખરી ઉન્નતિનો દિવસ હશે.

## સંદિગ્ધ વનસ્પતિઓ

આયુર્વેદિક ચિકિત્સા માટે મુખ્ય આધાર ઔષધિઓ ઉપર છે, કારણકે શસ્ત્રચિકિત્સા તો આપણે જાણતા જ નથી. એટલે આપણે માટે કેવળ ઔષધચિકિત્સા જ બાકી રહે છે. એ ઔષધિઓમાં પણ જ્યારે સંદિગ્ધતા હોય ત્યારે આયુર્વેદિક ચિકિત્સા જ સંદિગ્ધ પાયા ઉપર ઉભી છે એમ માનવું જોઇએ. આવું છે તો આયુર્વેદિક ચિકિત્સાનો ઉત્કર્ષ જોવા ઇચ્છનાર સહુએ ઔષધિઓની સંદિગ્ધતા દૂર કરવા પ્રયાસ કરવો જ જોઇએ.

પણ આ સંદિગ્ધતા શું છે તે સમજવા આપણે સહેજ વિસ્તારથી આ વિષયને છેડીશું. રા. મુ. **દુર્ગાશંકરભાઇ** સંદિગ્ધ ઔષધિઓને સાત ભાગમાં વહેંચી નાખે છેઃ—

"૧. આયુર્વેદના શિષ્ટ ગ્રંથોમાં લગભગ ૬૦૦ ઔષધો લખેલાં મળે છે (ઇન્ડીઅન મેડીસીનલ પ્લેંટ્સમાં લખેલું છે કે સુશ્રુતમાં આશરે ૭૦૦ ઔષધિઓનો ઉલ્લેખ કરવામાં આવેલો છે. બાપાલાલ. ગ. શાહ ). પણ એમાંનાં કેટલાંક પાછળના ગ્રંથકારોએ વાપર્યાં નથી. એટલું જ નહિ પણ નિઘંટુઓમાં પણ કેટલાંકનો ઉલ્લેખ તો નથી. આ કારણથી ચરકસુશ્રુતમાં લખેલી કેટલીક પ્રાચીન ઔષધિઓ દેશકાળ બદલાઇ જવાથી હાલમાં વપરાતી નથી કે ઓળખાતી નથી આ કારણથી સંદિગ્ધ છે.

૨. કેટલીક ગ્રન્થોમાં બહુ વપરાયલી છે, અને નિઘંટુઓમાં પણ બહુ વર્ણવાયલી છે; પણ વર્તમાનમાં પરંપરા ત્રુટી જવાથી ઓળખાતી નથી; તો વપરાય તો ક્યાંથી જ? આ સંદિગ્ધ ઔષધિઓનો બીજો પ્રકાર. દાખલા તરીકે जीवक, ऋषभक, मेदा વગેરે.

૩. ગ્રંથોક્ત કેટલીક ઔષધિઓ હાલમાં બહુ વપરાતી નથી, કારણકે એનાં નામ જાણવામાં છે પણ દરેક સ્થળે સહેલાઇથી તે મળતી નથી. જ્યાં એ બહુ થતી હશે ત્યાં કદાચ વપરાતી હશે. પણ બજારમાં ન મળતી હોવાથી અને આખા દેશમાં ન થતી હોવાથી અપરિચિત વૈદ્યો વાપરતા નથી અને વધારે ઉંડા ઉતર્યા વિના એને પણ સંદિગ્ધ ગણે છે. આ સ્થાનિક સંદિગ્ધતા. દાખલા તરીકે हिलमोचिका.

૪. કેટલીક વસ્તુઓ ઘણી વપરાય છે. ગ્રંથોમાં પણ વારંવાર વાપરેલી છે, પણ જુદા જુદા પ્રાંતમાં જુદી જુદી વધારે થાય છે, અને એથી જુદી જુદી વપરાય છે. દાખલા તરીકે श्योनाक, काकनासा, शंखपुष्पी, ज्योतिष्मती વગેરે.

૫. કેટલીક દવાઓ ઘણી વપરાતી હોવા છતાં અને પોતાને ત્યાં થતી હોવા છતાં સંદિગ્ધ ગણાય છે. દાખલા તરીકે આ પ્રાંતમાં शालिपर्णी, पृश्निपर्णी.

૭. કેટલીકને વનસ્પતિવિદ્યા સંદિગ્ધ ઠરાવે છે. દાખલા તરીકે हेमक्षीरी એટલે દારૂડી એમ સામાન્ય રીતે મનાતું પણ વનસ્પતિશાસ્ત્રવેત્તાઓ કહે છે કે એ વનસ્પતિ પરદેશી છે. માટે પ્રાચીન ગ્રંથોમાં એનો ઉલ્લેખ હોઇ શકે નહિ અર્થાત્ હેમક્ષીરી સંદિગ્ધ."

આ રીતે વિવિધ કારણોથી અનેક વનસ્પતિઓ-પરિચિત અને અપરિચિત-સંદિગ્ધના વર્ગમાં પડે છે. આવી સંદિગ્ધ વનસ્પતિઓ ઘણી છે અને સંદિગ્ધ વર્ગની અસંદિગ્ધ તો બહુજ થોડી રહી જાય છે. પણ આ દિશામાં પ્રયત્ન શરૂ થઇ ગયો છે. રા. રા. જુ. જયકૃષ્ણભાઇએ અને સ્વ. કતોભટ્ટે ઘણીયે વનસ્પતિઓની સંદિગ્ધતા દૂર કરેલી છે. અવાર નવાર "વૈદ્યકલ્પતરૂ" અને "આયુર્વેદ વિજ્ઞાન" માં પણ હવે સંદિગ્ધ વનસ્પતિઓની ચર્ચા થવા લાગી છે. અલબત્ત આવી ચર્ચા કરનારા આંગળીને વેઢે ગણાય એટલા જ છે એ પણ સાથે સાથે જાણી લેવું જરૂરનું છે. પણ આ માસિકોમાં ચર્ચા થાય છે તેનો આખરી નિર્ણય કંઇજ આવતો નથી. એવી ચર્ચાઓ વાંચનાર વર્ગજ ગુજરાતમાં નહિ જેવો જણાય છે તો પછી આખરી નિર્ણય કરનારામાં અમુક ગણીગાંઠી વ્યક્તિઓ જ રહે છે. પણ એ મહાનુભાવો તો તેમના સ્વસ્વકર્મમાં એવા તો ગુંથાયલા છે કે આવાં છાપાં વાંચવાની પણ તેમને ભાગ્યે જ દરકાર હશે. એમ ન હોય તો વીરતરૂ, હેમક્ષીરી, જીવંતી, વગેરે સંદિગ્ધ દ્રવ્યો ઉપરના મારા લેખોના જવાબો વિદ્વાનોએ કેમ નથી આપ્યા? ગુજરાતના વૈદ્યોને હાથે થએલો નિર્ણય ભલે અન્ય પ્રાંતવાળા કબુલ ન રાખે પણ ગુજરાતના વૈદ્યોને તે કબુલ રાખવામાં શો વાંધો હોય? વાંધો હોય તો તે માસિકો દ્વારા સકારણ દર્શાવવો જોઇએ. આવી રીતની ચર્ચા દરેક પ્રાંતવાળાઓ અરસપરસ કરી લે તો આ વિષય સહેજ સહેલો બનવા પામે ખરો.

આવી રીતે પ્રાંતિક નિર્ણયોને નિખિલ ભારતવર્ષીય આયુર્વેદિક વૈદ્યસંમેલનમાં રજુ કરવા જોઇએ. નિ. ભા. આ. સંમેલન તેને માટે દરેક પ્રાંતના બબ્બે વિદ્વાન્ વૈદ્યોની કમીટી નીમે અને આ કમીટી જે નિર્ણય ઉપર આવે તે આખાયે હિંદુસ્તાનના વૈદ્યોને સ્વીકાર્ય હોવો જોઇએ.

દરેક નિ. ભા. આ. વૈદ્યસંમેલન વખતે સંદિગ્ધ દ્રવ્યો વિષે ચર્ચા કરવામાં આવે છે. પણ તે ચર્ચા નથી સંગ્રહાતી રિપોર્ટમાં કે નથી સંગ્રહાતી કોઈ માસિકમાં. ૧૫-૧૬ વર્ષના રિપોર્ટમાં આવી હકીકતોનો સમાવેશ થએલો હોત તો કાર્ય કરનારને તે રિપોર્ટો કેટલા સાધનભૂત થાત?

આ સંદિગ્ધ ઔષધિઓ માટેની કમીટીની કાર્યપદ્ધતિ કંઇક અંશે નીચે પ્રમાણે ગોઠવી શકાય:—

"આ સમિતિના સભ્યોએ જ્યાં આ દેશની વનસ્પતિઓનું પ્રદર્શન હોય ત્યાં કે જ્યાં વનસ્પતિઓના સુકા નમુનાઓનો વિશાળ સંગ્રહ Herbarium * હોય ત્યાં એકઠા થવું

*સુકા નમૂનાનો આવો સંગ્રહ ગુજરાતમાં ક્યાંયે નથી. જુ. જયકૃષ્ણભાઈએ તેમના કેટલાયે નમૂનાઓ પુના, રાજકોટ, ભાવનગર, અમદાવાદ વગેરે ઠેકાણે આપી દીધા છે. આખા ગુજરાતની વનસ્પતિઓનો એક જ ઠેકાણે સંગ્રહ થવાની જરૂર છે. મુંબાઈમાં આવો સંગ્રહ વૈદ્યવર્ય હરિપ્રપન્નજીએ કરેલો પણ છે. પણ હજી સુધી તે સંગ્રહની પદ્ધતિસરની યાદી બહાર પડી નથી (જે બહાર પાડવા તેઓશ્રીએ ઇચ્છા બતાવેલી હતી.) એટલે ત્યાં કેટલા નમૂનાઓ છે તે બીજા શું જાણે? ગુજરાતના છુટાછવાયા નમૂનાઓને એક જ જગાએ સંભાળપૂર્વક રાખવામાં આવે તો વિદ્યાર્થીઓને અને બીજા દેશના વિદ્વાનોને પણ તે કેટલા અમૂલ્ય થઇ પડે? આ કામ પાર્વા જેટલું આપણે નથી-ફક્ત ખંત જોઇએ. ગુ. પ્રાં. વૈદ્યસંમેલન આવી જાતનું એક મ્યુઝીયમ સ્થાપે એ ઇચ્છવા જોગ નથી શું?

જોઇએ. પછી એક સંદિગ્ધ દવા લઇ એનો નમૂનો કાઢી દરેક વૈદ્યે તે તપાસવો જોઇએ. પછી જેમાં શાસ્ત્રોક્ત વસ્તુ એજ છે એવો નિર્ણય એક મતે થાય તેનું તાજા નમૂનાનું તથા બજારમાં મળતાં ઔષધોપયોગી અંગનું વર્ણન ત્યાંજ લખી લેવું. જે વસ્તુમાં એક મત ન હોય તે વસ્તુ માટે બહુમત શોધવાનો યત્ન કરવો. જેમાં મતભેદ થાય તે માટે દરેક પ્રાન્તના સભ્યે પોતાના પ્રાન્તમાં વપરાતી વસ્તુ રજુ કરવી. પછી એક જ નામ માટે જે બે, ચાર કે પાંચ ચીજો બહાર આવે તેમાંથી કઇ ગ્રંથોક્ત લક્ષણો સાથે મળતી આવે છે તે જોવું. જો લક્ષણો બહુ અપૂર્ણ હોવાથી કે બીજાં કારણોથી આ નિર્ણય ન થઇ શકે તો શંકાસ્પદ ચાર પાંચ ચીજોમાંથી ગમે તે એકને બહુમતે સ્વીકારવી.

"આ રીતે સમિતિને કામ કરવામાં વખત ઘણો લાગે. એટલો વખત વૈદ્યો પોતાનો ધંધો મૂકીને એક સ્થળે બેઠા રહી શકે એ મુશ્કેલ છે. જો આ મુશ્કેલીનો કાંઈ તોડ થઈ શકે તો વહેલી મોડી પણ સંદિગ્ધતા આ રીતે જ દૂર થઇ શકશે. અને આ સમિતિએ બનાવેલો ગ્રંથ ઔષધિવર્ણન માટે આખા દેશમાં પ્રમાણરૂપ થશે. જો આ સાથે દરેક નિર્ણીત ઔષધિનું રંગીન ચિત્ર આપી શકાય તો કાર્ય સર્વોત્તમ થાય."*

પણ આ બધામાં વનસ્પતિશાસ્ત્રના શાસ્ત્રીય જ્ઞાનવાળો એક અનુભવી (મુ. જય-કૃષ્ણભાઇ જેવો) વિદ્વાન્ હોવો જોઇએ. સુકા નમૂનાઓનું હર્બેરીઅમ કરનાર કે તપાસનાર તેમના વિના બીજો કયો વૈદ્ય તૈયાર છે? એ વનસ્પતિનો નૈસર્ગિક વર્ગ (Natural order) પણ વનસ્પતિશાસ્ત્રની દૃષ્ટિથી તે જ જાણી શકે. વનસ્પતિવિષયક અંગ્રેજી ગ્રંથો-માંથી પણ છોડનું વર્ણન તે મેળવીને ખાતરી કરી જુવે. આવો એક વનસ્પતિશાસ્ત્રી, ટીકાઓમાંથી વનસ્પતિવિષયક વચનો ભેગાં કરેલાં હોય તે સંગ્રહ અને ત્રણ ચાર વૈદ્યો-આટલાં હોય તો જ આ કાર્યમાં કંઇ પણ પ્રગતિ થાય.

સંદિગ્ધતાનું સૌથી મોટું કારણ પ્રાન્તિક ભેદ છે. જેને આપણે શંખાવલી (Convolvulous microphyllus N. O. Convolvulaceæ) કહીએ છીએ તે વરધારા અને ફાંગના વર્ગની વનસ્પતિ છે. બંગાળામાં એક જુદી જ કરીઆતાના વર્ગની વનસ્પતિ (Canscora decussata)ને **શંખપુષ્પી** કહે છે. આપણે માલકાંગણીને ज्योतिष्मती કહીએ છીએ જ્યારે બંગાળા તરફ કાગડોળીઆને-કરોળીઆને ज्योतिष्मती કહેવામાં આવે છે. આપણે Pluchia Indicaને રાસ્ના કહીએ છીએ જ્યારે બંગાળી વૈદ્યો Vanda Roxburghii ને રાસ્ના તરીકે માને છે અને વાપરે છે. વળી દક્ષિણ તરફના વૈદ્યો કોઇ ત્રીજા જ છોડને રાસ્ના, શંખાવલી વગેરે તરીકે ઓળખાવે છે. આ પ્રમાણે મુખ્ય મુશ્કેલી પ્રાન્તિક ભેદની છે. અને આનો નિવેડો પ્રાન્તિક અભિમાનને મોકળા મને દૂર મૂકી એકઠા મળીને કામ કર્યો વિના કદાપિ આવવાનો નથી. વિદેશી વિદ્વાનોએ આપણા માટે વનસ્પતિ વિષયમાં આટલું બધું કર્યું છે, હવે આ સંદિગ્ધતા માટે આપણે જ બધું કરવાનું છે. હું ધારૂં છું કે તેનો વખત પણ નજીક આવતો જાય છે.

---

આપણા દેશની સમસ્ત વનસ્પતિઓનો સંગ્રહ ક્યૂગાર્ડન્સ નામના મ્યુઝીયમમાં એકઠો કરવામાં આવેલો છે, જ્યારે આપણને તેની ખબર સરખીયે નથી!

* 'આયુર્વેદવિજ્ઞાન' પુ. ૨ જું અંક ૧૦ મો, રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીના લેખમાંથી.

# નવા નિઘંટુની જરૂર.

ગુજરાતના સદ્ભાગ્યે સ્વ. **કલાભટ્ટનો નિઘંટસંગ્રહ** આપણને વારસામાં મળેલો છે. તેમણે જે શ્રમ લીધો છે તે વિદ્વાનો સિવાય બીજાથી નહિ સમજાય: બધા નિઘંટુઓ જોઇને તે વિદ્વાને જે સંગ્રહ કર્યો છે તે સંગ્રહ અને કેટલીક અપરિચિત સંસ્કૃત સંદિગ્ધ વનસ્પતિઓનો નિર્ણય પણ અનેક અંશે આપણને ઉપયોગી છે. આ નિઘંટુ ન હોત તો આજે સંદિગ્ધતા દૂર કરવા આપણને આથી પણ વધારે મહેનત પડત. આ ગ્રંથ હાલમાં અપ્રાપ્ય છે અને હવે કંઇક જુનો પણ ગણાય. એક બીજા નિઘંટુની જરૂર મને જણાઇ, અને તેથી જ આ નિઘંટુની શરૂઆત મેં આજથી છ વર્ષ પહેલાં કરેલી.

આ નિઘંટુમાં ચરકસુશ્રુતથી લઇને અત્યારના દરેક વિદ્વાનોના અભિપ્રાયો આપવામાં આવેલા છે. ચરક, સુશ્રુત, વાગ્ભટ, ચક્રદત્ત, બંગસેન, વૃંદ, શાર્ઙ્ગધર, ભાવમિશ્ર, રાજમાર્તંડ, વૈદ્યમનોરમા અને ગદનિગ્રહ આટલા અત્યાર સુધીમાં બહાર પડેલા ગ્રંથોનો ઉપયોગ કરવામાં આવેલો છે. આ સાથે યુનાની વૈદ્યકને પણ ભૂલાયલું નથી જ. **તાલિફ શરીફ**નો ઉપયોગ પણ આમાં કરવામાં આવેલો છે. આ સાથે કેટલાંક અમૂલ્ય ઔષધો જે નથી હિંદુ ગ્રંથોમાં કે નથી યુનાનીમાં, પણ જે ગામડાના લોકો વાપરે છે અને ઉપયોગી પણ છે, એવાં પણ આમાં ઉમેરાયલાં છે અને અત્યારના યુરોપીય વિદ્વાનોએ જે કેટલીક અગત્યની ઔષધિઓ તેમના ફાર્માકોપીઆમાં દાખલ કરેલી છે તેનો પણ આ ગ્રંથમાં ઉપયોગ કરેલો છે. સિંકોના, યુકેલીપ્ટસ, કાલાદાણા, વગેરે અંગ્રેજી વૈદ્યકમાંથી; ગાઉઝબાન, બનફસા, ઇસબગુલ, ઇસિપંદ, કાસની વગેરે યુનાની વૈદ્યકમાંથી; જંગલી–કાલી–મીરચી અને ઓલટ્કંબલ જેવાં ઔષધો વિધવિધ સ્થળોમાં બહુ જ સાધારણ ઉપયોગમાં લેવાતાં અને ઉપયોગી હોવાથી –આ નિઘંટમાં લીધેલાં છે. પ્રાચીન ટીકાકારોની, અમરકોષ તેમ જ અત્યારનાં કેટલાંક વનસ્પતિશાસ્ત્રોની પણ યથાશક્તિ મદદ લીધી છે. સંદિગ્ધતા માટે પણ ઉદાર દૃષ્ટિથી કંઇક કરવામાં આવ્યું છે. આ બધામાં ત્રુટિઓ તો હશે જ. વિદ્વાનો આ ત્રુટિઓ મને જણાવશે તો ઉપકૃત થઇશ.

અત્યાર સુધીમાં આ જાતનો ગ્રંથ ગુજરાતી સાહિત્યમાં ન હતો. બંગાળીમાં સ્વ. **બિરજાચરણ ગુપ્તનો 'વનૌષધિદર્પણ'** ગ્રંથ મારા પૂજ્ય **ગુરૂશ્રી અમૃતલાલભાઇ પટ્ટણી** પાસે હું શીખતો તે વખતથી જ મારા મનમાં ગુજરાતી જનતાને એક આ જ પદ્ધતિએ લખાએલો નિઘંટુ આપવાની ઇચ્છા હતી. આટલે વર્ષે આ ઉમેદ બર આવે છે એ માટે પ્રભુનો ઉપકાર માનું છું. આ નિઘંટુથી ઘણું નવું જાણવાનું મળશે એવો મારો નમ્ર મત છે.

## દવાઓ સંબંધી

આ જમાનો પ્રગતિનો છે એમ ઘણા કહે છે. દરેકમાં કંઇ ને કંઇ પ્રગતિ થઇ રહી છે. દવાઓમાં પણ નિત્ય નૂતન શોધો થયા કરે છે. અસાધ્ય મનાતાં દરદો સાધ્ય બનતાં જાય છે. આવા સમયે વનસ્પતિ ચૂર્ણ, ગોળીઓ અને ઘૃતના રૂપમાં જ વાપરવી કે તેનાં ટીંક્ચર, એકસ્ટ્રેટ વગેરે પ્રવાહી રૂપમાં વાપરવી એ સવાલ પણ વારંવાર પૂછાય છે. આનો ઉત્તર એકદમ નથી આપી શકાતો. તાજાં ઔષધોનો રસ વાપરવો વધારે હિતાવહ છે કે

તેનો ટીંક્ચર ? હિંદુસ્તાન એવો દેશ છે કે જ્યાં જ્યારે જોઇએ ત્યારે વનસ્પતિઓ લીલી મળી શકે છે. બારે માસ લીલી મળી શકે તેવી ઔષધિઓનો રસ જ કેમ ન વાપરવો ? તાજા રસમાં ટીંક્ચર કરતાં ઓછો ગુણ છે એમ કહેવાની કોણ ધૃષ્ટતા કરે છે ? વળી જેણે જેણે ટીંક્ચરો વાપરી જોયાં છે તેના અનુભવો પણ કેમ ન જાણવા ? મેં 'બંગાલ કેમીકલ ફાર્મસી'નાં ટીંક્ચર પુનર્નવા અને ટીંક્ચર અશોક વાપરી જોયાં છે. પુનર્નવા ચૂર્ણના રૂપમાં અને ક્વાથના રૂપમાં ( અલબત્ત તે તાજી અને રસવીર્યથી પુષ્ટ હોય તેવી જ ગ્રહણ કરેલી હોવી જોઇએ ) મેં વાપરી જોઈ છે અને હું અનુભવને અંતે જણાવું છું કે પુનર્નવાના ટીંક્ચર કરતાં તાજી પુનર્નવાનો ક્વાથ વધારે સારી અસર કરે છે. આવો જ બીજો અભિપ્રાય **ઓલટ્કંબલ** ( Abroma augusta ) વિષે ડૉ. **ભુવનમોહન સરકારનો** છે. ઓલટ્કંબલ બહુ જ ઉપયોગી દ્રવ્ય છે અને તે ફક્ત બંગાળા તરફ જ થાય છે. આથી તેનો ટીંક્ચર વગેરે બનાવવા તરફ સ્વાભાવિક રીતે ડૉક્ટરોનું ધ્યાન ગયું. પણ આ ટીંક્ચર ઓલટ્કંબલના સ્વરસ જેટલું કામ નથી કરતું એમ તે વિદ્વાન ડૉક્ટર પોતાના જાતિઅનુભવથી જણાવે છે. આ રહ્યા તેમના પોતાના શબ્દોઃ—

"Attempts have been made to administer the drug in the more acceptable forms of tincture, pill or powder, but none prove so efficacious as the fresh viscid sap in substance in which form I have used it with wonderful results."

હિંદુસ્તાનના લોકો તાજી દવા વાપરતા આવ્યા છે અને તે ધાર્યો ગુણ પણ કરે છે એમ અનુભવીઓના અનુભવ બોલે છે. પણ આ જ દવાઓ રાસાયનિક પૃથક્કરણની પરીક્ષામાં રાસાયનિક તત્ત્વો દાખવતી નથી. આ રાસાયનિક તત્વો હોય તો જ દવા ગુણ કરે નહિ તો નહિ એવી માન્યતા આજકાલના ઘણા કેળવાયેલા વર્ગમાં દૃઢ થયેલી જણાય છે. પંણ રસાયનશાસ્ત્રની કસોટીમાં કિંમતી સિદ્ધ ન થનાર દવાઓમાં પણ ઘણીવાર ઉત્તમ ગુણો રહેલા હોય છે એમ વિદ્વાનો તો માને છે જ. એક વિદ્વાન જણાવે છે કેઃ—

"All the phenomena of plant life are not explicable in terms of chemistry and physics; there are certain residual phenomena which point to the existence of what may be called in the present state of our knowledge, "Vital force."

આ ઉપરાંત એક બીજી મહત્વની વાત પણ યાદ રાખવા જેવી છે. હજી દરેક દવાનું પ્રયોગશાળામાં પૃથક્કરણ કરવામાં આવ્યું નથી. તે કરતાં હજી આશરે ૫૦ વર્ષ નીકળી જશે. ત્યાં સુધી શું તે દ્રવ્યો નહિ જ વાપરવાં ?' સ્વ. ડૉ. **હેમચંદ્રસેન** એમ. ડી, એમણે બીલામાં, કુકડવેલ વગેરેના પ્રયોગો કરી જોયા છે. હજી આ દ્રવ્યોનાં સંતોષકારક રાસાયનિક પૃથક્કરણો ક્યાં થયાં છે ? છતાંયે તે વિદ્વાને ઉપરની બે દવાઓના જે ગુણાનુવાદ ગાયા છે તે વાંચ્યા પછીથી તે ઔષધો વાપરવા માટે મન લલચાય છે. જિજ્ઞાસુ વાચકોએ એ લેખો જોવા હોય તો "Treatment of Tropical Diseases with Indigenous drugs" pp. 27 and 95 જોવું. આ બંને લેખોનો સાર આ નિઘંટુમાં પણ આવેલો છે. ખરી વાત તો એ છે કે એક વખત આવી દવાઓના ઉપયોગ બહાર આવે છે તે

પછીથી જ તે અમૂલ્ય દ્રવ્યનું રાસાયનિક પૃથક્કરણ કરવા રસાયનશાસ્ત્રીઓ બેસે છે. આ પણ વિચારવા જેવી બાબત છે.

વળી એક પક્ષ એમ કહે છે કે મુંબઇ, કલકત્તા જેવાં શહેરોમાં તાજી દવા ક્યાં લેવા જવી ? ઘરમાં ઓળસીઓ પણ નથી હોતો તો રસ શાનાથી કાઢવો ? પહેલાંના જેટલી આજની જીંદગી નિશ્ચલ અને નિશ્ચિત નથી. આજે તો આજ અહીં ને કાલે તહીં. એવા વખતમાં તમે આદુ કે પાનના રસના અનુપાનમાં દવા આપો એ અમને કેમ પાલવે ? આના કરતાં ટીંકચર વાપરવાં શું યોગ્ય નથી ? આદુ કુટવા બેસવા કરતાં ટીંકચર જીંજર વાપરવામાં શી હરકત હોય ? અને આ તમારા ત્યાંના ફાકા તો પ્રભુ તોબાહ !! ઇન્સા–અલ્લાહ !! સાલા અર્ધો અર્ધો તોલાના ફાકા ! મોં ભરાઇ જાય એવડા મોટા ! તમારા ક્વાથમાં પણ કેટલી કડાકૂટ ? આ વીસમી સદીમાં હવે વૈદ્યોએ આ બાપદાદાના વારાના ફાકા અને કાઢા ત્યજવા જોઇએ.

આ પણ વિચારવા જેવા પ્રશ્નો છે. પ્રથમના જેવો શાંતિયુગ હવે નથી રહ્યો. વળી લોકોનાં ગળાં પણ સાંકડાં થવા લાગ્યાં છે. વળી આપણા આયુર્વેદમાં પણ પ્રવાહી દવાઓ બનાવવાની રીત ક્યાં નથી ? આસવો બનાવવાની પદ્ધતિ સારી છે. દરેક દવાઓના આસવ કરી વાપરે તો શું ખોટું ? અભયાદિ ક્વાથનો આસવ બનાવીને વાપર્યો હોય તો ક્વાથ જેવો ગુણ કરે કે નહિ ? ગમે તેમ હો. દવાઓમાં હવે ટીંકચર, એકસ્ટ્રેક્ટ વગેરે બનાવવાં જ જોઇએ. બેંગાલ કેમીકલ ફાર્મસી, બોઝ લેબોરેટરી, એલેમ્બીક વગેરે ફાર્મસીઓમાં ગળો, કડાછાલ, ઓલે કિરાત, લીમડાની છાલ, અરડુસી, અશોક–વગેરેનાં ટીંકચરો બનવા લાગ્યાં છે. સારા હોશિઆર રસાયનશાસ્ત્રીની દેખરેખ હેઠળ આ પ્રવાહી ટીંકચરો વગેરે બનાવવામાં આવે તો તે મોટા પ્રમાણમાં વપરાશે પણ ખરાં. ઝંડુ અને ગુજરાત આયુર્વેદિક જેવી ફાર્મસીઓએ પણ આ દિશામાં પ્રયાસ કરવા માંડ્યો છે અને તે આદરણીય છે. દરેક દવાના આસવ બનાવવામાં આવે તો તે કામ કરે કે નહિ એ પ્રશ્ન વિદ્વાનોને વિચારવાનો છે.

## વનસ્પતિવિષયક આયુર્વેદિક ગ્રંથો

આ વિષય ઉપર તો એક મોટો ગ્રંથ લખાય તેમ છે. અત્યાર સુધીમાં ગુજરાતના વૈદ્યોનું ધ્યાન આ અગત્યના વિષય તરફ ગયું નથી એ લજ્જાસ્પદ નથી શું ? હમણાં હમણાં 'આયુર્વેદ વિજ્ઞાન'ના વિદ્વાન અધિપતિ વિદ્વન્માન્ય, પુરાતત્વગવેષક **રા. સુ. દુર્ગાશંકરભાઇ કેવળરામ શાસ્ત્રીએ** આ વિષય તરફ લખવા માંડ્યું છે. 'પુરાતત્વ'માં ત્રણેક લેખો 'આયુર્વેદનો ઇતિહાસ'ના આવ્યા છે. આ સિવાય કોઇએ પણ આ તરફ ધ્યાન નથી આપ્યું. 'વનૌષધિદર્પણ'કાર સ્વ. વિરજાચરણ ગુપ્તે તેમના પુસ્તકની પ્રસ્તાવનામાં "આયુર્વેદગ્રંથવિવરણ" ઉપર ઠીક લખેલું છે. અંગ્રેજી વિદ્વાનોનો આ વિષયમાં પણ આપણે ઉપકાર માનવો પડશે.

ડૉ. **હર્નલ, રૉયલ,** ડૉ. **રૉય, મૅકડોનલ** વગેરેએ આ વિષય ઉપર તેમનાથી બનતું કર્યું છે. આ બધામાં ડૉ. **હર્નલનો** ફાળો ઘણો અગત્યનો છે. ડૉ. **પ્રફુલ્લચંદ્ર રૉયે** પણ તેમના History of Hindu Chemistry નામના અતીવ ઉપયોગી ગ્રંથમાં આ વિષે ઠીક પ્રયાસ કર્યો છે. ડૉ. **ગણનાથ સેને** 'પ્રત્યક્ષશારીર'માં વૈદ્યક લેખકોના કાલનિર્ણય માટે ટુંકું દિગ્દર્શન કરેલું છે. Surgical Instruments of the Hindus

એ ગ્રંથમાં પણ ચરકસુશ્રુત વગેરે લેખકોના કાલનિર્ણય અને તેમના ગ્રંથો વિષે ટુંકાણમાં ઠીક કહેલું છે. કોઇ ગુજરાતીનું ધ્યાન હજી સુધી આ તરફ ગયું જ નથી. મુ. દુર્ગાશંકરભાઈ વિના આ કામ કરે એવો બીજો વૈદ્ય ગુજરાતભરમાં છે પણ નહિ !

વેદોથી જ આપણે આ વિષયની શરૂઆત કરવી પડશે. વેદના કાળથી પ્રાચીનતર કાળમાં આપણી નજરજ પહોંચતી નથી. એટલે વેદોથી જ તેની શરૂઆત કરવી ઠીક પડશે. ઋગ્વેદ અને અથર્વવેદના મંત્રોમાં તથા જુદા જુદા વેદના બ્રાહ્મણોમાં વૈદ્યક વિષયને લગતાં સૂચનો છુટાંછવાયાં છે. પણ અથર્વવેદમાં વૈદાને લગતાં સૂચનો સૌથી વધારે છે. પૃશ્નિપર્ણી, અપામાર્ગ, કુઠ, ગુગ્ગુલુ, પિપ્પલી જેવી વનસ્પતિઓનો વેદોમાં રોગ દૂર કરવામાં ઉપયોગ કરેલો છે ( જુઓ આ પુસ્તકમાં પૃશ્નિપર્ણી ). વેદોમાં લગભગ સો વનસ્પતિઓનાં નામો છે તે તો અગાઉ કહેવાઈ પણ ગયું છે. ( આ વિષે વધુ વિગત માટે જુઓ ' આયુર્વેદ વિજ્ઞાન ' ૧૯૭૮ કાર્તિક ).

વેદો પછીના અને ચરકસુશ્રુતના સમય વચ્ચેના ગાળામાં પણ વૈદ્યક સાહિત્ય ખૂબ પ્રચારમાં હશે એમ આપણને માનવાનું કારણ મળે છે. પણ ખરી રીતે તો ચરકસુશ્રુતના ગ્રંથો જ અત્યારે આપણને જોવા મળે છે એટલે આ બે મહાન ગ્રંથોની જ ટુંકી સમાલોચના કરીશું.

## ચરકસંહિતા

" ચરકસંહિતાના વિરાટ્ દેહમાં વૈદ્યક ઇતિહાસની અતીત ગાથાઓ સ્થળે સ્થળે વિન્યસ્ત રહેલી છે. ચરકસંહિતાના નિઃશ્વાસવાયુમાં હજીયે અતીતકાળના પુણ્યચરિત ઋષિઓનો હૃદયાહ્લાદકર આમોદ વહન થઇ રહેલો છે. કેવળ વૈદ્યોની જ નહિ પણ ચરકસંહિતા અમારી જાતીય સંસ્કૃતિ છે. ચરકસંહિતા કેવળ વૈદ્યનો ગ્રંથ નથી તે આત્મતંત્રનો પ્રકાશક, જ્ઞાનરત્નનો ભંડાર, નીતિશિક્ષાનો ગુરૂ, સદાચારનો પથપ્રદર્શક અને વિવિધ કલ્યાણપરંપરાનું પ્રસ્રવણ છે. "×

આધુનિક ચરકસંહિતાને ખરી રીતે " ચરકપ્રતિસંસ્કૃત અગ્નિવેશતંત્ર " જ કહેવું વધારે યોગ્ય છે. આ ગ્રંથના મૂળ વક્તા પુનર્વસુ આત્રેય છે. ચરકમાં અનેક ઠેકાણે અગ્નિવેશના પ્રશ્નો અને પુનર્વસુ આત્રેયના ઉત્તરો આવે છે. ચરકમાં ઋષિઓની ત્રણેક સભા ભરાયલી ગણાય છે અને તે બધામાં પ્રમુખ તરીકે પુનર્વસુ આત્રેયજ હોય એમ જણાય છે. પણ આ આખો ગ્રંથ પુનર્વસુ આત્રેયનો નથી, કારણ કે પ્રત્યેક સ્થાનના અધ્યાયના અંતમાં ' अग्निवेशकृते तंत्रे चरकप्रतिसंस्कृते ' એવા સ્પષ્ટ શબ્દો આવે છે. અને આ સિવાય પણ ચિકિત્સાસ્થાનના છેલ્લા અધ્યાયમાં નીચેનાં વચનો છે—

अस्मिन्सप्तदशाऽध्यायाः कल्पाः सिद्धय एव च ।
नासाद्यन्तेऽग्निवेशस्य तंत्रे चरकसंस्कृते ॥
तानेतान्कापिलबलः शेषान्दृढबलोऽकरोत् ।
तंत्रस्यास्य महार्थस्य पूरणार्थं यथातथम् ॥

चरक चि. स्था. अ. ३०, श्लो. २७४—७९.

---

× સ્વ. વિરજાચરણગુપ્તકૃત ' વનૌષધિદર્પણ ' માં ના ' આયુર્વેદગ્રંથવિવરણ ' ઉપરથી.

પુનર્વસુ આત્રેયનો ઉપદેશ ગ્રહણ કરી અગ્નિવેશે જે તંત્ર રચેલું (Compilation) તેનો ચરકે પ્રતિસંસ્કાર કરીને આ સંહિતા રચી છે. તેમાં પણ ચિકિત્સાસ્થાનના ૧૭ અધ્યાયો, કલ્પસ્થાનના ૧૨ અને સિદ્ધિસ્થાનના ૧૨ મળી કુલ ૪૧ અધ્યાયો તો ખુદ કાપિલબલ **દૃઢબલના** જ લખેલા છે. એટલે એક વાત તો આપણને સ્પષ્ટ સમજાય છે કે આધુનિક ચરકસંહિતા પુનર્વસુ આત્રેયના ઉપદેશવાળી, અગ્નિવેશની લખેલી, દૃઢબલના ૪૧ અધ્યાયોથી થયેલી છે. તેમાં પણ પ્રતિસંસ્કાર કરતી વખતે ચરકે અગ્નિવેશનાં વચનો કેટલાં રાખ્યાં અને કેટલાં પોતાનાં ઉમેર્યાં એનો પત્તો લાગે તેમ નથી. તેમ જ દૃઢબલે પોતાનો ભાગ ઉમેરતી વખતે ચરકસંહિતાના બાકીના ભાગને અસ્પૃષ્ટ રાખ્યો હશે, અથવા સુધારા-વધારા નહિ કર્યા હોય એમ માની શકાતું નથી. વિદ્વાનોએ અગ્નિવેશના કેટલા અધ્યાયો, અગ્નિવેશતંત્રમાં પણ વચ્ચે વચ્ચે દૃઢબલનો હાથ ક્યાં ક્યાં છે, વગેરેનો નિર્ણય કરવા મહેનત તો લીધી જ છે. પણ એટલું તો કહ્યા વિના નથી જ ચાલતું કે પાછળથી થએલા સુધારાવધારાને પરિણામે મૂળની કેટલીક સાચી વાતોને ઠેકાણે પાછળથી મૂળ ન સમજવાથી કેટલીક ખોટી વાતો પણ ઘુસી ગઈ છે. એક વિદ્વાન તો એમ પણ માને છે કે દૃઢબલ સિવાય બીજા એક અજ્ઞાતનામા સંવર્ધકનો હાથ પણ આધુનિક ચરકસંહિતામાં છે.

ત્યારે પુનર્વસુ આત્રેય કોણ, ક્યારે થઈ ગયા, વગેરે નક્કી થવું જોઇએ. આત્રેય નામના ત્રણ વૈદ્યો પ્રાચીન કાળમાં થઇ ગયા છે–(૧) પુનર્વસુ આત્રેય. (૨) કૃષ્ણાત્રેય (૩) ભિક્ષુ આત્રેય. **પુનર્વસુ આત્રેય** એ તો અગ્નિવેશ, જતુકર્ણ, ભેલ, હારીત, પરાશર, અને ક્ષારપાણિ એ ૭ શિષ્યોના ગુરૂ. **કૃષ્ણાત્રેયની** ઓળખાણ મહાભારતમાં 'गान्धर्वं नारदो वेदं कृष्णात्रेयश्चिकित्सितम्' મ. શાં. ૫. અ. ૨૧૦ માંથી મળે છે. એટલે મહાભારત તો કૃષ્ણાત્રેયને જ આયુર્વેદના મૂળ આચાર્ય ગણે છે, એમ લાગે છે. વૈદ્યકગ્રંથોના ટીકાકારો એક શાલાક્યતંત્રકાર કૃષ્ણાત્રેયનો ઉલ્લેખ કરે છે (જુઓ 'સિદ્ધયોગ'ની ટીકા પા. ૧૯૧ તથા ૬૦૦). વળી એ જ ટીકાકાર 'कृष्णात्रेयः पुनर्वसुः' એ રીતે પુનર્વસુનું બીજું નામ કૃષ્ણાત્રેય હતું એમ કહે છે. વળી દૃઢબલ પણ ચરક માટે વારંવાર કૃષ્ણાત્રેય શબ્દ વાપરે છે (જુઓ चरक. चि. अ. २८ શ્લોક. ૧૫૧, ૧૫૯ અને चि. स्था. अ. २९ શ્લો. ૬૭) એટલે કૃષ્ણાત્રેય કોણ તે સમજી શકાતું નથી.

**ભિક્ષુ આત્રેય** માટે પણ આમ જ છે. તક્ષશિલાના વિશ્વવિદ્યાલયમાં એક મુખ્ય અધ્યાપક આત્રેય નામના હતા. રાજા બિંબિસારના તથા ભગવાન બુદ્ધના ચિકિત્સક જીવક કુમારભૃત્ય પણ તક્ષશિલામાં આ આત્રેય પાસે જ વૈદું શીખ્યા હતા એમ બૌદ્ધ સાહિત્યમાંથી મળે છે. ડૉ. **હર્નલ** માને છે કે આ જીવકના ગુરૂ આત્રેય તેજ પુનર્વસુ આત્રેય. આ મત બરાબર હોય તો ઈ. સ. પૂર્વે ૬૦૦ની આસપાસમાં પુનર્વસુ આત્રેય થઇ ગયા હોવા જોઇએ. પણ બીજા વિદ્વાનો તક્ષશિલાના આત્રેયને ભિક્ષુ આત્રેય કહે છે અને પુનર્વસુ આત્રેયથી ભિક્ષુ આત્રેય અર્વાચીન અને જુદા છે એમ ઠરાવે છે. આ વિદ્વાનો પુનર્વસુ આત્રેયને બુદ્ધ પહેલાં ઘણા વખત પર મૂકે છે. પણ ચરકસંહિતામાં પુનર્વસુ આત્રેય સાથે ચર્ચા કરનાર તરીકે ભિક્ષુ આત્રેયનું નામ પણ આવે છે (જુઓ चरक. सूत्र०. अ. २५). એટલે ભિક્ષુ આત્રેયને પુનર્વસુના સમકાલીન માનવા પડશે અથવા જે અધ્યાયોમાં એ નામ આવે છે તેને પ્રક્ષિપ્ત માનવા પડશે.

**અગ્નિવેશતંત્ર**—પુનર્વસુ આત્રેયનો ઉપદેશ સાંભળી અગ્નિવેશાદિ છ શિષ્યોએ છ તંત્રો રચ્યાં ( चरक. सू. अ. १ ) એવી પરંપરા છે. તેમાંથી અગ્નિવેશ અને ભેલ બે અત્યારે મળે છે. ભેલસંહિતા જે છપાયલી છે તે આ પુનર્વસુશિષ્ય હારીતની નથી પણ તેની અનાર્ષ રચના પાછળના ગ્રંથકારોને મળતી છે. " અગ્નિવેશતંત્રની ચરકપ્રતિસંસ્કૃત આવૃત્તિ ચરકસંહિતાના નામથી પ્રખ્યાત છે, પણ જુના વખતમાં અગ્નિવેશતંત્ર ચરકસંહિતાથી જુદું વિદ્યમાન હતું એમ ચક્રપાણિદત્ત, વિજયરક્ષિત, શ્રીકંઠ વગેરે ટીકાકારોના ઉલ્લેખો પરથી જણાય છે. આ ટીકાકારોએ અગ્નિવેશતંત્રના નામથી ઉધ્ધૃત કરેલા શ્લોકો હાલની ચરકસંહિતામાં નથી. આ ઉપરથી ૧૧ મા ૧૨ મા શતકમાં અગ્નિવેશતંત્ર ત્રૂટિત કે સમગ્ર વિદ્યમાન હોવાનો સંભવ **કવિરાજ ગણનાથ સેન** માને છે." અંજનનિદાન નામનો અર્વાચીન ગ્રંથ અગ્નિવેશનો બનાવેલો કહેવાય છે એમ તેની રચના, ટીકાકારોએ તેના નામનો ઉલ્લેખ પણ નથી કરેલો વગેરે પરથી સમજાય છે.

**ચરકનો સમય**—**कठचरकाल्लुक्** એ પાણિનીય સૂત્રમાં ચરકનો નામોલ્લેખ છે એ પરથી ઘણા વિદ્વાનો ચરકને પાણિનીનો પૂર્વકાલીન ઠરાવે છે, પણ આ તો ખોટું છે, કારણ કે એ પાણિનીય સૂત્રમાં તો કઠ અને ચરક નામની બે શાખાઓના પ્રવર્તક ઋષિઓનો જ ઉલ્લેખ છે. આ ઉપરાંત વ્યાકરણભાષ્યકાર પતંજલિ અને મહાભાષ્યકાર પતંજલિ એ બે એક જ છે એમ ઘણા માને છે, પણ હાલમાં હાર્વડ યુનીવર્સીટીએ પ્રગટ કરેલા સભાષ્ય યોગસૂત્રના અંગ્રેજી ભાષાંતરના ઉપોદ્‌ઘાતમાં આ વાત સ્પષ્ટ રીતે ચર્ચેલી છે અને તેમાં તે બંને જુદા જુદા છે એમ સિદ્ધ થઇ ચૂક્યું છે. તો પછી ચરક એ જ પતંજલિ એમ માનવાનું તો કારણ જ શું રહ્યું ?

બીજી તરફથી પ્રૉ. **સીલ્વન લેવીએ** ચીનાઈ સાહિત્યમાંથી શોધી કાઢ્યું છે કે પ્રખ્યાત બૌદ્ધ રાજા કનિષ્કના વિશ્વાસુ વૈદ્યનું નામ પણ ચરક હતું. જો કે કનિષ્કનો સમય હજી ચોક્કસ થયો નથી છતાં તેને ઇ. સ. ના પ્હેલા કે બીજા સૈકામાં ઘણા ખરા મૂકે છે. " ચરક નામ અને તેનું વૈદ્યપણું આ કનિષ્કના વૈદ્યને અગ્નિવેશના પ્રતિસંસ્કર્તા માનવા તરફ મનને ખેંચી જાય છે. પાશ્ચાત્ય પંડિતો તે મતના વધારે છે. આપણી પરંપરા પ્રમાણે ઉપરના સ્વાભાવિક આગ્રહથી અત્રત્ય પંડિતો પતંજલિને ચરક માનવાના મતના છે. ગમે તેમ હો પણ એટલું તો નક્કી જ છે કે અગ્નિવેશતંત્રનું પ્રતિસંસ્કરણ થઈને હાલની સંહિતા ઇ. સ. પૂર્વે ૧૫૦ થી ઇ. સ. ૧૫૦ ની વચ્ચે તૈયાર થઇ છે."

દૃઢબલનો સમય ઇ. સ. ત્રીજા ચોથા સૈકામાં વિદ્વાનો જણાવે છે.

ચરકસંહિતા ઉપર તો મેં અગાઉ કહ્યું છે તેમ એક સ્વતંત્રગ્રંથ લખી શકાય એમ છે. પણ આ નિઘંટુમાં આપણને તેની બહુ જરૂર નથી. ચરકસંહિતા એ આપણો વૈદ્યકનો જૂનામાં જૂનો ગ્રંથ છે એટલે એ વિષે આટલું જાણી લેવાની જરૂર છે એટલે જ આટલું લંબાણથી વિવેચન અહીંઆં કર્યું છે. ચરકના સમય અને આખા આયુર્વેદના ઇતિહાસ વિષે જેણે જાણવું હોય તેણે 'પુરાતત્ત્વ' વર્ષ ૩ જા નો અંક પહેલો તેમજ બીજો જોઇ લેવો. આ ઉપરાંત 'આયુર્વેદવિજ્ઞાન'માં છપાયલો 'ચરકસંહિતામાં દૃઢબલનો હાથ' એ લેખ પણ જિજ્ઞાસુઓએ જોઈ લેવો.

# સુશ્રુતસંહિતા.

જેટલું ચરક વિષે લખી શકાય તેટલું જ **સુશ્રુત** વિષે લખી શકાય એમ છે. ચરકમાં જેમ દઢબલનો હાથ છે તેમ આમાં પણ ઘણાના હાથ ફરેલા છે. આનો પ્રતિસંસ્કર્તા **નાગાર્જુન** છે. નાગાર્જુન કોણ, સુશ્રુત કોણ, તેમના કાલનિર્ણય વગેરેમાં ઉતરવાનું આ સ્થળ નથી. પણ સુશ્રુત વિશ્વામિત્રના પુત્ર ( વિશ્વામિત્ર રામના સમકાલીન હતા તે. મહાભારત. ) છે એ વાત તો નક્કી જ છે મહાભારતનો સમય ઈ. સ. પૂર્વે ૧૦૦૦ ઠરાવવામાં આવ્યો છે એટલે સુશ્રુત તે પહેલાં ઘણા વર્ષો અગાઉ થઇ ગયા હશે એમ ધારવું ભૂલ ભરેલું નથી જ. વળી, શતપથ બ્રાહ્મણનો કર્તા પણ સુશ્રુતની અસ્થિગણના ( Osteology )થી વાકેફ હતો એટલે શતપથ બ્રાહ્મણ ( આશરે ઇ. સ. ના છઠ્ઠા સૈકામાં )ની પહેલાં સુશ્રુત થઇ ગયા છે એ પણ સત્ય જ ઠરે છે. વળી 'હસ્તિ આયુર્વેદ'ના કર્તા પાલકાપ્ય એ અંગદેશના રાજા રોમપાદના દરબારમાં પશુવૈદ્ય હતા; આ રાજા રોમપાદ રામાયણના રામના પિતા દશરથના સમકાલીન હતા ( રામાયણ. બાલકાંડ. અ. ૯ ). સુશ્રુતના સમયનિર્ણયમાં આ વાત અત્યંત મહત્ત્વની છે.

ઇ. સ. પૂર્વે ચોથા શતકમાં થએલા કાત્યાયનનાં વાર્તિકોમાં સુશ્રુતના નામનો ઉલ્લેખ મળે છે ( सुश्रुतेन प्रोक्तं सौश्रुतम् ).

વળી અત્યારની સુશ્રુતસંહિતા એ વૃદ્ધ સુશ્રુત ઉપરથી લખાયલી છે એમ ગણનાથસેન જેવા વિદ્વાનો સપ્રમાણ માને છે.

**વિજયરક્ષિત** વગેરે ટીકાકારોએ વૃદ્ધસુશ્રુતમાંથી ઉતારા પણ કરેલા છે જે હાલની સુશ્રુતસંહિતામાંથી મળતા નથી. પુનર્વસુ આત્રેયના ૭ શિષ્યોએ જેમ ૭ તંત્રો લખ્યાં હતાં તેમ જ ધન્વન્તરિના ઔપધેનવાદિ ૧૨ શિષ્યોએ પણ નોખાં નોખાં તંત્રો લખ્યાં હશે- આમ સૌશ્રુતતંત્ર પણ લખાયલું હશે. પછી એનો પ્રતિસંસ્કાર કરીને હાલની સુશ્રુતસંહિતા થઇ છે. સુશ્રુતટીકાકાર ડલ્હણ સ્પષ્ટ કહે છે કે-" प्रतिसंस्कर्ताऽपीह नागार्जुन एव " અર્થાત્ નાગાર્જુન એનો પ્રતિસંસ્કર્તા છે. ". સુશ્રુતના બીજા ટીકાકાર ચક્રપાણિદત્ત સુશ્રુતનો કોઇએ પ્રતિસંસ્કાર કર્યો હોવાની વાત સ્વીકારે છે. તે નાગાર્જુનનું નામ દેતા નથી. કવિરાજ ગણનાથસેન કહે છે તેમ એક કરતાં વધારે વિદ્વાનોએ પ્રતિસંસ્કારનું કામ કર્યું હોય. હર્નલ તો વૃદ્ધવાગ્ભટે પણ સુશ્રુતનો પ્રતિસંસ્કાર કર્યો હશે એમ માને છે. ( જુઓ-Studies in Ancient Indian Medicine. p. 101 ). વળી તિસટના પુત્ર ચંદ્રટે પણ સુશ્રુતનું સંશોધન કરેલું એમ જાણવામાં છે. ચંદ્રટે પોતે કરેલા આ ફેરફારને પાઠશુદ્ધિ કહે છે." આ ચંદ્રટે ચિકિત્સાકલિકા નામનો ગ્રંથ લખેલો છે. ચંદ્રટનો સમય ઇ. સ. નું નવમું સૈકું મનાય છે ( હર્નલ્સ ઑસ્ટીઓલૉજી પા. ૧૦૦ ).

સુશ્રુત ઉપર ડલ્હણાચાર્યની 'નિબંધસંગ્રહ' ટીકા અત્યાર લગીમાં છપાયલી ટીકાઓમાં ઉચું સ્થાન લે છે. આ ટીકાનો મેં સંદિગ્ધ વનસ્પતિનો નિર્ણય કરવામાં છુટથી ઉપયોગ કરેલો છે. બીજા ટીકાકાર ચક્રપાણિ છે. શ્રી ગણનાથસેન જણાવે છે કે ચક્રપાણિ અને ડલ્હણ બંને સમકાલીન હોવા જોઇએ, કારણ કે કોઇએ કોઇનો મત ટાંક્યો નથી. આ બંને ટીકાઓ સારી છે. લંબાણભયથી આપણે આટલેથી જ અહીં વિરમીશું.

## બીજા ગ્રંથકારો

**વાગ્ભટ**— ઇ. સ. ના પાંચમા સૈકાના આરંભમાં ( ગણનાથસેન ).

**વૃંદ**— ઇ. સ. ના ૯ મા સૈકામાં.

**ચક્રપાણિ**— ઈ. સ. ૧૧ મા સૈકાની શરૂઆતમાં અથવા મધ્યમાં.

**ડલ્લણ**— ઇ. સ. ૧૦ મા સૈકાના અંતમાં અને ૧૧ માની શરૂઆતમાં.

**વિજયરક્ષિત-શ્રીકંઠ**—બંનેનો કાલ ઇ. સ. ના ૧૩ મા સૈકામાં.

**શાર્ઙ્ગધર**— ઇ. સ. ના ચૌદમા સૈકાના પ્રારંભમાં.

**શિવદાસ**— ચરકસંહિતાનો પ્રસિદ્ધ ટીકાકાર-ઈ. સ. ના પંદરમા સૈકામાં.

**ભાવમિશ્ર**— ઈ. સ. ના ૧૬ મા સૈકાની શરૂઆતમાં.

**બંગસેન**— શાર્ઙ્ગધર અને ભાવમિશ્ર એ બંનેની વચમાં અર્થાત્ આશરે ૧૫ મા સૈકામાં થએલો છે.

**ગદનિગ્રહ**— એના કર્તા શોઢલનો સમય ઇ. સ. ના ૧૨ મા સૈકામાં છે. તે આપણા ગુજરાતના વૈદ્ય હતા. સોળમા શતકના ભાવમિશ્રે તથા શાર્ઙ્ગધરે પણ આ ગ્રંથમાંથી ઉતારા કરેલા છે.

**વૈદ્યમનોરમા**—કર્તા શ્રી વૈદ્ય કાલીદાસ. આ અર્વાચીન ગ્રંથ છે.

**રાજમાર્તંડ**— આ ગ્રંથ શ્રી ભોજ મહારાજનો બનાવેલો છે. ભોજ નામના ત્રણ રાજાઓ માલવામાં રાજ્ય કરી ગયા છે. પહેલો વિક્રમાબ્દ ૬૩૦ માં, બીજો વિ. સં. ૭૨૦ અને ત્રીજો વિ. સં. ૧૧૦૦ માં. આ ત્રણમાંથી આ ગ્રંથનો કર્તા કોણ હશે તે સમજવું મુશ્કેલ છે.

**કતોભટ્ટ**— ઇ. સ. ૧૮૫૦ આશરે. નિઘંટસંગ્રહના કર્તા.

**ઝંડુ ભટ્ટજી**—ઇ. સ. ૧૮૩૧ થી ૧૮૯૯.

આ નિઘંટુમાં જે જે ગ્રંથોનો ઉપયોગ કરવામાં આવ્યો છે તેનો ઉપર પ્રમાણે કાલ-નિર્ણય જાણવો જરૂરી છે.

## નિઘંટુઓનું વિવરણ

નિઘંટુઓમાં **શ્રી ધન્વન્તરિ નિઘંટુનું** સ્થાન ઘણું ઉંચું છે. કાશિરાજ ધન્વન્તરિ આ નિઘંટુના વક્તા છે અને કોઈ અજ્ઞાતનામા ધન્વન્તરિશિષ્યથી આ સંગૃહીત થએલો છે. સંગ્રહકાર ગ્રંથના આરંભમાં કહે છે:—

**नमामि धन्वन्तरिमादिदेवं सुरासुरैः वंदितपादपद्मम् ।**
**लोके जरारुग्भयमृत्युनाशम् धातारमीशं विविधौषधीनाम् ॥**

વળી સુવર્ણાદિ ષટ્વર્ગના અંતે જણાવે છે કેઃ—

**द्रव्यावलिः समादिष्टा धन्वन्तरिमुखोद्गता ।**

અર્થાત્ આ ધન્વન્તરિનો બનાવેલો નહિ પણ ધન્વન્તરિના કોઈ શિષ્યે બનાવેલો નિઘંટુ છે. કેટલાક આને ' गुडूच्यादि निघंटु ' કહે છે. સંગ્રાહકે આ નિઘંટનું નામ 'દ્રવ્યાવલિ'

રાખ્યું છે એમ અમને તો જણાય છે. ધન્વન્તરિની જીવિતાવસ્થામાં જ આ નિઘંટુ લખાયલો લાગે છે. 'धन्वन्तरिमुखोद्गता' એ વાક્ય આનું સૂચક છે.

આ નિઘંટમાં ૩૭૩ દ્રવ્યોની ગણના કરવામાં આવેલી છે. ગુડૂચ્યાદિ, શતપુષ્પાદિ, ચંદનાદિ, કરવીરાદિ, આમ્રાદિ, સુવર્ણાદિ અને મિશ્રકાદિ એવા સાત વર્ગમાં તે વહેંચાયલો છે. આ નિઘંટુકાર સ્પષ્ટ કહે છે કેઃ—

प्रयोजनं यस्य तु यावदेव तावत् स गृह्णाति यथाम्बुकूपात् ।
तथा निघंटेऽम्बुनिधेरनन्तात् गृह्णाम्यहं किंचिदिहैकदेशम् ।।

"કુવામાં પાણી ઘણું હોય છે પણ જેને જેટલું પ્રયોજન હોય તે પ્રમાણે તે લે છે. તે જ પ્રમાણે નિઘંટુરૂપવારિધિમાંથી કંઇક ભાગ લઇને અમોએ આ નિઘંટુ બનાવેલો છે." આથી સિદ્ધ થાય છે કે આ પહેલાં પણ બીજા નિઘંટુઓ હશે ખરા; પણ તેમાંના એકેય અત્યારે મળતા નથી.

ભેષજનાં નામો માટે ધન્વન્તરિએ કહ્યું છે કે—

एकन्तु नाम प्रथितं बहूनाम् एकस्य नामानि तथा बहूनि ।
द्रव्यस्य जात्याकृतिवर्णवीर्यरसप्रभावादिगुणै र्भवन्ति ।।
नाम श्रुतं केनचिदेकमेव तेनैव जानाति स भेषजं तु ।
अन्यस्तथान्येन तु वेत्ति नाम्ना तदेव चान्योऽथ परेण कश्चित् ।।
बहून्यतः प्राकृतसंस्कृतानि नामानि विज्ञाय बहूंश्च पृष्ट्वा ।
दृष्ट्वा च संस्पृश्य च जातिलिंगैः विद्याद्भिषग्भेषजमादरेण ।।

જાતિ, આકૃતિ, વર્ણ, વીર્ય, રસ અને પ્રભાવાદિ અનુસાર એક જ દ્રવ્યનાં બહુ નામો છે અને બહુ દ્રવ્યોનાં એક નામ છે; કોઇએ એક નામ જાણ્યું હોય તો તે દ્રવ્યનું એક નામ પાડે છે, બીજાએ બીજું સાંભળવાથી તે જ દ્રવ્યનું બીજું નામ પાડે છે. વળી, એ જ દ્રવ્યને ત્રીજો કોઇ ત્રીજા જ નામથી ઓળખતો હોય. આવી સ્થિતિમાં વૈદ્યે પ્રાકૃત અને સંસ્કૃતમાં નામ જાણ્યા ઉપરાંત બહુ લોકો પાસેથી જીજ્ઞાસાથી પુછપરછ કરીને, દેખીને, સ્પર્શ કરીને એ દ્રવ્યનાં જાતિલક્ષણાદિ વગેરે નક્કી કરવાં જોઇએ. પ્રાકૃત નામોની ઉપેક્ષા કરવી યોગ્ય નથી; કારણ કેઃ—

गोपाला स्तापसा व्याधा ये चान्ये वनचारिणः ।
मूलजातिश्च ये तेभ्यो भेषजव्यक्तिरिष्यते ।।
प्रायो जनाः सन्ति वनेचरास्ते गोपादयः प्राकृतनामसंज्ञाः ।
प्रयोजनार्था वचनप्रवृत्ति र्यस्मात्ततः प्राकृतमित्यदोषः ।।

ગોવાળીઆઓ, તાપસો, શિકારીઓ અને રબારી તથા ભરવાડ જેવા બીજા વનમાં ભટકનારાઓ ઘણાં ઔષધોને સારી રીતે ઓળખે છે. તે ફક્ત પ્રાકૃત નામો આપીને જ ઔષધનો ઉપયોગ કરે છે. જો એ પ્રાકૃત નામોનું જ્ઞાન આપણને હોય તો શું તે ઓછું ઉપયોગી થઇ પડે?

વૈદ્યોને તો નિઘંટુના જ્ઞાનની ખાસ આવશ્યકતા છે એ પ્રતિપાદન કરવા માટે ધન્વન્તરિએ કહ્યું છે કેઃ—

" क्रियाक्रमो भेषजमूलमेव तद्भेषजं चापि निघंटुमूलम् ।"

" द्रव्यावलिं विना वैद्यास्ते वैद्याः हास्यभाजनम् ॥"

" द्रव्यावलिमिधानानाम् तृतीयमपि लोचनम् ॥"

**મદનવિનોદ**—આ નિઘંટુ રચનાર રાજા મદનપાલ છે. એથી સાધારણ રીતે તે "મદનપાલ નિઘંટુ"ના નામથી ઓળખાય છે. ગ્રંથકાર ગ્રંથના અંતે પોતાનો પરિચય નીચે પ્રમાણે આપે છેઃ-*

કાષ્ઠ નામના નગરમાં ટીકનામ નામના રાજાઓના વિશુદ્ધ વંશમાં શ્રી રત્નપાલ નામના રાજાનો જન્મ થયો. તે "जनतानन्दवृन्दैककन्द", "स्वच्छकीर्ति", "परमदलनोद्दानवीक्षैकदक्ष" હતા.તેમનો પુત્ર ક્ષોણિપાલ, તેનો પુત્ર હરિશ્ચન્દ્ર, એનો પુત્ર સહજપાલ. આજ સહપાલ ગ્રંથકારના પિતા. ગ્રંથના આરંભમાં મદનપાલ, આદિ નિઘંટુવક્તા ધન્વન્તરિને પ્રણામ કરે છેઃ—

मिथ्याशनादिकृतदोषचयेन कोपात्  
नद्यम्बुवर्धित उपद्रवनक्रभीमे ।  
रोगाम्बुधौ भवजनस्य निमज्जतो यः  
पोतः प्रयच्छतु शुभानि च काशिराजः ॥

મદનપાલની પહેલાં ઘણા નિઘંટુ થએલા જણાય છે. એ બધા નિઘંટુઓમાંથી બહુ લઘુ નહિ કે બહુ સ્થૂલ નહિ એવો નિઘંટુ મદનપાલે સંગૃહીત કરેલો છે. નિઘંટુના પ્રારંભમાં લખેલું છે કેઃ—

"केचित्सन्ति निघंटवोऽतिगुरवः केचिन्महान्तः परे  
केचित् दुर्गमनामकाः कतिपये भावस्वभावोच्छ्रिताः ।  
तस्मान्नातिलघु नं चातिविपुलः ख्यातादिनामा सताम्  
प्रीत्यै द्रव्यगुणान्वितोऽयमधुना ग्रंथो मया बध्यते ॥"

મદનપાલનૃપ પ્રત્યેક વર્ગના પ્રારંભમાં શ્રીકૃષ્ણની મધુર ભાષામાં સ્તુતિ કરે છે. કુતૂહલી પાઠકની તૃપ્તિ માટે અમે ફક્ત તેમાંના બે જ અત્રે ઉતારીશું.

"मृद्भक्षितानेन तृषेति वक्त्रे प्रसारिते वीक्ष्य ततो जगन्ति ।  
सविस्मयं सादरमीक्ष्यमाणं यशोदया नंदसुतं नमामि ॥"

" गोपालबालैः सह मल्लविद्याविनोददक्षं धृतकाकपक्षम् ।*  
उपास्महे वाङ्मनसातिदूरम् महःपरं नीलमचिन्तनीयम् ॥"

---

* ડૉ. રાજેન્દ્રલાલ મિત્ર મદનપાલ કનોજના રાજા હતા એમ જણાવે છે. અને તે ૧૨ મા સૈકાના મધ્યમાં કે અંતમાં થઇ ગએલા જણાય છે. જુઓ-R. L. Mitra's Notices of Sanskrit Manuscripts I p. 265.

**રાજનિઘંટુ**—એનું બીજું નામ **અભિધાન ચૂડામણિ** છે. એના પ્રણેતા નરહરિ પંડિત છે. વર્ગના અંતમાં ગ્રંથકર્તાએ પોતાનો જે પરિચય કરાવ્યો છે તે પરથી તો નરહરિ "काश्मीरादिवंशाचार्यपरंपरान्वय" આમ કહીને આત્મપરિચય આપે છે. ગ્રંથની પ્રસ્તાવનામાં તે લખે છે કેઃ—

"व्यक्तिः कृतात्र कर्णाटमहाराष्ट्रीयभाषया ।
आन्ध्रलाटादिभाषास्तु ज्ञातव्यास्तदनुवाश्रया: ॥"

દ્રવ્યના પરિચય માટે નરહરિ કર્ણાટ અને મહારાષ્ટ્રીય ભાષાનાં નામો જણાવે છે. નરહરિ કાસ્મીરવાસી હતા અને તેથી કાસ્મીરનાં ભાષાનામ લખવાં યોગ્ય હતાં, કારણ કે સ્વદેશપ્રચલિત ભાષામાં જ પરિચય આપવો એ સ્વાભાવિક છે. ભાવપ્રકાશમાં હિંદી ભાષાનામ, અભિધાનરત્નમાલા અને રત્નાવલિમાં બંગાળી ભાષાનામ લખેલાં જોઇને વિદ્વાનો માને છે કે ભાવમિશ્ર હિંદુસ્થાનવાસી અને હલાયુધ અને માધવ બંને બંગદેશવાસી હતા. જો આ સિદ્ધાન્ત ખોટો ન હોય તો નરહરિ કર્ણાટક અથવા મહારાષ્ટ્ર દેશના રહીશ છે એમ સ્વીકારવું પડે. પહેલાં થઇ ગએલા ઘણા નિઘંટુ ઉપરથી આ રાજનિઘંટુ લખેલો છે.

आयुःश्रुतीनामतुलोपकारकम् धन्वन्तरिग्रन्थमतानुसारकम् ।
आचक्ष्महे लक्षणलक्ष्यधारकम् नामोच्चयं सर्वरुजापहारकम् ॥

રાજનિઘંટુ ખરેખર નિઘંટુનો રાજા છે. એનું 'અભિધાનચૂડામણિ' નામ તો અન્વર્થ છે. નરહરિની

नानारसौषधिरसाह्वयवीर्यपाकप्रत्येकसम्यगवबोधकृतश्रमोऽपि ।
मुह्यत्यवश्यमनवेक्ष्य निघंटुमेतत् तस्मादयं विरचिता भिषजाम् हिताय ॥

આ સાલંકારોક્તિ સર્વથા યોગ્ય જ છે. વસ્તુતઃ વિવિધ દ્રવ્યગુણાભિધાનમાં ગમે તેટલો શ્રમ લીધો હોય છતાં 'मुह्यत्यवश्यमनवेक्ष्य निघंटुमेतत्' રાજનિઘંટુના વાચન વિના તેમનું જ્ઞાન સંપૂર્ણ તો ન જ કહેવાય. શોકની વાત છે કે આવી જાતના સુંદર નિઘંટુની જોઇએ તેવી કદર થઇ નથી. નરહરિના ગ્રંથમાં અમરકોશનો ઉલ્લેખ છે, એથી એ અમરસિંહની પછી થઈ ગયો છે. પુના આનંદાશ્રમસીરીઝમાં આ ગ્રંથ છપાયો છે અને તે સર્વોત્તમ છે.+

**દ્રવ્યગુણસંગ્રહ**—ચક્રપાણિરચિત-આ ચક્રપાણિ ગૌડેશ્વરના ચિકિત્સક હતા. રાજાને આ રાજવૈદ્યની પાસેથી હમેશાં નવીન નવીન નિત્યોપયોગી દ્રવ્યના ગુણ જાણવાની ઇચ્છા થતી હતી. એથી વિવિધ ખાદ્યૌષધ અને કૃતાન્નવર્ગ પ્રભૃતિ ગુણસંગ્રહાર્થ આ દ્રવ્યગુણ-સંગ્રહ રચાએલો છે. જે જે ઔષધના કામમાં આવે છે એવાં એવાં ઉદ્‌ભિદનો ગુણો આમાં બરાબર લખ્યા નથી. ગ્રંથના આરંભમાં ચક્રપાણિ કહે છે કેઃ—

प्रायः पृच्छन्ति यन्नेशास्तद् द्रव्यगुणसंग्रहः ।
धारणस्मरणसुखो यथा स्याल्लिख्यते तथा ॥

---

+ પ્રોફેસર એમ. એચ. વિલ્સન જણાવે છે કે નરહરિ દક્ષિણના રહીશ હતા અને ૧૨ મા અને ૧૩ મા સૈકાની વચ્ચે આ ગ્રંથ રચાયલો છે.

આથી વૈદ્યોને ઉપયોગી એવો દ્રવ્યગુણોપદેશ એમાં નથી. નિત્યોપયોગી ખાદ્યૌષધ અને નિત્યસેવ્ય વિહારાદિ ગુણજ્ઞાનકુતૂહલી ગૃહસ્થની જિજ્ઞાસા પૂરી કરવા માટે જ આ ગ્રંથ લખાયલો છે. અમે જાણીએ છીએ તે પ્રમાણે તો કોઇ પણ નિઘંટુ ઉપર ટીકા લખાઇ નથી. પણ ચક્રપાણિના આ 'દ્રવ્યગુણસંગ્રહ' ઉપર ટીકા છે. શિવદાસે એ ટીકા લખેલી છે. ટીકાના અંતે શિવદાસે લખ્યું છે કે:—

कृतिर्ममैषाखिलतंत्रतत्त्ववित् चिकित्सकानोपकरोति यद्यपि ।
तथापि नव्यान् भिषजोऽल्पदर्शनः परान् सहस्रानन् लयिष्यति ॥

**રાજવલ્લભ**—રાજવલ્લભવૈદ્યકૃત દ્રવ્યગુણસંગ્રહ પ્રભાતાદિ આહ્નિકકૃત્યાનુસાર પાંચ અધ્યાયમાં વિભક્ત થએલો છે. છઠ્ઠા અધ્યાયમાં ઔષધના ગુણ બહુ જ ટુંકમાં અને સ્થૂલ ભાવમાં લખેલા છે. રાજવલ્લભનું પઠન કરતાં માલમ પડે છે કે વૈદ્યોને દ્રવ્યગુણનું જ્ઞાન થાય એવો કાર્યોપયોગી અને સંતોષજનક એ ગ્રંથ નથી. રાજવલ્લભ અર્ક, ગણિયારી, એરંડ, ગોક્ષુર, કંટકારી, બૃહતી, અતિવિષા, મધુક, ગિરિકર્ણિકા, દૂર્વા, કરંજ, કુટજ, મુસ્તક, ગુડૂચી, ધુસ્તૂર, ગુગ્ગુલ, તુલસી, અપામાર્ગ, વચા પ્રભૃતિ સુપ્રસિદ્ધ ઉદ્ભિદોના ભેદનો ઉલ્લેખ નથી કરતા; તેમ જ નિર્ગુંડી, મુષ્કક, શેફાલિકા અને કાકડાસીંગી જેવાં અત્યંત વપરાતાં ઔષધોનો ગુણોલ્લેખ પણ નથી કરતા. અર્મર, ગર્ગર, ચિંગ, ખલિશ વગેરે માછલાંના ભેદ પાડેલા દેખાય છે તેથી ખાત્રી થાય છે કે આ રાજવલ્લભ બંગાળ તરફના હશે.

**ભાવપ્રકાશાન્તર્ગત દ્રવ્યગુણસંગ્રહ**—ભાવમિશ્રસંગૃહીત દ્રવ્યગુણસંગ્રહ દ્રવ્યગુણના પૂર્ણ જ્ઞાનને માટે બહુ ઉપયોગી નથી છતાંયે, કર્માભ્યાસની દૃષ્ટિથી તે પૂર્ણ છે. જ્યારે મોગલો હિંદમાં રાજ્ય કરતા હતા તે વખતે ભાવપ્રકાશ રચાએલો છે. યુનાની ચિકિત્સકોએ વાપરેલાં અને પરદેશથી આવેલાં કેટલાંક ઔષધો ભાવપ્રકાશમાં વર્ણવેલાં છે. ભાવમિશ્ર ઇ. સ. ના ૧૬ મા સૈકામાં થઇ ગયા.

વૈદ્યકમાં કેટલાક નિઘંટુઓ અથવા દ્રવ્ય ગુણ વેત્તાઓનો ઉલ્લેખ મળે છે તે નીચે પ્રમાણે છે:—

૧ હલાયુધ
૨ ચંદ્રનંદનકૃત ગજનિઘંટુ
૩ ભોજરાજ નિઘંટુ
૪ બોપદેવકૃત હૃદયદીપ
૫ મુદ્ગલકૃત દ્રવ્યરત્નાકરનિઘંટુ
૬ શેષરાજ નિઘંટુ
૭ કૈયદેવકૃત કૈયદેવરત્નાકર નિઘંટુ
૮ કેશવકૃત સિદ્ધમંત્ર
૯ વિશ્વનાથસેનકૃત પથ્યાપથ્યનિઘંટુ
૧૦ ત્રિમલ્લભટ્ટકૃત દ્રવ્યગુણશતશ્લોકી
૧૧ રત્નાવલી
૧૨ માધવકૃત દ્રવ્યાવલી
૧૩ રત્નમાલા
૧૪ મુરાદાબાદનિવાસી શાલિગ્રામવૈદ્યે રચેલો બૃહન્નિઘંટુ રત્નાકર.
૧૫ જુનાગઢનિવાસી રઘુનાથજી ઇંદ્રજી વિરચિત નિઘંટુસંગ્રહ.×

યુનાની હકીમો અથવા હિંદુસ્તાનના મુસલમાની વૈદ્યોએ પણ આ વિષય ઉપર ઠીક મહેનત લીધેલી છે. મુસલમાન પાદશાહો તરફથી મળતા ઉત્તેજનને લીધે યુનાની હકીમોએ એક એકની સ્પર્ધામાં કેટલુંક સારૂં સાહિત્ય પ્રગટ કર્યું છે. પણ તેમની કૃતિઓ બહુ પ્રાચીન

× વિરજાચરણગુપ્તકૃત 'વનૌષધિદર્પણ'ની પ્રસ્તાવનામાંના 'નિઘંટુવિવરણ'માંથી.

નથી. યુનાની હકીમોમાં ઔષધોપયોગી વનસ્પતિ ઉપરનાં પુસ્તકોમાં **તાલીફ શરીફ** સારૂં મનાય છે. **મખઝન્-અલ-અદ્વિયા**-જે પુસ્તકનો ડૉ. ડીમકે તેની મૅટીરીઆ મેડીકા લખતી વખતે બહુ સારો ઉપયોગ કર્યો છે તે પણ યુનાની ઔષધો માટે સારો પ્રમાણભૂત ગ્રંથ મનાય છે. આ બે ઉપરાંત ઘણાયે ગ્રંથો ફારસી, ઉર્દુ, અરબી વગેરે ભાષાઓમાં લખાયલા છે.

## હિંદની ઔષધોપયોગી વનસ્પતિનો ખરો વિકાસયુગ.

ઉપર આપણે ધન્વન્તરિથી માંડીને કેટલાક મુખ્ય મુખ્ય નિઘંટુઓ તેમ જ યુનાની હકીમોના ગ્રંથો વિષે જોઈ ગયા, પણ આ દેશનાં ઓસડીઆં ( Indigenous druge ) નો ખરો વિકાસ આ દેશમાં ક્રીશ્ચીયન યુગ બેઠા પછીથી જ થએલો જણાય છે. ઘણાયે વનસ્પતિશાસ્ત્રીઓ અને ડૉક્ટરોની સહાયથી આ વિષય ઉપર વધારે પ્રકાશ પડેલો છે. પોર્ચ્યુગીઝો હિંદુસ્તાનમાં પહેલવહેલા જ્યારે આવ્યા ત્યારે હિંદુઓની ત્રિફલા ( Three Myrobalans ) અને બીજા કેટલાક તેજાનાને યુરોપ પાછા લઈ ગએલા. ૧૬મા સૈકામાં આવી રીતે ઘણાયે મુસાફરો પરદેશથી સાત સમુદ્ર ઓળંગીને આવ્યા અને ગયા છે. તેમના ઘણાયે મુસાફરી સંબંધીના ગ્રંથોમાંથી હિંદુસ્તાનનાં ઓસડીઆંની માહીતી મળી આવે છે. જેવી રીતે પરદેશીઓ અહીંની દવાઓ, તેજાના વગેરેને યુરોપ લઇ ગયા છે તેવી જ રીતે દારૂડી, અનનસ, સીતાફળ વગેરે અનેક પરદેશી છોડવાઓને પણ તેઓએ હિંદમાં દાખલ કરેલા છે-જે અત્યારે હિંદુસ્તાનમાં ઢગલાબંધ થાય છે. " **હોર્ટસ મેલેબેરીકા** "એ હિંદુસ્તાનના ઔષધોપયોગી છોડવાઓની પહેલવહેલી માહીતી આપી છે. પણ આ દિશામાં ખરૂં કામ તો બેંગાલ એશીઆટીક સોસાયટીની સ્થાપના થયા પછીથી જ થયું ગણાય. આ સોસાયટીના સ્થાપક અને પહેલા પ્રમુખ **સર વીલીયમ જોન્સ** એક નિષ્ણાત વનસ્પતિશાસ્ત્રી અને વિદ્વાન સાક્ષર હતા. આ સોસાયટીને ઇગ્લાંડની રૉયલ સોસાયટી જેવી પ્રતિષ્ઠાવાળી બનાવવાનો તે મહાનુભાવનો આશય હતો. એ વિદ્વાને હિંદુસ્તાનની ઔષધોપયોગી વનસ્પતિઓ ભેગી કરવા માટે એક નીચે પ્રમાણે ભાષણ પણ સોસાયટી રૂબરૂ આપેલું જેનો ભાવાર્થ આ રહ્યો:—

" જે હજારો છોડવાઓનું હજી યુરોપીઅન બૉટાનીસ્ટોને અધુરૂં જ્ઞાન છે અને જે હજારો ઔષધોપયોગી વનસ્પતિ વિષે તેમને જરા પણ જ્ઞાન નથી-તેવા હજારો છોડવાઓ હિંદુસ્તાનનાં મેદાનો અને વનોમાં હજી રહેલા છે. સંસ્કૃત ભાષાના સર્વોત્તમ કોષ અમરકોષમાં આશરે ૩૦૦ ઔષધોપયોગી વનસ્પતિઓનો ઉલ્લેખ છે. મેદિનીકોષમાં આથીયે વધારે હશે. દ્રવ્યાભિધાનમાં, મારા ધારવા પ્રમાણે, આ કરતાં પણ વધારે વનસ્પતિઓનો ઉલ્લેખ છે. " ×

આ મહાનુભાવે બેસાડેલો દાખલો તેમની પછી આવનારા બીજાઓને અત્યંત ઉપયોગી થઇ પડયો. હિંદુસ્તાનના વનસ્પતિશાસ્ત્રના પિતાતુલ્ય ગણાતા **રૉકસબર્ગે** ( Linneus of Indian Botany ) આ દેશના ઔષધોપયોગી ઘણાયે છોડવા તેના 'ફ્લોરા ઇન્ડીકા'માં ભેગા કર્યા છે. ડૉ. લીન્ડલેએ પણ ઔષધોપયોગી વનસ્પતિઓ, રૉકસબર્ગના '**મેગ્નમ**

× Sir William Jones' works vol II P. 2. 1799

ઓપસ ’ને આધારે ઠીક સંખ્યામાં ભેગી કરેલી છે. રૉકસબર્ગનો ફ્લોરા ઇન્ડીકા જ્યાંસુધી ફાર્માકોપીઆ ઓફ ઇન્ડીઆ પ્રસિદ્ધ ન થએલો ત્યાંસુધી એક પ્રમાણભૂત ગ્રંથ તરીકે મનાતો હતો. અને ખરેખર રૉકસબર્ગે ઘણું નવું એકઠું કર્યું છે એમાં સંદેહ પણ નથી.

૧૯મા સૈકાની શરૂઆતમાં **જ્હૉન ફ્લેમીંગે** આ દેશની વનૌષધિ ( Medicinal Plants ) વિષે એક સુંદર લેખ લખ્યો છે." "A catalogue of Indian Medicinal Plants and Drugs with their names in Hindustani and Sanskrit" એ મથાળા નીચે તે લેખ ' એશીઆટીક રીસર્ચીઝ ' ( Vol. XI 1810 )માં છપાયો છે. અહીં તહીં વેરાયલી ખબરોને પહેલી જ વાર આવી રીતે વૈદ્યકીય જગત્ આગળ મૂકવાનું માન તેમને ઘટે છે.

૧૯મા સૈકાની શરૂઆતમાં એક બીજો અગત્યનો ગ્રંથ ' **એઈન્સ્લીની મેટીરીઆ મેડીકા**—બહાર પડ્યો. એઇન્સ્લી મદ્રાસમાં ઘણાં વર્ષો સુધી રહેલો અને મદ્રાસ ઇલાકાનાં ઓસડીઆં સંબંધી એણે ઘણી જ સારી માહીતી આપેલી છે.

આ જ અરસામાં કલકત્તામાં ' મેડીકો-ફીઝીકલ સોસાયટી 'ની સ્થાપના થઇ. આ દેશનાં ઓસડીઆં સંબંધી આ સોસાયટીએ પણ અગત્યનો ફાળો આપ્યો છે. આ જ સોસાયટી તરફથી પ્રસિદ્ધ થતા માસિકમાં આ દેશનાં ઓસડીઆં વિષે વિગતવાર માહીતી પૂરી પાડવામાં આવેલી છે. વૉલીચ, હૉરેસ હેમન વીલ્સન, દીવાન રામકમલસેન અને બીજા વિદ્વાનોએ પણ આ દેશનાં ઓસડીઆં સંબંધી ડૉક્ટરોનું ઠીક ધ્યાન ખેંચ્યું છે.

આર્થિક દૃષ્ટિએ ઉપયોગી એવા છોડવાઓ ( Economical plants ) તરફ ખાસ ધ્યાન આપનાર તરીકે ડૉ. **જે. એફ. રૉયલનું** નામ ખાસ ધ્યાન ખેંચે છે. સહરાણપુરના બૉટેનીકલ ગાર્ડન્સ (વનસ્પતિ ઉદ્યાનો) આ વિદ્વાનની મહેનતના અત્યંત ઋણી છે. Antiquity of Hindoo Medicine, Materia Medica, અને Botany of the Himalayan mountains—આ ગ્રંથો લખીને તેણે આ દેશમાં સાધારણ રીતે વપરાતાં ઔષધો તરફ આ દેશના ડૉક્ટર વૈદ્યોનું ઠીક ધ્યાન ખેંચ્યું. આ ઉપરાંત સહરાણપુરની ઠંડી હવાને લીધે વિદેશના કેટલાક છોડવાઓને પણ તેમણે ઠંડી હવાવાળી જગોમાં ઉછેરવાનો પ્રયત્ન કરી જોયો. આ જ વિદ્વાને હિંદુસ્તાનનાં બજારૂ ઓસડીઆં પર પણ એક અગત્યનો લેખ લખી બહાર પાડ્યો છે ( Bengal Asiatic Society ના પ્રથમ ગ્રંથમાં ).

ઍગ્રી-હૉર્ટીકલ્ચરલ સોસાઇટીનો પણ આ સ્થળે નામોલ્લેખ કરવો જોઇએ, કારણ કે તેણે પણ તેનાથી બનતું આ દિશામાં કર્યું છે.

**સર વીલીયમ ઓશાઉધ્નેસી**—જેમણે કલકત્તા મેડીકલ કોલેજમાં રસાયનશાસ્ત્રની ખુરસી શોભાવી હતી અને જે હિંદુસ્તાનમાં ટેલીગ્રાફના પ્રથમ ડીરેક્ટર હતા—એમણે પણ હિંદુસ્તાનનાં ઓસડીઆં માટે મહત્વનું કામ કર્યું છે. કેટલાંક ઉપયોગી ઓસડીઆંનું પહેલી જ વાર રાસાયનિક પૃથક્કરણ તેમના હાથથી થયું છે. આ વખતે ડૉ. **વૉલીચ** કલકત્તાના બૉટેનીકલ ગાર્ડન્સના ઉપરીની જગો પર હતા, અને તેમણે પણ વીલીયમ ઓશાઉધ્નેસીને ઔષધોપયોગી છોડવાઓ પારખીને ( identify કરી આપીને ) ઠીક સહાય આપેલી. ઓશાઉધ્નેસી અને વૉલીચ બંનેના સંયુક્ત શ્રમને લીધે બેંગાલ ફાર્માકોપીઆ પ્રસિદ્ધ થયો. આ ગ્રંથ સને ૧૮૪૪ માં બંગાલ સરકારે છપાવ્યો છે. ઓશાઉધ્નેસીએ તેના પુરોગામીઓના

દરેક પ્રયત્નનો લાભ લેવામાં જરા પણ મણા રાખી નથી. આ ગ્રંથની પ્રસિદ્ધિથી હિંદુસ્તાનનાં ઓસડીઆંના અભ્યાસને નવીન વેગ મળ્યો—યુરોપના રસાયનશાસ્ત્રીઓને પણ આ ગ્રંથે આકર્ષ્યા. બીજા દેશના ફાર્માકોપીઆમાં પણ આ ગ્રંથનાં ઉપયોગી ઓસડીઆંને દાખલ કરવામાં આવ્યાં.

સ્વ. પ્રીન્સ ઑાલ્બર્ટની પ્રેરણાથી પ્રદર્શનો ભરાવા લાગ્યાં. સૌથી પ્રથમ પ્રદર્શન ૧૮૫૧ માં લંડનમાં ભરાયલું. આવાં પ્રદર્શનો દ્વારા હિંદુસ્તાનનાં ઓસડીઆં જોવાનો દરેકને સારો લાભ મળતો. આ પ્રદર્શનોએ પણ હિંદુસ્તાનનાં ઓસડીઆં સંબંધીના જ્ઞાનમાં ઠીક ફાળો આપ્યો છે. પણ પહેલ વહેલા એ પ્રદર્શનમાં ધાર્યું કામ ન થયું. બીજા પ્રદર્શનમાં (૧૮૬૨) ડૅા. જે. એફ. વૅાટસને–ઇંડીજીનસ ડ્રગ્ઝ ડીપાર્ટમેન્ટનો ચાર્જ જેના હાથમાં હતો તેમણે–હિંદુસ્તાનનાં ઓસડીઆં ઉપર ઠીક પ્રકાશ પાડ્યો હતો.

૧૮૬૭ માં રાણી વિકટોરીઆના હિંદુસ્તાનના સેક્રેટરી ઑાફ સ્ટેટની દેખરેખ નીચે "**ફાર્માકોપીઆ ઑાફ ઇન્ડીઆ**" પ્રસિદ્ધ થયો. આ દેશનાં ઓસડીઆં માટે હજી સુધી આ ગ્રંથ પ્રમાણભૂત ગણાય છે. અત્યાર સુધીનાં ચોપાનીઆં, માસિકો વગેરેમાં જે લેખો આ વિષય ઉપર બહાર પડતા હતા તે બધાનો આ મહાગ્રંથમાં ઉપયોગ કરવામાં આવ્યો હતો. હિંદુસ્તાનના દરેક મેડીકલ ઑાફીસરને આ ગ્રંથ પહોંચાડવામાં આવ્યો હતો. આવી રીતે ૧૮૪૪ માં બહાર પડેલા બેંગાલ ફાર્માકોપીઆ પછી ૨૪ વર્ષ પછી એટલે ૧૮૬૮ માં આ ગ્રંથ બહાર પડયો ત્યાં સુધીમાં આ વિષયનું જ્ઞાન પણ ઠીક વધેલું હતું.

મેડીકલ કોલેજોની આ દેશમાં સ્થાપના થઇ ત્યારથી તેના વિદ્યાર્થીઓએ પણ આ દિશામાં ઠીક ફાળો આપ્યો છે. કેટલાક મેડીકલ કોલેજોના ગ્રેજ્યુએટોનું પણ ધ્યાન આ તરફ આકર્ષાયલું છે.

ડૅા. **વૅારીંગનુ** નામ પણ આ સ્થળે ન ભુલાવું જોઇએ. હિંદુસ્તાનનાં ઓસડીઆંના ગુણદોષ તપાસવામાં તેના જેવી બારીક નજર ઘણા ઓછાની હશે. આ વિષય તરફ તેનું ધ્યાન જ્યારે તે બ્રહ્મદેશમાં નોકરી કરતો હતો ત્યારે જ ગએલું. એક દિવસ તેના વાપરની યુરોપીઅન દવાઓનો જથ્થો બધો ખુટી ગયો ત્યારે તે ખૂબ સકડામણમાં આવી ગએલો. એવે વખતે શું કરવું તે તેને સૂઝેલું પણ નહિ. ગરજનો માર્યો તે હિંદુસ્તાનનાં ઓસડીઆં વાપરવા તરફ વળ્યો. તેનું વનસ્પતિશાસ્ત્રનું અચ્છું જ્ઞાન આ વખતે તેને સારૂં ખપમાં આવ્યું. તેણે આ દેશી ઓસડીઆં વાપરવાનું શરૂ કર્યું અને યુરોપથી આવતાં મોંઘાં ઔષધો કરતાં આ દેશી ઔષધો તેને તેટલા જ ગુણવાળાં અને છતાંય સસ્તાં જણાયાં. આનું પરિણામ તેણે "**Notes on some of the principal Indigenous Tonics, Anthelmintics &c of India**" એ લેખો દ્વારા બહાર પાડયું. 'ઇન્ડીઅન એનલ્સ ઑાફ મેડીકલ સાયન્સ'માં આ લેખો બહાર પડેલા છે જે અત્યારે ભાગ્યે જોવાને મળે છે.

જંગલખાતાના ખંતીલા માણસોએ પણ આ વિષયમાં તેમનાથી બનતું કર્યું છે. જંગલમાં ફરતાં ઘણા નવા છોડવા તેમના જોવામાં આવે એ સ્વાભાવિક છે. જંગલની જંગલી જાતોને મળવાનો પણ લાભ તેમને ઠીક મળ્યા કરે એ પણ દેખીતું છે. સ્વ. ડૅા. **સ્ટુઅર્ટે** તેમના "**પંજાબ પ્લાન્ટસ**" નામના ગ્રંથમાં ગામડીઆ અને જંગલી લોકો જે જે

દવાઓ વાપરતા, લગભગ તે બધીનો ઉલ્લેખ કર્યો છે. હિંદુસ્તાનના ઘણાખરા ભાગોનાં ઝાડપાન ઓળખવામાં પણ ગેબલ જેવા ફોરેસ્ટ ઑફીસરોએ ઠીક સહાય આપેલી છે.

૧૮૮૩–૮૪ માં કલકત્તામાં ભરાયલા ઇન્ટર્નેશનલ એગ્ઝીબીશને (આંતરરાષ્ટ્રીય પ્રદર્શને) હિંદુસ્તાનનાં ઓસડીઆં સંબંધી ઘણું જ મહત્વનું કામ કર્યું છે. આ પ્રદર્શન વખતે હિંદુસ્તાનનાં ઓસડીઆંનું પ્રદર્શન કરવા માટે જે મહેનત **મી. ટી. એન. મુકરજી** અને **સર જ્યૉર્જ વૉટ** બંનેએ લીધી છે તે માટે તેમને અભિનંદન ઘટે છે. “**ડીક્ષનેરી ઑફ્ ઇકૉનૉમીકલ પ્રૉડક્ટ્સ ઑફ્ ઇન્ડીઆ**” લખવાનો પ્રથમ સંકલ્પ મી. મુકરજીએ જ કરેલો પણ તે માન સર જ્યૉર્જ વૉટને જ ગયું. આ ગ્રંથ પણ ઘણોજ ઉપયોગી છે.

આ ઉપરાંત સ્વ. ડૉ. **કનૈયાલાલ દે** નું “Indigenous Drugs of India,” મી. મુકરજીનું “Catalogue of Amsterdam–Exhibition” વગેરે ઉપયોગી ગ્રંથો પણ ન ભૂલવા જોઇએ.

## હિંદુસ્તાનનાં ઓસડીઆં સંબંધી કેટલુંક સાહિત્ય

હજી પણ હિંદુસ્તાનના દરેકે દરેક પ્રાંતની ઔષધોપયોગી વનસ્પતિવિષયક માહીતી મળે તેવું સાહિત્ય ઓછું છે. આસામ, ઓરીસા અને બિહારનાં ઓસડીઆં વિષે હજી જોઇએ તેવી હકીકત બહાર નથી આવી. **ઇરવીન**ની ‘ મેટીરીઆ મેડીકા ઑફ્ પટના ’ ૧૮૮૪ માં પ્રસિદ્ધ થએલી છે ખરી પણ તે ઉપરોક્ત બધા પ્રાંતોને પહોંચી વળતી નથી. ઉપરોક્ત પ્રાંતોની વનૌષધિ વિષે તે તે પ્રાંતોના ગેઝેટીઅરોનાં વોલ્યુમોમાં કેટલીક વિગત વેરાયલી છે ખરી.

આ સંબંધી ખરેખરૂં કામ મદ્રાસ તરફ થયું છે, કારણકે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીનો ખરો અડ્ડો મદ્રાસમાં જ જામ્યો હતો, અને આથી જ ઘણા વિદ્વાન સાયન્ટીસ્ટો અને ડૉકટરોનું ધ્યાન હિંદુસ્તાનના બીજા કોઇ પણ ભાગ કરતાં મદ્રાસ તરફ વધારે ખેંચાયું. આજ ઇલાકામાં વનસ્પતિશાસ્ત્રનાં ઉત્તમોત્તમ પુસ્તકો રચાયલાં છે. ર્‌હીડનો ‘ હૉર્ટસ મેલેબેરીકા, ’ રૉક્સબર્ગનો ‘ કોરોમંડલ પ્લૅંટ્સ, ’ વાઇટનું ઇકોન્સ–Icones, બેડમનો ‘ફ્લોરા સીલ્વેસ્ટ્રીકા’– આ બધા ગ્રંથો આ ઇલાકામાં રહેતા વિદ્વાનોની મહેનતથી જ લખાયલા છે. **એઇન્સ્લી**ની ૧૮૧૩ માં પ્રસિદ્ધ થએલી ‘ **મેટીરીઆ મેડીકા ઑફ્ હિંદુસ્થાન,** ’ અને ૧૮૨૬ માં પ્રસિદ્ધ થએલું ‘ મેટીરીઆ ઇન્ડીકા ’–હજી પણ આ બે ગ્રંથો મદ્રાસ ઇલાકાનાં દેશી ઓસડીયાં માટેના આધારભૂત ગ્રંથો છે. **વૉરીંગ** પણ મદ્રાસનાં ઓસડીઆં માટે પ્રમાણભૂત મનાય છે. ‘ **ફાર્માકોપીઆ ઑફ્ ઇન્ડીઆ** ’માં તેની મહેનત મૂર્ત થએલી છે. **બીડી**નું ‘ **પૅરીસ એગ્ઝીબીશન કૅટલૉગ ઑફ્ રૉ પ્રૉડક્ટ્સ ઑફ્ સધર્ન ઇન્ડીઆ** ’ પણ મદ્રાસનાં ઇન્ડીજીનસ ડ્રગ્ઝ માટેનું ઉપયોગી પુસ્તક છે.

પણ આ બધામાં અગત્યનું સ્થાન તો ડૉ. **મુઇદ્દીન શરીફ**નું છે. ફાર્માકોપીઆ ઑફ્ ઇન્ડીઆ સાથે તેમણે લખેલા supplement–વધારાએ તેમની કીર્તિમાં સારો વધારો કરેલો છે. તેમની ‘ **મેટીરીઆ મેડીકા ઑફ્ મદ્રાસ** ’ બહુજ સુંદર અને અપ–ટુ–ડેટ ગ્રંથ છે. આ ગ્રંથ પૂરો થતાં સુધી ગ્રંથકર્તા જીવ્યા હોત તો તેની ખૂબી ઓર જ આવત.

મુંબઇનાં ઓસડીઆં તરફ ઘણા વખત સુધી કોઇએ ધ્યાન ન આપેલું, પણ આખરે તે કામ કેટલાકે ઉપાડયું ખરૂં. ૧૮૬૧ માં પ્રસિદ્ધ થએલા **ડાલ્ઝેલ** અને **ગીબ્સનના ‘ બૉમ્બે ફ્લોરા ’** એ આ માટે રસ્તો કંઇક અંશે સાફ કર્યો કહેવાય, પણ મુંબઇમાં ઓસડીઆંનો ખરો ખ્યાલ તો આપણને ૧૮૬૨ માં પ્રસિદ્ધ થએલા બર્ડવુડના **“ વેજીટેબલ પ્રૉડક્ટ્સ ઓફ બૉમ્બે ”** એજ આપ્યો કહેવાય. ૧૮૬૭ માં પ્રસિદ્ધ થએલા ફાર્માકોપીઆ ઓફ ઇન્ડીઆમાં પણ મુંબઇનાં ઓસડીઆંનું સ્થાન નજીવું હતું. પણ એ પછી સ્વ. ડૉ. **સખારામ અર્જુન** અને ડૉ. **ડીમક**ની મહેનતના પરિણામે હિંદુસ્તાનના કોઇ પણ ભાગનાં ઓસડીઆં કરતાં વધારે પ્રમાણભૂત અને સુંદર કાર્ય થયું છે. **સખારામ અર્જુનનું ‘ બૉંબે ડ્રગ્ઝ ”** ૧૮૭૯ માં પ્રસિદ્ધ થયું. ડૉ. સખારામ આ કામ માટે બધી રીતે યોગ્ય પણ હતા.

પણ આ બધા કરતાં વધારે પ્રમાણભૂત એવો ગ્રંથ તો ડૉ. **ડીમકનો “ વેજીટેબલ મટીરીઆ મેડીકા ઓફ વેસ્ટર્ન ઇન્ડીઆ ”** છે. મુંબઇનાં જ નહિ પણ આખા દેશનાંયે ઓસડીઆં માટે સાધારણ રીતે આ સર્વોત્તમ ગ્રંથ છે. ડીમકનું **‘ ફાર્માકોગ્રાફીકા ઇન્ડીકા ’** ભવિષ્યમાં પણ વર્ષો સુધી આ દેશનાં ઓસડીઆં માટે એક પ્રમાણભૂત ગ્રંથ તરીકે સ્થાન ભોગવશે.

સિંધની ઔષધોપયોગી વનસ્પતિઓ તેમજ ઓસડીઆં વિષે હજી એક સારા ગ્રંથની જરૂર છે. ફક્ત **મુરેનો ‘ પ્લૅંટ્સ ઍન્ડ ડ્રગ્ઝ ઑફ સીંધ ’** એક જ ગ્રંથ આપણને મળેલો છે. **મુરે** ન હતો હોશિયાર ડૉક્ટર કે ન હતો નિષ્ણાત વનસ્પતિશાસ્ત્રી; એટલે તેનો ગ્રંથ પ્રમાણભૂત નથી ગણાતો.

પંજાબની વનૌષધિ તેમજ ઓસડીઆં વિષે પણ આપણું જ્ઞાન ઘણું અધુરૂં છે. **હોનીંગબર્જર**ના **‘ થર્ટી ફાઇવ ઇયર્સ ઇન ધી ઈસ્ટ ’**—નામના પુસ્તકમાં જ પહેલ વહેલાં આ પ્રાંતનાં ઓસડીઆં તેમજ ઔષધોપયોગી વનસ્પતિ સંગ્રહાયલાં છે. **હોનીંગબર્જર** રણજીતસિંહના રાજડૉક્ટર હતા અને પોતે હોમીઓપથીસ્ટ હતા. આ ગ્રંથમાં ઝાઝો માલ નથી. ૧૮૬૪ ના પંજાબના પ્રદર્શનમાંજ પંજાબનાં ઓસડીઆં ખરી રીતે પ્રકાશમાં આવ્યાં છે. **મી. બેડન પૉવેલનો ‘ પંજાબ પ્રૉડક્ટ્સ ’** નામનો ગ્રંથ તેમજ લાહોર મેડીકલ કોલેજના મર્હુમ પ્રીન્સીપાલ ડૉ. **બર્ટન બ્રાઉન**નો રીપોર્ટ—આ એજ પુસ્તકો આધારભૂત મનાય છે. એક ફોરેસ્ટ ઑફીસર તરીકે ડૉ. સ્ટુઅર્ટને એ પ્રાંતનાં ઓસડીઆં અને વનૌષધિ જોવા જાણવાનો જે લાભ મળ્યો તે તેમણે ‘ પંજાબ પ્લૅંટ્સ ’ નામના ગ્રંથમાં બહાર પાડયો છે. આ ગ્રંથમાં ડૉ. બ્રાઉન જેવા માણસની મદદ હોવાથી તે વધારે સારો છે.

આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતોની વનસ્પતિઓ અને ઓસડીઆં વિષે આપણે કંઇ જ જાણતા નથી. મી. **એટકીન્સન્સ**નું ‘ ઇકૉનૉમીક પ્રૉડક્ટ્સ ઑફ ધી નૉર્થવેસ્ટ પ્રૉવીન્સીઝ ’—આ એકજ ગ્રંથ એ પ્રાંતનાં ઓસડીઆં વગેરે જાણવા માટે આપણી પાસે છે.

મધ્યપ્રાંતો અને રાજપુતાનાનાં ઓસડીઆં તેમજ વનૌષધિ વિષે હજી ઘણું કરવાનું બાકી છે. જરૂરનું છે કે આ તરફ વનસ્પતિશાસ્ત્રીઓ અને નિષ્ણાત ઉદ્યોગી ડૉક્ટરોનું ધ્યાન ખેંચાય.

કાશ્મીર, બલુચિસ્તાન વિષે પણ કંઈજ સાધન નથી. આ રીતે હજી ઘણુંયે કરવાનું બાકી રહ્યું છે એ ધ્યાન દઇને વાંચનારને દીવા જેવું દેખાઈ આવશે.

'ફાર્માકોગ્રાફીકા ઇન્ડીકા' અને વૅાટ્સ 'ડીક્ષનેરી ઑફ ઇકોનોમીક પ્રૉડક્ટ્સ ઑફ ઇન્ડીઆ' આ બે પુસ્તકોને લીધે સાધારણ રીતે હવે આ કામ કરવામાં ઘણી મુશ્કેલીઓ નહિ આવે. હુકરના ફ્લોરાથી પણ ઘણું કામ તો સરીજ ગયું છે. હુકરના મહા મૂલ્યવાન ગ્રંથ પછી પણ હાલમાં નોખા નોખા પ્રાંતના નોખા નોખા ફ્લોરા રચાયલા છે. દાખલા તરીકે:—

૧ ડેવીડ પ્રેઇનનું—'બેંગાલ પ્લૅંટ્સ'

૨ જે. એફ. દુથીનું—'ગૅંજેટીક ફ્લોરા' જેમાં આગ્રાઅયોધ્યાના સંયુક્ત પ્રાંતની વનસ્પતિઓનો ઉલ્લેખ છે.

૩ થીયોડર કુકનો—'બૉમ્બે ફ્લોરા'

૪ હેઇન્સકૃત—'ફ્લોરા ઑફ ધી સેન્ટ્રલ પ્રોવીન્સીઝ'

૫ ગૅંબલકૃત—'ફ્લોરા ઑફ મદ્રાસ'

૬ કર્નલ લેમ્બર કૃત—'પંજાબ પ્લૅંટ્સ'

૭ સ્વ. જનરલ કૅાલેટકૃત—'ફ્લોરા સીમલેન્સીસ'

૮ મી બર્કીલકૃત—'પ્લેન્ટ્સ ઑફ બલુચિસ્તાન'

૯ રાયબહાદુર ઉપેન્દ્રનાથ કાંજીલાલ કૃત—'ફ્લોરા ઑફ આસામ'

આટલાં બ્રીટીશ હિંદનાં ઉપયોગી પુસ્તકો છે. દેશીરાજ્યોની વનસ્પતિઓ માટે જે. કવેમોંટ અને રૅાયલકૃત '**પ્લૅંટ્સ ઑફ કાશ્મીર**', વૅાલીચ અને બર્કીલકૃત '**પ્લૅંટ્સ ઑફ નેપાલ**', મેસર્સ બર્કીલ અને સ્મીથકૃત '**પ્લૅંટ્સ ઑફ ભુતાન ઍન્ડ સીકીમ**', રેવરન્ડ ફાધર બ્લૅટરકૃત '**પ્લૅંટ્સ ઑફ કચ્છ**', માયસોરના છોડવા માટે તે રાજ્યનું ગેઝેટીઅર વૅાલ્યુમ્સ અને ગુજરાત કાઠીઆવાડના છોડવા માટે ગુજરાતીમાં રા. જયકૃષ્ણ ઇંદ્રજીનું '**વનસ્પતિશાસ્ત્ર**'–આટલાં છે.[૧] સ્વ. કીર્તિકર અને ડૅા. બાસુના '**ઇન્ડીઅન મેડીસીનલ પ્લૅંટ્સ**'માં હિંદુસ્તાનની ઉપયોગી ઔષધોપયોગી વનસ્પતિઓ લેવાયલી છે. આ ગ્રંથ અત્યંત મહત્વનો છે.

## એક પુસ્તકાલયની જરૂર

ઉપરનાં પુસ્તકો બધાં અત્યારે મળી શકતાં નથી. જે મળે છે તે પણ ઘણાં કિંમતી છે. સાધારણ લોકો તેને ખરીદી શકે નહિ. અને ધનવાન વ્યક્તિ પણ એકલા હાથે આટલો મોટો જંગી ખર્ચ નજ કરી શકે. હુકરના ફ્લોરાના સાત ભાગના આશરે ૩૦૦ થી ૫૦૦ રૂપીઆ, ઇન્ડીઅન મેડીસીનલ પ્લેંટ્સના રૂ. ૨૫૦), વૅાટડીક્ષનેરી બધા ભાગોના રૂ. ૫૦૦)–આવી કિંમત વ્યક્તિઓ ન આપી શકે. અમેરિકાના ધનવાનો માટે આ મોંઘાં નથી; પણ આ હિંદુસ્તાન છે એ ન ભુલાવું જોઇએ. આને માટે તો એક સારી જગાએ

---

૧ આ બધું વર્ણન Indian Medicinal Plants. Introduction માંથી લીધેલું છે. ગુજરાતી વાંચકવર્ગને આ અમૂલ્ય થઈ પડશે એમ માનું છું.

વનસ્પતિશાસ્ત્રનાં બધાં પુસ્તકોવાળી એક લાયબ્રેરી—Botanical Library–સ્થાપન કરવી જોઇએ. સંસ્થાને તે ભારે નહિ પડે. પ્રયાસ કરનાર હશે તો તે માટે પૈસા મળી રહેશે.

મારી પાસે આ પુસ્તક લખતી વખતે આમાંનાં અમુક જ પુસ્તક હોત તો આ ગ્રંથ વધારે ઉપયોગી બનાવી શકાત. પણ પુસ્તકો કયાંથી મેળવવાં? જેની પાસે હોય છે તે તો ધીરતા જ નથી. ત્યારે ઉપાય શો?

## વનસ્પતિની કેટલીક અજાયબીઓ,

વનસ્પતિની અજાયબીઓ વિષે હું શું લખું? વનસ્પતિઓના અંગેઅંગમાં ચમત્કારો ભરેલા છે. ફુલની પાંદડીમાં, પાનની ડીંટડીમાં, મૂળમાં, બીજમાં, પાનમાં–દરેકમાં પ્રભુની અગાધ લીલાનો ડગલે ને પગલે પરિચય થાય છે. આ બધા માટે આંખો જોઇએ. જે વસ્તુ આપણી સાધારણ આંખોને રસહીન લાગે છે તે જ કુદરતના ઉપાસકોને રસમય લાગે છે. આપણે હમેશાં આકડાનાં ફુલો જોઇએ છીએ પણ આપણને તે જોઇ કશો જ આનંદ થતો નથી, જ્યારે **જયકૃષ્ણભાઇ** જેવા વનસ્પતિ સાથે તન્મયતા સાધી શકનાર સૃષ્ટિ-સૌંદર્યના ઉપાસકને મન તે અજાયબીનો ભંડાર છે. એક વખતે આકડાનાં ફુલ બતાવતાં મને જયકૃષ્ણભાઇએ નીચેના શબ્દો કહ્યા હતા:—

"ભાઈ ભાઈ! કેવી સરસ શોભા! કેવી સરસ Shading! એક સરખી પાંદડીઓ! કેવો સરસ દેખાવ! એવી જ શેડીંગ અને આવો જ કલર પૂર્યો હોય તો કપડા ઉપર કેવી સરસ ભાત પડે! પ્રભુની શી રચના છે! તેને પણ શોભા જ ગમે છે ને? આ મુગટ–Corona કેવો સરસ છે! આ જે તમે દેખો છો તે પુંકેસર નથી. તે તો ભવિષ્યના ફળનો બચાવ કરવા માટે ખીસકોલીઓ જેવું આવરણ છે. કેવી સરસ ખીસકોલીઓ છે? ભાઇ, તમો આઇગ્લાસથી જુઓ તો ખરા! બરાબર બે ખીસકોલીઓ, બે ટેનીસબેટ જેવાં બેટ તમને જોવા મળશે...પ્રભુની કળાને કોણ પહોંચી વળે તેમ છે? આપણા લોકો તો આકડો જોઇને કહે છે કે 'છી! તેમાં તે વળી શું જોવાનું છે?'..."

આવું તો ઘણુંયે લખી શકાય એમ છે, વનસ્પતિની અજાયબીઓ માટે તો સ્વતંત્ર ગ્રંથો લખાયલા છે. એક અંગ્રેજે જયકૃષ્ણભાઇને યોગ્ય જ કહ્યું હતું કે–" Jayakrishna! you have got nose while we have got eyes. અર્થાત્ આપણને નાક છે પણ આંખો નથી. આંખો તો અંગ્રેજોને છે. આ વાત ખરી છે. આપણે ફુલની સુગંધથી જ ખુશ થઈ જઇશું, જ્યારે યુરોપીઅન તેના પોલાણમાં એક કીડી શું કરી રહી છે, પતંગીઉં ઉડાઉડ કેમ કરી રહ્યું હોય છે–તે બધું તુરત જ જોઇ લે છે. આપણામાં બારીકાથી જોવાની ટેવ જ નથી.

વનસ્પતિઓની અજાયબીઓના એક બે નમૂના આપું? માડાગાસ્કરની મુસાફરીનું વર્ણન આપતાં એક અંગ્રેજ દરીઆઈ અમલદાર નીચે પ્રમાણે લખે છે: "માડાગાસ્કર આવ્યા પછી ત્રીજે દિવસે હું જંગલમાં ફરવા ગયો. જરાક દૂર જવાથી ભૂલો પડયો. રસ્તો જડયો નહિ. મને સખત તરસ લાગેલી. ઘણી ઝડપથી હું ચાલતો હતો. હું હતાશ થવાની અણી પર હતો. એવામાં કેટલાંક પાંદડાંને છેડે જાણે કે નાની નાની ઉભી બરણીઓ ન

બાંધ્યા હોય એવાં પાન મારા જોવામાં આવ્યાં. હું તેની પાસે ગયો અને અંદર જોયું તો સ્વચ્છ નિર્મલ જલ! જે પાણી મેં ત્યાં પીધું તે હું ધારૂં છું કે દેવો જે અમૃત પીતા હતા તે અમૃતતુલ્ય જ હતું!"*

**જલસરપોલીઆં** નામના છોડવા મીઠા પાણીમાં થાય છે. આને અંગ્રેજીમાં **Vallisneria Spiralis** કહે છે. નૈસર્ગિક વર્ગ **Hydrocharideæ** છે. આમાં નર ફુલ અને માદા ફુલ જુદા જુદા છોડવા ઉપર હોય છે. માદા ફુલની ડીંટડી ઘણી લાંબી હોય છે. અને તે આંટીઓવાળી અથવા વળ ખાધેલી (**Spiral-twisted thread-like filament**) હોય છે. ગર્ભાધાન પહેલાં આ આંટીઓવાળી દાંડી ઉભેરાય છે અને સીધી થઇને લંબાય છે. માદા ફુલ પાણીની ઉપર આવી જાય છે ત્યાં સુધી તે લંબાય છે. આ માદા ફુલ પાણીની ઉપર તરતાં રહે છે. નરફુલની ડીંટડી ઘણી ટુંકી હોય છે. આ ડીંટડી વધી શકતી જ નથી. નરફુલવાળા છોડનાં નાનાં નાનાં અસંખ્ય ફુલો એક નાનાશા પારદર્શક પોટામાં (**Spathe**) રહેલાં હોય છે. જ્યારે ફુલો ભરયૌવનમાં આવે છે ત્યારે આ આ પોટો ફાટે છે. નરફુલની ડીંટડી પણ છુટી થઈ ઉપર તરફ જતી રહે છે, અને છુટાં થએલાં નાનાં નાનાં ફુલો પણ–બધાં બીડાયલાં, દેખાવમાં નાનાં સફેદ મોતી જેવાં–પાણી ઉપર તરવા લાગે છે. તરત જ આ ફુલો માદા ફુલ તરફ વળે છે અને ત્યાં જઇને ઉઘડે છે. માદા ફુલ પણ આની જ વાટ જોતાં હોય છે. માદા ફુલ તેના સંયોગથી ગર્ભિત થાય છે. આ પછીથી તેની ડાંડલી પાછી આંટીઓ ખાઈ જલમાં ઉતરી જાય છે અને ત્યાં ફળ પાકે છે.+

આ શું સાનંદાશ્ચર્ય પમાડે એવી અજાયબ ઘટના નથી? લાખો રૂપીઆના ધનભંડારો આવું જોયા પછીથી નિરર્થક લાગે છે. આ છોડ આપણા દેશમાં પણ મીઠા પાણીમાં ઘણે ઠેકાણે ઉગે છે. "વનસ્પતિશાસ્ત્ર"માં પણ આનું વર્ણન આપેલું છે (વ. શા. પા. ૬૫૧).

રીસામણીનાં પાનની અજાયબી વિષે આજકાલ ઘણા જાણતા થઇ ગયા છે. બીજા કેટલાક છોડ માખી મારનારા હોય છે. **Dionœa Muscipula** એ આ જાતનો છોડ છે. કેટલાક છોડ છીંકો ખાય છે, કેટલાક મનુષ્યભક્ષક પણ છે, કેટલાક છેતરનારા પણ છે. આ બધી અજાયબીઓ વનના શોખીનોને જાણવામાં આવે છે. આવાં પુસ્તકોના વાચન પછી માણસ વધારે ભક્તિશાળી બને છે–વધારે નમ્ર અને રસિક બને છે. આવાં પુસ્તકોની આપણા સાહિત્યમાં તો ખોટ જ છે, પણ અંગ્રેજી સાહિત્યમાં આવાં એક નહિ પણ અનેક છે.[1]

વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ આવું આવું તો ઘણુંયે શીખવે છે.

**હાંસોટ**
અધિક ચૈત્ર સુદ. સં. ૧૯૮૧
તા. ૨૦–૩–૨૬.

**બાપાલાલ ગ. વૈદ્ય.**

---

* The Vegetable World by Louis Figuier pages 82–83. આ છોડનું નામ Nepenthes આપેલું છે. ચિત્ર પણ આપેલું છે. પ્રભુની લીલા આ નહિ તો બીજી શી હોય?

+ 'The Vegetable World' by Figuier p. 200. આનું ચિત્ર પણ ૨૦૧ મા પાને આપેલું છે તે રસિકોએ જોવા લાયક છે. આખા પુસ્તકની કીંમત આ વર્ણન વાંચતાં અને ચિત્ર જોતાં ખતમ થઇ જાય છે, અને "વાહ, પ્રભુ! વાહ!" આવા ઉદ્ગારો સહેજે નીકળી જાય છે.

૧. ગુજરાતીમાં સ્વ. નારાયણ હેમચંદ્રે "वनस्पति तत्त्वज्ञान" લખેલું છે જે વાંચવા યોગ્ય છે. એમાં આવી અજાયબીઓ ઘણી આપેલી છે. ગુજરાતી સાહિત્યમાં સેંમ ખાધાનું આ એક જ પુસ્તક છે.

# મી. જેલનું નાનકડું પુસ્તક.*

આ પુસ્તક છે તો ન્હાનું પણ તેની પ્રસ્તાવના અતિશય સુંદર છે. ૧૩ પાનાની નાની પ્રસ્તાવનામાં લેખક મી. **જેલ** હિંદુસ્થાનના લોકોને ઘણીજ વેગવતી અને રસિક ભાષામાં તેમના વનસ્પતિશાસ્ત્રના દુર્લક્ષ માટે ઠપકો આપી સુંદર બોધ આપે છે. પહેલા જ પાના ઉપર લેખકે "**गाढवाला गुळाची चव काय.**"–આ મરાઠી સૂત્ર ટાંકેલું છે. વાત આમ છે: એક શ્રીમંત શેઠીઆએ જેલ સાહેબને કહેલું કે 'તમારા પુસ્તકની અર્પણ-પત્રિકા જો તમો મને અર્પશો તો હું પુસ્તકનું બધું જ ખર્ચ આપીશ.' આ શ્રીમંતને વનસ્પતિશાસ્ત્રનો કક્કોયે આવડતો ન હતો. જંગલના એક પણ ઝાડને તે ભાગ્યે જ ઓળખતો હશે. એવા શ્રીમંતને એ પુસ્તક અર્પવાનું મી. જેલે ઉચિત ન ધાર્યું અને પોતાનો તેજોવધ પણ ન થવા દીધો. પુસ્તક આખરે **ખંડાલાના મહાર ધોંડીને** અર્પણ કરેલું છે:–

Dedicated to

**Dhoondie Mahar**, of Khandalla; who has a good memory and a happy temper together with considerable knowledge of the trees and plants of his native Jungles.

આ વિદ્વાન્ અને રસિક લેખક વનસ્પતિશાસ્ત્રનો અંતિમ ધ્યેય (End of Botany) શું એ દર્શાવતાં નીચેની સુંદર પંક્તિઓ વાંચકોને અર્પે છે:—

"For what is the end of Botany? Surely it is a coming close to one great section of creation by intelligent observation of its varied forms, involving increased power of sight and discrimination; an educated feeling for all the refinements to Form; a truer sense of Beauty resulting, let us hope, in a purer Architecture. It involves, moreover, a keener insight into natural processes; a conscientious respect for minute variations and tender gradations: the exact form of a leaf, the delicate bend of a stamen, the tiny dots upon a stalk, each having its meaning, and pointing with a marvellous consistency of differences of organization, propagation, and mode of life; and as deeper mysteries are discovered the raising of the Seer's mind into higher and truer reverence for Creative Wisdom. These, I believe, are some of the ends and tendencies of Botany; perhaps especially necessary now, when the age is blinded by the glare of its knowledge: or to speak more truly, when the air is darkened by myriads of unimportant facts; and the weariness which results from hav-

---

* A Hand-book for use in the 'Jungles of Western India.' By F. Gell.

ing too many things to think about, without having increased powers of thinking, requires just the kind of rest which this pursuit affords; not to speak of the tranquil scenes to which it leads us. The rush of streams, the song of innumerable birds, the rustling of ten thousand leaves as the breeze sweeps over the forest and moves its waving bed of loveliness; these can never lose their power to delight and calm the human mind; while the book of Nature opens for us, and slowly turns her illuminated pages, imprinted everywhere with the attributes of God."

**ભાવાર્થ**—વનસ્પતિશાસ્ત્ર (Botany) નો અંતિમ ધ્યેય શો? સરજનહારે સર્જેલા એક મહાન વિભાગ સાથે સંસર્ગમાં આવવું, બુદ્ધિપુરઃસરના અવલોકનથી તેનાં વિવિધ રૂપોને નિહાળવાં, દૃષ્ટિ અને વિવેકશક્તિઓનો ઉપયોગ કરીને, તેના સ્વરૂપના સૌષ્ઠવને શિક્ષિત મનોવૃત્તિથી નિહાળવું, તેમાં રહેલા સૌંદર્યને સાચી રસવૃત્તિથી પિછાનવું-આ બધાને વનસ્પતિશાસ્ત્રના અંતિમ ધ્યેય તરીકે ગણી શકાય.

પાનનું પૂર્ણ સ્વરૂપ, પુંકેસરની મૃદુતા, ડાંડી ઉપરનાં નાનાં નાનાં બિંદુઓ, તે પ્રત્યેક બિંદુનું જાણવાજોગ રહસ્ય, અદ્ભુત નિયમિતતાથી થતું પ્રત્યેક વનસ્પતિનું ઘટન (organizatoin) અને સંવર્ધન-આ બધું જાણ્યા અને જોયા પછી પ્રભુના અનંત અને અગાધ જ્ઞાન માટે ખરેખરૂં માન અને સાચી ભક્તિ પ્રગટે છે અને જીવન ઉદાત્ત બને છે. વનસ્પતિશાસ્ત્રના અંતિમ હેતુઓ અને તેની મનોવૃત્તિઓ (tendencies) કંઇક આમ ગણાવી શકાય.

જ્ઞાનના ઝબકારાથી અંજાઇ ગયેલા આ જમાનામાં અને વધારે સ્પષ્ટ કહું તો અનેક અનુપયોગી બાબતોથી કલુષિત થયેલા આજના વાતાવરણમાં, વિચાર કરવાની શક્તિ જરા પણ વધી નથી છતાંયે નાની મોટી અનેક વસ્તુઓનો વિચાર કર્યા કરવાથી ઉત્પન્ન થતા શારીરિક શ્રમને લીધે પણ આરામની જરૂર તો જણાય છે જ. આવે વખતે વનસ્પતિના સૌંદર્યનું પાન કરવાની જેને ટેવ પડી ગઇ હોય તેવાઓને માટે તો એ ટેવ-લત ખરેખર વિશ્રામસ્થાનરૂપ થઈ પડે છે. ખળખળ વહેતા ઝરાઓનો કલકલનિનાદ, અગણિત પક્ષીઓનું સંગીત, પવનની લહરીથી હાલી ઉઠતાં લાખો પાંદડાંમાંથી નિપજતું સુમધુર સંગીત-આ બધું શ્રમિત હૃદયને સાંત્વન આપવા માટે પૂરતું છે. પ્રકૃતિમાતા પોતાના પુસ્તકનું સ્વયં ઉદ્ઘાટન કરી તેનાં ચિત્રવિચિત્ર તેજસ્વી પૃષ્ઠોને એક પછી એક ફેરવીને વિશ્વનિયંતા પરમાત્માની અનંત અને અમેય શક્તિનો પરિચય કરાવે છે."

## •વનસ્પિતિઓ ગુણ કેમ નથી કરતી?

ઘણી વખત આવા પ્રશ્નો વૈદ્યો તેમજ સામાન્ય માણસો પાસેથી સાંભળવા મળે છે. આ નિઘંટુમાં દરેક વનસ્પિતિના અનેક ઉપયોગો દર્શાવવામાં આવેલા છે. દરેક વનસ્પતિ શું એ પ્રમાણે ગુણ આપતી હશે?-આવો પ્રશ્ન હમણાંજ મ્હને એક સજ્જને પુછેલો.

પ્રશ્નમાં ઘણું વજુદ છે. **ત્રિફલાના** કેટકેટલા ગુણાનુવાદ શાસ્ત્રોમાં ગવાયલા છે? અને બજારમાં મળતી ત્રિફલા તેવા કશાજ ગુણ ધરાવતી નથી એ વાત શું સાચી નથી? પણ એમાં દોષ ત્રિફલાનો નથી પણ ઔષધ બનાવનારનો છે—ઔષધોના સંગ્રાહકનો છે. બજારમાંથી મળતાં હરડે, બહેડાં અને આંબળાં ભેગાં કરી આપણે ત્રિફલા બનાવીએ છીયે. પછી ત્રિફલાના શાસ્ત્રોક્ત ગુણો આ ત્રિફલામાં ક્યાંથી હોય? સડેલાં, કેટલાયે વર્ષનાં વાસી બેહાં, અને કાળાં ઢંગધડાવિનાનાં આંબળાં! હરડેનું તો પુછવાનું જ શું? અર્ધોઅર્ધ સડેલી અને માલ વિનાની હોય છે. ત્રિફલાના ગુણ જોવા હોય તો સારાં, રસદાર, મોટાં લીલાં આંબળાં લઇને તેને છાયાશુષ્ક બનાવો. તાજાં બેહાંને ચુંટી લઇને છાયામાં સૂકાવી રાખો અને રસવીર્યપુષ્ટ હરડે મેળવો. પછી ત્રિફલા બનાવો અને જુઓ એના ગુણો. આપણે મહેનત લેવી નથી અને ગુણ મેળવવો છે, આ કેમ બને? ફાર્મસીઓનું ધ્યાન આ તરફ હજી સુધી ગયું નથી. ફાર્મસીઓએ જો પ્રતિષ્ઠા વધારવી હોય અને સાચા સેવક જ થવું હોય તો ઔષધસંગ્રહ અને દ્રવ્યોને સારા, ધૂળ વિનાના, ચોકખા સ્થાનમાં છાયાશુષ્ક બનાવવા તરફ લક્ષ્ય આપવું જોઇએ.

એક વખતે મ્હેં એક પ્રતિષ્ઠિત ફાર્મસી પાસેથી લીમડાની અંતરછાલનું ચૂર્ણ મંગાવેલું. છાલ ઘર આગળ કૂટતાં દમ નીકળી જાય છે એટલે જ તે મહેનતમાંથી બચવા માટે મેં તે ચૂર્ણ મંગાવેલું. પણ લાચારી સાથે મારે જણાવવું પડે છે કે જે ચૂર્ણ મારી ઉપર આવેલું તે લીમડાની ઉપર જે ખડબચડી, કાળી છાલ (ઉપરની) થાય છે તેનું હતું. જરા પણ સ્વાદ ન મળે. આવી લીમડાની છાલનું ચૂર્ણ વાપરનાર વૈદ્યને જો શાસ્ત્રોક્ત નિંબત્વક્ના ગુણ ન જણાય તો તેમાં દોષ શાસ્ત્રોનો છે શું? આવુંજ રગતરોહિડાની છાલ વિષે હું કહી શકુંછું. હજી આપણી ફાર્મસીઓમાં જોઇએ તેટલી સફાઇનો ખ્યાલ હોય છતાંયે ખપતને અભાવે વર્ષોથી પડી રહેલાં છાલ, પાંદડાં વિગેરે ફાર્મસીવાળા નાખી દે એટલા ઉદાર નથી. પરિણામે ઑર્ડર મળતાં વેંતજ ગમે તેવી છાલ—દ્રવ્યને પીસીને તેઓ આપણી રૂબરૂ ધરી દે છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે આપણે જો ઔષધિઓની ખરી પરીક્ષા જ કરવી હોય તો શાસ્ત્રોક્ત રીતિએ ઔષધસંગ્રહ કરવો જોઇએ, અને શાસ્ત્રોક્ત રીતિએ તેને સૂકવીને ઝીણું બારીક ચૂર્ણ તૈયાર કરવું જોઇએ. મોરબીમાં રા. રા. વૈદ્યરાજશ્રી. વિશ્વનાથભાઇ વિઠ્ઠલજી (ઝંડુ ભટ્ટજીના ભાઇ)ના દવાખાનામાં આવી સાફસુફ અને સ્વચ્છતા મ્હેં જોએલી છે. ત્યાં આગળ મ્હેં જેવું ગળોનું ચૂર્ણ અને આંબળાંનું ચૂર્ણ જોયું છે તેવું મેં ક્યાંયે જોયું નથી. આંબળાંનું સફેદ ચૂર્ણ અને ગળોનું લીલાશલેતું બારીક ચૂર્ણ! અને સ્વાદ પણ કેવો સુંદર? આવાં ઔષધો જ ધાર્યું કામ કરી શકે. પ્રતિષ્ઠા ઇચ્છનાર વૈદ્યો! આ પ્રમાણે કરી જોઇ ખાત્રી કરો. પ્રેમથી વનસ્પતિ લો અને ખંતથી તેનું સુંદર ચૂર્ણ બનાવી વાપરી જોવાથી સર્વને આ વાતની ખાત્રી થશે.

## બજારૂ ઓસડીયાં.

ડૉ. **ડીમક** અને સ્વ. ડૉ. **સખારામ અર્જુને** આ દિશામાં ઘણું સુંદર કામ કર્યું છે. આપણે પણ એવી જ રીતે કામ કરવું જોઇએ. જ્યાં સુધી આપણે બજારમાં ગાંધીને ત્યાં મળતાં ઓસડીયાં શું ચીજ છે, ક્યાંથી આવે છે, એમાં બીજી કોઇ દવાનો ભેળસેળ

તો નથીને ?–આ બધું પારખતાં નહિ જાણીએ ત્યાં સુધી આપણું ગાડું સરસ રીતે નહિ ચાલે. વૈદ્યનો મુખ્ય આધારજ વનસ્પતિદ્રવ્યો ઉપર છે, અને જો તેનેજ નહિ ઓળખીશું તો પછી આપણી શી દશા થશે ? મુંબાઇમાં રહેતા વૈદ્યરાજો ધારે તો બજારૂ ઓસડીયાં પારખવામાં, પારખીને તેનો નિર્ણય કરવામાં ઘણો અગત્યનો ફાળો આપી શકે.

અત્યારે પુનાની દ્રવ્યો પણ ઘણાં વેચાય છે. તેમાંનાં કેટલાંક સરસ ઉપયોગી છે. આ બધાંની પરીક્ષા કરવી જ જોઇએ. પરીક્ષા કર્યા વિના આપણે તેને ઉપયોગમાં શી રીતે લઈ શકીએ ?

**કાળોવાળો** એ શી ચીજ છે તેની આપણામાંના ઘણાખરાને ભાગ્યેજ ખબર છે. બજારમાં મળતી ઘોડાઆસન ( **अश्वगंधा** ) ક્યાંથી આવે છે, શેનાં મૂળીયાં છે, તેની પણ આપણને કયાં ખબર છે ? તાલીસપત્ર અને ત્રાયમાણ કયાં થાય છે ? બજારમાં એ નામથી જે વસ્તુઓ મળે છે તે શું છે ? કયાંથી આવે છે ? એ શાસ્ત્રોક્ત દ્રવ્યો છે કે બીજીજ ભળતી વસ્તુઓ છે ?–આ બધાની આપણે તપાસ કરી છે શું ?

બજારૂ ઓસડીયાં ( Bazar medicines ) ઉપર પણ એક મોટો ગ્રંથ લખી શકાય એમ છે. ઇશ્વરેચ્છા હશે તો એ દિશા તરફ પ્રયાસ કરવાનો મનોરથ સિદ્ધ થશે.

## ઉપસંહાર.

લગભગ એક વર્ષ પછી નિઘંટુનું લખાણ અને લખેલી પ્રસ્તાવના જોઉં છું ત્યારે મ્હને ' હજીએ ઘણું લખવાનું બાકી રહી ગયું છે ' એમ લાગે છે. આજે જો આ નિઘંટુ લખવા બેસત તો ઘણો સારો લખી શકાત એમ હવે લાગે છે. પહેલાં કરતાં મારાં સાધનો પણ ઘણાં વધ્યાં છે. આ બધા ઉપર વિચાર કરતાં મી. હર્ડરનાં નીચેનાં વાકયો યાદ આવે છેઃ—

"With the greatest possible solicitude avoid authorship. Too early or immoderately employed, it makes the head waste and the heart empty......"

જો કે હજી ' માથું ખાલી નથી થઇ ગયું ' કે ' હૃદય પણ ખાલી નથી પડી ગયું '– ઊલટું વધારે લખવાનું મન હવેજ થાય છે. પણ હવે ઘણું મોડું થઇ ગયું છે. મ્હારા ગામડાના વસવાટે પણ આ નિઘંટુ લેખન પ્રવૃત્તિમાં ઘણો વિક્ષેપ નાખ્યો છે, ઘણાંયે સાધનોથી–ઘણાંયે પુસ્તકોથી વંચિત રાખ્યો છે એટલે આ બધું જોતાં આ નિઘંટુમાં ઘણી ખામીઓ જણાશે. પણ હવે તે બધી ખામીઓ મ્હારા પછી થનાર બીજા લેખકોને માટે–ભવિષ્ય માટે–રાખીને આ કામ યથાશક્તિ પૂરૂં કરીને કૃતકૃત્ય થાઉંછું.

## વનસ્પતિના કુદરતી વર્ગો ( Natural orders )

પણ હજી એક વાત કહેવાની રહી જાય છે. આ નિઘંટુમાં જે નૈસર્ગિક વર્ગો રાખવામાં આવ્યા છે તે આધુનિક શાસ્ત્રીય જગતે સ્વીકારેલા ધોરણ અનુસાર છે. આપણા પ્રાચીન વર્ગો (**हरीतक्यादि** વિગેરે) અને ગણો (**वीरतर्वादिगण** વગેરે) ગમે તેટલા તે વખતને માટે સારા હશે, પણ આ જમાના માટે વનસ્પતિશાસ્ત્રવેત્તાઓએ ઘણાં સૈકાંઓની મહેનત પછી જે નૈસર્ગિક વર્ગો રાખેલા છે તે વધારે સારા છે એમ મને લાગે છે. આ વર્ગો

ઉત્પત્તિ અવયવો ઉપરથી પાડવામાં આવેલા છે. આ વર્ગો પ્રમાણે રીંગણાં, બટાકા અને મરચાં એક જ વર્ગમાં આવે છે અને ઘણાને તે કઢંગુ અને અરૂચિકર લાગે છે. પણ એક વખત તે પ્રમાણે જોતાં માણસ ટેવાઇ જશે તો પછીથી તેને તે વર્ગો સિવાય ચાલે જ નહિ. આ વર્ગોનો સવિસ્તર પરિચય અહિંઆં લંબાણુભયને લીધે આપ્યો નથી. પૃ. જયકૃષ્ણભાઇએ તેમના ચિરંજીવી ગ્રંથમાં આ વર્ગોનું સરસ ઓળખાણ આપેલું છે. જિજ્ઞાસુઓએ તે જોઇ લેવું. એ વર્ગોનાં અનુરૂપ દેશી નામો પણ પૃ. જયકૃષ્ણભાઇએ જે રાખેલાં છે તેજ અહિં કાયમ રાખવામાં આવ્યાં છે.

## આભાર

રા. ભાઇ **સનાભાઈ ગોવિંદભાઇ પટેલે** આ નિઘંટુનાં પ્રુફો જોયાં છે. પ્રુફરીડીંગ જેવું કંટાળાભરેલું કામ તે ભાઇએ ઘણી જ ઝીણવટથી અને વીરને છાજે એવા ઉત્સાહથી કરેલું છે. આ ગ્રંથમાં ઘણી ઓછી ભુલો રહી છે તે પણ તેમના જ પ્રતાપે. તે ભાઈ મને ન મળ્યા હોત તો મ્હારી મુસ્કેલીઓનો પાર ન રહેત. તે ભાઇનો આ સ્થળે જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

રા. રા. પૃ. **વૈદ્યરાજ અમૃતલાલભાઇ** અને રા. રા. મુ. **દુર્ગાશંકરભાઇએ** પણ અવારનવાર ઘણી સૂચનાઓ કરીને મને સહાયતા આપી છે. આ બન્ને વિદ્વાનોના પ્રોત્સાહન વિના કદાચ હું આ કામ આટલી ઝડપથી પૂરૂં પણ ન કરી શકત. આ સ્થળે એ બન્ને મહાનુભાવોનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

**અને રા. રા. ગજાનન વિશ્વનાથ પાઠક** જેમણે તેમના છાપખાનામાં આ નિઘંટુ છાપ્યો છે તે ભાઈને ભુલું તો હું કૃતઘ્ન ગણાઉં. તે ભાઇએ આ નિઘંટુને સુંદર અને સ્વચ્છ બનાવવા જેટલી જહેમત ઉઠાવી છે તેટલી બીજાએ ભાગ્યે જ ઉઠાવી હોત. તે ભાઇએ આ કામને પોતાનુંજ ગણી લીધું હતું. 'ગુજરાતી' અને 'નિર્ણયસાગર' જેટલી જ શુદ્ધતા અને સફાઇ આ ગ્રંથમાં દેખાય છે એ પ્રતાપ રા. ગજાનનભાઇના જ છે. તેમની કલાપ્રિયતાને ખોટું ગમતું જ નથી. નિઘંટુની વ્યવસ્થા માટે તે ભાઇએ જે શ્રમ ઉઠાવ્યો છે તે માટે પણ તેમનો આભારી છું. इति शुभम्.

હાંસોટ.
૮-૨-૧૯૨૭

**બાપાલાલ ગ. શાહ.**

# ग्रन्थ-संदर्भ.

## संस्कृत.


१ शोढलकृत गदनिग्रह ।
२ निघण्टुरत्नाकर
३ सुश्रुतसंहिता
४ चरकसंहिता
५ अष्टांगहृदयम् (वाग्भट)
६ वृंदकृत सिद्धयोग ।
७ चक्रदत्त ।
८ वंगसेनकृत चिकित्सासारसंग्रह ।
९ सिद्धभेषजमणिमाला ।
१० भावप्रकाश ।
११ शार्ङ्गधरसंहिता ।
१२ धन्वन्तरिनिघण्टु
१३ राजनिघण्टु
१४ मदनपालनिघण्टु
१५ राजवल्लभ
१६ राजमार्तण्ड
१७ वैद्यमनोरमा
१८ अमरकोष
१९ निघंटसंग्रह (स्व. कतोभट्टरचित)
२० वनौषधिदर्पण (स्व. कविराज विरजाचरणकृत)
२१ हारीतसंहिता
२२ वैद्यजीवन (लोलिम्बराजकृत)
२३ क्षेमकुतूहलम्
२४ आयुर्वेदविज्ञानम् भा. १, २ कविराज विनोदलालकृत ।
२५ शिवदत्तनिघण्टु.

# English.

1 Indian Medicinal Plants by Col. Kirtikar and Major Basu. Parts 2.

2 Indian Trees by Dietrich Brandis. K. C. I. E. Third Impression.

3 Flowering Plants of Western India by Rev. A. K. Nairne.

4 Glimpses into the Life of Indian Plants by I. Pfleiderer. 4th edition.

5 The Vegetable World by Figuier.

6 Poisonous Plants of Bombay by Col. Kirtikar in 2 parts.

7 Hooker's Flora of British India.

8 Indigenous drugs of India by Kanny Lall Dey.

9 Useful Plants of India by Drury.

10 Khory's Bombay Materia Medica.

11 Dymock's Materia Medica.

12 Bombay Drugs by Dr. Sakharam Arjuna.

13 Flora Medica by Lindley.

14 Bombay Gazetteer. Botany Volume XXV.

15 Vegetable Drugs of India by Deoprasad Sannyal.

16 Roxburgh's Flora Indica.

17 Materia Medica & Therapeutics by R. Ghosh.

18 Teatment of Tropical Diseases with Indigenous Drugs by Hemchandra Sen. M. D.

19 Gell's catalogue for use in the Jungles of Western India.

20 U. C. Dutt's Hindu Materia Medica.

# ગૂજરાતી.

૧ આર્યભિષક્—શંકર દાજી પદે શાસ્ત્રી.

૨ વનસ્પતિશાસ્ત્ર—જયકૃષ્ણ ઇંદ્રજી ઠાકર

૩ ઘરવૈદું—જટાશંકર લીલાધર.

૪ વનસ્પતિ ગુણાદર્શ—ભાવનગરના મહારાજા.

૫ કચ્છની જડીબુટ્ટી—જયકૃષ્ણ ઇંદ્રજી ઠાકર.

૬ નિઘંટસંગ્રહ—સ્વ. કતોભટ્ટ.

૭ આયુર્વેદ વિજ્ઞાન=ઝંડુ ફાર્મસી તરફથી પ્રસિદ્ધ થતું માસિક.

૮ વૈદ્યકલ્પતરૂ=ગૂજરાત આયુર્વેદિક ફાર્મસી તરફથી પ્રસિદ્ધ થતું માસિક.

# संज्ञाओनो परिचय.

चरक=चरकसंहिता

चरक. सू. स्था. अ=चरकसंहिता सूत्रस्थान अध्याय .... ।

सुश्रुत=सुश्रुतसंहिता ।

सुश्रुत सू. स्था. अ=सुश्रुतसंहिता सूत्रस्थान अध्याय .... ।

चि. स्था. अ=चिकित्सास्थान अध्याय ।

वि. स्था. अ=विमानस्थान अध्याय ।

क. स्था=कल्पस्थान ।

उ. स्था= उत्तरस्थान ।

शा. स्था=शारीरस्थान ।

ग. नि=गदनिग्रह ।

नि. र=निघण्टुरत्नाकर ।

वाग्भट=अष्टाङ्गहृदयम् ।

वृन्द=सिद्धयोग ।

भा. प्र=भावप्रकाश ।

ध. नि=धन्वन्तरिनिघण्टु ।

रा. नि=राजनिघण्टु ।

म. नि=मदनपालनिघण्टु ।

વ. ગુ = વનસ્પતિ ગુણાદર્શ

વ. શા = વનસ્પતિશાસ્ત્ર

ક. જ = કચ્છની જડીબુટ્ટી.

નિ. સં = નિઘંટસંગ્રહ

રૂ. નિ = રૂઘનાથજી નિઘંટુ.

Indi. Medi. Plants=Indian Medicinal Plants.
Glimpses=Glimpses into the Life of Indian Plants.
Indi. drugs=Indigenous drugs of India.
N. p.=Nairne's Flowering plants of Western India page.
Watt=Watt's Dictionary of Economic Products of India.
R. N. Khory=Khory's Materia Medica.
Brandis=Indian Trees by Brandis.
Dymock=Materia Medica by Dr. Dymock.

આ વિ. પુ = આયુર્વેદ વિજ્ઞાન પુસ્તક.

---

—ચરકસંહિતાનો ઉલ્લેખ જ્યાં જ્યાં આવે ત્યાં ત્યાં નિર્ણયસાગર પ્રેસ તરફથી જે ગુટકારૂપે બહાર પડેલી છે તેજ આવૃત્તિ સમજવી. જ્યાં चरकटीकानो ઉલ્લેખ હોય ત્યાં હાલમાં નિર્ણયસાગર પ્રેસ તરફથી સટીકચરકસંહિતા પ્રસિદ્ધ થઇ છે તે સમજવું.



# वर्गोनी अनुक्रमणिका





# Index of Natural Orders.

# वत्सनाभादि वर्ग

**N. O. Ranunculaceæ.**

## १ કલોંજી ૭૩

**નામો**—उपकुंचिका, स्थूलजीरकः, बाष्पिका, पृथ्विका (સંસ્કૃત). કલોંજી ૭૩ (ગુજરાતી); કલોંજી (હિંદી, મરાઠી); nigella sativa—નાઇજેલા સૅટાઇવા (લેટીન).

**गुणाः—**

पृथ्विका कटुतिक्तोष्णा वातगुल्मामदोषनुत् ।
कफाध्मानहरी शूलजंतुघ्नीदीपनी परा ॥
वृष्याचाजीर्णशमनी गर्भाशयविशोधिनी ॥

॥ ग. नि ॥

उक्तोपकुंचिका तिक्ता कट्वीचोष्णा च दीपनी ।
वृष्याचाजीर्णशमनी गर्भाशयविशोधिनी ॥
आध्मानवातं गुल्मं च रक्तपित्तं कृमींस्तथा ।
कफं पित्तं चामदोषं वातं शूलं च नाशयेत् ॥

॥ निघण्टु रत्नाकरः ॥

तीक्ष्णोष्णं कटुकं पाके रुच्यं पित्ताग्निवर्धनम् ।
कटुश्लेष्मानिलहरं गंधाढ्यं जीरकद्वयम् ॥
........तद्वद्विज्ञेया सोपकुञ्चिका ॥

॥ सुश्रुत. ॥

कल्वञ्चिका पाचनदीपनीपरं संधानयोग्या कफवातहारिणी
प्रवर्तयत्यार्तवमुष्णवीर्या भक्तेऽपि भक्तिं बहुलीकरोति ॥

॥ सिद्धभेषजमणिमालायाम् ॥

१ रक्तपित्ते—लोहगन्धिनि निःश्वासे उद्गारे धूमगन्धिनि ।
पृथ्वीकां शाणमात्रां च खादेद्द्विगुणशर्कराम् ॥

वृंदः । रक्तपित्ताधिकारे ॥

વર્ણન—કલોંજી જીરૂં એ વચ્છનાગના વર્ગની વનસ્પતિ છે. તેનું હિંદુસ્તાનના કેટલાક ભાગોમાં વાવેતર કરવામાં આવે છે. તેનાં બીજ ડુંગળીનાં બી જેવાં થાય છે. ગંધ જીરા જેવી જ હોય છે. કાલીજીરી કરતાં એનો રંગ સ્હેજ ઓછો કાળો હોય છે. તે નેપાલ તરફથી આવે છે. બજારમાં મળે છે.

## વૈદ્યકમાં કલોંજી જીરાનો ઉપયોગ—

૧ રક્તપિત્તમાં—લોઢાના કાટ જેવી અથવા ધૂમાડા જેવી ગંધ મ્હોંમાંથી નીકળતી હોય તો કલોંજી જીરૂ તેનાથી બમણી સાકર સાથે ખાઈ જવું. વૃદ.

વક્તવ્ય—જીરાના ઘણા ભેદો દર્શાવેલા છે. તેમાં ઉપકુંચિકાને પણ જીરાની જાતજ ગણાવેલી છે. ઉપકુંચિકાના ગુણ પણ જીરા જેવા જ છે એમ સુશ્રુત, રાજનિઘણ્ટુ અને ભાવપ્રકાશ વિગેરેમાં કહેલું છે. ડલ્હણ નીચે પ્રમાણે ઓળખાણ આપે છે., " स्थूलजीरकः। ईषत् कृष्णा 'बृहज्जीरक' इति लोके " (सू अ–६–४६) વૃન્દટીકાકાર શ્રીકંઠ તેને " स्वल्पजीरकम् " (अ–९–३४) કહે છે. શારંગધર ઉપરના ટીકાકારો ઉપકુંચિકાના અર્થ નીચે પ્રમાણે આપે છેઃ—

उपकुंचिका—(१) जीरकभेदः 'करौंजी' शब्दवाच्यः। म. ६. ९९

(२) कलवाजिका। गू. दि. ,,

(३) कृष्णजीरकः, कल्वजिका॥ म. ७. ५०

આ બધા ઉપરથી ઉપકુંચિકા એટલે કલોંજી જીરૂ એમ સ્પષ્ટ સમજાય છે અને 'કલોંજી' જુના વખતથી પ્રચલિત શબ્દ દેખાય છે. હવે पृथ्विका માટે જોઇએ. ડલ્હણ નીચે પ્રમાણે અર્થ આપે છેઃ—

(१) हिंगुपत्रिका, कृष्णजीरकमिति अन्ये। उ. अ. ४२

(२) श्यामवर्णः स्थूलजीरकः, हिंगुपत्रिकाइत्यपरे॥ क. ९.

(३) कृष्णजीरकः। सूत्र. ४९.

(४) स्थूलजीरकः। एलाइत्यन्ये, हिंगुपत्रिकाइत्यपरे॥ चि. अ. २

પૃથ્વીકા એ એલચીનો પર્યાય તો છે જ. હિંગુપત્રિકા શું હશે ? કૃષ્ણજીરકના શાહજીરૂં અને કાલીજીરી એવા અર્થો થઇ શકે પણ સ્થૂલજીરક કલોંજી જીરાને જ લાગુ પડે છે. ચરક સુશ્રુતમાં बाष्पिका શબ્દ નથી. વાગ્ભટ ટીકાકાર बाष्पिका ને 'હિંગુપત્રિકા' કહે છે.

ચરક સુશ્રુતમાં કલોંજી જીરાનો એકપણ સ્વતંત્ર ઉપયોગ નથી. ચરકમાં અપરા (ઑર) ન પડી હોય તો બીજાં દ્રવ્યો સાથે ઉપકુંચિકાનો ઉલ્લેખ છે.

( શા–૮–૯૧ ). ઉદરમાં નારાયણ ચૂર્ણના પાઠમાં અને ગુલ્મમાં તે બીજાં સાથે યોજાયેલું છે. શિરોવિરેચન તરિકે તેનાં ફલ ચરકમાં ગણાવ્યાં છે. ( સૂ. ૨–૨ અને વિ–૮–૧૭૪ ). હરીમાનિમાં ઉપકુંચિકા કે પૃથ્વીકાનું નામ નથી જણાતું. વિષમાં એકાદ બે ઠેકાણે બીજાં સાથે યોજાયલું છે.

ઓડકારની શુદ્ધિ કરવામાં તે લબ્ધખ્યાતિ હોવાથી તેનું નામ વાંતિશોધિની છે. વાગ્ભટ્ટે વચાદિચૂર્ણમાં ( યોનિરોગના અધ્યાયમાં ) ઉપકુંચિકા યોજેલું છે. એ સિવાય યોનિરોગહર તરીકે કે ગર્ભાશયવિશોધિની તરીકે તે વપરાયલું જણાતું નથી. ઇન્ડીયન મૅડીસીનલ પ્લૅંટ્સમાં આનો ઉલ્લેખ નથી.

**Actions and uses**—Anthelmintic, diuretic, galactagogue, emmenagogue and carminative. It is an aromatic adjunct to purgative and bitter remedies. A decoction of the seeds just after delivery is given to stimulate the uterus to contraction and to increase the secretion of milk; also in worms. As a carminative and stomachic with plumbagoroot it is given in dyspepsia, loss of appetite, diarrhœa, and intermittent fever. As an emmenagogue it is used in amenorrhœa and in dysmenorrhœa. In large doses it causes abortion. Locally it is largely used brayed in water to remove painful swellings of hands and feet. The seeds are scattered between woollen shawls and clothes as a protection against insects.

( R. N. Khory. Part II p. 17 )

**ભાવાર્થ**—કલોંજી જીરૂં, કૃમિઘ્ન, મૂત્રલ, સ્તન્યવર્ધક અને રજઃસ્રાવકારી તેમજ વાતહર છે. બહુજ કડવી દવાઓ સાથે તેમજ જુલાબની દવાઓ સાથે એની મેળવણી કરવામાં આવે છે. ગર્ભાશય–સંકોચ માટે પ્રસવ પછી તુરતજ તેનો કાઢો આપવામાં આવે છે; એથી ધાવણ પણ વધે છે. કૃમિમાં અપાય છે. ચિત્રકમૂલ સાથે કલોંજીજીરૂં અજીર્ણ, અગ્નિમાંદ્ય, અતિસાર અને વિષમ જ્વરમાં આપવામાં આવે છે. રજઃસ્રાવકારી હોવાથી તે અલ્પાર્તવ તેમજ પીડિતાર્તવમાં ઉપયોગી છે. મોટી માત્રામાં તે ગર્ભસ્રાવ કરનાર છે. પાણીમાં બાફીને, બહારથી તે હાથ અને પગના દુઃખયુક્ત સોજામાં બાંધવામાં આવે છે. જીવડાં ગરમ ઉનનાં લુગડાં ન બગાડે એટલા માટે એના દાણા લુગડાં વચ્ચે વેરવામાં આવે છે.

( ખોરી. ભા. ૨ પા. ૧૭ )

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૧૮૨; Indig–Drugs P. 206.

---

## ૨ અતિવખની કળી.

### N. O. Ranunculaceæ.

**નામો**—विषा, प्रतिविषा, शुक्लकंदा, शिशुभैषज्य, घूणवल्लभा, भंगुरा ( સંસ્કૃત ); અતિવખની કળી (ગુજરાતી,) અતીવિષ ( मराठी ) અતીસ ( હિંદી ) ઇન્ડીયન અતીસ ( અંગ્રેજી ); Aconitum heterophyllum—એકોનાઇટમ્ હેટરોફાઇલમ્–( લાટીનનામ. )

**परिचय**—

त्रिविधातिविषा ज्ञेया शुक्लाकृष्णातथारुणा ।
रसवीर्यविपाकेषु निर्विशेषागुणेऽधिका ॥
अतिविषा शुक्लकंदा ज्ञेया विश्वा च भंगुरा ।
मृद्वी च शिशुभैषज्या विषरूपा महौषधिः ॥
शोफापहाऽतिसारघ्नी शुक्लकंदा च सा स्मृता ।
श्यामकंदा प्रतिविषा विरूपा घुणवल्लभा ॥

( निघंट संग्रहे )

**गुणाः**—

कटूष्णातिविषा तिक्ता कफपित्तज्वरापहा ।
आमातीसार कासघ्नी विषच्छर्दि विनाशिनी ॥

॥ राजनिघंटु ॥

विषात्रयं त्रिदोषघ्नं पाचनं ग्राहि तिक्तकम् ।
बालानां सर्वदापथ्यं वमिशोफविमर्दनम् ॥

॥ शोढलः ॥

विषा सोष्णा कटुस्तिक्ता पाचनी दीपनी हरेत् ।
कफपित्तातिसारामविषकासवमिक्रिमीन् ॥

( भावप्रकाशः )

पाचन्यतिविषा तिक्ता ग्राहिणी दोषनाशिनी ॥

॥ राजवल्लभः ॥

### ઉપયોગ—

**चरक—१ आमातिसारे**–दद्यात्सातिविषां पेयां सामे साम्लां सनागराम् ॥

चरक. सू. २. २०

२ **दीपनाद्यर्थेषु**–अतिविषा दीपनीयपाचनीयसंग्राहकसर्वदोषहराणाम् ॥

( चरक सू. २५–३३ )

सुश्रुत—३ ...विकाविषे–प्रातःसातिविषं कल्कं लिह्यान्माक्षिकसंयुतम् ॥ सुश्रुत.क. ७–३९

४ कुंजरादीनां विषजुष्टानां हिते–....तत्रदुग्धैः गवादीनां सर्पिः सातिविषैः श्रृतम् ॥ सुश्रुत क. १–६४

वाग्भट—५ बालरोगे–एकां वातिविषां कासज्वर च्छार्दिरुपद्रुतम् ॥ वाग्भट. उ. २–५८

बंगसेन—६ सर्वकुक्ष्यामये–अंकोटस्य त्रयो भागाः भागश्चैकोऽरुणाभवः । तण्डुलोदक-सम्पीतः सर्व्वकुक्ष्यामयापहः ॥

॥ बंगसेन: ॥

७ शिशोः कासज्वर च्छार्दिषु अतिविषा–कासज्वरच्छर्दिभिरार्दितानां समाक्षिका-ञ्चातिविषां तथैकाम् ॥

॥ बंगसेन: ॥

વર્ણન—કરલીની ભાજીના છોડને મળતો આ એક જાતનો છોડ થાય છે–તેનાં આ મૂળીયાં છે. પૃથ્વીની સપાટીથી હિમાલય ઉપર ૮૦૦૦ થી ૧૩૦૦૦ ફુટ સુધીની ઉંચાઇમાં ઉગે છે. આ દવા ઘણા વખતથી આપણા દેશમાં પ્રસિદ્ધ છે. ઘણી સ્ત્રીઓ ઘરગથુ દવા તરિકે તેનો ઉપયોગ કરે છે. રાજનિઘંટુ તેની ત્રણ જાતો ગણાવે છેઃ–સફેદ. લાલ અને કાળી. મદનપાલ તેની ચાર જાતો ગણાવે છે. ત્રણ ઉપરાંત પીળી સાથે. હાલમાં તો બધેજ કેવળ સફેદ જાતજ જોવામાં આવે છે. સ્વ. કનૈયાલાલ દે લખે છે કે બંગાળાના ગાંધીઓ અતિ-વિષના બદલે કોઇક વખત asparagus sarmentosus ( શતમૂલી ) જે અતિ-વખને મળતી જ આવે છે તે આપે છે. બધામાં જેમ મોંઘવારી વધી તેમ આ દવાની પણ મોંઘવારી વધતી જ જાય છે. એનો સ્વાદ અતિશય કડવો હોય છે. વછનાગની જાતની વનસ્પતિ છે પણ વછનાગ જેટલી આ ઝેરી નથી.

## વૈદ્યકમાં અતિવિષાનો ઉપયોગ.

ચરક—(૧) આમાતિસાર થયો હોય તેણે અતિવખનો ભુકો અને સુંઠ એકેક તોલો લઇને બશેર પાણીમાં નાખીને ઉકાળવું. એક શેર પાણી બાકી રાખવું. આ પાણીમાં પછી કોઈ પણ જાતની ખટાસ નાખીને રાબ બના-વીને પીવી. આથી આમાતિસાર મટી જાય છે. સૂ. ૨–૩૦

(૨) અતિવખની કળીમાં દીપન, પાચન, સંગ્રાહક અને બધા દોષોને શાંત કરવાના ગુણ રહેલા છે. સૂ. ૨૫–૩૩

સુશ્રુત—(૩) ઉંદર કરડયો હોય તેવા માણસે સવારમાં ઉઠીને બેઆની ભાર અતિવખનું ચૂર્ણ મધ સાથે ચાટી જવું. क. ૭–૩૯

(૪) ગમે તે ઝેરી જીવજંતુના વિષથી પીડાતા માણસે ગાય વિગેરેના ઘીમાં અતિવખનું ચૂર્ણ નાખીને ઘી પકાવી લેવું અને તે લેવું. ક.૧–૬૪

વાગ્ભટ્ટ—(૫) બચ્ચાંને ખાંસી, તાવ, ઉલટી વિગેરેમાં એકલી અતિવખની કળી મધ સાથે આપવી. ઊ. ૨–૫૮

બંગસેન—(૬) અંકોલના મૂળની છાલના ત્રણ ભાગ અને અતિવખની કળીનો એક ભાગ ચોખાના ધોવણ સાથે પીવાથી ગ્રહણીની પીડા મટે છે. (૭) બચ્ચાંના ખાંસી, તાવ, વરાધ, ઉલટી વિગેરે રોગોમાં અતિવખની કળીનો ઘસારો ( પાણી સાથે ) મધ નાખીને અપાય છે.

**वक्तव्य**—ચરક ચિકિત્સા સ્થાનના ૨૫ મા અધ્યાયમાં અને સુશ્રુત કલ્પ સ્થાનના બીજા અધ્યાયમાં સ્થાવર વિષનો વિષય ચર્ચાયલો છે. ચરકોક્ત મૂલ વિષમાં કે સુશ્રુતોક્ત કંદ વિષમાં અતિવખનો ઉલ્લેખ જણાતો નથી. ઉપવિષની અંદર પણ અતિવિષનો ઉલ્લેખ કરેલો નથી. प्रपौण्डरीक, मूलक, शृंगी જેવા શબ્દો સ્થાવર વિષની ગણત્રીમાં ગણાયેલા છે, એ ઉપરથી સમજાશે કે તે શબ્દોનો અર્થ કરવો જ કઠિન છે. ડલ્હણાચાર્ય પોતે જ કહે છે કે–" मूलादि विषाणां यत्नपैररपि ज्ञातुमशक्यत्वात् तानि हिमवत्प्रदेशे किरातशबरादिभ्यो ज्ञेयानि " ( सु. क. ૨–૫ ) રાજનિઘંટુકાર અતિવિષાની ત્રણ જાતો અને મદનપાલ ચાર જાતો ગણાવે છે. રાજનિઘંટુકાર અતિવિષાને ' कफपित्तज्वरापहा, ' ' आमातीसारकासघ्नी, ' અને ' विषच्छर्दिविनाशिनी ' કહે છે; જ્યારે મદનપાલ તેને વીસ જાતના કફના રોગોનો નાશ કરનારી, રસાયની અને ' लेपाच्छ्वयथुनाशिनी ' કહે છે. આમાતિસારના ઘણાખરા પ્રયોગોમાં अतिविषानो ઉપયોગ કરાયલો છે, ચરકે લેખનીયાનિ કફેમાનિમાં, અર્શોઘ્નાનિ કફેમાનિમાં અને શિરોવિરેચનમાં ( वि. ૮–૧૭૪ ) અતિવિષા ગણાવેલી છે. લગભગ ઘણાખરા રોગોમાં અતિવિષા વપરાયલી જણાય છે. સુશ્રુતે પિપ્પલ્યાદિ ગણમાં, વચાદિ ગણમાં, મુસ્તાદિગણમાં, વિરેચન વિકલ્પ અધ્યાયમાં, શિરોવિરેચનમાં અને ક્ષારમાં પ્રતીવાપ તરિકે અતિવિષા ગણાવેલી છે. વાગ્ભટ્ટે તિક્ત સ્કંધમાં તેને ગણાવી છે. જ્વરમાં અતિવિષાનો સ્વતંત્ર ઉપયોગ કોઈએ નથી કર્યો એટલું જ નહિ પણ ચરકના એટલા મોટા જ્વરાધ્યાયમાં ફક્ત એ ત્રણ ઠેકાણે જ બીજા સાથે તે યોજાયલી છે. આમાતિસાર અને ગ્રહણીમાં ખૂબ છુટથી તેનો ઉપયોગ થયેલો જણાય છે. રસાયન તરિકે તેનો ઉપયોગ જણાતો નથી.

**Actions & Uses**—Bitter, stomachic, aphrodisiac, tonic and antiperiodic, given during convalescence from such debilitating diseases as fevers, acute inflammatory affections, etc; used also

in cough, dyspepsia and in diarrhœa depending thereupon, in which case it is given in combination with aromatics, bitters and astringents such as Tinospora, Bonduc–nuts, Hollarrhena etc. It has been given as an antiperiodic in malarial fevers with some success, but is much inferior to quinine. Combined with Vavding ( વિડંગ ) it is given to expel worms. ) R. N. Khory. II p. 3

**ભાવાર્થ**—અતિવિષા તિક્ત, પાચક, વૃષ્ય, બલકારક અને જ્વર–પ્રતિષેધક છે. તાવ પછી અશક્તિ આવે છે તે દૂર કરવા માટે પણ અતિવિષાનો ઉપયોગ કરવામાં આવે છે. કાસ, અજીર્ણ, અગ્નિમાંદ્યમાં અતિવિષા અપાય છે. અતિસારની અંદર, સુગંધી, તિક્ત અને કષાય દ્રવ્યો સાથે તે આપવામાં આવે છે. મેલેરીયાના તાવમાં પણ ફાયદાપૂર્વક તેનો ઉપયોગ કરવામાં આવે છે, પણ કવીનાઇન જેવો તેનો ગુણ મેલેરિયામાં નથી. કૃમિ પડયાં હોય ત્યારે વાવડીંગ સાથે તે આપવામાં આવે છે. ( ખોરી–ભા–૨–પા–૩ )

**નવ્યમત**—" મખઝન–અલ–અદ્વિયા " નો કર્તા અતિવખને વાજીકરણ અને બલ્ય માને છે. અતિસાર અને દૂષિત પિત્તને અટકાવે છે એમ કહે છે."

હમણાં સુધી હિંદના અંગ્રેજી ડોકટરો અતિવખને ૩૦ ગ્રેન સુધીની માત્રામાં દર ૪ અથવા ૬ કલાકે જ્વરઘ્ન તરિકે વાપરતા હતા. ડૉ. મુઈદ્દીન શરીફ જણાવે છે કે ઓછી માત્રામાં અતિવખ ટૉનિક તરિકે કામ કરે છે, જ્યારે ૨ ડ્રામ અથવા તેથી પણ વધારે પ્રમાણમાં આપવાથી તે જ્વરઘ્ન છે. ડૉ. ડીમક પણ આની પાચક, જ્વરઘ્ન અને દીપનપાચન શક્તિ કબુલ રાખે છે. ( ડીમક. વૉ. ૧ પા–૧૬–૧૮૯૦ ).

જુનાગઢવાળા ડૉ. ત્રિભોવનદાસ અતિવખને કૃમિઘ્ન અને જ્વરઘ્ન માને છે. માત્રા ૧૦ થી ૩૦ ગ્રેન બચ્ચાંને તાવમાં આપી શકાય.

આમાંથી મળી આવતું તત્ત્વ ( alkaloid ) બ્રાઉટને સસલાં વિગેરે ઉપર અજમાવી જોયું હતું, છતાં પણ જરાયે ઝેરી અસર જણાઇ ન હતી. ( ડીમક ).

ઉલ્લેખ– Indi. medi. Plants P. 17; Indi. Drugs P. 7.

વનસ્પતિ ગુણાદર્શ. પા ૨૯૯; રૂ. નિ. પા–૩.

---

## ૩ ત્રાયમાણુ.

### N. O. Ranunculaceæ.

નામો—त्रायमाण, त्रायमाणा, त्रायंती, गिरिसानुजा, ( સંસ્કૃત ), ત્રાયમાણુ, ( ગુજરાતી–મરાઠી–હિંદી ) Delphinium saniculæfolium ( લેટીન ).

गुणाः—

त्रायन्ती कफपितास्त्रगुल्मज्वरहरा मता ।
उष्णा कटुकषाया च सूतिकाशूलनाशिनी ॥
रक्तपित्तमरुच्छर्दिविषघ्नी तिक्तवल्कला ॥
॥ ध. नि ॥

त्रायन्ती शीतमधुरा गुल्मज्वरकफास्त्रनुत् ।
भ्रमतृष्णाक्षयग्लानिविषच्छर्दिविनाशनी ॥
॥ रा. नि ॥

त्रायन्ती तुवरा तिक्ता सरा पित्तकफापहा ।
ज्वरहृद्रोगगुल्मास्त्रभ्रमशूलविषप्रणुत् ॥
॥ भावप्रकाशः ॥

हृद्रोगं रक्तपित्तञ्च दुर्नामानि विनाशयेत् ॥
॥ निघण्टु रत्नाकर: ॥

चरक—

१ ज्वरे–त्रायमाणां वा पयसा ज्वरितः पिबेत् । चि. अ. ३.

२ रक्तपित्ते–त्रायमाणागवाक्ष्योर्वा मूलं—।
विरेचनं प्रयुञ्जीत प्रभूतमधुशर्करम् ॥ चि. अ. ४.

३ गुल्मे—द्विपलं त्रायमाणायाः जलद्विप्रस्थसाधितम् ।
अष्टभागस्थितं पूतं कोष्णं क्षीरसमं पिबेत् ॥
पिबेदुपरि तस्योष्णं क्षीरमेव यथाबलम् ॥
तेनास्य निर्हृते दोषे गुल्मःशाम्यति पैत्तिकः ॥ चि. अ. ५.

४ पैत्तिकातिसारे–पलाशवत् प्रयोज्या वा त्रायमाणा विशोधिनी ॥ चि. अ. १०.

५ विसर्पे–त्रायमाणा शृतं वापि पयो दद्याद्विरेचनम् ॥ चि. अ. ११

ઉપયોગ—

૧ તાવમાં-ત્રાયમાણુ દુધ સાથે પીવાથી તાવમાં આરામ થાય છે; ચિ. અ. ૩

૨ **રગતપિત્તમાં**-ત્રાયમાણુનાં મૂળીયાંનો કવાથ, ખૂબ મધ અને ઘી નાખીને પીવાથી સારો જુલાબ લાગે છે અને રક્તપિત્ત મટે છે. ચિ. અ. ૪.

૩ **ગુલ્મમાં**—બે પ્રસ્થ ( ૬૪ તોલાનો ૧ પ્રસ્થ ) પાણીમાં બે પલ ( ૮ તોલા ) ત્રાયમાણાનું ચૂર્ણ ઉકાળવું. આઠમા ભાગનું પાણી જ્યારે બાકી રહે ત્યારે ઉતારી લઇ, ગાળી લઇ તેમાં એ બાકી રહેલા પાણી જેટલું દુધ નાખી ગરમાગરમ પી જવું, તે પીધા પછી પણ ઉપરથી ગરમાગરમ દુધ પીવું. આથી દોષ નીકળી જશે અને પિત્તજન્ય ગુલ્મ શાંત થઇ જશે.

ચિ. અ. ૫.

૪ **પિત્તજન્ય અતિસારમાં**—જયમ ખાખરાનાં ફળ ( પિતપાપડા )નો ઉકાળો આપ્યાથી દોષ નીકળી જઇને અતિસાર મટે છે તેમ ત્રાયમાણાનો ઉકાળો પાઇને, ઉપરથી ઊનું દુધ પીવડાવવાથી દોષ નીકળી જઇને પિત્તજન્ય અતિસાર મટે છે. ચિ. અ. ૧૮

૫ **રતવામાં**—ત્રાયમાણાથી સિદ્ધ કરેલું દુધ આપવું. ઝાડા થશે. ગરમી નીકળી જશે. ચિ. અ. ૧૧

**વક્તવ્ય**—ત્રાયમાણા શું એ વિષે ચર્ચા ચાલે છે. " ત્રાયમાણ ભોંપાથરી જેવાં પાંદડાં જમીન ઉપર પથરાઇ રહે છે. વચમાં ઉભી સળીયું નીકળે છે તેને કહે છે પણ કાંઇ નિશ્ચય નથી."—આમ સ્વ. કતોભટ્ટ લખે છે. વનસ્પતિ ગુણાદર્શમાં પણ " તેનો ઘણોખરો આકાર ભોંપાથરીના છોડને મળતો હોય એમ કેટલાએકનું માનવું છે પણ તે નિશ્ચયપૂર્વક માની શકાય તેટલું વજનદાર નથી " આવું લખેલું છે.

' मार्कवसंदला ' વિશેષણ રાજનિઘંટુકારે આપેલું છે, આ ઉપરથી તેનાં પાન ભાંગરાને મળતાં હોવાં જોઇયે. સ્થળ માટે તો બધા જ એકમત છે. हिमवति प्रसिद्धा અર્થાત્ હિમાલય તરફ થાય છે. ' वार्षिका ' અર્થાત્ વર્ષાઋતુમાં થનાર છે. ' બલભદ્રા ' એવું એનું અનેક નામોમાંનું એક નામ છે. અમરકોષના ટીકાકારના વખતથી તે ' ત્રાયમાણ ' નામથી જ લોકોમાં પ્રચલિત છે. અત્યારે બજારમાં મૂળીયાં મળે છે. સ્વ. કવિરાજ વિરજાચરણ ગુપ્ત લખે છે—' ગુજરાતમાં અદ્યાપિ જે ત્રાયમાણ નામથી સુપરિચિત છે તે જ યથાર્થ ત્રાયમાણ.' ગુજરાતમાં ત્રાયમાણથી પરિચિત બહુ જ ઓછા હશે. તેજ કહે છે કે ખોરાસાની પર્વતમાં ત્રાયમાણા ઘણી થાય છે. ઇરાન તરફથી તે હિંદમાં આવે છે એમ તેમનું કહેલું છે. મુંબાઇના વૈદ્યો આ વસ્તુ શું છે, ગાંધીઓ તેને કયાંથી મંગાવે છે, વગેરેની પુછપરછ કરીને આ સંદિગ્ધતા ઉપર નવીન પ્રકાશ નાખી શકે.

નોંધ—ઇન્ડીયન મેડીસીનલ પ્લેંટ્સમાં, ઈન્ડીજીનસ ડ્રગ્ઝમાં કે નૅન સાહેબના પુસ્તકમાં 'ત્રાયમાણુ' નામ જડતું નથી. ઘણાખરા Thalictrum foliolosum ને ત્રાયમાણુ ગણે છે પણ દેશીનામોમાં 'ત્રાયમાણુ' શબ્દ જ લખતા નથી. સ્વ. કીર્તિકર એનાં દેશી નામો નીચે પ્રમાણે આપે છેઃ—

"પીંજરી–શુમક ( મૂળને પીલી–જરી ) ( હિંદી ); પેંગલા જરી બર્મંટ–( કુમાઉન ); ચિત્રામૂલ, કુરૈતા, મમીરા ( પંજાબ ) અને ચૈત્રા ( કાશ્મીર ); મમીરાન્ ( મુંબાઇ )."

ઉલ્લેખ. રૂ–નિ–પા–૧૨૦, વનસ્પતિ ગુણાદર્શ પા. ૪૯૩; Indi–medi-plants–P 9; Indig–Drugs p. 318; કચ્છની જડીબુટ્ટી પા–૨૦૮.

---

નોટ—શતમૂલી ( કચ્છી–પટપથારી. Elytraria crenata. N. O. Acanthaceæ ) નાં મૂળીયાં બજારોમાં ત્રાયમાણુની જગોએ વેચાય છે એમ સાંભળ્યું છે. મારા પૂ–ગુરૂવર્ય શ્રી અમૃતલાલભાઇ પટ્ટણી પણ શતમૂલીને જ ત્રાયમાણુ માને છે. ત્રાયમાણુ જેવું કામ શતમૂલી કરે છે પણ ખરી.

---

## ૪ મોરવેલ.

### N. O. Ranunculaceæ

નામો—मूर्वा, मधुरसा, मोरटा, ( સંસ્કૃત ); મોરવેલ ( ગુજરાતી ); ત્રેખડો વેલો ( પોરબંદર ); મોરચેલ, રાનજાઇ ( મરાઠી ); મુર્હરી, ઘંટીઆલી, ચુર્ણહાર ( હિંદી ); મોરહરી ( કાનડી ); મરૂવા ( સિંધ ); સૂચીમુખી; ઓડાચક ( બંગાલી ); Clematis triloba–ક્લીમેટીસ ટ્રાઇલોબા ( લેટીન ).

परिचय— मूर्वा धनुर्गुणोपयोग्या 'दूवउढ' इति लोके ॥ डल्वणः ॥

गुणा— मूर्वा स्वादुरसा चोष्णा हृद्रोगकफवातजित् ।
कुष्ठकण्डूवमिमेहविषमज्वरनाशिनी ॥ ध–नि ॥
मूर्वा तिक्ता कषायोष्णा हृद्रोगकफवातहृत् ।
वमिप्रमेहकुष्ठारि विषमज्वरहारिणी ॥ रा–नि ॥
मूर्वा सरा गुरुः स्वादुस्तिक्ता पित्तास्रमेहनुत् ।
त्रिदोषतृष्णाहृद्रोगकण्डूकुष्ठज्वरापहा ॥ भा–प्र ॥
मूर्वा तु बृंहणी बल्या कफवातामयान् जयेत् ॥
॥ राजवल्लभः ॥

चरक— १ पित्तजवमने-मूर्वा तथा तण्डुलधावनेन ॥ चि २३—३१.

वंगसेन—२ नेत्ररोगे-सौवीरं सैन्धवं तैलं मूर्वामूलं तथैव च।
कांस्यपात्रे विघृष्टं स्यादक्ष्णोः शूलनिवारणम् ॥

વર્ણન—મોરવેલના વેલા ઘણા લાંબા વધે છે. તે ઉંચાં ઝાડપર ચઢે છે. પાન સાદાં અથવા સંયુક્ત અને બહુધા ખાંચીઆવાળાં હોય છે. પાન સામસામાં હોય છે. તેની ડીંટડી ાા થી ૩ ઇંચ કે તેથી પણ લાંબી હોય છે. પાન તળીએ ગોળાઈ લેતાં, પહોળાં ને મથાળે સાંકડાં થતાં હોય છે; અથવા ત્રણ ત્રણ પાનના ત્રેખડાની પેઠે ત્રણ પાન ભેળાં આવેલાં હોય છે. તેની ડીંટડી પણ લાંબી હોય છે. તે ત્રેખડાનું દરેક પાન ( leaflet ) ૧ થી ૩ ખાંચીઆવાળું, ઘણું કરી હોય છે. પાન ૧ થી ૨ાા ઇંચ લાંબાં અને ાા થી ૧ાા કે ૨ાા ઇંચ પહોળાં અને નીચેની સપાટીપર વિશેષ રૂંછાળવાળાં હોય છે. ફુલ ધોળા રંગનાં હોય છે. દક્ષિણ અને કોકણમાં આ છોડ વિશેષ થાય છે.

ઉપયોગ—

ચરક—૧ પિત્તજન્ય ઉલટીમાં-મોરવેલના મૂળનું ચૂર્ણ ચોખાના ધોવણ સાથે પીવું. ચિ. ૨૩–૩૧.

બંગસેન–૨ આંખના રોગમાં-મોરવેલનું મૂલ, તેલ, સીંધાલુણ અને સૌવીર ( સુરકો ) આ બધાં સમાન ભાગે લઈ કાંસાના વાસણમાં ઘુંટવાં. પછી આ આંખ ઉપર ચોપડવાથી આંખનો દુખાવો મટી જાય છે.

वक्तव्य—मूर्वा સંદિગ્ધ વનસ્પતિ છે. કવિરાજ બિનોદલાલસેન કૃત 'આયુર્વેદ વિજ્ઞાનમ્' ભાગ ૧ લો પૃષ્ટ ૫૯૫ ઉપર मूर्वा નો ફોટો આપેલો છે. તે જોતાં તો મૂર્વા, આપણી વર્ણવેલી મૂર્વા કરતાં બહુજ જુદી વનસ્પતિ જણાય છે. વનૌષધિદર્પણકાર તેમજ વૈદ્યક શબ્દસિંધુકારે તેનું લેટીન નામ Sanseviera Zeylanica આપેલું છે. ડ્રિન્ડીસે clematisની ૧૩ જાતો ગણાવેલી છે. નેઈર્ન સાહેબે C. Gouriana અને C. Wightiana બન્નેનાં નામ મોરવેલ ( મરાઠી ) લખ્યાં છે. બંગાલી મૂર્વાનાં પાન સૂચીમુખી છે.

સુશ્રુતટીકાકાર ડલ્હણ મૂર્વાનો પરિચય અનેક જગોએ કરાવે છે. જુઓઃ–" मूर्वा चोरस्नायुः यया पूर्वदेशे गुणान् कुर्वन्ति धनुषाम् " ॥ सू. अ. २२. " कन्दलीसदृशास्वल्पीवटप ' हगोड ' इति लोके " ॥ सू. अ. ३९. " हघौड, चोरस्नायुः ॥ " सू. ३८.

श्री કંઠ કહે છે—" मूर्वा स्वनामख्याता तदभावे जिललमूलम् " अ. १–१०८ આ ઉપરથી જણાય છે કે શ્રીકંઠના વખતે ( ઇ. સ. ૧૨૦૦ થી ૧૨૫૦ ની

અંદર ) મૂર્વા સુલભ ન હશે એટલે તેના બદલામાં પ્રતિનિધિ દ્રવ્ય લેવાનું સૂચવેલું છે. શારંગધરનો ટીકાકાર મૂર્વાને मोरहरीति लोके ( ઊ. ૧૧–૬૦ ) જણાવે છે. ભાનુજી દીક્ષિતના વખતમાં તે ' मुहार ' નામથી પ્રખ્યાત હતી. इघौड, मोरहरी કે मुहार—આ નામો કોઈ પ્રાંતિક ભાષામાં છે કે નથી તે હું જાણતો નથી. ' મોરહરી ' નામ કાનડીમાં પ્રચલિત છે એમ સ્વ. કવિરાજ બિરજાચરણ ગુપ્તના ' ભાષાર નામ 'નું હેડીંગ જોતાં જણાય છે.

આટલી સંદિગ્ધતાનું કારણ સ્પષ્ટ છે. આ એવો છોડ હોવો જોઇએ કે જેની, ધનુષ્યની દોરી ( गुण ) થવી જોઇએ. અર્થાત્ આ છોડ કે વેલ ઘણી જ ચીવડ–મજબુત હોવી જોઇએ. અને આજ હેતુથી મરડાર્સીંગી જેવા છોડને પંડિત હરિપ્રપન્નજી જેવા મૂર્વા કહેવા લલચાય છે. અહિંઆં વર્ણવેલી ' મૂર્વા ' આવી ચીવડ નથી, એટલે પ્રાચીન મૂર્વા કોને ગણવી એ નક્કી કરવાનું તો ઉભું જ રહે છે.

વળી पीलुपर्णी એ મૂર્વાનું અનેક નામો પૈકીમાંનું એક અન્વર્થસૂચક નામ છે. પીલુ જેવાં પાન મૂર્વાને હોય છે. આપણી મોરવેલનાં પાન पीलुपर्णी ન કહી શકાય. બંગાલી ' સૂચીમુખી ' નાં પાન પણ આવાં નથી ' પીલુપર્ણી ' વિશેષણથી ઘણા મોરવેલની જગોએ પીલુ ( Salvadora Persica ) વાપરવાની કલ્પના ઉઠાવે છે. ( સ્વ. મણીલાલ બકોરભાઇ વ્યાસ. ' આ. વિજ્ઞાન ' પુસ્તક ૩ જું. )

ચરક તૃષ્ણાઘ્ન અને સ્તન્યશોધન દેશમાનિમાં મૂર્વાનો ઉલ્લેખ કરે છે. ક્ષીરશોધન તરિકે તે અનેક જગોએ વપરાયલી પણ છે ( शा. ૮–૧૧૬; चि ૩૦–૨૫૧–૨૬૫. ) વમનોપગ છે અને તિક્તસ્કંધમાં ગણાવેલી છે.

સુશ્રુત આરગ્વધાદિ અને પટોલાદિગણુમાં મૂર્વાનો ઉલ્લેખ કરે છે. પિત્તસંશમનવર્ગમાં ગણાવે છે. વિરેચનવિકલ્પ અધ્યાયમાં ગણાવે છે. ચરક અને સુશ્રુત બન્ને પાંડુમાં મૂર્વા ઉપયોગી હોવાનું જણાવે છે. मूर्वा हरिद्रामलकं च लिह्यात् । स्थितं गवां सप्तदिनानि मूत्रे ॥ સુશ્રુત. ઊ. ૪૪–૨૫. અને ચરકમાં विडंगालातिविषया निंबपत्रेण पाठया । वार्ताकैः कटुरोहिण्या कौटजै र्मूर्वयापि वा । यथादोषं प्रकुर्वीत भैषज्यं पाण्डुरोगिणाम् ॥ ચરક चि ૨૦–૧૧૮

આ સિવાય અનેક જગોએ ચરકસુશ્રુતમાં મૂર્વા વપરાયલી છે. કોઇને મૂર્વાની સંદિગ્ધતા દૂર કરવી ઠીક પડે એ માટે मूर्वा ચરકસુશ્રુતમાં જ્યાં જ્યાં વપરાયલી છે તે નીચે આપેલું છે:—

**चरक**

મુખરોગમાં ચિ૨૬— ૧૮૭
મહામાયુરઘૃતમાં ચિ૨૬— ૧૫૨
પાકી ગયેલા પીનસમાં નસ્ય ચિ૨૬–૧૨૭
ઊરૂસ્તંભમાં ચિ૨૭ ......૩૧– ૩૩.
વાતરક્તમાં ચિ૨૯— ૯૦
વિષના અમૃતઘૃતમાં ચિ ૨૫—૨૪૦
કાસમાં ચિ૨૨—૮૫–૧૧૨ ૧૫૯
જ્વરમાં–ચિ૩— ૧૯૯
હિક્કાશ્વાસમાં–ચિ૨૧— ૧૦૭
પાંડુમાં–ચિ૨૦— ૪૫
સંગ્રહણીમાં –ચિ૧૯–૧૨૩–૧૩૩–૧૩૭ ૧૭૭–૧૮૭
ક્ષતક્ષીણમાં–ચિ૧૬— ૫૯
અપસ્મારમાં ચિ૧૫— ૧૮
વ્રણરોપણમાં ચિ૧૩— ૮૬
કુષ્ઠમાં – ચિ ૭—૬૩–૬૬–૧૦૫–૧૧૦–૧૪૩
क–૧– ૩૨
सि–૧૨– ૨૯

**सुश्रुत—**

રોપણ તરિકે સૂ–૧૨ ૨૮
मूर्वा गुडूचीतानैर्वा सोव्येद्वेल्लितकं शनैः ( सू २५–२१
અપસ્મારમાં ऊ. ૬૧— ૩૪
મૂત્રદોષમાં ऊ. ૫૮— ૩૬
અરૂચિમાં ऊ. ૫૭— ૯
ઉદાવર્તમાં ऊ. ૫૫— ૨૪
ક્ષતજ અને ક્ષયજ કાસમાં ऊ ૫૨—૩૪
શોષમાં—ऊ.૪૧— ૪૫
આમપાચન કષાયમાં ऊ. ૪૦—૩
જ્વરમાં ऊ.૩૯–૨૫૧–૧૮૭-૨૦૨–૨૪૨
અનુવાસનમાં ચિ ૩૭— ૨૦–૩૩
નિરૂહમાં ચિ૩૮— ૫૯–૬૬
સર્વમેહમાં ચિ૧૧— ૭
હસ્તિમેહમાં „ ૮
કુષ્ઠમાં ચિ૯— ૮
મહાવાતવ્યાધિમાં ચિ૫— ૧૨
શોધન તેલમાં ચિ૨— ૯૧

---

ઉલ્લેખઃ—વ–શા–પા–૧. રૂ.–નિ. –પા–૫. N P–6. Watt vol II p. 370. Indi medi plants–p–2.

---

## ૫ મમીરો—

**Coptis Teeta. N. o. Ranunculaceæ.**

**વર્ણન**—ગુજરાત કાઠિયાવાડ તરફ આ વનસ્પતિ ભાગ્યે જ જોવામાં આવે છે. ઉત્તરહિંદુસ્તાનમાં આના છોડવા થાય છે. સાધુ સંન્યાસીઓ જણાવે છે કે આ છોડ રાત્રે જ જોઇ શકાય છે. સર. જે–ડી–હુકર તથા કુપર સાહેબ દિવસની વખતે મમીરાના છોડવાને જોઈ શક્યા છે એમ તેમનાં પુસ્તકો ઉપરથી જણાય છે.

**મમીરો અને મમીરી** આ બે ભેદો પડેલા જણાય છે. ડીમક સાહેબ જણાવે છે કે મુંબાઇની બજારમાં મમીરો ચીનથી બે જાતનો આવે છે, તેમાં

એકની કિંમત એક રતલના રૂ. ૩–૪–૦ અને બીજાની રૂ. ૨–૦–૦ બેસે છે. આમાં પહેલો **મમીરો** અને બીજો **મમીરી** હોય એમ લાગે છે.

આસામથી પૂર્વે મીસ્મીના પહાડોમાં આ વનસ્પતિ ઉગે છે એમ અત્યારના વિદ્વાન્ શોધકોનું લખવું છે. મમીરો અને મમીરી બન્ને અતિવિષ–વછનાગના વર્ગની (Ranunculaceæ) વનસ્પતિ છે, ફક્ત કુટુંબ જુદાં જુદાં છે એટલુંજ. **મમીરો**–Coptis Teeta–કાપ્ટીસ ટીટા અને **મમીરી**–Thalictrum foliolosum થેલીકટ્રમ્ ફોલીઓલોઝમ્.

**મમીરા**ના છોડવા નાના, ડાંડી વગરના અને બહુવર્ષાયુમૂલ ભંડોળ (perennial root stock) વાળા હોય છે. તે શેવાળથી આચ્છાદિત થયેલાં વૃક્ષોનાં થડની પાસે જમીનપર ઉગે છે. તેનાં મૂળીયાં શેવાળથી ઘીચ ઢંકાયલાં હોય છે. તે સોનેરી પીળા રંગનાં, કઠિન રેસાઓવાળાં અને સ્વાદે ઘણાં કડવાં હોય છે. તેનાં હરેક મૂળ ઉપરથી એક ચારેક ઇંચ લાંબી સળી નીકળે છે, તેનાપર ત્રણ વિભાગિત લીલાં પાન આવેલાં હોય છે, એટલે વળી ગાજર કે ધાણાના પાન જેવાં કતરાયલાં હોય છે. તેની ડીંટડી ૬ થી ૧૨ ઇંચ લાંબી હોય છે. ફુલ સફેદ રંગનાં, પુષ્પ ધારણ કરનાર સળી ઉપર આવે છે.

આ મમીરાનાં મૂળીયાં મીસ્મી લોકો ચોમાસા આખર ભેગાં કરે છે અને તે વાંસના ટોપલામાં ભરી સાદિયામાં ( ગામ છે ) લાવે છે. ત્યાં આસામી અને બંગાલી વેપારીઓ ઘણી આતુરતાથી તે ખરીદ કરે છે એમ કૂપર સાહેબ લખે છે.

**वक्तव्य**––મમીરાનાં મૂળીયાંમાં રસવંતીમાં જે પીળું તત્ત્વ હોય છે તેવું તત્ત્વ–Berberine રહેલું હોવાથી આંખના રોગો ઉપર તે વધારે જાણીતું થયેલું છે. ઉત્તર હિંદુસ્તાનના દવા વેચનારાઓ મમીરાની બનાવટવાળી દવાના મન માગ્યા પૈસા લોકો પાસેથી કઢાવે છે, કારણ કે લોકોમાં માન્યતા છે કે આંખના રોગો ઉપર મમીરો અકસીર દવા છે . જેવી રસવંતી તેવો જ મમીરો પણ આંખના રોગમાં કામ કરતો હશે.

મમીરામાં તિક્ત તત્વ રહેલું છે, તેને માટે પણ તારિફ કરવામાં આવે છે. મમીરો ચાવતાં જરાપણ કડવો સ્વાદ લાગતો નથી, પરંતુ મ્હોંમાં પીળાશ આવી જાય છે. તાવ પછીની નબળાઇમાં કટુપૌષ્ટિક તરિકે મમીરો વપરાય છે. એક અંગ્રેજ ડૉક્ટર કહે છે કે—"Coptis affords no evidence of containing gum or gallic or tannic acids but it is a simple pure bitter, which bears a close resemblance to quassia in its mode of action and is applicable to all cases in which that

drug may be indicated." અર્થાત્ કવોશીયાની જેમ આ મમીરામાં પણ કટુપૌષ્ટિક ગુણો રહેલા છે.

**મમીરી**—હિમાલયમાં, ખાસીના પહાડામાં આના છોડ થાય છે. છોડ ૬ થી ૮ ફીટ ઉંચા થાય છે. પાન બહુ વિભાગિત હોય છે. આનાં મૂળ પણ પીળા રંગનાં બહુવર્ષાયુ હોય છે. આનાં મૂળીયાં ભુલથી કે ઠગાથી મમીરાનાં મૂળીયાં ભેગાં આવે છે. મમીરીમાં મમીરા જેટલો ગુણ નથી હોતો.

( વૈદ્યકલ્પતરૂ અક્ટોબર. ૧૯૧૩ માં રા. રા. જયકૃષ્ણભાઈ ઇંદ્રજીના લેખ ઉપરથી )

---

ઉલ્લેખ—Indi. medi. Plants P. 7; Indig. Drugs p. 96;

**નોટ**—સિદ્ધભેષજમણિમાલામાં નીચેનો શ્લોક છે—

तत्तादृशानुल्बणवृक्कशूलदृगामयान् हन्तुमतीव वीरः ।
कल्याणकारी मलरोधहारी प्रशस्यते मध्यविलो ममीरः ॥

---

## ૬ વછનાગ.

### N. O. Ranunculaceæ.

**નામો**:—वत्सनाभः, अमृतम् ( સંસ્કૃત ); શિંગડીયો વછનાગ ( ગુજરાતી ); વચનાગ ( મરાઠી–હિંદી ); ઝેર (ફારસી), વિષ (અરબી); Aconite—ઍકોનાઈટ (અંગ્રેજી), Aconitum ferox—ઍકોનાઈટમ્ ફેરોક્ષ (લેટીન).

**परिचय**—
सिंदुवारसदृक्पत्रो वत्सनाभ्याकृतिस्तथा ।
यत्पार्श्वे न तरोर्वृद्धिः वत्सनाभः स भाषितः ॥
॥ भावप्रकाश ॥

**गुणाः**—
वत्सनाभोऽतिमधुरः सोष्णोवातकफापहः ।
कंठरुक्सन्निपातघ्नः पित्तसंतापकारकः ॥ रा–नि ॥
विषं प्राणहरं प्रोक्तं व्यवायि च विकाशि च ।
आग्नेयं वातकफहृत् योगवाहि मदावहम् ॥
योगवाहि त्रिदोषघ्नं बृंहणं वीर्यवर्द्धनम् ।
ये दुर्गुणाः विषेऽशुद्धे ते स्युः हीनाविशोधनात् ॥
तस्माद्विषं प्रयोगेषु शोधयित्वा प्रयोजयेत् ॥
विषं रसायनं बल्यं वातश्लेष्मविकारनुत् ।
कटुतिक्तं कषायं च मदकारि सुखप्रदम् ॥

व्यवायि च शिरोद्वाहि कुष्ठवातास्त्रनाशनम् ।
अग्निमांद्यं श्वासकासप्लीहोदरभगंदरम् ॥
गुल्मपांडुव्रणाशांसि नाशयेद्विधिसेवितम् ।
तदेव युक्तियुक्तं तु प्राणदायि रसायनम् ॥
पथ्याशिनां त्रिदोषघ्नं बृंहणं वीर्यवर्धनम् ॥
नानारसौषधैः ये तु दुष्टा यांतीह नो गदाः ॥
दातव्यं सर्वरोगेषु घृताशिनि हिताशिनि ।
क्षीराशिनि प्रयोक्तव्यम् रसायनरते नरे ॥
प्रथमे सार्षपीमात्रा द्वितीये सार्षपद्वयम् ।
तृतीये च चतुर्थे च पंचमे दिवसे तथा ॥
षष्ठे च सप्तमे चैव क्रमवृद्ध्या विवर्धयेत् ।
एवं सप्तसमायाते परां मात्रां भिषग्वरैः ॥
स्थिरीकुर्याद्यथेच्छं तु ततस्त्यागं तु कारयेत् ।
एवं गुञ्जाष्टपर्यन्तम् परामात्राधिकास्मृता ॥

अथशोधनम्— विषभागांश्चणकवत् स्थूलान् कृत्वा तु भाजने ।
तत्र गोमूत्रकं क्षिप्त्वा प्रत्यहं नित्यनूतनम् ॥
शोषयेत्रिदिनादूर्ध्वं कृत्वा तीव्रातपे ततः ।
प्रयोगेषूपयुञ्जीत भागमानेन तद्विषम् ॥

अन्यच्च— विषभागांश्चणकवत् स्थूलान् कृत्वा तु स्वेदयेत् ।
गोदुग्धे घटिकां पञ्च शुद्धिमायाति तद्विषम् ॥

अन्यच्च— खण्डीकृत्य विषं वस्त्रपरिबद्धं तु दोलया ।
अजापयसि संस्विन्नं यामतःशुद्धिमाप्नुयात् ॥
योजयेत्सर्वरोगेषु न विकारं करोति हि ॥
तुल्येन टंकणेनैव द्विगुणेनोषणेन च ।
विषं संयोजितं शुद्धं मृतं भवतिसर्वथा ॥

भात्राधिकविषभक्षणचिकित्सा—

अतिमात्रे यदाभुक्तं वमनं तस्य कारयेत् ।
अजादुग्धं ददेत्तावत् यावत् वांतिर्नजायते ॥

अजादुग्धं यदा कोष्ठे स्थिरीभवति देहिनः ।
विषवेगं ततो जीर्णं जानीयात् कुशलो भिषक् ॥
विषं हन्यात् रसः पीतो रजनीमेघनादयोः ।
अतिमात्रं यदा मुक्तं तदाज्यं टंकणं पिबेत् ॥

**વર્ણન**—સ્થાવરવિષની જાતિમાં વછનાગનો ઉલ્લેખ કરાયલો છે. સ્થાવર-વિષ ઘણી જાતનાં છે. આ બધામાં કંદવિષ ઉત્તમ માનવામાં આવેલાં છે. વછનાગ પણ એક જાતના છોડ નીચે થનારો કંદ છે. ભાવમિશ્ર કહે છે કે વછનાગના છોડનાં પાંદડાં નગોડના પાનને મળતાં હોય છે અને મૂળનો આકાર વાછરડાના ડુંટા જેવો હોય છે. આ છોડની આસપાસ બીજા કોઈ પણ છોડ-વાઓ તેની ઝેરી હવાને લીધે ઉગી શકતા નથી. અને તેથી જાનવરો પણ દૂર રહે છે. બજારમાં મળતા વછનાગનો આકાર નાનાં શીંગડાંના જેવો હોય છે. આ મૂળ ત્રણ ચાર આંગળ લાંબાં, વજનમાં ભારે, રંગે કાળાં અને લગભગ નાના શીંગડાના આકારને મળતાં હોય છે. તેને ભાંગવાથી તે તેજદાર જણાય છે. આનું નામ "શીંગડીઓ વછનાગ."

આનાં મૂળ લેવાની રીત વિષે "વનસ્પતિ ગુણાદર્શ"માં નીચે પ્રમાણે લખેલું છે:—"જે લોકો તેનાં મૂળને ઓળખે છે અને ઝેરી મૂળીઆંને વાપરે છે તે લોકો રાત્રિના વખતમાં જંગલમાં જ્યાં આગળ તે થાય છે ત્યાં આગળ જઇ ફરે છે. અને જે ઠેકાણે મૂળ બહુ ઝેરવાળું અને જોરાવર હોય છે તે ઠેકાણેથી તેજનો પ્રકાશ નીકળતો હોય એમ જણાય છે. તે સ્થાનકમાં કોઇ તરેહની નિશાની રાખી પછીથી સવારમાં તેને સંભાળથી ખોદી કાઢે છે, અને પછી તેને છાયામાં સૂકવે છે. જે ઝેરદાર જડ જે જગ્યાએથી લઇ લીધી હોય તે જગ્યાએ ફરીથી હલકી જાતિ થાય છે કે જેને શીંગડીઓ કે કાળકૂટ કહે છે. તેની પાસે બીજો કોઇ છોડ ઉગતો નથી; પણ તેની દૂર આજુબાજુમાં નિર્વિષી થાય છે. એ નિર્વિષી વછનાગનો ઉતાર છે. વછનાગને ઉગવાની જગા કાળી થાય છે. તેને ફુલ આવે ત્યારે કોઈ જનાવર તેની પાસે જઇ શકતું નથી, કારણ કે તેની ગંધથી મરણ પામે છે. પરંતુ એક જાતના જંગલી ઉંદર થાય છે તે તેજ જગ્યા પાસે રહે છે અને તેનો ખોરાક પણ તે વછ-નાગનાં મૂળજ છે. આ જાનવર પણ બહુ ઝેરી છે."

બજારમાં જે વછનાગ મળે છે તે Aconitum ferox ઍકોનાઈટમ્ ફેરોક્ષ છે કે કેમ તે નક્કી સમજાતું નથી. વછનાગની ઘણી જાતો થાય છે અને તે-માંની ઘણીખરી સેળભેળ થયેલી બજારમાં મળે છે. ખરો વછનાગ—ઍકોનાઇ-ટમ્ ફેરોક્ષ—બહુ જ ઓછો થાય છે. તે ખાસ કરીને પૂર્વ હિમાલયમાં જ થાય છે. ગઢવાલની પશ્ચિમમાં કે બીજે ક્યાંઇ મળતો નથી. કાશ્મિરની આસપાસ,

નેપાલ તેમજ બીજા પહાડોમાં બીજી જાતો જણાય છે, પણ ગુણમાં તે બધી A. ferox થી ઉતરતી હોય છે. A. napels એ નેપાલ તરફ થાય છે. હિંદુસ્તાનના બજારમાં મળતાં મૂળીયાં આ પ્રકારનાં છે એમ કેટલાક માને છે.

ભાવમિશ્રે વછનાગના નવ ભેદો ગણાવેલા છે. હારિદ્રક, સક્તુક, સૌરાષ્ટ્રિક, પ્રદીપન, શૃંગીક, કાલકૂટ, હાલાહલ ઇત્યાદિ. સૌરાષ્ટ્રમાં પણ તે થતો હશે અને તેથી જ તેનું નામ સૌરાષ્ટ્રિક પાડેલું છે. સૌરાષ્ટ્રના પહાડોમાં વછનાગની જાત થતી હોય તો તે મને ખબર નથી.

સુશ્રુતે चत्वारि वत्सनामानि અર્થાત્ ચાર વછનાગની જાત ગણાવેલી છે. એના ઝેરનાં ચિન્હ–" ग्रीवास्तम्भो वत्सनाभे पीतविण्मूत्रनेत्रता । " જણાવ્યાં છે. ડલ્હણે યોગ્ય જ કહ્યું છે કે " मूलादिविषाणां यत्नपरैरपि ज्ञातुमशक्यत्वात् तानि हिमवत्प्रदेशे किरातशबरादिभ्यो ज्ञेयानि ॥ " क. अ. २–५.

ખરો वत्सनाभ જ્યાં સુધી આપણે ન ઓળખી કાઢીએ ત્યાંસુધી પ્રાચીન ઋષિમુનિઓએ વર્ણવેલા ગુણાનુસાર અત્યારનો બજારૂ વછનાગ કામ ન આપે તો તેમાં વાંક તેમનો નહિ પણ આપણો જ છે. ૫૫ સ્થાવર વિષ ઓળખી કાઢવા માટે જ્યાં સુધી ભગીરથ પ્રયત્ન ન થાય ત્યાં સુધી અત્યારનો વછનાગ વાપરીને નિભાવી લીધેજ છુટકો.

**અભિપ્રાય**—માંસગત વાતવિકારો (muscular Rheumatism)માં તથા ચસકામાં આનાં મૂળીઆં અભ્યંગ (લીનીમેન્ટ) રૂપમાં વાપરવાને ઘણાં ઉપયોગી છે. ( સર્જન એસ. એચ. બ્રાઉન. એમ. ડી. હુશંગાબાદ–મધ્યપ્રાંત. ) રૂચિકર, શક્તિવર્ધક અને જ્વરઘ્ન તરિકે માત્રા $\frac{1}{20}$ થી $\frac{1}{10}$ ગ્રેન સુધી આપે છે. હકીમો આ ઔષધને ગોળીના રૂપમાં બનાવી આનંદભૈરવના નામથી વાપરે છે–( સર્જન ડબલ્યુ. ઐરન–ભૂજ ). મ્હેં અજમાયશ કરી છે જેથી કોબ્રાના ઝેરમાં એ બીલકુલ નિરૂપયોગી છે એમ માલમ પડ્યું છે. હું માનું છું કે આ વછનાગ સાચા વછનાગનો મંદ પ્રતિનિધિ છે–( સર્જન વી. રીચાડર્સ. ગુલંડો–બંગાળ. ) મૂળીયાંમાંથી કાઢેલું તેલ સંધિવાના વ્યાધિમાં બહાર લગાડવાને માટે વપરાય છે. ( સર્જન મેજર જે. રોબ. અમદાવાદ. ) આનાં તાજાં મૂળીયાં અલ્પમાત્રામાં પ્રમેહમાં પીવામાં આવે છે. ( સર્જન મેજર ડી. આર. થૅામસન્. એમ. ડી. સી. આઇ. ઇ મદ્રાસ.) વછનાગનાં મૂળીયાંની વિધવિધ પ્રકારની જાતો દક્ષિણ હિંદુસ્તાનમાં મળે છે, જેમાં સફેદ તથા રતાશ મારતી ભુરી જાતો પીવાને માટે વાપરી શકાય છે. તે ઔષધીય યોગ્ય માત્રાથી શામક, જ્ઞાનતંતુને શક્તિ આપનાર, ચિરગુણકારી શક્તિવર્ધક (alterative) તરીકે ઘણીજ ઉપયોગી છે; પણ જો તે મોટા વજનમાં લેવામાં આવે તો તે જલાલ વિષ છે. થોડાં વર્ષ અગાઉ મ્હેં મારી જાતે સફેદ જાત નાના વજનમાં

પીધી હતી અને તેમાં માલમ પડયું હતું કે એકોનાઇટ નેપલ્સ કે જે યૂરોપિયન ઔષધ છે તેનાથી વધારે ભયંકર અસર થઇ નહીં. તે વખતથી મ્હેં મારા વૈદ્યકીય ધંધામાં તેનો બહોળો ઉપયોગ કર્યો છે અને તે હિંદુસ્તાનમાં અત્યંત ગુણકારી ઔષધ છે એમ કહેતાં હું જરા પણ આંચકો ખાતો નથી. મધુપ્રમેહ અથવા સાકરીયા પ્રમેહ ઉપર તેની ગુણદાઇ અસર બહુજ ચમત્કારી છે, કારણકે ઔષધ શરૂ કર્યો પછી પહેલે દિવસથી જ એ વ્યાધિમાં વધતો જતો મૂત્રનો અસાધારણ વેગ હોય છે તે તુરત જ ઘટવા માંડે છે અને તેમાં જતી સાકર પણ પ્રમાણમાં ઓછી થતી જાય છે. જ્યારે મૂત્ર સાથે ધાતુ જતી હોય અને મૂત્રનો વેગ રોકી ન શકાતો હોય ત્યારે પણ તે ઉપર કહ્યું તેટલું જ અસરકારક છે. હાલ હાલમાં પક્ષાઘાત અને વાતરક્તના વ્યાધિમાં પણ એ ઉપયોગી માલમ પડ્યું છે.

આ બન્ને જાતનાં મૂળીયાંમાંથી ગમે તેનું ચૂર્ણ ઔંસ ૧ અને આરારૂટ અથવા ઘઉંનો લોટ ઔંસ ૭ તેને બરોબર મેળવી વસ્ત્રગાળ કરીને પછી ધીમેથી ખરલમાં ઘુંટીને બાટલીમાં ભરી રાખવું. પછીથી તે ઉપયોગમાં લઇ શકાય છે. આની માત્રા ૨ થી ૬ ગ્રેન સુધીની છે, અને તે ધીમે ધીમે વધારી શકાય છે. ૨૪ કલાકમાં ૩ વખત આપી શકાય છે. સરાસરી હરહમેશની માત્રા ૪ ગ્રેનની છે. તાવની ઉષ્ણતા કમી કરવામાં ઘણું ઉપયોગી છે. ( સર્જન. જી. એ. ઍમરસન. કલકત્તા. ) આનું આખાભાગું ચૂર્ણ ઔંસ ૧ લઈ અળશીના તેલ ઔંસ આઠમાં ઉકાળવાથી બહુ ઉપયોગી નિદ્રા લાવનાર અભ્યંગ બને છે. ( આસી. સર્જન. મુકુંદલાલ. આગ્રા. ) લાંબા વખતથી ઘર કરી રહેલા તાવમાં ઉપયોગી છે એટલું જ નહિ પણ તીવ્ર ચઢઉતરીયા તાવમાં પણ ફાયદો કરે છે. જારી રહેલા તાવમાં તથા ચસકાના બધા વ્યાધિઓમાં પણ કામ કરે છે. (બ્રીગેડ સર્જન. સિરકોરે. મુર્શીદાબાદ.)

**વક્તવ્ય**—ચરક સુશ્રુતમાં સ્થાવરવિષની ગણતરી પ્રસંગે જ ફક્ત 'વત્સનાભ' નું નામ આવે છે. એ સિવાય બીજે કયાંય તેનો ઉલ્લેખ નથી. રસશાસ્ત્રના પ્રચાર સાથે વછનાગ પણ ઠીક ઠીક વપરાવા લાગ્યો હશે એમ માનવું પડે છે.

ગોમૂત્રમાં શુદ્ધ કરેલો વછનાગ હૃદયાવસાદક ( heart sedative ) નથી પણ હાર્ટ ટૉનીક છે–યૂરોપીયન ડૉકટરોને હજી આ સમજવું બાકી છે. વછનાગ સિવાય વૈદ્યોની દવાઓ ભાગ્યેજ બની શકે છે એટલો બહોળો તેનો ઉપયોગ છે.

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૬૮૨; વનસ્પતિગુણાદર્શ. પા. ૬૧૩ થી ૬૩૦; Indi. Drugs p. 7; Indi. medi. plants p. 12.

# करम्बलादि वर्ग

## N. O. Dilleniaceæ.

## ૭ ઓટ

**નામો**—भव्यम् ( સંસ્કૃત ); ઓટફલ, કરમ્બલ ( ગુજરાતી ); મોટા કરમ્બલ ( મરાઠી ); ચાલ્ટા ( બંગાલી ); રામફલ ( નેપાલી ); Dillenia indica—ડીલેનીયા ઇન્ડીકા ( લેટીન )

**परिचय—**

भवं भव्यं भाविष्यं च भावनं वक्त्रशोधनम् ।
तथा पिच्छिलबीजं च तच्च लोमफलं स्मृतम् ॥

॥ ग्रन्थान्तरे ॥

**गुणाः—**

भव्यमम्लकटूष्णं च बालं वातकफापहम् ।
पक्वं तु मधुराम्लं च रुचिकृच्छ्रमशूलहृत् ॥

**વર્ણન**—સ્વ. કતાભટ્ટ ઓટનું વર્ણન નીચે પ્રમાણે આપે છેઃ—" ઓટનાં ઝાડ મોટાં થાય છે, પત્ર મોટાં અને ઘાટાં થાય છે અને ફુલ ધોળા ને પીળા રંગનાં મોટાં વર્ષાઋતુમાં થાય છે. સુગંધી હોય છે. કલકત્તા તથા જગન્નાથજી તરફ ઘણાં થાય છે. ( નૅર્ન સાહેબ દક્ષિણ ઘાટમાં થાય છે એમ પણ જણાવે છે. ) તેના ફળને ચલતા તથા વઉફળ કહે છે. તે ફળ તાડફળના આકારનાં હોય છે. તેનાં પડ ઉતરે છે, ફળ ખાટાં ઘણાં હોય છે. અંદરના ભાગમાં ચીકણો ગર્ભ તથા બીજ હોય છે. ઉપલા પડને સમારી શાકમાં ખટાઈ સારૂ નાખે છે."

**ગુણ**—કાચું ફળ વાત અને કફને મટાડે છે; ખાટું હોય છે; અમ્લ, કટુ અને ઉષ્ણ છે. પાકું મધુર, અમ્લ, રૂચિકૃત, શ્રમ અને શૂળને મટાડનાર છે.

**વક્તવ્ય**—ઘણા પ્રાચીન સમયથી ઓટ પ્રસિદ્ધ છે. ચરકમાં ભવ્ય ( ઓટફલ ) ના ગુણ નીચે પ્રમાણે આપે છેઃ—

मधुराम्लकषायं च विष्टम्भि गुरुशीतलम् ।
पित्तश्लेष्महरं भव्यं ग्राहि वक्त्रविशोधनम् ॥

चरक सू. २७–१२१

દુધ સાથે ભવ્ય ( ખાટુ હોવાથી ) ન ખાવું જોઇએ. चरक ( सू. २६–११६ ) વાતરક્તમાં દ્વિપંચમૂલાદિ ઘૃતમાં ભવ્ય નાખેલું જણાય છે. આ સિવાય અન્ય સ્થળે ભવ્ય જોવામાં આવ્યું નથી.

સુશ્રુતમાં પણ ભવ્યના ગુણ આપેલા છે. સૂ. ૪૬–૧૫૭. અમ્લવર્ગમાં ગણાવે છે. પાનાત્યય પ્રતિષેધ અધ્યાયમાં ભવ્યફલ વપરાયલું છે. ઊ. ૪૭–૪૧.

સુશ્રુતટીકાકાર ડલ્હણ ભવ્યની સમજુતી સરસ રીતે આપે છે:—

**भव्यं**—( १ ) तालफलप्रमाणं उत्तरापथजं । अन्ये कर्मरंगमाहुः ॥ ऊ. अ. ४७

( २ ) आरुकम् । अन्ये तु कर्मरंगफलं भव्यमाहुः ॥

( ३ ) भव्यं तालफलीपत्रवल्कलसंहातिमात्रम् इत्यन्ये ॥ सू. अ. ४६.

**ઉલ્લેખ**—Brandis P. 49; रु. नि; પા. ३८८; N. P. 6; Indi. Medi. Plants P. 38.

**નોટ**—સ્વ. કતા ભટ્ટ ઓટફલનું લેટીનનામ Garcinia Xanthochymus ( N. O. Guttiferæ. ) આપે છે, પણ સ્વ. કીર્તિકરે Dillenia indicaનું સંસ્કૃત નામ ભવ્ય આપેલું છે અને આજ ખઈ ઓટફલ છે. આ ઝાડ નેપાલથી આસામ સુધીમાં, હિમાલયમાં, સીલોનમાં થાય છે. દેહરાદુન અને શહરાનપુરમાં તેને ઉછેરવામાં આવે છે. સિલ્હટથી સીંગાપોર સુધી અને મલાયાના ટાપુઓમાં પણ આ ઝાડ થાય છે. આના ફળનું રાસાયનિક પૃથક્કરણ કરવામાં આવેલું છે જેમાં મુખ્ય ભાગે ટૅનીક, ગ્લુકોઝ અને મૅલીક એસીડ છે.

**નવ્યમત**—ફળનો રસ પાણી અને સાકર સાથે, ઠંડા પીણા તરિકે જ્વરના અને કફના મીક્ષ્ચરોમાં વપરાય છે છાલ અને પાન ગ્રાહી છે અને તે દવામાં વપરાય છે. ફળ મૃદુરેચક છે, પણ જો બહુ ખાવામાં આવે તો અતિસાર થાય છે. ( ડૅાક્ષબર્ગ. રોયલ. ડ્યુરી. )

# पीतचंपादि वर्ग

## N. O. Magnoliaceæ.

### ૮ રાયચંપો.

**નામો**—सुवर्णचंपक, राजचंपक, पीतचंपक, हेमपुष्पः, वनदीपः ( સંસ્કૃત ); પીળો ચંપો, રાયચંપો, સાચોચંપો ( ગુજરાત કાઠિયાવાડ. ) સોનચાંપા, પીવળાચાંપા (મરાઠી); ચંપા (હિંદુ૦); Michelia champaka-મીચેલીઆ ચંપક (લેટીન).

**ગુણાઃ**— चंपकः कटुकस्तिक्तः शिशिरो दाहनाशनः ।
कुष्ठकण्डूव्रणहरो गुणाढयो राजचंपक : ॥
॥ राजनिघण्टुः ॥

चंपकः कटुकस्तिक्तः कषायो मधुरो हिमः ।
विषक्रमिहरः कृच्छ्रकफवातास्रपित्तजित् ॥
॥ भावप्रकाशः ॥

चाम्पेयं कुसुमं शीतं कषायं स्वादुपाकि च ।
कफपित्तहरं तद्वत् पुन्नागस्य त्र संभवम् ॥
॥ शोढलः ॥

चम्पकं वातशमनं चक्षुष्यं विशदं शुभम् ॥
। क्षेमकुतूहले ।

**वैद्यमनोरमा** — १ मूत्रनिग्रहणार्थम्–
चम्पकशिफाकषायः पीतो निरुणद्धि मूत्रमवशागतम् ।
नीचतलपतितमम्भश्चतुरजनोत्पादितो यथा सेतुः ॥

**शोढल**— २ वराङ्गगंधनाशार्थम्–
संयोजितं चम्पकपल्लवेन जातीप्रसूनैः मधुकान्वितैश्च ।
सूर्यांशुतप्तं घृतमंगनानाम् अभ्यंगतो हन्ति वराङ्गगंधम् ॥

**વર્ણન**—પીળા ચંપાનાં વૃક્ષો સમશીતોષ્ણ હિમાલયના પ્રદેશમાં, નેપાલથી પૂર્વ તરફ અને પેગુ, તિનાસરીમ, નીલગીરી અને ત્રાવણકોરમાં થાય છે. એનો પ્રચાર જાવા સુધી થયેલો છે. હિંદુસ્તાનમાં તે બાગોમાં વાવવામાં આવે છે.

પીળા ચંપાનાં ઝાડ સુંદર, સીધાં અને ઉંચાં થાય છે. પાન આંતરે આવેલાં, તળીએ પહોળાં, ટેરવે સાંકડાં થતાં અણીદાર, ૮ થી ૧૦ ઇંચ લાંબાં અને ૨॥ થી ૪ ઈંચ પહોળાં હોય છે. તેનો રંગ પીળાશ લેતો લીલો

હોય છે. પાનની ડીંટડી ૧ થી ૧॥ ઇંચ લાંબી હોય છે. ફુલ ચોમાસે આવે છે. તે ફીક્કા પીળા કે નારંગીયા રંગનાં ૨ ઇંચ વ્યાસનાં, પત્રકોણમાંથી નાની ફુલદાંડી ઉપર એકેક નીકળેલાં હોય છે. ફુલ અત્યંત સુગંધિ હોય છે. છાલ બહારથી ફીક્કા ભુરા રંગની અને અંદરથી રતાશ લેતા ભૂરા રંગની લીલી પટીઓ અને પીળાં છાંટણાંવાળી હોય છે. મૂળની છાલ વધારે કડવી હોય છે.

આ ચંપાના કાષ્ઠની સીલોનમાં બુદ્ધની મૂર્તિ બનાવે છે. આનાં ફુલો ઉપર સ્ત્રીપુરૂષ બન્ને મુગ્ધ થયેલાં છે. આની સુવાસ એટલી તીક્ષ્ણ હોય છે કે ભમરો એની પાસે જઈ શકતો નથી. આપણને એની સુગંધિ આટલી કડક લાગે છે તો ભમરો કે જેની સુવાસ લેવાની શક્તિ હજારો ઘણી વધારે છે તેને તે કેટલી બધી કડક લાગવી જોઈએ ! આજ કારણને લીધે લોકોમાં કહેવાય છે કે—

'ચંપા તુજમેં તીન ગુણ, રૂપ રંગ ઓર વાસ
એક ઓગન એસો ભયો (જો) ભ્રમર ન આવે પાસ.'

રાજનિઘંટુકાર કહે છે-सुभगो भृंगमोही च शतिलो भ्रमरातिथिः ॥ 'ભૃંગમોહી' કહ્યો છતાં યે भ्रमरातिथिः કેમ કહ્યો હશે ? સુભાષિત રત્નભાણ્ડાગારમાં એક સરસ શ્લોક છે--

अनादृतस्त्वमलिना मलिनाशयेन किं तेन चंपक विषादमुरीकरोषि ।
विश्वाभिरामनवनीरदनीलवेषाः केशाः कुशेशयदृशः कुशलीभवन्तु ॥

ભાવાર્થ—હે ચંપક પુષ્પ ! મલિન આશયવાળા ભ્રમરે તારો આદર ન કર્યો એમાં તું અંતઃકરણમાં શોક શા માટે કરે છે ? કમળ સમાન નેત્રોવાળી લલનાઓના, સર્વ જગતને આનંદ આપે તેવા, મેઘ જેવા શ્યામ વર્ણવાળા કેશ હમેશાં ત્હારો સત્કાર કરવા તૈયાર જ છે. શેલી કહે છે—"The champak odours fail, like sweet thoughts in a dream."

ઉપયોગ—

વૈદ્યમનોરમા—૧-ચંપાના મૂળની છાલનો કવાથ પીવાથી ન રોકાય એવો પેશાબનો વેગ રોકાય છે. નીચી ભૂમિમાં પડતા પાણીને ચતુર માણસે બનાવેલો પુસ્તો જયમ રોકે છે તેમ.

શોઢલ—૨. યોનિમાંથી ખરાબ દુર્ગંધ આવતી હોય તો-ચંપાનાં કુમળાં પાન, જુઈનાં ફુલ અને જેઠીમધ એ બધાંના કલ્કને ઘીમાં નાખી-તે ઘી સૂર્યના કિરણોથી ગરમ થાય એટલે તેના અભ્યંગથી યોનિની દુર્ગંધ મટે છે.

વક્તવ્ય—ચરકમાં ' चंपक ' નો ઉલ્લેખ જણાતો નથી. સુશ્રુતમાં વિષમાં મહાસુગંધિ અગદમાં, જ્વરના પ્રકરણમાં મહાકલ્યાણક ઘૃતમાં, અને પાણીમાં ગંધ મારતી હોય તો ચંપો, નાગકેસર વિગેરેનાં ફુલ પાણીમાં નાખી મૂકવાથી પાણી ચોકખું અને સુવાસિત બને છે આટલો ઉલ્લેખ મળે છે.

આ ચંપા સિવાય ચંપાની બીજી પણ અનેક જાતો છે. જુઓ—

क्षुद्रादिचंपकाश्चान्ये तत्रादौ श्वेतचंपकः ।
दीर्घपत्रो दुग्धगर्भः ततोऽन्यो नागचंपकः ॥
यत्पुष्पं नागकिंजल्कं नागकेसरकं च तत् ।
नीलनामा चंपकस्तु मधुगंधि र्मनोहरः ।
भूचंपकस्ततोऽन्यः स्यात् भूपूर्वचंपकः स्मृतः ॥

**શ્વેતચંપક**—આનાં પાન લાંબાં થાય છે, પાન તોડતાં દુધ નીકળે છે. આનાં ફુલ સફેદ અને અંદર થોડીક પીળાશ લેતાં હોય છે. આની ખુશબો ઘણી સરસ હોય છે. નેર્ન સાહેબ આને માટે નીચે પ્રમાણે લખે છે—" Khair Champa—a common tree, in gardens, ugly when out of leaf from the swollen truncated branches, but beautiful when adorned with large lanceolate leaves and white flowers with yellow throats, very fragrant. It does not seed." પાનું ૧૮૦. લેટીનનામ **Plumieria acutifolia.** મરાઠીમાં આને ખેરચંપો કહે છે. આપણે એને ધોળો ચંપો કહીએ છીયે. N. O. Apocynaceæ

**નાગચંપો**—એટલે તો નાગકેસર. નાગકેસર એ નાગચંપાનાં ફુલ છે એમ કહેવું છે.

**લીલોચંપો**—( Artabotris odoratissima—આરટેબોટ્રીસ ઑડોરેટીસીમા— ) બાગોમાં વાવવામાં આવે છે. આની સુગંધી પણ અત્યંત મધુર હોય છે. ઝાડ પણ ઘટાદાર હોય છે. N. O. Anonaceæ. આને જ સંસ્કૃતમાં नीलचंपकः કહેલો છે.

**ભૂચંપક**—Kœmpferia rotunda—કેમ્પફેરીઆ રોટન્ડા. આને કેળના જેવાં નાનાં પાન અથવા અકલબેરના જેવાં પાનો આવે છે. ફુલ સફેદ, ઘેરીને ફીકી જાંબુડી છાયા લેતાં સુગંધીદાર હોય છે. આનું સુંદર ચિત્ર ડૉ. કીર્તિકરે એમનાં Poisonous Plants of Bombay, Vol. 1 માં આપેલું છે અને તેમાં તેના મૂળની ઝેરી અસર વિષેની હકીકત લંબાણથી આપવામાં આવેલી છે. N. O. Scitamineæ. ( કેળ અને અકલબેરનો નૈસર્ગિક વર્ગ. ).

**Medicinal uses**—A kind of camphor, named **champacol** has been obtained by distillation from the wood.

An infusion of the **flowers** has been advocated as a stimulant, tonic and carminative. The **Bark** is bitter and aromatic, and has been regarded as antiperiodic in doses of 10 to 30 grains.

( Kanayalal Dey. p. 190 )

**ભાવાર્થ**—આના કાષ્ઠમાંથી એક જાતનું કપુર કાઢવામાં આવે છે, જેને ચંપકોલ કહે છે.

આના પુલનો કવાથ ઉત્તેજક, વાયુહર્તા અને ટોનીક મનાય છે. આની છાલ સુગંધી અને કડવી છે અને તે ૧૦ થી ૩૦ ગ્રેનની માત્રામાં જ્વરઘ્ન મનાય છે.

( સ્વ. કનૈયાલાલ દે. પા. ૧૯૦ )

ઉલ્લેખ—Indi. Medi. Plants p. 40.

નવ્યમત—

રેમ્ફીયસના મત પ્રમાણે પુલ પેશાબના રોગોમાં મૂત્રલ તરિકે ઉપયોગી છે. રૂહીડ જણાવે છે કે સૂકાં મૂળ અને મૂળની છાલ દહીં સાથે ગડગુંબડ ઉપર બાંધવામાં આવે છે. કાચું હોય તેને પકવે છે-પાકું હોય તેને ફાડીને સાફ કરનાર છે. મૂળની છાલનો કવાથ રજઃસ્ત્રાવવર્ધક છે. ફુલમાંથી સુગંધી તેલ હાથ આવે છે. તે શિરઃશૂલ, ઑપ્થેલ્મીઆ, વાતરક્ત વિગેરેમાં વપરાય છે. વાછુટ કરાવવા માટે આ તેલ પેટ ઉપર ચોપડવામાં કામ આવે છે. ઢાકા તરફ પાનનો રસ ચુંકમાં અપાય છે. ( ટેઈલર )

ફાર્માકોપીયા ઓફ ઇન્ડીયામાં છાલ જ્વરઘ્ન તરિકે વર્ણવેલી છે. આ છાલ ગ્વાયાકમની સુંદર પ્રતિનિધિ છે એમ સ્વ. કનૈયાલાલ દે. જણાવે છે.

છાલ ઉષ્ણ, કફઘ્ન અને ગ્રાહી છે. બીજ અને ફુલ હાથ પગમાં ચીરા પડયા હોય તે રૂઝાવવા માટે લગાવવામાં આવે છે. મૂળ રેચક છે. ( ગૅઝેટીયર ઓફ ઓરીસ્સા. )

ફુલ ઉષ્ણ, આક્ષેપહર, બલ્ય, પાચક અને વાતઘ્ન છે, અને ટીંક્ચર, કવાથ અને શીતકષાય તરિકે વપરાય છે. ( ડૉ. મુઈદ્દીન શરીફ. )



# सीताफलादि वर्ग

## N. O. Anonaceæ.

## ૯ સીતાફળ

નામો—सीताफलम्, गण्डगात्रम् ( સંસ્કૃત ); સીતાફળ, અનુરાં ( ગુજરાતી ); સીતાફલ ( મરાઠી ); સીતાફલ, શરીફા ( હિંદી ); આતા ( બંગાલી ); સરીફા ( અરબી ); સીતાપુન્ડુ ( તેલંગી ); Custard apple-કસ્ટાર્ડ એપલ (અંગ્રેજી); Anona squamosa-ઍનોના સ્કવૅમોસા ( લેટીન ).

**गुणाः—**

गण्डगात्रं हिमं वृष्यं वातपित्तनिषूदनम् ।
श्लेष्मलं तर्षशमनं वान्त्युत्क्लेशनिपीडनम् ॥

॥ अत्रि संहिता ॥

तर्पणं रक्तकृत् स्वादु शीतलं हृद्यमेव च ।
बलदं मांसकृत् दाहरक्तपित्तमरुत्प्रणुत् ॥
सीताफलन्तु मधुरं शीतं हृद्यं बलप्रदम् ।
वातलं कफकृत् स्वादु पुष्टिकृत् पित्तनाशनम् ॥

॥ नि. र ॥

**ગુણ—**સીતાફલ શીત, વૃષ્ય, કફ કરનાર, વાતપિત્તને મટાડનાર, ઉલટી, મોળ વિગેરેનો નાશ કરનાર, તૃષા શમન કરનાર, તર્પણ, માંસ અને રક્તને વધારનાર; દાહ, પિત્ત, વાત વિગેરેને મટાડનાર, બલને આપનાર અને શક્તિપ્રદ છે.

**વક્તવ્ય—**સીતાફળને સૌ કોઇ ઓળખે છે. આ અમેરિકાનું વતની છે એમ આધુનિક વનસ્પતિશાસ્ત્રીઓ માને છે. નિઘંટુરત્નાકરે એને નિઘંટુમાં દાખલ કર્યું છે. આનેજ મળતું એક બીજું ફલ રામફલ ( A. reticulata ) થાય છે અને તે પણ પરદેશી ગણાય છે. અત્યારે તો તે આખા હિંદમાં થાય છે.

ઉલ્લેખ–રૂ. નિ. પા. ૫૫૦; N. p. 9; Indi Medi Plants. p. 44.

**Constituents**—'The seeds, leaves and immature fruit contain an acrid principle which is destructive to insect-life. The seeds are much used by the natives for removing lice from the head, they require to be applied with caution; for if any particles get into the eye, much pain and redness is produced.

Dymock. Vol. I p. 44

**Actions and Uses**—Insecticide. The seeds and leaves are poisonous to insect-life. The crushed leaves are applied to the nostrils in hysteria, and mixed with salt and made into a poultice are applied to sores infested with maggots; an ointment of pounded seeds is used externally in guinea worm and for removing lice from the hair; also applied to abscesses to hasten maturation. The natives apply the well-pounded seeds to procure abortion. The root is used as a drastic purgative and given in melancholia. The drug requires to be used with caution.

Khory. Vol. II p. 32.

ભાવાર્થ—સીતાફલીનાં બીજ, પાન અને કાચાં ફલમાં એવું એક દાહકતત્ત્વ છે કે જે જંતુને મારી નાખે છે. દેશીઓ માથામાંથી જુનો નાશ કરવા માટે બીજનું ચૂર્ણ વાપરે છે, પણ આ દવા લગાવતાં બહુ જ સાવચેતી રાખવી જોઈએ; કારણ કે દવા સ્હેજ પણ આંખમાં જાય તો આંખમાં અતિશય બળતરા ઉપડી આંખ લાલચોળ થઈ જાય.

ડીમક. ભા. ૧. પા. ૪૪.

સીતાફલી જંતુઘ્ન છે. પાન અને બીજ જીવડાંને મારી નાખે છે. પાનને વાટીને હીસ્ટીરીયામાં નાક આગળ ધરવામાં આવે છે. પાનમાં સિંધાલુણ નાખીને લુગદી કરી ઘા ઉપર બાંધવાથી જીવાત હોય તો મરી જાય છે. કાહર ઉપર આનાં બીજનો મલમ સારો છે અને તેનાથી માથાની જુ પણ મરી જાય છે. ગડગુંબડ ઉપર બાંધવાથી તેને જલદીથી પકાવી નાખે છે. બીજનું ચૂર્ણ દેશીઓ ગર્ભપાત કરવાના કામમાં લે છે. આનું મૂળ સખત રેચક છે અને તે ઉન્માદમાં આપવામાં આવે છે. આ દવા સાવચેતીથી વાપરવી.

ખોરી. ભા ૨. પા. ૩૨

બીજ આંખના કૃષ્ણમંડલ ( Cornea ) ને લાગવાથી બહુ જ સખત સંતાપ આપે છે. સ્વ. કીર્તિકર સાહેબ જ્યારે થાણા સેંટ્રલ જેલના ચાર્જમાં હતા ત્યારે એક કેદીને આંદામાન મોકલવાનો ઠરાવ થયેલો. એ કેદીને કાળા પાણીએ જવું ન પડે એટલા માટે આનાં બીજનું ચૂર્ણ બન્ને આંખમાં આંજી આંજીને સજામાંથી છુટવા માટે આંધળો થઇ ગયો હતો. માટે આંખને બીજ ન લાગે એ સંભાળવું.



# गुडूच्यादि - वर्ग

## N. O. Menispermaceæ

## ૧૦ પાતાલગરૂડી

**નામો**—पातालगरुडी, दीर्घवल्ली, छिलहिंटः ( સંસ્કૃત ); વેવડી ( ગુજરાત ); વછમ ( હાંસોટ ); વધીનો વેલો ( પોરબંદર ); તાન, હુંહિર, વાસનવેલ, પાસ્વેલ ( મરાઠી ); જલજમની, ફરીદબુટી, છિરેટા ( હિંદી ); ફરીદબુટ્ટી ( ફારસી ), Cocculus villosus–કોકયુલસ્ વીલોસસ્ ( લેટીન ).

**गुणाः**— छिलहिंटः परं वृष्यः कफहृल्लघुमेहहा ।

॥ भा० प्र ॥

पातालगरुडी वृष्या पित्तदाहरक्तदोषविषदोषघ्नी रुच्या सन्तर्पणी ।

॥ राजनिघण्टुः ॥

**વર્ણન**—વેવડીના વેલા ચોમાસે ઘણા જોવામાં આવે છે. કેટલેક ઠેકાણે બારે માસ પણ થાય છે. ખેતરોમાં આ વેલા જમીન ઉપર પથરાય છે. હાંસોટ તરફનાં ખેતરોમાં આ વેલા જ્યાં ઉગે છે ત્યાં બહુ જથાબંધ ઉગે છે. આશ્રય હોય તો વાડે કે ઝાડ ઉપર પણ ચઢી જાય છે. આખા છોડ ઉપર આછા વાળની રૂછાળ હોય છે. મૂળીયાં ઘણાં મજબુત અને ઘણાં ઉંડાં ગયેલાં હોય છે. ડાંડી અને શાખાઓ ઝીણા તારથી તે સુતળી જેવી જાડી થાય છે. ઘણા વર્ષના જુના વેલામાં તેની ડાંડી હાથ જેટલી પણ જાડી થયેલી જોવામાં આવે છે. ડાંડીનો કાપ કરી જોતાં તે અંદરથી સછિદ્ર અને ચક્રાકાર દેખાય છે. મૂળ કરતાં ડાંડીમાં કડવાશ ઓછી હોય છે. પાન તરેહવાર આકારનાં થાય છે. પાન આંતરે આવે છે. પાન લંબગોળ, વખતે નીચે પહોળાં ને ઉપર સાંકડાં અને વખતે ૩ થી ૫ ખુણીયાવાળાં પણ હોય છે. કોઇ વાર અળવીનાં પાન જેવા આકારનાં તો કોઈ વાર નાગરવેલનાં લાંબાં પાન જેવાં થાય છે. એક જ વેલા ઉપર આવી જાતનાં તરેહવાર પાન જોવામાં આવે છે. પાનનો રંગ લીલો હોય છે. ફુલ લીલાશ લેતા પીળા રંગનાં થાય છે. નર અને માદાફુલ જુદાં જુદાં થાય છે.

આનાં પાન પાણીમાં ચોળવાથી પાણી જામી જાય છે અને તેથી તેને જલજમની કહે છે. ઘણા લોકો આ વાત જાણે છે. આવી રીતે જામી ગયેલા રસનાં ચોસલાં આંખો ઉપર ઠંડક માટે બાંધવામાં સ્ત્રીઓ ઉપયોગ કરે છે. શેખ ફરીદ શકરગંજે એનાં પાન પાણીમાં ચોળી તે પાણી પીને પોતાની જીંદગી કેટલાક કાળ સુધી રાખી હતી તેથી તેનું નામ ફરીદબુટ્ટી પડયું લાગે

છે. એના વેલા એટલા લાંબા થાય છે કે આખો વેલો મેળવતાં દમ નીકળી જાય છે. આથી એનું નામ દીર્ઘવલ્લી બરાબર છે. મૂળ પણ ઉંડાં હોવાથી પાતાલગરુડી નામ પણ બરાબર લાગે છે. તારની પેઠે આના વેલા વધે છે તેથી તેને મરાઠીમાં તાન કહે છે. આ વેવડીના જેવાં જ ઓરપ ( C. Leæba )નાં પાન અને વેલા થાય છે.

"શ્રી ભાગવત ગ્રંથના એકાદશ સ્કંધ ઉપર શ્રી એકનાથ મહારાજે મરાઠીમાં પદ્યાત્મક ટીકા લખેલી છે; તે ગ્રંથ મધ્યે અધ્યાય ૧૫ શ્લોક ૩૪ ઓવી ૨૦૬ આ પ્રમાણે છે:—

पिचुमंद नित्य सेविल्या देख ।
त्यासी बाधीना कोणी विख ।
पाताळगरुडी चे प्राशिल्या मुख ।
त्यासी देह दुःख बाधीना ॥

અર્થાત્--નિત્ય લીંબડાનું સેવન કરનારને વિષ માત્રની બાધા થતી નથી અને પાતાળ ગરૂડીનું પ્રાશન કરનારને દેહ સંબંધી કોઈ પણ દુઃખ ઉપજતું નથી.

બીજા પણ એક સ્વામી લીંબડો અને વેવડીના રસ ઉપર ભુજમાં રહેતા હતા એ વાત રા. મુ. જયકૃષ્ણભાઈએ વૈદ્યકલ્પતરૂ ( પુસ્તક ૨૩ મું. અંક ૮ મો. ૧૯૧૮ ) માં પાના ૨૪૯ ઉપર પ્રસિદ્ધ કરેલું છે.

આ લેખકને પણ રા. રા. મુ. જયકૃષ્ણભાઈએ વેવડીનો જામી ગયેલો રસ અને તેનું સાકર નાખીને બનાવેલું શરબત ચખાડેલું છે.

ગુણ અને ઉપયોગ—સંસ્કૃત ગ્રંથોમાંથી વેવડીના ઉપયોગ મળતા નથી. "વનસ્પતિશાસ્ત્ર" માં નીચે પ્રમાણે ઉપયોગ બતાવેલા છે:—

(૧) વેવડીનાં મૂળનો કાઢો તાવ, સંધિવા, મૂત્રાશયના રોગ અને કોઈ પણ કારણથી શરીરમાં થએલી અશક્તિ ઉપર આપવામાં આવે છે.
(૨) લોહી બગડવાથી ખરજવું, વિસ્ફોટક અને બીજા ચામડીના રોગોમાં આના મૂળનો કાઢો મરીની સાથે ઘણા દિવસ સુધી પીવડાવવામાં આવે છે.
(૩) પિત્તના ઝાડા ઉપર એનું મૂળ સુંઠ અને સાકર સાથે અપાય છે.
(૪) જામી ગયેલો પાનનો રસ સાકર નાખીને પ્રમેહ, ગરમીના રોગો, દાહ વિગેરેમાં અપાય છે.
(૫) એનાં પાન, ફુલ અને કાચા ફળનો રસ પ્રમેહ, પ્રદર અને એવાં જ બીજાં ગરમીનાં દરદો ઉપર સાકરની સાથે આપવામાં આવે છે.
(૬) એના મૂળમાં સારસાપરિલા જેવો ગુણ છે તેથી તે સારસાપરિલાની અવેજીમાં વાપરવું સારૂં છે.

આનું સેવન કરવાથી બળ આવે છે, કફને હરનાર છે અને પ્રમેહને મટાડે છે. ભાવપ્રકાશ.

वक्तव्य—ભાવમિશ્ર પહેલાંના લેખકોએ પાતાલગરૂડીનો ઉલ્લેખ કર્યો જણાતો નથી. ભાવમિશ્રે એનું નામ ' छिलहिंटः ' પાડયું હશે. અનેક નામો પૈકી એક નામ वत्सादनी પણ છે. ' વત્સાદની ' ગળો માટે વપરાય છે. અમરકોષમાં પણ ગળોના એક પર્યાય તરિકે જ વત્સાદની ગણાવેલી છે. આ ગળોની જ બ્હેન છે, બન્નેનો વર્ગ એક જ છે; શારંગધરના ટીકાકારે તેનું ઓળખાણ ઠીક આપ્યું છેઃ—

" पातालगरुडी पातालमूली प्रसिद्धा, सा च छिन्नरुहाआकृतिः तद्भेदश्च तदभावे छिरहिण्टैव ग्राह्या ॥ म. ११–४४. "

આ ઉપરથી વેવડી ગળોના જેવા આકારની થતી હશે અને તેના અભાવમાં જ ' છિરહિંટા ' લેવી–આ વાત સ્પષ્ટ સમજી શકાય છે. ગળોના જેવા આકારની અને આ જ વર્ગની એક વનસ્પતિ Cocculus Macrocarpus ( વાટોલી–વાટયેલ (મરાઠી)નું ચિત્ર બ્રેંડીસે આપેલું છે અને તે બરાબર ગળો જેવી અને પાતાલગરૂડીના વર્ણનને મળતી જ આવે છે. ( જુઓ Brandis પાનું ૨૬ ).

C. Villosus ( વેવડી )નું સંસ્કૃત નામ સ્વ. કનૈયાલાલ દે. वनतिक्तक રાખે છે ( પાનું ૭૧ ). રાજનિઘંટુએ જે ૧૪ નામો આપેલાં છે તેમાં વનતિક્તક નામ નથી જણાતું. વનતિક્તક તો વત્સક માટે વપરાય છે ( ડલ્હણ ). રાજનિઘંટુકારનું वासनी નામ ઉપરથી મરાઠીમાં વાસનવેલ નામ પડયું હશે. ડૉ. દેવપ્રસાદ સન્યાલે C. Villosusનું સંસ્કૃત નામ वासनवल्ली આપ્યું છે.

**Actions and Uses**—Fresh juice of the leaves mixed with sugar is taken by the mouth in acute gonorrhœa. The root is bitter and alterative. It is used as a substitute for sarsaparela and given in the form of decoction in cases of chronic rheumatism and venereal diseases. In combination with ginger it is given in cases of bilious dyspepsia. It is also given in cases of fevers with other bitters and aromatics.

Vegetable Drugs of India. p. 229.

ઉલ્લેખ—Brandis, page 26; Veg. Drugs p. 229; Nairne page 11; Watt. II p. 397; રૂ. નિ. પા. ૫૬૮; વ. શા. પાનું ૮; Indi. Medi. Plants p. 56.

નોટ—વેવડીની જ સગી બેન ઑરપ કરીને થાય છે. તેને આપણે ' पातालगरुडीभेदः ' કહીશું. આ ઑરપનું મૂળ અફીણ છોડાવવા માટે સારૂં મનાય છે. સુ. જયકૃષ્ણભાઇએ બે ત્રણ જણનું અફીણ આનાથી મુકાવ્યું છે. ઑરપ–Cocculus Laeba–અને વેવડીના ફેર માટે જુઓ. વ. શા. પા. ૧૦.

## ૧૧ ગળો

### N. O. Menispermaceæ.

**નામો**—गुडूची, अमृता, छिन्ना, छिन्नरुहा, वत्सादनी, ( સંસ્કૃત ); ગળો ( ગુજરાત—કાઠિઆવાડ ); ગલવેલ ( હાંસોટ ); ગુલવેલ ( મરાઠી ); ગિલોય, ગરૂચ ( હિંદુસ્તાની ); ગિલોઇ ( અરબી ); ગુલંચ (બંગાલી); Tinospora cordiofolia —ટાઇનોસ્પોરા કોર્ડીઓફોલીયા (લેટીન).

**गुणाः—** गुडूची स्वरसे तिक्ता कषायोष्णा गुरुस्तथा ।
त्रिदोषजन्तुरक्तार्शःकुष्ठज्वरहरा परा ॥
गुडूच्यायुष्प्रदा मेध्या तिक्ता संग्राहिणी बला ।
ज्वरतृट्पाण्डुवातासृक्छर्दिमेहत्रिदोषजित् ॥
गुडूची कफवातघ्नी पित्तमेदोविशोषिणी ।
रक्तवातप्रशमनी कण्डूविसर्पनाशनी ॥
' कंदोद्भवा गुडूची ' च कटूष्णा सन्निपातहा ।
विषघ्नी ज्वरभूतघ्नी वलीपलितनाशिनी ॥

**अन्यच्चः—** घृतेन वातं सगुडा विबन्धम्, पित्तं सिताढ्या मधुना कफञ्च ।
वातास्रमुग्रं रुबुतैलमिश्रा शुण्ठ्यामवातं शमयेद् गुडूची ॥

॥ ध. नि ॥

ज्ञेया गुडूची गुरुरुष्णवीर्या, तिक्ता कषाया ज्वरनाशिनी च ।
दाहार्त्तितृष्णावमिरक्तवातप्रमेहपाण्डुभ्रमहारिणी च ॥

॥ राजनिघण्टुः ॥

गुडूची कटुका तिक्ता स्वादुपाका रसायनी ।
संग्राहिणी कषायोष्णा लघ्वी बल्याऽग्निदीपनी॥
दोषत्रयामतृड्दाहमेहकासांश्च पाण्डुताम् ॥
कामलाकुष्ठवातास्रज्वरक्रिमिवमीन् हरेत् ॥
प्रमेहश्वासकासार्शःकृच्छ्रहृद्रोगवात-त् ।

॥ भावप्रकाशः ॥

गुडूची ग्राहिणी बल्या त्रिदोषघ्नी रसायनी ।
दीपनी ज्वरतृट्छर्दिकामलावातपित्तनुत् ॥

॥ राजवल्लभः ॥

चरक— १ रसायने गुडूची–रसो गुडूच्यास्तु....॥ चि. अ. १

२ विषमज्वरे–....गुडूच्याः रसमेव वा ॥ चि. अ. ३

३ कामलायाम्–....गुडूच्याः वा रसं।
शीतं मधुयुतं प्रातः कामलार्तः पिबेन्नरः ॥ चि. अ. २०

४ पित्तात्मिकायाम् छर्द्याम्–....गुडूच्याः जलम्....॥ चि. अ. २३

५ वातरक्ते–गुडूची रसदुग्धाभ्यां तैलं....वातरक्तनुत् ॥ चि. अ. २९

६ स्तन्यशुद्ध्यर्थम्–अमृतासप्तपर्णत्वक्क्वाथश्चैव सनागरम् ॥
चि. अ. ३०

सुश्रुत— ७ पित्तप्रबले वातरक्ते–पित्तप्रबले....गुडूचीकषायं वा॥ चि. अ. ५

८ अर्शःसु–एष एव....गुडूचीषु तक्रकल्पः॥ चि अ. ६

९ वातज्वरे–श्रृतशीतकषायं वा गुडूच्याः पेयमेव तु ॥ ऊ. अ. ३९

वाग्भट— १० मेहे–मधुयुतं गुडूच्याः वा रसम् ॥ चि. अ. १२

भावप्रकाश— ११ बलाधानार्थम्–अमृतायाः शतं चूर्णं वाससा परिशोधितम्।
पृथक् षोडशभागाः स्युः गुडमाक्षिकसर्पिषाम् ॥ यथाग्नि भक्षये-
देतन्नरो हितमिताशनः। नास्यकश्चिद्भवेद् व्याधिः न जरापलितं
न च ॥ ( म. खं: )

१२ जीर्णज्वरे गुडूची–पिप्पलीमधुसंयुक्तः क्वाथः छिन्नोद्भवोद्भवः।
जीर्णज्वरकफध्वंसो....॥ ( ज्वर चि. )

१३ कामलायाम्–गुडूचीपत्रकल्कं वा पिबेत्तक्रेण कामली ॥

शोढल— १४ कुष्ठे–छिन्नायाः स्वरसं वापि सेवमानो यथाबलम्।
जीर्णे घृतेन भुञ्जीत स्वल्पयूषोदकेन तु ॥
अपि पूतिशरीरोऽपि दिव्यरूपो भवेन्नरः ॥
पा. ३५९

१५ हलीमके–गुडूचीस्वरसे सर्पिः सक्षीरं माहिषं श्रृतम्। चतुर्गुणेन
पयसा पाययेत्तद्धलीमके ॥

१६ वातजन्यरक्तप्रदरे–वासकस्वरसं वाऽपि गुडूच्याः रसमेव च ॥

राजमार्तंड— १७ प्लीहोदरे–पीतं भवेत्प्लीहविनाशहेतुः....छिन्नरुहाजटा वा ॥

चक्रदत्त— १८ ज्वरिणःशाकार्थम्–पत्रं गुडूच्याः शाकार्थं ज्वरिताय प्रदापयेत् ॥

१९ श्लीपदे–श्लीपदघ्नो रसोऽभ्यासात् गुडूच्याः तैलसंयुतः ॥

વંગસેન— ૨૦ हृदयस्थिते वायौ—हृदयानिलनाशाय गुडूचीं मरिचान्विताम् ।
पिबेत्प्रातः प्रयत्नेन सम्यगुष्णाम्भसा सह ॥

## ઉપયોગ

ચરક— ૧. ગળોનો રસ રસાયન તરીકે વાપરવામાં આવે છે. ચિ. અ. ૧
૨. **વિષમજ્વરમાં**–ગળોનો રસ પીવો. ચિ. અ. ૩
૩. **કમળામાં**–ગળોનો રસ મધ નાખીને સવારમાં પીવાથી કમળો મટી જાય છે. ચિ. અ. ૨૦
૪. **પિત્તજન્ય ઉલટીમાં**–ગળોનો રસ પીવો. ચિ. અ. ૨૩
૫. **વાતરક્તમાં**–ગળોના રસમાં દુધ અને તેલ નાખી તેલ પકાવી લેવું. આ તેલ વાતરક્તને મટાડનારૂં છે. ચિ. અ. ૨૯
૬. **ધાવણ સુધારવા માટે**–ગળોનો કવાથ પીવો. ચિ. અ. ૩૦

સુશ્રુત— ૭ જે **વાતરક્ત** ( gout )માં પિત્તનું જોર વધારે હોય તેમાં ગળોનો રસ પીવો. ચિ. અ. ૬
૮ **હરસમાં**—ગળોનો રસ અથવા ચૂર્ણ ખાવું અને ઉપરથી છાશ પીવી. ચિ. અ. ૬.
૯ **વાતજ્વરમાં**—ગળોનો ઠંડો કવાથ પીવો. ઊ. અ. ૨૯.

વાગ્ભટ્ટ— ૧૦ **દરેક પ્રકારના પ્રમેહ ઉપર**–ગળોનો રસ મધ નાખીને પીવો. ચિ. અ. ૧૨

ભાવપ્રકાશ–૧૧ **બલવાન થવા માટે**–ગળોનું કપડે ચાળેલું ચૂર્ણ તો. ૧૦, ગોળ તો. ૧૦, મધ તો. ૧૬, ઘી તો. ૧૬. ગોળ ઘીની ચાસણી કરી મધ અને ચૂર્ણ નાખીને નાના નાના લાડુ બનાવી લેવા. જઠરાગ્નિના જોર પ્રમાણે આ લાડુ ખાવા. હિત અને મિત ખોરાક લેવો. આ પ્રયોગ સેવનારને કોઈ પણ જાતનો વ્યાધિ થતો નથી અને વળીયાં પળીયાં આવતાં નથી.
૧૨ **જીર્ણજ્વરમાં**—ગળોના કવાથમાં લીંડીપીપર અને મધ નાખીને પીવું. જીર્ણજ્વર, કફ વિગેરે મટી જશે.
૧૩ **કમળામાં**—ગળોના પાનનો કલ્ક છાશ સાથે કમળાવાળાએ પીવો.

શોઢલ— ૧૪ **કોઢમાં**–જેટલો પીવાય તેટલો ગળોનો સ્વરસ પીવો; એ પચી જાય એ પછી મગનો યૂષ–ભાત–ઘી ખાવાં, ગમે તેવો સડી ઉઠેલો માણસ પણ દિવ્ય રૂપવાળો થઇ જશે.

૧૫ હલીમકમાં—ગળોનો રસ, ભેંસનું દુધ અને ઘી, આ પ્રમાણે ઘી પકાવી લેવું. (૧ તોલો ઘી, ૪ તોલા રસ અને ૧૬ તોલા દુધ. આ પ્રમાણમાં લેવું.)

૧૬ વાતજન્ય રક્તપ્રદરમાં—ગળોનો રસ આપવો.

રાજમાર્તંડ-૧૭ પ્લીહોદરમાં-ગળોનું મૂળ ઘસીને પીવું.

ચક્રદત્ત— ૧૮ તાવવાળાને-શાક માટે ગળોનાં પાન યોજવાં.

૧૯ હાથીપગામાં—ગળોનો રસ તલના તેલ સાથે લેવાથી શ્લીપદ મટે છે.

બંગસેન— ૨૦ હૃદયમાં ગએલા વાયુમાં-ગળોનો રસ અથવા ચૂર્ણ, મરી સાથે સવારમાં લેવું. ઉપરથી ગરમ પાણી પી જવું. પ્રયત્નથી મટી શકે છે.

**વક્તવ્ય**—ચરક સંધાનીય, પિપાસાનાશક, સ્તન્યશોધક, સ્નેહોપગ, તૃષ્ણાનિગ્રહણ; મૂત્રવિરેચનીય, દાહપ્રશમન અને વયઃસ્થાપન તરિકે અને સુશ્રુત આરગ્વધાદિ, શ્યામાદિ, પટોલાદિ, કાકોલ્યાદિ, ગુડુચ્યાદિ અને વલ્લીસંજ્ઞ વર્ગમાં ગળોનો ઉલ્લેખ કરે છે. જેજે વસ્તુઓ લીલીજ લેવાનું લખેલું છે તેમાં ગળો પણ છે જ. ગુડૂચીકલ્પ જોવો હોય તો વાંચો ગદનિગ્રહ ભાગ. ૨ જો પાનું. ૬૮૭.

**Actions and Uses**—Fresh stem is more efficacious than the dry and is a good substitute for columba. It is a stomachic, bitter tonic, alterative, aphrodisiac, antiperiodic and demulcent, given in dyspepsia and in debility caused by repeated attacks of fever Like peruvian barks, it is a good febrifuge; used in enlarged spleen. As an alterative given in secondary syphillis, rheumatism, leprosy, skin diseases such as impetigo and in jaundice. As a diuretic and demulcent it is given in dysuria, in scanty high coloured urine due to catarrh of the bladder. The juice of the stem combined with Pakhanbhed and honey is given in gonorrhœa. The starchy extract is nutritious, largely used in native practice of cold fevers, and seminal weakness, also in urinary affections. (R. N. Khory II. 31)

**ભાવાર્થ**—સૂકી કરતાં લીલી ગળો વાપરવામાં સારી છે, કોલંબા (આપણે જેને કોલમકાતરી-કલંબો કહીએ છીએ તેનું અંગ્રેજી નામ) ની પ્રતિનિધિ છે. ગળો પાચક, તિક્ત, બલ્ય, વાજીકરણ, જ્વરઘ્ન, સ્નિગ્ધ છે. અજીર્ણાતિસારમાં અને વારંવારના તાવથી આવેલી નબળાઇમાં ગળો શક્તિ

માટે વપરાય છે. પ્લીહવૃદ્ધિ માટે ગળો વપરાય છે. ઉત્તમ જ્વરઘ્ની છે. રસાયન તરિકે, સીફીલીસની બીજી સ્ટેજમાં, સંધિવામાં, પતમાં, ચામડીના રોગોમાં અને કમળામાં વપરાય છે. મૂત્રલ અને સ્નિગ્ધ હોવાથી મૂત્રકૃચ્છ્રમાં અને મૂત્રાશયના વરમને લીધે ટીપેટીપે આવતા પેસાબમાં તે હિતકર છે. ગળોનો રસ, પાષાણભેદ અને મધ સાથે પ્રમેહમાં આપવામાં આવે છે. ગળોસત્ત્વ એ ઉત્તમ પોષણ આપનાર છે. દેશી વૈદામાં તે શીતજ્વરોમાં, ધાતુક્ષય, નબળાઈ અને મૂત્રના રોગોમાં વપરાય છે.

( આર. એન. ખોરી. ભા. ૨ પા. ૩૧ )

ઉલ્લેખઃ—વ. શા. પા ૪; ફ. નિ. પા. ૧; વનસ્પતિ ગુણાદર્શ પા. ૪૨૬; N. p. 10; Watt VI, part IV p. 63; Indi. medi. Plants p. 49.

નવ્યમત—ઑસ્ટ્રેલેશીયાની ઇન્ટરનેશનલ મેડીકલ કોંગ્રેસના દ્વિતીય અધિવેશન વખતે સર્જન કે. આર. કીર્તિકરે ગળો માટે નીચે પ્રમાણે કહ્યું હતુંઃ—“ગળોના વેલાનો કવાથ બનાવવામાં આવે છે. (૧ ઔંસ ગળોના ચૂર્ણને ૧૦ ઔંસ પાણીમાં ઉકાળીને.) આ છોડમાં જે ગુણ છે તે તેમાં રહેલા ઉપયોગી તત્ત્વ berberine ને લીધે છે. આ ચિરગુણકારી પૌષ્ટિક અને બલ્ય દવા છે. પ્રાચીન હિંદુ લેખકોએ તો તેને વાજીકરણ તરિકે પણ જાહેર કરેલી છે, પણ વાજીકરણ તરિકે તે ભાગ્યેજ એકલી અપાય છે એટલે તેનો એ ગુણ શંકાસ્પદ છે. કવાથની માત્રા ૧ થી ૩ ઔંસ. ગળોનાં મૂળીઆંમાંથી અને ડાંડીમાંથી સત્ત્વ કાઢવામાં આવે છે જે ‘ગળોસત્વ’ તરિકે ઓળખાય છે અને દેખાવમાં તે ‘ઍરોરૂટ’ જેવું જ લાગે છે. જુના અતિસાર, ઘણા વખતની હઠીલી સંગ્રહણી વિગેરેમાં તેનો ગુણ સારો માલમ પડયો છે, કારણ કે આંતરડાંની ઉશ્કેરણી અને આંતરડાંની ખોરાક હજમ કરવાની અશક્તિ વખતે ગળોસત્ત્વ પોષક ઉપરાંત ઉપરોકત દોષોને દૂર કરનાર દવા છે. આ ગળોસત્ત્વનો મ્હેં જાતે ઉપયોગ કરી જોયો છે. સત્વ સફેદ રંગનું કડવાશ વિનાનું મને હાથ લાગ્યું છે. ડૉ. ડીમકને આ સત્ત્વ કડવા સ્વાદવાળું જણાયું હતું, કારણકે બરાબર ધોયામાં તેમજ તાજી ગળો વખતે ન મળવાને લીધે એમ બન્યું હશે. આ ગળોસત્ત્વ પિત્તાજીર્ણ, પિત્તાતિસાર વિગેરેમાં ઘણું ઉપયોગી છે. સંધિવાનાં ચિન્હો શાંત કરવામાં તે ઉપયોગી છે. સત્ત્વ ઉપરાંત આ લીલા છોડમાંથી રસ (succus) કાઢવામાં આવે છે. આ રસ બહુ જ ઉત્તમ મૂત્રલ છે. પ્રાચીન હિંદુ વૈદ્યોએ પરમીયામાં રસને વાપરી જોયેલો છે. આપણે અત્યારે પરમીયાની શરૂઆતમાં અમ્લપ્રતિયોગી દવાઓથી મૂત્રનું અમ્લત્વ ઓછું કરવા પ્રયત્ન કરીએ છીયે તેમ આ રસ પણ આવું જ કાર્ય (પેસાબનું અમ્લત્વ ઓછું કરવાનું) કરે છે. રસની માત્રા ૨ થી ૩ ડ્રામ. દુધ, પાણી કે મધ સાથે દિવસમાં ત્રણ વખત. ( Congress Proceedings. Melbourne. p. 947. 1889 )

## ૧૨ કાળીપાઠ

**N. O. Manispermaceæ.**

**નામો:**—પાઠા, अंबष्ठा, पापचेलिका, प्राचीना ( સંસ્કૃત ); કાળીપાઠ ( ગુજરાતી ); પાહાડમૂલ ( મરાઠી ); પાઢ ( હિંદુસ્તાની ); Cyclea peltata—સાઇકલીયા પૅલ્ટેટા ( લેટીન ).

**परिचय—** पाठा राजपाठा तु स्यात् पापचेली सुस्थिरा च प्रतानिनी ॥
वत्सादनीसमा पीलुफला तिक्ता च पिच्छला ॥
लघुपाठा तु बांगा स्यात् करेंढकमिति स्मृतम् ।
फंजिकासदृशा वल्ली गुच्छपुष्पा च पीलुनी ॥
॥ इति कैयदेवः ॥

**गुणाः—** पाठा तिक्तरसा वृष्या विषघ्नी कुष्ठकण्डूनुत् ।
छर्दिहृद्रोगज्वरजित्रिदोषशमनी परा ॥
पाठाऽतिसारशूलघ्नी कफपित्तज्वरापहा ॥
॥ ध-नि ॥

पाठा तिक्ता गुरूष्णा च वातपित्तज्वरापहा ।
भग्नसंधानकृत् पित्तदाहातिसारशूलहृत् ॥
॥ रा-नि ॥

पाठोष्णा कटुका तीक्ष्णा वातश्लेष्महरी लघुः ।
हन्ति शूलज्वरच्छर्दिकुष्ठातिसारहृद्रुजः ॥
दाहकण्डूविषश्वासकृमिगुल्मगरव्रणान् ॥
॥ भावप्रकाशः ॥

पाठाऽतिसारशमनी लघ्वी दोषत्रयापहा ॥
॥ राजवल्लभः ॥

**चरकः—** १ अर्शःसु—दुःस्पर्शकेन बिल्वेन यमान्या नागरेण वा ।
एकैकेनापि संयुक्ता पाठा हन्त्यर्शसां रुजम् ॥ चि. ९—१००

२ अतिसारे—लोणिकायाः सपाठायाः शुष्कशाकेन वा पुनः ।
दधिदाडिमसिद्धेन बहुस्नेहेन भोजयेत् ॥ चि, १०—३६

**सुश्रुतः—** ३ लवणमेहे—पाठाऽगुरुकषायं लवणमेहिनाम् ॥ चि. ११—८

४ ग्रन्थिभूते आर्तवे-ग्रन्थिभूते पिबेत् पाठाव्यूषणं वृक्षकाणि च ॥
शा—२—१४

वाग्भटः— ५ अर्शःसु वायोः अनुलोम्याय—पाठया वा युतं तक्रं
वातवर्चोऽनुलोमनम् ॥ चि अ–८

चक्रदत्तः— ६ अन्तर्विद्रधौ—शमयति पाठामूलं क्षौद्रयुक्तं तण्डुलाम्बुना पीतम् ।
अन्तर्भूतविद्रधिमुद्धतमाश्वेव मनुजस्य च ॥ विद्रधि—चि. ।

७ सुखप्रसवार्थम्—पाठायास्तु शिफां योनौ या नारी संप्रधारयेत् ॥
शिरःप्रसवकाले तु सा सुखेन प्रसूयते ॥ ॥ स्त्रीरोग चि० ॥

भावप्रकाशः—८ अतिसारे—पाठां पिष्ट्वा च गोदध्ना....अतिसारं व्यथादाहं हन्त्येवाशु
न संशयः ॥

वंगसेनः— ९ अतिसारे—माहिषेन तु तक्रेण पाठापत्रं तथैव च ॥

वैद्यमनोरमा—१० शीतकम्पयुते ज्वरे—पाठाशिफापयः पीतं प्रातरेव दिनैस्त्रिभिः ।
शीतिकां कंपबहुलां नाशयेल्लशुनं तथा ॥ पा० ३.

राजमार्तण्डः—११ प्लीहोदरे—मूलं समं तण्डुलधावनेन प्रपेषितं श्वेतपुनर्नवायाः । पीतं
भवेत्प्लीहविनाशहेतुः पाठाजटा छिन्नरुहाजटा वा ॥
पा. १८–१२५.

गदनिग्रहः—१२ अर्धावभेदे—अर्धशीर्षः शमं गच्छेत् पाठामूलस्य नस्यतः ॥
पा. ४११.

१३ सुखप्रसवार्थम्—पाठा....जटाः पृथक् । नाभिबस्तिभगालेपात्सुखं नारी
प्रसूयते ॥ पा. ६१०

**વર્ણન**—કારીપાટના વેલા ઘણું કરીને બારે માસ જોવામાં આવે છે. ઝાડ ઉપર તે ઘણા ઉંચા વધી ગયેલા જણાય છે. એની શાખાઓ ઉપર ઉભી હાંસો અને વાળની રૂછાળ આવેલી હોય છે. મૂળ ઘણાં ઉંડાં અને મજબુત બેઠેલાં હોય છે. પાન આંતરે આવેલાં, ૩ થી ૬ ઇંચ લાંબાં, ૨ થી ૪ ઇંચ પહોળાં—ફાંગના પાનના આકાર જેવાં—પાતળાં, ચીવટ, ડીંટડી પાસે જરા પહોળાં, ટેરવે અણીવાળાં કે બુઠ્ઠાં હોય છે. ઉપરની સપાટી ઘેરા લીલા રંગની અને નીચેની વિશેષ ફીક્કા રંગની હોય છે. ઉપરની સપાટી લીસી કે આછી રૂછાળવાળી અને નીચેની રૂછાળથી ભરેલી હોય છે. પાનની ડીંટડી ૧ થી ૧॥ ઇંચ લાંબી હોય છે. એના વેલાઓમાં નર અને માદા પુલ જુદાં જુદાં થાય છે. ફુલનો રંગ

પીળાશ લેતો બીલો હોય છે. ફૂળ અડદની ફાડ જેવા આકારનાં ને રૂછાવાળાં હોય છે.

કરંઢીયા (લઘુપાઠા)—Cissampelos Pareira—નાં ફળ વટાણા જેવડાં, રાતા રંગનાં હોય છે. એજ કારણથી તેને 'पीलुफला' કહી હશે ?

### વૈદકમાં કારીપાઠનો ઉપયોગ

ચરક— ૧ અર્શમાં—એકલી પાઠા છાશ સાથે પીવાથી મસા મટાડે છે. ચિ. ૯—૧૦૦

૨ અતિસારમાં—દહીં અને દાડમસારથી વઘારેલી કારીપાઠની ભાજી ખાવાથી ઝાડો બંધ થાય છે. ચિ. ૧૦—૩૬.

સુશ્રુત— ૩ લવણમેહમાં—પાઠા અને અગરનો કાઢો પીવો. ચિ. ૧૧—૮

૪ નાવણ ગાંઠા ગાંઠાવાળું આવતું હોય તો—કાળીપાઠનાં મૂળ ત્રિકટુ સાથે આપવાં. શા. ૨. ૧૪.

વાગ્ભટ— ૫ અર્શમાં વાયુના અનુલોમન માટે—પાઠાનું શાક ખાવું. ચિ.૮

ચક્રદત્ત— ૬ અંતર્વિદ્રધિમાં—કારીપાઠનું મૂળ, ચોખાના ધોવણ સાથે ઘસીને મધ નાખીને પીધું હોય તો અંતર્વિદ્રધિ મટે છે.

૭ સુખેથી પ્રસવ થાય એટલા સારૂ—કારીપાઠના મૂળનું ચૂર્ણ યોનિમાં રાખી મૂકવું. સુખેથી બચ્ચાનું માથું બહાર આવી જશે.

ભાવપ્રકાશ—૮ અતિસારમાં—કારીપાઠના મૂળનું ચૂર્ણ ગાયના દહીં સાથે અતિસાર મટાડે છે.

બંગસેન— ૯ અતિસારમાં—કારીપાઠનાં પાન ભેંસની છાશ સાથે ખાવાં.

વૈદ્યમનોરમા-૧૦ ઠંડી અને કંપ સાથે જ્વર આવતો હોય તો—સવારમાં ત્રણ દિવસ સુધી લાગટ કારીપાઠના મૂળ સાથે ઉકાળેલું દુધ પીવું. શીત અને કંપયુક્ત તાવ અવશ્ય મટશે.

રાજમાર્તંડ—૧૧ પ્લીહોદરમાં—ચોખાના ધોવણ સાથે કારીપાઠનું મૂળ ઘસીને પીવું.

ગદનિગ્રહ—૧૨ આધાશીશીમાં—કારીપાઠના મૂળનું નસ્ય આપવું.

૧૩ સુખેથી પ્રસવ થાય એટલા સારૂ—કારીપાઠનું મૂળ નાભિ, બસ્તિ અને યોનિમાં ચોપડી દેવું.

વક્તવ્ય—શ્રી કૈયદેવ લઘુપાઠાને करंटक અને वाम—જે શબ્દો અદ્યાપિ પોરબંદર તરફ કરંઢીયા માટે પ્રચલિત છે—નામો આપે છે. કાંગના જેવાં પાન પણ બરાબર બંધબેસતાં આવે છે. पीलुनी અને गुच्छफला—આ વિશેષણો પણ બરાબર કરંઢીયાને લાગુ પડે છે. સ્વ. જયકૃષ્ણભાઈ તેમજ સ્વ. કતોઅલ્ક વિગેરે વિદ્વાનો પણ કરંઢીયાને लघुपाठा કહે છે. રાજપાઠાને સ્વ. જયકૃષ્ણભાઈ

કારીપાઠ કહે છે. वत्सादनीच्छदा, प्रतानिनी, पीलुफला આ વિશેષણો કારીપાટ ( જુઓ—વનસ્પતિશાસ્ત્ર. પાનું. ૧૩ ) ને બરાબર લાગુ પડે છે, પણ त्रिशिरा, त्रिवृत्, सूक्ष्मपर्णी આથી સંદેહ ઉભો થાય છે. ડાંડી કે પાન ઉપર ત્રણ ત્રણ શિરાઓ આપણી કારીપાટમાં નથી જણાતી. નસોતર જેવા ત્રણ વળ (ડાંડીના) કારીપાટમાં નથી. પણ જેમ ઘણી વખતે વૈદ્યકમાં નાહકના શબ્દો મૂકેલા માલમ પડે છે તેમ આ શબ્દો પણ હોય એમ મને તો લાગે છે. વળી પાઠાને અવિદ્ધકર્ણી કહેલી છે. અમરકોષનો ટીકાકાર મુકુટ ‘ अविद्धो अच्छिद्रो पर्णरूपः कर्णोऽस्याः , આમ સમજુતી આપે છે. અવિદ્ધ રાજ-પાઠાને ગણાય કે ન ગણાય તે વિદ્વાનોને સોંપુંછું. ટીકાકારોએ ક્યાં સુધી ગોટાળો ઉભો કર્યો છે તે જોવા જેવો છે. જે ડલ્હણ પાઠાને અવિદ્ધકર્ણી કહે છે તેજ ડલ્હણે સુશ્રુતમાં जीवन्तीने “ पाठासमानपत्रा ” ( ઊ. ૫૧ ) કહ્યું છે. જીવન્તી એટલે ડોડી એ અર્થ લઇએ તો કારીપાટને લાગુ નથી પડતું. એક वत्सादनीसमा કહે અને બીજો जीवन्तीसदृशपत्रा કહે ત્યારે શું સમજવું? શારંગધરનો ટીકાકાર તો વળી પાઠાનો અર્થ पाटला કરીને છેલ્લે જ પાટલે બેઠો છે. આ સ્થિતિમાં નિર્ણય કરવો સહેલો નથી હોતો. लघुपाठा માટે તો શક રહેતો જ નથી. રાજપાઠા પણ કારીપાટને કહેવામાં લગારેય વાંધો નથી એમ મારૂં તો માનવું છે.

અમરકોષમાં પાઠાનાં દશ નામ આપેલાં છે. पापचेलीનું નિરૂક્ત पापचो वायुः । तमीरयाति इति । શું પાઠા વાયુને વધારનાર છે? નિઘંટુકારોએ પાઠાને વાતહર માનેલી છે. स्थापनी એ નામ બરાબર છે. અનુવાસન વિગેરેમાં તે છુટથી વાપરવા જેવી છે અને વપરાયલી પણ છે.

ચરકે—પાઠાને તિક્ત સ્કંધમાં ગણાવી છે. વમનોપગ તરિકે ઉલ્લેખ છે. द्वे पाठे એવો ચરકમાં અનેક ઠેકાણેથી ઉલ્લેખ મળી આવે છે. સ્તન્યશોધન અને જ્વરહર દશેમાનિમાં પાઠા ગણાવેલી છે. જ્વરમાં પાઠાનો ઉપયોગ ચરકમાં બે ત્રણ ઠેકાણે જ દેખાય છે. મુખરોગમાં, વિષમાં, યોનિરોગમાં, અર્શમાં, કાસમાં પાઠા ધ્યાન ખેંચે છે.

સુશ્રુતે—મુસ્તાદિ, આરગ્વધાદિ, પિપ્પલ્યાદિ, બૃહત્યાદિ અને પટોલાદિ ગણોમાં પાઠાનો પાઠ કરેલો છે. નેત્રરોગમાં ઘીની બનાવટોમાં પાઠા યોજેલી છે. વ્રણમાં पाठामूर्वागुडूचीनां....पत्रं योजयेत् એમ કહેલું છે.

ચરકે ‘અંબષ્ઠકી’ સંધાનીય દશેમાનિમાં અને સુશ્રુતે તે અંબષ્ઠાદિ ગણમાં વાપરેલી છે. અંબષ્ઠા એ પાઠાનો પર્યાય છે, છતાંયે ચરક સુશ્રુતે તેને કષાય વર્ગમાં ગણાવેલી છે. વાગ્ભટમાં અંબષ્ઠા નથી.

ડલ્હણ एकैषिका ને પાઠા ગણે છે. જેજ્જટ વિગેરે બીજા ટીકાકારો एकौषिका ને त्रिवृत् ગણે છે.

રા. રા. મુ. અમૃતલાલભાઈ અવિદ્ધકર્ણીનો અર્થ (હું ધારૂં છું કે પંડિત હરિપ્રપન્નજીના આધારે જ તે આ અર્થ કરે છે.) જે પાનના કર્ણ–ડીંટડી પાસેના બે તરફના છેડા (કાનની બુટ્ટી જેવા)–વિંધાયલા નહોય એવો અર્થ કરે છે. ઇન્ડીયન મેડીસીનલ પ્લેંટસમાં અવિદ્ધકર્ણીને બદલે वृद्धकर्णिका (long-eared)–નામ આપેલું છે. वरातिक्ता, अंवष्टा, प्राचीनाम्बष्टिका, पापनेलिल (પાપચેલિકાને બદલે ભુલથી)–આવાં બીજાં નામો આપેલાં છે. આ પુસ્તકમાં Cyclea Peltata છે જ નહિ.

ઉલ્લેખ—Indi. medi. plants p. 61; વ. શા. પા. ૧૩; રૂ. નિ. પા. ૩૨; N. p. 11.

**કરંઢીયા માટે ઉલ્લેખ**—Indi. medi. plants p. 61; વ. શા. ૧૨; રૂ. નિ. પા. ૩૨; N. p. II; Watt p. 327.

# दारुहरिद्रा - वर्ग

## N. O. Berberidaceæ

### ૧૩ દારૂહળદર

નામો—दारुहरिद्रा, दार्वी, कटंकटेरी, पर्चंपचा, पर्जनी ( સંસ્કૃત ); દારૂહલદર ( ગુજરાતી ); દારૂહલદી ( મરાઠી-હિંદી ); દારૂહરિદ્રા ( બંગાલી ); કશ્મલ, કોમુલ, કમ્મુલ ( સીમલા ); કીંગોરા ( દહેરાદુન ); કીલમોરા ( કુમાઉન્ ); કીસ્સી, ચિત્રા ( નેપાલ ); Berbery ( અંગ્રેજી ); Berberis Asiatica—બરબેરીસ્ એસીયાટીકા ( લેટીન ).

परिचयः— दार्वी कुटजवत्पत्रैः अंकोलीसदृशी गिरौ ।
क्षीरिणी सा भवेत् तस्याः क्वाथेन स्याद्रसांजनम् ॥

॥ भावप्रकाशः ॥

गुणाः— तिक्ता दारुहरिद्रा स्याद्रुक्षोष्णा व्रणमेहजित् ।
कर्णनेत्रमुखोद्भूतां रुजं कण्डूञ्च नाशयेत् ॥

॥ ध० नि ॥

तिक्ता दारुहरिद्रा तु कटूष्णा व्रणमेहनुत् ।
कण्डूविसर्पत्वग्दोषविषकर्णाक्षिदोषनुत् ॥

॥ रा० नि ॥

दार्वी विशेषेण कफाभिष्यन्दनाशिनी ॥

॥ राजवल्लभः ॥

रसांजनं हिमं तिक्तं रक्तपित्तकफापहम् ।
हिध्माश्वासहरं वर्ण्यं मुखरोगविषापहम् ॥

॥ ध० नि ॥

रसांजनम् नेत्रयोः परमं हितम् ।
रसाञ्जनं कटु श्लेष्मविषनेत्रविकारनुत् ।
उष्णं रसायनं तिक्तं छेदनं व्रणदोषहृत् ॥

॥ भावप्रकाशः ॥

चरकः— १ व्रणरोपणार्थम्—दार्वीत्वचश्च कल्केन प्रधानं व्रणरोपणम् ॥

चि. अ—१३

सुश्रुतः— २ पिष्टमेहे–पिष्टमेहिनम् हरिद्रादारुहरिद्राकषायम् ॥ चि. अ–११

वाग्भटः— ३ श्लैष्मिकवृद्धौ–गोमूत्रेण पिबेत्कल्कं श्लैष्मिके पीतदारुजम् ॥ चि. अ–१३

४ सर्व्वदोषप्रकुपिते नेत्रे–षोडशभिः सलिलपलैः पलं तथैकं कटंकटेर्याः सिद्धम् । सेकोऽष्टभागावशिष्टः क्षौद्रयुतः सर्व्वदोषप्रकुपिते नेत्रे ॥ ऊ.–अ–१६

चक्रदत्तः— ५ मुखरोग–असृग्दर–नाडीव्रणेषु–स्वरसः कथितो दार्व्या घनीभूतो रसक्रिया । सक्षौद्रा मुखरोगासृग्दोषनाडीव्रणापहा ॥ ( कंठरोगचि० )

६ कामलायाम्–दार्व्या निम्बस्य वा रसः । प्रातः माक्षिकसंयुक्तः शीलितः कामलापहः ॥ ( पांडुचि० )

शोढलः— ७ श्वेतप्रदरे–पिबेद्दारुहरिद्रायाः क्वाथं वा मधुसंयुतम् । .... .... पाण्डुप्रदरशान्त्यर्थम् पाययेत्तण्डुलाम्बुना ॥ ( प्रदराधिकारे )

८ सर्पविषे–हरिद्रे तु हिते ख्याते ताभ्यां नास्ति समं क्वचित् । अगदस्तु विषार्तानां प्रलेपादिप्रयोजितः ॥

वैद्यमनोरमाः— ९ प्रमेहे–ग्राहान् गजेन्द्रो विष्णोर्वै प्रसादेन यथा तथा । तद्वत् क्षौद्रान्विता दार्वी पीतश्चामलकीरसः ॥

राजमार्तण्डः— १० ग्रहोपशमनार्थम्–कुष्माण्डीफलसलिलेन पुष्यसंज्ञे । नक्षत्रे मसृणतरां प्रपिष्य दार्वीम् । कर्तव्यं नयनयुगेऽञ्जनं प्रशस्तम् । निःशेषग्रहरजनीचरोपशान्त्यै ॥

વર્ણન—દારૂહળદરનાં નાનાં ઝાડવાં–Shrubs–થાય છે. દરેક ઉપર કાંટા હોય છે. લાકડું પીળાશ લેતા રંગનું હોય છે. હિમાલય ઉપર ૬૦૦૦ થી ૧૨૦૦૦ ફીટની ઉંચાઇ સુધીમાં થાય છે. દક્ષિણ હિંદમાં આવેલા નીલગિરિ પર્વતમાં અને બિહારમાં પારસનાથના પહાડોમાં દારૂહળદરનાં ઝાડવાં થાય છે. આની ઘણી જાતો થાય છે. ૧૪ જાતો અત્યાર સુધીમાં નોંધાયલી છે. બધી જાતોમાં સહેજ સહેજ ફેરફાર હોય છે એટલે તે બધીને ઓળખવા માટે મુશ્કેલી છે. પાન કડા ( कुटज )ના પાનના જેવાં થાય છે અને ઝાડ આંકોલ જેવું દેખાય છે. દારૂહળદરના ઝાડનો ફોટો જોવો હોય તો જુઓ " Indian Trees "–પાનું ૨૯.

## ઉપયોગ

ચરક— ૧. **વ્રણ રૂઝાવવા માટે**–દારૂહળદરની છાલનું સૂક્ષ્મ ચૂર્ણ પાણીમાં વાટીને વ્રણ ઉપર બાંધવાથી વ્રણ રૂઝાઈ જાય છે. ચિ. અ. ૧૩

સુશ્રુત— ૨. **જે પેસાબમાં લોટ જેવું જતું હોય તેમાં**–હળદર અને દારૂહળદરનો કવાથ કરીને પીવો. ચિ. અ. ૧૧

વાગ્ભટ— ૩. **કફજન્ય વૃદ્ધિમાં**–દારૂહળદરની છાલનું ચૂર્ણ ગોમૂત્ર સાથે પીવું. ચિ. અ. ૧૩

૪. **ગમે તે દોષથી આંખ આવી હોય તેમાં**–દારૂહળદરના મૂળની છાલનું ચૂર્ણ ૪ તોલા ૬૪ તોલા પાણીમાં ઉકાળી તેનું આઠમા ભાગનું પાણી બાકી રહે ત્યારે તેમાં મધ નાખીને તે પાણી ( ગાળેલું ) આંખ ઉપર છાંટવું અથવા પોતાં મૂકવાં અથવા ટીપાં નાખ્યા કરવાં. ઊ. અ. ૧૬

ચક્રદત્ત— ૫. **મ્હોંના રોગ–લોહીવા–ભગંદર વિગેરેમાં**–રસવંતી મધ સાથે સેવવાથી બધા (ઉપર જણાવેલા) રોગો સારા થાય છે.

૬. **કમળામાં**–દારૂહળદરનો રસ અથવા કવાથ, સવારમાં મધ નાખીને પીવાથી કમળો અવશ્ય મટે છે.

શોઢલ— ૭. **શ્વેત પ્રદરમાં**–ચોખાના ધોવણ અને મધ સાથે દારૂહળદરનું ચૂર્ણ પીવું.

૮. **સાપના ઝેરમાં**–ઝેરમાં બન્ને જાતની હળદર જેવું બીજું એક પણ ઔષધ નથી. પ્રલેપ–પાન વિગેરેમાં તે યોજવી.

વૈદ્યમનોરમા— ૯. **પ્રમેહમાં**–દારૂહળદરનું ચૂર્ણ મધ સાથે લેવાથી પ્રમેહ મટે છે.

રાજમાર્તંડ— ૧૦. **ગ્રહની શાંતિ માટે**–ભુરા કોળાના રસમાં દારૂહળદરના મૂળની છાલને ઝીણી વાટીને તેનું અંજન આંખમાં કરવાથી ( પુષ્ય નક્ષત્રમાં આ પ્રયોગ અજમાવવાનો છે ) ગ્રહની શાંતિ થઇ જાય છે.

**વક્તવ્ય**—ચરકે લેખનીય અને કંડૂઘ્ન વર્ગમાં દારૂહરિદ્રાનો ઉલ્લેખ કરેલો છે. વૈદ્યકમાં ત્રણ જાતના રસાંજનનો ઉલ્લેખ આવે છે. ( તે માટે જુઓ ‘ આયુર્વેદ વિજ્ઞાન ’ પુસ્તક ૮ મું. અંક ૫ માં મારો લેખ. )

**નવ્યમત**—“ ૦ાા ડ્રામની માત્રામાં રસવંતી પાણીમાં ઓગાળીને જ્વરઘ્ન તરિકે આપવામાં આવે છે. દિવસમાં ૩–૪ વખત આવી રીતે દવા આપવી.

આ દવાના સેવનથી જઠર ઉપરના પ્રદેશમાં ( epigastrium ) બહુ જ માફક ગરમીની અસર રહે છે, ભુખ લાગે છે, ખોરાક પચે છે અને મૃદુ પણ અચૂક રેચક અસર નિપજાવે છે. આના પ્રયોગ વખતે ચામડી ભીની જ રહે છે.

૩૦ ઉપરાંત એકાંતરીયા તાવના કેસોમાં (જેમાં બરોળ પણ ઓછીવત્તી વધેલી હતી ) અમો ફક્ત ત્રણુ જ દિવસમાં તાવ અટકાવી શકયા છીએ ( આ દવાના સેવનથી ). ચોથીઆ તાવના ૮ કેસોમાં ૭ કેસો અમોએ રસવંતી આપીને સારા કરેલા છે. વિષમજ્વરના તો કેટલા યે કેસો અમોએ રસવંતીથી સારા કરેલા છે તેનો નોંખો ઉલ્લેખ જ હું નથી કરતો. એક પણ કેસમાં માથાનો દુઃખાવો કે કબજીયાત જણાયલી નથી.” ( ઓ. શાઉઘ્નેસી. )

દુઝતા હરસમાં ૫ થી ૧૫ ગ્રેનની માત્રામાં માખણુ સાથે રસવંતી લઇ શકાય છે. ૪ ઔંસ પાણીમાં ૧ ડ્રામ રસવંતીનું ચૂર્ણ નાખીને તે પાણીથી દુઝતા હરસ ધોવાય છે. કપુર અને માખણુ સાથે રસવંતીનો મલમ બનાવી તે ગડગુંબડ, ફોલ્લીઓ વિગેરે ઉપર ચોપડયાથી ફોલ્લી વિગેરે બેસી જાય છે. ( વૉટ ડીક્ષનેરીમાં ડૉ. પેની )

ઉલ્લેખ—Indi. Medi. Plants p. 67; ફ. નિ. ૫ા–૨૭; Indig. Drugs p. 46.

---

## ૧૪ પાડવેલ

### N. O. Berberidiæ

**નામો**—પાપરા, પાપરી, ભવન-બક, નિબિશી, પીલીજડી ( હિંદી ); પાપરી, ગુલ–લકરી, વન–વાંગણુ ( પંજાબ ); વેણીવેલ ( ગુજરાતી ); પાડવેલ ( મરાઠી ); Podophyllum Emodi–પૉડોફાઇલમ્ એમોડી ( લેટીન ).

**સ્થાનક**—હિમાલયમાં, સીકીમથી હાઝરા સુધીમાં, કાશ્મીર, સીમલા, જૉનસર, તેહરી, ગઢવાલ વિગેરેમાં ૭૦૦૦ ફીટની ઉંચાઇએ આ છોડ થાય છે.

**વર્ણન**—આ છોડ આપણા તરફ થતો નથી. આ છોડના મૂલમાંથી એક પુષ્પદંડ નીકળે છે જેને ભૂલથી આપણે થડ અથવા મુખ્ય ડાંડી કહીએ છીએ. આ પુષ્પદંડ મજબુત અને સીધો હોય છે. પાન મોટાં ૬ થી ૧૦ ઇંચ જેટલા ઘેરાવાવાળાં, સ્પષ્ટ નસોવાળાં, દાંતા દાંતા વાળાં હોય છે. ફુલ સફેદ અથવા ગુલાબી રંગનાં, પ્યાલી જેવાં આવે છે. પુષ્પાભ્યન્તર કોષ (Petals) ૬ અથવા કોઈ વખત ૪ હોય છે. પુંકેસર સાધારણુ રીતે ૭ હોય છે. ફળ લંબગોળ, લાલચોળ ખાવા લાયક હોય છે. ફળના ગરભમાં અસંખ્ય બીજ આવેલાં હોય છે.

ઇન્ડીઅન ફૉરેસ્ટર ( ઑકટોબર ૧૯૧૫ )માં મી. આર. એસ. હૂપે-આઇ. એફ. એસ–એ આ છોડના ઉછેર માટે સરસ લેખ લખ્યો છે. બીજ, મૂળમાંની નાની ગાંઠ વિગેરેથી આ છોડ વધારી શકાય છે. મૂળમાંથી ૦। ઇંચ જેટલો કકડો કાપીને ( Sections of Rhizomes ) રોપવાથી પણ આ છોડ ઉગે છે, જ્યારે મૂળની ગાંઠ રોપવાથી મૂળ બરાબર વધતાં નથી. આની કલમો પણ કરાવી શકાય છે.

મી. પુરણસિંહ--એફ. સી. એસ–ડેહરાદુન ફૉરસ્ટ રીચર્સ ઇન્સ્ટીટ્યુટના રસાયનશાસ્ત્રી આ છોડમાંથી મળી આવતા રેઝીનની કિંમત વિષે બોલતાં કયી ઋતુમાં આ છોડ લઇ લેવો જોઇએ તે જણાવે છે. વસંતઋતુમાં જ્યારે છોડ ઉપર ફૂલ આવેલાં હોય ત્યારે જ મૂળની ગાંઠો ( Rhizomes ) લઈ લેવી જોઈએ.

આ છોડમાંથી પૅાડોફીલોટોક્ષીન તત્વ નીકળે છે તે તથા રેઝીન–બન્નેમાં આ હિંદી છોડ અમેરિકાના છોડ કરતાં ઘણો વધારે ઉપયોગી છે. અમેરિકાથી આવતા છોડમાં રેઝીન ઓછું હોય છે. અંતમાં તે વિદ્વાન્ સંશોધક જણાવે છે કે "...and it is safe to assert that an average quality of the Indian plants will contain as a rule twice as much of the active principles as the American."

ઔષધાર્થ વ્યવહાર—મૂળ.

ઉપયોગ—રેઝીનનો ૦॥ ગ્રેન થોડીક ખાંડ સાથે ખાવાથી થોડા જ કલાકમાં સખત ઝાડા–ઉપરા ઉપરી–થઈ જાય છે....અમેરિકાની પૅાડોફીલમ્માં હિંદુસ્તાનની પૅાડોફીલમ્ કરતાં રેઝીન તેમજ ઍકટીવ પ્રીન્સીપલ ( તત્ત્વ ) ઉતરતું અને ઓછું હોય છે માટે હિંદુસ્તાનના જ આ ઉપયોગી અને આશાસ્પદ ઔષધીય છોડને ઉછેરવા માટે યોગ્ય કાળજી રાખવી જરૂરની છે.

( ડીમક અને હુપર. )

ઉલ્લેખ—Indi. Medi. Plants p. 68.

# कल्हारादि वर्ग

## N. O. Nymphœaceæ

### १५ કમળ

નામો—

१ श्वेतकमल, कुमुद, कैरव, पुण्डरीक ( સંસ્કૃત ); સફેદ કમળ.

२ रक्तकमल, कोकनद । ( સંસ્કૃત ); રાતું કમળ.

३ नीलकमल, इन्दीवर, कुवलय ( સંસ્કૃત ); નીલકમળ.

nelumbium speciosum—નેલમ્બીયમ્ સ્પેસીયોઝમ્ (લેટીન); લોટસ—Lotus (અંગ્રેજી).

परिचयः—　　विशेषतः सितं पद्मं पुंडरीकमितिस्मृतम् ।
रक्तं कोकनदं ज्ञेयं नीलमिंदीवरं स्मृतम् ॥

॥ भावप्रकाशः ॥

गुणाः—　　उत्पलानि कषायानि रक्तपित्तहराणि च ।
कुमुदोत्पलनालास्तु सपुष्पाः सफलाः स्मृताः ॥
शीताः स्वादुकषायास्तु कफमारुतकोपनाः ॥
कषायमीषद्विष्टम्भि रक्तपित्तहरं स्मृतम् ।
पौष्करन्तु भवेद्बीजं मधुरं रसपाकयोः ॥

॥ चरकः ॥

सातिक्तं मधुरं शीतं पद्मं पित्तकफापहम् ।
मधुरं पिच्छिलं स्निग्धं कुमुदं ह्लादि शीतलम् ॥
तस्मादल्पान्तरगुणे विद्यात् कुवलयोत्पले ॥

॥ सुश्रुतः ॥

पुण्डरीकं हिमं तिक्तं मधुरं पित्तनाशनम् ।
दाहघ्नमस्रशोषघ्नं पिपासाभ्रमनाशनम् ॥

॥ ध. नि; रा. नि ॥

**नीलाब्जं** शीतलं स्वादु सुगन्धि पित्तनाशनम् ।
रुच्यं रसायने श्रेष्ठं देहदार्ढ्यञ्च केशदम् ॥

॥ ध. नि; रा. नि ॥

पाके **रक्तोत्पलं** शीतं तिक्तञ्च मधुरं रसे ।
भिनत्ति पित्तसन्तापौ ध्वंसयत्यस्रजां रुजम् ॥

॥ ध. नि ॥

**कोकनदं** कटु तिक्तं मधुरं शिशिरं च रक्तदोषहरम् ।
पित्तकफवातशमनं सन्तर्पणकारणं वृष्यम् ॥
**कमलं** शीतलं स्वादु रक्तपित्तश्रमार्त्तिनुत् ।
सुगन्धि भ्रान्तिसन्तापशान्तिदं तर्पणं परम् ॥

॥ राजनिघण्टुः ॥

**कुमुदं** शीतलं स्वादु पाके तिक्तं कफापहम् ।
रक्तदोषहरं दाहश्रमपित्तप्रशान्तिकृत् ॥

॥ ध. नि; रा. नि ॥

**उत्पलिनी** हिमतिक्ता रक्तामयहारिणी च पित्तघ्नी ।
तापकफकासतृष्णाश्रमवमिशमनी च विज्ञेया ॥

॥ राजनिघण्टुः ॥

**पद्मिनी** शिशिरा रूक्षा कफपित्तहरा स्मृता ॥

॥ धन्वन्तरीयनिघण्टुः ॥

**पद्मिनी** मधुरा तिक्ता कषाया शिशिरा परा ।
पित्तकृमिशोषवान्तिभ्रान्तिसन्तापशान्तिकृत् ॥

॥ राजनिघण्टुः ॥

स्वादु तिक्तं **पद्मबीजं** गर्भस्थापनमुत्तमम् ।
रक्तपितप्रशमनं किञ्चिन्मारुतकृद्भवेत् ॥

॥ ध. नि ॥

**पद्मबीजं** कटु स्वादु पित्तच्छार्द्दिहरं परम् ।
दाहास्रदोषशमनं पाचनं रुचिकारकम् ॥

॥ राजनिघण्टुः ॥

अविदाहि बिसं प्रोक्तं रक्तपित्तप्रसादनम् ।
विष्टम्भि मधुरं रूक्षं दुर्जरं वातकोपनम् ॥

॥ ध॰ नि ॥

मृणालं शिशिरं तिक्तं कषायं पित्तदाहजित् ।
मूत्रकृच्छ्रविकारघ्नं रक्तवान्तिहरं परम् ॥

॥ रा॰ नि ॥

पद्मकन्दः कषायः स्यात् स्वादे तिक्तो विपाकतः
शीतवीर्योऽस्त्रपित्तोत्थरोगभंगाय कल्पते ॥

॥ ध॰ नि ॥

शालूकं कटु विष्टम्भि रूक्षं रुच्यं कफापहम् ।
कषायं कासपित्तघ्नं तृष्णादाहनिवारणम् ॥

॥ रा॰ नि ॥

तृष्णाघ्नं शीतलं रूक्षं पित्तरक्तक्षयापहम् ।
पद्मकेसरमेवोक्तं पित्तघ्नं सकषायकम् ॥

॥ ध॰ नि ॥

किंजल्कं मधुरं रूक्षं कटु चास्त्रव्रणापहम् ।
शिशिरं रुच्यपित्तघ्नं तृष्णादाहनिवारणम् ॥

॥ रा॰ नि ॥

संवर्त्तिका ( नवदलं ) हिमा तिक्ता कषाया दाहतृट्प्रणुत् ।
मूत्रकृच्छ्रगुदव्याधिरक्तपित्तविनाशनी ॥
पद्मस्य कर्णिका ( बीजकोषः ) तिक्ता कषाया मधुरा हिमा ।
मुखवैशद्यकृल्लघ्वी तृष्णास्त्रकफपित्तनुत् ॥

॥ भावप्रकाशः ॥

चरक—— १ रक्तपित्ते—उत्पलकुमुदपद्मकिंजल्कं संग्राहकरक्तपित्तप्रशमनानाम्
॥ सू. २९. ३२

२ रक्तपित्ते मृणालम्—....दुरालभा पर्पटका मृणालम्—एते समस्ताः
गणशः पृथग्वा । रक्तं सपित्तं शमयन्ति योगाः ॥ चि॰ अ ४

३ मूत्रकृच्छ्रे कमलम्—पिबेत्कषायं कमलोत्पलानाम् ॥ चि. अ—२६

४ रक्तपित्ते उत्पलनालक्षारः—कफानुबंधे रुधिरे सपित्ते कंठागमे स्याद्ग्रथिते प्रयोगः । युक्तस्य युक्त्या मधुसर्पिषोश्च क्षारस्य चैवोत्पलनालजस्य ॥ चि. ४. ९१

सुश्रुतः— ५ तरुणस्य मनुष्यस्य चलिते दन्ते—अभग्नांश्चालितान् दन्तान् सरक्तानवपीडयेत् । .... .... उत्पलस्य च नालेन क्षीरपानं विधीयते ॥ चि. ३. ४२

चक्रदत्तः— ६ गुदनिर्गमे—कोमलं पद्मिनीपत्रं यः खादेत् शर्करान्वितम् । एतन्निश्चित्य निर्दिष्टं न तस्य गुदनिर्गमः ॥ क्षुद्ररोग—चि० ॥

भावमिश्रः— ७ ज्वरातिसारे—उत्पलं दाडिमत्वक् च पद्मकिंजल्कमेव च ।
पीतं तण्डुलतोयेन ज्वरातिसारनाशनम् ॥

८ शूकरदंष्ट्रोद्भूते ज्वरे पद्ममूलम्—राजीवमूलकल्कः पीतो गव्येन सर्पिषा प्रातः । शमयति शूकरदंष्ट्रोद्भूतं ज्वरं घोरम् ॥

हारीतः— ९ मुखप्रवृत्ते रुधिरे—पद्मकिंजल्कचूर्णं वा लिह्याद्वा सितया पुनः । मुखप्रवृत्तरुधिरं रुणद्ध्याशु....॥

१० मूत्रनिरोधे पद्मकन्दः—तैलेन पद्मिनीकन्दम् पक्वं गोमूत्रमिश्रितम् । पिबेन्मूत्रनिरोधे तु सतीव्रवेदनान्विते ॥
चि. अ. ३०

वृन्दः— ११ केशानां कृष्णीकरणे—उत्पलं पयसा सार्धं मासं भूमौ निधापयेत् । केशानां कृष्णीकरणं स्नेहनं च विधीयते ॥
॥ क्षुद्ररोगाधिकारे ॥

१२ नेत्ररोगे—एकं वा पुण्डरीकं च च्छागक्षीरेण सेवितम् ।
रागाश्रुवेदना हन्यात् क्षतपाकात्ययाजकाः ॥ नेत्ररोगाधिकारे ॥

शोढलः— १३ गर्भपातनिवारके योगे—
सशर्करं नीलसरोजकन्दचूर्णं निपीतं सह माक्षिकेण ।
गर्भस्य पाते शमनं व्यथायाः शीतैश्च तोयैः परिषेचनानि ॥
( गर्भस्रावाधिकारे )

१४ परिस्रवत्सु गर्भेषु—पद्मेन्दीवरपत्राणि माक्षिकं शर्करा तथा ।
परिस्रवत्सु गर्भेषु पयसा पानमुत्तमम् ॥

१५ पित्तकासे—चूर्णं तु पद्मबीजानां मधुना संप्रयोजितम् । पित्तकासार्दितो लिह्यात् स्वास्थ्यं स लभते क्षणात् ॥ (कासाधिकारे)

वैद्यमनोरमा— १६ नासास्रुते रक्तस्रावे—नासास्रुतमसृक्स्रावं चंदनस्योपलस्य वा ॥

१७ स्त्रीणां अस्थिस्रावे—उत्पलपत्रस्वरसः किञ्चित्तैलेन सहापीतः । अस्थिस्रावं स्त्रीणां नाशयति नरस्य सोमरोगं च ॥

राजमार्तण्डः— १८ कृमिदन्तके—मूलानि नलिन्याः वा .... घ्नन्ति घुणं दन्तैः संचर्व्यमाणानि ॥ ( मुखरोगाधिकारे )

**કમળના ભેદ**—કમળનાં નામ એટલાં બધાં છે કે તેનો નિર્ણય કરવો એ અત્યંત મુશ્કેલીનું કામ છે. **ચરક** उत्पलानि कषायाणि पित्तरक्तहराणि च ( सू. २७–१०९ ) કહીને જ પતાવે છે. આગળ **કુમુદોત્પલનાલના** અને **પુષ્કરબીજના** ગુણ દર્શાવે છે. **સુશ્રુતમાં** पद्मोत्पलनलिनकुमुदसौगन्धिककुवलयपुण्डरीक-- આટલાં નામો जलौकावचारणीय અધ્યાયમાં ગણાવે છે. ધન્વંતરિનિઘંટુમાં પુંડરીક, સૌગન્ધિક, રક્તપદ્મ, કુમુદ અને ક્ષુદ્ર ઉત્પલની ત્રણ જાતો—આમ સાત પ્રકારનાં કમળનો ઉલ્લેખ છે. સુશ્રુતટીકાકાર ડલ્હણ નીચે પ્રમાણે અર્થો આપે છે તેથી ઠીક સુગમતા થઇ પડે છેઃ—

१ पद्मम्—ईषत् शुक्लम् । सू. १३ અને सूर्योदयविकासि कमलम् ॥ सू. ४६
२ उत्पलम्—ईषत् नीलम् । सू. १३
३ नलिनम्—ईषत् रक्तम् । सू. १३
४ कुमुदम्—‘ कुइआ ’ इति लोके सू. १३ । અને चंद्रोदयविकासि कमलम् ॥ सू. ४६
५ सौगन्धिकम्—गर्दभपुष्पाभिधानमत्यन्तसुरभि चंद्रोदयविकासि ॥ सू. १३
६ कुवलयः—रक्तोत्पलम् । सू. १३
७ पुण्डरीकम्—अतिश्वेतपद्मम् ॥ सू. १३

બીજે ઠેકાણે सौगन्धिक માટે ‘ कुमुदभेदः ( ઊ. અ. ૪૫ ) અને ‘ नीलोत्पलाकारवर्णम् उत्पलसुगंधि च ’ ( सू. अ. ६८ ) આવો ઉલ્લેખ આપે છે. એટલે આ ઉપરથી સૌગન્ધિક માટે એટલું તો નક્કી થાય છે કે તેનો આકાર અને વર્ણ નીલ કમળ જેવાં જ હશે અને તે ઘણું સુગંધિ હશે. અમરકોષમાં ‘ सौगन्धिकं तु कल्हारम् ’ લખેલું છે. અમરસિંહે કલ્હારના શ્વેત અને રક્ત એવા બે ભેદો દર્શાવ્યા છે. ભાનુજી દિક્ષિત ત્યાં આગળ લખે છે— ‘ शुक्लकल्हारस्य ’ ‘ मुण्डी ’ इतिख्यातस्य इत्यन्ये । અને ‘ रक्तकल्हारस्य ’ द्वे रक्तवर्णत्रिकालविकासिपुष्पस्य वा ॥ આમ લખે છે. અત્યારે પણ ગોરખમુંડી માટે ગુજરાતીમાં બોડીચો કલ્હાર શબ્દ પ્રચલિત છે. સ્વ. કતોભટ્ટ कल्हार ને पद्मिनी અર્થાત્ નાનું કમળ—પોયણી માને છે. પોયણીમાં અતિ સુગંધી હોતી નથી. सौगन्धिकं कल्हारं

એમ નિઘંટુકારો પણ લખે છે. ધન્વન્તરીય નિઘંટુકાર सौगन्धिकं नीलपद्मम् એમ માને છે. એટલે ડલ્હણ અને ધન્વન્તરીય નિઘંટુ બન્ને મળતા જ છે. ભાવપ્રકાશકાર પણ કલ્હારને જ સૌગન્ધિક કહે છે. ધન્વન્તરીય નિઘંટુકાર કુમુદનો પર્યાય કલ્હાર કહે છે. ભાવપ્રકાશમાં કુમુદ અને કલ્હારનો ભેદ સ્પષ્ટ છે. અત્યારે નીલકમળ હિંદુસ્તાનમાં ભાગ્યે જ જોવામાં આવે છે એટલે 'સૌગન્ધિક'-નો નિર્ણય કરવો સહેલો નથી, પણ તે ભુરા કમળને મળતું જ છે એટલું તો નક્કી જ છે; પણ ડલ્હણ એક ઠેકાણે જણાવે છેઃ— कल्हारम्—रक्तोत्पलम् (ऊ. अ. २६) અને रक्तोत्पलं बृहत्पत्रिका इत्यन्ये (सू. अ. ३९). એટલે સૌગન્ધિક અને કલ્હાર બન્નેની સંદિગ્ધતા ઉભી જ રહે છે.

नलिनम् ईषद्रक्तपद्मम् (सुश्रुत ऊ. १७). આમ ડલ્હણ જણાવે છે. ચરકટીકાકાર नलिनं पद्मभेदः અને श्वेतमष्टदलपद्मम् (सू. २५–४८) અર્થાત્ નલિનને આઠ પાંખડીવાળું સફેદ રંગનું કમળ માને છે. નલિન એ સૂર્યવિકાસિ છે એ તો સાહિત્યકારો પણ માને છે–' निरर्थकं जन्म गतं नलिन्याः यया न दृष्टं तुहिनांशुबिम्बम् ॥ ". અમરસિંહ નલિનને 'સામાન્ય પદ્મ' ગણાવે છે.

આ લંબાણથી વિવેચન કરવાનો હેતુ, પ્રાચીન આચાર્યગણમાં કમળ વિષે પરસ્પર વિરોધ કેવા પ્રકારનો છે તે દર્શાવવાનો જ છે.

**કમળનાં પ્રત્યેક અંગનાં નામ**—ભાવપ્રકાશકાર મૂળ, નાલ, દલ, ફૂલ અને ફળ સહિત કમળને पद्मिनी કહે છે. कुमुदिनी, नलिनी વિગેરે શબ્દોનો અર્થ પણ એ જ જાતનો થાય છે. કમળનાં મૂલ=शालूक; કમળના નાલ=मृणाल, કોમળ પાન=संवर्तिका, કેસરને किंजल्क અને પુષ્પરસને मकरन्द કહે છે. અમરસિંહ મૃણાલનો અર્થ પદ્મમૂલ કરે છે. बिस શબ્દને મૃણાલનો પર્યાય માને છે. પદ્મકન્દને અમરસિંહ करहाटः કહે છે. વૈદ્યકમાં બિસ અને મૃણાલ ઘણે ઠેકાણે સાથે જ વપરાયલાં છે. ટીકાકારો કહે છેઃ—

मृणालं स्थूलं અને बिसन्तु मृणालान्निर्गतप्रतानः। (વૃંદટીકામાં શ્રીકંઠ) શિવદાસ પણ શ્રીકંઠ જેવો જ બિસનો અર્થ કરે છે. સુશ્રુત શારીર સ્થાનના ૭ મા અધ્યાયમાં કહે છેઃ—

> व्याप्नुवन्त्यभितो देहं नाभितः प्रसृताः शिराः[1] ॥
> प्रतानाः पद्मिनीकन्दाद्बिसादीनां यथा जलम् ॥

**કમળનું વર્ણન**—મોટાં તલાવોમાં કમલ ઉગેલાં જણાય છે. કમલથી તલાવની શોભામાં વૃદ્ધિ થાય છે. જ્યારે પવનથી ઝીણી ઝીણી પાણીની લહરીઓ થાય છે અને સાથે સાથે કમલ પણ હાલે છે એ વખતનો દેખાવ બહુ જ મનોહર હોય છે. હિંદુ શાસ્ત્રમાં કમળને લક્ષ્મીજીનું આસન ગણાવ્યું છે.

---

૧ शिराः ને ઠેકાણે नाड्यः હોવી જોઈએ.

કમલ અતિ પવિત્ર મનાય છે, અને તેને વિષે ઇતિહાસ, દંતકથા અને પુરાણોમાં કંઇ ને કંઈ સંભળાય છે. ઘણાખરા છોડવાઓનાં મૂળ અને શાખાઓ જો પાણીની નીચે રાખવામાં આવે તો છોડ મરી જાય છે પણ કમળમાં તેમ થતું નથી; કારણ કે એની રચના જ એના ઠામ સાથે બહુ બંધ બેસતી કરેલી છે. એનો કંદ–જાડો ગાંઠ જેવો હોય છે જેની ઉપર ઘણા ડાઘા હોય છે જે બતાવે છે કે પહેલાં પાન અહીંથી ઉગ્યાં હતાં. એમાંથી ઉપરના ભાગ તરફ નાલ અને નીચેથી નાનાં નાનાં લાંબાં મૂળીઆં નરમ કાદવમાં તે મોકલે છે જેથી કરીને પાણીના હલનચલનથી તે ઘસડાઈ જાય નહિ. એ જ કંદમાંથી લાંબી દાંડીવાળાં પાન ( long-stalked leaves ) નીકળે છે. પાન જ્યાંસુધી પાણીની નીચે હોય છે ત્યાંસુધી તે વળ ખાઇને બીડાયલાં ( Rolled up with their edges inward ) હોય છે. જેવાં એ પાન પાણીની સપાટી ઉપર આવે છે કે તરત જ તે પાણીની સપાટી ઉપર વળ છોડીને નાચતાં થઇ જાય છે. દરેક લીલા છોડની માફક કમળને પણ ખોરાક અને હવાની ઘણી જરૂર હોય છે. જેમ જેમ પાણી ચઢે છે તેમ તેમ તેનો દાંડો પણ સીધો ને સીધો પાણી સાથે રહે છે. જ્યારે પાણી ઉતરી જાય છે ત્યારે દાંડો આડો વળીને પાણીની સપાટી સાથે સંબંધ રાખે છે. કંદ ઉપરથી પાનને કાપી લઇને જો એક પાન પાણી ઉપર રાખીશું તો તે પાન સપાટી ઉપર તરતું રહેશે. એનું કારણ એના દાંડામાં રહેલાં હવાનાં ખાનાં ( air-chambers ) છે. એ હવાનાં ખાનાં દાંડાને કાપીને જોવાથી સ્પષ્ટ માલમ પડે છે. એ ખાનાંમાં બારીક રૂવાંટી ( bristles ) હોય છે, જે પાણીમાં થતાં જીવજંતુ વગેરેની સામે કમળનો બચાવ કરે છે. એ રૂવાંટી ન હોય તો જીવડાં દાંડાને ખાઇ જાય અને એ રીતે પાન મરી જાય. પાનની ઉપલી સપાટી મીણ જેવા એક એવા તત્વની બનેલી છે કે જેની ઉપર પાણીનું એક બિંદુ સરખું રહી શકતું નથી. પાનના મધ્ય ભાગમાં જ્યાં આગળ દાંડાનો સંબંધ થાય છે તે ભાગ પણ સહેજ ઉંચો હોય છે. આથી તેની ઉપર પાણી રહી શકતું નથી. જો આવી રીતે પાણી પાંદડાં ઉપરથી ખરી ન પડે અને પાંદડાં ઉપર જ રહે તો પાંદડાંમાં રહેલાં નાનાં છિદ્રો ( stomata ) જે દ્વારા છોડ Carbon Dioxide ખેંચે છે તે છિદ્રો પુરાઈ જાય અને એથી છોડનો વિકાસ અટકે છે. ઉપરોક્ત Carbon Dioxide નામના વાયુને પાણીની મદદથી છોડ સૂર્યના પ્રકાશમાં સ્ટાર્ચ ( પિષ્ટમય પદાર્થ )ના રૂપમાં ફેરવી શકે છે અને આવી રીતે છોડની જીંદગી માટે અત્યંત ઉપયોગી એવું કાર્બન મેળવે છે.

જમીન ઉપરના છોડવાઓમાં પાનની નીચલી બાજુએ છિદ્ર બહુ હોય છે પણ કમળમાં તો તેવાં બધાં છિદ્રો પાનની ઉપરની બાજુએ આવેલાં હોય

છે કારણ કે નીચલી બાજુ તો પાણી સાથે લાગેલી હોય છે. આ છિદ્રો ( stomata ) દ્વારા હવા ઠેઠ કંદ ( Root-stalk ) અને તેનાં મૂળીઆં સુધી પહોંચી શકે છે. છોડની જીંદગી માટે આ અતિ અગત્યનું છે. દરેક જીવંત ભાગને હવામાંનો પ્રાણવાયુ ( Oxygen ) મળવો જ જોઇએ. જે કાદવમાં કમળ ઉગે છે તે કાદવમાં ઑક્સીજન હોય છે. પાનની ઉપરના ભાગમાં આવેલાં છિદ્ર દ્વારા અને દાંડામાં રહેલાં હવાનાં ખાનાં દ્વારા પ્રાણવાયુ આવી રીતે બારીકમાં બારીક મૂળ સુધી પહોંચી શકે છે.

પાંદડાં વિષે બીજી એક નવાઈ લક્ષમાં રાખવાની છે. પાનની નીચલી સપાટીનો રંગ ઉપરની સપાટી કરતાં વધારે કાળો હોય છે. આનું કારણ એ છે કે કાળો રંગ ગરમીને વધારે ખેંચી શકે છે. ( ઉનાળામાં ધોળા કોટ કરતાં કાળો કોટ પહેરવાથી બહુ જ ગરમી લાગે છે. ) પ્રકાશનાં કિરણો જેમાં ગરમીનાં કિરણ પણ સાથે જ હોય છે તે જો પાંદડાંનો રંગ એકજ સરખો લીલાશ પડતો ( bright green ) હોત તો તે પાંદડામાં થઇને પાણીમાં પડત પણ પાનની નીચલી સપાટીનો કાળો રંગ ગરમીનાં કિરણોને ખેંચે છે અને આવી રીતે છોડના વિકાસમાં ઉપયોગી થઇ પડે છે. જ્યારે તળાવમાં બધું પાણી સુકાઇ જાય છે ત્યારે દાંડા સહિત પાન પણ કાદવમાં પડીને મરી જાય છે. પણ એથી કંઇ છોડ મરતો નથી. એનો મૂળ કંદ કાદવમાં દટાઈ જાય છે તે તો પાણી મળતાં વેંત જ ફરી ફુટે છે.

ફૂલ—ફૂલ પણ લાંબાં, દાંડાની ટોચ પર પાણીની સપાટી ઉપર તરે છે. ફૂલ પાણીમાંથી બહાર આવતા સુધી ચાર પુષ્પબાહ્યકોષનાં પત્રો તેનું રક્ષણ કરે છે. પાણીની બહાર આવતાં વેંત જ તે ચારે પાન હોડીની માફક ઉઘડે છે. પુષ્પાભ્યંતરકોષની પાંખડીઓ વર્તુલાકારમાં ગોઠવાયલી હોય છે. મધ્ય તરફ તે પાંખડીઓ નાની થતી જાય છે અને એ જ પાંખડીઓ પુંકેસરમાં રૂપાંતર પામે છે. ફુલની વચ્ચોવચ ગર્ભાશય આવેલું છે, જેની ઉપર એક બુઠું સ્ત્રી-કેસરાગ્રમુખ ( stigma ) આવેલું હોય છે. ગર્ભાશયને કાપીને જોવાથી તે ઘણાં પાનની બનેલી હોય એમ ચોકખું જણાય છે. સૂર્ય ઉગ્યા પછી ફૂલો ખીલે છે. એના સુંદર રંગથી પતંગીઆં આકર્ષાય છે. પણ તે બિચારાં ફક્ત પરાગજ પામે છે કારણ કે આ છોડ મધ નથી આપતો. રાત થતાં જ ફૂલ એ મૃદુ સ્ત્રીકેસરાગ્રમુખ અને પરાગને શરદી અને ઠંડીથી બચાવવા માટે બીડાઈ જાય છે.

ફળઃ—જેને આપણે જીતેલાં કહીએ છીએ તે પાણી નીચે જ પાકે છે. જ્યારે ફળની અંદરનાં બી પાકે છે ત્યારે ફળથી એ જુદું પડે છે અને હવાના પરપોટા દ્વારા તે પાણીની સપાટી ઉપર આવે છે. એ બીજ પછી

પવન અને મોજાં જેમ તેને ધકેલે તેમ ધકેલાય છે. અને જ્યારે તેની સાથે રહેલો હવાનો પરપોટો ( air–bubble ) ફુટે છે ત્યારે બી પાણી કરતાં ભારે હોવાને લીધે પાણીને તળીએ પડે છે અને તેના બાપના ઘરથી અમુક અંતરે તે પોતાનું નવું સ્થાન અને નવું જીવન શરૂ કરે છે.

## વૈદ્યકમાં કમળનો ઉપયોગ—

ચરક— ૧ **રક્તપિત્તમાં**–કમળનાં કેસર ગ્રાહી છે અને રક્તપિત્તને હણનાર છે. સૂ. ૨૫

૨ **રક્તપિત્તમાં મૃણાલ**–મૃણાલ દુધમાં પકાવીને તે દુધ પીવાથી રક્તપિત્ત મટે છે. ચિ. અ. ૪

૩ **મૂત્રકૃચ્છ્રમાં**–કમળનો ઉકાળો પીવો. ચિ. અ. ૨૬

૪ **રક્તપિત્તમાં ઉત્પલનાલક્ષાર**–કફ સાથે લોહી આવતું હોય તો કમળના દાંડાનો ક્ષાર મધ અને ઘી સાથે ખાવા આપવો. ચિ. અ. ૪

સુશ્રુત— ૫ **નાનાં બચ્ચાંના દાંત હાલતા હોય તો**–ઉત્પલનાલથી પકાવેલા દુધનું પાન કરાવવું. ચિ. ૩. ૪૨

ચક્રદત્ત— ૬ **આમણ બહાર આવતું હોય તો**—કમળનાં કુમળાં પાન સાકર સાથે ખાવાથી આમણ બહાર આવતું બંધ થઇ જાય છે.

ભાવમિશ્ર— ૭ **જ્વરાતિસારમાં**—કમળ, દાડમની છાલ અને કમળનાં કેસર આ બધાંના ચૂર્ણને ચોખાના ધોવણ સાથે પીવાથી જ્વરાતિસાર મટે છે.

૮ **ડુક્કરના દાંતથી ઉત્પન્ન થએલા તાવમાં**—કમળના મૂળનો કલ્ક ગાયના ઘી સાથે સવારમાં પીવાથી ડુક્કરની દાઢ વાગવાથી જે ઘોર તાવ આવ્યો હોય તે મટી જાય છે.

હારીત— ૯ **મ્હોંમાંથી લોહી પડતું હોય તો**—કમળના કેસરનું ચૂર્ણ સાકર સાથે ફાકી જવાથી મ્હોંમાંથી પડતું લોહી અટકે છે.

૧૦ **પેસાબ અટક્યો હોય તો**—કમળનો કંદ તેલ સાથે પકાવીને ગોમૂત્ર સાથે મેળવીને પીવાથી પેસાબ છુટે છે.

વૃન્દ— ૧૧ **વાળ કાળા કરવા માટે**—દુધ સાથે કમળનાં ફુલ ભેગાં કરીને જમીનમાં એક મહિનો રાખી મૂકવાં. એ પછી માથામાં ઘાલવાથી વાળ કાળા થાય છે.

૧૨ **નેત્રરોગમાં**—એક કમળનું ફુલ બકરીના મૂત્ર સાથે જો પીધું હોય તો આંખની રતાશ, આંસુનું પડવું, પાક અને વદના વિગેરે મટે છે.

શોઢલ— ૧૩ ગર્ભપાતનિવારણ માટે—ભુરા કમળના કંદનું ચૂર્ણ મધ અને સાકર સાથે ખાવાથી ગર્ભપાત થતો અટકે છે.

૧૪ ગર્ભસ્રાવમાં—સફેદ અને ભુરા કમળનાં પાન મધ અને સાકર સાથે લેવાથી ગર્ભસ્રાવ થતો અટકે છે.

૧૫ પિત્તજન્ય ખાંસીમાં—કમળનાં બીજનું ચૂર્ણ મધ સાથે લેવાથી પિત્તની ખાંસી મટે છે અને તુરત જ તબીયત સારી થઈ જાય છે

વૈદ્યમનોરમા–૧૬ નાકમાંથી લોહી પડતું હોય તો—કમળનો રસ કે ઉકાળો આપવો.

૧૭ સ્ત્રીઓનાં હાડ ધોવાતાં હોય તો—કમળના પાનનો રસ સ્હેજ તેલ સાથે પીધો હોય તો સ્ત્રીઓનાં હાડ ધોવાતાં અને પુરૂષોનો સોમરોગ મટે છે.

રાજમાર્તંડ–૧૮ કૃમિદંતકમાં—કમળનું મૂલ દાંતવડે ચાવવાથી દાંતનાં મૂળમાં પડેલા જીવ મરી જાય છે.

વક્તવ્ય—ચરકે સૂત્રસ્થાનના ચોથા અધ્યાયમાં पद्मोत्पलनलिनकुमुदसौगान्धिक-पुण्डरीकशतपत्र—આટલી જાતનાં કમલ ગણાવીને તે બધાંને મૂત્રવિરજનીય દશેમાનિમાં મૂકેલાં છે. ઉત્પલને પુરીષવિરજનીય દશેમાનિમાં ગણાવે છે. ગર્ભસ્થાપનવિધિમાં पद्मोत्पलकुमुदकिंजल्कांश्चास्यै समधुशर्कराम् लेहार्थे दापयेत् (शा. ८–५१) કહેલું છે. આસવયોનિ દ્રવ્યોની ગણત્રીમાં પુષ્પનો સમાવેશ થયેલો છે. ( સૂ. ૨૫–૪૧ ). અશ્મરીમાં, શિરોરોગમાં, તૃષ્ણામાં, અર્શમાં બીજાં સાથે વપરાયલું છે. ઠંડુ હોવાથી વિસર્પમાં લેપમાં અન્ય દ્રવ્યો સાથે વપરાયલું છે. ઇંદ્રોક્ત રસાયનમાં અને ગુલ્મમાં, ત્રાયમાણઘૃતમાં તેમજ પૈત્તિક રક્તપ્રદરમાં બીજાં સાથે ઉલ્લેખ છે.

સુશ્રુતમાં ઉત્પલાદિગણ છે ( સૂ. ૩૮. ૫૨ ). પિત્તસંશમન વર્ગમાં ઉત્પલનો ઉલ્લેખ છે ( સૂ. ૩૯–૮ ). પાણીમાં ખરાબ ગંધ હોય તો ઉત્પલ વિગેરે અધિવાસન નાખવાનો સુશ્રુતનો આદેશ છે. અમ્લફલનું અનુપાન पद्मोत्पलकंदासवाः લખ્યું છે ( सू. ४६–४३२ ). गर्भस्फुरणे मुहुर्मुहुः उत्पलादिं पाययेत् ( शा. १०–५७ )નું સૂચન છે. ઘણા ખરા રોગોમાં બીજાં સાથે ઉત્પલ વપરાયલું છે. વાગ્ભટે રસાયનના અધ્યાયમાં લોહોપલિપ્ત પિપ્પલીવત્ ઉત્પલનો પ્રયોગ સૂચવ્યો છે.

આ ઉપરાંત पुण्डरीक, शतपत्र, कुमुद, पद्म, प्रपौण्डरीक, कोकनद, कमल, पुष्कर-बीज, पद्मिनी, इन्दीवर વિગેરે નોખા નોખા ઠેકાણે વપરાયલાં છે, જેનું વક્તવ્ય લંબાણને લીધે નહિ આપું.

**નવ્યમત**—આ છોડનો શરબત શીતળામાં ઠંડક માટે અપાય છે. બીજા પણ એવા ઓરી, બળીયા જેવા રોગોમાં તે ઉપયોગી છે. મૂળ દાદર અને બીજા ચામડીના રોગોમાં વપરાય છે. ડૉ. ઇમર્સન.

ફુલ કષાય છે અને તે આમાતિસાર, કૉલેરા, જ્વર, યકૃત્‌ના રોગોમાં વપરાય છે અને હૃદયબલ્ય છે એમ મનાય છે.

મૂળનું ચૂર્ણ અર્શમાં વપરાય છે, મરડામાં અને સંગ્રહણીમાં પણ ઉપયોગી છે.

બીજ ચામડીનાં દરદોમાં ઠંડી દવા તરિકે વપરાય છે, કુષ્ઠમાં પણ વપરાય છે. આ બીજ ઝેરનો ઉતાર છે એમ મનાય છે.

ઈન્ડીઅન મૅડીસીનલ પ્લેંટ્સ પા. ૭૫

**નોટ**—કમળકાકડી ( પબડી )ને ખોરાક તરિકે ઉપયોગમાં લઇ શકાય. કમળકાકડીની ઉપરની કાળી છાલ કાઢી નાખી સફેદ મીંજેજ ઉપયોગમાં લેવાં. આવાં ૭ મીંજોને ૦। શેર દુધ અને ૦। શેર પાણીમાં ઉકાળી લઇ દુધ એકલું રાખવું. આ દુધ પીવાથી હેડકી મટી જાય છે એમ ઘણાઓનો અનુભવ છે.

કમળકાકડી ખાવાથી સ્ત્રીઓનાં સ્તન કઠિન થાય છે એમ એક વિદ્વાન વૈદ્યરાજ માને છે. વાત ખરી પણ લાગે છે.

ઉપર કમળનું જે લંબાણથી વર્ણન આપવામાં આવ્યું છે તે વાંચકોએ વિચારવા જેવું છે. દરેક છોડનાં આવાં રસિક વર્ણનો લખી શકાય એમ છે. કેટલી ચોક્કસાઈથી વનસ્પતિઓ જોવામાં આવે તો એ બધું આપોઆપ સમજવામાં આવી જાય. નિરીક્ષણ શક્તિ ખીલવવાથી કુદરતના આવા કરોડો ચમત્કારો જાણવા મળે છે એ શું ઓછો લાભ છે ? વનસ્પતિને દેવો માનનારા આપણા પૂર્વજો આ ગુપ્ત રહસ્ય અવશ્ય જાણતા હશે. વનસ્પતશિાસ્ત્રનો અભ્યાસ બીજા કોઈ પણ અભ્યાસ કરતાં વધારે રસિક છે અને પ્રભુની વધારે પાસે માણસને લઇ જાયછે. ખરતાં પાન માણસને કેટલું બધું નવું જ્ઞાન આપે છે ? આ તરફ આપણું ધ્યાન જાય એટલા જ માટે કમળનું લંબાણથી વર્ણન અહિં કરેલું છે.

**ઉલ્લેખ**—Glimpses into the life of Indian Plants p. 2 to 4; રૂ.નિ.પા.૩૬૮-૬૯; N. p. 13; Indi. Medi. Plants p. 73; Watt V. p. 436.

# अहिफेनादि वर्ग

## N. O. Papaveraceæ

### ૧૬ અફીણ

**નામો**—अहिफेन ( સંસ્કૃત ); અફીણ ( ગુજરાતી ); Opium—ઓપીયમ્ ( અંગ્રેજી ); Papaver Somniferum—પાપાવર સૉમ્નીફેરમ્ ( જે ઝાડમાંથી અફીણ થાય છે તે ઝાડનું લેટીન નામ. )

**ગુણાઃ**— अफेनं सन्निपातघ्नं वृष्यं बल्यश्च मोहदम् ॥

॥ राजनिघण्टुः ॥

अफूकं शोषणं ग्राहि श्लेष्मघ्नं वातपित्तलम् ।
मदकृद्दाहकृच्छुक्रस्तम्भनायासमोहकृत् ॥
अतिसारे गृहण्याश्च हितं दीपनपाचनम् ॥

॥ कश्चित् ॥

अफूकं शोषणं ग्राहि श्लेष्मघ्नं वातपित्तलम् ॥

॥ भावप्रकाशः ॥

ગુણ—અફીણ સન્નિપાતઘ્ન, વૃષ્ય, બલ્ય અને મોહજનક છે.

રાજનિઘંટુ.

અફીણ શોષક, ધારક, શ્લેષ્મઘ્ન, વાતકર, પિત્તકર, ઘેન કરનાર, દાહકર, શુક્રનું સ્તંભન કરનાર, આળસ ઉત્પન્ન કરનાર અને મોહજનક છે. દીપન અને પાચન હોઇ તે અતિસાર અને સંગ્રહણીમાં હિતકર છે.

કોઈક.

અફીણ શોષક છે, ગ્રાહી છે, કફને હણનાર છે અને વાત તથા પિત્તને કરનાર છે.

ભાવપ્રકાશ.

વર્ણન—જે છોડમાંથી અફીણ કાઢવામાં આવે છે તે છોડ સર્વત્ર ઉગતી **દારૂડી** ( Argemone Mexicana )ના વર્ગનો છે; અંગ્રેજીમાં તેને "ઓપીયમ્ પૉપી" કહે છે. હિંદુસ્તાનના ઘણા ભાગોમાં તેનું વાવેતર કરવામાં આવે છે, પણ મુખ્ય સ્થળો નીચે પ્રમાણે છેઃ—(૧) બિહાર પ્રાંતમાં મુખ્ય મથક પટણા છે. અહિંનું અફીણ "પટણા અફીણ" નામે ઓળખાય છે અને તે બધી જાતનાં અફીણમાં ઉત્તમ મનાય છે. (૨) કાશી અને તેની ઉત્તર પશ્ચિમ

તરફના ભાગોમાં મુખ્ય મથક ગાઝીપુર. તે 'કાશીના અફીણ' તરિકે ઓળખાય છે. (૩) મધ્ય હિંદુસ્તાન, પશ્ચિમ હિંદુસ્તાન અને રાજપુતાનામાં. આ અફીણ 'માલવી અફીણ' તરિકે ઓળખાય છે. પહેલાં બે અફીણ બંગાલ સરકારના હાથમાં છે જ્યારે આ ત્રીજું રાજપુતાનાના દેશી રાજાઓના હાથમાં હોય છે. આ અફીણની કિંમત પટણાના અફીણ કરતાં અર્ધીજ ઉપજે છે. જ્યારે આ અફીણ પરદેશ મોકલવા માટે કોઇપણ બ્રીટીશ બંદર ઉપર મોકલવામાં આવે છે ત્યારે તેના ઉપર સખત જકાત નાખવામાં આવે છે. આવી રીતે હિંદુસ્તાનનું બધું જ અફીણ સરકારની સત્તામાં છે તે વાંચકો સમજી શકશે. આ ઉપરાંત નેપાળમાં, આસામમાં અને બ્રહ્મદેશમાં પણ અફીણનું વાવેતર થાય છે. નેપાલનું અફીણ હિંદુસ્તાનમાં જ આયાત થાય છે.

અફીણના વાવેતરે ૧૦ લાખ એકર જમીન રોકી છે. વાર્ષિક ઉપજ (અફીણની) આસરે ૧,૫૦૦૦૦ એક લાખ પચાસ હજાર પક્કા મણ (૫૫૦૦ ટન ઉપર) છે. દરેક એકર દીઠ સરેરાસ ઉત્પન્ન અધમણની છે*

૧૮૯૬–૯૭ માં બંગાળા એકલામાં પાંચ લાખ પચ્ચાસ હજાર એકર જમીન અફીણના વાવેતર માટે રોકાઈ હતી; અને વાવેતર કરનારા લાઇસન્સદારોની સંખ્યા આસરે ૬૦ લાખની હતી. અફીણની આવક ૯૬૦૦૦ મણની હતી; જેમાંથી ૨૫૦૯ મણ હિંદુસ્તાનમાં વપરાશ માટે અને બાકીનું બધું જ ચીન અને સ્ટ્રેઇટસ સેટલમેંટમાં મોકલવામાં આવ્યું હતું. માલવી અફીણ મુંબાઇને રસ્તે ચીન મોકલવામાં આવે છે. અફીણની આ નિકાસનું મુલ્ય આશરે આઠ કરોડ રૂપિઆ દરવર્ષે આવતું હતું. હિંદુસ્તાનની કુલ રેવન્યુનો સાતમો ભાગ!‡ અત્યારે કેટલું છે તેની મને ખબર નથી.

બ્રીટીશ ફાર્માકોપીયામાં જે બનાવટો દાખલ કરવામાં આવી છે તેને માટે જે અફીણ જોઇએ તે એસીયામાઈનરથી મંગાવવામાં આવે છે. હિંદુસ્તાનના ઘણાયે Medical storesમાં હિંદુસ્તાનનું અફીણ બ્રીટીશ ફાર્માકોપીયાવાળા નથી લેતા એ કેવળ પૂર્વગ્રહ–prejudice–જ છે એમ ડૉ. વોટનું કહેવું છે.૧

* Watt's Dict. Econ. Products of India.

‡ જુઓ Indigenous drugs of India માં.

૧. Dr. Watt further suggests that the objection to the use of Indian opium in European Pharmacy "proceeds more from prejudice than fact, the drug being universally prescribed in India with therapeutic effects identical with the European experiences acquired with Turkey opium."

Indigenous Drugs of India.

અફીણ શી રીતે લેવામાં આવે છે તેનું સવિસ્તર વર્ણન વાંચવું હોય તો **Eatwell**-The opium poppy; **Scott**-Manual of opium husbandry આ બે પુસ્તકો વાંચવાં. આ ઉપરાંત **ઈન્ડીયન મૅડીકલ ગૅઝેટ** (Fb. 1894) માં સરજન કૅપ્ટન ઍફ. પી. મેયનાર્ડ કલકત્તા—એમનો લેખ પણ આદ્યંત વાંચી જોવો.

અફીણની પરીક્ષા કર્યા પછી તેને ત્રણ જાતનાં પડીકાંમાં બાંધવામાં આવે છે. ( ૧ ) **ચીન મોકલવા માટે.** ગોળ દડા જેવા અફીણના દડા કરીને પેટીઓમાં પૅક કરીને કલકત્તાથી ચીન મોકલવામાં આવે છે. આમાં ૭૫% ખરૂં અફીણ અને બીજી ૨૫% હવા–ભેજ હોય છે. (૨) **એકસાઇઝ અથવા આબકારી ખાતા માટે**—આને માટે અફીણને છાછરી લાકડાની થાળીઓમાં સૂર્યના તાપમાં સૂકવવામાં આવે છે. આમાં ૯૦% જેટલું અફીણનું વજન અને ૧૦% જેટલી હવા હોય છે. આને ચોરસ ચોસલાંના રૂપમાં ગોઠવીને બંગાલી ૧ શેરના વજન જેટલા વજનમાં નેપાલી પેપરમાં લપેટીને ( આ કાગળ ઉપર આજ છોડનાં બીયાંમાંથી કાઢેલું તેલ ચોપડવામાં આવે છે. ) રવાના કરવામાં આવે છે. ( ૩ ) **દવા માટે.** આ અફીણ પટણાનું હોય છે. તેની પણ બે જાત હોય છે. એક ભુકા જેવું અને બીજું ચોરસ ચકતીઓ. આ અફીણને પણ લાકડાની થાળીઓમાં પાથરીને છાયામાં સૂકવવામાં આવે છે. ધૂળ ન ઉડે તે માટે સંભાળ રાખવામાં આવે છે. આ મૅડીકલ સ્ટોરોમાં મોકલવામાં આવે છે.

અફીણમાં કયાં કયાં તત્ત્વો છે અને તે કોણે કોણે શોધી કાઢયાં તે જોવા માટે વાંચકોને "Indigenous drugs of India by Kanaiyalal Dey." વાંચવા ભલામણ છે.

અફીણનું બંધાણી જેટલું ચીન છે તેટલું હિંદુસ્તાન નથી એ વાત જો કે ખરી છે પણ તેથી હિંદુસ્તાનને રાજી થવાનું કારણ નથી. નાનાં બચ્ચાંઓથી લઇને ઘરડાઓ સુધી હિંદમાં અફીણ છુટ્ટથી વપરાય છે. ગરીબાઇને લીધે કામ ઉપર જનારી મજુર વર્ગની સ્ત્રીઓ છોકરાંને અફીણ ગળાવી કામ ઉપર જાય છે. એ બિચારી અજ્ઞાન સ્ત્રીને ખબર નથી હોતી કે એથી એના પ્રિય બાળકનું તે કેટલું અહિત કરી રહી છે. ગીરાસીયાઓ, કાઠીઓ, કોળીઓ, રાજપુતો અને ઈતર કોમમાં અફીણના બંધાણીઓ હજારોની સંખ્યામાં પડેલા છે. અને આ ઉપરાંત ૧૦ લાખ એકર જેટલી ફળદ્રુપ જમીન આ કૅફી ચીજ માટે રોકાય છે અને તેથી પણ દેશને ધાન્યની જે ખોટ પડે છે તે તો જુદું જ ! અંગ્રેજ સરકારને તો અફીણની સારી આવક છે એટલે તે તો જેમ બને તેમ વાવેતર વધે એમ જ ઇચ્છે પણ દેશના નેતાઓની ફરજ છે કે તે ગામડે ગામડે ફરીને અફીણના અટકાવ માટે કોશીષ કરે. અફીણના બંધાણી-

ઓની સ્થિતિ જેણે એક વખત નજરો નજર જોઈ હશે તે તો આ દુષ્ટ બદીમાં કદાપિ નહિ જ ફસાય. હિંદુસ્તાન અફીણુ પકવીને તેના સ્વદેશીપણાનો પણ ભંગ કરી રહ્યું છે એ તે ક્યારે સમજશે ?

છોડનું વર્ણન—આ છોડના દાંડા તેમજ પાંદડાંઓ ઉપર એક જાતનું ચીકાશ લેતું આવરણ ( Bluish coat of wax ) હોય છે, જે કમળના પાંદડાની માફક વરસાદના પાણીથી તેનાં air–cells ન પૂરાઇ જાય એ માટે ઉપયોગી થઇ પડે છે. મૂળ પાસેનાં પાન ઉપલાં પાન કરતાં મોટાં હોય છે. જો આ પ્રમાણે રચના ન હોત તો ઉપલાં પાનનો છાંયડો નીચેનાં પાનને તાપ અને પ્રકાશથી વંચિત રાખત અને સ્ટાર્ચ ઉત્પન્ન ન થવા દેત. વળી મૂળ આગળ જો પાન મોટાં ન હોત તો મૂળીઆંનું રક્ષણ કોણ કરત ? અને મૂળ આગળ જમીન ભેજવાળી અને ભીની જોઇએ તે કોણ રાખત ? પ્રભુની રચનામાં કેવા કેવા ભેદ હોય છે ? જાણનાર જ તે જાણે.

દાંડી ઉપર કાપ મૂકવામાં આવે છે તો તેમાંથી દુધ જેવો રસ નીકળે છે. આ રસ સૂકાઈ જઇને, કઠિન બની જઇને દાંડીની અંદરનાં cells નું રક્ષણ કરે છે. વળી આ રસની દુર્ગંધી પણ એવી હોય છે કે જેથી જીવડાં તેની પાસે નથી આવતાં અને ઢોર વિગેરે તેનાં પાન ખાઇ જવા લોભાતાં નથી.

ફુલ જ્યારે ખીલેલાં નથી હોતાં ત્યારે બે લીલાં પુષ્પબાહ્યકોષનાં પાન ( sepals ) હોય છે. ફુલ ખીલી ઉઠે છે કે તુરત જ આ બે પાન ખરી જાય છે અને પુષ્પાભ્યન્તર કોષની પાંખડીઓ ચોતરફ પોતાનું સૌંદર્ય વિકસાવીને છોડ ઉપર પવનમાં નાચી રહે છે. ફુલમાં મધ તો નથી હોતું, પણ છતાંયે તેના સુશોભિત રંગને લઇને જીવડાં તેની ઉપર આવે છે અને રજ (pollens) જે બહુ જ પ્રમાણમાં થાય છે તે ખાઈને સંતોષ માને છે. એટલી બધી પુષ્પ–રજ હોય છે કે જીવડું તેમય થઈ જાય છે. એ રજ પુષ્પાભ્યન્તરકોષ નીચે ન પડે તેટલા માટે કોષની પાંખડીઓ સ્હેજ ઉંચી વળેલી હોય છે. રજ એમાં ઝીલાઈ રહે છે. પણ આ પાંખડીઓ ભારે જીવડાંનો ભાર સહન કરી શકે તેમ નથી હોતી. આથી જીવડાંને માટે બીજું સ્થાનક તૈયાર રાખવામાં આવ્યું છે–પહોળા મ્હોંનું સ્રીકેસરાગ્રમુખ–Broad-rayed stigma. બીજાં ફુલની વીઝીટ લઈને આવેલાં જીવડાં અહિંઆં બેસે છે અને સાથે લાવેલી પરાગરજ અહિં મૂકી જાય છે. આવી રીતે ભવિષ્યનાં બીજ માટેનું ખાતમુહૂર્ત નંખાય છે. શી પ્રભુની લીલા ! !

ફલને કાપીને જોવાથી સરસ દેખાવ નજરે પડે છે. મધ્યબિંદુમાંથી જાણે પરિઘ સુધી ત્રિજ્યાઓ ન દોરી હોય એવી રીતે બીજને આશ્રિત ભીંતો

આવેલી હોય છે. જ્યારે બીજ પાકી જાય છે ત્યારે આ દીવાલ ઉપરથી છુટાં થઈ જાય છે અને પવન આવે છે ત્યારે ફળ હાલવાથી તે નીચે ઠલવાઈ જાય છે. જો દાંડી ઉંચી અને કમાન જેવી–springy–ન હોત તો બીજ બધાં નીચે જ ઠલવાત અને ઘણાં એળે જાત, પણ ઉંચી હોવાથી સ્પ્રીંગની માફક કૂદીને તે ફલનાં બીજને દૂર ફેંકે છે.

કાચાં જીંડવાં ઉપર કાપ કરીને તેમાંથી જે રસ આવે છે તેને સૂકાવા દે છે અને તેને જ લઇ લે છે. આજ અફીણ–લાખો હતભાગીઓનું જીવન.

**वक्तव्य**—ચરક વિગેરે પ્રાચીન ગ્રંથોમાં અફીણનો ઉલ્લેખ નથી. રાજનિઘંટુ અને ભાવપ્રકાશમાં અફીણનો ઉલ્લેખ છે. રાજવલ્લભ, ચક્રદત્ત અને બંગસેન વિગેરેમાં અફીણનો ઉલ્લેખ નથી. ભાવમિશ્રે અફીણનો ગુણોલ્લેખ કર્યો છે, પણ અતિસાર, સંગ્રહણી આદિ ચિકિત્સામાં તેને યોજ્યું નથી. વૈદકમાં અફીણને આદુના રસની ૨૧ ભાવનાઓ આપીને શુદ્ધ કર્યા પછી વાપરવાનું લખેલું છે:–" अहिफेनं शृंगवेररसैः भाव्यं त्रिसप्तधा ॥ "

અફીણના ઝેરથી ઘણાં માણસો મરે છે. આત્મઘાત માટે તે ખાવામાં આવે છે. ઝેરના પ્રતિકાર માટે 'પરમેંગેનેટ ઑફ પોટાસીયમ્' સારી દવા છે એમ ન્યુયૉર્કના ડૉ. વીલીયમ મુરે ( British Medical Journal–22nd June 1895 ) જાહેર કરેલું છે અને તેને ડન્ડીના ડૉ. રૉએ ટેકો આપેલો છે. ૧ ગ્રેન પોટાશ પરમેંગેનેટમાં ૧ ગ્રેન મૉરફાઈન સૉલ્ટને oxidise કરવાની શક્તિ છે.

ખસખસ એ આ ઝાડનાં બીજ છે. ખસખસનાં જીંડવાં પણ આ ઝાડનાં જ છે. ખસખસને સંસ્કૃતમાં खसृतिलः, खसृबीजं અને જીંડવાંને खसृफलं કહેલાં છે. ખસખસનાં જીંડવાં–પોસ્ત–ન્યુમોનીયા વિગેરે ફેફસાંનાં દરદોમાં શેક માટે કામ આવે છે.

**Physiological Action**—Opium in Medicinal doses at first stimulates the brain, heart and respiration; this effect is soon followed by general depression. Generally opium is analgesic, hypnotic, antispasmodic, diaphoretic, narcotic and cerebral depressant. Its chief action is on the cerebro-spinal system and through the nerves it acts upon all the organs of the body. It affects the ganglia at the base of the brain, giving rise to contracted pupils, vomiting, and slow respiration; under its use the grey matter of the cord is first stimulated and there are increased reflexes. This is soon followed by depression as evidenced by the lowering of

perception and sensation. The cutaneous vessels are dilated at first, as shown by a sense of heat, felt on the external ear, itching and rose-coloured skin eruptions. This is followed by pallor and coldness of the limbs and fingers. The generative organs are stimulated. In medicinal dozes taken for some time, it effects all the secretions except milk and sweat which are increased. It causes dryness of the mouth and throat, lessens the secretion of the stomach and thus impairs appetite. The secretion of the bile is also diminished and constipation results. The action of the heart is increased and there is increased arterial tension. The cerebral functions are at first exhilerated, the ideas flow rapidly and there is a sort of wild intoxcation. This is soon followed by dreams and often followed by drowsiness and sound sleep; often disturbed by dreams and often followed on waking by headache, constipation, indigestion and depression of spirits. If any pain be present it is relieved but a larger doze will be necessary on subsequent occasions. In full doses the cerebral symptoms are accentuated, but the stimulation is of short duration. The after-effects become more marked. The mouth becomes very dry, digestion is impaired, there is nausea, vomiting and profuse sweat. The oxidation is interfered with, and there is loss of body heat. The pupils are contracted, there is intense itching of the nose with retention of urine. The cerebral depression is soon followed by headache, vertigo, slow and laborious respiration. In poisonous doses sterterous breathing and coma supervene; followed by feeble pulse, cold clammy perspiration, contracted pupils followed by dilation as the end approaches, cyanosis of the face and fingers, followed by abolished reflexes, deep coma, paralysis of the respiratory centres and death.

**Therapeutic Uses**—Opium is given to relieve severe pain from any cause, except in cerebritis and to allay any irritation. As an antispasmodic it is extensively used. It allays irritation and produces sleep in insomnia, sciatica, neuralgia, lumbago, cancer, intestinal, renal or hepatic colic, calculi etc; also in tetanus, in morbid states of the abdominal viscera, as gastritis, gastrodynia, hernia and in diseases of the urino-genital system. To check

ssive secretion it is largely used in diarrhœa, dysentery, nerv-and sympathetic vomiting and in excessive expectoration; also iabetes, ptyalism and leucorrhœa.

( R. N. Khory. Vol. II p. 49.)

**ભાવાર્થ**—ઔષધોપયોગી માત્રામાં અફીણનું સેવન કરવાથી પ્રથમ તો ાચ્છ્વાસ, મગજ અને હૃદયમાં ઉત્તેજના થાય છે, અને પછી સમસ્ત દેહમાં ાાદ થાય છે. સાધારણતઃ અફીણ વેદનાહર, નિદ્રાજનક, આક્ષેપનાશક, કારક, માદક અને મગજની સ્ફૂર્તિને હાનિકર છે. અફીણની ક્રિયા પ્રધાનતઃ ષ્ક અને પૃષ્ઠવંશીય નર્વસેંટર્સના ઉપર થાય છે, અને પછી એ નર્વ ર્દ્વારા આખા શરીરની સમસ્ત ઇન્દ્રિયો ઉપર પોતાનો પ્રભાવ દર્શાવે છે. ને તળીયે આવેલી 'ગેંગ્લીયા'ને સ્પર્શ કરે છે અને આંખના ડોળા થતા જાય છે, ઉલટી થવી શરૂ થાય છે અને શ્વાસોચ્છ્વાસ મંદ પડે છે. ણના ઉપયોગથી પહેલવહેલું કરોડ રજ્જુમાં રહેલું નીલ તત્ત્વ (Greyish ter) ઉશ્કેરણી પામે છે અને પછી ખેંચતાણ વધે છે. આ પછી જોવાની સ્પર્શ અનુભવવાની શક્તિનો અવસાદ થઈ જાય છે. ચામડી નીચે ં નાડી ચક્રો (Cutaneous vessels) જાડાં થાય છે અને કાનની બહાર તા જણાય છે, લુખરસ અને ચામડી ઉપર ગુલાબી રંગનાં ચકરડાં–ફોલ્લા રે જણાય છે. આ પછી ફીકાશ અને હાથપગ ઠંડાં થવા લાગે છે. જન-ચો પણ ઉશ્કેરાઈ જાય છે. ઔષધોપયોગી માત્રામાં અફીણ લીધું હોય તો ા અને પરસેવો વધે છે પણ શરીરના બીજા સ્રાવ જેવા કે પિત્ત, શ્લેષ્મા રસાદિ સ્રાવનો હ્રાસ થઈ જાય છે. વળી મુખમાં અને ગળામાં શોષ પડે પાચનશક્તિ ઓછી થાય છે; પિત્તસ્રાવ પણ કમી થાય છે અને પરિણામે જ્યાત થાય છે. વળી હૃદયનો વેગ વધે છે અને નાડી પણ વેગવતી થાય મસ્તિષ્કનું કાર્ય વધી જાય છે અને નવાં નવાં સ્વપ્નો આવે છે અને ત્તતા ધીમે ધીમે આવતી જણાય છે. આ પછી ઝોકાં ખાવાં શરૂ થાય અને પછી પ્રશાંત ગાઢ નિદ્રામાં દરદી પડે છે. જાગતાં વેંતજ માથાનો ાવો, કબજીયાત, અજીર્ણ અને ઉત્સાહભંગ–વિગેરેનો અનુભવ થાય છે. બધાંની શાન્તિ માટે વળી પાછો મોટો ડોઝ–મોટી માત્રા–લેવાની દરદીને પડે છે. **પૂરેપૂરી માત્રામાં** (full doses) અફીણનું સેવન કરવાથી ામાં ઉત્તેજનામૂલક લક્ષણો ઉત્પન્ન થાય છે; પરંતુ આ ઉત્તેજના અધિક સુધી ટકતી નથી. પછીની અસરો બહુ જ સ્પષ્ટ રૂપમાં જણાય છેઃ–મુખ ંત શુષ્ક થઇ જાય છે, પાચનક્રિયા અવ્યવસ્થિત થઇ જાય છે, ઉલટીના ઉબકા યા કરે છે, ઉલટી થાય છે, પુષ્કળ પરસેવો થાય છે. હૃદયાવસાદ થાય છે;

રકતસંવહન મૃદુ થઇ જાય છે; ધાતૂષ્મા દ્વારા પાક (oxidation) વ્યાહત થાય છે અને શરીરની ગરમીમાં પણ હાનિ પહોંચે છે. આંખોની કીકીઓનો સંકોચ થાય છે, નાકમાં અતિશય કંડૂ થાય છે, મૂત્રરોધ પણ થાય છે. મગજના અવસાદન પછી તુરતજ શિરઃપીડા, શિરોઘૂર્ણન, મૃદુ અને આયાસસાધ્ય નિઃશ્વાસોચ્છ્વાસ વિગેરે ઉપસ્થિત થાય છે. **વિષવત્ માત્રામાં અફીણ** સેવન કરવાથી ગળામાં સસણી બોલે ને અવાજ થાય એવો શ્વાસ બોલે છે, "કોમા" થાય છે, નાડીક્ષીણ અને અંગ ઠંડુ થઇ જાય છે; કીકીઓનો સંકોચ અને વિસ્તાર દેખાય છે. જ્યારે અંત પાસે આવતો જાય છે ત્યારે મુખમંડલ અને હાથપગ વિગેરેમાંથી હૃદયમાં રકતસ્રોતોનું અંતિમ પ્રત્યાવર્તન થવાથી મુખ અને હાથપગનાં આંગળાં નીલવર્ણનાં થઈ જાય છે. સંજ્ઞા તદ્દન જતી રહે છે. નિઃશ્વાસોચ્છ્વાસકારિણી શકિતનો અવસાદ અને છેવટે મૃત્યુ થાય છે.

મસ્તિષ્કપ્રદાહ વિના કોઇ બીજી પણ જાતની વેદના ઓછી કરવા માટે અફીણ આપવામાં આવે છે. આંકડીનું જોર ઓછું કરવા સારૂ અફીણ બહુ જ છૂટથી વપરાય છે. અનિદ્રા, ગૃધ્રસી, આધાશીશી, કટીવાત, કેન્સર અને વિવિધ પ્રકારનાં શૂલ ( Intestinal, renal or hepatic colic ), પથરી, ધનુષ્ટંકાર, વિવિધ કોષ્ટાંગોનો મારાત્મક પ્રદાહ, અંત્રવૃદ્ધિ, મૂત્ર અને શુક્રાશય સંબંધીય પીડા-વિગેરેમાં અફીણનું સેવન કરવાથી દુઃખ કમી થાય છે અને રોગીને ઉંઘ આવી જાય છે. અતિસાર, આમ અને રક્તાતિસાર, વાયુજન્ય અને ઉપસર્ગીભૂત વમન ( sympathetic vomiting ), બહુ જ શ્લેષ્મનિર્ગમન, બહુમૂત્ર, પ્રચૂર લાલાસ્રાવ અને પ્રદર વિગેરે રોગોમાં અફીણ બહુ જ ફાયદા સાથે વપરાય છે.

( આર. એન. ખોરી. ભા. ૨ પા. ૪૯ )

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૬૮૭; Indi. Medi. Plants p. 77; N. p. 13; Indi. Drug p. 217.

---

## ૧૭ દારૂડી

### N. O. Pāpaveraceæ

**નામો**—દારૂડી (ગુજરાત-કાઠિયાવાડ); પીવળા ધોત્રા, કાંટેધોત્રા ( મરાઠી ); સત્યાનાશી, ઉજરકાંટા ( હિંદી ); શીયાલકાંટા ( બંગાલી ); Mexican Popy-મૅક્ષીકન પૅાપી ( અંગ્રેજી ); Argemone Mexicana-આરજેમોન મેક્ષીકાના ( લેટીન ).

વર્ણન—દારૂડીના છોડવા શીયાળાની શરૂઆતમાં ઘણા ઉગે છે. તે ૨ થી ૪ ફૂટ ઉંચા થાય છે. છોડવા ઉપર તીક્ષ્ણ કાંટા આવેલા હોય છે. આ છોડવાનો કોઈ પણ ભાગ તોડતાં તેમાંથી સોના જેવા પીળા રંગનો રસ નીકળે છે. એના કોમળ ભાગમાંથી રસ વિશેષ નીકળે છે. આખા છોડ ઉપર ભસ્મી-રંગની અત્યંત બારીક છારી છે; તે આંગળીથી ઘસતાં ઉતરી જાય છે અને એ છારી નીચે છોડવાનો રંગ સ્પષ્ટ રીતે લીલો દેખી શકાય છે. પાન ઉટ-કંટાના પાન જેવાં લાંબાં કોરે કપાયલાં હોય છે. પાન આંતરે આવેલાં હોય છે; ડીંટડી હોતી નથી. પાન શાખાને ચોટડુક થઈને નીકળેલાં હોય છે. પાનના દરેક ખુણામાં એકેકો લાંબો અણીદાર કાંટો હોય છે. પાનની નસો ખડી જેવી સફેદ હોય છે જેથી પાનનો રંગ ચિત્રિત દેખાય છે. પાનની વાસ ઉગ્ર હોય છે. ફુલ પીળા રંગનાં હોય છે. પુષ્પબાહ્યકોષનાં પત્રો ૩ હોય છે. પુષ્પાભ્યંતર કોષની પાંખડીઓ ૬ હોય છે.

પાણીના ધોરીઆઓના કાંઠે, ખાડાઓમાં, તલાવમાં, ખાબોચીયામાં આ છોડ બહુ થાય છે.

**Constituents**—The leaves and capsules contain morphia. The seeds contain an oil 36 p. c. Carbohydrates and albumen 49 p. c. Moisture 9 p. c, and ash 6 p. c. The ash contains alkaline phosphates and sulphates.

**Actions and Uses**—Tho juice is alterative, and used in syphilis, leprosy and gonorrhœa along with the juice of aristolochia bracteata. The seeds are narcotico-acrid. The oil and extract from the seeds are laxative and sedative, combining the action of Castor-oil and cannabis indica. The oil is used in Cholera, dropsy, painful colic. As substitute for ipecacuanah, the seeds are given in dysentery and other intestinal affections. Locally the juice or the oil is used as a soothing application to indolent ulcers, herpetic eruptions, leucoderma, syphilitic ulcers and warts. It relieves strangury caused by blisters. Fresh root is applied to scorpian bites. (R. N. Khory Vol. II p. 4.)

ભાવાર્થ—દારૂડીનો રસ શક્તિવર્ધક ગણાય છે. સીફીલીસ (ચાંદી) રગતપિત્ત (પત) અને ગનોરીયા વિગેરે રોગોમાં કીડામારીના રસ સાથે તે વપરાય છે. બીજમાંથી નીકળતું તેલ રેચક અને અવસાદક હોવાથી એરંડીયું અને ગાંજો-બન્નેના ગુણ તેમાં રહેલા છે. આ તેલ કોલેરામાં, શોથમાં,

ચુંકમાં વપરાય છે. આઈપેકેકયુઆનાના પ્રતિનિધિ તરિકે બીજ અતિસાર અને બીજાં આંતરડાનાં દરદોમાં આપવામાં આવે છે. આનો રસ અથવા તેલ વિવિધ જાતનાં ક્ષત ઉપર ઉપયોગી ગણાય છે. સફેદ કોઢ, ઉપદંશજન્ય ક્ષત, દુષ્ટ વ્રણ ઉપર આ તેલ ઉપયોગી છે. બ્લીસ્ટર લગાવવાથી જે મૂત્રકૃચ્છ્ર થાય છે તેનું આ તેલ પ્રશમન કરે છે. આનું તાજું મૂળ વીંછીના ડંખ ઉપર ચોપડવામાં આવે છે.

( આર. એન. ખોરી. ભા. ૨ પાનું ૪૦ )

" કોંકણમાં દારૂડીનો રસ દુધ સાથે કુષ્ઠમાં અપાય છે. આનાં બીજ અને તેનું તેલ હિંદના યૂરોપીયન ડોકટરોએ વાપરેલાં છે; અને તેમના ગુણ સંબંધી ભારે મતભેદ જણાય છે. કેટલાક માને છે કે ૩૯ થી ૬૦ ટીપાં જેટલી માત્રામાં તેલ મરડામાં–અતિસારમાં ઉપયોગી છે. ઈન્ડીયન ફારમાકોપીઆ માટે લેવાયલી જુબાનીઓ વખતે ઉપરના મતને ટેકો મળ્યો હતો, અને અમારો અભિપ્રાય પણ એ જ છે. ૧૮૬૮માં આ તેલ તપાસી જોનઃર ડૉ. ચારબોનીયર ઓછી માત્રામાં આના તેલને શક્તિ આપનાર માને છે. બીજાઓની આની વિરૂદ્ધ ફરિયાદ છે, પણ તેનું કારણ બજારમાંથી લીધેલું અશુદ્ધ તેલ છે. ચોકખા તેલમાં ઉપરોક્ત ગુણ અવશ્ય છે જ. ઘણા પ્રયોગોને અંતે તેલ alterative છે એ સિદ્ધ કરવામાં આવ્યું છે. ૪ થી ૫ ડ્રામની માત્રામાં ફુલકીગરને તેલ મૃદુ રેચક લાગ્યું હતું. ઓછી માત્રા તેમ શક્તિપ્રદ ગુણ વધારે અને બીજી ખરાબ સ્વાદ જેવી અસર ઓછી છે. ધીમે ધીમે કદાચ એરંડીયા તેલની જગોએ વાપરી શકાશે. આખા છોડમાંથી જે extract–રસ ક્રિયા કાઢવામાં આવી છે તે શક્તિપ્રદ છે અને દુધ ( પીળો રસ ) ક્ષત અને અને વ્રણ ઉપર અકસીર છે. આના દુધને આંખમાં લગાડવાથી અમને પોતાને કંઇ પણ ખરાબ અસર થયેલી દેખાઈ નથી.

( ડીમક. વૉ. ૧ પાનું. ૧૧૦ ).

**वक्तव्य**—આ છોડ મેકિસકોનો વતની છે પણ અત્યારે આખા દેશમાં તે ઢગલાબંધ ઉગે છે. વૈદ્યો આને स्वर्णक्षीरी, हेमक्षीरी માને છે. પ્રાચીન स्वर्णक्षीरी આ નથી. વધુ માટે " આયુર્વેદ વિજ્ઞાન " ( પુસ્તક ૬ ઠું અંક ૩ જો )માં " હેમક્ષીરી એટલે શું હશે " એ શીર્ષકવાળું મારૂં ચર્ચાપત્ર વાંચવું.

**નવ્યમત**—આ છોડનો પીળો રસ દવા તરિકે શોથ, કમળો અને ચામડીના રોગોમાં વપરાય છે. આ રસ મૂત્રલ છે, ફોલ્લાને રૂઝાવનાર છે અને દુષ્ટ ધારાંને સાફ કરે છે. ( વૉટ ). આનાં બીયાંમાંથી તેલ નીકળે છે જે પશ્ચિમ હિંદુસ્થાનના વૈદ્ય ડૉકટરો શોધક તરિકે વાપરે છે. આ તેલ વિષે સર. ડબલ્યુ.

ઓસૉઘ્નેસીનો રીપોર્ટ બહાર પડેલો અને તે પછી આ તેલ તરફ ઘૃણા ઉત્પન્ન થયેલી. પણ એ પછી ઘણા ડોકટરોના અખતરાને લીધે વળી પાછી એ તેલની પ્રતિષ્ઠા કાયમ રહેલી છે. આ તેલ ૦॥ ડ્રામના પ્રમાણમાં મૃદુ રેચક છે અને ચુંકના દુઃખાવાને પોતાની શામક અસરને લીધે શાંત કરે છે. ઓછી માત્રા અને મૃદુ કાર્ય—આ બે આ તેલના ખાસ ઉત્તમ ગુણો કહી શકાય. તાજું તેલ જુના તેલ કરતાં વધારે ઉપયોગી છે. ચામડીના રોગો ઉપર તેનું કાર્ય બહુ જ પ્રશંસનીય છે. ડૉ. બૉનેવીયા અને બીજાઓએ તે વાપરીને ખાત્રી કરેલી છે.

( ઈન્ડીયન મૅડીકલ ગૅઝેટ ૧૮૯૬. વૉ. ૧. પા. ૨૦૬ )

"બીજ મૃદુરેચક, વામક, વવમિષાજનક, કફઘ્ન અને શીત છે; તેલ સખ્ત રેચક છે, વવમિષાજનક અને કફઘ્ન છે. મૂળ રસાયન અને બલ્ય છે. બીજ અને તેલની દમ ઉપર બહુ જ સારી અસર છે.

"બીજ કફ અને ગળાની શરદીમાં તેમજ ફેફસાંની શ્લેષ્મકલામાં તેમજ દમમાં ઉપયોગી છે. બીજમાં જો કે સ્નાયુશૈથિલ્યકૃત્ અસર નથી છતાં યે તેની અસર દમ ઉપર ચોક્કસ છે. આ તેનામાં રહેલી વામક અને વવમિષાજનક, કફઘ્ન અને ઉષ્ણ અસરને લીધે હશે. બીજ ખાતાંવેંત ઉલટી અને ઉબકા આવે છે અને તેથી ફેફસાંનાં દરદોમાં બીજી દવાઓ કરતાં આ સુંદર દવા છે. મૂળનો ઉપયોગ ત્વકૂદોષમાં બહુ જ સારો ફાયદો કરનાર છે."

( મુઇદીન શરીફ. મદ્રાસ. )

દારૂડીનો પીળો રસ ઘી નાખી પરમીયામાં પીવાથી ફાયદો કરનાર છે.

( ડી. આર. થોમ્પસન. એમ. ડી; સી. આઇ. ઇ. )

આ રસ ખસમાં મ્હને બહુ જ ઉપયોગી જણાયો છે. આસી. સર્જન ગૌરીકુમાર મુકરજીને મૂળ ચૂર્ણ—૧ ડ્રામની માત્રામાં કૃમિઘ્ન જણાયું હતું.

( આર. એલ. દત્ત. એમ. ડી. )

દિલ્હી તરફ આનાં બીજનો ધુમાડો દંતશૂલ ઉપર લેવાય છે. ટાંકીમાં ( સીફીલીસ ) બીજ રેચક અસર સારી કરે છે. લેપ્રસીમાં—ગલતકુષ્ઠમાં—તે નીચે પ્રમાણે વપરાય છેઃ—

સવારે વહેલા ૧ તોલો સ્વરસ ભુખે પેટે પીવો. ૪૦ દિવસમાં લેપ્રસી મટી જાય છે એમ જણાવે છે.

"જુના વખતના પણ નરમ પ્રકારના મેલેરીયાના તાવમાં રસ ઉપયોગી છે. એનું કાર્ય શી રીતે થાય છે તે હું જાણતો નથી, પણ તેમાં એવી કંઈ ખાસ અસર છે કે તે મેલેરીયાનાં જંતુને મારી નાખે છે અને સાથે સાથે

મૃદુરેચક પણ છે. મ્હેં છ સાત દરદી ઉપર આ રસ વાપરી જોયો છે. ફક્ત બે ત્રણને જ ફાયદો થયેલો છે એટલે ખાતરીપૂર્વક તો હું આને માટે કંઇ જ કહી શકતો નથી. રસ કરતાં તેલની બનાવટ વાપરવામાં સારી છે એમ હું માનું છું. સીરીસીસ અને લેપ્રસીમાં તેલ, લીંબડાના તેલ જેવું જ, રસાયન છે. હજુ મ્હેં આવા કેસોમાં તે વાપરી જોયું તો નથી જ.

આ દવા મ્હારી ધ્યાનમાં બહુ મોડી આવી છે અને મ્હારી માન્યતા છે કે આ દવાનું ભવિષ્ય ઉજ્જવળ છે."

( મેજર. ડી. બી. સ્પેન્સર. આઇ. એમ. એસ. )

નોટ—અત્યારે ઢગલાબંધ ઉગતી દારૂડીને જ્યારે આપણે **પરદેશી** કહીએ છીએ ત્યારે કેટલાક પુરાણપ્રિય સજ્જનો ઉકળી ઉઠે છે. "તમારે મન તો બધું જ પરદેશી છે? અંગ્રેજોએ જેમ ચશ્માં પહેરાવ્યાં તેમ તમોએ પહેર્યાં છે. પરદેશીઓ તો તમોને પણ પરદેશી કહે છે તેનું શું? જે કંઇ નવીન દેખ્યું તે પરદેશી?..."

આ ચર્ચાના વિષયમાં ઉતરવાનું આ સ્થાન નથી. એક રીતે ઉપરની દલીલમાં કેટલુંક સત્ય પણ છે. પરદેશીઓએ ઘણી વનસ્પતિઓને પરદેશી ઠેરવવા પ્રયત્ન કર્યો છે, પણ આ નિઘંટુમાં તેમની તેવી ભુલોને સ્વીકારવામાં નથી આવી. દલીલપૂર્વક તેનો વિરોધ કર્યો છે. જ્યાં સુધી આપણી પાસે અંગ્રેજો જે કહે છે ( પછી ભલે તે ખોટું હો કે ખરૂં હો. ) તેની સામે ધરવા જેવી દલીલો ન હોય ત્યાં સુધી પશ્ચિમના એ વિદ્વાનોની બુદ્ધિની મહેનતને શું તદ્દન જતી જ કરવી? દારૂડી દેશી છે એમ ઠેરવવા માટે આપણી પાસે શું પુરાવો છે? પ્રાચીન સ્વર્ણક્ષીરી એ તો હિમાલયમાં થનારી, સારિવા જેવાં પાનવાળી, જેમાંથી કંકુષ્ઠ મળે છે તે વનસ્પતિ હતી; અને છતાં પણ બહુ જ શ્રદ્ધાપૂર્વક આપણે દારૂડીને જ તેના પીળા રસ ઉપરથી સ્વર્ણક્ષીરી કહેતા આવ્યા છીએ. પશ્ચિમના વિદ્વાનો કોઈ હેતુપુરઃસર જ જુઠ નથી લખતા— તેમની તર્કસરણી વખતે ભુલભરેલી હોય ખરી. પણ તેટલા ઉપરથી તેમનું બધું જ જુઠું ન માની લેવું જોઇએ.

આવી માન્યતા મોટે ભાગે પ્રચલિત હોવાથી આટલો ઈસારો કરવો અહિં વ્યાજબી ધાર્યો છે.

ઉલ્લેખ—Indi. Medi. Plants p. 79; રૂ. નિ. પા. ૧૧૫; વ શા. પા. ૨૩; N. p. 13; Watt I p. 306.

# क्षेत्रपर्पटादि वर्ग.

## N. O. Fumariaceæ

## ૧૮ શાહતરા પિત્તપાપડો

**નામો**—क्षेत्रपर्पटः ( સંસ્કૃત ); શાહતરા પિત્તપાપડો ( ગુજરાતી ); પિત્ત પડા ( મરાઠી ); પિત્તપાપડા, શાહતરા ( હિંદી ); બનસલ્ફા ( બંગાલી ); હતરા, શાત્રા ( પર્સીયન–સિંધી ); Fumaria parviflora-ફ્યુમેરીયા પાર્વી- ારા ( લેટીન ).

**વર્ણન**—શાહતરા પિત્તપાપડાના છોડવા ૦ાા થી ૨ ફુટ લાંબા થાય તે કોઈવાર ઉભા અને કોઈવાર જમીન ઉપર પથરાયલા પણ હોય છે. ારે ઉભા હોય છે, ત્યારે તેમાં શાખાઓ ઘણી હોય છે. જમીન પર પથ- ાલા હોય છે ત્યારે ઘણી શાખાઓ નીકળેલી જોવામાં આવે છે. પાન ગાજ- ા પાન જેવાં બહુ વિભાગિત, આંતરે આવેલાં અને શાખાઓ કરતાં વધારે વાં હોય છે. ફુલ ધોળાં કે ગુલાબી રંગનાં, ને તેનાં ટેરવાં જાંબુડા રંગનાં ય છે. ફળ ભમરડા–ગરીયા–જેવા આકારનાં નાનાં હોય છે. મહા ફાગણમાં ાફળ આવે છે. છોડવાનો દેખાવ ફીક્કા લીલા રંગનો હોય છે.

હિંદુસ્તાનના ઘણાખરા ભાગોમાં–ખાસ કરીને ખેડાણ ખેતરોમાં વધારે થાયછે.

પિત્તપાપડાના નામથી ગુજરાતમાં ઘણા છોડવા અને વસ્તુઓ ઓળખાય ખાખરાનાં બીજ અને ખડસલીયાને પણ પિત્તપાપડા તરિકે જ ઓળખ- ાાં આવે છે, પણ આ સ્પષ્ટ રીતે ઓળખાય એટલે તેનું નામ શાહતરા તપાપડા જ યોગ્ય છે.

**ઉપયોગ**—નજીવા તાવોમાં આ છોડ ઉપયોગી છે. તે કૃમિઘ્ન, મૂત્રલ, ાલ અને શોધક છે. ચામડીના રોગોમાં રક્તશુદ્ધિ કરનાર છે.

( બેડન પૅાવેલ. )

વિષમજ્વરમાં મરી સાથે આ છોડનું ચૂર્ણ વપરાય છે. ( રૅાયલ ). મુસ- ાાન લેખકો આ છોડને મૂત્રલ, ચિરગુણકારી પૌષ્ટિક, શોધક અને કફઘ્ન ને છે. ( ડીમક. )

તાવમાં અને અજીર્ણમાં આ છોડ ઉપયોગી છે એમ જુનાગઢવાળા સ્વ. ોવનદાસ ડૅાકટર જણાવે છે.

લેપ્રસીના રોગમાં આ છોડ ઉપયોગી છે એમ ડૅા. થૅાર્નટનનો અભિપ્રાય છે.

ફાર્માકોગ્રાફીયા ઇન્ડીકાના કર્તાઓ જણાવે છે કે આ છોડ આંતરડાંની તાકાતને લઇને થયેલા અજીર્ણમાં તેમજ ચામડીના રોગોમાં અત્યંત યોગી છે.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૨૫; N. p. 14; Watt III p. 454; Indi. di. Plants p. 86.

# राजिकादि वर्ग

## N. O. Cruciferea.

### १९ કોબી

**નામો**—दलमालिनी, केमुकः (સંસ્કૃત); કોબીજ (ગુજરાતી); Cabbage (અંગ્રેજી); Brassica oleracia—બ્રેસીકા ઑલેરેસીયા (લેટીન).

**परिचय**— केम्बुसुपत्राद्दलमालिनी । केलूटः स्वल्पविटपः स्वादुकन्दश्च पोलिनी ॥
॥ नि. र. ॥

**गुणाः**— केमुकः कटुकः पाके तिक्तं ग्राहि हिमं लघु ।
दीपनं पाचनं हृद्यं कफपित्तज्वरापहम् ॥
कुष्ठकासप्रमेहार्शोनाशनं वातलं कटु ॥
॥ भा. प्र. ॥

**वक्तव्य**—કોબીજ, કૉલીફ્લાવર, નોલકોલ, બ્રૉકોલી વિગેરે શાકો પરદેશી છે. નિઘંટુ રત્નાકરે દલમાલિની નામ બરાબર રાખેલું છે. એનું શાક ખાવામાં સરસ છે. મૂળાને લગતી ખુશબો હોય છે. આજકાલ તેનું વાવેતર ખૂબ થાય છે.

**ગુણ**—કોબી દીપન અને પાચન છે. કફ, પિત્ત, તાવ, કુષ્ઠ, ખાંસી, પ્રમેહ, અર્શ વિગેરેનો નાશ કરનાર છે; વાયુ કરનાર છે; કટુ છે; લઘુ છે. તિક્ત અને ગ્રાહી છે.

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૬૪૫.

---

### २० અશેળીયો

## N. O. Cruciferea.

**નામો**—दरकृष्णः, अहालिमः, रक्तबीजः, चंद्रशूरः (સંસ્કૃત); અશેળીઓ (ગુજરાતી); અહેલીમ (મરાઠી); ચંદ્રસૂર (હિંદી); કૉમનક્રેસ (અંગ્રેજી); લૅપીડીયમ સેટાઈવમ–Lepidium sativum (લેટીન).

**परिचयः**— अशालिके कालमेषी दरकृष्णश्च कीर्तितः ।
दीर्घबीजो रक्तराजी तथा सिद्धप्रयोजना ॥

**गुणाः**—
दरकृष्णो वातशूलगुल्मघ्नः स्तन्यपुष्टिकृत् ।
बल्यो वाजीकरः पानात् लेपाच्छोणितशूलनुत् ॥
॥ शोढलः ॥

अभिघातरुजं हन्ति सृग्घोदरकृन्णकः ।
त्वग्दोषान्वातरोगांश्च नेत्ररोगान्सशोणितान् ॥

आहालिंबं मतं चोष्णं तिक्तं त्वग्दोषनाशनम् ।
वातं गुल्मं नाशयति एवं प्रोक्तं चिकित्सकैः ॥

॥ निघंटुरत्नाकरः ॥

**વર્ણન**—" અશેળીઆના છોડવા ૧ થી ૧ાા ફુટ ઉંચા થાય છે. તે શિયાળે નેહ તરિકે ઉગે છે. મૂળ પાસેનાં પાન લાંબી ડીંટડીવાળાં અને વિભાગિત હોય છે અને ડાંડીપરનાં ડીંટડી વગરનાં અને સાંકડાં હોય છે. તે પર સફેદ રૂછાળ હોય છે. એ છોડવાના પ્રમાણુમાં એમાં ફુલ ઘણાં આવે છે. તે ધોળાં કે ગુલાબી રંગનાં અને ઘણાં બારીક હોય છે. બીજ રતાશ લેતા રંગનાં હોય છે."

**ગુણ**—વાતઘ્ન, બલ્ય, સ્તન્યપુષ્ટિકર, ત્વગ્દોષહર, ઉષ્ણ, તિક્ત, ગુલ્મઘ્ન.

**ઉપયોગ**—પ્રાચીન ગ્રંથોમાંથી અશેળીઆનો સ્વતંત્ર ઉપયોગ શોધ્યો જડતો નથી; પણ તેનો ઉપયોગ આપણા દેશમાં ઘણા વખત થયાં થતો આવ્યો છે. કેડના દુઃખાવા માટે, નબળાઇ માટે, ધાતુપુષ્ટિ માટે આપણાં સ્રીપુરૂષો તેનો ઉપયોગ ઘણા વખતથી કરતાં આવ્યાં છે. અશેળીઆનાં બીની રાબ કમર રહી ગઈ હોય, સાંધા દુઃખતા હોય તે ઉપર પીવાય છે. ઘણા પૌષ્ટિક પાકોમાં અશેળીઓ નાખવામાં આવે છે. મેદાલકડી, આંબાહલદર સાથે અશેળીઓ વાટી કમ્મર વિગેરે ઉપર લગાડવામાં આવે છે. પેસાબ સાફ લાવે છે.

**વક્તવ્ય**—ચરક, સુશ્રુત, વાગ્ભટ, ધન્વંતરિનિઘંટુ–વિગેરેમાં અશેળીઆનો ઉલ્લેખ નથી. પહેલવહેલો અશેળીઓ ભાવપ્રકાશે વાપર્યો છે. તે અશેળીઆના પર્યાયો નીચે પ્રમાણે આપે છેઃ—

चंद्रिका चर्महन्त्री च पशुमेहनकारिका ।
नंदिनी कारवी भद्रा वासपुष्पा सुवासरा ॥

આ બધાં નામોનો અશેળીઆ સાથે શું સંબંધ હશે ? ભાવપ્રકાશકાર એને "....हितं हिक्कावातश्लेष्मातिसारिणाम् । असृग्वातगदद्वेषि बलपुष्टिविवर्धनं ॥ " ગણે છે. વૈદ્યકશબ્દસિંધુકાર એને ' वनमेथिकायाम् ' એમ કહે છે.

**Actions and Uses**—The seeds are said to be tonic, alterative, aphrodisiac, stimulant and aperient. As an alterative they are useful in chronic enlargements of the liver and spleen. The

bruised seeds mixed with lime-juice, and spread on a piece of linnen are used as an application for the relief of internal inflammations and rheumatic pains. As an aphrodisiac, confection of it is given in seminal debility and leucorrhœa. Râbri made of asālia, ghee and sākar is commonly used as a restorative by native women. It is one of the ingredients of purgative mixtures.

**Dose**—aperient ½ dr, alterative grs. x, aphrodisiac grs. xv.

**ભાવાર્થ**—અશેળીઓ બલ્ય, રસાયન, સ્નિગ્ધ, ઉત્તેજક છે. અને કુકડીઆ ખાંસીમાં આનો શીતકષાય શુંઠર સાથે અપાય છે. રક્તશોધક તરિકે તે યકૃત અને પ્લીહાના વધારામાં વપરાય છે. બીને શેકી નાખી, લીંબુના રસમાં પલાળીને કપડા ઉપર ચોપડી તે પટ્ટી સ્નાયુશૂલ અને અંદરથી થતા દુઃખાવા ઉપર લગાડવાથી ફાયદો થાય છે. કમતાકાત અને પ્રદર જેવાં દરદોમાં અશેળીઆનો મુરબ્બો વાપરવામાં આવે છે. અશેળીઆની રાબમાં ઘી અને સાકર નાખીને તે પીવાથી સ્ત્રીઓ ગએલી શક્તિ પાછી આવે છે એમ માને છે. રેચની દવાઓ સાથે અશેળીઆની મેળવણી કરવામાં આવે છે. (ખોરી)

**ઉલ્લેખ**—રૂ–નિ–પા. ૫૫૩; Indig. Drugs p. 175; Indi. Medi. Plants p. 96.

**નવ્યમત**—મુદ્દીન શરીફ નીચે પ્રમાણે અશેળીઆ માટે લખે છે:– "જ્યાં જ્યાં રાઈનો બાહ્ય ઉપચાર કરવામાં આવે છે ત્યાં ત્યાં અશેળીઓ પણ એના જેટલો જ કાર્યકર્તા છે. ઝેરના વારણ માટે અશેળીઆનો જાડો લુવાબ ઉપયોગી છે." રાઈના કરતાં પણ અશેળીઓ વધારે દાહક છે એમ તે માને છે. તેમના મત પ્રમાણે પરદેશથી આયાત થતા **ટ્રેગેકેન્થ અને ગમઅરેબીકનું** અશેળીઆનો લુવાબ સારૂં પ્રતિનિધિ છે. આની સારામાં સારી અસર તો આમાતિસાર અને સંગ્રહણી ઉપર છે. ચીકણો જાડો ઠંડો લુવાબ આંતરડાંની શ્લેષ્મકલાને બલ આપીને પોતાનું કાર્ય સારી રીતે બજાવે છે–"

Indi. Medi. Plants. P. 97.

---

## ૨૧ મૂળા

### N. O. Cruciferæ.

**નામો**—मूलकम् (સંસ્કૃત); મૂળો (ગુજરાતી); મૂલા (મરાઠી. હિંદી. બંગાલી); Radish–રૅડીશ્ (અંગ્રેજી); Raphanus sativus—રૅફેનસ્ સેટાઇવસ્ (લેટીન).

गुणाः— मूलकं गुरु विष्टम्भि तीक्ष्णमामत्रिदोषनुत् ।
तदेव स्विन्नं स्निग्धञ्च कटूष्णं कफवातनुत् ॥
त्रिदोषशमनं शुष्कं विषदोषहरं लघु ।
चाणाख्यं मूलकं तिक्तं कटूष्णं रुच्यदीपनम् ॥
कफवातकृमीन् गुल्मं नाशयेत् ग्राहकं परम् ॥
आटवीमूलकम् तिक्तं विपाके कटुकं तथा ।
पित्ताविरोधि कफहा गुरु स्याद् वातनाशनम् ॥

॥ ध॰ नि ॥

मूलकं तीक्ष्णमुष्णञ्च कटूष्णं ग्राहि दीपनम् ।
दुर्नामगुल्महृद्रोगवातघ्नं रुचिरं गुरु ॥
सोष्णं तीक्ष्णं च तिक्तं मधुरकटुरसं मूत्रदोषापहारि
श्वासार्शःकासगुल्मक्षयनयनरुजानाभिशूलामयघ्नम् ।
कंठ्यं बल्यं च रुच्यं मलविकृतिहरं मूलकं बालकं स्यात्
उष्णं जीर्णञ्च शोफप्रदमुदितमिदं दाहपित्तास्रदायि ॥
आमं संग्राहि रुच्यं कफपवनहरं पक्वमेतत् कटूष्णम्
भुक्तेः प्राग्भक्षितं चेत् सपदि वितनुते पित्तदाहास्रकोपम् ।
भुक्त्या सार्धं तु जग्धं हितकरबलकृत्, वेशवारेण तच्चेत्,
पक्वं हृद्रोगशूलप्रशमनमुदितम् शूलरुग्धारि मूलम् ॥

॥ रा॰ नि ॥

लघुमूलं कटूष्णं स्यात् रुच्यं लघु च पाचनम् ।
दोषत्रयहरं स्वर्य्यम् ज्वरकासविनाशनम् ॥
नासिकाकण्ठरोगघ्नं नयनामयनाशनम् ।
महत् तदेव रूक्षोष्णं गुरु दोषत्रयप्रदम् ।
स्नेहसिद्धं तदेव स्यात् दोषत्रयविनाशनम् ॥

॥ भावप्रकाशः ॥

शुष्कं त्रिदोषशमनं शोथघ्नं गरजिल्लघु ।
तत्पुष्पं कफपित्तघ्नं तत्फलं कफवातजित् ॥

॥ राजवल्लभः ॥

बालं दोषहरं वृद्धं त्रिदोषं मारुतापहम् ।
स्निग्धसिद्धं विशुष्कन्तु मूलकं कफवातजित् ॥

॥ चरकः ॥

चरक— १ शुष्कार्शःसु—शुष्कमूलकपिण्डैर्वा....स्वेदयेत् पोट्टलीकृतैः । चि–अ. ९

२ अर्शःसु—शुष्कमूलकयूषं वा....छागलं वा रसं दद्याद् यूषैरेतैर्विमिश्रितम् ॥ चि–अ–९.

३ प्रवाहिकायाम्—तं मूलकानां यूषेण....भोजयेत् ॥ चि-अ-१०.

४ ग्रन्थिविसर्पे—सुखोष्णया प्रदिह्याद्वा....शुष्कमूलककल्केण । चि–११.

५ कफशोथे—शस्तस्तथा मूलकतोयसेकः ॥ चि–१७.

६ हिक्काश्वासयोः—शुष्कमूलकयूषश्च हिक्काश्वासनिवारणः ॥ चि–२१.

७ वातकासिणः पथ्यार्थम्— ....मूलकं सुनिषण्णकं....शस्यते वातकासे तु.... ॥ चि–२२

सुश्रुत— ८ कर्णशूले—मूलकस्य च स्वरसः श्रेष्ठः कदुष्णः कर्णपूरणे ॥ उ. २१.

चक्रदत्त— ९ कफवातात्मके ज्वरे—ह्रस्वमूलकयूषस्तु कफवातात्मके हितः ॥

१० सिध्मे—शिखरिरसेन सुपिष्टं मूलकबीजं प्रलेपतः सिध्मं....नाशयति ॥

११ शीतपित्ते—शुष्कमूलकयूषेण.... । भोजनम् सर्वदा कार्यम् ॥

भावप्रकाश— १२ विसूच्याम्—बालमूलस्य तु क्वाथः पिप्पलीचूर्णसंयुतः । विसूचीनाशनः श्रेष्ठः जठराग्निविवर्द्धनः ॥

शोढल— १३ शोफे—मूलकं च तिलेनाशु सर्वशोफहरं परम् ॥

## વૈદ્યકમાં મૂળાનો ઉપયોગ

ચરક— ૧ સુકા હરસમાં—સુકા મૂળાની પોટીસ કરીને હરસ ઉપર શેક કરવો. ચિ–અ–૯

૨ હરસમાં—સુકા મૂળાનો યૂષ પીવો. ચિ–અ–૯.

૩ ઝાડામાં—મૂળાનો યૂષ ખવડાવવો. ચિ-૧૦

૪ ગ્રન્થિ વિસર્પમાં—સુકા મૂળાની લુગદી વડે, સ્હેજસાજ ગરમ કરીને લેપ કરવો. ચિ-૧૧.

૫ કફજન્ય સોજામાં—મૂળાનો ગરમ રસ સેચન કરવો. ચિ-૧૭.

૬ હિક્કા અને શ્વાસમાં—સુકા મૂળાનો યૂષ પીવાથી હેડકી અને દમ મટે છે. ચિ-૨૧

૭ વાતજન્ય ખાંસીમાં—મૂળાનું શાક ખાવું સારૂં છે. ચિ-૨૨.

સુશ્રુત— ૮ કાનમાં ચસકા મારતા હોય તો—મૂળાના ગરમાગરમ સ્વરસનાં કાનમાં ટીપાં નાખવાં. ઊ-૨૧.

ચક્રદત્ત— ૯ કફવાતાત્મક જ્વરમાં-કુમળા મૂળાનો યૂષ કફવાતાત્મક તાવમાં સારો છે.

૧૦ સિધ્મકુષ્ઠમાં-મૂળાનાં બીજ અઘેડાના રસમાં વાટીને ચોપડવાં.

૧૧ શીળવામાં-સુકા મૂળાનો યૂષ હમેશાં પીવો અને ખાવામાં લેવો.

ભાવપ્રકાશ-૧૨ કૉલેરામાં-કુમળા મૂળાનો કવાથ, પીપરનું ચૂર્ણ નાખીને પીવો.

શોઢલ— ૧૩ સર્વ જાતના સોજામાં-તલ સાથે મૂળાનું સેવન કરવાથી દરેક જાતના સોજા મટે છે.

**વક્તવ્ય**—ચરકે અહિતતમ આહારમાં મૂળાનો ઉલ્લેખ કરતાં કહેલું છે કે ' मूलकम् कन्दानाम् ' અર્થાત્ કંદોમાં મૂળો અધમાધમ છે. દશેમાનિમાં મૂળાનો ઉલ્લેખ નથી. ઘણે ઠેકાણે મૂળો યોજાયલો જણાય છે.

**Actions and Uses**—The seeds and leaves are diuretic, laxative and lithontriptic. The root is used as an edible vegetable. All parts of the plant are used in urinary diseases and in cases of gravel.

R. N. Khory P. II-63.

**ભાવાર્થ**—બીજ અને પાંદડાં મૂત્રલ, રેચક અને અશ્મરીઘ્ન છે. મૂળ (કંદ) શાક તરિકે વપરાય છે. આ છોડનો દરેક ભાગ પેસાબના રોગોમાં અને પથરીમાં ઉપયોગી છે. ખોરી. ભા. ૨-પા-૬૩.

**નવ્યમત**—સ્ટયુઅર્ટ જણાવે છે કે મૂળાનાં બીજ પંજાબ તરફ આર્તવજનક તરિકે વપરાય છે.

૧ ડ્રામ જેટલી માત્રામાં બીજ પરમીયામાં ઉપયોગી છે. મૂળા અર્શ અને હોજરીની વેદનામાં તો જાણીતી દવા છે. (વૉટ)

તાજા પાનનો રસ મૃદુરેચક અને મૂત્રલ છે.

મોટી માત્રામાં અને તે પણ વારંવાર આપવાથી બીજ ઉલટી કરે છે પણ આથી બીજ ઉલટી કરનાર છે એમ ન જ કહેવાય. (મુઇદ્દીન શરીફ)

ઇન્ડીઅન મેડીસીનલ પ્લેંટ્સ. પા. ૯૮.

ઉલ્લેખ—ફ. નિ. પા. ૩૧૭; Indi. Medi. Plants p. 97.

---

## ૨૨ રાઈ

### N. O. Crucifereæ

**નામો**—राजिका, आसुरी, तीक्ष्णगंधा (સંસ્કૃત); રાઇ (ગુજરાતી); Mustard seed-મસ્ટાડ સીડ (અંગ્રેજી); Brassica nigra-બ્રેસીકા નાઇગ્રા (લેટીન).

**परिचयः**— राजिका पीतपुष्पा च तीक्ष्णास्यान्मूलकच्छदा ॥

॥ शिवदत्तः ॥

**गुणाः**— राजिका कफपित्तघ्नी तीक्ष्णोष्णा रक्तपित्तकृत् ।
किंचिद्रूक्षाग्निदा कंडूकुष्ठकोठक्रमीन् हरेत् ॥
अतितीक्ष्णा विशेषेण तद्वत् कृष्णापि राजिका ॥

॥ भा० प्र० ॥

आसुरी कटुतिक्तोष्णा वातप्लीहार्तिशूलनुत् ।
दाहपित्तप्रदा हन्ति कफगुल्मकृमिव्रणान् ॥

॥ रा० नि ॥

ગુણ—રાઈ કફ અને પિત્તને હણનારી, તીક્ષ્ણ, ઉષ્ણ અને રક્તપિત્તને કરનારી છે. જઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર, કંડૂ, કોઢ, ચકરડાં, કૃમિ વિગેરે હરે છે.

**ભાવપ્રકાશ.**

**वक्तव्य—ચરકમાં** आसुरी કે राजिका શબ્દો નથી. राजक्षवक શબ્દ ત્રણ ઠેકાણે યોજાયલો છે; પણ ચક્રપાણિદત્ત તેનો અર્થ 'दुग्धिका' (સૂ. ૪–૨૬, સૂ. ૨૭-૮૭) આવો કરે છે. સુશ્રુતમાં પણ રાજિકા કે આસુરીનો ઉલ્લેખ નથી. 'राजक्षवक'નો ફક્ત એક જ વખત ઉલ્લેખ છે; પણ તેના ગુણ 'संग्राहि शीतलं' દેખતાં તે રાઈ ન હોય એમ જણાય છે. ડલ્હણ પણ કહે છે—

राजक्षवकः कृष्णराजिका, अन्ये तु राजक्षवकः बृहत्पत्रः क्षवथुकाकार इत्याहुः ॥" સૂ. ૬-૨૭૬. એટલે ચરક સુશ્રુત બન્નેમાં રાઈનો ઉલ્લેખ નથી. રાજક્ષવક હશે ?

રાઈનાં પ્લાસ્ટર દુખાવાવાળા ભાગ ઉપર અકસીર છે એ સર્વ કોઈ જાણે ·. ઉલટી કરાવવા માટે પણ તે કામ આવે છે.

રાઈનો સ્વતંત્ર ઉપયોગ હાથ નથી આવ્યો.

ઉલ્લેખ—ફ. નિ. પા. ૩૨૭; Indig. Drugs p. 52; Indi. Medi. lants p. 92.

---

## ૨૩ સરસવ

### N. O. Cruciferеæ

**નામો**—सर्षपः, सिद्धार्थः, भूतघ्नः, कटुस्नेहः ( સંસ્કૃત ); સરસવ ( ગુજ-તી ); શિરસ ( મરાઠી ); સરસોં ( હિંદી ); શ્વેતસરિષા ( બંગાલી ); સર્ષફ ફારસી ); Rape–રેપ ( અંગ્રેજી ); Brassica Campestris–બ્રૅસીકા કૅમ્પે-ીસ ( લેટીન ).

ગુણાઃ—

गौरसर्षपकोऽत्युष्णो रक्षोघ्नः कफवातजित् ।
क्रिम्यामकण्डूकुष्ठघ्नः श्रुतिशीर्षानिलार्त्तिजित् ॥
तद्वत् रक्तस्तु सिद्धार्थः तिक्तः स्निग्धोष्णकः कटुः ॥

॥ ध. नि ॥

सिद्धार्थः कटुतिक्तोष्णः वातरक्तग्रहापहः ।
त्वग्दोषशमनो रुच्यः विषभूतव्रणापहः ॥

॥ रा. नि ॥

सर्षपस्तु रसे पाके कटुः हृद्यः सतिक्तकः ।
तीक्ष्णोष्णः कफवातघ्नो रक्तपित्ताग्निवर्द्धनः ॥
रूक्षो हरेत् व्रणं कण्डूं कुष्ठकोष्ठकृमिग्रहान् ।
यथा रक्तस्तथा गौरः किन्तु गौरो वरो मतः ॥
तीक्ष्णोष्णं सार्षपं नालं वातश्लेष्मव्रणापहम् ।
कण्डूवमिहरं दद्रुकुष्ठघ्नं रुचिकारकम् ॥

॥ भा. प्र. ॥

त्रिदोषं बद्धविण्मूत्रं सार्षपं शाकमुच्यते ॥

॥ चरकः ॥

चरक— १ कुष्ठे—सर्षपकरञ्जकोशातकीनां तैलानि ।....कुष्ठेषु हितान्याहुः । चि—७.

सुश्रुत— २ उरुस्तम्भे—दिह्याच्च मूत्राढ्यैः करञ्जफलसर्षपैः ॥ चि—अ—५.

३ श्लीपदे—पिबेत् सर्षपतैलं वा श्लीपदानां निवृत्तये ॥ चि—अ—१९.

हारीत— ४ अपस्मारोन्मादादिषु—नक्तमालकबीजानि तथा च गौरसर्षपाः । बस्तमूत्रेण पिष्टैस्तु गुडी छायाविशोषिता ॥ अञ्जनं हन्त्यपस्मारं उन्मादञ्चैव दारुणम् ॥ चि—अ—१९.

५ दन्तरोगे—....घर्षो लवणसर्षपैः ॥ चि—४९

वंगसेन— ६ वातरक्ते—गौरसर्षपकल्केन प्रदेहो वातरक्तहा ॥

शोढल— ७ श्लीपदे—वार्ताकपत्रसंमिश्रैः सर्षपैः परिपेषितैः लेपनं संप्रशंसन्ति श्लीपदघ्नं भिषग्वराः ॥

८ विचर्चिकायाम् —खण्डे महावृक्षभवे निलीनः स्विन्नः कुकूले पुटपाकयुक्त्या । विचर्चिकां सर्षपकल्कपिण्डो निर्हन्ति लज्जामिव रागवेगः ॥

વર્ણન—સરસવ ખેતરોમાં થાય છે. રાઇના જેવા છોડ થાય છે. આમાંથી તેલ કાઢવામાં આવે છે જે **સરસીયા તેલના** નામથી ઓળખાય છે. સરસવનાં પાંદડાંનું તથા દાંડીનું શાક કરવામાં આવે છે.

### ચરકમાં સરસવનો ઉપયોગ

ચરક— ૧ **કુષ્ઠમાં**—કુષ્ઠમાં સરસીયું તેલ ઉપયોગી છે. ચિ. ૭.

સુશ્રુત— ૨ **ઉરૂસ્તંભમાં**—કરંજનાં ફ્લ અને સરસવ—બન્નેને ગૌમૂત્રમાં વાટીને ચોપડવાં. ચિ. ૫.

૩ **હાથીપગામાં**—સરસીયું તેલ હમેશાં પીવું. ચિ. ૧૯.

હારીત— ૪ **ફેફરામાં અને ગાંડપણમાં**—સફેદ સરસવ અને કરંજનાં બીજ—બન્નેને ( સમાન ભાગે ) બકરીના મૂત્રમાં વાટીને ગોળીઓ બનાવી છાયામાં સૂકવી લેવી. આ ગોળી ઘસીને આંજવાથી અપસ્માર અને ઉન્માદ મટે છે. ચિ. ૧૯.

૫ દાંતના રોગોમાં–સરસવ અને સિંધાલુણ ઘસવાં. ચિ. ૪૫.

બંગસેન— ૬ વાતરક્તા ( Gout )માં–સફેદ સરસવનું ચૂર્ણ ચોપડવું.

શોઢલ— ૭ હાથીપગામાં–રીંગણીનાં પાન અને સરસવ–બન્નેને સાથે વાટવાં; આ ચોપડવાથી હાથીપગું મટે છે.

૮ વિચર્ચિકામાં–થોરના ડીંડલામાં સરસવને પિંડો મૂકીને પુટપાકવિધિથી પકાવી લઇ, તે પિંડો વાટીને ચોપડવો.

**वक्तव्य**—ચરકે કંડૂઘ્ન, આસ્થાપનોપગ, અને શિરોવિરેચનોપગ દશેમાનિમાં સર્ષપનો ઉલ્લેખ કરેલો છે. સુશ્રતે પિપ્પલ્યાદિ વર્ગમાં સરસવ ગણાવ્યા છે. સુશ્રુતે ઉર્ધ્વભાગહર સંશોધનમાં સર્ષવ ગણાવ્યા છે. સફેદ સરસવ ખાસ કરીને ઉલટી માટે સારા છે એમ ટીકાકાર ડલ્હણ કહે છે. શિરોવિરેચનમાં પણ સુશ્રુતે સર્ષપ ગણાવ્યા છે.

ઉલ્લેખ--રૂ. નિ. પા. ૩૨૦; Indi. Medi. Plants p. 93.

# करीरादि वर्ग

## N. O. Capparideæ

### ૨૪ કંથાર

**નામો**—कंथारी, गृध्रनखी, दुःप्रधर्षा ( સંસ્કૃત ); કંથાર ( ગુજરાતી ); કાળો કંથારો ( પોરબંદર ); કંથાર, કંથાર વેલ ( મરાઠી ); કંથારી ( હિંદી ); Capparis sepiaria–કૅપેરીસ્ સૅપીએરીયા ( લેટીન ).

**परिचय**—

कंथारी कंथरी कंथा दुर्धर्षा तीक्ष्णकंटका ।
तीक्ष्णगंधा क्रूरगंधा दुःप्रवेशाष्टधाभिधा ॥

॥ रा॰ नि ॥

अहिंस्रायां च कंथारी जालिः गृध्रनखी परा ॥

॥ ग॰ नि ॥

**गुणाः**—

कंथारी दीपनी रुच्या कटूष्णा तिक्तका मता ।
रक्तदोषं कफं वातं ग्रन्थिरोगं च नाशयेत् ॥
स्नायुरोगं च शोफं च नाशयेदिति कीर्तिता ।

॥ निघण्टुरत्नाकरः ॥

कंथारी कटुतिक्तोष्णा कफवातनिकृंतनी ।
शोफघ्नी दीपनी रुच्या रक्तग्रन्थिरुजापहा ॥

॥ रा॰ नि ॥

१ गोधेरकविषे—उष्णोदकेन मसृणं दृषदि प्रपिष्य कन्थारिपादपजटां कृतनावनानाम् । गोधरेकस्य गरलं नयति प्रशान्तिमर्कांशुतापभरमम्बुदमालिकेव ॥

ग. नि. पा. ६६३

**વર્ણન**—કંથારાનાં ઝાડવાં ૨૦ થી ૩૦ ફીટ સુધી ઉંચાં વધેલાં જોવામાં આવ્યાં છે. એની શાખાઓ ધુંચવાઈને ધુંગા જેવો આકાર બને છે. વાડમાં એ ઝાડ ઉગાડવામાં આવે છે, કારણુ કે એથી ખેતરનું રક્ષણુ થઇ શકે છે. એના ધુંગામાંથી ભાગ્યે જ પસાર થઈ શકાય છે. પંચમહાલ તરફ આ ઘણું થાય છે. મૂળ ખુબ ઉંડું હોય છે. પાન આંતરે આવેલાં હોય છે, લંબગોળ હોય છે; ડીંટડી ટુંકી હોય છે. પાનની બન્ને સપાટી ઉપર ભુરા વાળની રૂછાળ હોય છે. પાનને ચોળવાથી મૂળા જેવી ગંધ આવે છે. ફુલ સફેદ, ગુચ્છીઓના

આકારમાં ચૈત્ર વૈશાખ મહિનામાં આવે છે. ફુલની સુગંધ શિરીષનાં ફુલને મળતી હોય છે. માખીઓ મધ મેળવવાને એની ઉપર ગણુગણુતી દેખાય છે. શાખાઓ ઉપર પહોળી પડઘીના છુટ્ટા છુટ્ટા કાંટાઓ આવેલા હોય છે. પાનની ડીંટડીના થડમાં, ઉપપાનની જગોએ બન્ને બાજુએ એકેક વાંકો તીક્ષ્ણ અણીવાળો કાળાશ લેતા રાતા રંગનો કાંટો આવેલો હોય છે. ફળની ઝુમખીઓ ખરેખર સુંદર હોય છે. કરમદાના જેવાં જ ફળ હોય છે.

## વૈદ્યકમાં કંથારનો ઉપયોગ—

૧ કંથારના મૂળને પત્થર ઉપર ગરમ પાણીમાં ઘસીને, તે ઘસારાનાં ટીપાં નાકમાં નાખવાથી ગોધેરક ( ઘો ? ) નું ઝેર ઉતરી જાય છે.

ગદનિગ્રહ. પા. ૬૬૩.

वक्तव्य—કંથારી અને કંથાર શબ્દો અદ્યાપિ ઘણીખરી પ્રાંતિક ભાષાઓમાં પ્રચલિત છે. ગૃધ્રનખી અને દુઃપ્રધર્ષા એ પણ આપણી કંથારને બરાબર લાગુ પડે છે. મુ. જયકૃષ્ણભાઈએ સંસ્કૃત નામો अहिंस्रा, काकादनी, गृध्रनखी આપેલાં છે. काकादनी એ સંદિગ્ધ વનસ્પતિ છે. એ કહે છે કે–" એનાં ફળ પાકે છે ત્યારે કાગડા અને બીજાં પક્ષીઓ ઘણાં ખાય છે તેથી એને काकादनी અને એમાં વાંકા તીક્ષ્ણ અણીવાળા કાંટા હોવાને લીધે એને गृध्रनखी કહે છે. " ડલ્હણ એની નોખી નોખી વ્યાખ્યા નીચે મુજબ આપે છેઃ—

काकादनी— (१) काकतिंदुकः । 'काला' इत्यन्ये ॥ उ. ३२.
(२) कृष्णश्रीफलिका ॥ क—७.
(३) काकतिन्दुकः ॥ उ—४४.
(४) वायसतिन्दुका ॥ चि—१४.
(५) हिंस्रा ॥ सू—३९.
(६) वायसतिंदुका, अल्पहिंस्रा इत्यन्ये ॥ चि—१८.

" વૈદ્યકશબ્દસિંધુ "કાર काकादनीનું લેટીન નામ 'Ardisia solanacca' આપે છે; અને શ્વેત ગુંજા, રક્ત ગુંજા, રક્ત કાકમાચી અને કાકતિંદુક વિગેરે અર્થોમાં काकादनी ગણાવે છે. કોઇપણ નિઘંટુકારોએ ગુંજાને काकादनी કહેલી મારા જોવામાં નથી આવી. काकणन्ती ને બદલે काकादनीનો ગોટાળો ઉભો થએલો મ્હને તો જણાય છે. કાકતિંદુક એટલે શું ? કાકતિંદુકનો પર્યાય ડલ્હણે આપ્યો નથી જણાતો. अहिंस्रा એ બોટીંગડીને લાગુ પડે છે. સુશ્રુતમાં એકજ શ્લોકમાં અરે ! એકજ ચરણમાં काकादनी અને गुंजाનો ઉલ્લેખ છે

ખરો. बृहत्तीद्वय સાથે પણ काकादनीનો નોખો ઉલ્લેખ છે ( ઊ. ૪૪–૧૯ ). શ્લેષ્મસંશમન વર્ગમાં કાકાદની સુશ્રુતે ગણાવેલી છે અને ડલ્હણે તેનો અર્થ હિંસા કરેલો છે. અર્થાત્ કાકાદનીનો નિર્ણય થઈ શકતો જ નથી.

શીતપૂતનાપ્રતિષેધમાં ' धारयेदपि लम्बां च गुंजां काकादनीं तथा (उ. ३४–७) ' –કહેલું છે. અર્બુદમાં " मूत्रैस्तु काकादनीमूलमिश्रैः क्षारप्रदिग्धैरथवा प्रदिह्यात् ॥ " આવો પ્રયોગ છે. દૂષ્યોદરીને ' मद्येन तु अश्वमारकगुंजाकाकादनीमूलकल्कं पाययेत् ' કહેલું છે. શ્લીપદ અને ગ્રંથિમાં પણ તે બીજાં સાથે યોજાયલું છે. પૂતના અને સ્કન્દ ગ્રહોમાં તેનો ઉલ્લેખ છે. આ બધા ઉપરથી काकादनीની ઉપયોગિતા સ્પષ્ટ જણાઇ આવે છે અર્બુદ, શ્લીપદ વિગેરેમાં તો આપણે કંથારાનું મૂળ પણ સફળતાથી વાપરી શકીએ ખરા. કંથારો બહુ જ ક્ષોભક છે. ઝેરની અસર છે કે નહિ તે કોઇ જણાવતું નથી.

આટલું છતાં યે જયકૃષ્ણભાઈએ काकादनीને કંથારો ગણ્યો છે તો આપણે પણ ગણીને સંતુષ્ટ થઇએ તો શું ખોટું ? વિદ્વાનો વધુ પ્રકાશ નાખે ત્યારે આપણને બદલતાં વાર નહિ લાગે.

**Uses**—Said by Sanskrit writers to be useful in fevers caused by deranged bile and wind. Also considered alterative and tonic and useful in skin diseases. ( U. C Dutt. )

The plant possesses febrifugal properties.

Indi. Medi. Plants p. 109.

**ભાવાર્થ**—સંસ્કૃત લેખકો આ છોડને પિત્તજ્વર અને વાતજ્વરમાં ઉપયોગી માને છે. આ રસાયન, બલ્ય, અને ચામડીના રોગોમાં ઉપયોગી છે.

યુ. સી. દત્ત.

આ છોડમાં તાવ હઠાવવાની શક્તિ છે.

( ઇન્ડીયન મૅડીસીનલ પ્લેંટ્સ. પા. ૧૦૯ )

**ઉલ્લેખ**— વ. શા. પા. ૪૩; રૂ. નિ. પા. ૫૨૮; N. p. 18; Watt II p. 132; Indi. Medi. Plants p. 109.

---

## ૨૫ કેરડો

### N. O. Capparideæ

**નામો**—करीर, गूढपत्र, मरुभूरुहः ( સંસ્કૃત ); કેરડો, કેર ( ગુજરાતી ); કેરા, નેબતી ( મરાઠી ); કરીલ, લેંટી, ટેંટી ( હિંદી ); Capparis aphylla–કૅપેરીસ ઍફાઇલા ( લેટીન ).

परिचय— " करीरो गूढपत्रो मरुदेशेऽतिप्रसिद्धः कण्टकिवृक्षः " इति डल्हणः ॥

गुणाः— करीरमाध्मानकरं कषायं, कटूष्णमेतत् कफहारि भूरि । श्वासानिलारोचकसर्वशूलविच्छर्दि( ? )खर्जूव्रणदोषहारि ॥

॥ रा॰ नि ॥

करीरः कटुकः तिक्तः स्वेद्युष्णो भेदनः स्मृतः ।
दुर्नामकफवातामगरशोथव्रणप्रणुत् ॥

॥ भावप्रकाशः ॥

करीरः कटुको भेदी तीक्ष्णोष्णः कफवातजित् ।
व्रणशोषविषार्शोघ्नं तत्पुष्पं कफपित्तजित् ॥
फलं ग्राहि कषायोष्णं मधुरं श्लेष्मपित्तहृत् ॥

॥ मदनपालः ॥

करीरं कटुकं ग्राहि फलमुष्णं रुचिप्रदम् ।
कफपित्तकरम् किंचित्कषायं वातहृद्गुरम् ॥

॥ क्षेमकुतूहलम् ॥

करीराक्षिकपीलूनि तृणशून्यफलानि च ।
स्वादुतिक्तकटूष्णानि कफवातहराणि ॥

॥ सुश्रुतः ॥

१ दृष्टेः हिताय—....करीरजानि । शाकानि.... । हितानि दृष्टेः घृतसाधितानि ॥

॥ सुश्रुत उ॰ १७—५१ ॥

**વર્ણન**—સુકા પ્રદેશમાં આ ઝાડ ખૂબ થાય છે. આ ઝાડને ઘણા ખરા ઓળખે છે. પાન હોતાં નથી. ન્હાનાં ન્હાનાં પાન થાય છે પણ તે બીજાં ઝાડવાંની માફક બહાર પડતાં હોતાં નથી. આજ કારણથી એને गूढपत्रः કહેલું છે. ફુલ સુંદર ગુલાબી રંગનાં મહા ફાગણમાં આવે છે. ફળ ચૈત્ર વૈશાખમાં થાય છે. ફળ પાકે છે ત્યારે લાલ રંગનાં થઇ જાય છે. આના ફળનું અથાણું કરવામાં આવે છે. કહેવાય છે કે ब्रजमें बडो मेवो एक टेंटी ॥

**વૈદ્યકમાં કેરનો ઉપયોગ—**

૧ **આંખને હિતકર શાક તરીકે**-ઘીમાં તૈયાર કરેલું કેરાંનું શાક આંખને માટે સારૂં છે. સુશ્રુત. ઊ. ૧૭—૫૧.

**वक्तव्य**—ઘણા જુના સમયથી કેરડો વપરાતો આવ્યો છે. ચરકની
માનિમાં કરીરનો ઉલ્લેખ નથી. ચરકે સૂત્રસ્થાનના ૨૭ મા અધ્યાયમાં ' गांगे
करीरं च....। मधुरं सकषायं च शीतं पित्तकफावहम् '—આમ કરીર શાકના
લખેલા છે. યોનિધાવનમાં બીજાં દ્રવ્યો સાથે કરીરનો ઉલ્લેખ છે. ચરક
સુશ્રુતે કરીરને तिक्तस्कंधમાં ગણાવેલું છે. कुष्माण्डादीनां दार्वीकरीरासवः (सू. ४६–४
–અર્થાત્ કુષ્માણ્ડ વિગેરેનાં અનુપાનમાં કરીરાસવનો સુશ્રુતમાં ઉલ્લેખ
ચરકના આસવયોનિ લીસ્ટમાં કરીરનો ઉલ્લેખ નથી. સુશ્રુતે મદાત્યયમાં પા
માટે ફુલનો ઉલ્લેખ કરેલો છે. અરોચકપ્રતિષેધમાં લેહમાં કરીરબીજ
ઉલ્લેખ મળે છે.

સ્વતંત્ર ઉપયોગ વૃદ્ધત્રયીમાં નથી. ગદનિગ્રહમાં નીચેનો ઉપયોગ દ
ખેંચે છે—

लवणं ह्यर्कपत्राणि करीरतरुजान्यपि ।
मद्यैरम्लैश्च युक्तानि युक्त्या क्षारं दहेत्पुटे ॥
सुखोदकेन मद्यैर्वा रसैरम्लैश्च पाययेत् ।
पीतः क्षारो ह्ययं हन्याद्वातार्शांस्यचिरेण तु ॥

॥ अर्शोरोगाधिकारे ॥

**નવ્યમત**—હિંદુ લેખકોએ આની છાલને તિક્ત અને મૃદુરેચક મા
છે, અને તે સોજા ઉપર કામની છે એમ ગણાવેલું છે. ( યુ. સી. દત્ત
ફળનું અથાણું મુંબાઇમાં–ખાસ કરીને ભાટીયા–ખાય છે.

પંજાબ તરફ આની કુમળી કુંપળો અને કોમળ પાનને વાટીને લુ
કરી બ્લીસ્ટર ( ફોલ્લો ) ઉઠાવવા માટે વાપરે છે. ( સ્ટયુઅર્ટ ). એ ગડગુંબ
સોજો તેમજ વિષઘ્ન તરિકે પણ વપરાય છે. સાંધાના દુખાવા ઉપર
ચોપડાય છે. ( બી. પૉવેલ ).

સરજન મેજર કેલથ્રોપના મત પ્રમાણે આનાં ફળ ખાવાથી હઠી
કબજીયાત થાય છે.

કુમળી કુંપળો અને પાંદડાં ચાવવાથી દાંતનો દુખાવો તુરત જ નરમ
છે. ( મુરે. પ્લેંટ્સ ઑફ સીંધ પા. ૧૫૪ )

ડૉ. ડીમક કહે છે કે આના ગુણ બરાબર કબરી* (C. spinosa
મળતા છે.

Indi. medi. Plants p. 108–1(

---

* કવરીના બહુજ સુંદર વેલા થાય છે. એનાં પાનને ટેરવે એક પાછળ વળેલો તી
કાંટો હોય છે. પાનનાં થડમાં બે કાંટા હોય છે. હિમાલય, સિંધ, પંજાબ, કચ્છ, દક્ષિ

**નોંધ**—કેરડાના થડમાં ખાડો બનાવી તેમાં તાંબાનાં પતરાં મૂકીને ભઠ્ઠી આપવાથી સફેદ તામ્ર ભસ્મ બને છે એમ ભાવનગરના એક વૈદ્ય–ભાઇએ કહેલું છે. તે ભાઈએ અજમાવેલું પણ છે. ઉપર નીચે પારેવાંની હગાર મૂકી, કપડ-મટ્ટી કરીને સખત તાપ આપવો.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૩૯; રૂ. નિ. પા. ૪૨૫; N. p. 17; Watt II p. 130; Indi. Medi. Plants p. 108.

---

## ૨૬ વાયવરણો

### N. O. Capparideæ.

**નામો**—वरुणः, तिक्तशाकः, कुमारकः,सेतुवृक्षः, अश्मरीघ्नः ( સંસ્કૃત ); વાયવરણો ( ગુજરાત–પોરબંદર ); કાગડાકેરી ( હાંસોટ ); હાડવર્ણો ( મરાઠી ); વરના, બરૂન, બિદાસી ( હિંદી ); વરૂણ ( બંગાળી ); Crativa religiosa–ક્રૅટીવા રીલીજ્યૅાસા ( લેટીન ).

**परिचय**— वरुणः पादपः तिक्तः त्रिपर्णो भ्रमरप्रियः ।
बिल्वपत्रो वृत्तफलो बहुपुष्पः कषायकः ॥

॥ शिवदत्तः ॥

**गुणाः**— वरुणः शीतवातघ्नः तिक्तो विद्रधिजन्तुजित् ।
तथा च कटुरुष्णश्च रक्तदोषहरः परः

॥ ध. नि ॥

वरुणः कटुरुष्णश्च रक्तदोषहरः परः ।
शीर्षवातहरः स्निग्धो दीप्यो विद्रधिवातजित् ॥

॥ रा. नि ॥

---

વગેરેમાં આ છોડ જોવામાં આવે છે. આ વેલામાં સફેદરંગનાં, જાંબુડારંગનાં, પુંકેસર તંતુઓવાળાં સુંદર ફુલો આવે છે. અંગ્રેજ લોકો આને Caper–plant કહે છે. પ્રૉ. **લીંડલી** લખે છે કે–The young flower–buds are the capers of the shops; they are esteemed anti–scorbutic, stimulant and aperient; the bark of the root passes for a diuretic.

**કવરીનો ઉલ્લેખ**—વ. શા. પા. ૪૧; કચ્છની જડીબુટ્ટી પા. ૧૪; Indi. Medi. Plants p. 105; Dymock. p. 52.

वरुणः पित्तलो भेदी श्लेष्मकृच्छ्राश्ममारुतान् ।
निहन्ति गुल्मवातास्रकृमींश्चोष्णोऽग्निदीपनः ॥
कषायो मधुरस्तिक्तः कटुको रूक्षको लघुः ॥

॥ भा. प्र. ॥

वरुणोऽनिलशूलघ्नो भेदी चोष्णाश्मरीहरः ।
पुष्पं वरुणजं ग्राहि पित्तघ्नमामवातजित् ॥

॥ राजवल्लभः ॥

कफापहं शाकमुक्तं वरुणप्रपुन्नाडयोः ॥

॥ सुश्रुतः ॥

चरक— १ अर्शःसु—....वरुणस्य च....पत्राणि । जलेनोत्क्वाथ्य शूलार्तं स्वभ्यक्तमवगाहयेत् ॥ चि—९—४५.

सुश्रुत— २ विषसंसृष्टे अंजने—अञ्जनं....निर्यासो वरुणस्य च ॥ क—१—७०.

३ पूतनाप्रतिषेधार्थम्—....वरुणः पारिभद्रकः ।....योज्याः स्युः बालानां परिषेचने ॥ उ—३२—३.

वृंद— ४ अश्मर्याम्—पिबेद्वरुणमूलत्वक्क्वाथं तत्कल्कसंयुतम् ॥ अ—३४—२९.

५ गण्डमालायाम्—माक्षिकाढ्यः सकृत् पीतः क्वाथो वरुणमूलजः । गण्डमालां हरत्याशु चिरकालानुबन्धिनीम् ॥ अ—४१—१८.

६ विद्रधौ—....मूलं वरुणकस्य च । जलेन क्वथितं पीतमपक्वं विद्रधिं जयेत् ॥ अ. ४३—१२.

चक्रदत्त— ७ व्यङ्गेषु—व्यङ्गजिद्वरुणत्वग्वा छागीक्षीरप्रपेषिता ॥ क्षुद्ररोग चि० ।

भावप्रकाश— ८ वातजवेदनायाम्—शिग्रुः सवरुणः कल्को धान्याम्लेनानिलार्तिजिल्लेपात् ॥

राजमार्तण्ड— ९ किकिसनाशार्थम्—

घृष्टानि गव्यशकृता प्रथमं ततश्च
पिष्टैर्जले वरुणकस्य दलैः प्रकामम् ।
उद्वर्तितानि सहसैव नितम्बिनीनां
नाशं प्रयान्ति सुमहान्त्यपि किकिसानि ॥

**વર્ણન**—વરણાનાં ઝાડ ૨૫ થી ૩૦ ફૂટ જેટલાં ઉંચાં થાય છે. તેમાં નાની નાની ઘણી શાખાઓ નીકળે છે, તે ચોતરફ ફેલાઇ રહેવાથી ઝાડનો દેખાવ મનોહર લાગે છે. એનાં પાન બિલ્વપત્રની માફક ત્રિપર્ણી ( 3 foliate ) હોય છે. એમાં ચૈત્ર માસમાં સફેદ ફુલો આવે છે; તે ભુરી અને જાંબુડી છાયા લેતાં હોય છે. ફૂલ કાગદી લીંબુ જેવા આકારનાં હોય છે. તે આષાઢ શ્રાવણમાં પાકે છે ત્યારે રાતાં થઇ જાય છે અને તે વખતે ઘણાં સુંદર દેખાય છે. તેની અંદર કેસરીઆ રંગનો ગર હોય છે. બીજનો આકાર ગુજરાતી ૭ સાતડા જેવો હોય છે. હાંસોટ તરફ આ ઝાડને કાગડા કેરી કહે છે.

## વૈદ્યકમાં વાયવરણાનો ઉપયોગ.

ચરક— ૧ **હરસમાં**—વરણાનાં પાનને પાણીમાં ઉકાળીને તે પાણીમાં હરસવાળાએ બેસવું. ચિ. ૯–૪૫.

સુશ્રુત— ૨ **આંખમાં કોઇએ ઝેર આંજ્યું હોય તો**—વરણાનો ગુંદર પાણીમાં ઘસીને આંખમાં આંજવો. ક. ૧–૭૦.

૩ **પૂતના નામનો ગ્રહ બચ્ચાને લાગુ પડયો હોય તો**—વરણાનો કવાથ કરી તેનાથી બચ્ચાને નવડાવવું. ઉ. ૩૨–૩

વૃંદ— ૪ **પથરીમાં**—વરણાના મૂળની છાલનો કવાથ વરણાના મૂલની છાલના ચૂર્ણ સાથે પીવો. અ. ૩૪–૨૫.

૫ **ગંડમાલામાં**—વરણાના મૂલની છાલનો કવાથ મધ સાથે પીવાથી ગંડમાલા મટે છે. અ. ૪૧–૧૮.

૬ **વિદ્રધિમાં**—વરણાનું મૂળ પાણીમાં ઉકાળીને પીવાથી અપકવ વિદ્રધિને મટાડે છે. અ. ૪૩–૧૨.

ચક્રદત્ત— ૭ **વ્યંગમાં**—બકરીના દુધ સાથે વરણાની છાલ ઘસીને ચોપડવાથી વ્યંગ મટે છે.

ભાવપ્રકાશ— ૮ **વાયુની વેદનામાં**—સરગવો અને વરણાના મૂલની છાલ ઘસીને (કાંજી સાથે) ચોપડી આપવાથી વેદના મટે છે.

રાજમાર્તંડ— ૯ સ્ત્રીઓને સાતમે મહિને પેડુના ભાગ ઉપર ખુજલી આવે છે તેને ‘ કિક્કસ ’ કહેવાય છે. તેમાં–વરણાનાં પાંદડાંનો રસ ત્યાં ચોપડી આપવો. આથી ખુજલી મટી જશે.

**વક્તવ્ય**—ચરકમાં વરૂણનો ઉલ્લેખ ચારેક જગાએ છે; હરસમાંનિમાં, અશ્મરીમાં, મૂત્રકૃચ્છ્રમાં તો નથી જ. સુશ્રુતે તિક્તવર્ગમાં વરૂણનો ઉલ્લેખ

કરેલો છે. વાતસંશમનવર્ગમાં ( સૂ. ૩૯–૭ ) અને વરૂણાદિગણમાં પણ તેનો ઉલ્લેખ છે. અશ્મરીમાં બીજાં સાથે ઉલ્લેખ છે ( ચિ ૭–૬ ). કુષ્ઠના ત્રિફલાદિઘૃતમાં વરૂણ છે; પ્રમેહપિડકામાં છે. વરૂણને સ્વતંત્ર રીતે અશ્મરીમાં વાપરનાર પહેલવહેલા વૃંદ જ છે. ચક્રદત્ત, શોઢલ વિગેરેમાં વૃંદની જ કોપી છે. ધન્વન્તરિ અને રાજનિઘંટુકારે વરૂણનો ' અશ્મરીઘ્ન ' ગુણ જણાવ્યો નથી. સુશ્રુતે કૃચ્છ્રના અધ્યાયમાં બીજાં દ્રવ્યો સાથે વરૂણ યોજેલો છે. ઊ. ૫૯–૧૭.

ડૉ. મુઈદીન શરીફ જણાવે છે કે ' દરેક હૉસ્પીટલના કંપાઉન્ડમાં વરણાનું ઝાડ હોવું જોઈએ. એના મૂલની છાલ એટલી ગરમ છે કે વિલાયતથી આવતી મસ્ટાર્ડના કરતાં પ્લાસ્ટર વગેરેમાં વાપરવી તે સારી છે. '

વરૂણની છાલ યકૃત્ અને પ્લીહની વૃદ્ધિમાં બહુજ સારી છે; અનુભૂત છે.

**Actions and Uses**—Stomachic, tonic, laxative and lithontriptic, given to promote appetite and to increase the secretion of bile. As a diuretic the root bark is used in dropsy and urinary disorders; in calculus, combined with tribulous terrestris. Fresh leaves and roots mixed with cocoanut juice and ghee is given in rheumatism; also as food to reduce corpulence. A paste of the leaves is applied to soles of the feet to relieve swelling and burning sensation. The leaf is smoked in caries of the bones of the nose. R. N. Khory II p. 69.

**ભાવાર્થ**—વરૂણની છાલ પાચક, બલકારક, મૃદુરેચક અને અશ્મરીઘ્ન છે. ક્ષુધાવર્ધક અને પિત્તનિઃસારક પણ છે. મૂત્રલ હોવાથી મૂલની છાલ શોથમાં, પેસાબના રોગોમાં, પથરી વિગેરે દરદોમાં ગોખરૂ સાથે વપરાય છે. લીલાં પાન અને મૂલની છાલ નાળીયેરના પાણી અને ઘીમાં મેળવીને સંધિવામાં અપાય છે અને મેદવૃદ્ધિમાં પણ આ પ્રમાણે અપાય છે. પગનાં તળીયાંમાં ચીરા પડયા હોય, અગન બળતી હોય અને તળીયાં સૂજી ગયાં હોય તો પાનની લુગદી ત્યાં બાંધવાથી નરમ પડે છે. નાકના હાડકામાં ક્ષત પડયું હોય તો વરણાના પાનનો ધુમાડો નાકમાં લે છે. ખોરી. ભા. ૨. પા. ૬૯

**ઉલ્લેખ**—વ. શા. પા. ૩૫; રૂ. નિ. પા. ૪૩૮; વ. ગુણાદર્શ. પા. ૬૧૦; N. p. 17; Watt II p. 583; Indi. Medi. plants. p. 102.

## ૨૭ તલવણી

### N. O. Capparideæ

**નામો**—कर्णस्फोटा, तिलपर्णी, अजगंधा, उग्रगंधा ( સંસ્કૃત ); તલવણી, ધોળી-તલવણી, રાતીતલવણી, તનમની, આડીયાકરહણ ( ગુજરાતી ); તીલવન, કાનફોડી ( મરાઠી ); હુલહુલ ( હિંદી ); Gynandropis pentaphylla–જાઈનેન્ડ્રોપીસ પેન્ટાફીલા ( લેટીન ).

**ગુણાઃ**—

कर्णस्फोटा तु कटुका चोष्णा चाग्निप्रदीपनी ।
वातगुल्मोदरप्लीहकर्णव्रणविषापहा ॥
कफपित्तज्वरानाहककफशूलविनाशिनी ।
सा तु पीता बुधैर्ज्ञेया चांजने च प्रशस्तिका ॥

॥ नि० र० ॥

अजगंधा कटूष्णा स्याद् वातगुल्मोदरापहा ।
कर्णव्रणार्त्तिशूलघ्नी पीता चेदंजने हिता ॥

॥ रा० नि० ॥

अजगंधा तु वातघ्नी चोग्रगंधोदरापहा ॥

॥ ध० नि ॥

**વર્ણન**—આની ચાર જાત "વનસ્પતિશાસ્ત્ર"માં વર્ણવાયલી છે–બેઠી તલવણી, પીળી તલવણી, ઉભી તલવણી અને ધોળી તલવણી. આના છોડવા ચોમાસામાં ખૂબ ઉગે છે. તે ૧ થી ૩ ફીટ ઉંચા થાય છે. આખા છોડવા-માંથી એક જાતની તીવ્ર અણગમતી વાસ આવે છે. તેના છોડવા ઉપર રૂવાંટી હોય છે. પાન પાંચ ખુણીયાં હોય છે અને તે ઉપરથી લેટીન નામ 'પેન્ટા-ફીલા' ( પાંચ ખુણીયાં પાન ) પડેલું છે. ફુલ ધોળાં, ગુલાબી કે જાંબુડી છાયા લેતાં હોય છે. શીંગ લાંબી અને બહુધા લીસી હોય છે. કેટલાક એને કાનફોડી પણ કહે છે. આનાં બીજ કઢીમાં વઘાર દેવાને લોકો વાપરે છે. રાઈને બદલે આનાં બીજ વાપરવાં વધારે ગુણકારી છે. અત્યારે બજારમાં વેચાતી રાઈ મળે છે તેના કરતાં પણ બાહ્યોપચારમાં ચઢે એવાં છે એમ ડૉ. મુઈદીન શરીફ (મદ્રાસ)નું માનવું છે.

**ગુણ**—તલવણી વાયુને હરનારી છે, કટુ અને ઉષ્ણ છે; વાતગુલ્મ, ઉદર, આનાહ, શૂલ, કર્ણવ્રણ વિગેરેને મટાડનારી છે.

જઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર છે. ગુલ્મ, શૂલ, અરોળ વગેરેમાં પણ તે ઉપયોગી છે.

**वक्तव्य**—તલવણીનો સ્વતંત્ર ઉપયોગ એક પણ દેખવામાં આવ્યો નથી. તલવણીને अजगंधा નામ આપવાનું માન સ્વ. કતોભટ્ટને ઘટે છે. अजगंधानुं અમુક નામ આપવું મુશ્કેલ છે. ટીકાકારો તેની સમજુતી નીચે મુજબ આપે છેઃ—

अजगंधा— (१) बोथयिका लतौषधीत्येके । अन्ये यमानिकामाहुः ॥

सुश्रुत. सू. अ—३७

(२) बोविका । सुश्रुत. चि. १८

(३) जवानिका, गयी तु अजगंधा क्षेत्रयवानीत्याहुः ॥

सुश्रुत. चि. अ—९

શ્રીકંઠ નીચે મુજબ અર્થો આપે છેઃ—

(१) फोंफनिका बोंबईका इति देशान्तरे प्रसिद्धा । वृन्द. अ—३०—१

(२) फोंफनि बोथयिका इति देशान्तरे प्रसिद्धा । लतौषधीत्येके, अन्ये यवानिकामाहुः ॥ अ. ४४—७

વળી શારંગધરના ટીકાકારો એનો અર્થ 'वनतुलसी', 'बर्बरिका' એવો આપે છે ( म. अ. ७—१२० ). અત્યારની હિંદુસ્તાનની પ્રાંતિક ભાષાઓમાં ફોંફનિ, બોંબઇકા, બોથયિકા એવાં પ્રચલિત નામો હોય એમ જણાતું નથી. આવચી-બાવચી ( બર્બરિકા )ની ગંધ ઉપરથી શારંગધરના ટીકાકારોએ તેને અજગંધા તરિકે ઓળખેલી લાગે છે. વળી અજગંધાના પર્યાય बर्बरा, उग्रगंधा જેટલે અંશે આવચીબાવચીને લાગુ પડે છે તેટલે અંશે બીજાને લાગુ પડે એવા નથી; આટલું છતાં પણ આવચીબાવચીને તિલપર્ણી અને અજગંધા-વિશેષણો લગાડવાં ઠીક લાગતાં નથી. તિલપર્ણિકાને ડલ્હણે चोरकः કહેલું છે ( सू. ४—४६ ). પણ तिलपर्णिकम् ને 'हुलहुल' इति लोके ( उ. अ. ४६ અને सू. अ. ३९ ) એમ ડલ્હણે લખેલું છે. 'હુલહુલ' શબ્દ હિંદીમાં તલવણીને લગાડવામાં આવે છે. એટલે હિંદી નામ 'હુલહુલ' એ ઘણા વખતથી તલવણી માટે વપરાતું આવ્યું છે એ નક્કી થાય છે. આ ઉપરાંત તલવણીની ઉગ્ર ગંધ, તેના અતિ ઉષ્ણ ગુણ અને 'કરપત્રિકા' એ વિશેષણ પણ તલવણીને જ લાગુ પડે છે. આથી જ સ્વ. કતાભટ્ટે તલવણીને अजगंधा કહી હશે. અને મને પણ ટીકા તેમજ બીજું જોતાં તે ઠીક લાગે છે. ચરકમાં મૂલિનીના હેડીંગમાં અજગંધા છે; શિરોવિરેચનમાં છે ( सू. २—२ ); શૂલપ્રશમન દશેમાનિમાં

અજગંધાનો ઉલ્લેખ છે. હરિત વર્ગમાં અજગન્ધાનો ઉલ્લેખ છે. (સૂ. ૨૭-૧૬૭). જ્વર આવવાનો હોય તે વેળાએ नीलिनीमजगंधां च त्रिवृतां कटुरोहिणीम्, पिबेज्ज्वरागमे युक्त्वा...॥ ( चि. ३-२९४ ) કહેલું છે. ગુલ્મમાં હિંગ્વાદિચૂર્ણમાં, શઠ્યાદિચૂર્ણ અને હિંગુસૌવર્ચલાદ્યઘૃતમાં અજગંધા બીજાં દ્રવ્યો સાથે યોજાયલી છે. ઉદરરોગના નારાયણચૂર્ણમાં છે. વિષમાં વચાદિઅગદમાં, ઉરૂસ્તંભમાં કુષ્ઠાદિ તેલમાં અને ક્ષતજકાસમાં ધૂપમાં બીજાં દ્રવ્યો સાથે અજગંધા યોજાયલી છે. વિરેચન દ્રવ્યોમાં પણ છે (षि. ૮-૧૫૮).

સુશ્રુતે શ્લેષ્મશોફમાં અજગંધાદિ લેપ યોજેલો છે. સંશોધનવર્તિનાં દ્રવ્યોમાં અજગંધા છે. ( સૂ. ૩૭-૧૩ ). વિરેચન વિકલ્પ અધ્યાયમાં સિતાદિચૂર્ણમાં અજગંધા છે. કફજ ગલગંડમાં લેપમાં અજગંધા યોજાયલી છે.

એક દુબળાને મ્હેં આ છોડનું નામ પૂછયું ત્યારે તેણે કહેલું કે આ છોડને અમો કાનફોડી કહીએ છીએ. તમો ૫-૬ ગોદડાં ઓઢીને ટાઢે ધ્રુજતા સીસકારા મારી રહ્યા હો અને આનાં પાનનો રસ કાનમાં નીચોવી ઘો તો જોતજોતામાં તે માણસ ગોદડાં ફેંકીને ચાલવા માંડશે. પણ કાનમાં વેદના બહુ થાય છે. સહન થાય તો પ્રયોગ અજમાવવા જેવો છે. 'વનસ્પતિશાસ્ત્ર'માં લખેલું છે કે "આનાં બીજ ટાઢીઆ તાવ ઉપર અકસીર ઈલાજ છે."

**Medicinal Uses**—The powdered seeds, in doses of about 30 grains are anthelmintic, and the juice of the leaves is used occasionally for earache and otorrhœa and other affections of the ear.

( Indigenous Drugs of India ).

**ભાવાર્થ**—તલવણીનાં બીજનું ચૂર્ણ-૫ વાલની માત્રામાં-કૃમિઘ્ન છે. તલવણીના પાનનો રસ કાનના ચસકામાં, કાનમાંથી પરૂ વહેતું હોય તેમાં અને બીજી જાતનાં કાનનાં દરદોમાં હિતાવહ છે. ( સ્વ. કનૈયાલાલ દે. )

**નવ્યમત**—સર ડબલ્યુ જોન્સ જણાવે છે કે તલવણીની આ Sensible qualities સ્નાયુશૈથિલ્યહર ગુણો ધરાવી શકે ખરી એમ જણાય છે. એની ગંધ હિંગ જેવી, જો કે તેથી ઘણી મૃદુ-હોય છે. ડૉ. ડ્રહાર્ટ જણાવે છે કે આનાં પાનની લુગદી શરીરે બાંધવાથી દાહક અને ફોલ્લા ઉઠાડનારી છે. બ્લીસ્ટરમાં જે અડચણો ભોગવવી પડે છે તે આમાં નથી ભોગવવી પડતી. તેના પાનનો રસ otalgia-કર્ણપાકમાં બહુ જ જાણીતો કિંમતી ઈલાજ

છે એમ મનાય છે. ડૉ. જે. શૉર્ટ જણાવે છે કે આનાં બીજ રાઇની જગોએ વપરાય છે અને તેમાંથી તેલ પણ સારૂં હાથ આવે છે.

( ફાર્માકોપીયા ઇન્ડીકા )

ગુંબડામાં પરૂ ન થાય એટલા માટે તેના પાનની લુગદી બાંધવામાં આવે છે. મૂળનો ક્વાથ મૃદુ જ્વરઘ્ન મનાય છે. પાનનો રસ કર્ણપાકમાં સારો મનાય છે. *

ઉલ્લેખ—વ. શા. પા. ૩૨; રૂ. નિ. પા. ૨૦૪; N. p. 16; Watt IV p. 190; Indi. Medi. Plants p. 100.

---

* એક વખતે હું ભરૂચ જવા માટે ડક્કાઓવારા આગળ નાવડીની રાહ જોઇને ઉભો હતો. ડક્કા ઉપર માછીની એક ઝુંપડી હતી. એની પાસે તલવણીનો એક છોડ ઉગેલો તે મ્હેં ઉપાડયો અને એનું નામ તેને પુછ્યું. માછીએ કહ્યું—"આનું નામ કાનફોડી –તનમની અમો કહીએ છીએ." મ્હેં પુછ્યું, "શા કામમાં આવે છે?" માછીએ પ્રત્યુત્તરમાં નીચે પ્રમાણે કહ્યું—"ટાઢીઓ તાવ આવ્યો હોય અને માણસે ભલેને ૧૦–૧૨ ગોદડાં ઓઢયાં હોય; આના પાનના રસનાં ૪–૫ ટીપાં કાનમાં નાખવાથી તુરત જ તે ઉભો થઇ જશે. કાનમાં એવી તો લ્હાય ઉઠે છે કે ન પુછો વાત." આ વાત સાંભળતાં મ્હને otalgia માં રસ નંખાય છે એ યાદ હતું એટલે મનમાં સંશય થયો કે કાનમાં આ રસ કેમ નંખાય? અજમાવી જોવા જેવું છે ખરૂં.

બાપાલાલ ગ. શાહ.

# स्थलपद्मादि वर्ग

## N. O. Violaceæ.

### ૨૮ સ્થલપદ્મ.

**નામો**—स्थलपद्मिनी, पद्मा, चारटी ( સંસ્કૃત ); સ્થલકમલિની, ( હિંદી. મરાઠી ); રિકાન્તી ( તેલુગુ ); નુબોરા ( બંગાલી ); Ionidium suffruticosum–યોનીડીયમ્ સફુટીકોઝમ્ ( લેટીન ).

**રેચય**— सुगंधमूला, अंबुरुहा, लक्ष्मीश्रेष्ठा, स्थलपद्मा ॥

॥ रा. नि ॥

**गाः**— पद्माऽनुष्णा कटुस्तिक्ता कषाया कफवातजित् ।
मूत्रकृच्छ्राश्मशूलघ्नी कासश्वासविषापहा ॥

॥ भा. प्र ॥

पद्मा हिमा लघुः श्लेष्मकृच्छ्रजित् स्तनदार्ढ्यकृत् ॥

॥ म. नि ॥

स्थलादिपद्मिनी गौल्या तिक्ता शीता च वांतिनुत् ।
रक्तपित्तहरा मेहभूतातिसारनाशिनी ॥

॥ रा. नि ॥

**वक्तव्य**—ચરક, સુશ્રુત અને વાગ્ભટમાં 'સ્થલપદ્મ'નો ઉલ્લેખ નથી. કના ' સિદ્ધયોગ 'માં નીચેનો સ્વતંત્ર પ્રયોગ ધ્યાન ખેંચે છેઃ—

स्थलपद्ममयं कल्कं पयसाऽऽलोड्य पाययेत् ।
प्लीहामयहरं चैव सर्वाङ्गैकाङ्गशोथजित् ॥

( शोथाधिकारे )

શ્રીકંઠે ' स्थलपद्मं माणकम् ' આવો પરિચય આપ્યો છે. સુશ્રુતે પણ ાણકં स्वादु शीतं च गुरु चापि प्रकीर्तितम् ॥ " सू. ૪૬–૨૦૭, અને ડલ્હણે ાણકં महापत्रं यथापूर्वमधःपत्रपरित्यागि "–એવો પરિચય આપ્યો છે. કમલની ામાં મોટાં પુષ્પપત્રો નીચે આવેલાં હોય છે અને તે પ્રથમ જ ખરે છે એ . તો સ્પષ્ટ જ છે. નૉર્ન સાહેબ લખે છે કે ૬ થી ૧૨ ઇંચની ઉંચાઇ હો આ છોડ છે. છોડનો દેખાવ વિવિધ તરેહનો હોય છે. પાન સાંકડાં,

અને પુલ રાતાં કે આછાં ગુલાબી રંગનાં હોય છે. બેલગામ અને કોંકણમાં થાય છે. મરાઠી નામ ' રતાંબર ' આપેલું છે.

સ્વ. કનૈયાલાલ દે એ સંસ્કૃત નામ ચારટી આપેલું છે અને માત્રા ( પાન તથા દાંડાના કવાથની ) ૨૦ થી ૬૦ ગ્રેન આપી છે.

**નવ્યમત**—પાન અને કોમળ ડાંડીઓ કવાથ અને શરબતના રૂપમાં દેશીઓ વાપરે છે અને તે સ્નિગ્ધ છે. માથા ઉપર લગાવવાના મલમ, સ્હેજ મીઠું તેલ નાખીને, બનાવવામાં આવે છે ( એઇન્સ્લી ). સંતાલ લોકો બચ્ચાંઓના પેટના રોગમાં મૂળનો ઉપયોગ કરે છે. ( એ. કેમ્પબેલ ). ડૅા. મુઇદ્દીન શરીફ આ ઔષધને સ્નિગ્ધ અને લહેજતદાર ગણે છે–પરમીયામાં અને મૂત્રકૃચ્છ્રમાં વપરાય છે.

આ છોડની જાતો શ્લીપદના રોગ ઉપર અસરકારક હોવા વિષે યુનાઇટેડ સ્ટેટ્સ ડીસ્પેન્સેટરીમાં જણાવેલું છે.

ઇન્ડીયન મેડીસીનલ પ્લેંટ્સ. ૧૧૬.

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૩૪૧; N. p. 19; Indig Drugs p. 164: Indi Medi plants p. 115.

---

## ૨૯ બનફસા.

### N. O. Violaceæ.

**નામો**—બનફસા ( ગુજરાતી. હિંદી. મરાઠી. મુંબઇ ); બનોસા ( બંગાલી ); Viola odorata–વાયોલા ઑડોરેટા ( લેટીન ).

**વર્ણન**—આ છોડ કાશ્મીર અને હિમાલયનો વતની છે. આ આખો છોડ મૂળીયાં, ફુલ અને ફલસહિત ભેગો કરી લઇને હિંદુસ્તાનના બીજા ભાગોમાં મોકલી આપવામાં આવે છે. મોટે ભાગે સુકાં પુલ જ દવામાં વપરાય છે. હકીમો આને મોટે ભાગે વાપરે છે. આની બે જાતો થાય છે. Viola serpens બજારમાં મળતા બનફસામાં મોટે ભાગે આવે છે. બન્ને જાતોના ગુણ લગભગ સરખા જ છે.

**ઉપયોગ**—હકીમો બનફસાને ઠંડું માને છે. ખાસ કરીને તેનો ઉપયોગ મૂત્રલ, કફઘ્ન અને પિત્તના રોગોમાં રેચક તરિકે કરે છે. **ઓશાઉઘ્નેસીએ** આને આઇપેકેકયુઆનાની જગોએ વાપરી જોયું, પણ બહુ ફતેહ મળી નથી.

**મુઈદ્દીન** શરીફ આને જ્વરઘ્ન અને સ્વેદલ માને છે. કોઇપણ જાતના તાવમાં, તાવનું જોર ઓછું કરવા માટે આને વાપરવાની ( અલબત્ત આવાંજ બીજાં ઔષધ સાથે.) ભલામણ કરે છે.

એક હઠીલા કેસ ઉપર બનફ્સાનાં પાન વાપરી જોવામાં આવેલાં છે, ત્યારથી તેની ઉપયોગીતા તરફ વિદ્વાનોનું ધ્યાન ખેંચાયું છે. ૨૪ કલાક સુધી એક મુઠ્ઠી બનફ્સાનાં પાન ૧ પીંટ ગરમ પાણીમાં બોળી રાખવામાં આવેલાં. એ પછી એ પાણીને બે ભાગમાં વહેંચી નાખવામાં આવેલું. એક ભાગ ૨૪ કલાકમાં થઈને પીવાના કામમાં અને બીજો ભાગ સેક માટે ઉપયોગમાં લેવામાં આવ્યો હતો. આ પ્રયોગથી આ ઝેરી રોગ નાબુદ થઈ ગયો હતો.

બનફ્સાનાં પાનની રાસાયનિક પરીક્ષા લેન્સેટ લેબોરેટરીમાં ( જુઓ લેન્સેટ. ૧૯૦૫. પાન ૧૦૮૫. ) કરવામાં આવી હતી અને તેમાંથી ૨ ક્રીસ્ટેલાઈન તત્ત્વો હાથ આવ્યાં હતાં:—(૧) ગ્લુકોસાઇડલ અને (૨) આલ્કેલૉઇડલ. જે આલ્કેલૉઇડ હાથ આવ્યું હતું તે રાસાયનિક દૃષ્ટિએ બરાબર ઈમેટીન જેવું ( આઈપેકેક્યુઆનામાંથી જે આલ્કેલૉઈડ નીકળે છે તે ઈમેટીન કહેવાય છે. ) જ હતું. પણ જેમ **ઈમેટીન** હાથ આવ્યું તેવું તત્ત્વ આ પાનમાંથી ન હાથ આવ્યું ( All attempts to isolate and identify a glucoside from violet leaves have failed ). આ અખતરા ભલે નિષ્ફળ તો ગયા છે, પણ એક વાત તો ચોક્કસ જ પૂરવાર થઈ છે કે અર્બુદ ( Malignant growth ) ઉપર જંગલી બનફ્સા ( બાગમાં ઉછેરવામાં આવે છે તે નહિ ) ઉપયોગી છે. આજ હેતુથી જર્મન અને સ્વીસ ફાર્માકોપીયામાં જંગલી બનફ્સા અને ઑસ્ટ્રીયન ફાર્માકોપીયામાં બાગાયત બનફ્સા વાપરવા ભલામણ કરવામાં આવેલી છે.

ફુલમાંથી શરબત બનાવવામાં આવે છે, જે બચ્ચાંના ઘણાખરા રોગોમાં વાપરી શકાય છે.

મૂળ ઉત્તમ વામક છે અને ઘણીયે વખત ઍપીકાની અંદર તેને ભેળસેળ કરવામાં આવે છે. મૂળચૂર્ણ–૪૦ થી ૫૦ ગ્રેનની માત્રામાં–ઉત્તમ વામક ઔષધ છે.

આ છોડનાં પ્રત્યેક અંગમાંથી **વાયોલીન** નામનું તત્ત્વ હાથ આવે છે, જે આઈપેકેક્યુઆનામાંથી નીકળતા ઈમેટીનના જેવું જ ગુણવાળું છે અને તેના જેટલુંજ ઉલટી માટે પ્રશસ્ત છે.

વીંછીના ડંખની વેદનાની સામું થવા માટે પહેલાં બીજ વપરાતાં હતાં. પહેલાં ફુલનો ઉપયોગ આંખના અને તાવના રોગોમાં કરવામાં આવતો હતો.

કફ અને સ્વરભંગમાં બનફ્સાના ફુલનો શરબત ઉત્તમ છે. ફ્રેંચ લોકો તેમની ઘરગથ્થુ દવાઓમાં અને શરબતોમાં બનફ્સાનો છુટ્ટથી ઉપયોગ કરે છે, અને ફુલ સાથે સાકર મેળવીને બનાવેલી સ્વાદિષ્ટ મીઠાઇ અમોએ પણ ખાધેલી છે. એમાં સ્વાદ અને સુગંધ બન્ને હતાં. (Sowerby's English Botany).

'सिद्धभेषजमणिमाला'માં બનફસાના ઉપયોગો નીચે પ્રમાણે આપેલા છે. વિલાયતી તેમ જ હકીમી ઔષધોના ઉપયોગો આવી રીતે સંસ્કૃત શ્લોકોમાં ઉતારવાની મ્હારી પણ ઇચ્છા હતી, પણ એને માટે સારી કવિત્વશક્તિ અને ભાષા ઉપર સુંદર કાબુ જોઈએ. આ બન્નેનો મારામાં અભાવ છે તે હું સ્પષ્ટ જોઈ શકું છું એટલે આવો પ્રયાસ આદર્યો જ નથી. વાંચકો આપણા જ ગુજરાતના વતની સ્વ. વૈદ્યરાજ કૃષ્ણરામશર્માકૃત "સિદ્ધભેષજમણિમાલા"ના નીચેના સુંદર પ્રયોગો જોઇને ખુશી થશે.

ज्वरार्दिता या कटुकान्कषायान्नचेत् पिबेत्किं वद वैद्य देयम् ।
निषोध हंसीमधुरप्रचारे " बहां बनप्सासरबात्पिलावे " ॥ १
बनप्सिकामष्टगुणे निशायां नीरे निधायाथ विपाच्य चुल्ल्याम् ।
अष्टावशेषं शृतमाकलय्य संगालयेद्गाढपटेन युक्त्या ॥ २
चतुर्गुणां तत्र पचेत्सितारव्याम् तन्तुद्गमो राजति यावदस्याम् ।
बनप्सिकाशार्करमेतदाहुः पित्तज्वरे देयमतीव सौम्यम् ॥ ३

( ज्वरप्रकरणे )

स्निग्धा हिमा बनप्सा तत्क्वाथो ज्वरमपस्मृतिं जयति ।
अथवा यष्टिसहायः श्वयथुं लेपाद्विलोपयाति ॥ ४

**ભાવાર્થ**—તાવવાળી સ્ત્રી કડવા કાઢા ન પીવે તો તેણીને બનફસાનો શરબત પીવડાવવો. ૧

આઠઘણા પાણીમાં બનફસાના ચૂર્ણને રાત્રે ભીંજાવી રાખવું બીજે દિવસે સવારે ચુલા ઉપર ચઢાવવું. આઠમો ભાગ પાણી બાકી રહે એટલે ઉતારી લઇ, જાડા કપડાવડે યુક્તિપૂર્વક ગાળી લેવું. તેમાં ચાર ઘણી સાકર નાખી સ્હેજ ઘાટું બનાવી લેવું. આ બનફસા શરબત પિત્તજ્વરમાં ઉપયોગી છે. ૨–૩

બનફસા સ્નિગ્ધ અને શીત છે. એનો કવાથ જ્વર અને અપસ્માર મટાડે છે. જેઠીમધ સાથે બનફસા યોજવાથી અને તેનો લેપ કરવાથી સોજો મટે છે

ઉલ્લેખ—Indig. Drugs p. 327; Indi. Medi. Plants p. 112.

# तुवरकादि वर्ग

## N. O. Bixineæ

### ૩૦ ચેલમોગરો

**નામો**—तुवरक (સંસ્કૃત); ચેલમોગરો (બંગાલી–હિંદી–મરાઠી–ગુજરાતી); Gynocardia odorata-ગાયનોકાર્ડીયા ઓડોરેટા (લેટીન.).

**गुणाः—**
तुवरस्तुवरश्चोष्णो रसे पाके च तिक्तकः ।
कफव्रणक्रिमिमेहकुष्ठज्वरविनाशनः ॥
आनाहमर्शः शोफश्च नाशयेदिति ते जगुः ॥

॥ नि॰ र ॥

सुश्रुत १ कुष्ठे मधुमेहे च–

पंचकर्मगुणातीतं श्रद्धावन्तं जिजीविषुम् ।
योगेनानेन मतिमान् साधयेत् कुष्ठिनं नरम् ॥
वृक्षास्तुवरका ये स्युः पश्चिमार्णवभूमिषु ।
वीचितरंगविक्षेपमारुतोद्धूतपल्लवाः ॥
तेषां फलानि गृह्णीयात् सुपक्वान्यम्बुदागमे ।
मज्जस्तेभ्योऽपि संहृत्य शोषयित्वा विचूर्ण्य च ॥
तिलवत् पीडयेत् द्रोण्यां स्रावयेद्वा कुसुम्भवत् ।
तत्तैलं संहृतं भूयः पचेदातोयसंक्षयात् ॥
अवतार्य करीषे च पक्षमात्रं निधापयेत् ।
स्निग्धः स्विन्नो हृतमलः पक्षादूर्ध्वं प्रयत्नवान् ॥
चतुर्थभक्तान्तरितः शुक्लादौ दिवसे शुभे ।
मंत्रपूतस्य तैलस्य पिबेन्मात्रां यथाबलम् ॥
तेनास्योर्द्धमधश्चापि दोषा यान्त्यसकृत्ततः ।
अस्नेहलवणां सायं यवागूं शीतलां पिबेत् ॥
पञ्चाहं प्राशयेत्तैलं अनेन विधिना नरः ।
पक्षं परिहरेच्चापि मुद्गयूषौदनाशनः ॥
पंचभिर्दिवसैरेवं सर्वकुष्ठैः विमुच्यते ।
तदेव खदिरक्काथे त्रिगुणे साधु साधितम् ॥

निहन्ति पूर्व्ववत् पक्षं पिबन्मासमतन्द्रितः ।
तेनाभ्यक्तशरीरश्च कुर्वीताहारमीरितम् ॥
भिन्नस्वरं रक्तनेत्रं विशीर्णं क्रिमिभक्षितम् ।
अनेनाशु प्रयोगेण साधयेत् कुष्ठिनं नरम् ॥
सर्पिः मधुयुतं पीतं तदेव खादिराम्बुना ।
पक्षिमांसरसाहारं करोति द्विशतायुषम् ॥
तदेव नस्ये पञ्चाशद्दिवसानुपयोजितम् ।
वपुष्मन्तं श्रुतिधरं करोति त्रिशतायुषम् ॥
शोधयन्ति नरं पीता मज्जानस्तस्य मात्रया ।
महावीर्य्यस्तुवरकः कुष्ठमेहापहः परः ॥

सुश्रुत चि–अ–१३.

वाग्भट २ कुष्ठे–रसायनप्रयोगेण तुवरास्थीनि शीलयेत् ।

चि–अ–१९.

**વર્ણન**—હિમાલયના પ્રદેશોમાં આ ઝાડ થાય છે. સીકીમથી તે ચીતાગોંગ સુધીમાં આનાં ઝાડ થાય છે. બ્રહ્મદેશ તરફ પણ આ ઝાડ થાય છે. આનાં ઝાડ મોટાં, બારે માસ લીલાં રહે એવાં હોય છે. આનાં પાન ચીકટ, લંબગોળ અને અણીવાળાં હોય છે. ૬ થી ૧૦ ઇંચ લાંબાં હોય છે. પાનની નસો ૪ થી ૬ જોડી હોય છે. ફુલ સુગંધી, ફીકા પીળાશ લેતા રંગનાં ગુચ્છાદાર હોય છે, અને ઝાડના થડ ઉપર કે પત્રકોણમાં આવેલાં હોય છે. પુષ્પબાહ્યકોષ પ્યાલાની આકૃતિનો હોય છે, પાંચ દાંતા હોય છે. પુષ્પાભ્યન્તરકોષની પાંદડીઓ પણ પાંચ જ હોય છે. ફળ ગોળાકાર, ઘેરાવામાં ૩ થી ૫ ઇંચ જેટલાં મોટાં, શાખાઓ ઉપર જ થાય છે. ફળની અંદરનો ગર્ભ બહુ ઓછો હોય છે. બીજ ૩ થી ૪ હોય છે. બી બહુ જ કઠિન હોય છે અને ૧ થી ૧$\frac{1}{4}$ ઇંચ જેટલાં લાંબાં હોય છે. ફળની અંદરનો ગર્ભ માછલીને ઝેર તરીકે આપવામાં વપરાય છે. ચેલમોગરાનું તેલ જે બજારોમાં અત્યારે મળે છે તે આ બીયાંમાંથી કાઢવામાં આવે છે. કેટલાકનું એમ માનવું છે કે અત્યારે જે તેલ બજારમાં ‘ ચેલમોગરા ’ના નામથી વેચાય છે તે Taractogenous Kurzii ( King )નાં બીયાંમાંથી કાઢવામાં આવે છે. બીજા કેટલાક Hydnocarpus Wightiana નામના ઝાડનાં બીયાંમાંથી આ તેલ કાઢવામાં આવે છે એમ માને છે. અથવા તો ચેલમોગરા તેલની જગોએ H. Wightianaનું

ા બજારમાં વેચાય છે. ચીનમાં લુક્રાબો નામનાં બીજ બજારોમાં વેચાય છે ને તેમાંથી જે તેલ કાઢવામાં આવે છે તે પણ ચેલમોગરાના તેલની જગોએ ાડવામાં આવે છે. ચીનમાં એ બીજના ઝાડને પણ Hydnocarpus ગણુવામાં વે છે. ખરા ચેલમોગરાના તેલમાં ગાઇનોકાર્ડીક એસીડ મોટા પ્રમાણુમાં ય છે. મી. ડેવીડ હુપરે આ તેલમાં પામીટીક એસીડ વધારે પ્રમાણુમાં એમ જાહેર કરેલું છે. ગાયનોકાર્ડીયા અને હીડનોકાર્પસ્ બન્ને એક જ ાર્ગિક વર્ગનાં ઝાડ છે.

## વૈદ્યકમાં ચેલમોગરાનો ઉપયોગ—

ચેલમોગરાનું તેલ કુષ્ઠમાં પીવરાવવામાં આવે છે. માલીશ કરવાથી ને પીવાથી પતમાં તેમજ કુષ્ઠની બીજી જાતોમાં સારો ફાયદો કરે છે. ાયનવિધિથી ચેલમોગરાનું તેલ લેવાથી કુષ્ઠ, મધુમેહ મટે છે અને ઘડપણ ારે દૂર થાય છે.

( સુશ્રુત–વાગ્ભટ )

**वक्तव्य**—સુશ્રુતના વિદ્વાન્ ટીકાકાર ડલ્હણે તુવરકનું ઓળખાણ નીચે ્બ આપ્યું છે:—" पत्रैस्तु केशराकारैः कलायसदृशैः फलैः। वृक्षस्तुवरको नाम ामार्णवतीरजः ॥" सू. अ. ४५. पश्चिमसमुद्रभूमिषु पलाशानुकारी वृक्षः ॥ चि. अ. ३१; अ. ९. અર્થાત્ ખાખરાને લગભગ મળતું આ ઝાડ હોવું જોઇએ. ફલ ાય ( લાંગ–Lythrus Sativus ) જેવાં અને સ્થળ પશ્ચિમસમુદ્રનો કિનારો. ચીન તુવરકનું ઝાડ તે આવું હતું. હાલમાં જે ઝાડમાંથી ચેલમોગરા તેલ ાવામાં આવે છે તે પ્રાચીન તુવરકના ઝાડથી ભિન્ન લાગે છે. Gynocardia કે ydnocarpusનાં પાન મોટાં હોય છે પણ પલાશના જેવાં ત્રણ પાન નથી, ા જ ફળ કલાય જેવાં તો અવશ્ય નથી. કલાયની શીંગ ( લાંગની શીંગ ) ં અને હાલ ૩ થી ૫ ઇંચ જેટલા ઘેરાવાવાળાં ગોળાઇ લેતાં ફળો ક્યાં? ાન પણ જુદું જ છે. પશ્ચિમસમુદ્રના કિનારા ઉપર આ ઝાડ–Gynocardia ાં જ નથી; Hydnocarpus થાય છે; પણ અત્યારે તો હિમાલયના પ્રદેશમાં, ાદેશમાં આ ઝાડ વધારે થાય છે. આ બધું જોતાં પ્રાચીન तुवरक એ હાલનાં nocardia કે Hydnocarpus હોય એમ લાગતું નથી. આ છતાં પણ ામોગરાનું તેલ એ જ ' तुवरक 'નું તેલ એમ પ્રસિદ્ધ કરવાની હિંમત કોઇ ીવાળા વૈદ્યે જ ભીડી હશે. સ્વ. કેતાભટ્ટે તુવરકનો ઉલ્લેખ જ નથી કર્યો.

ચરકમાં એકાદ જગોએ ( चि. अ–३० માં ) ' तौवरक ' શબ્દ આવે છે તે તો તુવેરનાં પાનના અર્થમાં છે. બીજે ઠેકાણે तुवरकનો ઉલ્લેખ ચરકમાં . સુશ્રુતમાંથી तुवरकનો પહેલવહેલો ઉલ્લેખ મળે છે. तुवरक તેલના ગુણ

નીચે પ્રમાણે સુશ્રુતે આપેલા છેઃ—तुवरकभल्लातकतैले उष्णे मधुरकषाये तिक्तानुरसे वातकफकुष्ठमेदोमेहक्रिमिहरे उभयतोभागदोषहरे च ॥ सू–अ–४५–१२२. તુવરક ફલના ગુણ પણ છે ( સૂ. ૪૬. ૧૯૬ ) પક્ષ્મકોપ પ્રતિષેધમાં ઉપપક્ષ્મ નામના રોગમાં घृष्टेनं वा तौवरकेण सम्यक् અર્થાત્ તુવરક ફલથી તે રોગ ઉપર ઘસવું. ઊ. ૧૬–૮.

**Actions and Uses**—The seeds and oil are alterative and tonic, used to improve the state of the blood as in leprosy, phthisis, skin-diseases &c. By some the oil is regarded as a specific in leprosy, and no doubt in some cases it has very benificial effects. It is also used in scrofula, secondary syphilis, phthisis and rheumatism with stiff joints both externally as an injection or ointment and internally with mucilage or as capsules or pearls. Gynocardic acid ointment 15 to 25 grains to an ounce of vaseline is used in herps tinea, leprosy and other skin affections. It should be given after meals in milk or with codliver oil.

( R. N. Khory. Part II p. 57 )

**ભાવાર્થ**—ચેલા ગરાનાં બીજ અને તેલ–બન્ને રસાયન, બલકારક, રક્તશોધક હોવાથી તે કુષ્ઠમાં, ક્ષયમાં, અને બીજાં ચામડીનાં દરદોમાં વપરાય છે. ઘણા એમ માને છે કે પતીયાંને માટે તેલ ખાસ ઉપયોગી દવા છે, અને ખરેખર એની અસર પણ સારી જ થાય છે. સ્ક્રોફ્યુલા ( કંઠમાળ ), સેકંડરી સીફીલીસ, ક્ષય, સંધિવા વિગેરેમાં બહારથી ઇંજેકશનદ્વારા કે લેપદ્વારા અને અંદરના ભાગમાં ગુંદર સાથે કે કેપ્સ્યુલસમાં અપાય છે. 'ગાયનોકાર્ડીક એસીડ ઑઇન્ટમેન્ટ' ૧૫ થી ૨૫ ગ્રેન્સ, ૧ આઉંસ વેસેલીનમાં મીલાવીને કુષ્ઠ અને ચામડીનાં બીજાં દરદોમાં ઉપયોગી છે. ચેલમોગરાનું તેલ દુધમાં અથવા કોડલીવર ઓઇલ સાથે બન્ને વખત જમ્યા પછી આપવું જોઇએ.

ખોરી. ભા. ૨. પા. ૫૭

ઉલ્લેખ—Brandis pp. 40–41; Indig-Drugs pp. 146. 147; Indi. Medi. Plants. pp. 121 to 124.

---

## ૩૧ જલઆંબળાં

### N. O. Bixineæ.

**નામો**—प्राचीनामलक, पानीयामलक, वारिबदरम् ( સંસ્કૃત ); જલઆંબળાં ( ગુજરાતી ); જગમ, તાંબટ ( મરાઠી ); Flacourtia Cataphracta–ફ્લેકોર્શીયા કૅટેફ્રેક્ટા (લેટીન).

**ગુણાઃ—** प्राचीनामलकं रुच्यं स्निग्धं गुरु गरापहम् ।
वातघ्नं पित्तकफहृद्दुष्णं गुरु समीरजित् ॥

॥ म. नि. ॥

प्राचीनामलकं चैव दोषघ्नं गरहारि च ॥

**चरकः सू २७-१३९.**

प्राचीनामलकं दोषत्रयज्वरविनाशकृत् ।
अम्लं स्वादु मुखशुद्धिकरं मलविशुद्धिकृत् ॥

॥ नि. र. ॥

**વર્ણન**—લોદ્રીના વર્ગની આ વનસ્પતિ છે. આનાં ઝાડ નેપાલ, બંગાળા, બ્રહ્મદેશ તેમ જ કોંકણ તરફના બગીચાઓમાં થાય છે. ઝાડમાં કાંટા હોય છે, પાન લાંબાં હોય છે, ફળ રાતાં અને બોર જેવડાં કઠિન થાય છે, સ્વાદે ખાટાં હોય છે. એક ફળમાંથી ૫–૬ બીજ નીકળે છે. 'પાન આંબળાં' ને સુશ્રુતે અમ્લવર્ગમાં ગણાવ્યાં છે. ડલ્હણ કહે છે કે પ્રાચીનામલક ' प्राग्देशोद्भवं ' पानीयामलकं ' इति लोके ' ( सू-अ-४५ ). આનાં પાનને **તાલીસપત્ર** તરિકે ગણવામાં આવે છે એમ સ્વ. કનૈયાલાલ દે ( પૃ. ૩૧૨ ) જણાવે છે.

**નવ્યમત**—પિત્તના રોગોમાં આનાં ફળની ભલામણ થએલી છે. ઘણાંખરાં ખાટાં ફળની માફક આનાં ફળ પણ વવમિષા, ઉલટી ઝાડા વિગેરેને અટકાવે છે. (ડીમક). ફળ બહુ સ્વાદિષ્ટ છે.

પાંદડાં અને કુળી કુંપળો રૂહુબાર્બ જેવી સ્વાદમાં લાગે છે. તેમાં સંગ્રાહી અને પાચક શકિત છે એમ મનાય છે. અતિસાર અને અશકિતમાં તે યોજાય છે. ( વૉટ )

પાનમાં સ્વેદલ ગુણ મનાય છે.

( ઇન્ડીયન મૅડીસીનલ પ્લેંટ્સ–પા ૧૧૯ )

**નોટ**—હિંદી, તેલગુ અને તામીલ ભાષામાં આનું નામ **'તાલીસપત્રી'** આપેલું છે.

**ઉલ્લેખ**–રૂ. નિ. પા. ૫૨૬; N. p. 20; Brandis. p. 39; Indi. Medi. Plants p. 118.

# लोणिकादि वर्ग

## N. O. Portulaceæ

## ३२ લુણી

નામો—

૧ बृहल्लोणी ( સંસ્કૃત ), મોટી લુણી ( ગુજરાતી ); મ્હોટી ઘોલ ( મરાઠી ); બડાલુનીયા, કુલ્ફા ( હિંદી ); ખુરફા ( ફારસી ); Purslane–પર્સલેન ( અંગ્રેજી ); Portulaca oleracia–પૉર્ચ્યુલેકા ઑલેરેસીયા ( લેટીન ).

૨ लघुलोणिका ( સંસ્કૃત ); નાની લુણી, ઝીણી લુણી ( ગુજરાતી ); બથી, ઝીણુકી લુણી ( પોરબંદર ); રાનઘોલ ( મરાઠી ); છોટા લુનિયા ( હિંદી ); Portulaca quadrifida–પૉર્ચ્યુલેકા કવૉડ્રીફીડા ( લેટીન ).

गुणाः— लोणी रूक्षा गुरुः कट्वी वातश्लेष्महरी पटुः ।
अर्शोघ्नी दीपनी चाम्ला मंदाग्निविषनाशिनी ॥
घोलिकाम्ला सरा चोष्णा वातकृत्कफपित्तहृत् ।
वाग्दोषव्रणगुल्मघ्नी श्वासकासप्रमेहनुत् ॥
पित्तलाऽम्ला ग्रहण्यर्शःकुष्ठातिसारनाशिनी ॥

॥ भा. प्र. ॥

क्षुद्रघोलिका पित्तला सरा, कफकरी कटु जीर्णजूर्तिहा ।
श्वासकासहा गुल्मनाशिनी, मेहशोथहा सा रसायनी ॥
वातहा मता चोष्णकारिणी चाम्लिका मता नेत्ररोगहा ।
चर्मदोषहा व्रणहरी मता, पूर्ववैद्यकैः सा निरूपिता ॥

॥ नि. र. ॥

**वक्तव्य**—સુશ્રુતમાં ફકત શાકવર્ગમાં ઉલ્લેખ જ છે એટલું. તેના ગુણનો ઉલ્લેખ પૃથક્ આપ્યો નથી. સુશ્રુતમાં બીજે કયાંય લોણિકાનો ઉલ્લેખ નથી.

ચરકમાં શાક વર્ગમાં લોણીનો ઉલ્લેખ છે ( સૂ. ૨૭-૯૭ ). અર્શ અને અતિસારમાં લોણિકાનું શાક પથ્ય છે એવો ઉલ્લેખ છે. ( चि. ९-११३. चि. १०-३६ ). ચરક બધાં શાકોમાં જેમાં લુણી, ટાંકો ( यवशाकं ) વિગેરેનો સમાવેશ થયેલો છે તેના સંગા ગુણ નીચે પ્રમાણે આપે છે:—

शाकं गुरु च रूक्षं च प्रायो विष्टम्य जीर्यति ।
मधुरं शीतवीर्यं च पुरीषस्य च भेदनम् ॥
स्विन्नं निष्पीडितरसं स्नेहाढ्यं तत्प्रशस्यते ॥

सु २७-९८.

સુશ્રુત બધાં શાકનો ભેગો ઉલ્લેખ કરી તેનો એક સામટો ગુણોલ્લેખ નીચે મુજબ કરે છેઃ—

स्वादुपाकरसाः शीताः कफघ्ना नातिपित्तलाः ।
लवणानुरसाः रूक्षाः सक्षारा वातलाः सरा :

**નવ્યમત**—"તામીલ ડૉકટરો આના રસને રતવા ઉપર ચોપડે છે. મૂત્રકૃચ્છ્રમાં આનો કવાથ મૂત્રલ હોવાથી અપાય છે. સવાર સાંજ થઇને ૫-૭ તોલા કવાથ પીવો પડે છે. અગનીયા અથવા દાહવાળા તાવમાં શીત તરિકે આનો કવાથ જમૈકા તરફ આપવામાં આવે છે. અત્યંત દાહ, વેદના અને થુંક સાથે લોહી પડતું હોય તેમાં આ રસ આપવામાં આવે છે. બહાર ચોપડવાથી પણ દાહ શાંત થાય છે. આરબ અને ઇરાની હકીમોએ આ બન્ને લુણીની જાતોને મૂત્રપિંડ, મૂત્રાશય અને ફેફસાંના રોગોમાં ઉપયોગી હોવાનું જણાવેલું છે. ચામડીના રોગોમાં, દાહ વિગેરેમાં બહાર ચોપડવા માટે પણ તેઓએ એની ભલામણ કરેલી છે." **એઇન્સ્લી.**

"બીજ શીત, ઇષત્ કષાય, અને મૂત્રલ છે. પાન શીત, ગ્રાહી, મૂત્રલ અને સ્નિગ્ધ છે. અશ્મરી, મૂત્રકૃચ્છ્ર, મૂત્રાશયપ્રદાહ, રકતમૂત્રતા, રકતછર્દિ, થુંક સાથે લોહી પડતું હોય તે, પરમીયો-વિગેરેમાં પાન અને બીજ બન્ને ઉપયોગી છે." **( મુઈદીન શરીફ. )**

ઉલ્લેખ—વ. શા. પા. ૪૯-૫૦; રૂ. નિ. પા. ૯૦૩; N. p. 23; Watt VI part I pp. 329-330; Indi. Medi. Plants pp. 135-137.

# नागपुष्पादि वर्ग

## N. O. Guttiferea.

### ૩૩ કોકમ

**નામો**—फलाम्लः, वृक्षाम्लः, शाकाम्लः, रक्तचूडः (સંસ્કૃત); કોકમ (ગુજરાતી); આમસોલ (મરાઠી); Garcinia indica–ગારસીનીયા ઈન્ડીકા (લેટીન);

गुणाः— वृक्षाम्लमाममम्लोष्णं वातघ्नं कफपित्तलम् ।
पक्वन्तु गुरु संग्राहि कटुकं तुवरं लघु ॥
अम्लोष्णं रोचनं रूक्षं दीपनं कफवातकृत् ।
तृष्णार्शोग्रहणीगुल्मशूलहृद्रोगजन्तुजित् ॥

॥ भा. प्र. ॥

वृक्षाम्लमम्लं कटुकं कषायं
सोष्णं कफार्शोघ्नमुदीरयन्ति ।
तृष्णासमीरोदरहृद्गदादि–
गुल्मातिसारव्रणदोषनाशि ॥

॥ रा. नि. ॥

वृक्षाम्लं ग्राहि रूक्षोष्णं वातश्लेष्मणि शस्यते ।
अम्लिकायाः फलं पक्वं तस्मादल्पान्तरं गुणैः ॥

॥ चरकः ॥

चरक— १ रक्तार्शसि–........सकर्बुदारफलाम्लानाम् .... दध्नः सरेण सिद्धान्दद्याद्रक्ते प्रवृत्तेऽति ॥ चि–९–२०२.

२ अतिसारे–....फलाम्लं यमके भृष्टं वा । .... वर्चः क्षयरुजापहा ॥ चि–१०–४१.

वैद्यमनोरमा— ३ गुल्मे–गुल्मशमनाय न स्याद्भेषजमत्र रससलिलादृते सहसा ।
वृक्षाम्लस्य स्वरसः सैन्धवयुक्तस्तथैव नियतं स्यात् ॥

पटल–८.

**વર્ણન**—કોકમનાં વૃક્ષ ગોવા તરફ ઘણાં થાય છે. તે દેખાવમાં ઘણાં સારાં હોય છે. તેનાં ફળ સુંદર નારંગી જેવાં હોય છે. શિઆળામાં મોર આવે છે ને ચૈત્ર માસમાં તે ફળ પાકે છે. એનાં બીનું તેલ કાઢવામાં આવે છે જેને

કોકમના ઘી તરિકે ઓળખવામાં આવે છે. તે હાથપગ ફાટયા હોય તે ઉપર લગાડવાના કામમાં આવે છે. ફળ ઉપરની છાલને સૂકવી લેવામાં આવે છે જે કોકમ તરિકે ઓળખાય છે. ખટાશ તરિકે એનો ઉપયોગ સર્વત્ર કરવામાં આવે છે.

## વૈદ્યકમાં કોકમનો ઉપયોગ

ચરકે— ૧ રક્તાર્શમાં–દહીંની ઉપરની તરમાં કોકમના ચૂર્ણને પકાવીને ખાવા આપવાથી મસામાંથી લોહી ખૂબ પડતું હોય તે બંધ થઇ જાય છે.ચિ. ૯–૨૦૨

૨ અતિસારમાં–ઘી અને તેલમાં કોકમના ચૂર્ણને તળી લઈને તે ખાવા આપવાથી ફાયદો થાય છે. ચિ–૧૦–૪૧.

વૈદ્યમનોરમા– ૩ ગુલ્મમાં–કોકમનો સ્વરસ ( સ્વરસ ન મળે તો કષાય ) સિંધવ નાખીને પીવાથી ગુલ્મ મટે છે. પટલ. ૮

વક્તવ્ય—ચરકમાં अम्लिका અને કોકમનો સ્પષ્ટ ભેદ દર્શાવેલો છે (સૂ–૨૭). પણ પાછળથી अम्लिका અને वृक्षाम्ल અરસ્પરસ પર્યાયો થઇ ગએલા જોવામાં આવે છે. અમરકોષમાં 'तिन्तिडीकं च चुक्रं च वृक्षाम्लम्' આવા પર્યાયો છે. સુશ્રુત-ટીકાકાર ડલ્હણ પણ 'वृक्षाम्लम् तिन्तिडीकम्' ( ઊ. ૪૨–૨૯ ) કહે છે. फलाम्ल શબ્દનો અર્થ ડલ્હણે "दाडिमबीजपुरकादिभिः अम्लीकृतं मद्यम्" ( ઊ. ૪૭–૩૮ ) આવો અર્થ કરેલો છે. અમરનો ટીકાકાર તિન્તિડીકને 'चूका' इति ख्यातस्य કહે છે અને 'वल्लीविशेषः इत्यन्ये' આમ બીજાનો મત ટાંકે છે. આટલો બધો ગોટાળો શાથી થયો હશે ? ચરક સુશ્રુતમાં તો આંબલી અને કોકમનો ભેદ સ્પષ્ટ દર્શાવેલો છે.

ચરકે હૃદ્યદશેમાનિમાં વૃક્ષામ્લ ગણાવેલું છે. અર્શ, અતિસાર, ગ્રહણી, મદાત્યય, તૃષ્ણા અને અરૂચિમાં વૃક્ષામ્લ અન્ય દ્રવ્યો સાથે યોજાયલું છે. ક્ષતક્ષીણના અધ્યાયમાં વિદારીકંદ અને શેરડીના રસમાં કોકમને શેકીને ખાવાથી 'जीवनं' અને 'परं बृंहणं' કહેલું છે.

**Actions & Uses**—The concrete oil is nutritive, demulcent, and emmolient. It has been recommended as a substitute for codliver oil. It was included in the Pharmacopœa of India with the view to its adoption in the preparation of ointments, suppositories and the like. It has not, however, been used to any extent for this purpose.

( Indigenous Drugs of India )

**ભાવાર્થ**—કોકમનું તેલ પોષક, સ્નિગ્ધ અને માર્દવકૃત્ છે. કૉડલીવર ઑઇલની જગોએ આ તેલ વાપરવાની ભલામણ થયેલી છે. ફાર્માકોપીયા ઑફ ઇન્ડીયામાં આને દાખલ કરવામાં આવ્યું હતું–મલમો, સોગટીઓ અને એવી જ બીજી બનાવટોમાં વાપરી શકાય એવા હેતુથી જ. છતાં આનો ઉપયોગ એવાં કામમાં પણ હજી સુધી થયો નથી.

( સ્વ. કનૈયાલાલ. દે )

**નવ્યમત**—ગોવાના ગાંધીઓ કોકમના ફળમાંથી બહુ જ સુંદર ગુલાબી રંગનો ( purplo–colour ) શરબત બનાવે છે, જે પિત્તના રોગોમાં છુટથી વપરાય છે. છાલ ગ્રાહી છે. કોમળ પાનને કેળના પાનમાં બાંધીને તે પડીકું ગરમ રાખના ઢગલામાં રાખવામાં આવે છે, થોડા વખત પછી તે પાનને ઠંડા દુધ સાથે વાટવામાં આવે છે, મરડામાં પણ તે અપાય છે. ( ડીમક. )

" મ્હેં કોકમનું તેલ વાપરી જોયું છે અને તે ક્ષયમાં, ફેફસાંના દરદોમાં અને કંઠમાળ જેવા રોગોમાં, મરડામાં અને સંગ્રહણીમાં ઉત્તમ કામ કરે છે એવા તેના ગુણ છે. "

( ડૉ. મુઈદીન શરીફ. )

કોકમનું તેલ હાથપગમાં ચીરા પડયા હોય તે ઉપર ઘસાય છે. લોકો આને આ ઉપયોગ માટે વાપરે છે. સ્હેજ ગરમીથી તે ઘાટું થઇ જાય છે.

( ઇન્ડીયન મૅડીસીનલ પ્લેંટ્સ. પા. ૧૪૭ )

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 146; રૂ. નિ. પા. ૨૦૦; Indig. Drugs p. 134; N. p. 25.

---

## ૩૪ મંગોસ્તાન

### N. O. Guttifereæ

**નામો**—મંગુસ્તાન ( મુંબાઈ ); મેંગકોપ ( બ્રહ્મદેશ ); The Mangosteen—ધી મેંગોસ્તીન ( અંગ્રેજી ); Garcinia Mangostana—ગાર્સીનીયા મેંગો-સ્તાના ( લેટીન ).

**સ્થાનક**—મદ્રાસ ઇલાકામાં કેટલીક જગાએ–નીલગિરિ જેવાં સ્થળોમાં–મંગોસ્તાનનું વાવેતર થાય છે. ગેંબલ જણાવે છે કે ઉત્તર હિંદુસ્તાનમાં આ છોડ જવલ્લેજ ઉગી શકે છે, કારણ કે આ છોડને વધારે ગરમ અને

એક સરખી હવાની જરૂર છે. એશિયાના ગરમ પ્રદેશમાં આ થાય છે એમ બ્રેંડીસ જણાવે છે. કોચીનચાઇના, જાવા, સીંગાપોર વિગેરે સ્થળોએ તે થાય છે.

વર્ણન—૨૦ થી ૩૦ ફૂટ ઉંચું, બારેમાસ લીલું રહેનારૂં, શંકુ આકારનું આ ઝાડ છે (Conical tree). ઘણી શાખાઓ હોય છે. જો હવા માફક આવી જાય છે તો કેટલેક સ્થળે આ ઝાડ ૬૦ ફૂટ સુધી ઉંચે વધી જાય છે (બ્રેન્ડીસ). છાલ સીસમ જેવી અથવા તો કાળા કોલસા જેવી ઘેરી કાળી હોય છે. અંતરછાલ પીળા રંગની હોય છે. લાકડું ઇંટ જેવું રાતું હોય છે. પાન ૬ થી ૧૦ ઇંચ લાંબાં, ૨॥ થી ४॥ ઇંચ પહોળાં, બહુ જ ચીવડ અને સામસામી નસોવાળાં હોય છે. ફુલ શાખાઓને છેડે આવેલાં હોય છે. નર અને માદા ફુલો જુદાં જુદાં આવે છે. ફુલ પીળાશ લેતા ગુલાબી રંગનાં થાય છે. ફળ નારંગી જેવાં મોટાં, કાળાશ લેતા આસમાની રંગનાં (dark purple), પીળા ચીકણા રસવાળાં (અંદરથી), હોય છે. બીજ સફેદ બરફ જેવાં અથવા સ્હેજ ગુલાબી રંગનાં, સ્વાદિષ્ટ ગર્ભમાં છુપાયલાં હોય છે. તે ચપટાં અને મોટાં હોય છે. આ ફળ ખાવામાં અત્યંત સ્વાદિષ્ટ છે. "This pulp it is that gives the fruit its value as one of the finest fruits of the Eastern tropics, and one of the most highly appreciated, delicious products of the Eastern and Western Hemispheres". નવેમ્બર ફેબ્રુઆરી સુધી ફુલ આવે છે. મે અને જુનમાં ફળ તૈયાર થઈ જાય છે. પીયેરે (Pierre) એ એક પણ નર ફુલ સિવાયનાં ૧૫૦૦ મંગોસ્તાનનાં ઝાડ જોયાં છે; પણ આગળ ચાલતાં તે જણાવે છે કે મંગોસ્તાનની ઘણી જાતો બચપણમાં નર ફુલો અને મોટાં થયે માદા ફુલો ઉત્પન્ન કરે છે.

(બ્રેંડીસ.)

આ ઝાડનાં પાન, છાલ, ફુલ અને ફળની ઉપરનાં છોડાં—આટલાં અંગ વપરાય છે. મોટે ભાગે સુકાં ફળ જ બજારમાં વેચાય છે.

ઉપયોગ—ફળ ઉપરનાં છોડાં (rind) સંગ્રહણી અને આમાતિસારમાં ગ્રાહી દવા તરિકે વપરાય છે. બચ્ચાંના જુના અતિસારમાં ડૉ. વૉરીંગ અને બીજાઓને આ બહુ ઉપયોગી જણાયું છે.

(ફાર્માકોપીયા ઇન્ડીકા. પા. ૩૧)

આ ફળ ઉપરનાં કોચલાં જ્વરઘ્ન પણ છે.

(ડીમક.)

આ ઝાડની છાલ અને કોમળ પાન સંગ્રહણી, અતિસાર અને જનનેન્દ્રિય તેમજ પેસાબના અવયવોના દરદોમાં તેમજ મ્હોંમાં શુલીચું થયું હોય તે ધોવા માટે પણ વપરાય છે. ( ર'ગ્રીયસ )

મેલબોર્ન મૅડીકલ કોંગ્રેસ ( જાન્યુઆરી ૧૮૮૯ ) આગળ મી. એમ. સી. પીઍરોએ ફળ ઉપરનાં કોચલાંમાંથી બનાવેલાં પ્રવાહી સત્ત્વ અને ચૂર્ણ બતાવતાં સર્જન મેજર કીર્તિકરે નીચે પ્રમાણે જણાવ્યું હતું:—" આ નૈસર્ગિક વર્ગ ( ગટીફરી )નાં ઘણાંખરાં ફળોની માફક જ આ ફળ ઉપરનાં છોતરાંમાં પીળા રંગનો ચીકણો પદાર્થ ( Yellow resin ) છે. આ પીળા પદાર્થની જ આ બનાવેલા પદાર્થોમાં કિંમત છે. આંતરડાં ઉપર આ ચીકણા રાળ જેવા પદાર્થ ( Resin )ની ઘણી સારી અસર છે. છોતરાંમાંથી શ્મીટે ( Schmidt ) કાઢેલા મેંગોસ્ટાઇન નામના ચકતી જેવા પદાર્થ ( Crystallisable substance-mangostine )માં કંઇ પણ ઔષધોપયોગી ગુણ છે કે નહિ તે વિષે હું કંઇ જાણતો નથી. પણ પશ્ચિમ હિંદુસ્તાનના લોકો આંતરડાંના રોગોમાં આ પદાર્થનો બહોળો ઉપયોગ કરે છે એટલે તેના અખતરા કરવા જેવા છે ખરા. ફળ ઉપરનાં છોતરાંનો કવાથ બહારના ઉપયોગમાં ગ્રાહી તરિકે વાપરવા જેવો છે એમ વેઈટ્ઝે કહેલું છે."

Congress Proceedings. p. 948.

ગ્રાહી અને રોપણ તરિકે કવાથનો બાહ્યોપચાર થાય છે. યૂરોપીયન ઔષધોમાં તો આ ફળ હમણાં હમણાંનું જ બીલીના ફળની જગોએ વપરાતું થયું છે. ( વૅાટ. )

આ ઝાડના પ્રત્યેક અંગમાંથી મેંગોસ્ટાઇન નામનું તત્ત્વ મળી આવે છે. આનું રાસાયનિક પૃથક્કરણ થયેલું છે.

ઉલ્લેખ—Indi. Medi. Plants p. 143; N. p. 25; Indig. Drugs p. 135.

---

## ૩૫ નાગકેસર

### N. O. Guttifereæ

**નામો**—नागकेसरः, नागपुष्पम्, इभकेसरः, नागकिंजल्कः ( સંસ્કૃત ); નાગકેસર ( ગુજરાતી ); નાગકેસર ( હિંદી–મરાઠી ); નાગેશ્વરપુલેર ગાછ ( બંગાલી ); નાહેસુર ( સિંધી ); Mesua ferrea–મેસ્યુઆ ફેરેઆ ( લેટીન ).

परिचय— पुन्नागवृक्षस्य केसरो नागकेसरः ।

॥ शिवदत्तः ॥

गुणाः— नागकेसरमल्पोष्णं लघु तिक्तं कफापहम् ।
बस्तिवातामयघ्नञ्च कंठशीर्षरुजापहम् ॥

॥ रा॰ नि ॥

केसरं विषविसर्परक्तार्शोवमिकुष्ठहृत् ।
हृल्लासवमिदौर्गन्ध्यतृष्णापित्तबलासजित् ॥

॥ ग॰ नि ॥

नागपुष्पं कषायोष्णं रूक्षं लघ्वामपाचनम् ।
ज्वरकण्डूतृषास्वेदच्छर्दिहृल्लासनाशनम्
दौर्गन्ध्यकुष्ठविसर्पकफपित्तविषापहम् ॥

॥ भा॰ प्र॰ ॥

चरक— १ रक्तार्शःसु–केसरनवनीतशर्कराभ्यासात् .... । अर्शांसि अपयान्ति रक्तानि ॥ चि–अ–९.

सुश्रुत— २ हिक्कायाम्–क्षौद्रं सितां वारणकेसरं च । पिबेद्रसेनेक्षुमधूकजेन ॥ उ–५०–२४.

राजमार्त्तण्ड— ३ पुत्रप्रसवार्थम्–गोघृतेन सह नागकेसरम् । श्लक्ष्णचूर्णितमृतौ नितम्बिनी । गव्यदुग्धनिरता पिबेद्यदि । स्यात्तदा नियतमेव वीरसूः ॥

शोढल— ४ असृग्दरे–तक्राशनरता सम्यक्संपिबेन्नागकेसरम् ॥

बंगसेन— ५ रक्तातिसारे–....सितया सह । नागकेसरचूर्णं वा रक्तसंग्रहणम् परम् ॥

**વર્ણન**—કુચબિહારમાં નાગકેસરનાં ઝાડ યત્નપૂર્વક ઉછેરવામાં આવે છે એમ સ્વ. કવિરાજ બિરજાચરણ ગુપ્તનું કહેવું છે. "વનસ્પતિ ગુણાદર્શ"માં "નાગકેસર એ પુન્નાગવૃક્ષની પુષ્પકળીઓ છે" એમ કહેલું છે–" આ ઝાડ હમેશાં લીલું રહેનાર છે. તે પૂર્વ બંગાળા, પૂર્વ હિમાલય, આસામ, બરમા, દક્ષિણહિંદુસ્તાન, સીલોન અને આંદામાનના પહાડોમાં મળી આવે છે. આના ખુશનુમા રંગનાં નાનાં પાંદડાંના ગુચ્છા આસામમાં વાળ શણગારવાના કામમાં આવે છે. આ ઝાડને એપ્રીલ માસમાં ફુલો આવે છે, અને તેનો રંગ સફેદ થાય છે. તેને આસામની સ્ત્રીઓ બન્ને કાનમાં ઘરેણાં તરિકે પહેરવામાં અભિ-

માન માને છે. જુન અને જુલાઇ માસમાં તેને રતાશ મારતાં ચેસ્ટનટ જે ગોળ ફળ આવે છે જે દેશીઓ ખાય છે. સિંહલદ્વીપમાં આનાં બીયાંમાંથ ઘાટું ઘેરા રંગનું તેલ નીકળે છે. આ તેલ બાળવાના કામમાં તથા ચાંદાં માટે બહાર લગાડવાના કામમાં આવે છે. ઉત્તરકાનડાના લોકો આ તેલ અભ્યંગ ( સંધિવામાં ) તરિકે વાપરે છે. "

" મુઈદીન શરીફને આધારે ડૉ. વોટ જણાવે છે કે આ સિવાય એ રાતી જાતનું નાગકેસર થાય છે જેને 'ઑક્રોકારપસ્ લોંગીફોલીયસ્' અ જેનું બીજું નામ 'કેલીયાસેકસન લોંગીફોલીયા' છે. ઉપલું નાગકેસર જ્યાં હમેશાં લીલું રહે છે ત્યારે આ રાતું નાગકેસર પાનખર ઝાડ છે; અને પશ્ચિમ દ્વીપકલ્પોમાં તથા કાનડાથી કોંકણુ સુધીના જંગલોમાં મળી આવે છે વેપારીઓ એનાં ફુલોને રાતા નાગકેસરના નામથી વેચે છે. તેનું કદ રાતાં લવી ગના જેટલું હોય છે અને તે રેશમ રંગવાના કામમાં આવે છે. સુકેલાં ફુલોન કળીમાંથી અત્તર બનાવવામાં આવે છે. આનાં સુકાં ફુલોની કળીઓ મંદ ઉત્તે જક, પાચનકારક અને ગ્રાહી ગુણવાળી છે અને રક્તસ્રાવ તથા અગ્નિમાંદ્યમ એનો ઉપયોગ થાય છે એમ ડીમક કહે છે. હાલ ગાંધીને ત્યાં જે નાગકેસ વેચાય છે તે આ જાતનું હોય એમ જણાય છે. તેની આકૃતિ તથા ગુણો સ હાલમાં બજારમાં મળતા નાગકેસરને મળતા છે. "

'મેસ્યુઆ' અને 'ઑક્રોકારપસ્'—બન્ને એક જ નૈસર્ગિક વર્ગનાં ઝા છે પણ આટલું અંતર છે. કોકમ, ઉંડી વિગેરેનો જે વર્ગ તેજ વર્ગ નાગ કેસરનો છે.

## વૈદ્યકમાં નાગકેસરનો ઉપયોગ

ચરક— ૧ દુઝતા હરસમાં—પાવલી પાવલીભાર નાગકેસર, માખણ અને સાકર સાથે હમેશાં ખાવાથી હરસ મટી જાય છે ચિ. અ. ૯.

સુશ્રુત— ૨ હેડકીમાં—નાગકેસરનું સૂક્ષ્મ ચૂર્ણ વાલ. ૧ મધ અને સાકર સાથે ચાટીને ઉપરથી મહુડાંનો અગર શેરડીનો રસ પીવાથી હેડકી બેસી જાય છે. ઉ. ૫૦–૨૪

રાજમાર્તંડ— ૩ પુત્ર પ્રસવ થાય એ માટે—ઋતુ વખતે જે સ્ત્રી નાગ કેસરનું સૂક્ષ્મ ચૂર્ણ વા. ૪ ગાયના ઘી સાથે ચાટે છે અને ઉપરથી પણ ગાયનું જ દુધ પીએ છે તેમજ આ પ્રયોગ વખતે કેવળ ગાયના દુધ ઉપર જ રહે છે તે સ્ત્રી અવશ્ય

વીર પુત્રને જન્મ આપે છે. ( તે ઉત્તમ ગર્ભસ્થાપન છે એ તો નિઃસંશય છે. )

**શોઢલ—** ૪ **લોહીવામાં**—છાશ પીવી અને નાગકેસરનું ચૂર્ણ સવાર સાંજ મધ સાથે કે ચોખાના ધોવણ સાથે પીવું.

**બંગસેન—** ૫ **રક્તાતિસારમાં**—સાકર સાથે નાગકેસરનું ચૂર્ણ પીવાથી રક્તાતિસાર મટે છે.

**वक्तव्य—સુશ્રુત** નાગકેસરને " श्लेष्मपित्तविषघ्नं तु नागं (સૂ. ૪૬–૨૮૭) " અર્થાત શ્લેષ્મઘ્ન પિત્તઘ્ન, અને વિષહર કહે છે. એલાદિ, વચાદિ, અંજનાદિ અને પ્રિયંગ્વાદિ ગણોમાં નાગકેસર ગણાવેલું છે. ખરાબ પાણીમાં અધિવાસન તરિકે નાગકેસર ગણાવેલું છે. ( સૂ. ૪૫–૧૨ ). વિષમાં બીજાં દ્રવ્યો સાથે તેનો ઉલ્લેખ જોવામાં આવે છે. ભદ્રોદય અંજનમાં તે પડે છે. કફજ્વરમાં બીજાં સાથે તે યોજાયલું છે.

ચરક દશેમાનિમાં નાગકેસરનો ઉલ્લેખ કરતા નથી. અર્શના કનકારિષ્ટમાં નાગકેસરના ૪ પલ નાખવાનું કહેલું છે (ચિ. ૯–૧૬૧ ). વિસર્પમાં બીજાં દ્રવ્યો સાથે પ્રદેહમાં યોજાયલું છે. વાતરોગના બલાતૈલમાં નાગકેસર છે.

જેમ ' વર્ણન 'માં આપણે નાગકેસરની બે જાત જોઈ ગયા તેમ ડલ્હણના વખતમાં પણ નાગકેસર વૃક્ષની બે જાત થતી હશે. "नागपुष्पं नागकेसरं, अन्ये नागकेसरपुष्पसमपुष्पो महातरुः इत्याहुः ।" ઘણા ' पुन्नाग 'નો અર્થ નાગકેસર કરે છે પણ પુન્નાગ નાગકેસરથી ભિન્ન લાગે છે. **પુન્નાગ અને નાગ** બન્ને એકજ સાથે ( ઊ. ૪૭–૬૧ ) વપરાએલાં જણાય છે. पुन्नागो देववल्लभः એમ ડલ્હણે કહ્યું છે; **અરૂણદત્ત** ' रक्तकेसरः ' એવો અર્થ કરે છે. ડલ્હણ બીજા અર્થો નીચે પ્રમાણે આપે છેઃ–

**पुन्नागः—** (१) तुंगः पूर्वदेशे प्रसिद्धः । क–अ–२.

(२) सुरपर्णिका, सुगंधिपुष्पा, दक्षिणापथे सुरपतिनाम्ना प्रतीता ॥ सू–अ–३८.

(३) देववल्लभम् राजचंपकम् इति लोके । सू–अ–३८,

અર્થાત્ ડલ્હણે પુન્નાગનો અર્થ નાગકેસર નથી કર્યો. અમરકોષમાં પણ ' પુન્નાગ ' અને નાગકેસરને એક ગણવામાં નથી આવ્યા. પુન્નાગને **ભાનુજી દીક્ષિત** " गुर्जरदेशे ' संदेशरा ' इति ख्यातस्य " આમ ઓળખાવે છે. સંધેસરો ( Poinciana elata. N. O. Leguminosæ ) ગુજરાતમાં કોઇ પણ જગોએ ' પુન્નાગ ' તરિકે અત્યારે ઓળખાતો નથી. ભાનુજી દીક્ષિતના સમયમાં કદાચ

તે નામ પ્રચલિત હશે ! નાગકેસરના પર્યાય તરિકે અમરસિંહે ' चांपेय ' ન આપેલું છે–' चम्पायाः अपत्यम् '. કારણ કે નાગકેસર એ ' નાગચંપો ' એ चांपेय નામ યોગ્યજ છે.

બંગાળા તરફ થતાં નાગકેસરનાં ઝાડ એજ પુન્નાગ હશે ( नागकेसर समपुष्पो महातरुः ). અત્યારે જે નાગકેસર બજારમાં મળે છે તે તો મુઈદ શરીફના મત પ્રમાણે ' ઑક્રોકારપસ્ લોંગીફોલીયસ્ ' જ હોવું જોઈએ. ર કેતોભટ્ટ " પુન્નાગ એટલે નાગચંપાની કળી તે નાગકેસર છે. " એમ કહે

ચાતુર્જાત ચૂર્ણમાં નાગકેસર આવે છે. મુ. જયકૃષ્ણભાઈ ઉંડી નામ કોંકણમાં પ્રસિદ્ધ એવા ઝાડને પણ પુન્નાગ કહે છે. લેટીન નામ Calophyllu Inophyllum છે. આ પણ ' ગટીફરી ' વર્ગનીજ વનસ્પતિ છે.

**Actions and Uses**—The dried blossoms, root and bark a bitter, aromatic and sudorific. Unripe fruits are aromatic, ac and purgative. Flowerbuds are used in dysentery. The oil used as an application for rheumatic joints; an ointment of t powder of blossoms, with butter is applied to bleeding piles a for burning sensation of the feet.

( R. N. Khory. II p. 7

**નોંધ**—ખરૂં નાગકેસર તે આજ Mesua ferrea. કાળું નાગકેસર તજની કળીઓ અને રાતું નાગકેસર એ સુરંગીની કળીઓ. આ નાગચંપાનુ નાગકેસરનું ઝાડ જગતનાં સૌથી સુંદર ઝાડોમાંનું એક છે એમ સ જોન્સ લખે છે.

ઉલ્લેખ—N. p. 26; Indi. Medi. Plants. p. 154; રૂ. નિ. પા. ૧૯ વનસ્પતિ ગુણાદર્શ. પા. ૫૨૦.

---

## ૩૬ ઉંડી.

### N. O. Guttiferæ

**નામો**—ઉંડી ( ગુજરાતી–મુંબાઈ ); સુલતાન ચંપા, સુરપુંકા, ઉ ( હિંદી ); પુન્નાગ, સુલતાન ચંપા ( બંગાલી ); નાગચંપા, સુરંગી, ઉ ( મરાઠી ); Calophyllum inophyllum–કૅલોફાઇલિમ્ ઈનોફાઇલમ્ ( લેટીન

**વર્ણન**—આ ઝાડ મ્હને રા. રા. મુ. જયકૃષ્ણભાઇએ પોરબંદર શ્રી રકાધીશજી મહારાજના બાગમાં બતાવ્યું હતું. ઝાડનાં પાન લંબગોળ, 

ટેરવે અણીવાળાં હોય છે. આ ઝાડ બારે માસ લીલું રહે છે. દેખાવ પણ સરસ હોય છે. ફુલ સફેદ રંગનાં સુગંધી હોય છે. બીજમાંથી તેલ કાઢવામાં આવે છે જે બાળવાના કામમાં વપરાય છે.

**ઔષધાર્થ વ્યવહાર**—બીજનું તેલ અને બીજ.

**ઉપયોગ**—આ ઝાડનાં બીજમાંથી એક જાતનું સુગંધી તેલ નીકળે છે, જેનો ઉપયોગ દેશીઓ સંધિવા ઉપર ચોપડવામાં કરે છે. થડની છાલમાંથી એક જાતનો ચીકણો રસ ઝરે છે. આ રસ રેવંચીના શીરાને ગુણમાં મળતો છે એમ એક વિદ્વાન્ માને છે; અને તે દુષ્ટ વ્રણ ઉપર સારૂં કામ કરે છે.

( ફાર્માકોપીયા ઇન્ડીકા )

શાખાઓમાં છેદ મુકવાથી એક જાતનો ગુંદર હાથ આવે છે; જે પાણીમાં બોળી રાખવાથી પાણી ઉપર એક જાતનું તેલ, અમૂક વખત પછી, તરતું જણાય છે. આંખનાં આંદાં ઉપર આ તેલ લગાવવામાં આવે છે. હૉર્સફીલ્ડ જણાવે છે કે જાવા તરફ આ ઝાડની મૂત્રલ શક્તિ જાણીતી છે.

( ડ્યુરી. )

રૂહીડ જણાવે છે કે આ ઝાડમાંથી જે રસ ઝરે છે તે તેમજ ફળ—બન્ને ગ્રામક અને રેચક છે.

બીજમાંથી નીકળતું તેલ જનનેન્દ્રિયની શ્લેષ્મકલા ઉપર ઉપયોગી અસર નિપજાવનારૂં હોવાથી, તે ગનોરીયા અને ગ્લીટમાં ઉપયોગી છે. સંધિવામાં આ તેલનું માલીશ કરવામાં આવે છે. તેલની ગેરહાજરીમાં બીજને પાણીમાં વાટીને તેનો લીલો લેપ સંધિવા તેમજ વાતરક્ત ઉપર કરવાથી અને પછી તે અગ્નિના સેકથી સુકાવવાથી ઉપરોક્ત રોગોમાં સારી અસર કરે છે.

આ તેલમાં ઝેરી તત્ત્વ છે કે નહિ તે જો કે જાણીતું નથી છતાં પણ આ દેશમાં કે બીજા દેશોમાં આ તેલનો પીવામાં ઉપયોગ થતો હોય તેમ મારી જાણમાં નથી. મ્હેં જાતે આ તેલ પી જોઇને ખાત્રી કરેલી છે. એનાથી જાનને જરા પણ જોખમ નથી એટલું સ્વાનુભવથી હું કહી શકું છું. મ્હારી પ્રેક્ટીસમાં પણ મ્હેં તે વાપર્યું છે અને આ ઉત્તમ ઔષધ છે. જનનેન્દ્રિય અને મૂત્રાશય અને મૂત્રપિંડની શ્લેષ્મકલા ઉપર આની સુંદર અસર છે. આ તેલની એટલી તો ચોક્કસ અસર છે કે એક વખત આપી જોવાથીજ તેની ઉપયોગિતાનો આપણને પરિચય મળે છે.

( મુઈદીન શરીફ. )

આર્કીપેલેગો તરફ પત્રકવાથ સુજેલી આંખો ઉપર મૂકવામાં આવે ( ડૉ. રાઈસ. ન્યુયૉર્ક. ) બીજમાંથી નીકળતું તેલ ખસ ઉપર ઉપયોગી હોવા કહેવાય છે. ( બી. ગુપ્ત. પુરી. ) હિંદુ લેખકોના મત પ્રમાણે છાલ ગ્રાહી અને તે અંતઃરક્તસ્રાવમાં ઉપયોગી છે. ( યુ. સી. દત્ત. ) છાલનો ; રેચક છે અને તેની અસર ચોક્કસ છે. ( સર્જન પીકૉક. નાસીક. ) સાં વામાં તેલનો અભ્યંગ કરવામાં આવે છે.

( ડા. એ. મૉરીસ મદ્રાસ. વૉટડીક્ષનેરી.

ઉલ્લેખ—Indi medi. Plants p. 151; N. p. 24.

# चा वर्ग

## N. O. Ternstræmiaceæ

### ૩૭ ચા

**નામો**—ચા ( હિંદી, ગુજરાતી, મરાઠી, બંગાળી વગેરે ); Tea-ટી ( અંગ્રેજી ); Camellia theifera-કૅમેલીઆ થીફેરા ( લેટીન ).

**વર્ણન**—આજકાલ ઘેરેઘેર જાણીતી થયેલી ચાનું વર્ણન આપવું આ સ્થાને અસ્થાને નથી. ચાના છોડ ૫ થી ૬ ફીટ ઉંચા હોય છે. તેનાં પાન ૧ થી ૧।। ઇંચ લાંબાં હોય છે. ચીન, જાપાન, લંકા, આસામ વિગેરે દેશો તરફ ચાનું વાવેતર વિશેષ થાય છે. ચા ઘણી જાતની આવે છે. આ સર્વમાં ઇમ્પીરીયલ–Imperial ચા શ્રેષ્ઠ મનાય છે. આ ઘણી મોંઘી પડે છે અને તેથી પૈસાદાર લોકોજ આ ચાનો ઉપયોગ કરે છે. આ ચા પીવામાં સારી હોય છે. શિઆળામાં આ પાન એકઠાં કરવામાં આવે છે, કારણ કે તે વખતે પાન તદ્દન લીલાં અને કુમળાં હોય છે. આજ પાંદડાંને સૂકવીને ડબ્બામાં પેક કરી લેવામાં આવે છે. આજ આપણી Imperial tea–રાજશાહી ચા. આથી ઉતરતી બીજી જાતો પણ આવે છે. ચાના છોડ બારે માસ લીલા રહે છે અને તેથી તેનાં પાંદડાં એક વખત તોડી લીધા પછીથી ફરીથી થઈ આવે છે. જે ફાલ વસંત-ઋતુમાં આવે છે તે 'ઇમ્પીરીયલ ટી' જેવો નથી હોતો. એનાં પાંદડાં ખરસટ અને બહુજ હલકાં ઉતરે છે. ત્રીજી વખત ઉનાળામાં પાંદડાં ઉતારી લેવામાં આવે છે. ઉનાળામાં તાપને લીધે પાંદડાં સૂકાઈ જાય છે; ફાલ પણ ત્રીજી વખતનો હલકોજ ઉતરે છે. આ પાંદડાં ચુંટતાં ચુંટતાં નીચે ખરી પડે છે અને તે બધી ખરી પડેલી પાંદડીઓ ભેગી કરતાં કરતાં અંદર ધૂળ વિગેરે આવે છે. આજ ચા ( ધૂળવાળી ) આપણા વાપરવામાં આવે છે. આ ઉપરાંત આ દરેક જાતની ચાને અમુક અમુક ( જેવા કે પ્રુસીયન બ્લ્યુ, ટર્મેરીક, જીપ્સમ વગેરે ) જાતના રંગો દેવામાં આવે છે. આ ઉપરાંત એના વજનમાં વધારો કરવા માટે કેટલાક ખનિજ પદાર્થો ( mineral matters ) અને રંગ માટે તેમજ કડક ચા થાય તેટલા માટે ( magnetic ) મૅગ્નેટીક મૅટર અને આલ્કાલાઈન કારબોનેટ્સ વિગેરે નાખવામાં આવે છે. ચાનું પૃથક્કરણ કરતાં તેમાં ૫⅔ ટકા ખનિજ પદાર્થો; સલ્ફેટ્સ, ફોસ્ફેટ્સ, સીલીકેટ્સ, પોટાસીયમ્, સોડીયમ્ અને મૅગ્નેસીયમ્ કલોરાઈડ્ઝ વિગેરેના અમુક ટકા; કાષ્ઠમય પદાર્થ (Woody matter) ૧૭ થી ૩૦ ટકા; ટૅનીન ૧૨ થી ૧૬ ટકા અને થીન અથવા કેફીન ૨ ટકા છે. કેફીન કોફીમાં વધુ હોય છે, ટેનીન ચામાં વધુ હોય છે.

**ચા કેમ ન પીવી જોઇએ ?**—ચાની અંદર ટેનીક એસીડ મોટા પ્રમાણમાં આવેલો હોય છે. આપણે સર્વે જાણીએ છીયે કે 'ટેનીક એસીડ'

ચામડાં રંગવાના કામમાં આવે છે. ચાનું કાયમ સેવન રાખ્યા કરવાથી આપણી હોજરીની દીવાલો અથવા હોજરીની અંદરનું પડ પણ કોમળ થઈ જાય છે. હોજરીનું અંદરનું પડ એક જાતનો અત્યંત ઉપયોગી રસ પેદા કરે છે અને ઝરાવે છે. આ 'ટેનીક એસીડ'ના પ્રતાપે તે રસ વહેતો બંધ થાય છે. પરિણામે બદહજમી, અજીર્ણ થાય છે. એ હોજરીનું પડ રંગાઇ જવાથી-જાડું થઇ જવાથી, જઠરરસ (Hydrochloric acid) બરાબર સ્રવતો નથી-પરિણામ મંદાગ્નિ આવે છે. વળી આપણે જે ખોરાક ખાઇએ છીએ તેની સાથે પણ આ 'ટેનીક એસીડ' મળે છે એટલે ખોરાક જાતેજ પચવો કઠણ થઈ પડે છે. વળી આપણા મ્હોંઢામાંથી કોઇ પણ સ્વાદિષ્ટ ખોરાક ખાતાં જે સ્રાવ (saliva) થાય છે તે સ્રાવ પણ પાચનક્રિયા માટે ઉપયોગી છે. જેમ વધુ ચાવીએ તેમ વધારે પ્રમાણમાં આ લાળા-સ્રાવ થાય છે. 'ટેનીક એસીડ'ના પ્રભાવથી આ સ્રાવ પણ ઘણો ઓછો થઈ જાય છે. આ સ્રાવના અભાવે અથવા ઓછાપણાથી કાયમનો અપચો, મંદાગ્નિ રહ્યા કરે છે. મંદાગ્નિ અને અપચો રહે તેને ઝાડો પણ સાફ નથી આવતો. ઝાડાના રોકાણથી એક જાતનું વિષ આંતરડાંમાં જમે થાય છે અને પરિણામે લોહી બગડે છે; શક્તિ ઘટે છે. શક્તિ ઘટતાં વેંતજ મગજ ઉપર પણ અસર થાય છે. જ્ઞાનેન્દ્રિયો પણ શિથિલ થાય છે. આપણા દેશનાં હવા પાણીને ચાની જરૂરજ નથી. ડૉ. ખોરી કહે છે કે- "હીસ્ટીરીયા, ઉન્માદ અને હૃદયનાં દરદોથી પીડાતા મનુષ્યોએ તો ચાનો સદંતર ત્યાગજ કરવો ઈષ્ટ છે."

**Actions and Uses**—"The principle use of tea is to form an agreeable, slighty stimulating, soothing and refreshing beverage. It was also formerly believed that tea, from the Theine it contained, had the effect of diminishing the waste of the body, and as any substance that does this necessarily saves food. It was regarded as indirectly nutritive; but **Dr. Edward Smith** has shown that, on the contrary, tea increases the bodily waste by acting as respiratory excitant, and in other ways. From containing gluten, tea has also been regarded as directly nutritive, but in the ordinary mode of making tea this substance is not extracted to any amount. The action of tea is thus described by **Dr. Smith**:— It increases the assimilation of food both of the flesh and heat forming kind, and with abundance of food must promote nutrition, in the absence of sufficient food, it increases the waste of the body." Tea is also a powerful astringent, and should not,

therefore, be taken until sometime after meals, as it is likely to produce dyspepsia from the combination of its tannic acid with gelatin of the food and production of an insoluble tannate. For the same reason if taken in excess it is likely to cause constipation. Tea should not be taken as beverage by those who suffer from wakefulness, or by those who are liable to hysteria or palpitation of the heart from valvular disease. As a nervine stimulant tea may be taken with advantage for headache and neuralgia, and in other affections, caused by exhaustions of the system from depression of nerve-power. Its effects as a nervine stimulant are due to the **Theine** contained in it.

( Dymock. Vol. I. p. 179--80 )

**ભાવાર્થ**—ચા, ખાસ કરીને લહેજતદાર, સ્હેજ ઉત્તેજક અને શ્રમહર પીણા તરિકે વપરાય છે. પહેલાં એવી માન્યતા હતી કે **થીન** નામનું તત્ત્વ ચા સાથે મળેલું હોવાને લીધે ચા શરીરનો ક્ષયહ્રાસ કરનાર મનાતી હતી. ડૉ. એડવર્ડ **સ્મીથ**નું માનવું છે કે ચાથી હ્રાસ તો દૂર રહ્યો, પણ ઉલટું શ્વાસોચ્છ્વાસની ક્રિયાને વધારે છે અને બીજી રીતે ઉલટો શરીરનો ક્ષય કરે છે. ચાની અંદર 'ગ્લુટેન' નામનું પોષક તત્ત્વ હોવાને લીધે તે પોષક મનાતી; પણ જે રીતે અત્યારે ચા તૈયાર કરવામાં આવે છે તે રીતે તો એ ઉપયોગી તત્ત્વનો જરા પણ ભાગ ચામાં ભળતો નથી. ડૉ. **સ્મીથ** ચાનું કામ નીચે પ્રમાણે વર્ણવે છેઃ—માંસ અને ગરમી-ઉત્પાદક ખોરાકને પચાવવાને ચા ઉપયોગી છે. પુષ્કળ ખોરાક ન હોય તો શરીરની ક્ષયવૃદ્ધિનું કારણ બને છે. ( માંસ ખાનારનેજ ચા ઉપયોગી છે, બહુ ખાવા જેને મળતું હોય તેને માટે કદાચ ચાની આવશ્યકતા હશે. આપણા દેશને માટે ચા બીનજરૂરી છે એ આથી સિદ્ધ થાય છે. બાપાલાલ. ) આ ઉપરાંત ચા બલવાન સંકોચક છે અને તેથી ખોરાક લીધા પહેલાં કદાપિ ન લેવો જોઇએ. ખોરાક ખાઇ રહ્યા પછી થોડાક વખત પછીથી લેવો જોઇએ, કારણ કે નહિ તો કબજીયાત વધશે. રાત્રે જેને ઉંઘ ન આવતી હોય એવાઓએ તો કદાપિ ચા ન લેવી જોઇએ. હીસ્ટીરીયા અને હૃદયના ધડકાવાળાએ પણ ચા કદાપિ ન લેવી. માથાના દુખાવા માટે, આધાશીશી અને જ્ઞાનતંતુનાં બીજાં દરદોમાં ઉત્તેજક પીણા તરિકે ચા પીવો સારો છે. જ્ઞાનતંતુઓને માટે પીણા તરીકે ચા સારો છે કારણ કે એમાં **થીન** નામનું તત્ત્વ રહેલું છે. ( ડીમક-ભા-૧. પા. ૧૭૯-૮૦ ).

**ઉલ્લેખ**—N. p. 26; Indig. Drugs. p. 57.

# अश्वकर्णादि वर्ग

## N. O. Dipterocarpeæ

### ૩૮ અશ્વકર્ણ

**નામો**—अश्वकर्णः, सस्यसंवरणः, दीर्घपत्रः (સંસ્કૃત); રાળનું ઝાડ (ગુજરાતી); સાલ (હિંદુસ્તાની); ગુગળ (તેલગુ); કોરોહ (અયોધ્યા); સાલ્વા, સોરીંધી (ઉરીયા); Shorea robusta–શોરીયા રોબસ્ટા (લૅટીન).

**ગુણાઃ—**

अश्वकर्णः कषायः स्याद्व्रणस्वेदकफप्रणुत् ।
ब्रध्नविद्रधिबाधिर्य्ययोनिकर्णगदान् हरेत् ॥

॥ भा. प्र. ॥

ऊर्जो व्रणहरश्चैव श्लेष्मरक्तप्रकोपहृत् ॥

॥ ग. नि ॥

अश्वकर्णः कटुस्तिक्तः स्निग्धः पित्तास्त्रनाशनः ।
उरोविस्फोटकंडूघ्नः शिरोदोषार्तिकृन्तनः ॥

॥ रा. नि ॥

**१ रसायने—**

धवाश्वकर्णासनबालपत्र–
सारास्तथा पिप्पलीवत्प्रयोज्याः ।
लोहोपलिप्ताः पृथगेव जीवे–
त्समाः शतं व्याधिजराविमुक्तः ॥

वाग्भट.
ઊ. ૩૯–૧૦૫.

**વર્ણન**—સ્વ. કેલાભટ્ટ કહે છે કે અશ્વકર્ણ જાવા, બોર્નીયો ટાપુ, તથા સીંગાપોરમાં થાય છે. એનો નિર્યાસ તેજ રાલ. એનો ડામર પણ થાય છે, તેને પીનીડામર, વૈટ ડામર કહે છે. આ સાલનું ઝાડ ક્યાં ક્યાં થાય છે તે વિષે બ્રેડીસ તેમના 'ઈન્ડીયન ટ્રીઝ' નામના પુસ્તકમાં લખે છે કે–'પંજાબમાં આવેલી કાંગ્રાવૅલીથી તે ઠેઠ આસામમાં આવેલાં દારંગ અને નૌગાંગ પરગણાં સુધી સાલનાં ઝાડ થાય છે. આથી વધુ ઉત્તર તરફ ઠંડીને કારણે તે થઈ શકતાં નથી. પૂર્વ તરફ બ્રહ્મપુત્રા વૅલીમાં પણ બહુજ ભેજવાળી (moist) હવા હોવાને લીધે તે થઇ શકતાં નથી. મધ્ય ભારતમાં કોરોમંડલ કિનારાથી તે પચમરીની ટેકરીઓ અને ગોદાવરીની દક્ષિણ તરફ પણ તે થાય છે. આ કદાપિ પાંદડાં વિનાનું જણાતું નથી. બારે માસ તે લીલુંજ રહે છે. માર્ચ મહિનામાં નવાં

પાન અને ફુલ બન્ને સાથે આવે છે. બી જુનમાં પાકે છે અને તુરતજ જમીન પર પડતા પહેલાં નવા ફણગા પણ ફુટી નીકળે છે.

ગુણ—અશ્વકર્ણ સ્વાદે કષાય છે; વ્રણ, સ્વેદ અને કફને મટાડનાર છે; વિદ્રધિ, બાધિર્ય, યોનિરોગ, કર્ણરોગ વિગેરેને મટાડે છે. ભાવપ્રકાશ.

વ્રણને હરનાર છે, શ્લેષ્મ અને રક્તના કોપને મટાડનાર છે. ગદનિગ્રહ.

અશ્વકર્ણ સ્વાદે તીખો, કડવો છે; સ્નિગ્ધ છે, રક્તપિત્તને મટાડે છે, વિસ્ફોટક, કંડૂ, માથાના રોગો–વિગેરેને મટાડે છે. રાજનિઘંટુ.

## વૈદ્યકમાં અશ્વકર્ણનો ઉપયોગ—

**વાગ્ભટ**—અશ્વકર્ણના સારને લોખંડના વાસણમાં મધ સાથે પલાળી રાખવો. સવારમાં તેને ઉખેડી લઇને ચાટી જવું અને ઉપરથી દુધ પી જવું. આ પ્રયોગ વખતે આહારવિહાર નિયમિત અને હિતકર રાખવો. આથી રસાયન જેટલું કામ કરે છે. અથવા પીપરના જેવો પ્રયોગ કરવાથી પણ રસાયન જ છે. ઊ–૩૯–૧૦૫.

**वक्तव्य**—અશ્વકર્ણ અને અજકર્ણ બન્ને લગભગ સમાન ઝાડો છે પણ એક નથી. ડલ્હણ તેની ઓળખ નીચે પ્રમાણે આપે છે. ' पूर्वदेशे गन्धमुण्डो-ऽश्वत्थसदृशावृक्षः ' (सू. ३७–३८; चि. २–६४; इत्यादि ). અજકર્ણની ઓળખ પણ ' सर्जः पूर्वदेशे प्रसिद्धः ' गन्धमुण्ड ' इति लोके ' એમજ આપે છે. બન્નેનો નૈસર્ગિક વર્ગ એકજ છે.

**ચરક**માં ઉદર્દપ્રશમન દશમાનિમાં, સ્વેદના અધ્યાયમાં ( खादिराणामाश्व-कर्णादीनां मेध्यानां काष्ठानां पूरयित्वा ઇત્યાદિ ), આસવયોનિના સારના લીસ્ટમાં, કષાયસ્કંધમાં–એનો ઉલ્લેખ છે. એ જાંગલ દેશનું વૃક્ષ છે ( क–१·७ ).

**સુશ્રુતે** ક્ષારકલ્પનામાં તેનો ઉલ્લેખ કર્યો છે. બીજાં દ્રવ્યો સાથે રોપણ-ચૂર્ણમાં વાપરેલું છે ( सू–३७–२८ ). સાલસારાદિ ગણમાં છે. અશ્વકર્ણાદિ તેલ રોપણ તરિકે મશહૂર છે. ઉપદંશમાં પ્રલેપ માટે, કુષ્ઠરોગી માટેના ધવાદિ ઘૃતમાં, દુષ્ટવારિના શોધન માટે ( क–३·९ ), રેવતીપ્રતિષેધના પાનીયસર્પિમાં અને મહાસુગંધિ અગદમાં–તે વપરાયલું છે. વાગ્ભટે તેનો રસાયન તરિકે ઉપયોગ કર્યો છે અને નિઘંટરત્નાકર પણ તેને ' क्षतक्षयहर ' કહે છે.

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૪૪૧; Indi medi. Plants p. 160; Indig. Drugs. p. 298.

## ३९ राळ

### N. O. Dipterocarpeæ.

**नामो**—सर्जरसः, शालनिर्यासः, रालः, क्षणकः ( संस्कृत ); राळ ( गुजराती. मराठी. हिंदी ); धुना ( बंगाली ); किकहर ( अरबी ); Yellow Resin–यॅलो रेझीन ( अंग्रेजी ); The resin of Shorea Robusta.

**गुणाः—** रालः स्वादुः कषायोष्णः स्तम्भनो व्रणरोपणः ।
विषादिभूतहन्ता च भग्नसन्धानकृन्मतः ॥

॥ ध. नि ॥

रालस्तु शिशिरः स्निग्धः कषायः तिक्तसंग्रहः ।
वातपित्तहरः स्फोटकण्डूतिव्रणनाशनः ॥

॥ रा. नि ॥

रालो हिमो गुरुस्तिक्तः कषायो ग्राहको हरेत् ।
दोषास्रस्वेदविसर्पज्वरव्रणविपादिकाः ॥
ग्रहभग्नाग्निदग्धास्रशूलातिसारनाशनः ॥

॥ भा. प्र. ॥

तैलं सर्जरसोद्भूतं विस्फोटव्रणनाशनम् ।
कुष्ठपामाकृमिहरं वातश्लेष्मामयापहम् ॥

॥ आत्रेयसंहिता ॥

**वर्णन**—शालनां झाड घणां मोटां थाय छे. आ झाडनो गुंदर एज राळ. आ झाड ( Shorea Robusta ) पंजाबमां आवेली कांगरावॅलीथी आसाममां आवेलां दारंग अने नोगांग परगणां सुधीना विस्तारमां थाय छे. ब्रह्मपुत्रानी खीणोमां पण ए थाय छे. कोरोमंडलथी ते गोदावरीना तीर परना प्रदेशो सुधीमां पण आ झाड जणाय छे.

झाड घणां मोटां, बारे मास लीलां रहेनारां होय छे. पान ४ थी १० इंच लांबां, डींटडी आगळ हृदयाकृतिनां, वच्चे पहोळां अने टेरवे अणीदार अथवा कोईक वखत टेरवे बुठां होय छे. पानखर ऋतुमां पण आ झाड तद्दन पान विनानुं होतुं नथी; मार्च महिनामां नवां पान अने ते साथेज फुलो आवे छे. नाना नाना पुष्प दंड उपर फुल, पीळा रंगनां, कलगी उपर गोठवायलां होय छे. जुनमां बीज पाकी जाय छे अने बीज जमीन उपर पडता पहेलां उपर ने उपरज फणगो काढे छे. आ फणगो फुटया पछीज नीचे पडे छे अने तेमांथी बीजुं झाड उगे छे. 'इंडीअन ट्रीझ.' पा. ९९.

**વક્તવ્ય**—પ્રાવૃડ્ઋતુમાં રાળનાં ઝાડ પુષ્પિત થાય છે એમ સુશ્રુત કહે છે (સૂ-૬-૩૩). એલાદિગણમાં તથા વ્રણને ધૂપ આપવા માટે અનેક જગોએ રાળ વપરાયલી છે.

રાળ ઠંડી, કષાય, સ્તંભન, વ્રણરોપણ, ભગ્નસંધાનકૃત્ અને વિષ તેમજ ભૂતની બાધાને મટાડનાર છે.

ઝાડા, સંગ્રહણી વિગેરેમાં રાળ ઠીક કામ કરે છે. રાળનો મલમ દાઝયા ઉપર ઉપયોગી છે એ બધાને જાણીતું છે.

**Actions and Uses.**—Stimulant and demulcent. The natives use it for fumigating sick rooms. Externally, as a plaster or ointment it acts as a stimulant. A paste of it mixed with brandy and white of eggs is a very useful and soothing application for the relief of lumbago and other rheumatic pains. The natives use the powder of Rāla as an astringent application to the relaxed uvula; it has also been tried in dysentery with some good results.

R. N. Khory. II p. 86

**ભાવાર્થ**—રાળ ઉષ્ણ અને સ્નિગ્ધ છે. માંદા માણસના ઓરડામાં ધૂપ માટે રાળ વાપરવામાં આવે છે. પ્લાસ્ટર કે મલમ તરિકે તે ઉત્તેજક કામ કરે છે. બ્રેંડી અને ઇંડાની સફેદી સાથે રાળનો મલમ કટિશૂલ, સંધિવામાં દુખતા સાંધાઓ તેમજ બીજાં દરદો ઉપર સારૂં કામ કરે છે. કાકલક (uvula) ઢીલી થઈ ગઈ હોય તેને દૃઢ કરવા માટે દેશીઓ રાળનો ઉપયોગ કરે છે. સંગ્રહણી વિગેરેમાં પણ તે ફાયદા સાથે વપરાય છે.

ખોરી. ભા. ૨. પાન. ૮૬.

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૨૭૩; Brandis. p. 69; Indi. Medi. Plants p. 160.

---

## ૪૦ અજકર્ણ

### N. O. Dipterocarpeæ.

**નામો**—अजकर्णः, मरिचपत्रकः, वल्लीवृक्षः, पीतफलः (સંસ્કૃત); ધી પીનેય રેઝીન ઑર ઇન્ડીયન કોપલ ટ્રી, વ્હાઇટ ડામર (કનૈયાલાલ દે. અંગ્રેજી); Vateria Indica—વૅટીરીયા ઈન્ડીકા (લેટીન).

**परिचय**— सर्जको ह्यजकर्णः स्याच्छालो मरिचपत्रकः ।

॥ भा० प्र० ॥

वल्लीवृक्षः चीरपर्णो राल: कार्श्येऽजकर्णकः ।
बस्तकर्णः पीतफलो कषायो गंधवृक्षकः ॥

॥ रा० नि० ॥

**गुणाः—** सर्जो ग्राही व्रणश्लेष्मदग्धरुग्विषनुद्धिमः॥

॥ म० नि. ॥

सर्जस्तु कटुतिक्तोष्णो हिमः स्निग्धोऽतिसारजित् ।
पित्तास्रदोषकुष्ठघ्नः कंडूविस्फोटवातजित् ॥

॥ रा० नि ॥

**वक्तव्य**—અજકર્ણનું ગુજરાતી નામ "રાળના ઝાડનો ભેદ" એમ પાડી શકાય. કાનડીમાં એને "ધુપદ, ગુગલી," અને કુર્ગ તરફ એને 'બીલી ધુપ' કહે છે. બ્રેંડીસે "ઇન્ડીયન ટ્રીઝ" નામના પુસ્તકમાં તેનું વર્ણન કરેલું છે. તે કહે છે તે પ્રમાણે માઇસોરના પશ્ચિમ તરફના પ્રદેશમાં અને પશ્ચિમ ઘાટોમાં ( Western ghats ) તે બહુ જણાય છે. ત્રાવણકોર તરફ પણ થાય છે એમ ડૉ. કનૈયાલાલ દે જણાવે છે. આ ઝાડ બારે માસ લીલું રહે છે ( Ever-green tree ). માઇસોર તરફ રસ્તાની ઉપર 'એવન્યુ' તરિકે તે ઉગાડેલાં જણાય છે. ( વધુ માટે જુઓ Bradis's Indian Trees. p. 72-73 અને Indigenous Drugs of India. p. 327 ).

ફક્ત સ્વ. કૃતોભટ્ટ સિવાય કોઇ પણ ગ્રંથમાં આનું વર્ણન નથી. ચરક, સુશ્રુતમાં આનો ઉલ્લેખ જણાય છે. સુશ્રુતટીકાકાર ડલ્હણે અજકર્ણની સમજણ નીચે પ્રમાણે આપેલી છે:—

(१) सर्जः सालभेद एव ॥ सू—३८—१२.
(२) सर्जः पूर्वदेशे प्रसिद्धः ॥ क—१—७१. चि. ११—९.
(३) शवकर्णः प्रसिद्धः एव पूर्वदेशे ॥ चि—३४—१७.
(४) महासर्जः, 'गन्धमुण्ड' इति लोके । चि—२७—९.
(५) महासर्जः, गन्धमुण्ड इति एके । चि. ९—१४.
(६) अजकर्णः 'पियासाल्' इति लोके ॥ चि. १९—३३.
(७) सर्जः । चि. २०—१४.

ચરકટીકાકાર **ચક્રપાણિદત્ત** પણ अजकर्णः शालभेदः ( वि—८—२० : ५ ) એમ જ જણાવે છે. પૂર્વદેશ એટલે તો બંગાળા તરફ આ ઝાડ થવાં જોઇએ પણ સ્વ. વિરજાચરણ ગુપ્તે અજકર્ણનું વર્ણન કર્યું નથી. વળી અજકર્ણ જેવું જ બીજું એક અશ્વકર્ણનું નામ પણ જણાય છે. તે પણ 'સર્જભેદ' છે

અને पूर्वदेशे गन्धमुण्डः पिप्पलसदृशः છે. એટલે અજકર્ણ અને અશ્વકર્ણ–બન્ને સરખાં જ ઝાડ છે પણ તે બન્ને એકમેકના પર્યાયો તો નથી જ. અજકર્ણ અને અશ્વકર્ણ–બન્નેને એક જ શ્લોકમાં સ્પષ્ટ નામથી વર્ણવેલાં જણાય છે ( જુઓ सुश्रुत. चि. १९–३३ ). વનસ્પતિશાસ્ત્રીઓએ પણ બન્નેને નોખાં વર્ણવેલાં છે. અજકર્ણ–**Vateria indica** અને અશ્વકર્ણ **Shorea robusta.** સ્વ. કેતાભટ્ટે બન્નેને નોખાં નોખાં જ વર્ણવેલાં છે.

ચરક કષાયસ્કંધમાં અજકર્ણનો ઉલ્લેખ કરે છે ( चि. ८–१६५ ). સુશ્રુતે સર્વોપઘાતશમનીય અધ્યાયમાં વિડંગતંડૂલના પ્રયોગ વખતે अजकर्णकषायमुत्सादनार्थे એમ લખ્યું છે. ક્રૂરકોષ્ઠવાળાને મૃદુવિરેચન આપવાથી રેચ ન લાગવાથી પરિસ્રાવ નામની વ્યાપદ્ થાય છે એમ સુશ્રુતાચાર્ય જણાવે છે. એ વખતે ધવ, તિનિશ અજકર્ણ વિગેરેનો કષાય આપવાનો કહે છે. આંખમાં કોઈએ વિષનું અંજન કર્યું હોય તો અજકર્ણનો નિર્યાસ આંખમાં નાખવાનું સુશ્રુત ( क. १–७१ ) કહે છે. સાલસારાદિગણમાં તે છે ( सू. ३८–१२ ). દદ્રૂના યોગોમાં અજકર્ણ છે. પ્રમેહમાં અયસ્કૃતિ, લેહ, આસવ વિગેરે બનાવવાનાં જે દ્રવ્યો છે તેમાં આ પણ છે ( चि. ११–९ ). વાગ્ભટમાં આનો ઉલ્લેખ જણાતો નથી.

ભાવપ્રકાશ એનાં પાન મરી જેવાં વર્ણવે છે, જ્યારે ડલ્હણ પીપળા જેવાં વર્ણવે છે. અમરકોષમાં અજકર્ણનો ઉલ્લેખ નથી.

'વૈદ્યકશબ્દસિંધુ'કાર અજકર્ણ छागकर्णवत्पत्रशालतरुविशेषे, पीतशाल इति च नाम्ना प्रसिद्धे–એમ લખે છે.

**નવ્યમત**—કોકમ ( Garcinia Indica ) ના ઘીની માફક આનાં ચરબીયુક્ત મોટાં બીજમાંથી એક જાતનું તેલ નીકળે છે જે સંધિવા જેવાં વાતરોગનાં દરદો ઉપર માલીસ કરવાના કામમાં આવે છે. ડૉ. કનૈયાલાલ દે.

**નોટ.** Sharea Robusta એ જ શાલ અથવા રાળનું ઝાડ—અશ્વકર્ણ. Vateria Indica એ જ અજકર્ણ અથવા સફેદ ડામરનું ઝાડ. બન્ને એક જ વર્ગનાં છે. રાળની માફક બન્નેનો ઉપયોગ સમજવો.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૪૪૧–૪૪૩, Indi. Medi. Plants pp. 160, 163; Brandis pp. 72–73; Indig. Drugs p. 327.

---

## ૪૧ કપુર

### N. O. Dipterocarpeæ.

**નામો**—कर्पूरः, हिमः, घनसारः, शीतांशुः, तुषारगौरः ( સંસ્કૃત ); કપુર ( ગુજરાતી ); કાપૂર ( મરાઠી–હિંદુસ્તાની ); Camphor–કેંફર (અંગ્રેજી); Dryobalanops aromatica–ડ્રાયોબૅલેનોપ્સ ઍરોમેટીકા (લેટીન).

**गुणाः—** कर्पूरं कटु तिक्तञ्च मधुरं शिशिरं विदुः ।
तृण्मेदोविषदोषघ्नं चक्षुष्यं मदकारकम् ॥
॥ ध॰ नि ॥

**कर्पूरभेदाः—** पोतासो भीमसेनस्तदनुशीतकरः शंकरावाससंज्ञः ।
प्रांशुः पिञ्जोऽब्दसारः तदनु हिमयुता वालुका जूटिका च ॥
पश्चादस्यास्तुषारः तदुपरि सहिमः शीतलः पक्किकान्या ।
कर्पूरस्येति भेदा गुणरसमहसां वैद्यदृश्येन दृश्याः ॥
कर्पूरः शिशिरस्तिक्तः स्निग्धश्चोष्णोऽस्रदाहदः ।
चिरस्थो दाहदोषघ्नः सधौतः शुभ्रकृत् परः ॥

**कर्पूरलक्षणानि—** शिरो मध्यं तलश्चेति कर्पूरस्त्रिविधः स्मृतः ।
शिरःस्तंभाग्रसञ्जातं मध्यं पर्णतले तलम् ॥
भास्वद्विशदपुलकं शिरोजातन्तु मध्यमम् ।
सामान्यपुलकं स्वच्छं तले चूर्णन्तु गौरकम् ॥
स्तंभगर्भस्थितं श्रेष्ठं स्तम्भबाह्ये च मध्यमम् ।
स्वच्छमीषद्धारिद्राभं शुभं तन्मध्यमं स्मृतम् ॥
सुदृढं शुभ्ररूक्षञ्च पुलकं बाह्यजं वदेत् ।
स्वच्छं भृङ्गारपत्रं लघुतरविशदं तोलने तिक्तकं चेत् ।
स्वादे शैत्यं सुहृद्यं बहलपरिमलामोदसौरभ्यदायि ।
निःस्नेहं दार्ढ्यपत्रं शुभतरमिति चेद्राजयोग्यं प्रशस्तम् ।
कर्पूरं चान्यथा चेद्बहुतरमशने स्फोटदायि व्रणाय ॥
**चीनकः** चीनकर्पूरः कृत्रिमो धवलः पटुः ।
मेघसारस्तुषारश्च द्वीपकर्पूरजः स्मृतः ॥
चीनकः कटुतिक्तोष्ण ईषच्छीतः कफापहः ।
कण्ठदोषहरो मेध्यः पाचनः क्रिमिनाशनः ॥
कर्पूरतैलं कटुकोष्णकफापहारि ।
वातामयघ्नरददार्ढ्यदपित्तहारि ॥
॥ रा. नि. ॥

कर्पूरः शीतलो वृष्यश्चक्षुष्यो लेखनो लघुः ।
सुरभिः मधुरस्तिक्तः कफपित्तविषापहः ॥

दाहतृष्णास्यवैरस्यमेदोदौर्गन्ध्यनाशनः ।
कर्पूरो द्विविधो प्रोक्तः पक्वापक्वप्रभेदतः ॥
पक्वात् कर्पूरतः प्राहुरपक्वं गुणवत्तरम् ॥

॥ भा. प्र ॥

कर्पूरं शीतलं पाके चक्षुष्यं कफनाशनम् ।
पक्वकर्पूरतः प्राहुः अपक्वं गुणवत्तरम् ॥

॥ राजवल्लभः ॥

चक्रदत्त— १ **सद्यःशस्त्रक्षते**–कर्पूरपूरितं बद्धं सघृतं संप्ररोहति । सद्यः शस्त्रक्षतं पुंसां व्यथापाकविवर्जितम् ॥

२ **परिलेहीनामकर्णपालीरोगे**–बहुशो गोमयैः तप्तैः स्वेदितं परिलेहितम् । घनसारैः समालिम्पेदजामूत्रेण कल्कितैः ॥

बंगसेन— ३ **शुक्रनामनेत्ररोगे**–वटक्षीरेण संयुक्तं श्लक्ष्णकर्पूरजं रजः। क्षिप्रमञ्जनतो हन्ति शुक्रं वापि घनोन्नतम् ॥

**કપુરના ભેદ**—ધન્વન્તરીય નિઘંટુમાં કપુરના ભેદ જણાતા નથી. રાજનિઘંટુકારે ગુણ, સ્વાદ અને વીર્ય અનુસાર કપુરના ૧૪ ભેદોનો ઉલ્લેખ કરેલો છે, જેમકેઃ–પોતાસ, ભીમસેન, સિતકર, શંકરાવાસ, પ્રાંશુ, પિંજ, અબ્દસાર, હિમયુતા, વાલુકા, જૂટિકા, તુષાર, હિમ, શીતલ, અને પક્કિકા. ઉત્પત્તિસ્થાનભેદને લીધે વળી પાછા ત્રણ ભેદ પાડવામાં આવ્યા છેઃ–શિરઃ, મધ્ય અને તલ. આ ત્રણ ભેદનાં લક્ષણો ઉપર ટાંકેલા રાજનિઘંટુના અવતરણમાંથી જોઇ લેવાં. વળી આ ઉપરાંત રાજનિઘંટુકાર “ ચીનકર્પૂર ” નામનો કપુરનો ભેદ દર્શાવે છે અને તેના ગુણદોષ પણ વર્ણવે છે. રાજવલ્લભ અને ભાવમિશ્ર પક્વ અને અપક્વ કર્પૂરનો ઉલ્લેખ કરે છે. રાજનિઘંટુમાં પક્વ અપક્વ કપુરનો ઉલ્લેખ નથી; ફક્ત ‘ચીનકર્પૂર’ને કૃત્રિમ કહેલું છે.

**નવ્યમત પ્રમાણે કપુરના ભેદ**—ચીન અથવા જાપાની કપુર અને બોર્નિઓ અથવા સુમાત્રાનું કપુર–આ બે પ્રકારના કપુરનું વર્ણન હાલના લેખકોએ કરેલું છે. ડીમક કહે છે કે ચીન અથવા જાપાનનું કપુર Cinnamomum Camphora—સીનેમોમમ કેમ્ફોરા નામના વૃક્ષમાંથી અને સુમાત્રા કે બોર્નીયોનું કપુર Dryobalanops aromatica–ડ્રાયોબેલેનૉપ્સ ઍરોમેટીકા નામના ઝાડમાંથી કાઢવામાં આવે છે. પહેલી જાતના કપુરને સ્વ. કવિરાજ વિરજાચરણ ગુપ્ત પ્રાચીનોક્ત પક્વ અને બીજાને અપક્વ કર્પૂર માને છે. ચીન અને જાપાનનું વિશુદ્ધ કપુર આ

દેશમાં જવલ્લેજ આવે છે. આ અશુદ્ધ કપુરને મુંબઇમાં એક વિશિષ્ટ રીતથી શુદ્ધ કરવામાં આવે છે. અવિશુદ્ધ ચીન અને જાપાનનાં કપુર પૈકીમાંથી જાપાનનું સ્હેજ વધારે સાફ હોય છે. જાપાનથી જે વિશુદ્ધ કપુર આવે છે તે ચોરસ, પિષ્ટાકૃતિ દોઢ ઈંચ સ્થૂલ અને વચમાં છિદ્રવાળું હોય છે. યૂરોપથી જે વિશુદ્ધ કપુર આવે છે તેના જેવુંજ આ હોય છે.

બોર્નીયો અથવા સુમાત્રાનું કપુર કઠિન અને ભારે હોય છે અને તેથી તે પાણીમાં ડૂબી જાય છે. સાધારણ રીતે તે બીજાં કપુરની માફક જલદી ઉડી જતું નથી. **ડીમક** આજ કપુરને ભીમસેની કપુર માને છે. ઉત્તમ બોર્નીયો કપુરનો ભાવ ઘણો ભારે હોય છે. એની છાલમાં ટોચા મારવામાં આવે છે જેથી તેમાંથી રસ ઝરે છે. આમાંથી જ કપુર બનાવવામાં આવે છે. **મી. જ્હોન મેકડોનલ્ડે** બોર્નીયો અને સુમાત્રામાં શી રીતે કપુર ભેગું કરવામાં આવે છે તેનું રસિક વર્ણન આપેલું છે.

### વૈદ્યકમાં કપુરનો ઉપયોગ—

**ચક્રદત્ત—** **૧ શસ્ત્રનો ઘા પડયો હોય તો**—કપુર વાટીને ઘી સાથે વ્રણમાં ભરી દેવું. વેદના, પાક વિગેરે કંઇજ નહિ થતાં આરામ થશે.

૨ કાનની પાલીનો '**પરિલેહી**' નામનો રોગ થાય છે તેમાં—અડાયાં સળગાવીને પ્રથમ દરદ ઉપર સ્વેદ કરવો. પછીથી બકરીના મૂત્ર સાથે કપુરને વાટીને ત્યાં ચોપડવું.

**બંગસેન—** **૩ આંખના ફુલામાં**—વડના દુધ સાથે કપુરને બારીક વાટીને કાલવવું. એ આંજવાથી ઘણા વખતનું ફુલું મટે છે.

**वक्तव्य—ચરકમાં** "દશેમાનિ"માં કપુરનો ઉલ્લેખ નથી. સૂત્રસ્થાનના પાંચમા અધ્યાયમાં લખેલું છે—" धार्यमास्येन वैशद्यरुचिसौगन्ध्यमिच्छता ।....तथा कर्पूरनिर्यासं....॥" **સુશ્રુત** સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં કપુરના ગુણ જણાય છે:—" स तिक्तः सुरभिः शीतः कर्पूरो लघुलेखनः। तृष्णायां मुखशोषे च वैरस्ये चापि पूजितः ॥ " અષ્ટાંગસંગ્રહમાં ( **વૃદ્ધ વાગ્ભટ** ) લખ્યું છે કે:—" रुचिवैशद्यसौगन्ध्यमिच्छन् वक्त्रेण धारयेत्। जातीलवंगकर्पूर—". **ચક્રદત્ત, વૃંદ** વિગેરેના સંગ્રહોમાં કાસ, શ્વાસ, પ્રમેહ અને ગ્રહણીની ચિકિત્સામાં કપુરનો ઉપયોગ નથી. રસચિકિત્સાના પ્રચાર સાથે જ કપુરનો પ્રચાર પણ ઘણાખરા રોગોમાં છૂટથી થવા લાગ્યો છે. ભાવપ્રકાશમાં કપુરને વૃષ્ય કહેલું છે.

**Actions and Uses**—Camphor is locally rubefacient and resolvent. In medical doses it stimulates the heart, respiration, and the vasomotor ganglia; and stimulates and increases the sexual appetite; after a time it depresses the generative functions. It

stimulates the uterus and increases the menstrual flow. On the skin it produces increased diaphoresis. As an anodyne it allays pain, relieves sexual excitement as chordee and other neurotic affections. It is eliminated by the skin, kidneys and bronchi: often causes dysuria. In large doses it produces gastro-enteritis and symptoms of irritant poison. It depresses the heart, gives rise to cold sweats, cold hands and feet, coma, convulsions and death. In comparatively large doses it is given in puerperal mania. An enema of camphor is given to expel worms. Externally it is used as a wash for ulcers. In tooth-ache, camphor dissolved in alcohol and applied to the cavities of carious teeth gives relief; used as a snuff it checks coryza. The liniment is useful for sprains, bruises, for rheumatic pains of joints, also in spasmodic pains in muscles.

( R. N. Khory. II. p. 526 )

ભાવાર્થ—બહાર લગાડવાથી કપુર ચામડીને લાલચોળ બનાવે છે અને શોથ, અર્બુદ વિગેરેને વિખેરી નાખે છે. યોગ્ય માત્રામાં સેવન કરવાથી કપુર હૃદયની કાર્યતત્પરતા, શ્વાસોચ્છ્વાસ અને રક્તસંવહનક્રિયા વધારે છે. કપુર સ્ત્રી-સંભોગની ઇચ્છા વધારે છે, પણ લાંબો વખત સુધી તેનું સેવન ચાલુ રાખવાથી જનનેન્દ્રિયનો અવસાદ કરે છે. એના સેવનથી ગર્ભાશય ઉત્તેજીત થાય છે અને આર્તવરજઃસ્રાવ વધે છે. કપુર વેદનાહર છે. ચામડી, મૂત્રપિંડ અને શ્વાસનળી વાટે કપુર પરસેવો, પેસાબ અને કફરૂપે બહાર આવી જાય છે; ઘણી વખત તે મૂત્રકૃચ્છ્ર પણ કરે છે. મોટી માત્રામાં કપુર લેવાથી આંતરડાંમાં પ્રદાહ બળે છે અને વિષ ખાધું હોય તેવાં લક્ષણો દેખાય છે. મોટી માત્રામાં કપુર ખવાઇ જવાથી હૃદયનો અવસાદ થાય છે, શરીરની ઉષ્ણતા કમી થઈ જઈને હાથપગ ઠંડા પડી જાય છે, બેશુદ્ધિ થઈ આવે છે અને આંચકી વિગેરે થઇ આવીને મરણ પણ થાય છે. સંતાનનો પ્રસવ થઈ ગયા પછી મનોવિકાર થઇ ગયો હોય તે વખતે મોટી માત્રામાં કપુર આપવામાં આવે છે. કપુર બસ્તિમાં કૃમિનાશ માટે યોજાય છે. ચાંદાં વિગેરે ધોવા માટે કપુર વપરાય છે. આલ્કોહોલમાં કપુરને ઓગાળી નાખીને દાંતમાં ચસ્કા મારતા હોય તો તેનું પુમડું બોળીને રાખવાથી વેદના મટે છે. નસ્ય તરિકે લેવાથી સળેખમ, નાસાસ્રાવ, વિગેરે મટે છે. મૂઢમાર, લચક, સંધિવામાં સાંધાઓમાં થતા દુખાવામાં, અને સ્નાયુશૂલમાં કપુરનો અભ્યંગ હિતાવહ છે.

( ખોરી ભા. ૨. પા. ૫૨૬ )

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૨૨૯.

## ૪૨ ગર્જન–તેલ.

### N. O. Dipterocarpeæ.

**નામો**—ગર્જન–તેલ, ગર્જનકા તૈલ, તેલી ગર્જન ( હિંદી, બંગાલી ); Gurjan ગર્જન ( અંગ્રેજી )

**વર્ણન**—Dipterocarpus Turbinatus (ડીપ્ટેરોકાર્પસ્ ટર્બીનેટસ્) આ નામના ઝાડમાંથી આ તેલ ઘણું સારૂં નીકળે છે. આ વર્ગની આ તેમજ બીજી જાતોમાંથી જે તેલ નીકળે છે તેને જ હિંદુસ્તાનમાં ગર્જનતેલના નામથી ઓળખે છે. ડીપ્ટેરોકાર્પસ્ ટર્બીનેટસ્ ( ગર્જનનું ઝાડ ) પૂર્વ બંગાળા, બ્રહ્મદેશ, ચીતાગોંગ, પેગુ, સિંગાપુર, વિગેરે સ્થળે પુષ્કળ થાય છે. બારે માસ આ ઝાડ લીલું રહે છે, દેખાવ બહુ ભવ્ય હોય છે. કેટલીક વખતે તો ૨૦૦ ફીટ જેટલી ઉંચાઈએ આ ઝાડ પહોંચે છે. આ વર્ગની બીજી બે ત્રણ જાતો D. alatus અને D. incanus ચીતાગોંગ પરગણામાં ઘણી થાય છે. ઠેઠ આંદામાનના ટાપુઓ સુધીમાં D. alatus થાય છે. બ્રહ્મદેશમાં આ ઝાડને કન્યીન અથવા ઇનના નામથી ઓળખે છે. આ ઝાડમાંથી મધ જેવું ઘાટું પ્રવાહી તૈલ ( oleo-resin ) સારા જથામાં નીકળે છે.

વિવિધ પ્રાંતોમાં વિવિધ રીતે આ તેલ કાઢવામાં આવે છે. સાધારણ રીતે આ રીતે જે તેલ કાઢવામાં આવેછે તે સારૂં હોય છેઃ–થડમાં નાનાનાના કાપા ( Cavities ) મૂકીને તેમાં ચારકોલ ( કારણ કે ચારકોલ મૂકવાથી પ્રવાહી સારૂં ખેંચાઈ આવે છે ) મૂકે છે. એ રસ ઝીલવામાં આવે છે. જ્યારે રસ ઝરતો બંધ થઈ જાય છે ત્યારે બીજો તાજો ભાગ ( થડનો ) કાપવામાં આવે છે અને ઉપર માફક ફરીથી રસ ઝીલવામાં આવે છે.

સાધારણ રીતે પૂર્વહિંદુસ્તાનનાં બજારોમાં ગર્જનતેલ વેચાય છે. સફેદ ગર્જનકા તેલ અથવા સફેદ લકરીકા તેલ, લાલ અને કાળું ( કાલા તેલ )– આવી ત્રણ જાતો મળે છે. ચોકખું તેલ પ્રકાશ સામું તેલની શીશી ધરીને જોવાથી આછું લીલાશલેતું, પારદર્શક, અને ખૂબ તાપમાં રાખીને જોવાથી લાલાશ લેતા ભુરા રંગનું ( Reddish brown ) હોય છે. તેમાં ચણકબાબ જેવી ખુશબો હોય છે અને સ્વાદ પણ ચણકબાબ જેવો સુગંધિતિક્ત ( Bitter aromatic taste ) લાગે છે.

ગર્જન–બાલ્સમ–મોટે ભાગે બ્રહ્મદેશ, ચિતાગોંગ અને મલાયા દ્વીપકલ્પમાં તૈયાર થાય છે અને ત્યાંથી જ તે અવારનવાર પરદેશ ચઢે છે. કૉપેબા ( અંગ્રેજી સુગંધી દવા છે )માં તેનો ભેગ કરવામાં આવે છે એમ કેટલાક માને છે. હિંદુસ્તાનમાં આ તેલનો વાર્નીસ, વૉટરપ્રુફીંગ વિગેરેમાં ઉપયોગ કરવામાં આવે

છે. કૅાપેબાની જગોએ વાપરી શકાય એવું સરસ પ્રતિનિધિ છે અને હિંદુસ્તાનનું આ દ્રવ્ય દક્ષિણ અમેરિકાથી આવતા બાલ્સમ કરતાં સારૂં કામ કરશે એ ધારણા પણ ઘણાને હતી અને તેથી ફાર્માકોપીયામાં તેને દાખલ પણ કરવામાં આવ્યું હતું.

**Medicinal Uses**—It has undoubted efficacy in the conditions for which its use has been advocated–gonorrhœa and gleet and the like–administered in dozes of half to one fluid drachm as emulsion with mucilage acacia or alkali.

Externally it has a stimulant action and has been applied to indolent ulcers. It was strongly recommended and extensively tried some years ago as a specific for leprosy but it was found that while it acted admirably as a palliative it could not claim to be cosidered a cure. It is useful in psoriasis and kindred skin affections mixed to the consistence of cream with equal parts of lime–water and applied freely, and the palo oil given internally to the exent of two drachms three times a day. The addition of Chaulmogra oil has been found to enhance the effect. The essential oil may be administered internally in place of the oleo–resin.

**ભાવાર્થ**—ગનોરીયા અને ગ્લીટ ( પરમીયાની chronic છેલ્લી સ્ટેજ જે વખતે પરૂ વગેરે વહેવા માંડે છે તે રોગ. )માં બાવળના ગુંદરના પ્રવાહી સાથે ૦॥ થી ૧ ડ્રામની માત્રામાં અકસીર છે.

ગર્જનતેલ બહાર લગાડવામાં ગરમ છે. દુષ્ટ વ્રણ વિગેરેમાં તે ચોપડાય છે. થોડાંક વર્ષો અગાઉ કુષ્ઠ–leprosy–ઉપર આ એક અગત્યનું ઔષધ જાહેર કરવામાં આવ્યું હતું. ઘણાયે પ્રયોગો કરવામાં આવ્યા હતા, પણ પછીથી ખાત્રી થઈ છે કે તેનાથી કાયમનો આરામ નહિ પણ થોડીવાર માટે રાહત મળે છે એટલું જ. ચામડીના રોગોમાં આ તેલ–ચુનાનું નીતર્યું પાણી તેમાં સમાન ભાગે નાખી–હલાવીને લગાડવાથી ચામડીના રોગો મટે છે. દિવસમાં ત્રણ વખત થઈને ૨ ડ્રામ જેટલું તેલ અંદર પીવા માટે પણ અપાય છે. આ તેલમાં ચેલમોગરાનું તેલ ઉમેરવાથી વધારે સારો ગુણ આપે છે. આ ઘાટા પ્રવાહીને બદલે તેલ ( essential oil ) પણ પીવા માટે આપી શકાય છે. સ્વ. કનૈયાલાલ દે.

ઉલ્લેખ—Brandis. p. 65; Indig Drugs pp. 116–117; Indi. Medi Plants p. 156.

---

# ૨ શાલ્મલ્યાદિ વર્ગ

## N. O. Malvaceæ.

### ૪૩ બલા

નામો—

૧ बला, फणिजिह्विका*, भद्रौदनी, खरयष्टिका (સંસ્કૃત); બલા, ખરેટી, બલબીજ (ગુજરાતી); ચિકના, લોબિર સિર (મરાઠી); બરિયાલ, ખિરૈટી (હિંદી); બેડેલા, શ્વેત બેડેલા ( બંગાલી ); Sida cordifolia-સાઇડા કૉર્ડીફોલીયા (લેટીન).

૨ महाबला (સંસ્કૃત); ખેતરાઉ બલ, ખેતરાઉ બલદાણા (ગુજરાતી); સહદેવા, પીતબલા (હિંદી); પીત બેડેલા (બંગાલી); Sida rhombifolia-સાઇડા રૂહોંબીફોલીયા (લેટીન).

गुणाः— बला स्निग्धा हिमा स्वादुः वृष्या बल्या त्रिदोषनुत् ।
रक्तपित्तक्षयं हन्ति बलौजो वर्धयत्यपि ॥

॥ ध. नि. ॥

बलाऽतितिक्ता मधुरा पित्तातिसारनाशिनी ।
बलवीर्यप्रदापुष्टि कफरोगविशोधिनी ॥

॥ रा. नि. ॥

बलाफलं स्वादु पाके कषायं मधुरं रसे ।
हिमवीर्यं गुरुगुणं स्तंभनं लेखनं भृशम् ॥

॥ नि. र. ॥

स्निग्धा रुच्या बला वृष्या ग्राहिणी वातपित्तजित् ॥

॥ राजवल्लभः ॥

महाबला तु हृद्रोगवातार्शःशोफनाशिनी ।
शुक्रवृद्धिकरी हन्यात् विषमञ्च ज्वरं नृणाम् ॥

॥ ध. नि. ॥

हरेन्महाबला कृच्छ्रं भवेत् वातानुलोमनम् ॥

॥ भा. प्र. ॥

चरक— १ रक्तपित्ते-गव्यं पयः .... । .... बलाश्रृतं गोक्षुरकैः श्रृतम्वा ॥

चि—अ—९.

* फणिजिह्विका ' ડુંગરાઉ બલા 'ને બરાબર લાગુ પડે છે.

२ रक्तार्शःसु—हन्त्याशु रक्तरोगं तथा बलापृश्निपर्णिभ्याम् ॥
चि—अ—९.

३ कफविसर्पे—....बलां । पृथगालेपनं कुर्यात् ॥ चि—अ—११.

४ मदात्ययस्य पिपासायाम्—तृष्यते सलिलञ्चास्मै दद्यात् .... बलायाः शृतम् ॥ चि—अ—१२.

५ व्रणनिर्वापणार्थम्—....बलामूलं .... आलेपनं । .... निर्वापणम् ॥ चि—अ—१३.

६ व्रणशोधनार्थम्—....बलाकुशः । कषायाः शोधनाः मताः ॥
चि—अ—१३.

७ वातरक्ते—बलाकषायकल्काभ्यां तैलं क्षीरसमं तथा । सहस्रशतपाकं वा वातासृग्वातरोगनुत् ॥ चि—अ—२९.

सुश्रुत— ८ रसायनार्थम् —यथोक्तमागारं प्रविश्य बलामूलार्द्धपलं पलं वा पयसाऽऽलोड्य पिबेत्, जीर्णे पयःसर्पिरोदन इत्याहारः । एवं द्वादशरात्रमुपयुज्य द्वादशवर्षाणि वयस्तिष्ठति । एवं दिवसशतमुपयुज्य वर्षशतं वयस्तिष्ठति ॥ चि—अ—२७.

९ स्वरभेदे—....बलाचूर्णमथापि वा । ऊ. अ—५३.

वाग्भट— १० राजयक्ष्मणि—बलागर्भ.... । सक्षौद्रं पयसा सिद्धं सर्पिः दशगुणेन वा ॥ चि--अ—५.

चक्रदत्त— ११ अवबाहुके—मूलं बलायाः .... पिबेद्वा । मासादसौ वज्रसमानबाहुः ॥

१२ अन्त्रवृद्धौ—तैलमेरण्डजं पीत्वा बलासिद्धं पयोऽन्वितम् । आध्मानशूलोपचितामन्त्रवृद्धिं जयेन्नरः ॥

१३ प्रदरे—प्रदरं हन्ति बलायाः मूलं दुग्धेन मधुयुतं पीतम् ॥

बंगसेन— १४ उन्मादे—सितकुसुमबलायाः सार्द्धकर्षत्रयं यः शिखरिचरणकोलं क्षीरपाकेन पक्वम् । पिबति तदनु शीतं प्रातरुत्थाय नित्यम् जयति झटिति घोरं व्याधिमुन्मादमुग्रम् ॥

१५ सर्ववातविकारे—बलानिःक्राथकल्काभ्यां तैलं पक्वं पयोऽन्वितम् । सर्ववातविकारघ्नम् .... ॥

१६ उरोग्रहे—सूर्यावर्तबलोद्भवाः । रसाः एकैकशः कोष्णाः द्विशो वा रामठान्विताः ॥

१७ श्लीपदे महाबलामूलम्—असाध्यमपि यात्यस्तं श्लीपदं चिरकालजम् । मूलेन सहदेवायाः तालमिश्रेण लेपितम् ॥

भावप्रकाश— १८ अर्दिते—बलायाः क्षीरं वातात्मके हितम् ॥

१९ विषमज्वरे महाबला—

महाबलामूलमहौषधाभ्यां क्वाथो निहन्याद्विषमज्वरं हि ।
शीतं सकम्पं परिदाहयुक्तम् विनाशयेद्द्वित्रिदिनप्रयोगात् ॥

वैद्यमनोरमा— २० गर्भिणीशूले—गर्भिणी तु बलाक्वाथसिद्धं सायं प्रगेपि वा ।

**વર્ણન**—બલાના છોડવા ૧॥ થી ૩ ફીટ ઉંચા થાય છે. ચોમાસામાં ખૂબ જોવામાં આવે છે. મૂળ ઘણાં ઉંડાં બેઠેલાં હોય છે. મૂળ ચીકણાં, મજબુત અને સુતળી જેટલાં જાડાં હોય છે. પાન આંતરે આવેલાં, હૃદયાકૃતિનાં, લંબગોળ, કાંગરીદાર, ટેરવે જરા સાંકડાં થતાં બુટ્ટાં હોય છે. પાનની બન્ને સપાટી ઉપર મખમલ જેવી સફેદ રૂછાળ હોય છે. ઉપરની સપાટીનો રંગ ફીકકો લીલો અને નીચેનીનો વિશેષ ફીકકો હોય છે. પાનની ડીંટડી ટુંકી અને ઉપરની બાજુએ છાછરી નીકવાળી હોય છે. પાન ચોળવાથી તે ચીકણાં લાગે છે. ફુલ પીળા રંગનાં હોય છે. બળબીજ કાળા રંગનાં, ઝીણાં, બજારમાં વેચાતાં મળે છે. પાણીમાં આ બીજ નાખવાથી ચીકણો લુવાબ થઈ જાય છે. દવા વેચનારાઓ આ બીજને કોઈ દિવ્યઔષધિનાં બીજ છે એમ વર્ણવી પાણીમાં નાખીને આ ચીકણો લુવાબ બતાવીને ધાતુપુષ્ટિના શોખીન શેઠીઆઓ પાસેથી ૧ તોલા બીજના ૫-૧૦ રૂપીઆ ઓકાવી લે છે.

ખેતરાઉબલા (મહાબલા) પણ બલાના જેવી જ દેખાવમાં હોય છે પાન તરેહ તરેહનાં હોય છે. આમાં સફેદ તેમ જ પીળાં બન્ને જાતનાં ફુલો આવે છે.

આ બન્ને જાતની બલાઓમાંથી સુંદર રેસાઓ નીકળે છે જે વિવિધ કામમાં આવે છે.

## વૈદ્યકમાં બલાનો ઉપયોગ—

ચરક ૧ રક્તપિત્તમાં—બલાનાં મૂળથી સિદ્ધ કરેલું ગાયનું દુધ પીવું. ચિ. અ. ૫.

૨ **દુઝતા હરસમાં**–બલા અને પૃશ્નિપર્ણીથી સિદ્ધ કરેલું દુધ અથવા ઘી લેવાથી દુઝતા હરસ મટે છે. ચિ. અ. ૯.

૩ **કફજન્ય રતવામાં**–બલામૂળને પાણીમાં ઘસીને ચોપડવું. ચિ. અ. ૧૧.

૪ **મદાત્યયની તરસમાં**–દારૂ ખૂબ પીધો હોય અને તે વખતે તૃષા ખૂબ લાગી હોય તો બલામૂળનો ક્વાથ પીવા આપવો. ચિ. અ. ૧૨.

૫ **વ્રણ રૂઝવવા માટે**–બલામૂળનો ઘસારો ચોપડવો. ચિ. અ. ૧૩.

૬ **વ્રણશોધન માટે**–બલાના મૂળના ક્વાથથી વ્રણ ધોવો. ચિ. અ. ૧૩.

૭ **વાતરક્ત** (Gout)**માં**–બલામૂલના કલ્કથી અને તેના જ ક્વાથથી વિધિસર તેલ પકાવી લેવું. આ તેલ પીવાના તેમ જ અભ્યંગના કામમાં લેવું. ચિ. અ. ૨૯

સુશ્રુત— ૮ **રસાયન તરિકે બલાનો ઉપયોગ**–રસાયનવિધિપુરઃસર બલામૂળનું અર્ધો પલ કે એક પલ ચૂર્ણ દુધમાં ડોઈને પીજવું. એ પચી જાય એટલે દુધ, ઘી, કમોદના ચોખા–એવો આહાર લેવો. આવી રીતે ૧૨ દિવસ પ્રયોગ કરવો; અને એથી ૧૨ વર્ષનું આયુષ્ય વધશે. આવી જ રીતે ૧૦૦ દિવસ પ્રયોગ કરવાથી સો વર્ષનું આરોગ્યયુક્ત જીવન પ્રાપ્ત થાય છે. ચિ. અ. ૨૭.

૯ **સ્વરભેદમાં**–બલામૂળનું ચૂર્ણ મધ સાથે ચાટવું. ઊ. ૫૩.

વાગ્ભટ— ૧૦ **ક્ષયમાં**–બલામૂળના કલ્ક, અને ઘીથી દશ ઘણા ગાયના દુધ સાથે ઘી સિદ્ધ કરી લેવું. આ ઘી મધ સાથે લેવાથી ક્ષય મટે છે. ચિ. અ. ૫.

ચક્રદત્ત— ૧૧ **અવબાહુકમાં**–( વાથી હાથ ઝલાઇ જાય છે તે રોગ. )–એક મહિના સુધી લાગટ બલામૂળનો ક્વાથ પીવો. વજ્ર જેવો હાથ થઇ જશે.

૧૨ **વધરાવળમાં**–બલામૂળમાં સિદ્ધ કરી લીધેલા દુધ સાથે દીવેલ પીવાથી આફરો અને શૂલયુક્ત વધરાવળ મટે છે.

૧૩ **પ્રદરમાં**–બલામૂળનું ચૂર્ણ મધમાં ચાટીને ઉપરથી દુધ પીવાથી પ્રદર મટે છે.

બંગસેન— ૧૪ ગાંડપણુમાં—સફેદ ફુલની બલાના મૂળનું ચૂર્ણ તોલા ૩ાા અઘેડાના મૂળનું ચૂર્ણ તો ૧, ાાા શેર દુધ અને ાાા શેર પાણી—આ વજનમાં બધું ઉકાળવું. પાણી બળી જઈ દુધ એકલું રહે ત્યાં સુધી ઉકાળવું. ઠંડુ પડે દુધ ગાળી લઇ તે દુધ સવારમાં હમેશાં પીવું (હમેશ નવું જ બનાવવું). આથી ઘણી જ ટુંક મુદતમાં ઉગ્ર અને ઘોર એવો ઉન્માદ રોગ (ગાંડપણુ) મટશે.

૧૫ સર્વ પ્રકારના વાયુના રોગમાં—બલાના કવાથ અને કલ્કમાં વિધિ પ્રમાણે સિદ્ધ કરી લીધેલું તેલ બધી જ જાતના વાતરોગો હણે છે.

૧૬ છાતી ઝલાઈ ગઇ હોય ત્યારે (ઉરોગ્રહ)—બલામૂળનો રસ હિંગ નાખીને પીવાડવો. સુરજમુખી પણ આવી રીતે આપી શકાય, સુરજમુખી અને બલા—બન્ને ભેગી પણ વાપરી શકાય.

૧૭ હાથીપગામાં—મહાબલાનાં લીલાં મૂળના ઘસારામાં થોડીક હરિતાલ નાખીને હાથીપગા ઉપર ચોપડવાથી ગમે તેટલા લાંબા વખતનો રોગ મટી જાય છે.

ભાવપ્રકાશ— ૧૮ અડદીયા વામાં—બલામૂળ નાખીને ઉકાળેલું દુધ અડદીયા-વામાં હિતકર છે.

૧૯ વિષમજ્વરમાં—મહાબલાનાં મૂળ અને સુંઠ—સમાનભાગે લઇને કવાથ કરી લેવો. આ કવાથ બે અથવા ત્રણ દિવસ સુધી પીવાથી ઠંડી, દાહ અને કંપયુકત વિષમજ્વર મટી જાય છે.

વૈદ્યમનોરમા— ૨૦ ગર્ભિણી સ્ત્રીને શૂલ મારતું હોય તો—બલામૂળના કવાથમાં સિદ્ધ કરી લીધેલું ઘી સવારસાંજ પીવું.

**वक्तव्य**—આયુર્વેદમાં ચાર બલાનો ઉલ્લેખ છે. નિઘંટુકારોએ એ દરેક બલાને આપેલાં વિવિધ નામો જ્યારે જોઈએ છીયે ત્યારે આ ચારે બલા ખરેખર બલારૂપ જ લાગે છે. એકલી બલાનાં કેટલાં બધાં નામો ? ભદ્રૌદની, ઓદનાહ્વયા, સમંગા જેવાં નામોનો મેળ શી રીતે બેસાડવો ? સમંગાના કેટકેટલા અર્થો થાય છે તે વૈદ્યોથી કયાં અજાણ્યું છે ? બલાફલને ‘ शीतपाक्यम् ’ ( सुश्रुत. सू. अ. ४५. ) કહેલું છે.

મહાબલાને સહદેવા, વાટયાયની, મૃગાદની–એવાં નામો આપેલાં છે. સહદેવા સેહરડી માટે, મૃગાદની ઇંદ્રવારૂણી માટે–આવું કયાં ઓછું છે? અમરસિંહે મહાબલા નથી ગણાવી.

બલાની ઘણી જાતો છે; જેવી કે:—

| | |
|---|---|
| ભોંયબલા— | Sida humilis. |
| કાંટાવાળી બલા— | S. spinosa. |
| જંગલી બલા— | S. carpinifolia. |
| ખેતરાઉબલ (મહાબલા)— | S. rhombifolia. |
| બલા— | S. cordifolia. |

આટલી બલા તો રા. સુ. જયકૃષ્ણભાઇએ તેમના 'વનસ્પતિશાસ્ત્ર'માં જ વર્ણવી છે. આ સિવાય પણ બીજી જાતો છે.

ઉલ્લેખ— વ. શા. પા. ૫૬ થી ૫૯; N. p. 28; રૂ. નિ. પા. ૧૩૮; Indi. Medi Plants pp. 168 to 173.

---

## ૪૪ અતિબલા–ખપાટ

### N. O. Malvaceæ.

**નામો**—अतिबला, कंकतिका, पीतपुष्पा (સંસ્કૃત); કાંસકી, ખપાટ (ગુજરાતી); કરનડી, પીટારી, મુદ્રા ( મરાઠી ); પોટારી ( હિંદી ); ઇંડીયન મૅલો ( અંગ્રેજી ) Abutilon indicum–એબ્યુટાઇલન ઈન્ડીકમ્ ( લેટીન ).

**ગુણા:—** बलिका मधुरा चाम्ला हिता दोषत्रयप्रणुत् ।
युक्तया बुद्धया प्रयोक्तव्या ज्वरदाहविनाशिनी ॥

॥ ग. नि. ॥

तिक्ता कटुश्चातिबला वातघ्नी कृमिनाशिनी ।
दाहतृष्णाविषच्छर्दिक्लेदोपशमनी परा ॥

॥ रा. नि. ॥

हन्यादतिबला मेहं पयसा सितया समम् ॥
बलाचतुष्टयम् शीतं मधुरं बलकान्तिकृत् ।
स्निग्धं ग्राहि समीरास्रपित्तास्रक्षतनाशनम् ॥

॥ भा. प्र.

चरक— १ रसायने–बलातिबला....पुनर्नवान्ताश्चौषधयो दश ये वयःस्थापनाः व्याख्याताः तेषां स्वरसाः नागबलावत्....प्रयोज्याः ॥ चि–१–८९.

सुश्रुत— २ रसायने–विशेषतस्त्वतिबलामुदकेन ॥ चि–२७.

चक्रदत्त— ३ मूत्रकृच्छ्रे अतिबलामूलम्–कषायोऽतिबलामूलसाधितः सर्वकृच्छ्रजित् ॥

भावमिश्र— ४ रक्तप्रदरे–बला कंकतिकाख्या या तस्या मूलं सुचूर्णितम् । लोहितप्रदरे खादेच्छर्करामधुसंयुतम् ॥

**વર્ણન**—ખપાટ ઘણેખરે ઠેકાણે થાય છે. તે બારે માસ જોવામાં આવે છે. ચોમાસે તે ઘણી ઉગી નીકળે છે. તેના છોડ ૪ થી ૮ ફીટ ઉંચા વધે છે. પાન ગોળાઇ લેતાં અથવા ખુણીઆવાળાં હોય છે. ફુલ પીળા રંગનાં હોય છે. તે બપોર પછી ઉઘડે છે. ફલ ડાબલીનાં નીચલાં પડ જેવાં ને કાંસકી કે દંતીઆના દાંતા જેવાં ઘણી ફાંકોવાળાં હોય છે. ડાંડીઓ પેન્સીલથી તે આંગળી જેવી જાડી ને ગોળ હોય છે. તે ફીકાલીલા રંગની અને તે ઉપર સુંવાળા વાળની રૂંવાંટી વધારે હોય છે. પાન આંતરે આવેલાં હોય છે. તે પર બન્ને બાજુએ સુંવાળી લીલાશલેતા રંગની રૂવાંટીનું અસ્તર હોય છે. આથી પાન પર હાથ ફેરવતાં તે મખમલ જેવું સુંવાળું લાગે છે. પાનની ડીંટડી ૧ થી ૭ ઇંચ લાંબી હોય છે. તેના ફુલની વાસ પારસપીપળાના ફુલને મળતી હોય છે.

ખપાટની ઘણી જાતો થાય છે. રા. રા. જયકૃષ્ણભાઇએ નીચે પ્રમાણેની ખપાટો ગણાવી છે:—

( ૧ ) ખાજવણી ખપાટ—Abutilon Polyandrum.
( ૨ ) મખમલી ખપાટ—A. Muticum.
( ૩ ) ખપાટ—A. Indicum.
( ૪ ) ધોળી ખપાટ—A. Ramosum.
( ૫ ) નાની ખપાટ—A. Avicennuæ.
( ૬ ) ઝીણકી ખપાટ—A. Fruiticosum.

આ બધાનું સવિસ્તર વર્ણન "વનસ્પતિશાસ્ત્રમાં"થી વાંચી લેવું. સ્વ. ઉદયચંદ દત્તના આધારે ડૉ. વૉટ વિગેરે અતિબલાનું લેટીન નામ Sida rhombifolia લખે છે; પણ 'સાઇડા' બલા માટે અને ખપાટ માટે 'ઍબ્યુટીલન' એવાં Generic નામો મુ. જયકૃષ્ણભાઈએ સપ્રમાણ રાખ્યાં છે.

## વૈદ્યકમાં ખપાટનો ઉપયોગ.

ચરક— (૧) રસાયન તરિકે —ખપાટના મૂલનો ઘસારો ૧ તોલા જેટલો હમેશાં દુધ સાથે અથવા તેનું ચૂર્ણ મધ અને ઘી સાથે— સવારમાં ખાવાથી રસાયનનો ગુણ આપે છે. એક વર્ષના પ્રયોગથી સો વર્ષનું આયુષ્ય ભોગવાય છે. જે વખતે આ પ્રયોગ ચાલતો હોય તે વખતે ફક્ત સાઠી ચોખા દુધ અને ઘી સાથે ખાવા. ચિ. ૧–૮૯.

સુશ્રુત— (૨) રસાયન તરિકે—ખપાટનું મૂલ પાણી સાથે પીવું. સરસ રસાયન છે. ચિ. ૨૭.

ચક્રદત્ત— (૩) મૂત્રકૃચ્છ્રમાં—અતિબલાનો ઉકાળો પીવો.

ભાવપ્રકાશ—(૪) રક્તપ્રદરમાં—અતિબલાના મૂલનું ચૂર્ણ કે રસ સાકર અને મધ સાથે પીવાં.

**વક્તવ્ય**—સંસ્કૃતમાં બલા ચાર છે:—(૧) બલા (૨) અતિબલા (૩) મહાબલા અને (૪) નાગબલા. અતિબલા તેજ આપણી ખપાટ. આ બલા-ચતુષ્ટયમાં કેટલાક રાજબલા ઉમેરીને બલાપંચક અથવા પાંચ બલા ગણાવે છે. ચરકદશેમાનિના બલ્યવર્ગની ટીકામાં ચક્રપાણિ કહે છે કે 'अतिबला पीतबला'. ધન્વન્તરિનિઘંટુકાર "भद्रौदनी" શબ્દ કેવળ બલા માટે, અને રાજનિઘંટુ-કાર તેનેજ બલા અને નાગબલા બન્નેના પર્યાયોમાં વાપરે છે. ધન્વન્તરિનિઘંટુમાં 'वाटयायनी' શબ્દ મહાબલાના પર્યાય તરિકે વપરાયો છે, પણ એજ બલ્યવર્ગમાં ચક્રપાણિ લખે છે—"वाटयायनी श्वेतबला, भद्रौदनी पीतबला". ચક્રસંગ્રહના વાત-વ્યાધિચિકિત્સામાં 'बलास्तिस्रः' એ પાઠમાં ટીકાકાર શિવદાસ લખે છે—बला पीतपुष्पा, अतिबला श्वेतपुष्पा. વળી યક્ષ્મચિકિત્સામાં નાગબલાઘૃતની ટીકામાં अतिबला "गोरक्षतंडुलैव" એમ લખે છે. ચરકટીકામાં ચક્રપાણિ (सू–अ–१५) "नागबला गोरक्षतंडुला" લખે છે. આવી જાતનો ખીચડો હવે ઝાઝીવાર ન નભવો જોઇએ. बला અને अतिबला—બન્નેનાં ફુલ તો પીળાંજ હોય છે, એટલે पीतपुष्पा તો બન્નેજ કહી શકાય. શ્વેતપુષ્પની અતિબલા હજુ સુધી જોવામાં નથી આવી. ભાવપ્રકાશકાર અતિબલાનું હિંદીનામ 'कककहिया' રાખે છે. હજુ પણ 'કકહિયા' નામથીજ હિંદુસ્તાનના લોકો તેને ઓળખે છે. બંગાલામાં અતિબલાને "પેટારિ" નામથી લોકો ઠીક ઓળખે છે. વૃંદકૃત સિદ્ધયોગમાં વાતાધિકારમાં નારાયણ-તૈલોક્ત 'बला चातिबला चैव'—એ પાઠની વ્યાખ્યામાં શ્રીકંઠ લખે છે કે 'अति-बला पिटारकोति प्रसिद्धा' (वृंद. अ. २२. पा. २१२). બંગાલામાં "પેટારિ" ઘણા ખરા ઓળખે છે.

ચરકમાં બલ્યદશેમાનિમાં અતિબલાનો ઉલ્લેખ છે. મધુરસ્કંધમાં પણ તેને ગણાવેલી છે. સુશ્રુતે તેને સંશમન તરિકે ગણાવેલી છે ( सू–३९–७ ). મૂઢગર્ભમાં બલાતૈલ આવે છે તે જ પ્રમાણે અતિબલાનું તેલ પણ પકાવી શકાય છે એમ સુશ્રુત કહે છે. સર્વોપઘાતશમનીય અધ્યાયમાં બલાની માફક અતિબલાનો પણ રસાયન પ્રયોગ છે ( चि–२७–९ ). ચરકના કરતાં સુશ્રુતે અતિબલાને ઠીક વાપરેલી જણાય છે. મૂત્રાઘાતપ્રતિષેધના બલાદિસર્પિમાં અતિબલા આવે છે ( सु. उ. ५८–५९ ). વાગ્ભટમાં અશ્મરીભેદન માટેના પાષણભેદાદિકવાથમાં અતિબલા છે. વાગ્ભટે वृद्धदारुकની માફક અતિબલાનો પણ રસાયન પ્રયોગ જણાવ્યો છે. અમરકોષમાં અતિબલા કે મહાબલા જણાતી નથી.

આના લેટીન નામમાં પણ ડોકટરો ભિન્ન ભિન્ન નામો દર્શાવે છે. ચારે બલાને તેઓ “ સાઇડા ”ના Generic નામથી ઓળખાવે છે પણ હવે નક્કી થઈ ચૂકયું છે કે બલા માટે ‘ સાઇડા ’, અતિબલા માટે ‘ ઍબ્યુટીલન ’ અને નાગબલા માટે ‘ ગ્રીવીયા ’ Generic નામો નક્કી થઈ ગયાં છે. બધી બલાના ગુણ લગભગ સરખાજ છે.

એના રેસા બહુ સારા કામમાં આવે છે.

**Constituents**—The leaves contain mucilage, tannin, organic acid and traces of asparagin and ash containing alkaline sulphates, Chlorides, magnesium phosphate and calcium carbonate.

**Actions & Uses**—Seeds demulcent; the bark diuretic and cooling; used like althœa in gonorrhœa, strangury etc. ( R. N. Khory Part II. p. 92 ).

**ભાવાર્થ**—ખપાટનાં બીજ સ્નિગ્ધ અને છાલ મૂત્રલ અને ઠંડી છે અને તેથી તે ગનોરીયા–પ્રમેહ, પ્રદર અને ગ્રહણી વિગેરેમાં લેવાય છે.

( ખોરી. ભા. ૨. પા. ૯૨ ).

**નવ્યમત**—પાનનો અને મૂળનો કવાથ ઠંડક માટે ( as a cooling medicine ) જ્વરમાં ઉપયોગી છે ( એઈન્સ્લી ).

આનાં બીજ વાજીકરણ ગણાય છે અને હરસમાં રેચ માટે યોજાય છે. આ બીજને દેવતા ઉપર નાખીને તેમાંથી જે ધુમાડો નીકળે છે તે ધુમાડો બચ્ચાંની ગુદા ઉપર દેવામાં આવે છે. આથી કૃમિ મરી જાય છે. પાનનો કવાથ દાંતના દુખાવામાં અને દાંતનાં પેઢાં ઢીલાં થયાં હોય તેમાં ઉપયોગી છે. ગનોરીયા ( પરમીયો ) અને મૂત્રાશયના વરમમાં પણ આ કવાથ ઉપયોગી છે. પશ્ચિમ હિંદમાં છાલ સરસ મૂત્રલ તરિકે વપરાય છે. ( ડીમક )

મૂળનો કવાથ મૂત્રકૃચ્છ્ર અને પથરીમાં ઉપયોગી છે. મૂલત્વક્‌નો કવાથ કુષ્ઠમાં ( leprosy ) ઉપયોગી છે. કફની દવામાં આનાં બીજ યોજવામાં આવે છે.

પૉર્ટરસ્મીથ જણાવે છે કે બીજ અને આખો છોડ સ્નિગ્ધ, મૃદુરેચક, મૂત્રલ અને ત્વચ્ય છે. સુવાવડના રોગો, પેસાબનાં દરદો, જુનો મરડો અને જીર્ણજ્વર-વિગેરેમાં **બીજ ઉપયોગી છે.** ( Notes on Chinese materia Medica By Ho Kai and Crow in ph. J. for Oct. 22. 1887 ).

પાંદડાંમાં ચીકાશનો સ્હેજ અંશ છે એટલે ગરમ પાણીમાં ઉકાળતાં વેંતજ તે ચીકણું થઇ જાય છે. આ કવાથ દુખતા ભાગ ઉપર અવસેચન કરવામાં આવે છે. પરમીયો, મૂત્રકૃચ્છ્ર અને મૂત્રસાદ ઉપર તો બીજ બહુજ ચોક્કસ ગુણકારી છે ( Distinct control ).

( મુઇદીન શરીફ ).

**ઉલ્લેખ**— Indi. Medi. Plants p. 174; વ. શા. પા. ૬૧; રૂ. નિ. પા. ૧૪૦; N. p. 28; Watt I p. 16.

---

## ૪૫ જાસુસ.

### N. O. Malvaceæ.

**નામો**—जपा, जवा, अर्कपुष्पि, औड्रपुष्पी ( સંસ્કૃત ); જાસુસ ( ગુજરાતી ); જાસવંદ ( મરાઠી ); જવા પુલેર ગાછ ( બંગાલી ); જવા, ગુડહર ( હિંદી ); Shoe-flower-શુ ફ્લાવર ( અંગ્રેજી ); Hibiscus Rosa Sinensis-હીબીસ્કસ રોઝા સાઇનેન્સીસ ( લેટીન ).

**गुणाः**—

जवा तु कटुरुष्णा स्यादिन्द्रलुप्तकनाशकृत् ।
पित्तच्छर्दिजन्तुजननी सूर्याराधनसाधनी ॥

॥ रा॰ नि ॥

जवा संग्राहिणी केश्या त्रिसंध्या कफवातजित् ॥

॥ भा॰ प्र. ॥

जपा शीता च मधुरा स्निग्धा पुष्टिप्रदा मता ।
गर्भवृद्धिकरी ग्राही केश्या जंतुप्रदा मता ॥
वातजंतुकरा दाहप्रमेहार्शोविनाशिनी ।
धातुरुक्प्रदरं चेन्द्रलुप्तं च विनाशयेत् ॥
जपापुष्पं लघु ग्राहि तिक्तं केशविवर्द्धनम् ॥

॥ नि॰ र॰ ॥

चक्रदत्त— १ आर्त्तवलाभाय—सकाञ्जिकं जवापुष्पं .... प्राश्य वनिता त्वार्त्तवं लभेत् ॥

२ केशानां कृष्णीकरणे—
भृंगपुष्पं जपापुष्पं मेषीदुग्धप्रपेषितम् ।
तेनैवालोडितं लोहपात्रस्थं भूम्यधःकृतम् ॥
सप्ताहादुद्धृतं पश्चाद्भृंगराजरसेन तु ।
आलोड्याभ्यज्य च शिरो वेष्टयित्वा वसेन्निशाम् ।
प्रातस्तु क्षालनं कार्यं एवं स्यान्मूर्धरंजनम् ॥

राजमार्तण्ड— ३ इन्द्रलुप्ते—कृष्णगवीमूत्रयुतैः पिष्टैरालेपितैः जपाकुसुमैः ।
शतमखलुप्तं नश्यति भवन्ति केशाश्च तत्र घनाः ॥

शोढल— ४ प्रदरे—कलिकाः क्षीरसंपिष्टा जपाविटपजाः पिबेत् ।
दश द्वादश वा नारी प्रदरार्त्ता पयोशिनी ॥

વર્ણન—આ છોડ શોભાને માટે બાગોમાં વાવવામાં આવે છે. આ છોડ મૂળ ચીનનો વતની છે એમ ઇંગ્રેજી લખનારાઓ માને છે; પણ અત્યારે તો તે હિંદુસ્તાનના તમામ બાગોમાં જોવામાં આવે છે. અત્યારે આની ઘણી જાતો—જેવી કે સફેદ, પીળી અને રાતી—થાય છે, પણ સંસ્કૃત લખનારાઓના સમયમાં ફક્ત લાલ જાત જ થતી હશે એમ તેમનાં લખાણ ઉપરથી જણાય છે. ફુલ બહુ જ સુંદર, લાલ રંગનાં અને મોટાં હોય છે. કહેવાય છે કે આનાં ફુલ સૂર્યદેવતાને ચઢાવવાથી સૂર્યદેવતા પ્રસન્ન થાય છે. આ છોડ માણસપુર ઉંચો, સીધો વધે છે. પાંદડાં શેતુરનાં પાનને મળતાં હૃદયના આકારનાં ઝીણીઝીણી કાંગરીવાળાં હોય છે. આનાં ફુલ ( હિંદુસ્તાનમાં ) ફલિત થતાં નથી એમ કહેવાય છે.

## વૈદ્યકમાં જાસુસનો ઉપયોગ.

ચક્રદત્ત— ૧ આર્તવ સાફ લાવવા માટે—જાસુસનાં ફુલ કાંજીમાં વાટીને ખાવાથી સ્ત્રીને નાવણ સાફ આવે છે.

૨ વાળ કાળા કરવા માટે—ભાંગરાનાં ફુલ અને જાસુસનાં ફુલ ઘેટીના દુધમાં વાટીને તેને લોઢાના વાસણમાં ચોપડી દેવું. સાત દિવસ પછી આ ઉખેડી લેવું અને પછી ભાંગરાના રસમાં કાલવીને માથા ઉપર ચોપડી દેવું. રાત્રે સૂતી વખતે ચોપડવું. સવારમાં ઉઠીને માથું ધોઈ નાખવું. વાળના રંગ કાળા થાય છે.

**રાજમાર્તંડ**—૩ **માથાની ટાલમાં** ( baldness )— જાસુસનાં ફુલ કાળી ગાયના મૂત્રમાં વાટીને ટાલ ઉપર ચોપડવાથી ટાલ મટે છે.

**શોઢલ**— ૪ **પ્રદરમાં**—દશબાર જાસુસનાં ફુલની કળીઓને દુધમાં વાટીને સ્ત્રી પીવે તો પ્રદર અવશ્ય મટે છે.

**वक्तव्य—ચરક** સુશ્રુતમાં जपा નો ઉલ્લેખ નથી. સૂર્યને ' जपाकुसुमसंकाशं' એવું વિશેષણ લગાડવામાં આવે છે. રાજનિઘંટુકાર પહેલાં જાસુસનો ઉલ્લેખ કયાંય પણ કરતો નથી. જાસુસ શીતળ, પૌષ્ટિક, ગર્ભની વૃદ્ધિ કરનાર અને પ્રમેહને મટાડનાર છે. એનો શરબત છાતીનો દુઃખાવો, ખાંસી, રકતપ્રદર, પ્રમેહમાં બળતરા વિગેરેમાં સારૂં કામ કરે છે. તેની બનાવટ નીચે મુજબઃ—

જાસુસનાં ફુલ નં. ૧૦૦ લઈ ૪ શેર પાણીમાં ઉકાળી, ૨ શેર પાણી બાકી રહે એટલે પાણી જાડા લુગડા વડે ગાળી લઈ પાણીમાં બશેર સાકર નાખી ઘટ્ટ થાય ત્યાં સુધી રાખી ઉતારી શીશીમાં ભરી રાખવું. માત્રા ડ્રામ ૨ થી ૪.

તેનાં પાંદડાંના કવાથથી ઉપદંશવાળી જગો ધોવાથી તે રૂઝાય છે એમ વૃંદ કહે છે. મૂત્ર અને ફળનો કવાથ સગર્ભા સ્ત્રીને આપવાથી ગર્ભનું પોષણ થાય છે એમ ' યોગસમુચ્ચય 'કાર માને છે.—"

**Actions & Uses.**—The petals are demulcent and emollient. As a refrigerent drink its infusion is given in fevers, as a demucent in cough and cystitis; combined with milk, sugar and cumin, it is given in gonorrhœa. In menorrhagia, combined with lotus root, the bark of Erisdendron Anfractuosum, it is of benefit.

R. N. Khory II p. 98.

**ભાવાર્થ**—જાસુસનાં ફુલ સ્નિગ્ધ, શીત અને પિચ્છિલ છે. એનો કવાથ જ્વરમાં, કફમાં અને મૂત્રસાદમાં સ્વાદિષ્ટ તૃપ્તિજનક પીણા તરિકે આપવામાં આવે છે. દુધ, સાકર અને જીરા સાથે તે પરમીયામાં પણ અપાય છે. કમળનો કંદ અને....સાથે તે લોહીવામાં અતિ ઉપયોગી છે.

ખોરી. ભા. ૨. પા. ૯૮.

**નવ્યમત**—જાસુસની કળીઓ વીર્યસ્રાવમાં, ધાતુની નબળાઈમાં અને મૂત્રદાહ વિગેરેમાં વપરાય છે. મૂળ કફમાં ઉપયોગી છે.

**( સખારામ અર્જુન ).**

મુંબાઇના બજારમાં આનાં મૂળને સૂકવીને ગુલખેરૂની જગોએ અપાય છે. કોંકણ તરફ જંગલી ફુલની જાતના જાસુસનાં તાજાં મૂળનો રસ ૨ તોલાના આશરે દુધ, સાકર અને જીરા સાથે પરમીયામાં અપાય છે. ( ડીમક ).

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૪૭૭; વનસ્પતિ ગુણાદર્શ પા. ૪૬૦; N. p. 32; Indi. Medi. Plants p. 186.

## ૪૬ બપોરીયો.

**N. O. Malvaceæ.**

**નામો**—बन्धुजीवः, बन्धूकः, माध्याह्निकः (સંસ્કૃત); બપોરીયો (ગુજરાતી); દુપારિચે ફુલ (મરાઠી); ગુલ-દુપેરિયા (હિંદી); Hibiscus hirtus-હીબીસ્કસ્ હીર્ટસ્ (લેટીન).

**ગુણાઃ**— बन्धूकः कफहारी ग्राही लघुर्वातपित्तसंहारी ।
ज्वरहारी विविधविग्रहापिशाचमनःप्रसादनात्मवितुः ॥
बन्धूकः कफकृत् ग्राही वातपित्तहरो लघुः ॥

॥ भा. प्र. ॥

स्याद्बन्धुजीवको ग्राही किंचिदुष्णो गुरुर्मतः ।
कफकृत् ज्वरहृत् वातपित्ते चैव विनाशयेत् ॥
पिशाचग्रहबाधां च नाशयेदिति कीर्तितः ॥

॥ नि. र ॥

सुश्रुत— १ विषसंसृष्टे अंजने—एकैकं कारयेत् पुष्पं बन्धूकाङ्कोठयोरपि ॥ क-अ-१-७१.

**વર્ણન**—બપોરીયાને કેટલાક સૌભાગ્યસુંદરી પણ કહે છે. આનો છોડ સાધારણ રીતે જાસુસના છોડને મળતો હોય એવો દેખાય છે. પાન નાનાં નાનાં હોય છે. બપોરે લાલ સિંદૂર જેવાં સુંદર ફુલો આવે છે. છોડ ૩ થી ૫ ફીટ જેટલો ઉંચો વધે છે. બાગબગીચાઓમાં તેમજ ઘર આગળ કુંડામાં તે ઉછેરવામાં આવે છે.

રાજનિઘંટુકારે ચાર જાતનાં ફુલો ગણાવેલાં છેઃ—૧ કાળાં ૨ ધોળાં ૩ પીળાં ૪ રાતાં. એનાં ફુલ શરદૃઋતુમાં સારાં ખીલેલાં હોય છે અને આથીજ એને 'शरत्पुष्पः' વિશેષણ લગાડેલું છે.

**ઉપયોગ**— સુશ્રુત—૧. અંજનમાં વિષ આંજ્યું હોય તો—બપોરીયાનાં ફુલ આંજવાં. क-१-७१.

**वक्तव्य—ચરકે** દશેમાનિમાં 'બંધૂક'નો ઉલ્લેખ નથી કર્યો. વિષમાં બંધૂક બે જગોએ વપરાયલો છે. शिरोगते विषे मस्तः कुर्यान्मूलानि बुद्धिमान् । बन्धुजीवस्य भार्ग्याश्च सुरसस्यासितस्य च ॥ ( चि-२५-१७९ ). સુશ્રુતે બંધૂકનાં મૂળ ઉર્ધ્વભાગહર સંશોધન તરિકે ગણાવેલાં છે. ટીકાકાર ડલ્હણે બંધુજીવને 'मरुनीशा' इति लोके અને બંધૂકને थादुलीति लोके—વર્ણવ્યો છે.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૭૭; ફ. નિ-પા. ૪૭૬; N. p. 30.

## ૪૬ ભીંડા.

**N. O. Malvaceæ.**

**નામો**—करपर्णफल ( સંસ્કૃત ) ભીંડા ( ગુજરાતી ); ભેંડે ( મરાઠી ); રામ તરઇ ( હિંદી ); ઢેંડસ ( બંગાલી ); Edible Hibiscus ઍડીબલ હીબીસ્કસ ( અંગ્રેજી ); Hibiscus esculantus-હીબીસ્કસ ઍસ્કયુલેન્ટસ ( લેટીન ).

**ગુણાઃ**—

मेंडा त्वम्लरसा चोष्णा ग्राही च रुचिकारका ।
राजनामानिघंटे च द्रव्येषु वृष्या परा स्मृता ॥

॥ नि. र. ॥

करपर्णफलं रुच्यं पिच्छिलं गुरु वातलम् ।
वृष्यं श्लेष्मकरं बल्यं शुक्रवृद्धिकरं परम् ॥
कासे मन्दानले वाते पीनसेषु विनिंदितम् ॥

**निघंटसंग्रहे.**

ગુણ—ભીંડા રૂચિકારક, ચીકણા, ભારે, વાયુકર્તા, બલપ્રદ, કફને કરનાર, ધાતુવૃદ્ધિ કરનાર અને શક્તિ વધારનાર છે. ખાંસીમાં, મંદાગ્નિમાં, વાયુમાં, સળેખમમાં ભીંડા ખાવા ન જોઇએ.

**वक्तव्य**—કેટલાક ભીંડાનું સંસ્કૃતનામ तिन्दिश છે એમ જણાવે છે. રાજનિઘંટુમાં मेंडा જ સંસ્કૃત નામ કાયમ રાખેલું છે. રાજનિઘંટુમાં જે ૧૧ નામો मेंडाનાં આપેલાં છે તે ભીંડાને જ બરાબર લાગુ પડે છે, પણ ગુણોલ્લેખમાં ' अम्लरसा ' ભીંડાને લાગુ નથી પડતું.

**Actions & Uses.**—Emollient, demulcent, diuretic, cooling & aphrodisiac; given in irritation of the throat, catarrh of the bladder, dysuria & gonorrhœa.

R. N. **Khory.** II p. 91.

" Mohomadan writers describe it as cold and moist and beneficial to people of a hot temperament. **Roxburgh** considers it to be nourishing as well as mucilaginous and recommends it as a valuable soothing and demulcent remedy in irritation of the throat caused by coughing. In the Bengal Dispensatory a lozenge is recommended. "

**Dymock** Vol I p. 211.

**ભાવાર્થ**—ભીંડા સ્નિગ્ધ, શીત, મૂત્રલ અને વાજીકરણ છે. ગળાના સોજામાં, કફજન્ય પ્રમેહમાં, મૂત્રકૃચ્છ્રમાં અને ગનોરીયામાં હિતકર છે.

ખોરી. ભા. ૨. પા. ૯૧.

મુસલમાન લેખકો ભીંડાને ઠંડો અને શરદી કરનારો માનતા હોવાથી ગરમ દેશના અને ગરમ પ્રકૃતિના માણસોને માટે તે સારો છે એમ માને છે. રૉકસબર્ઘ એને પોષક માને છે, અને પિચ્છિલ હોવાથી વારંવાર ખાંસી ખાવાથી થયેલી ગળાની બળતરામાં સ્નિગ્ધ અને માર્દવકર્તા તરિકે તે ઉપયોગી છે એમ માને છે. 'બેંગાલ ડીસ્પેન્સેટરી'માં ભીંડાની લોઝેન્જ (સોગટી) બનાવવાની ભલામણ કરેલી છે.

ડીમક ભા. ૧. પા. ૨૧૧.

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૬૩૩; Indig. Drugs. p. 152; N. p. 32; Indi Medi. Plants p. 184.

---

## ૪૮ પારસપીપળો.

### N. O. Malvaceæ.

**નામો**—पारिशः, गर्दभाण्डः ( સંસ્કૃત ); પારસપીપળો ( ગુજરાતી ); પારસપીપર, ભેંડ, ભેંડી ( મરાઠી ); ગજદંડ, પારસપિપલ ( હિંદી ); પાકુડ ગાછ ( બંગાલી ); પુપરૂટી ( મલાય૦ ); પુવર્સુ ( તામીલ ); Portia tree—પોર્શીયા ટ્રી ( અંગ્રેજી ); Thespesia populnea—થેસ્પેસીયા પૉપ્યુલ્નીયા ( લેટીન ).

**गुणाः**—

पारिशो दुर्जरः स्निग्धः क्रमिशुक्रकफप्रदः ।
फलेऽम्लो मधुरो मूले कषायः स्वादुमज्जकः ॥

॥ भा. प्र. ॥

पारिशोऽश्वत्थको वृष्यः स्निग्धः श्लेष्मक्रमिप्रदः ॥

॥ म. नि. ॥

**વર્ણન**—પારસપીપળાનાં ઝાડ બંગાલા અને દક્ષિણમાં બહૂ થાય છે.

પોરબંદરમાં અને નવસારીમાં પણ આ ઝાડ ખૂબ દેખાય છે. સમુદ્રની ખારી હવા, તેમજ રેતાળ જમીન વિગેરે બધુંજ આ ઝાડને માફક આવે છે. આ જલદી વધનારૂં ઝાડ છે. એક વખત ઉગી ગયા પછીથી પાણી વિના પણ તે ઝપાટાભેર વધે છે. જ્યાં ઝાડ બહુજ ઓછાં છે, ત્યાં આ ઝાડને વાવવાં જોઇએ.

આ ઝાડ મોટાં થાય છે; ઘટાદાર વૃક્ષ હોય છે. પાન ગોળાઇ લેતાં, તળીએ હૃદયાકૃતિનાં અને મથાળે સાંકડાં થતાં લાંબી અણીવાળાં હોય છે. ફુલ પીળા રંગનાં, અંદરની બાજુ તળીએ ઘેરા જાંબુડા ચાંડલાવાળાં ૨ થી ૩ ઇંચ

વ્યાસનાં થાય છે. ફળ લંબગોળ, ૧ થી ૧॥ ઇંચિ વ્યાસનાં, મથાળે ટુંકી અણીવાળાં અને તળીએ પુષ્પબાહ્યકોષની ચોટડુક પ્યાલીવાળાં હોય છે. ફલ સુકાય છે ત્યારે કાળા રંગનાં થઇ જાય છે અને તે ઉપર ૪ નીક દેખાય છે.

ગુણ–ઉપયોગ—સંસ્કૃત ગ્રંથોમાં આનો ઉપયોગ જવલ્લે જ કરેલો છે. પારસપીપળાનાં મૂળની છાલ ચિરગુણકારી પૌષ્ટિક તરિકે સંઘિવામાં અને બગડેલા લોહીના વિકારોમાં ક્વાથના રૂપમાં વપરાય છે. એના ઉકાળાથી ગડગુંબડ, ચાંદાં વિગેરે ધોવાય છે. એનાં ફુલમાંની વચલી ડાંડલી ( પુંકેસર તંતુવાળી ) સાકર સાથે પ્રમેહવાળાને ખવરાવાય છે; તેમ છોકરાંઓ પણ તે બહુ ખાય છે. ફુલ અને ફળનો રસ દાદર ઉપર લગાડવામાં આવે છે. પારસપીપળાનાં કાચાં ફળનો રસ સાકર કે ગોળમાં ગોળી કરી ખવરાવવાથી આમ, સંગ્રહણી, અને હરસ મટે છે. એનાં બીજમાંથી તેલ નીકળે છે, જે ચામડીનાં દરદોમાં કામ આવે છે. આ જ બીજ કપાસીયાની જગોએ ઢોરોને ખવડાવવામાં આવે છે. એનો સાર પિત્તવિકાર ઉપર કામ આવે છે.

નવ્યમત—આનાં ફળમાંથી પીળો, દાહક રસ નીકળે છે જે દક્ષિણ હિંદુસ્તાનના લોકો ખસ ઉપર ચોપડે છે. આ જ ઝાડની છાલના ઉકાળાથી એ ભાગને ધોવે છે પણ ખરા. વૉટ.

એઈન્સ્લી જણાવે છે કે છાલનો ક્વાથ રસાયન તરિકે પીવામાં અપાય છે.

ડા. વૅરીંગે ખસ તેમ જ બીજાં ચામડીનાં દરદોમાં આના ફળના રસને વાપરી જોયો છે, કેટલાકમાં ફાયદો જણાયો છે પણ મોટે ભાગે નહિ જ જેવી અસર દેખાઇ છે.

ટહીતીમાં તાજાં ફળને વાટીને શિરઃશૂલ મટાડવા માટે કપાળે ચોપડે છે. ફુલની દાંડીમાંથી જે પીળો રસ નીકળે છે તે જંતુઓના ડંખ ઉપર ચોપડવામાં આવે છે. આ રસ માર, લચક તેમ જ ચામડીનાં દરદોમાં પણ ઉપયોગી છે. મૉરીશીયસમાં આની છાલ શોધક તરિકે વપરાય છે. અતિસાર, રક્તાર્શ વિગેરેમાં આની છાલ વાપરવામાં આવે છે. ફળનો રસ મસા (worts) ઉપર પણ લગાડવામાં આવે છે. ( Christy's N. C. P. No. X p. 43 )

રમ્ફીયસ આના લાકડાનો મધ્ય ભાગ પિત્તના રોગોમાં અને શૂલમાં ઉપયોગી છે એમ જણાવે છે. છાતીના સ્નાયુઓના દુખાવામાં મલાયાના લોકો તેનો ઉપયોગ કરે છે.

મધ્યપ્રાંતોમાં મૂળને બલકારક માનવામાં આવે છે.

કોંકણ તરફ ખસ ઉપર ફુલ વાટીને ચોપડે છે. સોજા અને સૂજી ગએલ સાંધાઓ ઉપર પાન ઉનાં કરીને બાંધે છે.

ઇન્ડીયન મેડીસીનલ પ્લેંટ્સ. પા. ૧૮૯

ઉલ્લેખ—વ. શા. પા. ૮૪; રૂ. નિ. પા. ૫૧૯; N. p. 32; Watt V part IV. p. 45; Indi. Medi.. Plants p. 186.

---

## ૪૯ કપાસ

### N. O. Malvaceæ.

**નામો**—कार्पासी–Gossypium Herbaceum. अरण्यकार्पासी, भारद्वाजी तुण्डीकेरी–Hibiscus vitifolius. કપાસ (ગુજરાતી); કાપુસ (મરાઠી); કૉટન પ્લેંટ–Cotton plant (અંગ્રેજી).

**गुणाः**—

कार्पासी मधुरा शीता स्तन्या पित्तकफापहा ।
तृष्णादाहश्रमभ्रान्तिमूर्च्छाहृद्बलकारिणी ॥
भारद्वाजी हिमा रुच्या व्रणशस्त्रक्षतापहा ॥
॥ रा. नि. ॥

कार्पासकी लघुः कोष्णा मधुरा वातनाशनी ।
तृष्णादाहरतिश्रान्तिभ्रान्तिमूर्च्छाप्रणाशनी ॥
तत्पलाशं समीरघ्नं रक्तकृन्मूत्रवर्धनम् ।
तत्कर्णपीडकानादपूयास्रावविनाशनम् ॥
तद्बीजं स्तन्यदं वृष्यं स्निग्धं कफकरं गुरु ॥
॥ भा. प्र ॥

कार्पासफलमत्युष्णं कषायं मधुरं गुरु ।
वातश्लेष्महरं रुच्यं विशेषेणास्थिवर्जितम् ॥
॥ क्षेमकुतूहलम् ॥

**चरक**—

१ कुष्ठे—....त्वक्पुष्पं कार्पास्याः । पिष्टा चतुर्विधः कुष्ठनुल्लेपः ॥
चि. ७-९३

२ वाते—कार्पासास्थिकुलत्थानां रसे सिद्धं च वातनुत ॥
चि. २८-१३१

सुश्रुत— ३ कर्णस्रावे—सर्जत्वक्चूर्णसंयुक्तः कार्पासीफलजो रसः ।
योजितो मधुना वापि कर्णस्रावे प्रशस्यते ॥ उ. २१–४३
४ क्षतजतृषायाम्—सुतुण्डिकेराण्यथवा पिबेत्तु
पिष्टानि कार्पाससमुद्भवानि ॥ उ. ४८–३७

वृंद— ५ प्रदरे—....मूलं कार्पासमेव वा पाण्डुप्रदरशान्त्यर्थं
पाययेत्तण्डुलाम्बुना ॥ प्रदराधिकारे ।
६ कफजातिसारे—....तद्वत् कार्पासपर्कट्योः स्वरसः समधुर्मतः ॥
अतिसारचि०

चक्रदत्त— ७ स्तन्यवर्द्धनार्थम्—वनकार्पासकीक्षूणां मूलं सौवीरकेण वा ॥

बंगसेन— ८ अपच्याम्—वनकार्पासजं मूलं तण्डुलैः सह योजितम् ।
पक्वाज्ये पूपिकां खादेदपचीनाशनाय च ॥
गण्डमालादिचि०

शोढल— ९ वृश्चिकदंशे—कार्पासस्य फलैः सम्यग्लेपयेत् श्लक्ष्णपेषितैः ।
दंशं वृश्चिकदष्टस्य शमार्थं घृतमिश्रितैः ॥

वैद्यमनोरमा.... १० शोथे—समूलतूलं संशुष्कं कार्पासं भस्मसात्कृतम् ।
तद्भस्मद्विगुणं शालितण्डुलं पयसोदनम् ॥
घृतेन सह भुञ्जीत सर्वश्वयथुनाशनम् ॥
११ कपालकुष्ठे—मूलत्वक्पत्रपुष्पाणां कार्पासस्य रसे शृतम् ।
तैलं कपालजान् कुष्ठान् जयेत्तत्काम्लसाधितम् ॥
१२ पुत्रोत्पत्तिलाभे—कार्पासशालाटूनां कल्कं क्षीरे पिबेत्तु सप्ताहम् ।
वंध्या पुत्रोत्पत्तिं वाञ्छन्ती पुण्यदिवसेषु ॥
१३ लिंगलूताविकारे--कार्पासस्यास्थिभिः पिष्टैःसाधितं तिलसंभवम् ।
लिंगलूताविकाराणां प्रतीकारो विलेपनात् ॥

## વૈદ્યકમાં કપાસનો ઉપયોગ—

ચરક— ૧ કુષ્ઠમાં-કપાસના મૂળની છાલ અને પુલને પાણીમાં વાટીને કુષ્ઠ ઉપર લેપ કરવો. ચિ. ૭–૯૩.

૨ વાયુમાં-કળથી અને કપાસીઆમાં પકાવેલું ઘી વાતહર છે. ચિ. ૨૮–૧૩૧.

સુશ્રુત— ૩ **કર્ણસ્રાવમાં**–રાળના ઝાડની છાલનું ચૂર્ણ થોડુંક કાનમાં ભભરાવીને ઉપરથી કપાસના લીલા ફળનો રસ નાખવો. અથવા એકલો ફલનો રસ, મધ સાથે નાખવાથી પણ કર્ણસ્રાવમાં ફાયદો થાય છે. ઊ. ૨૧–૬૩.

૪ **ક્ષતજન્ય તૃષામાં**–કપાસના મૂળનો ક્વાથ પીવો. ઊ. ૪૮–૨૭

વૃંદ— ૫ **પ્રદરમાં**–કપાસનું મૂળ ચોખાના ધોવણ સાથે વાટીને પીવાથી પ્રદર મટે છે.

૬ **કફજન્ય અતિસારમાં**–કપાસ અને પીપળનો સ્વરસ મધ નાખીને લેવો.

ચક્રદત્ત— ૭ **ધાવણ વધારવા માટે**–જંગલી કપાસનાં તેમ જ શેરડીનાં મૂળ કાંજી સાથે પીવાં.

બંગસેન— ૮ **અપચીમાં**–જંગલી કપાસના મૂળનું ચૂર્ણ ચોખાના ધોવણ સાથે બારીક ઘુંટવું. પછી એની પુરીઓ ઘીમાં તળી લેવી. એ પુરીઓ ખાવાથી અપચી મટે છે.

શોઢલ— ૯ **વીંછી કરડયો હોય તો**—કપાસીઆને બારીક લસોટવા. પછી તેમાં સ્હેજ ઘી નાખી, લેપડી કરીને ડંખ ઉપર બાંધી દેવી. ડંખની વેદના કમી થઇ જશે.

વૈદ્યમનોરમા—૧૦ **સોજામાં**–મૂલસહિત રૂવાળો કપાસનો છોડ ઉપાડીને તેને બાળી ખાખ કરવી. તે ભસ્મને સોજા ઉપર ચોપડવી. પ્રયોગ વખતે સાઠી ચોખા સાથે દુધ ઘી ખાવાં. (ભસ્મ ખાવાની પણ હોય, પણ સ્પષ્ટ ઉલ્લેખ નથી.)

૧૧ **કપાલકુષ્ઠમાં**—મૂળ, છાલ, પાન અને ફુલ એ બધાનો રસ કાઢવો. એ રસમાં તેલ પકાવવું. એ તેલથી કપાલકુષ્ઠ મટે છે.

૧૨ **પુત્ર જોઈતો હોય તો**–કપાસનાં કુમળાં મૂળ સાત દિવસ સુધી દુધમાં ઉકાળીને જો સ્ત્રી પીએ તો (પુષ્યનક્ષત્રમાં) પુત્રવાળી થાય.

૧૩ **ગુહ્યભાગના રોગ ઉપર**–કપાસીઆને ઝીણા પીસીને તેનાથી તલનું તેલ પકાવી લેવું. એ તેલથી ગુહ્યભાગનાં દરદો મટે છે

**વક્તવ્ય**—ચરકે બૃંહણીય વર્ગમાં ભારદ્વાજીનો ઉલ્લેખ કરેલો છે. બીજા સાથે અશ્મરીમાં કાર્પાસમૂલ યોજેલું છે (ચિ. ૨૬–૬૭).

સુશ્રુતે વાતસંશમન વર્ગમાં કાર્પાસીનો ઉલ્લેખ કર્યો છે. દુષ્ટ વ્રણ ઉપર પણ સુશ્રુતે કપાસનાં ફલ યોજેલાં છે. ( पित्तप्रदुष्टान् गंभीरान् दाहपाकप्रपीडितान् । कार्पासीफलमिश्रेण जयेत् शोधनसर्पिषा ॥ चि. १. ५५ ). પાનાત્યયમાં પણ કાર્પાસીનું પાનક પીવાનું કહેલું છે ( ઊ. ૪૭–૩૩ ). વ્રણબંધન માટે ઘણા લાંબા વખતથી કપાસનાં વસ્ત્રોનો ઉપયોગ થતો આવ્યો છે. ( જુઓ સુશ્રુત. सू. अ. १८ ).

वनकार्पासी વનમાં થતા કપાસને–જંગલી વોણને કહેતા હશે ?

**Actions and Uses**—A syrup of cotton flowers is given in hypochondriasis; their poultice is applied to burns and scalds. The carpets are astringent. An unripe capsule, with opium and nutmeg inserted into its interior, incinerated and reduced to powder, is used in dysentery. Decoction of the root bark is used as abortifacient, emmenagogue and oxytocic; it increases labour pains during delivery, and is given in amenorrhœa, dysmenorrhea, uterine hœmorrhages and to procure abortion. The seeds made into tea, are mucilaginous, and used in dysentery and diarrhœa. They are demulcent, laxative, aphrodisiac, expectorant and galactagogue. The juice of the leaves is used in scanty lactation. Pounded cotton seeds mixed with ginger is applied to orchitic swelling. The leaves with oil are applied to gouty joints. Burnt cotton is applied round dropsical and paralyzed limbs, swollen legs, rheumatic and gouty joints and in children to the chest in bronchitis and pneumonia to preserve heat ond moisture and also to act as a sort of fomentation.

( R. N. Khory. II. p. 96 )

**ભાવાર્થ**—કપાસના ફુલનું શરબત વિમર્શાત્મક મનોવિકારમાં ( hypochondriasis ) સેવન કરવા યોગ્ય છે. અગ્નિદગ્ધ કે અત્યંત ઉષ્ણ વસ્તુદ્વારા દગ્ધ અંગ ઉપર એનાં ફુલની લુગદી લગાવવામાં આવે છે. કાચા ફલની ઉપરનાં લીલાં ખાલાં ગ્રાહી છે. કાચા ફલની અંદર અફીણ અને જાયફળ ભરીને પુટપાક વિધિથી તેને પકાવી લઈ રસ નીકળે તે સંગ્રહણીમાં સેવન કરવા યોગ્ય છે. કપાસના મૂલની છાલનો કવાથ ગર્ભસ્રાવકારી, આર્તવરજઃપ્રવર્ધક, અને ત્વરિત પ્રસવકર્તા છે. ( ઘણા સદ્વૈદ્યો માને છે કે કપાસના મૂળની છાલનો ગુણ અર્ગટ જેવો છે. બાપાલાલ ) પ્રસવકાળ લંબાયો હોય અને પ્રસવવેદના જણાતી ન હોય તો કપાસના મૂળની છાલ લેવાથી વેદના જણાવા લાગે છે. પીડિત આર્તવમાં, અને નષ્ટાર્તવમાં તે

આપવા લાયક છે. ગર્ભપાત કરાવવા માટે અને પેસાબમાર્ગમાંથી પડતા લોહીમાં પણ તે વપરાય છે. કપાસના બીજનો ચા ( ફાંટ ) પિચ્છિલ અને સ્નિગ્ધ છે અને તે અતિસાર તથા સંગ્રહણીમાં વાપરવા લાયક છે. બીજ સ્નિગ્ધ, મૃદુરેચક વૃષ્ય, કફઘ્ન અને સ્તન્યવર્ધક છે. પાનનો રસ ધાવણુ થોડું આવતું હોય તે આપવામાં આવે છે. કપાસીઆનાં બીજ અને આદુ ભેગાં વાટીને કુરણ્ડ ( મુષ્કશોથ માં લગાવવામાં આવે છે. તેલ ચોપડીને પાન, ગરમ કરીને સંધિવામાં દુઃખતા સાંધાઓ ઉપર બાંધવામાં આવે છે. શોથગ્રસ્ત અંગ, પક્ષાઘાતાક્રાન્ત પ્રત્યંગ સ્ફીતપાદ, આમવાતાક્રાન્તા સંધિપ્રદેશ અને વરાધ અને ન્યુમોનીયામાં બચ્ચાંના છાતી ઉપર બાળેલું રૂ લગાવવામાં આવે છે, જેથી ગરમી સાચવે છે અને શેક જેવું કામ કરે છે.

( ખોરી. ભા. ૨. પા. ૯૬

**નવ્યમત**—હિંદુસ્તાનમાં કપાસીઆ ગર્ભપાત કરવા માટે વપરાય છે કપાસના મૂળની છાલનો પ્રવાહી ઍકસટ્રેકટ પણુ એમાં દાખલ કરવામાં આવ્યો છે. નિગ્રો લોકોની સ્ત્રીઓ ગર્ભપાત કરવા માટે આ વાપરતી હતી. એ ઉપરથી આ ધ્યાન ખેંચાયલું છે. ગર્ભાશય ઉપર તેની અસર અર્ગટ જેવી જ છે. તે અલ્પપીડિતાર્તવ અને નષ્ટાર્તવમાં વાપરી શકાય. ૪ ઔંસ મૂળની છાલ ૨। શેર પાણીમાં ઉકાળવી. ૧। શેર પાણી બાકી રાખવું. દર ०॥ કે ०॥। કલાકે ૨ ઔંસની માત્રામાં આ પાણી આપ્યા કરવું. પ્રવાહી ઍકસટ્રેકટ ૩૦ થી ૬૦ ટીપાંની માત્રામાં આપી શકાય. અમેરિકામાં કપાસીઆની ચા મરડામાં અપાય છે. કપાસીઆ સ્તન્યવર્ધક મનાય છે. ( ડીમક ).

અર્ગટ કરતાં કપાસનાં મૂળની છાલ ગર્ભાશયનો વધારે પ્રબલ સંકોચ કરનાર છે. અર્ગટ પ્રસવ વખતે જ વધારે ઉપયોગી છે. તુરત કામ લેવા માં અર્ગટ સારૂ છે. ધીરે ધીરે તો કપાસનાં મૂળ અર્ગટ કરતાં પણુ વધારે સહી સલામતીવાળાં છે. કોઈપણુ જાતના નુકસાન વિના આ મૂળ વાપરી શકાય એવ છે. અર્ગટની જે પાછળથી ખરાબ અસર દેખાય છે તેવું આના ઉપયોગ પછીથ કંઇ થતું નથી.

( ઇન્ડીયન મેડીકલ ગૅઝેટ. નવે. ૧૮૮૪ )

અમેરિકાનાં દક્ષિણુ તરફનાં પરગણુાંમાં કપાસીઆનો ઉપયોગ વારંવા ઉથલો ખાતા તાવોમાં કરવામાં આવે છે. કપાસીઆનાં બીજ ૧ પીન્ટ ( ૧। શેર ) ૨॥ શેર પાણીમાં ( quart ) ઉકાળવાં; ૧ પીંટ પાણી બાકી રાખવું. એક મોટો ચમચો આ પાણીનો તાવ આવવાના વખત પહેલાં ૧-૨ કલાક પહેલ આપવામાં આવે છે.

( યુનાઇટેડ સ્ટેટ્સ ડીસ્પેન્સેટરી )

કપાસીઆ સ્તન્યવર્ધક છે અને આથી જ કપાસીઆનું તેલ દુધ વધારવા ગાયોને ખવડાવવામાં આવે છે. સ્ત્રીઓ આ બીજ સ્હેલાઇથી ખાઈ શકે એટલા માટે બીજને સુધારવાના પ્રયોગો-પ્રયત્નો-ચાલુ છે. આજ પ્રયત્નથી 'લૅકટેગૉલ' હાથ આવ્યું છે. લૅકટેગૉલ સુંદર શ્વેત પાઉડર છે. જરાપણ અણગમતો સ્વાદ આમાં નથી. દરદીઓ ખુશીથી લઈ શકે અને પાચનક્રિયામાં જરા પણ ડખલ આવતી નથી. ૩-૪ દિવસના સેવન પછીથી ધાવણમાં સ્પષ્ટ ફેર માલમ પડે છે. સ્તનનો ઘેરાવો પણ સ્હેજ વધે છે. પરિણામે અપુષ્ટ સ્તનનું સ્તન્ય બચ્ચું સ્હેલાઇથી વધારે વખત સુધી ધાવી શકે છે. ધાવી રહ્યા પછીથી માતા સ્તનમાં દુખાવાની જરા પણ ફરિયાદ કરતી નથી. એક દિવસ વચમાં લૅકટેગૉલ મૂકી દેવાથી ધાવણમાં કંઇ ફેર જણાતો નથી, પણ જો લાગલાગટ ૩-૪ દિવસ સુધી ન ખાય તો ધાવણ ઓછું થઇ જાય છે........"

( B. M J. Epitome. August 6-1904. )

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૫૬૦; N. p. 32; Indi Medi Plants p. 188.

---

## ૫૦ રૂખડો.

### N. O. Malvaceæ.

**નામો**—गोरक्षी, पंचपर्णिका (રાજનિઘંટુ), दीर्घदण्डः (સંસ્કૃત); રૂખડો, ગોરખઆંબલી, ચોરઆંબલી (ગુજરાત-કાઠિયાવાડ); ગોરખચિંચ (મરાઠી); ગોરખઈમલી (હિંદી); The Monkey Bread tree-ધી મંકી બ્રેડ ટ્રી (અંગ્રેજી); Adansonia digitata-ઍડેન્સોનીયા ડીજીટેટા (લેટીન).

**गुणाः**— गोरक्षी मधुरा तिक्ता शिशिरा दाहपित्तनुत् ।
विस्फोटवांत्यतीसारज्वरदोषविनाशिनी ॥

॥ रा. नि ॥

**વર્ણન**—ગોરખઆંબલાનાં ઝાડ મોટાં થાય છે. થડ તો ૫ થી ૧૦ કે ૨૦ થી ૩૦ ફ્રીટ વ્યાસનું પણ થાય છે. જગતનાં મોટામાં મોટાં ઝાડોમાં આની પણ ગણના કરવામાં આવે છે. આની શાખાઓ ચોતરફ ફેલાયલી હોય છે; તેથી તે સારા ઘેરાવાવાળું દેખાય છે. પાન બરાબર શીમળાના જેવાં જ, ૫ થી ૭ (સાત તો જવલ્લે જ દેખાય છે) પાન ભેળાં આવેલાં હોય છે. તે શિઆળે ખરી જાય છે. વસંતઋતુમાં ફૂલ આવે છે. તે ધોળા રંગનાં અને મોટાં હોય છે. આનાં ફળને સંપુડી કહે છે; તે ૦॥ થી ૧ ફુટ લાંબુ અને ૩ થી ૬ ઇંચ વ્યાસનું હોય છે. તેનો આકાર લંબગોળ હોય છે. તેની સપાટી ઉપર ભુરા વાળની રૂંવાંટી હોય

છે. એ ફલમાં ખટાશ લેતો તુરો ગરભ હોય છે અને તેમાં ઘણાં બીજ આવેલાં હોય છે. ફળનો ગરભ દહીં સાથે લેવાથી અતિસાર મટે છે. આ ઝાડ આફ્રીકાનું વતની છે એમ વિદ્વાનોનું માનવું છે. સૌથી જાડા થડવાળું અને વધારે વર્ષ જીવનારૂં આ ઝાડ ગણાય છે. ગોરખનાથજીએ તેમના શિષ્યોને આ વૃક્ષની નીચે બેસી બોધ કરેલો હશે, તેથી જ આનુ નામ ગોરખઆંબલો પડયું હશે.

ઉપયોગ—સંસ્કૃત ગ્રંથોમાં આનો ઉલ્લેખ જવલ્લેજ મળે છે. 'વનસ્પતિ-શાસ્ત્ર'માં નીચેના ગુણ ઉપયોગ આપેલા છેઃ—

"મૂળ અને છાલનો કાઢો ગરમીનાં દરદોમાં ઉપલેપક તરિકે અપાય છે. એના થડમાં વાઢ મુકવાથી જે ગુંદર હાથ આવે છે તે મ્હોમાં રાખવાથી આવેલું મ્હોં મટે છે. આની છાલનું ચૂર્ણ તાવવાળાને અપાય છે. છાલની પોટીસ ગડગુંબડ ઉપર બાંધવામાં આવે છે. એના ફળનો ગર્ભ સંગ્રહણી અને ઝાડાના દરદોમાં તેમજ પિત્તવિકારના તાવમાં ફુલાવેલા ખારાની સાથે ગોળી કરી અપાય છે. ઉનાળે એ ગળનો શરબત પીધો હોય તો લુની મુદ્દલ અસર લાગતી નથી. છોકરાંઓને મરડા અને ઝાડા ઉપર દાડમની છાલ ઘસીને તેની સાથે એનો ગળ અપાય છે. એની કોમળ શાખાઓ અને પાન ઢોરના ચારા તરિકે ઘણા ઉપયોગમાં આવે છે."

वक्तव्य—ચરકાદિ પ્રાચીન ગ્રંથોમાં રૂખડાનો ઉલ્લેખ નથી, રાજનિઘંટુમાં એનું નામ गोरक्षी (કદાચ છાયાવૃક્ષ હોવાને લીધે ગાયો એની નીચે બેસતી હશે તેથી તો આ નામ નહિ આપ્યું હોય? અથવા ગોરખઆંબલો એ વખતે પણ કદાચ પ્રચલિત હોય અને તેથી તેનું સંસ્કૃત નામ गोरक्षी આપ્યું હોય?) આપેલું છે. કેટલાક એનેજ सप्तपर्ण માને છે, પણ તે ભૂલ છે. સપ્તપર્ણ આનાથી તદ્દન જુદુંજ ઝાડ છે, વિશેષ માટે જુઓ સપ્તપર્ણ.

**Chemical Composition**—The bark contains soluble and insoluble tannin, wax, chloride of sodium, gummy and albuminous matters. The pulp contains glucose, mucilage, gum, tartaric acid, traces of alkaline acetate and bitartrate of Potash.

**Actions & Uses.**—The young leaves are crushed and made into poultice and applied to painful swellings. Powdered leaves are used to check excessive perspiration.

Internally, the bark is refrigerant, antipyretic and antiperiodic and lessens the frequency of the pulse. It is given in fevers in

ie form of a decoction, "30 grammes in a litre of water, boiled own to two thirds." The pulp is given, with butter-milk in iarrhœa and dysentery. In Africa, the pulp and seeds are used s a food.

( Vegetable Drugs of India )

ઉલ્લેખ— વ. શા. પા. ૮૭; રૂ. નિ. પા. ૫૩૩; N. p. 33; Watt . p. 105; Indi. Medi. plants p. 194.

---

## ૫૨ શીમળો.

**N. O. Malvaceæ.**

**નામો**—शाल्मलिः, मोचा, तुलिनी, स्थिरायुः, पूरणी, पिच्छिला ( સંસ્કૃત ); શીમળો (ગુજરાતી); સામરી, કાંટેસામર (મરાઠી); શેમુલ, રક્તશેમલ (હિંદી;) શેમુલ ગાછ (બંગાલી); Red silk-cotton tree–રેડ સીલ્કકૉટન ટ્રી (અંગ્રેજી); Bombax malabericum–બોંબેક્સ મેલેબેરીકમ્ (લેટીન).

**परिचय—**

असारः शाल्मलीकूटो द्विधा स्थूलाणुकंटकः ।
पंचषट्वरपर्णो सुवाहो रक्ताब्जपुष्पकः ॥
फलं सतुलं चैतस्य रसो मोचरसाभिधः ।
षष्ठिवर्षसहस्राणि वने जीवति शाल्मलिः ॥

शिवदत्तः

[ पिच्छा शाल्मलिनिर्यासोऽस्या अस्ति इति पिच्छिला ॥ मुञ्चति रसम् इति मोचा ॥ स्थिरमायुः यस्य इति स्थिरायुः ॥ ]

**गुणाः—**

शाल्मली शीतला स्निग्धा शुक्रश्लेष्मविवर्द्धनी ।
तद्रसस्तद्गुणो ग्राही स च मोचरसः स्मृतः ॥
शाल्मली पिच्छिला वृष्या बल्या मधुरसा तथा ।
कषायस्तद्रसो ग्राही पुष्पं तद्वत्तथा फलम् ॥

॥ ध. नि. ॥

शाल्मली पिच्छलो वृष्यो बल्यो मधुरशीतलः ।
कषायश्च लघुः स्निग्धः शुक्रश्लेष्मविवर्द्धनः ॥
तद्रसस्तद्गुणो ग्राही कषायः कफनाशनः ।
पुष्पं तद्वच्च निर्दिष्टं फलं तस्य तथाविधम् ॥

मोचरसस्तु कषायः कफवातहरो रसायनो योगात् ।
बलपुष्टिवर्णवीर्यप्रज्ञायुर्देहसिद्धिदो ग्राही ॥

॥ रा. नि ॥

शाल्मली शीतला स्वाद्वी रसे पाके रसायनी ।
श्लेष्मला पित्तवातास्रहारिणी रक्तपित्तजित् ॥
मोचास्रावो हिमो ग्राही स्निग्धो वृष्यः कषायकः ।
प्रवाहिकातिसारामकफपित्तास्रदाहनुत् ॥
शाल्मलीपुष्पशाकन्तु घृतसैन्धवसाधितम् ।
प्रदरं नाशयत्येव दुःसाध्यञ्च न संशयः ॥

॥ भा. प्र. ॥

चरक— १ व्रणनिर्वापणे—शाल्मलीत्वक् बलामूलम् .... .... आलेपनं निर्वापणम् ॥ चि–१३.

सुश्रुत— २ पक्वातिसारे—कृतं शाल्मलीवृन्तेषु कषायं हिमसंज्ञकम् । निशापर्युषितं पेयं सक्षौद्रं मधुकान्वितम् ॥ विबद्धवातविट्शूलपरीतः सप्रवाहिकः ॥ सरक्तपित्तश्च पयः पिबेत् तृष्णासमन्वितः ॥ उ. अ–४०.

हारीत— ३ शुक्रवृद्ध्यर्थम्—शुक्रक्षये .... विदारीकन्दशाल्मली .... शस्यन्ते मधुराणि च ॥ चि–१०.

चक्रदत्त— ४ रक्तपित्ते—....शाल्मलेः । पुष्पचूर्णन्तु मधुना लीढ्वा चारोग्यमश्नुते ॥

५ अग्निदग्धे व्रणे—पिष्ट्वा शाल्मलीतूलकैर्जलगता लेपात्तथा वालुका ॥

६ व्यङ्गे—केवलान् पयसा पिष्ट्वा तीक्ष्णान् शाल्मलीकण्टकान् । आलिप्तं त्र्यहमेतेन भवेत् पद्मोपमं मुखम् ॥

भावप्रकाश— ७ प्रदरे—शाल्मलीपुष्पशाकन्तु घृतसैन्धवसाधितम् । प्रदरं नाशयत्येव दुःसाध्यञ्च न संशयः ॥

८ प्लीह्नि—पुस्विन्नं शाल्मलीपुष्पं निशापर्युषितं नरः । राजिकाचूर्णसंयुक्तं खादेत् प्लीहोपशान्तये ॥

वैद्यमनोरमा— ९ रसायनवाजीकरणार्थम्-उदकं शाल्मलीमूलाद्गणिताद्गलितं घटे। शोषितं सतिलं खादेत् केवलं वा वृषायते ॥

राजमार्तण्ड— १० पाददाहे-साज्यैः सक्तुभिः अभ्यक्तौ वज्रीक्षीरसमन्वितैः। शाल्मलीत्वग्विलिप्तौ वा पादौ संतापमुज्झतः ॥

शोढल— ११ स्नायुकरोगे-स्नायुकरोगं हन्याज्जयेद्वा मोचकत्वचालेपः ॥

વર્ણન—શીમળાનાં ઝાડ ઘણાં મોટાં થાય છે. એનાં થડ અને ડાળીઓ ઉપર બેઠી પડઘીવાળા મજબુત કાંટાઓ આવેલા હોય છે. પાન ૫–૫ સાથે આવેલાં હોય છે. એમાં લાલચોળ સુંદર ફૂલો આવે છે. ફુલ આવતી વખતે આ ઝાડ તદ્દન પાન વગરનું બોડું થઈ જાય છે. ફુલ આવે છે ત્યારે ઝાડનો દેખાવ અતિ સુંદર જણાય છે. એનું ફૂલ લંબગોળ, બન્ને છેડે સાંકડું થતું, ૫ થી ૭ ઇંચ લાંબુ અને ૧॥ થી ૨॥ ઇંચ પહોળું, કઠિન હોય છે. તેના ઉપર ૫ ઉભી નીકો હોય છે. ફૂલમાં પાંચ પડદા અને પાંચ પોલ હોય છે. ફળ પાકે છે એટલે અંદરથી કાળાં બીજ, રૂ સાથે લાગેલાં નીકળે છે. આ બીજ દૂર દૂર પડે અને આ ઝાડનો વિસ્તાર વધે એ હેતુથી કુદરત આ મૃદુ કપાસરૂપી વિમાનદ્વારા આ બીજ ડુંગરો અને પર્વતો ઉપર પહોંચાડે છે. ફળ ઝાડ ઉપર પાકીને ફાટી ગયાં હોય અને પવનથી તે ઝાડ હાલે એટલે આ ફળમાંથી રૂ ઉડે છે. દરેક બીજની આસપાસ રૂની અતિ નાજુક, કોમળ ઝાલર હોય છે. જ્યારે આવી રીતે બીજ વિમાનમાં ઉડે છે ત્યારે જોવાની બહુ મઝા આવે છે. શી કુદરતની લીલા ! આમ ન હોય તો આ સુંદર ઝાડનો વિસ્તાર કેમ થાય ?

બીજ રૂ સોતાં શેકીને ( બાળી નાખીને ) ખવાય છે. આ ઝાડમાં જમનો નિવાસ છે એમ માને છે અને તેથી તેનું નામ 'यमद्रुमः' પડેલું છે. આનાં બારીક મૂળને શેમલમુસલી અથવા મુસલકંદ કહે છે.

બીજી સફેદ ફુલની श्वेतशाल्मली કોંકણ તરફ થાય છે. બીજી कूटशाल्मली ( Erisdendron anfractuosum. N. O. Malvaceæ. ) કાંટા વગરની થાય છે. આ કૂટશાલ્મલી કચ્છભુજના શરદબાગમાં મ્હેં જોયેલી છે.

ડૉ. ડીમક કહે છે કે આ ઝાડની છાલ એ જ બજારમાં મળતું ' તેજબલ ' છે. બહુ ઝાઝો ફેર લાગતો નથી.

મોચરસને કેટલાક આ ઝાડનો રસ માને છે અને કેટલાક ' અમુક પ્રકારના રોગની અસરથી ઉત્પન્ન થયેલો ગુંદર જેવો પદાર્થ છે ' એમ માને છે. ' બડંબુડ સોપારીના ફુલને જ મોચરસ માને છે, પણ આ ભુલ છે. આ મોચરસ ઠંડા પાણીમાં બીલકુલ ગળતો નથી. ગરમ પાણીમાં પોચો પડે છે

પણ ગળતો નથી. સ્પીરીટમાં પણ તે ગળતો નથી, પણ તેને લાલ રંગ આપે છે. તે સ્વાદે ટેનીન જેવો તુરો છે.'

## વૈદ્યકમાં શીમળાનો ઉપયોગ.

ચરક— ૧ વ્રણ રૂઝાવવા—શીમળાની છાલનો લેપ કરવો. ચિ. ૧૩.

સુશ્રુત— ૨ ઝાડામાં—શીમળાનાં ડીંટાંનો વિધિસર ક્વાથ કરી લેવો. રાત્રે તેને રાખી મૂકવો. સવારમાં જેઠીમધનું ચૂર્ણ નાખી, મધ સાથે તે શીતકષાય પી જવો. શૂળ, વિબંધ વિગેરે મટે છે. રક્તપિત્તવાળા દરદીને આ કષાય પીવા આપવાથી ફાયદો થાય છે. ઉ. ૪૦.

હારીત— ૩ વીર્યવૃદ્ધિ માટે—શીમળાનાં કોમળ મૂળીઆંનું ચૂર્ણ ખાવાથી ધાતુપુષ્ટિ થાય છે. ચિ. ૧૦.

ચક્રદત્ત— ૪ રક્તપિત્તમાં—શીમળાનાં ફુલનું ચૂર્ણ મધ સાથે ચાટવાથી રક્તપિત્ત મટે છે.

૫ અગ્નિથી દાઝવાથી વ્રણ થાય તેમાં—શીમળાનું રૂ બાળીને વ્રણ ઉપર દાબવું.

૬ વ્યંગમં—શીમળાના કાંટાને દુધમાં ખૂબ પીસીને તે વ્યંગ ( મ્હોં ઉપર કાળાં ધાબાં હોય છે તે ) ઉપર ચોપડવું. મુખની કાંતિ સારી થાય છે.

ભાવપ્રકાશ—૭ પ્રદરમાં—શીમળાનાં ફુલનું શાક-ઘી અને સિંધવ સાથે સિદ્ધ કરેલું—ખાવાથી પ્રદર મટે છે.

૮ ખરોળમાં—શીમળાનાં ફુલ સારી રીતે બાફીને, રાત રાખી મૂકી સવારમાં રાઇ સાથે ખાઇ જવાથી ખરોળ મટે છે.

વૈદ્યમનોરમા—૯ રસાયન અને વાજીકરણ તરિકે—શીમળાના મળમાં વ્રણ કરવો. તેમાંથી જે પ્રવાહી રસ ઝરે તે એક રીઢા વાસણમાં ઝીલી લેવો. આ તાજો રસ અથવા તો એને સૂકવીને તલ સાથે ખાવાથી વાજીકરણ ગુણ આપે છે.

રાજમાર્તંડ—૧૦ પગમાં બળતરા બળતી હોય તો—શીમળાની છાલનું ચૂર્ણ થોરના દુધ સાથે તેમ જ ઘી અને સાથવા સાથે મીલાવી, પગનાં તળીઆં ઉપર ચોપડવાથી દાહ મટે છે.

શોઢલ— ૧૧ વાળામાં—શીમળાની છાલ ચોપડવાથી વાળો મટે છે.

વક્તવ્ય—સુશ્રુતમાં શસ્ત્રને ધારવાળાં કરવા માટે શીમળાના ફલક ઉપર ઘસવાનું કહેલું છે. 'धारासंस्थापनार्थं शाल्मलीफलकम्' सू—८—१४. સ્વપ્નમાં શાલ્મલી જોવામાં

આવે તો તે ખરાબ ગણાયલી છે. " स्वस्थः स लभते व्याधिं व्याधितो मृत्युमृच्छति " સૂ. ૨૯–૬૪. પ્રમેહમાં અયસ્કૃતિ બનાવવાના લીસ્ટમાં શાલ્મલી છે. સુશ્રુતે પ્રિયંગ્વાદિગણમાં મોચરસનો ઉલ્લેખ કરેલો છે. અતિસારમાં શાલ્મલીત્વક્ યોજાયલી છે.

ચરકે પુરીષવિરજનીય દશેમાનિમાં શાલ્મલીનો ઉલ્લેખ કરેલો છે. શોણિતાસ્થાપન અને વેદનાસ્થાપન દશેમાનિમાં મોચરસનો ઉલ્લેખ છે. વમનોપગ દ્રવ્યોના લીસ્ટમાં शाल्मली અને शाल्मक આવા બે શબ્દો આવે છે. શાલ્મક એટલે મોચરસ હશે? શાકવર્ગમાં શાલ્મલીપુષ્પની ગણત્રી છે. હરસમાં ( चि. ९ २०२–२२५–२३६ ) શાલ્મલીનો ઉપયોગ છે. ઊરૂસ્તભમાં समंगां शाल्मलीं बिल्वं मधुना सह ना पिबेत् ।–એવો પ્રયોગ છે. પુષ્યાનુગ ચૂર્ણમાં મોચરસ છે. પિચુધારણયોગ્ય તેલોમાં શાલ્મલી પડે છે.

મોચરસનું સેવન કરવાથી પારદના વિકારો મટે છે એમ નિઘંટુરત્નાકર માને છે. શોઢલનિઘંટુમાં કૂટશાલ્મલી અને રોહિતકને એક જ માનેલાં છે. ભાવપ્રકાશે તે બન્નેને નોખાં ગણાવેલાં છે.

ધાતુપુષ્ટિ માટે ગામડાના લોકો નાના શીમળાનાં બારીક કોમળ મૂલને દુધમાં ઘસીને પીવે છે અને તેનો ચમત્કારિક ગુણ પણ છે. શાલ્મલી અને શ્રૃંગીનું ચૂર્ણ મારા ગુરૂવર્ય અમૃતલાલભાઇ ઘણાને દુધમાં ડોઇને પીવા આપતા હતા.

**નવ્યમત**—મોચરસ બચ્ચાંના અતિસારને માટે ૨૦ થી ૩૦ ગ્રેનની માત્રામાં તેટલી સાકર સાથે જ દેવાય છે. ( સર્જન એન્ડરસન. બીજનોર. )

મૂળ પ્રમેહ અને મરડામાં વપરાય છે. ( સર્જન મેજર ચંગસુકરજી. કટક ). આનાં પાંદડાંની પોટીસ ગુંબડાંના સોજા માટે ઉપયોગી છે. ( સી. ડબલ્યુ. ફોરસીથ; સીવીલ–મેડીકલ ઓફીસર દીનાજપુર. ) આના ચૂર્ણને દુધ સાથે શક્તિ આપવાને સારૂ દેવામાં આવે છે. ( બોમ્બે ગેઝેટ ભા–૬. )

**Actions & Uses.**—The root is astringent, alterative, demulcent, and restorative; usod in diarrhœa, dysentery and menorrhagia; also in high coloured urine with copious deposit. As an alterative and restorative the natives use a 'Pāka' in tuberculosis of the lungs and other wasting diseases. The gum is used as an astringent and demulcent for same purposes but more specially in dysentery, menorrhagia and in diarrhœa of children. Native women use it largely after delivery, to stop menses during lactation. It is a chief ingredient in various restorative expectorant

and aphrodisiac confections. Found to be a valuable substitute for gum kino, red gum etc.

R. N. Khory II p. 103.

**ભાવાર્થ**—શીમળાનું મૂળ ગ્રાહી, રસાયન, સ્નિગ્ધ અને ધાતુસામ્ય કરનાર છે. એ અતિસાર, સંગ્રહણી અને લોહીવામાં વાપરવામાં આવે છે. પેસાબનો રંગ લાલચોળ હોય અને થોડીવાર તે પેસાબ રાખી મૂકતાં નીચે વાસણમાં કંઈક જામેલું જણાય તો તેમાં પણ આનું મૂળ આપવું ફાયદાકારક છે. રસાયન અને ધાતુસામ્યકર હોવાથી દેશીઓ પાકમાં આ નાખે છે. આ પાક ફેફસાંનો ક્ષય તેમજ બીજાં નબળાઈનાં દરદોમાં વપરાય છે. આનો ગુંદર ( મોચરસ ) પણ ઉપરોક્ત ગુણો ધરાવે છે; વધારામાં તે ઝાડામાં, લોહીવામાં અને બચ્ચાંના ઝાડામાં ખાસ કરીને ઉપયોગી મનાય છે. દેશી સ્ત્રીઓ પ્રસવ પછી બચ્ચું ધાવણ ધાવતું હોય અને એ દર્મિયાન આર્તવ ન આવે એવા હેતુથી, એનો ઉપયોગ કરે છે. ઘણીયે પૌષ્ટિક, ધાતુસામ્યકર અને કફઘ્ન દવાઓમાં અને પાકોમાં આનો ઉપયોગ કરવામાં આવે છે. હિરાદખણની જગોએ આ ગુંદર સુંદર રીતે વાપરી શકાય.

ખોરી, ભા. ૨. પા. ૧૦૩

ઉલ્લેખ—વ. શા. પા. ૮૭; ફ. નિ. પા. ૪૪૫; N. p. 33; Watt I p. 487; વનસ્પતિ ગુણાદર્શ પાન ૬૩૯; Indi Medi. Plants p. 197.

---

## ૫૨ ગુલખેરૂ.

### N. O. Malvaceæ.

**નામો**—ગુલખેરૂ ( હિંદી. મુંબઈ. ); ફળ માટે–તુકમ ઇ ખીતમ્ ( પર્સીયન. મુંબઈ ). મૂળ માટે–રેશા ઈ ખિતમ્ ( પર્સીયન. મુંબાઇ ). Holly hock ( અંગ્રેજી ); Althœa rosea-આલ્થીયા રોઝીયા ( લેટીન ).

**વર્ણન**—આ મૂળ અંગ્રેજી છોડ છે એમ વિદ્વાનો માને છે. અંગ્રેજી બીયાંમાંથી હાલમાં હિંદુસ્તાનના દરેક ભાગમાં તેનાં સુંદર ફુલો માટે તેને ઉછેરવામાં આવે છે. આ છોડવા બાગોમાં ૬ થી ૮ ફુટ જેટલા ઉંચા વધે છે. પાન પણ મોટાં ૫ થી ૭ ખાંચાવાળાં, રૂછાળવાળાં થાય છે. ફુલ મોટાં ગુલાબી રંગનાં થાય છે. અંગ્રેજીમાં જેને 'English marsh-mallow' કહે છે તે A–officinalis–આપણા ગુલખેરૂની બેન જ છે. ગળામાં રાખવાની લોઝેન્જીસ્ આની બનાવવામાં આવે છે. હકીમો ગુલખેરૂનો ઠીક પ્રમાણમાં ઉપયોગ કરે છે.

ઉપયોગ—આ છોડનાં બીજ ઠંડાં મૂત્રલ અને જ્વરઘ્ન છે. ફુલ ઠંડાં અને મૂત્રલ છે. મૂળ ગ્રાહી અને ઠંડાં છે. ફ્રાન્સમાં ઠંડા પીણા તરિકે તેનાં મૂળ વપરાય છે.

પંજાબ તરફ ફુલ સંધિવામાં અને મૂળીઆં સંગ્રહણીમાં વાપરવામાં આવે છે. ( સ્ટુઅર્ટ. )

હકીમો આનાં મૂળીઆંનો ઉકાળો કરી તેમાં સાકર નાખી શરબત જેવું બનાવે છે, જે કફમાં, મૂત્રાશયના વરમમાં અને આંતરડાંની ઉશ્કેરણી વખતે વાપરે છે. આનો કવાથ બસ્તિમાં યોજાય છે અને મલમ કરવાના કામમાં પણ આવે છે. ( ડીમક )

આનાં મૂળીયાં, બે વર્ષ ઉપરના છોડનાં, શરદ્ ઋતુમાં ભેગાં કરી લેવાં જોઇએ. મૂળીયાંમાં સ્ટાર્ચનો થોડો ભાગ, ૨૦ ભાગ જેટલો ગુંદર અથવા ચીકણો પદાર્થ અને કેટલોક અંશ સાકરનો હોય છે. મુઈદીન શરીફ ગુલખેરૂને શીત, સ્નિગ્ધ અને શોધક માને છે. પાનની ડીંટડીઓમાંથી, થડ અને મૂળીઆંમાંથી જે ગુંદર હાથ આવે છે તે બીજી દવાઓ સાથે સંગ્રહણીમાં, જળસ પડતા મરડામાં વપરાય છે. નજીવા રોગોમાં ( સંગ્રહણી, મરડા જેના જ ) તો તે એકલો જ ઉપયોગી થઈ પડે છે. પેટની ચુંક ( tormina ) અને આંચકી ઉપર આની સારી અસર થાય છે. સુકાં મૂળીયાં અને બીજનો કવાથ પેસાબના, જનનેન્દ્રિયના અવયવોની શ્લેષ્મકલાની ઉશ્કેરણીમાં બહુ જ સારૂં કામ કરે છે.

ઉલ્લેખ—Indi medi. Plants p. 165–166; Indig. Drugs p. 21, N. p. 32.

# मुचुकुन्दादि वर्ग

## N. O. Sterculiaceæ.

## ૫૩ ઓલટ્કંબલ-

**નામો**—ઓલટ કંબલ, ઉલટકંબલ ( બંગાલા-મુંબઈ ); Devil's cotton ડેવીલ્સ કૉટન ( અંગ્રેજી ); Abroma augusta-ઍબ્રોમા ઑગસ્ટા ( લેટીન )

**વર્ણન**—આ નાનું ઝાડ છે. હિંદુસ્તાનના ગરમ પ્રદેશોમાં તે થાય છે અથવા તેને ઉછેરવામાં આવે છે. પાન દાંતાવાળાં, ડીંટડી આગળ હૃદયાકૃતિનાં સ્પષ્ટ ૫ થી ૭ નસોવાળાં, ૪ થી ૬ ઇંચિ લાંબાં અને તેનાથી સ્હેજ ઓછ એટલાં પહોળાં થાય છે. પત્રપૃષ્ઠ રૂવાંટીવાળું હોય છે. આની છાલમાંથી રેશમ જેવા સુંદર રેસાઓ નીકળે છે અને આ રેસાઓ માટે જ ઘણી વખત તેને ખેતરમાં ઉછેરવામાં આવે છે. લાકડું હલકું અને પોચું હોય છે. રસ ચીકણો હોય છે. બીજ કાળા રંગનાં મૂળાના બીજ જેવાં થાય છે. સીકીમ, ખાસીય હીલ્સ, આસામ વગેરે ભાગમાં ખૂબ થાય છે. હિંદુસ્તાનના પશ્ચિમ કિનારા તરફ તે ભાગ્યે જ જોવામાં આવે છે. ઔષધના કામમાં મૂળ, છાલ અને પાદડ કામ આવે છે.

**वक्तव्य**—પ્રાચીન કોઇ પુસ્તકમાં આનો ઉલ્લેખ નથી. આપણા તરફ આ ઝાડ થતું જ નથી. બંગાળી વૈદ્યો આનો ઉપયોગ કરે છે.

**ઉપયોગ**—"આર્ત્તવ સંબંધી રોગોમાં આ છોડ ઉપયોગી છે એમ મ્હારા જાણવામાં આજથી ૪૦ વર્ષ પહેલાં આવેલું. આ ઔષધ બહુ સારૂં આર્તવજનક અથવા રજઃસ્રાવવર્ધક છે. મૂળની છાલમાંથી રસ નીકળે છે તેજ વાપરવામાં આવે છે

"મ્હેં આ દવા આર્તવ આવવાના વખતે-એટલે કે આર્તવ દેખાય તે પહેલાંના બે દિવસ, આર્તવના ત્રણ દિવસ અને તે પછીના બે દિવસો-કુલ સાત દિવસ સુધી વાપરી જોઈ છે.

"આર્તવ વખતે એક વખત આ દવા આપવાથી રોગ નાબુદ થાય છે અને જુવાન પરણેલી સ્ત્રીઓ આના સેવન પછી તુરત જ ગર્ભવતી થાય છે......

"આ દવા વધારે વપરાય એટલા માટે એનો ટીંકચર, ગોળીઓ, ચૂર્ણ વિગેરે પ્રકારે ઉપયોગ કરવામાં આવ્યો છે, પણ તાજો રસ જેટલો ગુણકારી મ્હને જણાય છે તેટલું બીજું જણાયું નથી જ.

"આર્તવની અનિયમિતતા-ખાસ કરીને અલ્પપીડિતાર્તવ આ દેશમાં મોટે ભાગે જોવામાં આવે છે. મહાન્ પ્રભુએ આનેજ માટે જાણે આ છોડ આ દેશમાં ઉગાડેલો લાગે છે. આ નાના છોડનાં મૂળીઆંમાં કુદરતે આવો અમૂલ્ય પદાર્થ

આજ કારણથી સંઘરી રાખેલો જણાય છે. આનાં મૂળોયાંમાંથી હજારો નાના નાના ફાંટાઓ નીકળેલા હોય છે, એટલે મૂળીયાં પૂરતા પ્રમાણમાં મળી શકે એમ છે."

( બી. એમ. સરકાર. ઇન્ડીયન મૅડીકલ ગૅઝેટ. મે. ૧૯૦૦ ).

મૂળત્વક્ અને રસ ગર્ભાશય માટે ઉત્તમ દવા છે. તે ઉત્તમ રજઃસ્રાવ-વર્ધક છે. તે અલ્પપીડિતાર્તવમાં અને નષ્ટાર્તવમાં આર્તવ વખતે, આર્તવ પહેલાં કે પછી અથવા સામટા સાત દિવસ સુધી અપાય છે. હાઇડ્રેસ્ટીસ, વાઇબિરનમ્, અને પલસેટીલા કરતાં આ ઉત્તમ દવા છે. ( આર. એન. ખોરી. ભા. ૨. પા. ૧૦૨ )

મૂળની છાલનો તાજો રસ ૦॥ ડ્રામની માત્રામાં, કાળાં મરી સાથે આપવાથી અલ્પપીડિતાર્તવ તેમજ આર્તવની બીજી અનિયમિતતામાં ઉપયોગી છે. ( ડૉ. જે. એચ. થૉર્નટન. )

તાજાં પાન અને ડાંડીઓનો ક્વાથ ગનોરીયામાં બહુ જ ઉત્તમ કાર્ય કરનાર છે. ( સર્જન મેડોઝ. પૉટડીક્ષનેરી. )

**નોંધ**—પંડિત હરિપ્રપન્નજી આનું સંસ્કૃત નામ " विशाचकार्पास " રાખે છે; અંગ્રેજી નામનું જ આ ભાષાંતર છે. નામ સારૂં છે.

( જયપુર ૧૬મા નિ. ભા. સંમેલનમાં આવેલા નમુના ઉપરથી. )

ઉલ્લેખ—Indi. Medi. Plants. p. 210.

---

## ૫૪ કઢાયો.

### N. O. Sterculiaceæ.

**નામો**—કઢાયો, કડાઇ (ગુજરાતી); કાઉલી, સાલધોલ, પાન્ઢ્રૂ (મરાઠી); કરાઇ (હિંદી); Sterculia urens–સ્ટરક્યુલીઆ યુરેન્સ (લેટીન).

**વર્ણન**—કઢાયાનાં ઝાડ ૧૫ થી ૨૫ ફીટ ઉંચાં જોવામાં આવે છે. એની શાખાઓ અને થડનો રંગ સફેદ હોય છે. તે ઉપરની છાલ પોચી અને જાડી હોય છે. છાલ પરની ફોતરી પાતળી હોય છે. તે તુરત જ ભોજપત્રની માફક, પોતાની મેળે ઉતરી જાય છે. પાન શાખાઓને છેડે, વિશેષ કરીને જોવામાં આવે છે, અને આંતરે આવેલાં હોય છે. તે ૦॥ થી ૧ ફુટ વ્યાસનાં હોય છે. પાનની કોર ડીંટડીની પાસે દ્વિભાગિત થયેલી હોય છે. પાનની કોર ઉપર ૫ થી ૭ ખુણા નીકળેલા હોય છે અને તે દરેક ખુણામાં ડીંટડી પાસેથી નીકળેલી એકેકી નસ જાય છે. પાનની ડીંટડી ૬ થી ૧૦ ઇંચ લાંબી હોય છે. પાનની ઉપરની સપાટી ખડબચડી અને નીચેની સૂક્ષ્મ વાળની રૂંવાટીવાળી હોય છે.

શાખાઓને છેડે પત્રકોણમાંથી પુષ્પ ધારણ કરનારી સળીઓ નીકળેલી હોય છે. તે લીલાશ લેતા પીળા રંગની હોય છે. તેના ઉપર સૂક્ષ્મ વાળની રૂંવાંટી હોય છે અને તે ઉપર સૂક્ષ્મ પીળા રંગનાં ચીકાશવાળાં ગોળ બિંદુઓ હોય છે. પાનની ડીંટડીઓ પાસે ઘોડાના કાનના જેવું એકેકું પુષ્પપત્ર હોય છે. ફુલ બહુ જ નાનાં હોય છે અને તેમાં પાંખડીઓ હોતી નથી. પુષ્પબાહ્યકોષ પાંચ પત્રોનો હોય છે. તેના ઉપર પણ સૂક્ષ્મ રૂંવાંટી આવેલી હોય છે. ફુલના પાંચ વિભાગો ઉપરની બાજુ એકબીજાથી છૂટા થતા જાય છે. દરેક વિભાગોનો આકાર બદામ જેવો હોય છે. જ્યારે ફળ પાકવા લાગે છે ત્યારે રાતા મખમલી વાળની રૂંવાંટ ભુરા રંગની થઇ જાય છે. એ વિભાગો સૂકાય છે ત્યારે વચ્ચોવચથી ચીરાઇ જાય છે અને તેની બન્ને કોરો ઉપર તેનાં બીજ વળગેલાં હોય છે. એનાં ફળ ઉપરની રૂંવાંટ હાથને લાગતાં જ ચળ આવે છે. એક વખત આ ઝાડ જોવામાં આવ્યું હોય તો ફરીથી ભુલાય એવું નથી. પંચમહાલમાં ટૂવાના જંગલમાં તેનાં ઘણાં ઝાડવાં થાય છે. કઢાયાનો ગુંદર, શક્તિ માટે, વખણાય છે. સને ૧૯૦૦–મે માસના "ઇન્ડીયન ફૉરેસ્ટર" નામના માસિકમાં રા. રા. જયકૃષ્ણભાઇએ આ વિષે એક લેખ આપેલો છે, જેમાં તેમણે દુષ્કાળ વખતે કઢાયાની છાલ ઉપર કેટલાં ઢોર રહ્યાં હતાં અને જીવ્યાં હતાં તેનું રસિક વર્ણન આપેલું છે. કાઠિયાવાડમાં દુષ્કાળ વખતની સ્થિતિ ગુજરાતના લોકો શું જાણે ? તે વખતે થોર, તવરીયાં અને બીજાં ઝાડવાં તેમના માટે કેટલાં બધાં કામનાં છે તે તો અનુભવી જ જાણે. કઢાયાની છાલ જે આડે દિવસે નકામી ગણાય છે તે તેવે વખતે સોના જેવી કિંમતી થઇ પડે છે.

ગુણદોષ—સંસ્કૃત ગ્રંથોમાં કઢાયાનું નામ શું હશે તે સમજ્યા સિવાય તેના ગુણ શી રીતે શોધી કઢાય ! કઢાયાનો ગુંદર ઘણા પૌષ્ટિક પાકોમાં પડે છે. શિઆળે એ ગુંદર ઘીમાં તળીને સાકર સાથે સ્ત્રીઓ ખાય છે. "વનસ્પતિ શાસ્ત્રમાં એના નીચે પ્રમાણે ગુણો આપેલા છેઃ—

કઢાયાના મૂળનો ક્વાથ ચિરગુણકારી પૌષ્ટિક તરિકે સાકર અને પીપરની સાથે આપવામાં આવે છે. કઢાયાની છાલનો સ્વરસ છાતીના મુંઝારા ઉપર પીપર અને મધ સાથે અપાય છે. કઢાયાનાં સેકેલાં બીજ કૉફીની જગોએ વપરાય છે. કઢાયાના ગુંદરને રાત વખતે પાણીમાં પલાળી, સવારે તેના રસને ગાળી લઇ તે રસ બરોળની ગાંઠવાળાને પીવા આપે છે. કઢાયાનો ગુંદ, વંશલોચન અને પીપરની સાથે ઉધરસ, ક્ષય અને એવાં જ છાતીનાં દરદોમાં વપરાય છે."

કઢાયાની છાલનો ભૂકો તો. ૦॥ દુધ સાથે ખાવાથી કાંતિ વધારે છે, બલકારી છે, ભસ્મક રોગ ટાળે છે. ઘણો ખવાય તો વાયુનો કોપ કરે છે."

સ્વ. ફતેભટ્ટજી.

**વક્તવ્ય**—સ્વ. કુંતોભટ્ટે કઢાયાના મથાળા નીચે અર્જુનનું વર્ણન કરેલું છે. તેમને અર્જુન સંદિગ્ધ લાગે છે. કઢાયાનું સંસ્કૃત નામ ન જ હોય તો નવું નામ આપીને તેને વનસ્પતિશાસ્ત્રમાં લેવું જોઈએ.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૯૧; રૂ. નિ. પા. ૪૩૫; N. p. 34; Watt VI part III p. 364; Indi. Medi. Plants p. 204.

---

## ૫૫ મરડાસીંગી

### N. O. Sterculiaceæ

**નામો**—मेषश्रृंगी ( સંસ્કૃત); મરડાસીંગી ( ગુજરાતી ); Helicteris isora-હેલીકટરીસ આઇઝોરા ( લેટીન ).

**गुणाः**—
मेषश्रृंगी रसे तिक्ता वातला श्वासकासहृत् ।
रूक्षा पाके कटुस्तिक्ता व्रणश्लेष्माक्षिशूलनुत् ॥
मेषश्रृंगीफलं तिक्तं कुष्ठमेहकफप्रणुत् ।
दीपनं स्रंसनं कासकृमिव्रणविषापहम् ॥

॥ भा. प्र. ॥

**सुश्रुत**—

१ **अंजने विषसंसृष्टे**—अञ्जनं मेषश्रृंगस्य.... ॥ क. १–७०.

२ **अक्षिरोगे**—समेषश्रृंगाञ्जनभागसंमितं जलोद्भवं काचमलं व्यपोहति ॥ उ. १७–४०.

३ **दृष्टेः प्रसादार्थम्**—दृष्टेः अतः प्रसादार्थम् अंजने शृणु मे शुभे । मेषश्रृंगस्य पुष्पाणि शिरीषधवयोरपि । उ. १७–९६.

४ **शिरोरोगे**—शिरो .... विरेचयेत् । इंगुदस्य त्वचा वापि मेषश्रृंग्याऽथ वा भिषक् ॥ उ. २६–२०.

### વૈદ્યકમાં મરડાસીંગીનો ઉપયોગ.

**सुश्रुत**—

૧ **વિષસંસૃષ્ટ અંજનમાં**—મેષશ્રૃંગીનાં ફુલ આંજવાં. ક–૧–૭૦.

૨ **આંખના રોગમાં**—મેષશ્રૃંગીનાં ફુલ અને સુરમો–બન્ને ભેગાં ઘસીને આંજવાથી કાચ ( મોતીઆ ? ) વિગેરે મટે છે. ઉ–૧૭–૪૦.

૩ **આંખમાં પીયા બાઝતા હોય**, પાણી ઝરતું હોય વિગેરેમાં –મેષશ્રૃંગીનાં ફુલ પાણીમાં વાટીને આંજવાં. ઉ–૧૭–૯૬.

૪ શિરોરોગમાં–મેષશ્રૃંગીની છાલનું ચૂર્ણ સુંઘવાથી છીંકો આવી માથું ઉતરી જાય છે. ઉ–૨૬.

**वक्तव्य**—મેષશ્રૃંગી એટલે શું ? ડલ્હણ 'વિષાણિકા'ના અર્થો 'મેષશ્રૃંગી' અને 'આવર્તનિકા' આપે છે ( सू–अ–३९ ). એજ ડલ્હણ મેષશ્રૃંગીના પર્યાયો–અર્થો નીચે પ્રમાણે આપે છેઃ—

मेषशृंगी— (१) मेषशृंगी कर्कटशृंगी । उ–अ–४०.
(२) कर्कटशृंगी, गर्या तु पुत्रंजीवकमेदमाह ॥ चि–अ–९.
(३) मेढशृंगः पुत्रजीवकसदृशपत्रो वृक्षः । अन्ये कर्कटशृंगमाहुः॥ सू–अ–३९.

વૃંદટીકાકાર **શ્રીકંઠ** પણ स्वनामप्रसिद्धा मेढासिंगीति लोके (अ–३४–१) એમ કહે છે. હવે અજશ્રૃંગી અને મેષશ્રૃંગી એ એક જ વનસ્પતિના બે પર્યાયો છે. નિઘંટુકાર તેમ જ ટીકાકારોએ અજશ્રૃંગી જ ગણેલી છે. ટીકાકાર **શ્રીકંઠ** અજશ્રૃંગીનો અર્થ આપે છે. आवर्तनिका छगलविषाणिका तूत्तमारणी, मिंढिआऊली इति लोके ॥ (વૃંદ–अ–३४–१) એટલે **વિષાણિકા, અજશ્રૃંગી, મેષશ્રૃંગી**–એ એકમેકના પર્યાયો છે. આ ઉપરાંત વૃશ્ચિકાલીને ડલ્હણ મેષશ્રૃંગીનો ભેદ માને છે. ( જુઓ. सू–अ–३८ ). એટલે ઉપરોક્ત ૩ શબ્દો સાથે **વૃશ્ચિકાલીને** ઉમેરીએ તો એક જ વનસ્પતિ માટેના ૪ પર્યાયો હોય એમ જણાય છે. **વૃશ્ચિકાલી** માટે જુઓ ખાજવણી અને વિષાણિકા માટે જુઓ ચમારદુધેલી. વૃશ્ચિકાલી અને વિષાણિકાને તેથી દૂર મૂકી મેષશ્રૃંગી અને શ્રૃંગીને જ આપણે તપાસીશું.

**સુશ્રુતે** વરૂણાદિ અને સાલસારાદિ ગણમાં મેષશ્રૃંગીનો ઉલ્લેખ કરેલો છે. વરૂણાદિગણમાં અજશ્રૃંગી અને મેષશ્રૃંગી બંનેનો સ્પષ્ટ ઉલ્લેખ છે. હવે જો તે બેઉ એક જ હોય તો આમ જુદાં જુદાં નામ એક જ ગણમાં કેમ લખે ? આથી અજશ્રૃંગી અને મેષશ્રૃંગી જુદાં છે એમ જણાય છે. વળી મેષશ્રૃંગીને આમપાચન અને અજશ્રૃંગીને વિરેચન દ્રવ્યોમાં યોજેલી જણાય છે. આથી અજશ્રૃંગી અને મેષશ્રૃંગી જુદાં ઠરે છે.

**ચરકે** મેષશ્રૃંગી તિલ્વક કલ્પમાં યોજેલી છે ( क. ૯–૫ ). શીતજ્વરના અગુર્વાદિ તેલમાં પણ છે. આ સિવાય ચરકમાં અન્યત્ર ઉલ્લેખ નથી. **સુશ્રુતે** મેષશ્રૃંગી છુટથી વાપરી છે. આ વિષમાં અને આંખના રોગમાં ત્રણચાર જગોએ વાપરેલી છે. મેષશ્રૃંગીનાં પુષ્પ ખાસ ચક્ષુષ્ય જ લાગે છે. ભદ્રોદય અંજનમાં (उ १८–૯૪ ) આમપાચનના ૨૦ પ્રયોગોમાં એક પ્રયોગ 'मेषशृंगी त्वगोले च कृमिघ्नं वृक्षकाणि च ॥ (ઉ ૪૦–૪૦) છે. અરલુવૃન્તાકની પુટપાકવિધિની જ્યમ

जीवन्तीमेषंशृग्यादिष्वेवं द्रव्येषु साधयेत् ॥ મેષશ્રૃંગીનો પણ પુટપાક આમપાચન છે. ઊ. ૪૦-૮૪. વાતાભિષ્યન્દમાં મેષશ્રૃંગીથી પકાવેલું ઘી પીવાનું કહેલું છે ( ઉ. ૯-૧૯ ). કુષ્ઠમાં પણ મેષશ્રૃંગી યોજાયલી છે ( ચિ ૯-૭ ). મહાવાતવ્યાધિમાં બીજાં દ્રવ્યો સાથે તે છે (ચિ ૫-૭). સદ્યોવ્રણચિકિત્સામાં અશ્વકર્ણ, ધવ, મોચકી અને મેષશ્રૃંગીની છાલના ચૂર્ણથી તેલ પકાવવાનું કહે છે (ચિ ૨-૬૪). શિરોવિરેચનમાં इंगुदीमेषशृंग्योश्च त्वचः ( सू-३६-६ ) કહેલી છે. વાતસંશમનવર્ગમાં પણ ગણાવેલી છે ( સૂ. ૩૯-૭ ).

આ ઉપરથી મને તો મેષશ્રૃંગી મોટે ભાગે મરડાસીંગને મળતી લાગે છે. અલબત્ત આમપાચન સિવાયના બીજા બધા ગુણો અજમાવી જોયા પછીથી જ જણાય. મરડાસીંગીનાં ફુલ ચક્ષુષ્ય છે અને તે વાપરી જોવાં જોઇએ, એની છાલ પણ શિરોવિરેચન તરિકે અજમાવવી જોઇએ. **મરડાસીંગી** ( Helicteris isora—N. O. sterculiaceæ. )ને કેટલાક ऋषभक અને કેટલાક ऋद्धि અને કેટલાક વળી मूर्वा કહેવાની પણ ધૃષ્ટતા કરે છે !!

વળી **ભોંયઆવળ** ( Cassia obovata )ની સીંગો પણ બરાબર મેષશ્રૃંગી જેવી જ કહી શકાય. મુ. જયકૃષ્ણભાઇ કહે છે કે " ...શીંગ મેંઢાં કે ઘેટાંનાં શીંગડાં જેવા આકારની લાગે છે. " એને સ્વ. કતોભટ્ટે भूम्याहुली ( સંસ્કૃત ) કહેલી છે. આવળનાં ફુલ ચક્ષુષ્ય તો છે જ. આ પણ વિચાર કરવાનો છે.

અજશ્રૃંગીને **મેઢીઆવળ** કહીશું તો ચાલશે. જુઓ અજશ્રૃંગી.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૯૪; ફ. નિ. પા. ૯૪; N. p. 35; Watt IV p. 212; Indi. Medi. Plants. p. 205.

---

## ૫૬ મુચુકુંદ.

### N. O. Sterculiaceæ.

**નામો**—मुचुकुन्दः, क्षत्रवृक्षः ( સંસ્કૃત ); મુચકુંદ ( ગુજરાતી, મરાઠી, હિંદી, બંગાલી ); Pterospermum glabrescens—ટેરોસ્પર્મમ ગ્લેબ્રેસન્સ ( લેટીન ). P. suberifolium ( કીર્તિકર ).

**ગુણાઃ**— मुचुकुन्दः कटुस्तिक्तः कफकासविनाशनश्च कण्ठदोषहरः ।
त्वग्दोषशोफशमनो व्रणपामाविनाशनश्चैव ॥
॥ रा॰ नि ॥

मुचुकुन्दः शिरःपीडापित्तास्त्रविषनाशनः ॥
॥ भा॰ प्र॰ ॥

मुचुकुन्दः कटुश्चोष्णः तिक्तः स्वर्य्यः कफापहः ।
कासत्वग्दोषशोफघ्नः शीर्षपीडानिवारकः ॥
त्रिदोषरक्तपित्तघ्नः पित्तरक्तविकारनुत् ॥

॥ नि. र. ॥

चक्रदत्त— १ शिरःपीडायाम्—शिरोऽर्त्तिं नाशयत्याशु पुष्पं वा मुचुकुन्दजम् ॥

**વર્ણન**—મુચકુંદનાં ઝાડ મોટાં થાય છે. પાન પણ મોટાં ૪–૫ ખુણીયાવાળાં, ઉપરની બાજુ લીલા રંગનાં અને નીચેની બાજુએ રૂછ (રૂછાં)વાળાં ભુરાશ લેતા રંગનાં હોય છે. પાન તરેહતરેહના આકારનાં હોય છે. પાન મોટાં અને સુંદર હોય છે. ફુલ પણ સુંદર, મોટાં હોય છે. વસંત ઋતુમાં ફુલ ખીલે છે. ફળ મોટાં અને બીજ ઘણાં હોય છે. કચ્છભુજના શરદબાગમાં આ સુંદર ઝાડ મ્હેં જોયું હતું. પછી તો ગ્રાન્ટમેડીકલ કોલેજના કંપાઉન્ડમાં પણ આ ઝાડ જોવામાં આવેલાં.

## ઉપયોગ.

**ચક્રદત્ત— ૧ માથાની વેદનામાં**—મુચકુંદનાં ફુલ, કાંજીમાં વાટીને કપાળે ચોપડવાથી માથું દુખતું ઉતરી જાય છે.

**वक्तव्य**—ચરક તેમજ ધન્વનતરીય નિઘંટુમાં મુચુકુંદનો ઉલ્લેખ નથી. સુશ્રુતમાં વિદ્રધિના અધ્યાયમાં છે (चि–१८–१०). ડલ્હણ કહે છે કે मुचुकुन्दः कण्टकायबदरः, अन्ये मुचुकुन्दमाहुः ॥ શારંગધરનો ટીકાકાર કહે છે કે मुचुकुन्दः कुन्दभेदः प्रसिद्धः । तौ तु शुक्लरक्तभेदेन ज्ञातव्यौ ॥ કેટલાક મુચુકુંદની એક જાતને 'કર્ણિકાર' માને છે. જુઓ 'કર્ણિકાર'.

**નોંધ**—P. acerifolium નું સંસ્કૃત નામ સ્વ. કીર્તિકરે कर्णिकार રાખ્યું છે. આ ફુલના પુષ્પબાહ્યકોષની જાડી પાંખડીઓમાં નાની ગ્રેંડ્ઝ છે અને તેને લીધે લાંબા વખત સુધી ફુલની સુગંધી કાયમ રહે છે.

ઉલ્લેખ—N. p. 35; Indi. Medi. Plants p. 206.

# परूषकादि वर्ग

## N. O. Tiliaceæ.

### ૫૭ ફાલસાં.

**નામો**—परूषकम्, परूषम्, धन्वनच्छदः ( સંસ્કૃત ); ફાલસાં ( ગુજરાત ); ફાલસા ( મરાઠી ); ફાલ્સા, પુરુષા ( હિંદી ); ફલ્સા ( બંગાલી ); Asiatic Grewia—એસીયાટીક ગ્રીવીયા ( અંગ્રેજી ); Growia asiatica—ગ્રીવીયા એસીયાટીકા ( લેટીન ).

**गुणाः**—

परूषकं फलं चाम्लं वातघ्नं पित्तकृत् गुरु ।
तदेव पक्कं मधुरं वातपित्तनिबर्हणम् ॥

॥ ध. नि. ॥

परूषमम्लं कटुकं कफार्तिजित्
वातापहं तत्फलमेव पित्तदम् ।
सोष्णं च पक्कं मधुरं रुचिप्रदम्
पित्तापहं शोफहरञ्च पीतम् ॥

॥ रा. नि. ॥

परूषकं कषायाम्लमामं पित्तकरं लघु ।
तत्पक्कं मधुरं पाके शीतं विष्टम्भि बृंहणम् ॥
हृद्यन्तु पित्तदाहास्रज्वरक्षयसमीरहृत्

॥ भा. प्र. ॥

**चरक**— १ **मदात्ययस्य पिपासायाम्**—परूषकानां पीलूनां रसं .... ॥
चि—अ—१२—१४७.

**शोढल**— २ **मूढगर्भापकर्षणे**—परूषकशिफालेपः स्थिरामूलकृतोऽथवा ।
नाभिबस्तिभगाद्येषु मूढगर्भापकर्षणः ॥

**भावप्रकाश**— ३ **रोहिणीनामगलरोगे**—....कवलो द्राक्षापरूषैः कथितो हितः॥

**વર્ણન**—ફાલસાનાં ઝાડ ધામણુ જેવાં થાય છે. બાગબગીચાઓમાં તે વાવવામાં આવે છે. પાન મોટાં, અને કિનારી ઉપર કરવત જેવા દાંતાવાળાં હોય છે. ફળ પાકે છે ત્યારે આસમાની રંગનાં ( नीलवर्णः ) અને બહુ જ મૃદુ ( मृदुफलम् ) હોય છે. કાચાં હોય છે ત્યારે ફળ ખાટાં હોય છે, પાકે છે એટલે મીઠાં લાગે છે. એનું શરબત બહુ સારૂં થાય છે.

## વૈદ્યકમાં ફાલસાંનો ઉપયોગ.

ચરક— ૧ **મદાત્યયની તરસમાં**—ફાલસાંનો રસ પીવા આપવો.

શોઢલ— ૨ **મૂઢગર્ભમાં**—ડુંટી ઉપર, પેડુ ઉપર અને યોનિ ઉપર ફાલસાંન મૂળનો લેપ કર્યાથી આડું આવેલું બચ્ચું તુરત જ બહા: આવી જાય છે,

ભાવપ્રકાશ— ૩ ‘રોહિણી’ નામના ગળાના રોગમાં— દ્રાક્ષાસવ અ: ફાલસાંના કવાથના કોગળા કરાવવા.

**वक्तव्य—ચરકે** વિરેચનોપગ, જ્વરહર અને શ્રમહર દશેમાનિમાં પરૂષકને ઉલ્લેખ કરેલો છે. ‘परूषकं मधूकं च वातपित्ते च शस्यते।’ (सू. ૨૭–૧૧૨) આસવયોનિના લીસ્ટમાં ફાલસાં ગણાવેલાં છે. સુવાવડીના ઘરની આસપાસ જે કોઇ ઝાડની શાખાઓ રાખવાની છે તેમાં પરૂષકની ગણત્રી કરાયલી છે (शा. ૮–૧૦૧). હૃદ્રોગચિકિત્સામાં ‘द्राक्षासिताक्षौद्रपरूषकैः स्याच्छुद्धे तु पित्तापहमन्न पानम्’ આવો પ્રયોગ છે (चि. ૨૬–૮૮). યોનિરોગમાં ગર્ભદઘૃતમાં ફાલસ યોજાયલાં છે (चि०–૫૧). વાતરકતમાં ‘પારૂષકઘૃત’ છે. ક્ષતક્ષીણમાં ફાલસ બીજાં દ્રવ્યો સાથે છે. મધુરસ્કંધમાં છે.

**સુશ્રુતે**—પરૂષકાદિગણમાં પરૂષકનો ઉલ્લેખ કરેલો છે.

**નવ્યમત**—ફળમાં ગ્રાહી, શીત અને પાચક એવા ગુણો છે. આ ફળ માંથી એક જાતનો દારૂ તેમજ લહેજતદાર શરબત બનાવવામાં આવે છે વ્રણ ઉપર પાન બાંધવામાં આવે છે. ફુલની કળીઓ પણ દેશી વૈદ્યો વાપરે છે છાલનો કવાથ સ્નિગ્ધ, શીત છે. (ડૉ. સ્ટયુઅર્ટ).

સંતાલ લોકો મૂળની છાલ સંધિવામાં વાપરે છે. (રેવ. એ. કેમ્પબેલ.)

ઉલ્લેખ—Indi. Medi. Plants p. 214; N. p. 37; Indig. Drugs p. 142 રૂ. નિ. પા. ૪૦૧.

---

## ૫૮ છુંછ.

### N. O. Tiliaceæ.

**નામો**—चंचुः (સંસ્કૃત); છુંછ, જીતેલી (ગુજરાત); સુંચ (મરાઠી) કોસ્ટા (હિંદી); Corchorus acutangulus—કૉરકૉરસ ઍકયુટેન્ગ્યુલર (લેટીન).

गुणाः— चंचुस्तु मधुरा तीक्ष्णा कषाया मलशोषणी ।
गुल्मोदरविबंधार्शोग्रहणीरोगहारिणी ॥

महाचंचुः कटूष्णा च कषाया मलरोधनी ।
गुल्मशूलोदरार्शोऽर्तिविषघ्नी च रसायनी ॥
क्षुद्रचंचुस्तु मधुरा कटूष्णा च कषायिका ।
दीपनी शूलगुल्मार्शःशमनी च विबंधकृत् ॥

॥ रा. नि. ॥

चंचुबीजं कटूष्णं च गुल्मशूलोदरार्तिजित् ।
विषत्वद्दोषकंडूघ्नं आखोः दुष्टविषापहम् ॥
चंचुशाका तु मधुरा तीक्ष्णा शीता कषायका ।
सराऽग्निदीपनी रुच्या बल्या धातोश्च वर्धिनी ॥

॥ नि. र. ॥

**વર્ણન**—છુંછના છોડવા ચોમાસામાં ઘણા ઉગી નીકળે છે. તે શીઆળે સુકાઈ જાય છે. એ ૧ થી ૨ ફીટ લાંબા થાય છે. એમાંથી કેટલીક શાખાઓ નીકળી ઘાસ કે જમીન ઉપર પસરાએલી હોય છે. પાન આંતરે આવેલાં, ૨ થી ૩ ઈંચ લાંબાં, ૦।। થી ૧।। ઈંચ પહોળાં, બીજી સપાટી પર આછી રૂછાળવાળાં, કાંગરીદાર હોય છે; ફુલ પીળાં, પાનની વિરૂદ્ધ દિશાએ આવેલાં હોય છે. ફુલની સળી ઘણી ટુંકી હોય છે. તેને તળીએ બે ઝીણાં ઉપપત્રો હોય છે. એક સળી ઉપર ૧ થી ૩ ફુલો આવે છે. શીંગ ૭ ધારવાળી હોય છે. તેને મથાળે બે વિભાગવાળી ત્રણ અણી હોય છે. બીજ રતાશ લેતા કાળારંગનાં થાય છે. સ્વાદે કડવાં લાગે છે. હિંદુસ્તાનના ઘણાખરા ભાગોમાં આ છુંછ થાય છે.

એનાં પાનની ભાજી ખવાય છે.

**वक्तव्य**—ચરકમાં બેજ ઠેકાણે ઉલ્લેખ છે. અતિસારમાં ચંચુનું શાક 'दधिदाडिमसिद्धेन बहुस्नेहेन भोजयेत् । '—દહીં અને દાડમનો રસ નાખી ખૂબ તેલ સાથે ખાવા લખ્યું છે ( ચિ. ૧૦–૩૫ ). વિષ ચઢયાનો જેને વહેમ હોય ( ઝેરીજંતુ કરડયું ન હોય પણ પગતળે આવી ગયું હોય છે તો માણસને કરડયાનો ખોટો ભાસ થાય છે. એવો વ્હેમ પડતો હોય તો ) તેવા માણસે ભોજનમાં ચંચુનું શાક ખાવું ( ચરક. ચિ. ૨૫–૨૨ ).

સુશ્રુતે નીચે પ્રમાણે ' ચુચ્ચુ 'ના ગુણ આપ્યા છે—

लघुः पाके च जंतुघ्नः पिच्छिलो व्रणिनां हितः ।
कषायमधुरो ग्राही चुच्चूस्तेषां त्रिदोषहा ॥

सु. ४६—२६१.

ડલ્હણ चुञ्चुः नाडिकाकारपत्रः 'चुचु' इति लोके—આવી સમજુતી આપે છે અતિસારમાં ચુચ્ચુનો ઉલ્લેખ છે.

ચંચુ અને चुञ्चुः એક હશે કે ભિન્ન ? ગુણ તો એવા જ લાગે છે. છુંછની ઘણી જાતો છે:—

૧ મોટીછુંછ—महाचंचु Corchorus Olitorius. છુંછની બધી જાતોમાં આને છોડ સૌથી ઉંચો થાય છે.

૨ બોરછુંછ—कालशाक C. Capsularis. એનાં ફળ ( શીંગો ) બોર જેવાં પાંચ પોલવાળાં હોય છે.

૩ લાંબી છુંછ—दीर्घचंचु C. trilocularis. આની શીંગ બીજી છુંછો કરત લાંબી થાય છે. આ છુંછનાં પાન પાતળાં અને કોમળ હોય છે મા બીજી છુંછો કરતાં એનાં પાનનું શાક લોકો વિશેષ પસંદ કરે છે. એન બીજ વધારે કડવાં હોય છે.

૪ છુંછડી—क्षेत्रचंचु C. fascicularis આની શીંગ બહુફલીની શીંગને મળત થાય છે.

૫ છધારી છુંછ—चंचु C. acutangulus શીંગને છ ધાર હોય છે. આ વર્ણન જ ઉપર છે.

૬ ઝીણકી છુંછ—क्षुद्रचंचु C. antichorus. જમીન ઉપર છાતલાંની માફ પથરાયલી હોય છે. આનું નામ જ બહુફલી-કારણકે શીંગો ખૂબ બેસે છે છુંછની જાતોમાં સૌથી નાનો છોડ આ થાય છે.

૭ અડબાઉ છુંછડી—C. urticœfolius. આ સાતે જાતોનું રસિક વર્ણ વાંચવાની ઇચ્છા રાખનારે 'વનસ્પતિશાસ્ત્ર' પાન. ૧૦૮ થી ૧૧૫ સુધ જોઈ લેવું.

**Uses**—The finely carded fibre has been used as a basis fo antiseptic surgical dressings. It is highly absorptive and admirabl suited for this purpose."

Indig. Drugs p. 98

**ભાવાર્થ:**—આના બારીક રેસા વ્રણને જંતુરહિત રાખવા માટે પાટ નીચે મૂકવામાં આવે છે. તેમાં શોષક ગુણ ખાસ છે અને તેજ કારણથી તેને આમાં ઉપયોગ કરવામાં આવે છે. ( ઇન્ડીજીનસ ડ્રગ્ઝ. પા. ૪૯૮ ).

**ઉલ્લેખ**—વ. શા. પા. ૧૦૮ થી ૧૧૫; N. p. 39; રૂ. નિ. પા. ૬૦૮ Watt II p. 534.

## ૫૯ ઝીપટો.

### N. O. tiliaceæ.

**નામો**—झिंझिरीटा, कंटफली ( સંસ્કૃત ); ઝીપટો ( ગુજરાતી ); ભરવાડો ( હાંસોટ ); ઝીંઝીરા, કુતરેવાંદરે ( મરાઠી ); બિરીયારા ( હિંદી ); Triumfetta rotundifolia--ટ્રાયમ્ફેટા રોટન્ડીફોલીયા ( લેટીન ).

**ગુણાઃ**— झिंझिरीटा कटुः शीता कषाया चातिसारजित् ।
वृष्या संतर्पणी बल्या माहिषीक्षीरवर्द्धिनी ॥

॥ रा. नि. ॥

झिर्पटस्त्वतिसारघ्नो बलशुक्रविवर्द्धनः ॥

॥ शोढलः ॥

झिंझुर्डी तुवरा कट्वी शीता वृष्या बलप्रदा ।
महिष्यास्तन्यकृत्प्रोक्ता रक्तातीसारनाशिनी ॥
तृप्तिकारी च संप्रोक्ता पूर्वैः आयुर्विदैर्जनैः ॥

॥ नि. र. ॥

**વર્ણન**—ઝીપટી (T. Rhomboidea) અને ઝીપટો (T. rotundifolia) આમ બે છોડનું વર્ણન મુ. જયકૃષ્ણભાઇએ 'વનસ્પતિશાસ્ત્ર'માં કરેલું છે. બન્નેમાં બહુ જ જુજ ફેર છે. ઝીપટાનો છોડ ઝીપટીના કરતાં મોટો થાય છે એટલે જ તે ઝીપટો કહેવાય છે.

ઝીપટો બારે માસ જોવામાં આવે છે. ચોમાસામાં તે વધારે ઉગી નીકળે છે. તે ૧॥ થી ૩॥ ફીટ ઉંચા થાય છે. એનાં પાન ગોળાઇ લેતાં, આંતરે આવેલાં હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ ઘેરો લીલો અને નીચેનીનો જરા ધોળાશ લેતો હોય છે. તેની બન્ને સપાટી ઉપર તારાકૃતિના કાંટા જેવા વાળ આવેલા હોય છે. પાન ઉપર આંગળી ફેરવતાં તે ખરસટ જણાય છે. પાનની કોર ઉપર છીછરા અનિયમિત દાંતા હોય છે. ફુલ પીળાશ લેતા રંગનાં, નાનાં, બપોર પછી ઉઘડે છે. ફળ ચણાના દાણા જેવડાં અથવા તેથી સ્હેજ નાનાં થાય છે. તેના ઉપર વાંકી તીક્ષ્ણ અણીવાળા કાંટા આવેલા હોય છે.

**ઉપયોગ**—પ્રાચીન ગ્રંથોમાંથી આનો ઉપયોગ માલમ નથી પડતો, પણ ગુણ વર્ણવેલા છે તે બરાબર છે. 'अतिसारजित्' કહેલું છે એ વાત તદ્દન સત્ય છે. લોહીનો ઝાડો થતો હોય અને ઝીપટાનું મૂળ ઘસીને પી ગયા હોય તો ઝાડો તુરત જ બંધ થઇ જાય છે. ગમે તેવો ઘા પડયો હોય—દાતરડા કે તલવારનો ઘા પડયો હોય અને ઝીપટાનાં પાન ચાવીને તેની લુગદી ઘા ઉપર

મૂકીને પાટો બાંધી દે તો ઘા રૂઝાઇ જાય છે. ઝીપટાના ચમત્કારિક ગુણો રા. રા. જયકૃષ્ણભાઇએ "વૈદ્યકલ્પતરૂ" નવેમ્બર ૧૯૦૫ પાનું ૨૫૯–માં છપાવેલા છે. દયાળુ પ્રભુએ આ છોડ એટલો ઉગાડેલો છે કે રસ્તાની બાજુઓએ તે ઢગલાબંધ મળી શકે છે. આ વર્ગની વનસ્પતિ પૌષ્ટિક છે. નાગબલા, ધામણુ વિગેરેના ગુણ ઝીપટાના મૂળમાં પણ રહેલા છે. ભેંસનું દુધ વધારનાર છે એમ રાજનિઘંટુકારે કહેલું છે.

એનાં ફુલને ઝાપટ કે ઝપાટ લાગવાથી લુગડે ચોટી જાય છે, એટલે એને ઝીપટો કહે છે. હાંસોટ તરફ એને ભરવાડો કહે છે.

**वक्तव्य**—બીજો એક **ગાડરઝીપટો** ( Pupalia lappacea )નામનો છોડ થાય છે. ઘેટાનાં શરીર ઉપર આ છોડનાં ફળ બહુ લાગેલાં હોય છે. આ ઘેટાના વર્ગની વનસ્પતિ છે. આનાં પાન લાંબાં-બહુધા કાંટાશેરીયાનાં પાન જેવાં છે. ઝીપટો અને ગાડરઝીપટો સ્પષ્ટ સમજાઇ આવે એટલા માટે જ આ ઉલ્લેખ કરવો પડયો છે.

**Uses**—The mucilaginous and astringent properties of the leaves and fruits of certain triumfettas, called **carapixo de calcada** in Brazil, which grow everywhere in that country, especially on the road-side, and in the vicinity of dwellings, render them serviceable in injections for inveterate gonorrhœa.

( **Murray** )

**નવ્યમત**—છાલ અને તાજાં પાન અતિસારમાં ઉપયોગી છે. આનાં ફુલ સાકર અને પાણી સાથે પરમીયામાં પેસાબ વાટે જે બળતરા બળે છે તેમાં વપરાય છે.

( જયકૃષ્ણભાઇ ઇંદ્રજી )

**ઉલ્લેખ**—વ. શા. પા. ૧૦૬; રૂ. નિ. પા. ૫૮૦; N. p. 38; Indi. Medi.. Plants p. 218.

---

## ૬૦ ગંગેટી

### N. O. Tiliaceæ.

**નામો**—नागबला, गाङ्गेरुकी ( સંસ્કૃત ); ગંજેટી, બાજોઠીયું ( ગુજરાત ); ગંગેટી ( પોરબંદર ); ગાંગી, ગાંગેટી ( મરાઠી ); ગાંગન, ગુલસકરી ( હિંદી ); ગોરક્ષચાકુલે ( બંગાલી ); Grewia populifolia–ગ્રીવીયા પૉપ્યુલીફોલીયા ( લેટીન ).

णाः — गांगेरुकी मधुराम्ला कषायोष्णा गुरुस्तथा ।
कटुस्तिक्ता च वातघ्नी व्रणपित्तविकारजित् ॥
॥ ध. नि. ॥

मधुराम्ला नागबला कषायोष्णा गुरुस्तथा ।
कण्डूतिकुष्ठवातघ्नी व्रणपित्तविकारजित् ॥
॥ रा. नि. ॥

गांगेरुकीफलं रूक्षं कषायं स्वादु वातलम् ।
लेखनं स्तंभनं शीतं विबन्धाध्मानकृद्गुरु ॥
॥ ग. नि ॥

स्निग्धा रुच्या बला वृष्या ग्राहिणी वातपित्तजित् ।
तद्वन्नागबलाऽत्यर्थं कृच्छ्रे क्षीणे क्षते हिता ॥
॥ राजवल्लभः ॥

(क— १ रसायनार्थम्—.... नागबलामूलानि.... पयसा मधुसर्पिर्भ्याम् वा संयोज्य भक्षयेत् । जीर्णे च क्षीरसर्पिर्भ्याम् शालिषष्टिकमश्नीयात् । संवत्सरप्रयोगात् अस्य वर्षशतमजरमायुस्तिष्ठति इति समानं पूर्वेण ॥ चि–अ–१.

२ क्षतक्षययोः नागबलामूलम्—पिबेन्नागबलामूलस्यार्द्धकर्षविवर्धनम् । पलं क्षीरयुतं मासं क्षीरवृत्तिरनन्नभुक् । एष प्रयोगः पुष्ट्यायुर्बलारोग्यकरः परः ॥ चि–अ–१६.

कदत्त— ३ हृद्रोगे—मूलं नागबलायास्तु चूर्णं दुग्धेन पाययेत् । हृद्रोगश्वासकासघ्नम् .... ॥

र्ङ्गधर— ४ सद्योव्रणे—खड्गादिच्छिन्नगात्रस्य तत्कालपूरितो व्रणः । गाङ्गेरुकीमूलरसैः जायते गतवेदनः ॥

ढल— ५ क्षये—चूर्णं नागबलायास्तु घृतमाक्षिकमिश्रितम् । प्रलिह्यात् प्रातरुत्थाय क्षयव्याधिनिवारणम् ॥

**વર્ણન**—બલા અને ખપાટના કરતાં નાગબલા ( ગંગેટી ) જુદા વર્ગની સ્પતિ છે. ગંગેટીનાં ઝાડવાં ૩ થી ૬ કે ૫ થી ૧૦ ફીટ ઉંચાં થાય છે. ઝાડ ગીચ જંગલોમાં થતાં નથી, પણ ઉજ્જડ જગોમાં થાય છે. આને :નાર તરફ **બાજોઠીયું** કહે છે, કારણ કે એનું ફળ બેથી ચાર ઠળીયાવાળું

હોય છે અને તેથી તેના ચાર વિભાગ બાજઠના ચાર પગ જેવા દેખાય છે. આનાં ફળને **શીકારી મેવો** પણ કહેવાય છે. ગંગેટાં ( ફળ )નો સ્વાદ ખટમધુરો હોય છે. આથી તે પાણીની તૃષા મટાડે છે. જંગલમાં ફરવાનું હોય અને મ્હોંમાં આનાં ફળ રાખ્યાં હોય તો મ્હોંમાં ઠીક અમી રહે છે. આનાં પાન ૦ાા થી ૧ાા ઈંચ લાંબાં અને તેટલાં જ પહોળાં હોય છે. ફુલ ધોળા રંગનાં, જરા સુવાસિત, જેઠ અને આષાઢ મહિનામાં આવે છે. શીઆળો બેસતાં ફુલ પાકી જાય છે. ગંગેટીનું મૂળ બહૂ જાડું હોય છે. મૂળ ઉપરની છાલ ખરબચડી હોય છે. ગંગેટીનાં મૂળીઆંની છાલનું ચૂર્ણ બહૂ શક્તિપ્રદ દવા છે.

ભુજમાં ગંગેટી બહૂ થાય છે.

## વૈદ્યકમાં નાગબલાનો ઉપયોગ.

**ચરક**— ૧ **રસાયન તરિકે નાગબલાનો પ્રયોગ**—ગંગેટીનાં મૂળનું ચૂર્ણ ( મૂળીયાં બહુ જાડાં હોય તો મૂળની છાલ લેવી ) મધ અને ઘી સાથે ચાટી ઉપરથી દુધ પીવું. એ પચી ગયા પછી દુધ, ઘી અને કમોદનો ભાત જમવો. આવી રીતે એક વર્ષ સુધી કરવાથી ૧૦૦ વર્ષનું વૃદ્ધાવસ્થા વિનાનું—નીરોગી—આયુષ્ય પ્રાપ્ત થાય છે. ચિ. અ. ૧.

૨ **ક્ષયવાળા માટે**—નાગબલાના મૂળનું ચૂર્ણ, હમેશાં ૦ાા તોલો ચૂર્ણ વધારતા જઈ મોટામાં મોટી માત્રા ૪ તોલા જેટલી થાય ત્યાં સુધી વધારવું અને તે દુધ સાથે પીજવું. ( મૂળ લીલું મળે તો આજ પ્રમાણમાં રસ લેવો સારો છે. ) ખોરાકમાં ફક્ત દુધ એકલુંજ લેવું. એક માસના પ્રયોગથી પુષ્ટિ, આયુષ્ય, બળ અને આરોગ્ય પ્રાપ્ત થાય છે. ચિ. અ. ૧૬.

**ચક્રદત્ત**— ૩ **હૃદ્રોગમાં**—ગંગેટીનાં મૂળનું ચૂર્ણ તો ૦ા હમેશાં દુધ સાથે પીવાથી હૃદ્રોગ, શ્વાસ, કાસ વિગેરે મટે છે.

**શારંગધર**— ૪ **તુરતના ઘામાં**—તલવાર વિગેરે હથિયારોથી શરીર ઉપર ઘા પડયો હોય તો તુરત જ ગંગેટીના મૂળનો સ્વરસ ઘામાં પૂરી દેવો. તુરત જ લોહી અટકી જશે અને ઘા સારો થઈ જશે.

**શોઢલ**— ૫ **ક્ષયમાં**—ગંગેટીના મૂળનું ચૂર્ણ મધ અને ઘી સાથે લાંબા વખત સુધી સવારમાં સેવન કરવાથી ક્ષયરોગ નાબુદ થઈ જાય છે.

**વક્તવ્ય**—અનેક નામો પૈકી નાગબલાનું એક નામ 'चतुःफला' છે; કારણકે એના ફળને ચાર બાજુઓ હોય છે. એકલા દુધ ઉપર રહીને નાગબલાના

મૂળના રસનો અથવા તેના ચૂર્ણનો ઉપયોગ કરવામાં આવે તો ક્ષય, દમ વિગેરે દરદો નાબુદ થાય છે. એમાં સંશય જેવું કશું જ નથી. આયુર્વેદમાં ચાર બલા છે તે સર્વમાં આ નાગબલા ( ગંગેટી ) વધારે ટૉનીક છે.

ઉલ્લેખ—વ. શા. પા. ૯૭; રૂ. નિ. પા. ૧૪૧; N. p. 31; Watt IV p. 182.

---

## ૬૧ ધામણ

### N. O. Tiliaceæ.

**નામો**—धन्वनः, धनुर्वृक्षः ( સંસ્કૃત ); ધામણ, ધ્રામણ ( ગુજરાતી ); દામન, ધામણીચેં ઝાડ, કરવરની ( મરાઠી ); ધામની ( હિંદી ); ધામના ગાછ ( બંગાલી ); Grewia tiliæfolia–ગ્રીવીયા ટીલીઇફોલીયા ( લેટીન ).

**ગુણાઃ—** धन्वनः कफपित्तास्रकासजित् तुवरो लघुः ॥

॥ म. नि. ॥

धर्मणस्तुवरो वृष्यो मधुरः कटुको मतः ।
बल्यो रूक्षो लघुश्चैव धातुवृद्धिकरो मतः ।
किंचिदुष्णश्च संप्रोक्तो व्रणरोपणकारकः ।
कफवातहरो दाहशोषकंठरुजापहः ॥
रक्तरुक्पित्तकासघ्नः पीनसस्य विनाशकः ।
फलं चास्य स्वादु शीतं तुवरं कफवातहम् ॥

॥ नि. र. ॥

गाङ्गेरुकी करीरं च बिम्बी तोदनधन्वनम् ।
मधुरं सकषायं च शीतं पित्तकफापहम् ॥

चरक–सू–२७–१३६.

सकषायं हिमं स्वादु धान्वनं कफवातजित् ॥

सुश्रुत–सू–४६–१७०.

ગુણ—ધામણ તુરી છે; વૃષ્ય, બલ્ય, ધાતુવૃદ્ધિકર, વ્રણરોપણ કરનાર, કંઠની વેદનાને મટાડનાર, દાહને શાંત કરનાર, પીનસ ( સળેખમ )નો નાશ કરનાર, પચવામાં લઘુ અને રૂક્ષ છે. એનાં ફળ કષાય, હિમ, સ્વાદુ અને કફવાતને જીતનાર છે.

વર્ણન—ધામણનાં ઝાડ ૧૫ થી ૨૦ ફીટ જેટલાં ઉંચાં વધેલાં જોવામાં આવે છે. તેમાં ટુંકી અને પાતળી શાખાઓ આવે છે. મૂળ ઘણાં ઉંડાં હોય છે. ડાંડી અને શાખાઓની છાલ મજબુત રેસાઓ વાળી હોય છે. પાન આંતરે આવેલાં, ૨ થી ૫ ઇંચ લાંબાં, ૧॥ થી ૩ ઇંચ પહોળાં કે એથીયે કોઇ વખત મોટાં હોય છે. પાનની ઉપરની સપાટી ઘેરા લીલા રંગની અને નીચેની ફીક્કા ધોળા રંગની હોય છે. તે પર ગીચોગીચ વાળની રૂંવાટી આવેલી હોય છે. પાનની કોરપર કરવતના જેવા દાંતા હોય છે. પાનની ડીંટડીના થડમાં જરા વાંકલેતાં અણીયાળાં બે ઉપપાન હોય છે. ફુલ પીળા રંગનાં, ચૈત્ર વૈશાખે આવે છે. તેના પર માખો અને ભમરાઓ ગુંજાવર કરતાં જોવામાં આવે છે. ફળ મરીના દાણાથી સ્હેજ મોટાં હોય છે. ફળ પ્રથમ તો લીલા રંગનાં થઈ જાય છે. પાકાં ફળનો સ્વાદ ખટમધુરો હોય છે. છોકરાં તેને હોંશથી ખાય છે.

ધામણનું લાકડું બહુ જ મજબુત હોય છે. એની છાલના મજબુત રેસાઓમાંથી પ્રથમના લોકો ધનુષ્યની દોરી બનાવતા હશે એટલે જ એને 'धनुर्वृक्षः' નામ આપ્યું હશે.

નદીનાળાંના કાંઠા ઉપર આ ઝાડ વિશેષ થાય છે. નાગબલાની અવેજીમાં આ ઝાડની છાલ વાપરવા જેવી છે.

વક્તવ્ય—ડલ્હણે ધામણનો પરિચય આપ્યો છેઃ—'धन्वनः' 'धामरण' इति 'धामन' इति च प्रसिद्धः।' सू॰ ૧૪–૩૭. નિરૂહ (પિચ્છાબસ્તિ) માં બીજાં દ્રવ્યો સાથે તે યોજાયલું છે (સુશ્રુત ચિ. ૩૮–૮૪). મૂઢગર્ભના અધ્યાયમાં 'धन्वननगवृत्तिकाशाल्मलीमृत्स्नघृताभ्यां म्रक्षयित्वा हस्तं योनौ प्रविश्य गर्भमुपहरेत्।' (सुश्रुत. चि. १५–९) આવો ઉલ્લેખ છે.

ચરકે ફલાસવના લીસ્ટમાં ધામણ ગણાવેલી છે. અમ્લસ્કંધમાં છે. વમનોપગ તરિકે યોજેલી છે (वि. ૮–૧૫૭).

વાગ્ભટમાં ઉલ્લેખ નથી.

નોટ—મ્હારા વતનમાં (સણુસોલી) એક ભગતને સાંઢીઆએ શીંગડું લગાવેલું અને તેથી જબરો ઘા પડેલો. એ વખતે ત્યાંના એક ધારાળાભાઇએ કોઈ ઝાડનું મૂળ લાવી તેને ઘસીને આ ઘામાં ભરી દીધેલું. આથી ઘા જોતજોતામાં રૂઝાઇ ગયો હતો. આ વાત જ્યારે મારા જાણવામાં આવેલી ત્યારે એ મૂળીઉં શું હતું તે જાણવા મ્હેં પ્રયાસ કરેલો. એક ભલો સદ્‌ગૃહસ્થ મ્હને તે ઝાડ પાસે લઈ ગયો અને તે બતાવ્યું; અને વધારામાં કહ્યું "આ ઝાડમાં ઘા રૂઝાવવાની અજબ શક્તિ છે." મ્હને તુરતજ ખડ્ગાભિહિથી છિન્ન ગાત્ર ઉપર નાગબલાના સ્વરસનો ઉપયોગ યાદ આવ્યો. આ

ઝાડ ગંગેટી (નાગબલા)ના વર્ગનું જ હોવાથી મ્હને આ બરાબર લાગ્યું. જરાપણ સંશય ન રહ્યો. વનસ્પતિશાસ્ત્ર (Botany)નું જ્ઞાન કેટલું જરૂરનું છે તે આથી સમજાશે. નાગબલા જ કામમાં આવે એવું કંઇ નથી, તેની જ સગી બ્હેન જેવું આ ઝાડ પણ તેજ કામ કરે એ વનસ્પતિશાસ્ત્રના અભ્યાસીને કહેવું ન પડે. નિઘંટુરત્નાકરમાં પણ 'व्रणरोपणकारकः' કહેલું છે તે યોગ્ય જ છે.

(બાપાલાલ ગ. શાહ.)

**નવ્યમત**—કોંકણ તરફ આ ઝાડના મૂળને પાણીમાં ઘસીને તે જાડો ઘસારો હાથવડે લુછી લઇને તેમાં રહેજ પાણી મેળવી, લુગડાવડે તે ગાળી લઇ અતિસાર અને મરડામાં આ પાણી તોલા ૫ પી જાય છે. (ડીમક.)

ખસખુજલીમાં જે બળતરા બળે છે તે રૂઝવવા માટે ધામણની છાલ બહાર ચોપડવામાં આવે છે.

કર્નલ કૅાકસ કહે છે કે ધામણના લાકડાનું બારીક ચૂર્ણ કરી તે પીવામાં આવે તો ઉલટી કરનારૂં છે; દેશીઓ અફીણના ઝેર સામે ઉતાર તરિકે આનો ઉપયોગ કરે છે.

(ઇન્ડીયન મૅડીસીનલ પ્લેંટ્સ. પા. ૨૧૪)

ઉલ્લેખ—વ. શા. પા. ૧૦૦; N, p. 37; Watt IV. p. 183; Indi. Medi. Plants p. 213.

---

# अतस्यादि वर्ग

## N. O. Lineæ.

## ૬૨ અળસી.

**નામો**—अतसी, नीलपुष्पी, उमा, मसृणा, क्षुमा ( સંસ્કૃત ); અળસી ( ગુજરાતી ); અળસી, જવસ ( મરાઠી ); અલસી ( હિંદી ); તુકમેકતાન ( ફારસી ); લીન–સીડ ( અંગ્રેજી ); Linum usitatissimum—લાઇનમ્ યુસીટેટીસીમમ્ ( લેટીન ).

ગુણાઃ—

अतसी मधुरा तिक्ता स्निग्धा पाके कटुर्गुरुः ।
उष्णा दृक्शुक्रवातघ्नी कफपित्तविनाशिनी ॥

॥ भा. प्र. ॥

अतसी शुक्रदृष्टिघ्नी स्निग्धा वातास्रजिद् गुरुः ॥

॥ म. नि. ॥

अतसी मदगंधा स्यान्मधुरा बलकारिका ।
कफवातकरी चेषत् पित्तहृत् कुष्ठवातनुत् ॥

॥ रा. नि ॥

स्निग्धोमा स्वादुतिक्तोष्णा कफपित्तकरी गुरुः ।
दृक्शुक्रहृत् कटुः पाके तद्वद्बीजं कुसुंभकम् ॥

वाग्भटः

अतसी मधुरा स्निग्धा गुर्वी चोष्णा बलप्रदा ।
पाके कट्वी च तिक्ता च कफवातव्रणापहा ॥
पृष्ठशूलं च शोथं च पित्तं शुक्रं दृशं जयेत् ।
पर्णमस्याः कासकफवातनुत् बीजकं तथा ॥

॥ नि. र. ॥

अतस्युष्णा च तिक्ता च वातघ्नी श्लेष्मपित्तला ।
स्वाद्वम्लमतसीतैलं वीर्योष्णं कटुपाकि च ॥

॥ राजवल्लभः ॥

उष्णाऽतसी स्वादुरसाऽनिलघ्नी
पित्तोल्बणा स्यात्कटुका विपाके ॥

सुश्रुतः

चरक— १ व्रणोपनाहने-.... सातसीबीजदध्यम्ला शक्तुपिण्डिका ।.... शस्ना स्यादुपनाहने ॥ चि. १३-४९.

२ पक्वशोथप्रभेदने-उमाऽथ गुग्गुलुः .... । इत्युक्तो भेषजगणः पक्वशोथप्रभेदनः ॥ चि. १३

३ वातप्रधानव्रणालेपने-सदाहा वेदनावन्तो ये व्रणा मारुतोत्तराः। तेषां तिलान्युमाश्चैव भृष्टान् पयसि निर्वृतान् । तेनैव पयसा पिष्ट्वा कुर्यादालेपनं भिषक् ॥ चि. १३.

सुश्रुत— ४ वाताधिके वातरक्ते-क्षीरपिष्टमुमालेपं .... .... कुर्याच्छूल-निवृत्त्यर्थं .... ॥ चि-अ-२९

५ प्रमेहे-कुसुम्भसर्षपातसी .... स्नेहाः प्रमेहेषु ॥
चि. अ-३१-९

**વર્ણન**—અળસીના છોડવા ૧ થી ૨ કે ઘણી સારી જમીનમાં ૩ થી ૪ ફીટ ઉંચા વધે છે. એનું મૂળ ખૂબ ઉંડુ હોય છે; તેમાંથી ભાગ્યેજ બીજા ઝીણા ફાંટાઓ નીકળેલા હોય છે. ડાંડી સુતળી જેવી જાડી, શાખાઓ ઉભી અને સુતળી જેવી પાતળી, અને લાંબી હોય છે. ડાંડી અને શાખાઓ લીસી અને ચીવટ હોય છે. પાન આંતરે આવેલાં, ઘાસના પાન જેવાં સાંકડાં જણાય છે. ફુલ આસમાની રંગનાં અતિ સુંદર હોય છે. એનાં બીમાંથી તેલ નીકળે છે, તે જો શુદ્ધ હોય તો તો પાણી જેવું જ લાગે છે.

## વૈદ્યકમાં અળસીનો ઉપયોગ.

ચરક— ૧ **વ્રણ પકવવા માટે**—અળસીને પાણીમાં લસોટવી. પછી તેમાં ખાટું દહીં નાખી થેપડી કરવી. તે વ્રણના ઉપર લેપ કરવાથી વ્રણ પાકી જાય છે. ચિ—૧૩—૪૯

૨ **પકવવ્રણને ફાડી નાખવા**—અળસીનો લેપ કરવાથી પાકાં ગડગુંમડ ફુટી જાય છે ચિ—અ—૧૩.

૩ **વાતપ્રધાન વ્રણમાં**—જેમાં વેદના અને દાહ બન્ને હોય છે એવા વ્રણમાં અળસીનું તેલ ચોપડવાથી આરામ થાય છે; અથવા અળસીને દુધમાં ઉકાળીને, તે દુધ ચોપડવાથી પણ શાંતિ થાય છે. ચિ—અ—૧૩

સુશ્રુત— ૪ **વાતરક્તમાં**—અળસીને દૂધમાં વાટીને ચોપડવાથી શૂલ મટી જાય છે. ચિ—અ—૨૯

**૫ પ્રમેહમાં**—કસુંબો, સરસવ, અળસી–વગેરેનાં તેલ પ્રમેહમાં ઉપયોગી છે. ચિ. અ. ૩૧–૫.

**વક્તવ્ય**—अतसी मांशाना इति लोके प्रसिद्धा । ( डल्हणः–सुश्रुतटीका सू–अ–३६ ) अतसी तिसीति विख्याता ( चक्रपाणिः सू–अ–३६ ) ॥ રાજનિઘંટુકાર અતસીને 'वातकरी' માને છે, જ્યારે રાજવલ્લભકાર 'वातघ्नी' માને છે. લગભગ બધાજ ગ્રંથકારોએ અળસીને વાતઘ્ન ગણાવેલી છે. અતસીના તેલના ગુણ **ચરક** નીચે પ્રમાણે આપે છેઃ—

आतस्यं मधुराम्लं तु विपाके कटुकं तथा ।
उष्णवीर्यं हितं वाते रक्तपित्तप्रकोपनम् ॥

सू–२७–२८४

ધન્વન્તરીય નિઘંટુમાં તેલના ગુણ નીચે પ્રમાણે લખેલા છેઃ—

वातघ्नं मधुरं तेषु क्षौमं तैलं बलासकृत् ॥

રાજનિઘંટુકાર તેલના ગુણ નીચે પ્રમાણે લખે છેઃ—' मधुरं त्वतसीतैलं पिच्छिलञ्चानिलापहम् ' ॥ **ચરક** અતસીને રક્ષોઘ્ન ઔષધિ તરિકે ગણાવે છે ( શા–૮ ૧૦૧ ). વસ્ત્રોને ધૂપ આપવામાં પણ બીજાં દ્રવ્યો સાથે યોજાયલી છે. સુવાવડીના ઓરડામાં બીજા સાધનો સાથે અતસી રાખવાનું પણ કહેલું છે. **સુશ્રુત** પણ કહે છે કે બાળકના ઓરડાની આસપાસ तिलातसीसर्षपकणांश्च प्रकिरेत् ॥ ( શા. ૧૦–૨૩ ). ગલગંડમાં **સુશ્રુતે** બીજાં સાથે વાપરેલી છે ( ચિ–૧૮–૪૫ ). રાજયક્ષ્મામાં ઉત્સાદનનાં દ્રવ્યો સાથે અતસી વપરાયલી છે.

" કેટલાક અર્વાચીન શોધકોએ આનું મૂળ ઉત્પત્તિસ્થાન મિસર અને કેટલાક યૂરોપના બીજા દેશોમાંથી અળસી હિંદમાં આવી એવો મત દર્શાવ્યો છે. પરંતુ એ નિર્ણય નિરાધાર છે. **ચરક** અને **સુશ્રુતમાં** अतसी, उमा, क्षौम ઈત્યાદિ નામોનો ઠેકઠેકાણે ઉલ્લેખ છે. તેમના કરતાં પ્રાચીન એટલે મનુ, યાજ્ઞવલ્કયાદિ સ્મૃતિઓમાં ઉપનયન પ્રકરણમાં ક્ષત્રિયોને ક્ષૌમવસ્ત્રો ધારણ કરવા વિષે વિધાન કરેલ છે. મહાભારત, રામાયણમાં પણ ઠેકઠેકાણે ક્ષૌમવસ્ત્રનો ઉલ્લેખ છે. **સુશ્રુત** સૂત્રસ્થાનના ૨૫મા અધ્યાયમાં સેવની તૈયાર કરવા માટે અળસીના સૂત્રનો ઉપયોગ કરવા સંબંધી કહે છે કે " सीव्येत् सूक्ष्मेण सूत्रेण .... शणजक्षौमसूत्राभ्यां स्नाय्वा बालेन वा पुनः ।" ( सू–२५–२० ). આ ઉપરથી સિદ્ધ થાય છે કે અળસીનું વાવેતર, તેનાં વસ્ત્રો વિગેરે ઘણા પ્રાચીન કાળથી હિંદુઓના જાણવામાં હતાં..."

**સ્વ. શંકર દાજી પદે શાસ્ત્રી.**

"જર્મન રંગ અને ઇસ્ત્રીનાં કપડાં વાપરનાર સમાજમાં કોઈ પણ કવિ क्षौमं केनचिदिन्दुपाण्डुतरुणा....જેવો શ્લોક લખી શકે ખરો ?" કાકા કાલેલકર.

**Physiological Actions.**—Demulcent, diuretic, expectorant, and emollient. In large dozes it is laxative. In small dozes it stimulates the kidneys. It is oxidized in tho system and excreted as a resinoid body in the usine. Its infusion is given in inflammation of the mucous membranes of the respiratory, digestive and urinary organs; also in vesical and renal irritation. ( R. N. Khory. Part II. p. 151. )

**Therapeutics**—As it contains a mucilaginous principle and a little oil, it is given with honey in coughs and catarrh. As a demulcent and diuretic it is given in renal colic, cystitis, vesical irritation, strangury, vesical catarrh and calculi. Fumigation with the smoke of linseed-oil is used for colds in the head and hysteria. The decoction, owing to the oil it contains is useful in emema. Ground meal is chiefly used for poultices applied to enlarged glands, boils, gouty and rheumatic swellings, to the chest in pneumonia &C. The oil is laxative and given in piles. Locally made into a emulsion with lime-water it is a valuable non-oil irritant application in burns and scalds ......The oil is often added to purgative enemata instead of the castor-oil. Liber fibres are cooling to the body and lessen perspiration, and hence used as an article of dress. ( R. N. Khory. Part II p. 151 ).

**ભાવાર્થ**—અળસી સ્નિગ્ધતા-સંપાદક, કફનિઃસારક, અને મૂત્રદારક છે. મોટી માત્રામાં તે રેચક છે. થોડી માત્રામાં તે મૂત્રપિંડોને ઉશ્કેરે છે. શ્વાસયંત્રની, પાચનક્રિયાયંત્રની અને મૂત્રાશયની શ્લેષ્મકલાઓ ઉપરના વરમમાં અળસીનો ક્વાથ આપવામાં આવે છે. અળસી, પિચ્છિલ અને સ્નેહાન્વિત હોવાથી મધ સાથે કફનાં દરદોમાં વપરાય છે. સ્નિગ્ધ અને મૂત્રલ હોવાથી મૂત્રકૃચ્છ્રમાં, અશ્મરીમાં, શર્કરા અને શૂલરોગમાં તે હિતકર છે. અળસીના તેલનો ધુમાડો માથામાં રહેલી શરદી માટે અને હીસ્ટીરીઆની મૂર્છા માટે ઉપયોગી છે. અળસીમાં તેલનો મોટો ભાગ હોવાથી બસ્તિ માટે તેનો કવાથ સારો છે. અળસીની પોટીસનો શેક કરવાથી મોટા ફોલ્લાઓ, ગુમડાં, સંધિવા, આમવાત, સોજો તેમજ ન્યુમોનીયામાં થતો ફેફસાંનો વરમ-મટે છે. અળસીના તેલ સાથે ચુનાનું નીતર્યું પાણી મેળવીને દાઝેલા ભાગ ઉપર ચોપડવાથી આરામ થાય છે.

અળસીનું તેલ દીવેલને બદલે, અનુવાસન બસ્તિમાં ( enema ) વાપરી શકાય છે. અળસીના રેસા શરીરને ઠંડક આપે છે અને પસીનો ઓછો લાવે છે.

( આર. એન ખોરી. ભા. ૨ પા. ૧૫૧ ).

નવ્યમત—પરમીયામાં અને જનનાવયવોની બળતરામાં અળસીનાં બીજ ઉપયોગી છે. અળસીનાં ફુલ હૃદય-બલ્ય ( Cardiac tonic ) મનાય છે.

( ઈમર્સન )

હિંદુસ્તાન તેમજ બ્રીટીશ ફાર્માકોપીયામાં અળસી દાખલ થયેલી છે. એનું પૃથક્કરણ કરતાં એમાંથી ઘણાં તત્ત્વો મળી આવ્યાં છે. મુંબાઈના અળસીના તેલમાં 'આયોડીન વેલ્યુ' સૌથી મોટા પ્રમાણમાં છે એમ પૃથક્કરણને અંતે ડૉ. હૅરી ઈંગલે જણાવ્યું છે.

| Oil | Iodine value | Sp gravi. at $15^3$ | Hexabromides 1 | 2 | M. pt. |
|---|---|---|---|---|---|
| Calcutta oil | 185 | 0. 9322 | 39.1 | 39.3 | 140–5°c. |

ઉલ્લેખ—Indi. Medi. Plants p. 223; રૂ. નિ. પા. ૬૭૭; વ. શા. પા. ૧૧૬; N. p. 40; Watt V p. 2; Indig. Drugs p. 176;

# माधवीलतादि वर्ग

## ૬૩ માધવી.

### N. O. Malpighiaceæ.

**નામો**—अतिमुक्ता, माधवी वासंती (સંસ્કૃત); રગતપીતી, માધવી (ગુજરાતી); પીળવેલ, હળદવેલ (મરાઠી); માધવલતા, માધવી (હિંદી. બંગાલી); Clustered hiptage–ક્લસ્ટર્ડ હીપ્ટેજ (અંગ્રેજી); Hiptage madablota–હીપ્ટેજ મેડેબ્લોટા (લેટીન).

गुणाः—
माधवी कटुका तिक्ता कषाया मदगंधिका ।
पित्तकासव्रणान्हन्ति दाहशोफविनाशिनी ॥
॥ रा. नि. ॥

माधवी मधुरा शीता लध्वी दोषत्रयापहा ॥
॥ भा. प्र. ॥

वासंती शिशिरा हृद्या सुरभिः श्रमहारिणी ।
धम्मिलामोदिनी मन्दमदनोन्माददायिनी ॥
॥ रा. नि. ॥

सुश्रुत— १ रक्तपित्तिनः शाकार्थम्—वटातिमुक्ताङ्कुरमिन्धुवारजम् । हितञ्च शाकं घृतसंस्कृतं सदा ॥ उ. अ. ४९

चक्रदत्त— २ मध्यं सुतनुकरणे—सुतनुकरोति मध्यं पीतं मथितेन माधवी-मूलम् ॥ ( स्त्रीरोगचि० )

**વર્ણન**—માધવીલતાના વેલા ઘણા લાંબા થાય છે. એનું લાકડું પીળાશ લેતા રંગનું લાગે છે એટલે મરાઠીમાં એને પીળવેલ કહે છે. આના વેલા કુદરતી રીતે જ એક મંડપની પેઠે આમ તેમ પસરતા હોય છે. આ વેલાની ડાંડી કોઈવાર હાથનાં કાંડાંથી તે પગના સાથળ જેવી જાડી થાય છે. તેમાંથી આડીઅવળી કેટલીક શાખાઓ નીકળી એક બીજામાં ઘુંચાઈ જાય છે. આનાં પાન લાંબાં અને ચળકતાં હોય છે અને સામસામાં આવેલાં હોય છે. અખંડ કોરવાળાં, ચીવટ, લીસાં, ૩ થી ૬ ઈંચ લાંબાં, અને ૨ થી ૩॥ ઈંચ પહોળાં હોય છે. એનાં ફુલ ઘણાં સુંદર હોય છે. તે વસંતઋતુમાં આવે છે. ધોળાં ગુલાબી કે ધોળા રંગનાં વિચિત્ર રચનાવાળાં અને અત્યંત મધુરી સુવાસવાળાં હોય છે. એનાં ફુલ ખીલે છે ત્યારે એના મંડપ ઉપર ભમરાઓનો મેળો ભરાય

છે; અને આથી જ રાજનિઘંટુકારે તેને भ्रमरोत्सवा, भृंगप्रिया, भूमिमंडपभूषणा એવાં કમનીય વિશેષણો આપેલાં છે. સંસ્કૃત સાહિત્યમાં આ લતા અમર થઈ ગઈ છે. સ્ત્રીઓ આનાં ફુલને અંબોડામાં ધારણ કરતી હતી એટલે તેને 'धम्मिलामोदिनी' કહેલી છે. મદનક્લિષ્ટા શકુંતલાના વર્ણન પ્રસંગે કાલિદાસે લખેલું છે કે " पत्राणामिव शोषणेन मरुता स्पृष्टा लता माधवी ॥ " રત્નાવલી નાટકમાં **માધવીપુષ્પ** જોવા રાણી રાજાને આગ્રહ કરે છે. માધવીમંડપમાં પ્રેમીઓનો વાર્તાલાપ અને પરિરંભન હોય જ " Hiptage madablota is called delight of the woods or delight of the spring." ( As Res 4– p. 282 )

## વૈદ્યકમાં માધવીનો ઉપયોગ

**સુશ્રુત—**　**૧ રક્તપિત્તમાં**—શાક તરીકે માધવીનાં કુમળાં પાનનું ઘીમાં પકાવેલું શાક રક્તપિત્તીઓ માટે સારૂં છે.

ઊ. અ. ૪૫.

**ચક્રદત્ત—**　**૨ કટિ પાતળી કરવી હોય તો**—માધવીનું મૂલ મઠા સાથે પીધા કરવું.

**वक्तव्य**—ચરક સુશ્રુતમાં માધવીનું નામ નથી. બીજા ગ્રંથોમાં પણ એને વિષે જવલ્લેજ લખવામાં આવ્યું છે.

એનાં ફુલ સુંઘવાથી મગજ તર થાય છે. ગરમીના આજારવાળાને સુંઘાડવાથી આરામ થાય છે. ગુંબડાં ઉપર એનાં પાન લગાવવાથી સારાં થાય છે. ત્રિદોષને ટાળનાર છે એમ કહેવાય છે.

**નવ્યમત**—ચામડીના રોગોમાં પાન હિતકર મનાય છે. ( વૉટ ). છાલ સરસ સુગંધી અને તિક્ત છે. ( ગ્રેહામ ).

પાનનો રસ બહુ જ અસરકારક કૃમિઘ્ન છે. ખસ ઉપર વારંવાર પાનનો રસ ચોપડવાથી સારો ફાયદો થાય છે. **( મુઈદ્દીન શરીફ )**

જુના સંધિવામાં અને દમમાં ઉપયોગી છે. **( ડૉ હાઉસ્ટન )**

**ઉલ્લેખ**—વ. શા. પા. ૧૧૭; રૂ. નિ. પા. ૪૫૬; N. p. 41; Watt IV p. 252; Indi. Medi. Plants p. 228.

# धन्वयासादि वर्ग

## N. O. Zygophylleæ.

### ૬૪ ગોખરૂ.

નામો—

(१) स्वादुकण्टक, गोक्षुर, लघुगोक्षुर, त्रिकंटक, श्वदंष्ट्रा ( સંસ્કૃત ); નાનાં ગોખરૂ, મીઠાં ગોખરૂ, બેઠાં ગોખરૂ ( ગુજરાતી ); લહાન ગોખુર ( મરાઠી ); છોટા ગોખરૂ ( હિંદી ); ગોખરિ ( બંગાલી ); Tribulus terrestris—ટ્રીબ્યુલસ્ ટેરેસ્ટ્રીસ્ ( લેટીન ). N. O. Zygophylleæ.

(२) तिक्तगोक्षुर, वनशृंगाटः ( સંસ્કૃત ); કડવાં ગોખરૂ, મોટાં ગોખરૂ, ઊભાં ગોખરૂ ( ગુજરાતી ); બડા ગોખુર ( હિંદી ); કરેનટીઆ ( મરાઠી ); Pedalium murex—પીડાલીયમ મુરેક્સ ( લેટીન ). N. O. Pedalineæ.

गुणाः—

गोक्षुरो मूत्रकृच्छ्रघ्नो वृष्यः स्वादुः समीरजित् ।
शूलहृद्रोगशमनो बृंहणो मेहनाशनः ॥
॥ ध. नि. ॥

स्यातामुभौ गोक्षुरकौ सुशीतलौ, बलप्रदौ तौ मधुरौ च बृंहणौ ।
कृच्छ्राश्मरीमेहविदाहनाशनौ, रसायनौ तत्र बृहद्गुणः परः ॥
॥ रा. नि. ॥

गोक्षुरः शीतलः स्वादुः बलकृद्बस्तिशोधनः ।
मधुरो दीपनो वृष्यः पुष्टिदश्चाश्मरीहरः ॥
प्रमेहश्वासकासार्शःकृच्छ्रहृद्रोगवातनुत् ।
त्रिकण्टशाकं वृष्यं स्यात्तिक्तं स्रोतोविशोधनम् ॥
॥ भा. प्र. ॥

चरक— १ मूत्रमार्गात् सरुजं प्रवृत्ते मूत्रे—.... गोक्षुरकैः शृतम्वा ॥
चि—अ—४.

२ अश्मर्याम्—घृतं श्वदंष्ट्रास्वरसेन सिद्धम् । क्षीरेण चैवाष्टगुणेन पेयम् ॥ चि—अ—२६.

सुश्रुत— ३ अश्मरीभेदनार्थम्—त्रिकंटकस्य बीजानि चूर्णं माक्षिकसंयुतम् । अविक्षीरेण सप्ताहमश्मरीभेदनं पिबेत् । चि—अ—७.

चक्रदत्त— ४ शकृज्जे मूत्रकृच्छ्रे—क्वाथं गोक्षुरबीजस्य यवक्षारयुतं पिबेत् । मूत्रकृच्छ्रं शकृज्जञ्च पीतः शीघ्रं विनाशयेत् ॥

५ आमवाते—शुण्ठीगोक्षुरुकक्वाथः प्रातः प्रातर्निषेवितः । सामे वाते कटीशूले पाचनं रुक्प्रणाशनम् ॥

शोढल— ६ वाजीकरणे—श्वदंष्ट्रां पयसा सिद्धां पिबेदेकाकिनीं नरः । जरया पीतसारोऽपि युवेव चरति स्त्रियः ॥

राजमार्तण्ड— ७ शोषे—चूर्णं श्वदंष्ट्राफलवाजिगंधाविनिर्मितं माक्षिकसंप्रयुक्तम् । क्षीरेण सार्धं परिपीयमानम् शोषं च कासं च निहन्ति पुंसाम् ॥

वृंद— ८ रक्तपित्ते—....श्वदंष्ट्रया शतावर्या रक्तजित्साधितं पयः ॥

( रक्तपित्ताधिकारे )

**વર્ણન**—ગોખરૂ બે જાતનાં થાય છે. (૧) મીઠાં અથવા નાનાં ગોખરૂ અને (૨) કડવાં અથવા મોટાં ગોખરૂ. નાના ગોખરૂનાં પાન ચણાના પાન જેવાં નાનાં હોય છે. તેનો વિસ્તાર મોટો હોય છે. જમીન ઉપર ૬-૮ ફીટ સુધી એક છોડ પથરાયલો માલમ પડે છે. જ્યારે મોટાં ગોખરૂનો છોડ ૧ થી ૨ ફીટ સુધી ઉંચો વધે છે. એનાં પાન, ફળ, ફુલ બધું પહેલી જાત કરતાં જુદું જ હોય છે. બન્નેના નૈસર્ગિક વર્ગો પણ ઘણા દૂર છે. **પુષ્ટિ માટે નાનાં અને મૂત્રલ તરિકે મોટાં ગોખરૂ વાપરવાં સારાં છે એમ કેટલાકનો મત છે.** ગોખરૂ ને ગોક્ષુરૂ કહેવાનું કારણ એનાં ફુલ ખીલે છે ત્યારે ગાયની ખરી જેવાં દેખાય છે, વળી ગાયો જ્યાં આગળ બેસે છે ત્યાં જ ગોખરૂ વધારે થાય છે. **એ ત્રિકંટક નહિ પણ ચતુષ્કંટક છે.** રા. સુ. પૂ. **અમૃતલાલભાઇનું** માનવું છે કે ત્રિકંટક અને ગોક્ષુરૂ એ બન્ને શબ્દો ગોખરૂને નહિ પણ **વીંછુડાને** આબાદ મળતા આવે છે માટે ગોક્ષુરૂ અને ત્રિકંટક વીંછુડાને જ કહેવો. પણ વીંછુડો પરદેશી છોડ છે એમ વનસ્પતિશાસ્ત્રીઓએ નક્કી કરેલું છે. પૂજ્ય અમૃતલાલભાઇએ વીંછુડાના છોડની રસક્રિયા વાપરી જોઈ છે અને તે પણ ગોખરૂ જેવી મૂત્રલ અસર કરે છે. વળી नृत्यकुंडल એવો શબ્દ અશ્મરીના પ્રકરણમાં વાગ્ભટે ગોખરૂને બદલે વાપરેલો છે. 'નૃત્યકુંડલ' પણ ખરૂં જોતાં વીંછુડાના વાંકડા ફલને વધારે બંધબેસતું આવે છે.

### વૈદ્યકમાં ગોખરૂનો ઉપયોગ—

**ચરક**— ૧ બહુ જ **વેદનાથી મૂત્રમાર્ગમાંથી પેસાબ આવતો હોય તો**—૦ા શેર દુધ, ૦ા શેર પાણી અને ૧ તોલો ગોખ-

રૂના ચૂર્ણને ઉકાળી લઇ, પાણી બાળી નાખી ઠંડુ પડે દુધ એકલું ગાળીને પી જવું. ચિ. અ. ૪

૨ પથરીમાં—ગોખરૂના આખા છોડના રસથી વિધિપૂર્વક ઘી પકાવી લેવું. આ ઘી ૮ ઘણા દુધ સાથે પીવું. ચિ. અ. ૨૬

ા— ૩ પથરી ભેદવા માટે—ગોખરૂનું ચૂર્ણ મધ સાથે ચાટીને ઉપર ઘેટીનું દુધ પીવું. સાત દિવસમાં પથરી ભેદાશે. ચિ. અ. ૭

ત— ૪ ઝાડો પેસાબ અટકી ગયાં હોય તો—ગોખરૂનો ઉકાળો જવખાર નાખીને પીવો.

૫ સંધિવામાં—ગોખરૂ અને સુંઠનો કવાથ હમેશાં સવારે સવારે પીવો. કેડનું શૂળ મટશે. પાચનશક્તિ વધશે અને પીડા શાંત થશે.

ા— ૬ વાજીકરણ તરિકે—દુધમાં ઉકાળીને ગોખરૂ એકલાં પીવાં. ઘડપણથી માણસ ગમે તેવો નમાલો થઇ ગયો હશે છતાં પણ તે યુવાનની માફક જ સ્ત્રીઓ સાથે સંભોગ કરી શકશે.

માર્તંડ— ૭ શોષમાં—ગોખરૂ અને ઘોડાઆહનનું બારીક ચૂર્ણ મધ સાથે ચાટીને ઉપર દુધ પીવું. આ પ્રમાણે થોડા દિવસ લેવાથી શોષ, ખાંસી, કમતાકાત મટશે.

— ૮ રક્તપિત્તમાં—ગોખરૂને દુધમાં ઉકાળીને પીવાથી રક્તપિત્ત મટે છે. ( રક્તપિત્તાધિકારમાં ).

वक्तव्य—અનુવાસનોપગ, મૂત્રવિરેચનીય અને શોથહર દશેમાનિમાં ચરક; વિદારીગંધાદિ, વીરતર્વાદિ અને કંટકસંજ્ઞ વર્ગમાં સુશ્રુત ગોખરૂનો ા કરે છે. ગોખરૂ લગભગ ઘણાખરા રોગોમાં બીજી દવાઓ સાથે લું જણાય છે.

**ctions and Uses**—Alterative, diuretic, demulcent and lisiac. An infusion is used to relieve painful micturition, rease the flow of urine, and as a vehicle for diuretic medi- in dysuria, gonorrhœa, urinary disorder and for the relief cturnal emissions, incontinence of urine and impotence. Its closely resembles that of buchu and ura ursi. It is generally with hyoscyamus and opium.

( R. N, Khory II p. 149. )

નોંધ—બાણકૃત 'હર્ષચરિત'માં નીચેનો ઉલ્લેખ આવે છે—" त्रिकंटककर्णाभरणस्य प्रेङ्खतः ". બાણકવિ વાગ્ભટના સમકાલીન છે એમ વિદ્વાનોનો મત છે. જુની મૂર્તિઓના કાને લટકતા ઘરેણાને ઉદ્દેશીને આ લખાયલું છે. જુના વખતનાં કર્ણાભરણો વિવિધ જાતનાં હતાં. કર્ણવલય, નૃત્યકુંડલ, વિગેરે વિવિધ ઘરેણાંનો ઉલ્લેખ કાવ્યસાહિત્યમાંથી મળી આવે છે. આ બધાના ફોટા જોવા મળે ત્યારે જ પ્રાચીન 'કર્ણાભરણો' સમજાય અને ત્રિકંટકનો પત્તો લાગે. ઉલ્લેખ—

નાનાં ગોખરૂ માટે-વ. શા. પા. ૧૧૯; રૂ. નિ. પા. ૪૩; વનસ્પતિ ગુણાદર્શ પા. ૪૩૭; N. p. 42; Watt VI part IV p. 78; Indi. Medi. Plants p. 229.

મોટાં ગોખરૂ માટે-વ. શા. પા. ૫૪૩; રૂ. નિ. પા. ૪૩; N. p. 226; Watt VI part I. p. 123; Indi. Medi. Plants p. 950.

---

## ૬૫ ધમાસો

### N. O. Zygophylleæ.

નામો—धन्वयासः, दुरालभा, उष्ट्रभक्ष्या, धन्वयवासः ( સંસ્કૃત ); ધમાસો ( ગુજરાતી ); धमासा ( મરાઠી ); ઉસ્તરખાર ( હિંદી ); Fagonia arabica—ફેગોનીઆ ઍરેબીકા ( લેટીન ).

गुणाः— दुरालभा स्वादुशीता तिक्ता दाहविनाशिनी ।
विषमज्वरतृट्छर्दिमेहमोहविनाशनी ॥

॥ ध. नि. ॥

दुरालभा कटुस्तिक्ता सोष्णा क्षाराम्लिका तथा ।
मधुरा वातपित्तघ्नी ज्वरगुल्मप्रमेहजित् ॥
दुरालभा द्वितीया च गौल्याम्लज्वरकुष्ठनुत् ।
श्वासकासभ्रमघ्नी च पारदे शुद्धिकारिका ॥

॥ भा. प्र. ॥

दुरालभा कटुस्तिक्ता मधुरा रक्तशुद्धिकृत् ।
शीता चोष्णा विसर्पघ्नी विषमज्वरनाशिनी ॥

तृट्छर्दिमेहगुल्मघ्नी मोहरक्तरुजापहा ।
वातं पित्तं कफं कुष्ठं ज्वरं चैव विनाशयेत् ॥

॥ नि. र. ॥

चरक— १ रक्तपित्ते—....दुरालभा पर्पटका मृणालम् [ पृथक्पृथक् चंदन-योजितानि । तेनैव कल्केन हितानि तत्र ॥ चि–अ–४.

२ कफजवमने–दुरालभां वा मधुसंप्रयुक्ताम् । लिह्यात् कफच्छर्दिविनिग्रहार्थम् ॥ चि–अ–२३.

वाग्भट— ३ मूत्राघाते–रसं वा धन्वयासस्य ॥ चि–अ–११.

चक्रदत्त— ४ भ्रमरोगे–पिबेद्दुरालभाक्वाथं सघृतं भ्रमशान्तये ॥

**વર્ણન**—ધમાસાના છોડવા ચોમાસાની આખરે વિશેષ તાજા થયેલા જોવામાં આવે છે. તે ૦॥ ફુટથી ૩ ફીટ જેટલા ઉંચા વધેલા હોય છે. તેમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. ડાંડી અને પાન ફીક્કા લીલા રંગનાં હોય છે. પાન ઝીણાં હોય છે અને દરેક પાનની પાસે બે તીક્ષ્ણ અણીવાળા કાંટા હોય છે. એમાં આસો કારતકમાં ગુલાબી રંગનાં પાંચ પાંખડીઆં સુંદર ફુલો આવે છે. ફળ પણ પાંચ પાંખાવાળાં ને તેને મથાળે તીક્ષ્ણ લાંબા કાંટાવાળી અણી હોય છે. જવાસાને શીંગ આવે છે, આથી બન્નેને ઓળખવા માટે આ નિશાની યાદ રાખવી સારી છે. ધમાસાના છોડવાઓ જરા ખારચ જમીનમાં, કંકર પથ્થરવાળી જમીનમાં, નદી અને વોકળાઓની ભેખડમાં તેમ જ રેતાલ અને કાંપવાળી જગામાં બહુ થાય છે.

## વૈદ્યકમાં ધમાસાનો ઉપયોગ—

ચરક— ૧ રક્તપિત્તમાં–ધમાસાનો ક્વાથ ઠંડો પાડી, ચંદન અને સાકર નાખીને પીવાથી રક્તપિત્ત મટે છે. ચિ. અ. ૪

૨ કફજન્ય ઉલટીમાં–ધમાસાનો ક્વાથ મધ નાખીને પીવો. ચિ. અ. ૨૩

વાગ્ભટ— ૩ મૂત્રાઘાતમાં–ધમાસાનો રસ પીવો. ચિ. અ. ૧૧

ચક્રદત્ત— ૪ ચક્કર આવતાં હોય તો–ધમાસાનો ઉકાળો ઘી નાખીને પીવો. માથામાં ચક્કર આવતાં મટશે.

**વક્તવ્ય**—જવાસા અને ધમાસાના ગુણ સરખા કહેલા છે (ભાવપ્રકાશમાં) માટે બન્નેના ઉપયોગો એક બીજા માટે વપરાય એવા છે. ધમાસો ભ્રમ, રક્ત-

વિકાર, રતવા, કફ, વમન વિગેરેમાં સારો વખણાય છે. પેસાબ સાફ લાવવા માટે ધમાસાનો કવાથ પીવાય છે. ચામડીનાં દરદોમાં ધમાસાના પાણીએ ન્હાવાથી સારો ફાયદો જણાય છે. મોઢું પાકયું હોય તો તેના કોગળા ભરવાથી તદ્દન સાફ થઈ જાય છે.

'अनंता' શબ્દનો અર્થ ધમાસો થાય છે. ચરકમાં 'अनंता संग्राहकरक्तपित्त-प्रशमनानाम्' કહેલું છે. વધુ માટે જુઓ જવાસો'.

**નવ્યમત**—"સિંધ અને અફઘાનિસ્થાનમાં પહાડી લોકોના તાવને માટે ધમાસો ઉત્તમ દવા તરિકે વપરાય છે એમ ફારમાકોપીયાના ગ્રંથકાર કહે છે. ઘણા લખનારાઓ કાંટો વાગવાથી થયેલા વ્રણને માટે આનાં પાંદડાંની પોટીસ બનાવી બહારથી લગાડવા ભલામણ કરે છે. **ડાલ્ઝેલ અને ગીબ્સન** આ રીતને બહુ જ આશ્ચર્યકારક માને છે, પણ કલકત્તાના ઇંટરનેશનલ એકઝીબીશનમાં વડોદરાના ઔષધોનો રીપોર્ટ જોયો હતો તેમાં કાંટો વાગવાથી થયેલા વ્રણને મટાડવાને આ બહુ જ અસરકારક છે એમ જણાવ્યું છે મુખપાકને માટે આનો ફાંટ બનાવીને કોગળા કરવાને માટે વપરાય છે. ડૉકટર **ડીમક** પણ કાંટાથી થતા વ્રણને મટાડવાના ગુણને તેજ પ્રમાણે મજબુતપણે વર્ણવે છે; અને વળી વધારામાં જણાવે છે કે મુખપાક ( સ્ટોમેટાઇટીસ્ )માં મોઢાને ઠંડુ રાખવાને માટે વપરાય છે."

('વનસ્પતિગુણાદર્શ'માંથી)

ઉલ્લેખ—વ. શા. પા. ૧૨૦; રૂ. નિ. પા. ૮; N. p. 42; Watt III p. 308; વનસ્પતિગુણાદર્શ. પા. ૫૦૮; Indi. Medi. Plants p. 231.

# चांगेर्यादि वर्ग

## N. O. Geraniaceæ.

## ૬૫ ચાંગેરી

નામો—चाङ्गेरी ( સંસ્કૃત ); આમરૂલ્ શાક ( બંગાલી ); તીનપાનકી રૂખડી ( ગુજરાતી ); ચુકાત્રિપટી ( હિંદી ); અંબુટીનાલકરડ ( મરાઠી ); Indian Sorrel–ઇન્ડીયન્ સૉરેલ ( અંગ્રેજી ); Oxalis Corniculata–ઑક્સેલીસ્ કૉર્નીક્યુલેટા ( લેટીન ).

गुणाः— चाङ्गेरीशाकमत्युष्णं कटु रोचनपाचनम् ।
दीपनं कफवातार्शःसंग्रहण्यतिसारजित् ॥

॥ रा. नि. ॥

प्रशस्यतेऽम्लचाङ्गेरी ग्रहण्यर्शोहिता च सा ॥

चरक–सू–२७

चाङ्गेरी तु कषायोष्णा मधुरा वह्निदीपनी ।
साम्ला वातकफौ हन्ति ग्रहण्यर्शोविकारनुत् ॥

चक्रपाणिः

चाङ्गेरी दीपनी रुच्या रूक्षोष्णा कफवातनुत् ।
पित्तलाम्ला ग्रहण्यर्शःकुष्ठातिसारनाशिनी ॥

॥ भा. प्र. ॥

चाङ्गेरी कफवातघ्नी वह्निकृत् ग्राहिणी हिता ॥

॥ राजवल्लभः ॥

चरक— १ अर्शःसु—चाङ्गेर्याः चित्रकस्य च । सुभृष्टं यमके दद्यात् शाकं दधिसरायुतम् ॥ चि–९.

सुश्रुत— २ ग्रहण्याम्—कल्केन मगधादेश्च चाङ्गेरीस्वरसेन वा । चतुर्गुणेन दध्ना च घृतं सिद्धं हितं भवेत् ॥ उ–४०–१८०.

शोढल— ३ खर्जूरकविषे—चाङ्गेरिकाविमिश्रेण लवणेन प्रयत्नतः । घर्षयन्मुच्यते दंशं खर्जूरकविषान्नरः ॥

चक्रदत्त— ४ चातुर्थकज्वरे–अम्लोटजसहस्त्रेण दलेन मुक्ताँ पिबेत् । पेयां घृतप्लुतां जन्तुश्चातुर्थकहरां त्र्यहम् ॥

વર્ણન—ચાંગેરીના નાના નાના છોડવા થાય છે. ત્રણ ત્રણ પાનના ત્રેખડામાં પાન આવેલાં હોય છે. પાંદડાં પહોળાં, મથાળે હૃદયાકૃતિનાં (obcordate) અને નાનાં નાનાં હોય છે. ફુલ ઓછેવત્તે અંશે છત્રાકાર, રંગે પીળાં હોય છે. ભિનાશવાળી જગ્યાએ, બાગમાં ક્યારાઓની કિનારી પર ખૂબ જ ઉગેલો હોય છે.

ચાંગેરી સંદિગ્ધ છે અને તેને માટે ઘણાઓ મોટી મોટી વાતો કરે છે. સાધુઓ કહે છે કે—"તિનપાનકી રૂખડી, જીસકે પીલે ફુલ, જીસકું વો મિલ જાય, ઇસકા ડબ્બા હો જાય ગુલ." અર્થાત્ એનાથી કીમીયો થતો હશે એમ જણાય છે. મુ. જયકૃષ્ણભાઈ આને જ ચાંગેરી માને છે.

વૈદ્યકમાં ચાંગેરીનો ઉપયોગ—

ચરક— ૧ હરસમાં—ચાંગેરીનું ઘીતેલમાં શાક પકાવી લઇ દહીંની સાથે ખાવું. ચિ. ૯

સુશ્રુત— ૨ સંગ્રહણીમાં—લીંડીપીપર વિગેરેનો કલ્ક નાખી ચાંગેરીનો સ્વરસ અને તેથી ચાર ઘણું દહીં નાખી વિધિસર ઘી પકાવી લેવું. આ ઘી સંગ્રહણીવાળા માટે હિતકર છે.

શોઢલ— કાનખજુરાના ઝેરમાં—ચાંગેરીના સ્વરસમાં મીઠું નાખી દંશ ઉપર ઘસવું.

ચક્રદત્ત— ચોથીઆ તાવમાં—ચાંગેરીનાં ૧૦૦૦ પાનને પથ્થર ઉપર સારી રીતે વાટવાં. તે વજનથી ૧૬ ઘણા પાણીમાં તેને ઉકાળી લેવું. ઘાટું થવા આવે એટલે ઘી નાખીને રાબડી પી જવી. ચોથીઓ તાવ હરનાર છે.

વક્તવ્ય—ચરકે અમ્લસ્કંધમાં ચાંગેરી ગણાવેલી છે. સંગ્રાહી હોવાથી ચાંગેરી અતિસારમાં વપરાયલી છે ( ચિ. ૧૦–૪૬–૧૧૭ ). અર્શમાં ચાંગેરીનો બહુ ઉપયોગ નજરે ચઢે છે ( ચિ. ૯–૧૧૧–૧૧૫–૧૨૨–૨૩૧–૨૩૯. )

સુશ્રુતે અતિસારમાં જ ફક્ત ચાંગેરી વાપરેલી છે. અર્શમાં ઉપયોગ નથી. સુશ્રુતે તેનો ગ્રહણ્યર્શોવિકારઘ્ન ગુણ કબુલ તો રાખ્યો છે જ ( સૂ. ૪૬–૨૭૩ ).

**Actions and Uses**—It contains acid potassium oxalate. Cooling, refrigerant, appetizing, and astringent; given in mild cases of dysentery, prolapse of the rectum and vagina, and as a stomachic in fever and billiousness. The fresh juice is given as an antidote to poisoning by Dhatura.

R. N. Khory II p. 153.

**ભાવાર્થ**—ચાંગેરી ઠંડી, સ્નિગ્ધ, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર, સંગ્રાહી છે. અતિસાર, ગુદભ્રંશ, યોનિભ્રંશ વિગેરેમાં ઉપયોગી છે. જ્વર અને પિત્તમાં દીપનપાચક તરિકે ઉપયોગી છે. ધંતુરાના ઝેરને ચાંગેરીનો રસ ઉતાર છે.

ખોરી—ભા—૨—પા. ૧૫૩.

ઉલ્લેખ—N. P. p. 4?, Indig. Drugs p. 214; Indi. medi. Plants p. 236.

---

## ૬૭ કમરખ

### N. O. Geraniaceæ.

**નામો**—कर्मरङ्गः, धाराफलः, पीतफलः ( સંસ્કૃત ); કમરખ ( ગુજરાતી ); કર્મર ( મરાઠી ); Chinese Gooseberry—ચાઈનીઝ ગુઝબેરી ( અંગ્રેજી )—Averrhoa Carambola ઍવર્હોઆ કેરેમ્બોલા ( લેટીન ).

गुणाः— कर्मरिकोऽम्ल उष्णश्च वातहृत् पित्तकारकः ।
पक्वस्तु मधुराम्लः स्यात् बलपुष्टिरुचिप्रदः ॥

॥ रा. नि. ॥

कर्मारस्य फलं चाम्लं ग्राह्यम्लं वातनाशनम् ।
उष्णं पित्तकरं चैव तत्पकं मधुरं मतम् ॥
अम्लं च बलपुष्टीनां रुचेश्चैव विवर्धकम् ॥

॥ नि. र. ॥

कर्मरंगं हिमं ग्राहि स्वाद्वम्लं कफवातहृत् ॥

॥ भा. प्र. ॥

कर्मरंगन्तु तीक्ष्णोष्णं कटु पाके ऽम्लपित्तकृत् ॥

। राजवल्लभः ।

**વર્ણન**—" કમરખનાં ઝાડ ઘણાં શોભાદાર હોય છે. પાંદડાં હરફારેવડીના જેવાં હોય છે. " ચોમાસામાં જ્યારે તે ધીવાય છે ત્યારે તે સરસ દેખાય છે. નિ. ૨૫.

એનાં ફળ ચાર પાંચ ધારવાળાં હોય છે. તેનો સ્વાદ ખાટો છે. ફળ કાચાં હોય છે ત્યારે લીલા રંગનાં અને પાકે છે એટલે પીળા રંગનાં થઈ જાય છે. કમરખનું અથાણું થાય છે.

**ગુણ**—કમરખનું ફળ અમ્લ છે, ગ્રાહી છે, વાયુનો નાશ કરનાર છે; ઉષ્ણ છે, પિત્તને કરનાર છે. પાકેલું કમરખ મધુર અને ખાટું ( ખટમધુરૂં ) હોય છે. તે રૂચિકારક છે અને બળ અને પુષ્ટિ કરનાર છે.

નિઘંટરત્નાકર.

કાચું કમરખ અમ્લ, ઉષ્ણ, વાતહૃત, પિત્તકૃત છે. પાકું મધુરામ્લ છે. બલ, પુષ્ટિ અને રૂચિને આપનાર છે. રાજનિઘંટુ.

**Actions and Uses**—Antiscorbutic. Fruits are used as an acid vegetable and for preserve. The syrup ( 1 in 10, dose 1 to 2 drs. ) is used as a cooling medicine in fevers. The juice is used to remove iron moulds or stains. The leaves are a good substitute for sorrel.

(R. N. Khory. II p. 152)

**ભાવાર્થ**—કમરખ 'સ્કર્વી' રોગ-પ્રતિષેધક. એનો શાક, ચટણી અને અથાણામાં ઉપયોગ થાય છે. કમરખનો શરબત ( ૧ થી ૨ ડ્રામ ) તાવમાં ઠંડક માટે અપાય છે. લોખંડ ઉપરના ડાઘ કાઢવા માટે કમરખનો રસ વપરાય છે. આનાં પાન Sorrel-"સૉરેલ"નાં પ્રતિનિધિ છે.

**નવ્યમત**—આ ખાટાં ( કમરખ ) તાવમાં અપાય છે. ( ઇરવીન-પા. ૫૫ ) આ ફળ ઠંડાં છે, તાવવાળાને સારાં છે અને એમાં સ્કર્વિનો નાશ કરવાની શક્તિ છે. ( વૉટ્સ ડીક્ષનેરી. Vol I p. 360 ).

પાકા ફળમાં ઑકઝેલીક એસીડ છે. દુઝતા હરસ માટે આ સારો ઉપાય છે-ખાસ કરીને જે હરસ બહાર ન દેખાતાં અંદર જ હોય તેવામાં. ઘણા કેસોમાં મ્હેં આને ઓછાવત્તા ફાયદા સાથે વાપરી જોયાં છે અને પરિણામ એકંદરે સારૂં કહી શકાય. લોહી પડતું તુરત જ બંધ થઈ જાય છે અને ફરીથી તે પડતું જણાતું નથી. લોહીની ઉલટીમાં તેમજ બીજા રક્તસ્રાવમાં પણ આ ઉપયોગી થઇ પડે એવું છે એમ હું ધારૂં છું. હમેશાં આ ફળ મળી શકે તેમ ન હોવાથી મ્હેં આને આ દરદોમાં વાપરી જોયો નથી. તાવનું જોર અને તરસ ઓછી કરવાનો ગુણ પણ કમરખમાં છે. ( મુઇદીન શરીફ ).

Indi. Medi. Plants p. 239.

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૫૪૧, Indi. Medi. Plants p. 238 N. p. 43.

# —बीजपूरादि वर्ग—

## N. O. Rutaceæ.

### ૬૮ હરમર

**નામો**—હરમર-હરમરો ( પોરબંદર ); ઇસિપન્દ, ઇસપન ( ગુજરાતી ); હરમાર (મરાઠી); હરમર, ઇસબંદ, લાહોરી (હિંદી); ઇસબન્દ (બંગાલી); સ્પંદ, ઇસ્પંથન્ ( ઉત્તર બલુચિસ્તાન ); હરમલ, ઇસબંદ, લાહોરી (સિંધ); ઇસબન્દ (પર્શીયન); Peganum Harmala-પીગેનમ્ હરમલ (લેટીન).

**વર્ણન**—" હરમરના છોડવા ૧ થી ૩ ફીટ ઉંચા થાય છે. તેમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. પાન ૨ થી ૩ ઇંચ લાંબાં, લીલા રંગનાં અને ઝીણા છેડાઓવાળાં હોય છે. એના છેડા લાંબા, સાંકડા અને અણી થતા હોય છે. ફુલ પત્રકોણમાંથી અકકેકું આવેલું હોય છે. તે લીલી નસોવાળું, ધોળા રંગનું ને ½ થી ¾ ઇંચ વ્યાસનું હોય છે. ફળ ગોળાઇ લેતાં હોય છે."

હરમર કચ્છમાં ઘણો ઉગે છે. એનાં બીજ ત્યાં પણ ઘણાં પૌષ્ટિક ને નિશાવાળાં ગણાય છે. કાશ્મીર, પંજાબ, સિંધ તરફ હરમર પુષ્કળ થાય છે.

**ઉપયોગ**—વૈદ્યના દેશી ગ્રંથોમાં હરમરને રસાયન અને ઉન્માદ (atrabilis)માં શોધક દવા ગણવામાં આવેલી છે. વાતરોગોમાં પણ આ દવા વપરાય છે. પુરૂષ અને સ્ત્રી-બન્નેમાં એ કામોત્તેજના કરનાર છે. એના સેવનથી સ્ત્રીઓને ધાવણ તેમ જ આર્તવ સાફ આવે છે. (ડીમક).

પંજાબ તરફ બીજને માદક (narcotic) ગણવામાં આવે છે અને તે જ્વર તેમ જ શૂળમાં અપાય છે. પાનનો કવાથ આમવાતમાં અપાય છે. મૂળનું સૂક્ષ્મચૂર્ણ રાઇના તેલમાં કાલવીને માથામાં જુ પડી હોય તે મારવા ઘલાય છે. ( સ્ટયુઅર્ટ. )

ગુજરાત તરફ માંદા માણસની ઓરડીમાં હવા શુદ્ધ કરવા માટે હરમરનો ધુપ કરવામાં આવે છે. વ્રણ, ઘારાં, શીતળા વિગેરે ચેપી રોગોને જંતુરહિત કરવા માટે પણ આનો ધુમાડો અપાય છે. ( ઇબેટસન્સ ગૅઝેટીયર ઓફ ગુજરાત પા. ૧૨ )

પંજાબ તરફના વતનીઓ હરમરનાં બીજ (ઇસપંદ) નબળી આંખો માટે તેમ જ મૂત્રાઘાત માટે વાપરે છે.

( હોનિંગબર્જર વૉ—૨. પા. ૨૮૪ )

મુંબાઇના ડૉ. પાંડુરંગ ગોપાલે આ દવાનો કવાથ અથવા ટીંકચર ઉત્તેજક આર્તવવર્ધક તરિકે વાપરી જોયો છે—જો કે ભાંગના જેવી સહેજ માદક

અસર તો આથી થાય છે જ એમ તે સાથે સાથે જણાવે છે. એક બાઇ નષ્ટાર્ત્ત-વથી પીડાતી હતી તેને આ દવાનો ટીંકચર ૦॥ ડ્રામની માત્રામાં ઉપરોક્ત ડૅાકટરે આપી જોયેલા અને તેથી તે બાઈને શુદ્ધ આર્તવ પ્રાપ્ત થયું હતું. તે ડૅાકટર આગળ જતાં જણાવે છે કે દેશી દાયણો (midwives) ગર્ભપાત કરાવવા માટે હરમરનો ઉપયોગ કરે છે. ડૉ. પાંડુરંગ ગોપાલ માને છે કે હર-મરમાં અર્ગટ, સેવાઈન અને રૂયુ જેવો ગુણ છે. (ડીમક પા. ૧૨૫.)

મુઈદીન શરીફના મત પ્રમાણે બીજ માદક, આક્ષેપહર, ઘેન લાવનાર, વેદનાહર, વામક, વર્ધમિવાજનક, અને આર્તવવર્ધક છે. શ્વાસ, હિક્કા, હીસ્ટી-રીયા, સંધિવા, મૂત્રનલમાં પથરી, પિત્તાશયમાં પિત્તની પથરી, શૂલ, કામલા, અલ્પપીડિતાર્ત્તવ, વાતરોગ (neuralgia)–આ બધા રોગોમાં તે આની ભલામણ કરે છે. ઉપરોક્ત બધાં દરદોમાં આ બીજ વેદના ઓછી કરી નિંદ્રા લાવે છે. આ બીજ સાદી ખાંસીમાં તેમ જ બીજાં છાતીનાં દરદોમાં જે ફાયદા કરે છે તે કેટલેક અંશે સંતોષજનક છે. હરમરમાં મોળ લાવવાની સારી શક્તિ છે અને મોટી માત્રામાં તે અવસાદક વામક (depressant emetic) છે. પણ આવી મોટી માત્રામાં તે કદાપિ દવા તરિકે અપાતાં જ નથી કારણ કે એટલી મોટી માત્રામાં (૧॥ ડ્રામથી ૨ ડ્રામ) તે માદક અને ઉંઘ લાવનાર છે. ડૉ. મુઈદીન શરીફના મત પ્રમાણે "કોઈ પણ દવાખાનું આ દેશી, ઉપયોગી અને આટ-આટલા ઉત્તમ ગુણોવાળા ઔષધ વિનાનું હોવું ન જોઈએ એમ મારો નમ્ર અભિપ્રાય છે."[1]

હરમરમાંથી હરમેલાઇન નામનું આલ્કેલોઇડ હાથ આવે છે જે જે. એ. ગુન. (એડીનબર્ગ, રૉયલ સોસાયટી, ૨૨ નવેમ્બર ૧૯૦૯)ના મત પ્રમાણે ક્વીનાઈન એટલું જ ઉપયોગી છે.

એવો પણ વખત આવે કે જ્યારે હરમેલાઈન ક્વીનાઇનની જગોએ વપરાય. રાસાયણિક પૃથક્કરણ વાંચવું હોય તેમણે 'Indian Medicinal Plants' જેવું. અતિ લંબાણથી તેમાં તે સંબંધી લખાણ છે.

(ઇન્ડીયન મૅડીસીનલ પ્લેન્ટ્સ. પા. ૨૪૫)

ઉલ્લેખ—વ. શા. પા. ૧૨૪; N. p. 45; Watt VI Part I p. 124; Indi. Medi. Plants p. 243.

---

૧ "No hospital should be, in my humble opinion, without a drug, so cheap and with so many good qualities as Hurmal."

Dr. Moodin Sheriff.

## ૬૯ જંગલી કાળી મરચી.

### N. O. Rutaceæ.

**નામેઃ**—સ્વ. કીર્તિકર અને ડૉ. બસુના લખ્યા પ્રમાણેઃ

કંચન, દહન (સંસ્કૃત); ટંજ (હિંદી); કહન, લહન (રાજપુતાના); જંગલી-કાલી-મીરચી (મુંબાઇ); Toddalia aculeata-ટૉડેલીયા એકયુલીયેટા (લેટીન).

**સ્થાનક**—જાવા, સુમાત્રા, ચીન, ફીલીપ્પાઈન અને મૉરીશીયસ તરફ આ છોડ થાય છે. હિમાલયમાં, કમાઉનથી ભુતાન તરફ, ખાસીયા હીલ્સ, અને પશ્ચિમ હિંદુસ્તાન તરફ પણ આ થાય છે. સીલોન તરફ દરિયાની સપાટીથી ૬૦૦૦ ફીટ સુધીની ઉંચાઇએ ઝાડીમાં આ છોડ થાય છે.

**વર્ણન**—આ એક મોટો પથરાતો છોડ છે. શાખાઓ ઉપર તીક્ષ્ણ કાંટા ઘણા હોય છે કાંટા અણીદાર, કાળા રંગના દરેક શાખાઓ ઉપર હોય છે. લાકડું છિદ્રવાળું અને પીળાશ લેતા સફેદ રંગનું હોય છે. કોમળ પાન મખમલી રૂંછાળવાળાં હોય છે. પાંદડાં (leaflets) કાંગરીદાર અને નોખા નોખા પ્રદેશમાં નોખી નોખી લંબાઇનાં હોય છે. મદ્રાસ પાસે પાન ૧॥ થી ૨ ઇંચ લાંબાં, બીજે ઠેકાણે ૮ ઇંચ જેટલાં લાંબાં હોય છે. ફુલ નાનાં, પીળાશ લેતા લીલા રંગનાં, પત્રકોણમાંથી નીકળેલી પુષ્પ ધારણ કરનારી સળી ઉપર કલગી આકારમાં ગોઠવાયલાં, ઑકટોબરથી જાન્યુઆરી સુધીમાં આવે છે. પાનની ડીંટડી કરતાં પુષ્પદંડ વધારે મોટો હોય છે. ફલ મોટા વટાણા જેવડાં ૩ થી ૫ ખાનાવાળાં, નારંગી રંગનાં હોય છે. દરેક ખાનામાં અકકેકું બીજ આવેલું હોય છે. આખો છોડ ગરમ અને તીખો હોય છે.

આનું ચિત્ર જોવું હોય તો જુઓ બ્રેંડીસનું 'Indian Trees' Page 120.

**ઉપયોગ**—મૂળ સહેજ સુગંધી અને કટુ છે; પાચક અને બલ્ય મનાય છે. મૂળનો કવાથ ચાના અર્ધો પ્યાલા જેટલા પ્રમાણમાં આખો દિવસ થઇને પી શકાય છે. પાન પણ કેટલીક વખત આવી રીતે પીવા માટે યોજાય છે. એઇન્સ્લી.

પેટમાં દુખતું હોય તો તાજાં પાન ચાવી ખવાય છે. મૂળની તાજી લીલી છાલ સતત જ્વરમાં તેલંગી વૈદ્યો વાપરે છે. હું માનું છું કે આ છોડનાં પ્રત્યેક અંગ જલદ ઉષ્ણ ( Strong Stimulating ) છે અને યોગ્ય સંભાળથી આપવામાં આવે તો જ્યાં જ્યાં ઉત્તેજક ઔષધો ( stimulants ) અપાય છે ત્યાં ત્યાં આ બધાં અંગ વાપરી શકાય. ( ડૅાકસબર્ગ )

ઇન્ડીયન ફાર્માકોપીયામાં મૂલત્વક્ સ્વીકારાયલી છે—તે સુગંધી, બલ્ય, ઉષ્ણ, અને જ્વરઘ્ન તરિકે તેમાં ઉલ્લેખાયલી છે. નબળાઇમાં અને રોગનિર્મુક્તાવસ્થામાં તેમજ બીજાં ક્ષય જેવાં દરદોમાં તે ઉપયોગી છે. મદ્રાસવાળા ડૅા. બીડી

જણાવે છે કે "હું એક પણ એવું ઔષધ જાણતો નથી કે જેમાં આ દવા જેવા એકી સાથે-સ્ટીમ્યુલંટ, વાતઘ્ન અને બલપ્રદ-આટલા ગુણો હોય."

રૂહીડ જણાવે છે કે કાચાં ફળ અને મૂળને તેલ સાથે ઘસીને સંધિવા ઉપર લેપ તરિકે ચોપડે છે.

"છેલ્લાં ૧૨–૧૩ વર્ષથી હું આ 'જંગલી કાલી-મિરચ' ની મૂળત્વક્ વાપરૂં છું. જરાકેય સંકોચ સિવાય હુ કહી શકું છું કે હિંદુસ્તાનનાં કેટલાંક અત્યુત્તમ ઓસડીયાં પૈકીનું આ પણ એક છે. તાવ રોકવા અને ઉતારવા માટે તે કવીનાઇન, સીંકોનાનાં બીજાં આલ્કેલોઇડો અને વૉરબર્ગના ટીંકચર કરતાં ઉત્તમ તો નહિ પણ તેના બરાબરી ગુણવાળું છે; અને સ્વેદલ તરિકે તો આ પલ્વીશ જૅકોબી અથવા 'જેમ્સ પાઉડર' કરતાં નિઃશંક વધારે ઉપયોગી છે. વૈદ્યકીય જગતનું ધ્યાન આ અતિ ઉપયોગી દ્રવ્ય તરફ ખેંચવાની ખાસ જરૂર છે.

"જંગલી–કાલી–મિરચની મૂલત્વક્ના ટીંકચરના ૬ ડ્રામ અથવા કવાથના ૧૨ ઔંસ=વૉરબર્ગ્સ ટીંકચરની ૧ શીશી જેટલું ઉપયોગી છે. સાદા જારી તાવમાં અથવા વિષમજ્વરના હુમલા વખતે ઉપરોક્ત બન્ને ઔષધો પૈકી ગમે તે એક ફક્ત એ જ વખત વાપરી જોવાથી સરખો જ ગુણ આપે છે. વૉરબર્ગ ટીંકચરની જેમ આપણુ અત્યંત પરસેવો લાવી તાવ ઉતારનાર છે, જયમ તાવ રોકવા માટે મોટી માત્રામાં કવીનાઇનના ડોઝ આપવામાં આવે છે, ત્યમ મોટી માત્રામાં આનો કવાથ અથવા ટીંકચર દર ચાર અથવા પાંચ કલાકને આંતરે આપવાથી એવો જ ફાયદો થાય છે.

"સંપૂર્ણ ગુણ જોવો હોય તો લાગલાગટ ૪ થી ૫ દિવસ સુધી ટીંકચર કે કવાથ થોડી થોડી માત્રામાં આપવો જોઇએ. આ દવાના ટીંકચર કે કવાથની સતત જ્વરમાં ઘણી જ સારી અસર છે; તાવનું જોર ( Exacerbation ) કમી કરે છે અને સાથે સાથે તાવ ફરીથી આવે તો પણ અટકાવે છે. પહેલાં તો આ દવા સતત જ્વરને વિષમજ્વરમાં ફેરવી નાખે છે અને પછી ઉપર જણાવ્યા પ્રમાણે વિષમજ્વરને અટકાવી દે છે. કેટલાક મેલેરીયા અને જંગલી તાવોમાં પ્રથમ સોમલ સાથે કવીનાઇન વાપરી જોયેલી પણ તે જ્યાં નિષ્ફળ નિવડેલી ત્યાં આ દવાનો ક્વાથ અથવા ટીંકચર આપવાથી ઉપરના તાવો પલાયન કરી ગએલા. કવાથ કરતાં ટીંકચરની માત્રા ઘણી ઓછી છે એટલે ટીંકચર વાપરવો સારો છે; કારણ કે તે હંમેશાં બનાવીને તાજો રાખી શકાય છે. આટલું છતાંયે કવાથ અને ટીંકચરમાં જરા પણ તફાવત નથી.

"કવીનાઇન અને વૉરબર્ગ્સના ટીંકચર કરતાં આ દવાની મૂલત્વક્ ઘણી જ સસ્તી છે એટલું જ નહિ, પણ દક્ષિણ હિંદનું આ એક સોંઘામાં સોંઘુ

ઔષધ છે. ૧ શેર છાલની કિંમત ફક્ત બે આના જ છે. આ ઉપરાંત ક્વીનાઈન કરતાં તે વધારે ગુણપ્રદ છે. ક્વીનાઇનનાં જે અનિષ્ટ પરિણામો—કાનમાં અવાજ, બહેરાશ, અને બીજાં લક્ષણો—છે તે આમાં નથી. તાવ હોય અને ન હોય તો પણ આ દવા આપી શકાય છે.

" દારૂહલદર અને બરબેરીની બીજી જાતોનાં મૂળ સાથે આ દવાના મૂળની છાલનું સરખું જ સામ્ય છે. આ છતાં પણ દારૂહલદર કરતાં આ દવાની એક ખાસ વિશિષ્ટતા છે કે દક્ષિણ હિંદના બજારમાં જ્યારે આ ઢગલાબંધ મળી શકે છે જ્યારે દારૂહલદરનાં મૂળ દૂર દૂરથી મંગાવવાં પડે છે. "

મુઇદ્દીન શરીફ.

મેલબૉર્ન કોંગ્રેસ (૧૮૮૯) વખતે સર્જન કીર્તિકરે મૂળનું ચૂર્ણ બતાવીને નીચે પ્રમાણે વિવેચન કર્યું હતું—" આ છોડ ( જંગલી-કાલી-મિરચી ) કટુપૌષ્ટિક હોવાથી નબળાઈમાં અપાય છે એમ મદ્રાસવાળા ડૉ બીડી જણાવે છે. મેલેરીયાના સખત હુમલાઓમાં મ્હેં આ ચૂર્ણ વાપરી જોયેલું છે અને આ ઉત્તમ પાચક, જઠરાગ્નિ પ્રદિપ્ત કરનાર બલ્ય છે. મૂળ ચૂર્ણ ૧ ઔંસ, દશ ઔંસ ઉકળતા પાણીમાં નાખીને શીતકષાય બનાવી લેવો. ૧ થી ૨ ઔંસ—આખા દિવસમાં થઇને—માત્રા છે. ચાર વર્ષ પહેલાં ડૉ. ડીમક પાસેથી મને થોડીક છાલ મળેલી અને તે ઘણી ઉપયોગી જણાઇ હતી. મૂળમાં કટુતત્ત્વ છે—જેનો ગુણ અત્યાર સુધી જાણ્યામાં જ નથી. આ દવા યુરોપમાં પહેલાં 'લૉપેઝ—રૂટ' ના નામથી પ્રચલિત હતી અને તે આમાતિસારમાં વપરાતી હતી. છાલ માટે ડૉ ડીમક કહે છે કે—" છાલમાં મોટાં મોટાં સેલ્સ છે જે પીળાશ પડતા ચીકણા પદાર્થથી અને ઇસેન્સીયલ ઑઇલથી ભરેલાં છે. " "

( ઑસ્ટ્રેલેસીયન કોંગ્રેસ પ્રોસીડીંગ્ઝ. પા. ૯૪૯. )

ઉલ્લેખ—Indi. Medi. Plants p. 253; N. p. 46; Brandis p. 120; Indig. Drugs p. 319.

---

## ૭૦ સીતાબ.

### N. O. Rutaceæ.

નામો—સીતાબ ( ગુજરાતી-હિંદી ); ઇસ્પંદ ( બંગાલી-ફારસી ); સંતાપ ( મરાઠી ); Garden Rue—ગાર્ડન રૂ્યુ ( અંગ્રેજી ); Ruta Graveolens—રૂટા ગ્રેવીયોલેન્સ ( લેટીન ).

વક્તવ્ય—આ છોડ પ્રાચીન કોઇ પણ ગ્રંથમાં નથી. નિઘંટુરત્નાકરમાં તેનાં નામ सर्पदंष्ट्रा, पीतपुष्पा રાખ્યાં છે અને તેના ગુણ પણ આપેલા છે:—

सर्वदंष्ट्रा सरा चोष्णा तिक्ता कफविनाशिनी ।
वातनाशकरी प्रोक्ता विचारज्ञैः विचक्षणैः ॥

આ છોડ પરદેશી છે. બાગોમાં કુંડાંમાં ઉછેરવામાં આવે છે. નારંગીની માફક આના પાનમાં પણ oil-glands-તૈલગ્રંથિઓ-દેખાય છે; પણ નારંગીની glands માં એક જાતની સુગંધ હોય છે ત્યારે આ glands માં એક જાતની અણગમતી દુર્ગંધી વાસ હોય છે આથી દીલગીરી 'Ruth of Sorrow' દર્શાવવા માટે આ છોડનો ઉલ્લેખ કરવામાં આવે છે-'By the connection between Sorrow and christian grace this was called 'The herb of grace.' "ઋતુ કઋતુનાં પાણી પીવાથી જે ખરાબ અસર થઇ હોય તે દૂર કરવાને માટે પાલેસ્ટાઈન અને સીરીયામાં આરબ લોકો સીતાબનો ઉપયોગ કરે છે; પાન ચાવે છે કે તેનો ઉકાળો કરીને પીવે છે." Fullerton.

ઉપયોગ—આ કફ મટાડે છે અને વાયુનો નાશ કરે છે. છોકરાં ભરાઈ આવ્યાં હોય ત્યારે સીતાબનાં પાન વાટીને પીવડાવે છે. આ છોડમાંથી એક જાતનું તેલ (Essential oil) કાઢવામાં આવે છે જે દવાના કામમાં વપરાય છે. આ તેલ ગર્ભાશય અને જ્ઞાનતંતુને ઉશ્કેરનારૂં મનાય છે અને હીસ્ટીરીયા, અલ્પપીડિતાર્તવ જેવા રોગોમાં વપરાય છે. સ્વ. રનૈયાલાલ દે.

નવ્યમત—જે બચ્ચાં સળેખમથી પીડાતાં હોય છે તેને ધુણી આપવા માટે સુકાં પાન વપરાય છે. આ પાનનું ચૂર્ણ સુગંધી દ્રવ્યો સાથે અતિસારમાં અપાય છે. તાજા પાનનો ટીંકચર બનાવવામાં આવે છે જે પક્ષાઘાતમાં માલીસ કરવાને માટે કામ આવે છે. સંધિવાના દુખાવામાં પંજાબ તરફ આનાં પાન વપરાય છે. સીતાબનાં બધાં જ અંગો ગર્ભવતી સ્ત્રીઓ માટે નુકશાનકર્તા મનાય છે.

આખો છોડ અને તેલ ગર્ભાશય અને જ્ઞાનતંતુઓને ઉશ્કેરનાર છે. સીતાબ કૃમિઘ્ન પણ ગણાય છે. મોટી માત્રામાં આ ઝેરી છે (acro-narcotic poison). તાજો છોડ બહુ વખત સુધી હાથમાં રાખી મૂકવાથી અગન-બળતરા દાખવે છે અને હાથ લાલચોળ થાય છે-વખતે સોજો પણ થઈ આવે છે.

હીસ્ટીરીયા, નષ્ટાર્તવ, અપસ્માર, ગુલ્મ, શૂળ વિગેરેમાં સીતાબ ઉપયોગી છે. દાહક તરિકે બહારથી ચોપડી શકાય. દવાની યોજનામાં તેલ સારૂં છે, પણ સીતાબની આ આસવનો પ્રચાર ઘણો જણાય છે. પાનનું ચૂર્ણ ૧૦ ગ્રેનથી ૧ ડ્રામ સુધી. તેલની માત્રા ૧ થી ૪ ટીપાં. વૉટ.

સુકાં સીતાબનાં પાંદડાંનો કવાથ અને ટીંકચર વાતાતિસાર, ગુલ્મ, શૂળ અને પીડિતાર્ત્તવમાં ઉપયોગી છે. પાનનો રસ નાનાં બચ્ચાંની આંચકી ઉપર અકસીર ઉપાય છે **સુઈદીન શરીફ**.

ઇન્ડીયન મેડીસીનલ પ્લેંટ્સમાંથી.

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૫૯૬; N. p. 45; Indig. Drugs p. 277; Indi. Medi. Plants p. 242

---

## ૭૧ તેજબલ.

### N. O. Rutaceæ.

**નામો**—तेजस्विनी, तेजोवती, तेजोह्वा ( સંસ્કૃત ); તેજબલ ( ગુજરાતી ); તેજબલ, તિરપાની ( મરાઠી ); જલધરી ( હિંદી ); Zanthoxylon alatum–ઝેન્થોકઝાઈલોન ઍલેટમ્ ( લેટીન ).

**गुणाः**— तेजिनी कफहृद्रोगमुखदंतादिरोगजित् ।
हिक्काग्निमांद्यमर्शांसि कंठरोगस्य नाशिनी ॥

॥ शोढल ॥

तेजोवती कटुस्तिक्ता रुच्या दीपनपाचनी ।
उष्णा वातकफश्वासकासहिध्मामरोगजित् ॥
तेजस्विनी कफश्वासकास श्वयथु वातहृत् ।
पाचन्युष्णा कटुस्तिक्ता रुचिवह्निप्रदीपनी ॥

॥ भा. प्र. ॥

तेजोवती कटूष्णा च तिक्ता चाग्निप्रदीपनी ।
पाचका रुचिदा कंठया कफवातविनाशिनी ॥
कंठशुद्धिकरी पित्तकासश्वासाविषापहा ।
हिक्काग्निमांद्यमर्शांसि मुखरोगस्यनाशिनी ॥

॥ नि. र. ॥

**ગુણ**—તેજબલ કફ, વા, ઉધરસ, શ્વાસ, મ્હોંના રોગો, દાંતના રોગ, હેડકી, મંદાગ્નિ, આમ અને હરસ મટાડનાર તથા દીપનપાચન છે. કંઠ શુદ્ધ કરનારી છે, ગરમ છે, રૂચિકર છે અને તીખી છે.

**વર્ણન**—તેજબલનાં ઝાડવાં હિમાલય તરફ થાય છે. Z. Rhetsa નામનું તેજબલને મળતું જ ઝાડ કોંકણના ઘાટોમાં થાય છે. આ ઝાડ ઘણાં મોટાં થાય

છે. રૂખડાને કે શીમળાને જેમ થડ ઉપર કાંટા આવેલા હોય છે તેમ આ મોટા ઝાડને પણ થડ અને ડાળો ઉપર કાંટા હોય છે. પાન સામસામાં–૮ થી ૨૦ જોડી હોય છે. ફુલ પીળાં થાય છે. આ ઝાડીનું ચિત્ર જોવું હોય તો જુઓ 'Indian Trees' ( બ્રેંડીસ ) પાનું ૧૧૭.

"તેજબલની છાલ આવે છે. તે છાલ રાતી અને પોચી હોય છે, તે છાલમાં કાંઇ ઝગે છે"–આમ કતોભટ્ટ લખે છે. આ ઝાડની ઘણી જાતો થાય છે. શોઢલ નિઘંટુમાં એને अश्वघ्ना, बिडालघ्नी, सुवर्णनाकुली વિગેરે નામો–વિશેષણો લગાડેલાં છે.

**वक्तव्य**—ચરકે મુખરોગમાં ચાર જગોએ અને સુશ્રુતે એકાદ વખત મુખરોગમાં તેજોવતીનો ઉલ્લેખ કરેલો મળી આવે છે. અરોચકમાં, ઉરૂસ્તંભમાં ચરકે તેજોવતીનો ઉલ્લેખ કરેલો છે. મુખશોધન તરિકે તેજોવતી ચરકમાં બહુ જગોએ યોજાયલી જણાય છે. એની છાલને શિરોવિરેચનમાં ગણાવી છે. કટુ-સ્કંધમાં ગણાવી છે.

સુશ્રુતે વ્રણશોધનમાં; નાડીવ્રણમાં, કુષ્ટમાં અને દુષ્ટવ્રણમાં તેજોવતી બીજાં દ્રવ્યો સાથે યોજેલી છે. અર્થાત સુશ્રુતે શોધન તરિકે તેજોવતીને માણેલી છે. મૂઢગર્ભમાં બીજાં દ્રવ્યો સાથે તેજોવતી પણ યોજાયલી છે. જ્વરમાં અભ્યંગ તેલમાં એ પણ છે. અતિસારમાં પણ પાઠા વિગેરે સાથે યોજાયલી છે.

હિમાલય તરફ થતાં વૃક્ષો જોવાની તક મળે તો જ આવાં ઝાડોનો ખુલાસો થઇ શકે ખરો. ટીકાકાર ડલ્હણ તેજોવતીનો અર્થ કાસમર્દનિકા કરે છે. મઘવા બિડોજા એના જેવું આ નથી ? કેટલાક તો આપણા કાગડોળીયાને જ काकमर्दनिका માની લઇ એને જ તેજોવતી માને છે.

**ઉપયોગ**—બીજ અને છાલ સુગંધી અને બલકારક છે. તાવમાં, અતિ-સારમાં, અને કૉલેરામાં વપરાય છે. આનું ફળ તેમ જ ડાળીઓ અને કાંટા સુદ્ધાંત દંતશુલમાં વપરાય છે–તે પાચક અને વાતઘ્ન પણ છે. મચ્છીને મારવા માટે આનો ઉપયોગ કરવામાં આવે છે. આ તેમ જ આ જાતનાં બીજાં ઝાડની છાલમાં 'બરબેરીન' છે એમ કનૈયાલાલ દે જણાવે છે.

ઈન્ડીઅન મેડીસીનલ પ્લેંટ્સ.

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 249, રૂ. નિ પા. ૧૨૮; Indig Drugs p. 331.

---

## ૭૨ લીંબુ.

**N. O. Rutaceæ**

**નામો**—जंबीरम्, दन्तशठम्, निम्बुकम्, लिम्पाकः ( સંસ્કૃત ); લીંબુ, કાગદી
ુ ( મરાઠી હિંદી ); લિમુનેતુસ્ ( ફારસી ); લેબુ ( બંગાલી ); Lemon-
ન ( અંગ્રેજી ); Citrus Acida અથવા Lemonum Acidum ( લેટીન ).

ાઃ— तृष्णाशूलकफोत्क्लेशच्छर्दिश्वासनिवारणम् ।
वातश्लेष्मविबन्धघ्नं ' जम्बीरं ' गुरु पित्तलम् ॥

॥ ध. नि. ॥

मधुरो ' मधुजम्बीरो ' शिशिरः कफपित्तजित् ।
अर्शोघ्नः तर्पणो वृष्यः श्रमघ्नः पुष्टिकारकः ॥

॥ ध. नि; रा. नि. ॥

जम्बीरस्य ' फलं ' रसेऽम्लमधुरं वातापहं पित्तकृत् ।
पथ्यं पाचनरोचनं बलकरं वह्नेः विवृद्धिप्रदम् ॥
पक्वं चेन्मधुरं कफार्तिशमनं पित्तास्रदोषापनुत्
वर्ण्यं वीर्यविवर्धनं च रुचिकृत् पुष्टिप्रदं तर्पणम् ॥

निम्बूफलं प्रथितमम्लरसं कटूष्णम्
गुल्मामवातहरमग्निविवृद्धिकारि ।
चक्षुष्यमेतदथ कासकफार्तिकण्ठ—
विच्छर्दिहारि परिपक्वमतीव रुच्यम् ॥

॥ रा. नि. ॥

' निम्बूकं ' कृमिसमूहनाशनम्, तीक्ष्णमम्लमुदरग्रहापहम् ।
वातपित्तकफशूलिने हितम्, कष्टनष्टरुचिरोचनं परम् ॥
त्रिदोषवह्निक्षयवातरोगनिपीडितानां विषविह्वलानाम् ।
मन्दानले बद्धगुदे प्रदेयं विसूचिकायाम् मुनयो वदन्ति ॥

' मिष्टनिम्बूफलं ' स्वादु गुरु मारुतपित्तनुत् ।
गररोगविषध्वंसि कफोत्क्लेशि च रक्तहृत् ॥
' स्वल्पजम्बीरिका ' तद्वत् तृष्णाच्छर्दिनिवारणी ॥

॥ भा. प्र. ॥

चक्रदत्त— १ अम्लपित्ते–जम्बीरस्वरसः पीतः सायं हन्त्यम्लपित्तकम् ॥

भावप्रकाश— २ घृतस्यपरिपाकाय–घृतस्य परिपाकाय जम्बीरस्य रसो हितः ।

वैद्यमनोरमा— ३ मसूरिकाप्रादुर्भावे–जम्बीरनीरपरिपीतगुडं नराणाम् । आरम्भकालसमयेषु मसूरिकार्तिम् ॥ सद्यः शमं नयति गोपयसा प्रभाते........ ॥

४ कर्णशूले–जम्बीरनीरशृततैलमपि प्रशस्तम् .... । कर्णे सशूलिनि रहस्यपराङ्मुखे च ॥

वैद्यकमां लींबुनो उपयोग—

ચક્રદત્ત— ૧ અમ્લપિત્તમાં–લીંબુનો રસ પીવાથી અમ્લપિત્ત મટે છે.

ભાવપ્રકાશ— ૨ ઘીનું અજીર્ણ થયું હોય તો–લીંબુનો રસ પીવો.

વૈદ્યમનોરમા– ૩ શીતળા નીકળે એવું લાગે તો–લીંબુના રસથી ગોળને ઘણી ભાવનાઓ આપવી. આ ગોળ શીતળાની શરૂઆતમાં ગાયના દુધ સાથે પીવાથી શીતળાની પીડા મટે છે.

૪ કાનના ચસકામાં–લીંબુના રસમાં પકાવેલા તેલનાં કાનમાં ટીપાં નાખવાથી કર્ણશૂલ મટે છે.

**वक्तव्य**—લીંબુના ઘણા ભેદો નિઘંટુઓમાં જણાય છે. જંબીર, મધુજંબીર, બૃહજ્જંબીર, સ્વલ્પજંબીર, વિગેરે ભેદો જાણીતા પણ છે. આ સિવાય બીજોરૂં ( માતુલુંગ ), નારંગી, મોસંબી–એ બધી પણ લીંબુની જ જાતો મનાયલી છે. લીંબુની નોખી ચિકિત્સા પણ પ્રચલિત થઇ છે. આપણા હમેશના ખોરાકમાં લીંબુનો છુટથી ઉપયોગ કરવો હિતાવહ છે. લીંબુનું શરબત પણ સારૂં છે. ચરકમાં લીંબુના ગુણ નીચે મુજબ છેઃ—

रोचनो दीपनः तीक्ष्णः सुगन्धिः मुखशोधनः ।
जम्बीरः कफवातघ्नः क्रिमिघ्नो भुक्तपाचनः ॥

सू–२७–१६१.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૩૭૯; N. p. 48; Indig Drugs p. 88.

## ૭૩ નારંગી

### N. O. Rutaceæ.

**નામો**—नारंगः, नागरंगः, ऐरावतः ( સંસ્કૃત ); નારંગી ( ગુજરાતી ); નારિંગ ( મરાઠી ); નારંગી ( હિંદી ); Orange–ઑરેન્જ ( અંગ્રેજી ); Citrus aurantium– સાઇટ્રસ ઑરેન્સીયમ્ ( લેટીન ).

**ગુણાઃ**—

नारंगमुष्णमम्लं च गुरु वातहरं सरम् ।
कफपित्तास्त्रकृत् यस्तु स्वाद्वम्लं विशदं गुरु ॥
सुगंधि दुर्जरं रूक्षं हृद्यं मारुतनाशनम् ॥

॥ ग. नि. ॥

अम्लं समधुरं हृद्यं विशदं भक्तरोचनम् ।
वातघ्नं दुर्जरं प्रोक्तं ' नागरङ्ग फलं ' गुरु ॥

॥ ध. नि. ॥

नारंगं मधुरश्चाम्लं गुरूष्णं चैव रोचनम् ॥
वातामक्रमिशूलघ्नं श्रमहृद्बलरुच्यकम् ॥

॥ रा. नि. ॥

नारंगस्य फलं बलं च कुरुते सुस्वादु हृद्यं लघु
श्रेष्ठं वह्निकरं विदाहशमनं भुक्तान्नपाकप्रदम् ।
सर्वारोचकनाशनम् श्रमहरं वातापहं पुष्टिदम्
भुक्त्वापि प्रतिभक्षितं न कुरुते किंचिद्विकारं नृणाम् ॥

॥ सुखेमदेवः ॥

अम्लं समधुरं हृद्यं विशदं भक्तरोचनम् ।
वातघ्नं दुर्जरं प्रोक्तं नारंगस्य फलं गुरु ॥

सुश्रुत–सू–४६–१६१.

दुर्जरं वातशमनं नागरङ्गफलं गुरु ॥

चरक. सू–२७–१५०.

**ગુણુદોષ**—નારંગી સ્વાદે ખટમધુરી હોય છે; બળકારી છે, સ્વાદિષ્ટ છે, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર છે, ખાધેલું પચવનાર છે; વાયુ, આમ, કૃમિ અને શૂલને મટાડનાર છે. થાકને દૂર કરે છે. વાતઘ્ન છે, પણ પચવામાં સ્હેજ ભારે છે એમ પ્રાચીન લેખકોનો બધાનો મત લાગે છે.

**वक्तव्य**—નારંગી ગરમ પ્રદેશમાં થાય છે. ઘણી જાતો હોય છે. વિલાયતી હવાઓમાં 'ઍકવા ઑરેન્સી ફ્લોરીસ' નામની દવા એ ફુલનું પાણી જ છે. એવી રીતે તેલ પણ વપરાય છે. હિંદુસ્તાનમાં કડવી નારંગી ( Bitter orange fruit ) થતી નથી. નારંગીનો શરબત ઠીક બને છે. ચરકસુશ્રુતમાં સ્વતંત્ર ઉપયોગ જણાયો નથી.

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 269; રૂ. નિ. પા. ૩૮૨; N. p. 49.

---

## ૭૪ બીજોરૂં

### N. O. Rutaceæ.

**નામો**—मातुलुंगः, बीजपूरकः, मधुलुङ्ग ( સંસ્કૃત ); બીજોરૂં ( ગુજરાતી ); મહાળુંગ ( મરાઠી ); બીજોરા ( હિંદી ); Citrus medica-સાઇટ્રસ મેડીકા ( લેટીન ).

**गुणाः**—

श्वासकासारुचिहरं तृष्णाघ्नं कण्ठशोधनम् ।
लघूष्णं दीपनं हृद्यं मातुलुङ्गमुदाहृतम् ॥
त्वक् तिक्ता दुर्जरा तस्य वातक्रमिकफापहा ।
स्वादु शीतं गुरु स्निग्धं मांसं मारुतपित्तजित् ॥
मेध्यं शूलार्त्तिछर्दिघ्नं कफारोचकनाशनम् ।
दीपनं लघु संग्राहि गुल्मार्शोघ्नंतु केसरम् ॥
हृद्यं वर्णकरं रुच्यं रक्तमांसबलप्रदम् ।
शूलाजीर्णविबन्धेषु मन्दाग्नौ कफमारुते ॥
अपचीश्वासकासेषु रसः तस्योपयुज्यते ।
रसोऽतिमधुरो हृद्यो वीर्यपित्तानिलापहः ॥
कफकृद्दुर्जरा पाके मातुलुंगजटा कटुः ।
मूलश्चैव कृमीन् हन्ति पुष्पबीजश्च गुल्मजित् ॥
चेतोहारी रसेन प्रथयतिकटुतामम्लताश्चापि धत्ते
हृद्रोगोदानगुल्मश्वसनकफहरः प्लीहकोपापहन्ता ।
बीर्य्यादर्शोसिकासग्रहणीमपहरत्यग्निकृत् पाचनोऽयम्
संधत्ते रक्तपित्तं परिणति समये केसरो मातुलुंग्याः ॥

॥ ध. नि. ॥

बीजपूरफलमम्लकटूष्णं श्वासकासशमनं पाचनञ्च ।
कण्ठशोधनपरं लघु हृद्यं दीपनं च रुचिकृत् पाचनञ्च ॥
बालं पित्तमरुत्कफास्रकरणं मध्यञ्च तादृग्विधम् ।
पक्वं वर्णकरञ्च हृद्यमथ तत्पुष्णाति पुष्टिबलम् ॥
शूलाजीर्णविबन्धमारुतकफश्वासार्तिमन्दाग्निजित्
कासारोचकशोकशान्तिदमिदं स्यान्मातुलुङ्गम् सदा ॥

॥ रा. नि ॥

मातुलुंगरसः पार्श्वबस्तिशूलकफारुचीन् ।
वातं च श्वासकासं च छर्दिं चैव विनाशयेत् ॥
बीजमुष्णं कृमिहरं दुर्जरं गर्भदं तथा ।
मदमूर्च्छाभ्रमकरं वातश्लेष्मविनाशनम् ॥
मज्जा स्वादु स्तिक्तबल्या दीपनाऽनिलपित्तजित् ।
लुंग्याजटा विषूच्यर्शकृमिशूलविबन्धनुत् ॥
कुसुमं रक्तपित्तघ्नं शीतलं ग्राहि वातनुत् ॥

॥ शोढलः ॥

चरक— १ गुल्मानाहयोः—चूर्णानि मातुलुंगस्य भावितेन रसेन वा ।
कुर्याद्वर्तिः सगुडिका गुल्मानाहार्तिशान्तये ॥ चि—अ—५.

२ पित्तं स्वमाशयमाननाय—मातुलुंगरसं क्षौद्रं पिप्पलीमरिचान्वितं । सनागरं पिबेत् पित्तं तथास्यैति स्वमाशयम् ॥

चि—अ—२१.

सुश्रुत— ज्वरकृते आस्यवैरस्ये—केसरं मातुलुंगस्य मधुसैन्धवसंयुतम् ।....
वैरस्ये धारयेत् कल्कम् .... ॥ ऊ. अ. ३९.

४ रक्तपित्ते—मूलानि पुष्पाणि च मातुलुंग्याः पिष्ट्वा पिबेत् तण्डुलधावनेन ॥ ऊ. अ—४७.

वाग्भट— ५ कर्णशूले—रसेन बीजपूरस्य .... पूरयेत् ॥ ऊ. अ—१८.

हारीत— ६ पित्तज्वरिणः पिपासायाम्—केसरं मातुलुंगस्य मधुसैन्धव संयुतम् । पेष्यमानं तालुलेपः सद्यः पित्ततृषापहः ॥ चि—अ—२.

७ शर्करायाम्-यो मातुलुंगिकामूलं पिबेत् पर्य्युषिताम्बुना । तस्यान्तःशर्करोद्भूतं दुःखं सद्यो विलीयते ॥ चि-अ-२९.

८ वातविसर्पे-मातुलुंगरसेनापि धावनं वातसर्पिषु ॥

९ पित्तजे शिरोरोगे-केसरैं मातुलुंगस्य पित्तजे शीरलेपनम् ॥

१० गुर्विणीनामरुचौ-....सकटुकं मातुलुंगस्य केसरम् । मार्जनं दन्तजिव्हासु गण्डूषश्चोष्णवारिणा । गुर्विणीनाञ्च सर्वासाम् अरुचिञ्च नियच्छति ॥ चि. अ. ५०

चक्रदत्त— ११ वातभवे-बीजपुरकमूलस्थ घृतेन सह पाययेत् । जयेद्वातभवं शूलं कर्षमेकं प्रमाणतः ॥

१२ पार्श्वहृद्बस्तिशूले-मातुलुंगरसो वापि....सक्षारो मधुनापीतः पार्श्वहृद्बस्तिशूलनुत् ॥

१३ मसूरिका पाचनार्थम्-सौवीरेण तु संपिष्टं मातुलुंगस्य केसरं । प्रलेपात् पाचयत्याशु दाहञ्चाशु नियच्छति ॥

भावप्रकाशः— १४ हिक्कासु मातुलुंगरसः-मधुसौवर्चलोपेतं मातुलुंगरसं पिबेत् ॥

वंगसेन— १५ वमने-मातुलुंगरसो लाजाशर्करा मधुसंयुतः पिप्पलीचूर्णसंयुक्तः श्रेष्ठः छर्द्दिनिवारणः ॥

१६ कृमिदन्तरुजायाम्-बीजपूरकमूलस्य वाकूचीनां तथैव च । भागाभ्यां तु समं कृत्वा पिष्ट्वा वर्तिन्तु कारयेत् ॥ एषा रदस्थवर्तिस्तु दन्तैर्दन्तैर्निपीडयेत् ॥ सद्योऽवस्थित मात्रा तु कृमिदन्तरुजापहा ॥

**વર્ણન**—બીજોરાંનાં ઝાડ બગીચામાં ઉછેરવામાં આવે છે. તેનાં પાન, ફુલ લગભગ લીંબુને મળતાં હોય છે. બીજોરાંને ઘણાખરા ઓળખે છે તેથી તેની ઓળખાણની જરૂર નથી. સુરત જીલ્લામાં દરેક બાગોમાં તે થાય છે.

## વૈદ્યકમાં બીજોરાનો ઉપયોગ

ચરક— ૧ ગોળો અને આફરો ચઢયો હોય ત્યારે-બીજોરાના સૂકવેલા ગર્ભનું ચૂર્ણ કરી તેને બીજોરાના રસની ભાવના આપી વાટ બનાવી લેવી. એ વાટ ગોળા અને આફરાવાળા દરદીને ગુદામાં પહેરાવવી. ગુલ્મ રોગીને આની ગોળીઓ

બનાવીને ખાવા પણ આપવી. (બીજોરાના મૂલની છાલનું ચૂર્ણ પણ વાપરી શકાય.) ચિ. અ. ૫

૨ પિત્તને પોતાના સ્થાનમાં લાવવા માટે—બીજોરાંનો રસ, મધ, લીંડીપીપર અને મરી–પીવાથી પિત્ત સ્વઆશયમાં આવી જાય છે. ચિ. અ. ૨૧

સુશ્રુત— ૩ તાવમાં મ્હોંમાં અમી નથી રહેતી તે માટે–પાકા બીજોરાની કળીઓ (કેસર) મધ, અને સીંધાલુણ સાથે મેળવીને મ્હોમાં–તે લુગદી રાખવી. ઊ. અ. ૩૯

૪ રક્તપિત્તમાં–બીજોરાના મૂળની છાલનું ચૂર્ણ અને ફુલનું ચૂર્ણ–બન્ને સરખા વજનમાં મેળવી લઇ, ચોખાના ધોવણ સાથે પીવાથી રક્તપિત્ત મટે છે. ઊ. અ. ૪૭

વાગ્ભટ— ૫ કાનના ચસકામાં–બીજોરાના ફળના રસનાં કાનમાં ટીપાં નાખવાં. ઊ. અ. ૧૮

હારીત— ૬ પિત્તજ્વરવાળાને તૃષા બહુ લાગે છે તે માટે–બીજોરાની કળીઓ (કેસર) મધ અને સિંધાલુણ સાથે વાટીને તાળવા ઉપર લેપ કરવાથી તુરત જ તરસ છીપાવી દે છે. ચિ. અ. ૨

૬ પેસાબમાં રેતી જતી હોય તે માટે–જે માણસને પેસાબમાં રેતી જતી હોય તે માણસે બીજોરાના મલની છાલનું સૂક્ષ્મચૂર્ણ રાતના વાસી પાણી સાથે પીવું. અંદરના ભાગમાં રેતી જામવાથી જે દરદ થાય છે તે દરદ આ પ્રયોગથી તુરત જ શાંત થઈ જાય છે. ચિ. અ. ૨૯

૮ વાતજન્ય રતવામાં–બીજોરાંના રસથી રતવાવાળો ભાગ ધોવો.

૯ પિત્તજન્ય શિરોરોગમાં–પિત્તના દોષને લીધે માથું દુખવા આવ્યું હોય તો બીજોરાંના કેસરનો માથા ઉપર લેપ કરવો.

૧૦ ભારે છેડાવાળી સ્ત્રીની અરૂચિ માટે–બીજોરાંની કળીઓ સ્હેજ મરી છાંટીને દાંત અને જીભ ઉપર ઘસવી; તેમ જ તે કળીઓને ગરમ પાણીમાં ભીલાવી દઈને તે પાણીના ગંડૂષ મ્હોંમાં રાખવો. સર્વ પ્રકારની અરૂચિ આથી મટે છે. મ્હોંમાં અમી આવે છે. ચિ. અ. ૫૦

ચક્રદત્ત— ૧૧ વાતજન્ય શૂળમાં–બીજોરાના મૂળની છાલનું ચૂર્ણ તોલો ૧. ઘી સાથે પી જવાથી શૂલ મટી જાય છે.

૧૨ પડખામાં, હૃદયમાં અને બસ્તિમાં શૂળ મારતું હોય તેમાં–બીજોરાંનો રસ, જવખાર અને મધ–પીવાથી ઉપર જણાવેલાં શૂળ મટે છે.

૧૩ શીતળા પકવવા માટે–બીજોરાંનાં કેશર (કુમળી કળીઓ) ખાટી કાંજી સાથે વાટીને ચોપડવાથી શીતળાના ફોલ્લા વહેલા પાકી જાય છે અને બળતરા પણ શાંત પડી જાય છે.

ભાવપ્રકાશ– ૧૪ હેડકીમાં–બીજોરાંનો સ્વરસ, મધ અને સંચળ મેળવીને પી જવાથી હેડકી બેસી જાય છે.

બંગસેન— ૧૫ ઉલટીમાં–બીજોરાંનો રસ, લાજા ( ડાંગરની ધાણી ) સાકર, પીપર અને મધ સાથે મેળવી ચાટી જવાથી ઉલટી શમી જાય છે.

૧૬ દાંતમાં પડેલા કરમ (જીવ)થી થતી વેદનામાં–બીજોરાંનાં મૂળનું ચૂર્ણ તેમ જ બાકુચીનું ચૂર્ણ–બન્ને સરખે વજને લઇને તેની પાણીમાં વાટીને વાટ કરવી. આ વાટ (वर्त्तिः) દુખતા દાંત આગળ રાખવાથી અને દાંત વડે વારંવાર ચાવવાથી–કૃમિજન્ય દંતરોગની વેદનાને મટાડે છે.

वक्तव्य—હૃદ્ય અને દીપ્તિ દશેમાનિમાં ચરકે માતુલુંગનો ઉલ્લેખ કરેલો છે. સૂત્રસ્થાન અધ્યાય ૨૭ માં તેના ગુણ પણ વર્ણવેલા છે. સુશ્રુતે પણ તેના ગુણોનું ઠીક વર્ણન કરેલું છે. ( सू. अ. ४६ ) ધન્વંતરિનિઘંટુકારે બરાબર તે જ શબ્દો ઉતારેલા છે. આથી ઘણાને એમ માનવાનું કારણ મળે છે કે સુશ્રુતસંહિતાનો લેખક અને ધન્વંતરિ નિઘંટુનો લેખક–બન્ને એક જ હોવા જોઇએ.

**Actions and Uses**—The juice, rind of the fruits and volatile oil are used in medicine. The peel is bitter tonic and stomachic, used for flavouring tinctures and infusions. It is also stimulent and carminative, given in indigestion, flatulence and as a corrective to purgatives. It is also extensively used to disguise the taste of medicines such as quinine, &c. The lemon juice is refrigerent, cooling and antiscorbutic, analogus to orange juice, but it contains more citric acid, less syrup and hence called acid of lem-

s. The juice taken internally enters the blood as alkaline citte, potassium salts and phosphoric acid. The citrates are partoxidized into carbonic acid and water. The potassium salts d phosphoric acid act upon the red corpuscles. They precipitate ic acid and thus promote the formation of calculi. If long connued the juice or citric acid impairs digestion and impoverishes e blood. It is supposed to dissolve organic matters in the sysm; hence used in the treatment of atheroma. The fresh juice useful in scurvy. It is an ingredient in many refrigerent and uretic effervescing drinks, used allaying febrile heat and thirst saponing restlessness promoting the action of the skin and dneys. It is given in inflammatory affections and in dyspepsia ith vomiting. Its power of conveying alkalies into the blood nders it useful in acute rheumatic affections, sciatica, lumbago c; also given in obesity in large quantities with good results. is often used with potassium bicarbonate and honey by the tives as a gargle in Diphtheria and sore-throat. Externally it lieves itching if applied in sun-burn, and to check post-partem emorrhage. The essential oil is a stimulating liniment for the lief of Rheumatic pains. The juice of baked lemon is used in lious affections and to stop diarrhœa.

( R. N. Khory II, pp. 125-26 ).

ભાવાર્થ—બીજોરાનાં બધાં જ અંગો દવામાં વપરાય છે. બીજોરાનાં સર ટીંકચર્સ અને કવાથોને સુગંધી આપવા માટે વપરાય છે. તે ઉષ્ણ અને તક્ષ્ણ હોવાથી અજીર્ણ, ગુલ્મ વિગેરેમાં તેમ જ રેચની દવાઓમાં રેચક દવાોની સુગ ઓછી કરવા માટે વપરાય છે. કવીનાઇન જેવી દવાઓનો સ્વાદ પાવવાને માટે તે વપરાય છે. બીજોરાનો રસ ઠંડો, સ્કર્વીને અટકાવનારો ને લહેજત આપનારો છે. નારંગીના રસ જેવો જ તે છે; પણ નારંગી કરતાં ામાં સાઇટ્રીક એસીડનું પ્રમાણ વધારે હોય છે, સીરપનું પ્રમાણ ઓછું હોય . બીજોરાંનો રસ ખોરાક તરિકે લેવાથી લોહીમાં તે પોટાસીયમ સૅાલ્ટ્સ અને સ્ફરીક એસીડ વિગેરે દ્વારા રૂપાંતરિત થઇને મળે છે. સાઇટ્રેટ્સ ઉપર ાકસીજનની ક્રિયા થાય છે અને તેથી કારબોનીક એસીડ અને પાણી જુદાં ડે છે. પોટાસીયમ સૅાલ્ટ્સ અને ફૉસ્ફરીક એસીડ લોહીનાં રક્તકણો ઉપર ણુ અસર કરે છે. આ રસના સેવનથી યુરીક એસીડ મૂત્રમાંથી બહાર નીકળે અને તેથી અશ્મરીસંચય થવા સંભવ છે. લીંબુના રસના લાંબા સેવનથી

પાચનક્રિયા અને લોહી બન્નેમાં વિકૃતિ થાય છે. શરીરની અંદર થયેલાં ગડગુંબડ વિગેરેને તે ઓગાળી નાખે છે અને તેથી તે અષ્ઠીલાદિ રોગમાં (atherma) હિતકર છે. સ્કર્વી (નાવિક રક્તપિત્ત)માં રસ ઉપયોગી છે. જ્વરમાં તૃષા લાગી હોય અથવા પ્રદાહની પીડા હોય તેમાં લહેજતદાર પીણા તરિકે ઉપયોગી મનાયલું છે. ચામડી વાટે તેથી પરસેવો, અને પેસાબ વાટે પેસાબ બહાર કાઢે છે. લોહીમાં અમ્લપ્રતિયોગી તત્ત્વો (alkalies) ઉમેરવાની તેની શક્તિને લીધે તે સંધિવામાં, ગૃધ્રસીમાં, કટીશુલમાં અને બીજા વાતરોગમાં સારૂં કામ કરે છે. મેદવૃદ્ધિમાં મોટી માત્રામાં તે ઉપયોગી છે. લીંબુનો રસ, જવખાર અને મધ સાથે ગળાનાં દરદોમાં અને મ્હોંમાં ચાંદીઓ પડી હોય તેમાં કોગળા કરવા માટે વપરાય છે. તડકાને લીધે લુ લાગી હોય તેમાં અને ખુજલીમાં બાહ્યોપચાર તરિકે રસ વપરાય છે. પ્રસવાન્ત રક્તસ્રાવ માટે પણ રસ હિતકર છે. આનું તેલ સંધિવાના દુઃખાવા માટે ઉત્તમ લેપની ગરજ સારે છે.

(બોરી. ભા. ૨. પા. ૧૨૫–૬)

ઉલ્લેખ—Indi. Medi. Plants p. 265.

---

## ૭૫ કોઠી

### N. O. Rutaceæ.

**નામો**– कपित्थ, दधित्थ, दधिफल, (સંસ્કૃત); કોઠું (ગુજરાતી); વુડ એપલ Wood apple (અંગ્રેજી); Feronia elephantum ફેરોનીયા ઍલીફેન્ટમ્ (લેટીન).

**परिचय—**

कपित्थके दधित्थस्तु ग्राहिफलसुगंधिकः ।
अक्षशस्यो दधिफलः चिरपाकी कपिप्रियः ॥
गंधपत्रः पुष्पफलो कंटी दंतशठस्तथा ॥

**गुणाः—**

कपित्थमाममस्वर्यं कफघ्नं ग्राहि वातलम् ।
कफानिलहरं पक्वं मधुराम्लरसं गुरु ॥
श्वासकासारुचिहरं तृष्णाघ्नं कण्ठशोधनम् ॥

॥ ध. नि. ॥

कपित्थो मधुराम्लश्च कषायस्तिक्तशीतलः ।
वृष्यः पित्तानिलं हन्ति संग्राही व्रणनाशनः ॥

॥ रा. नि. ॥

कपित्थमामं संग्राहि कषायं लघु लेखनम् ।
पक्कं गुरु तृषाहिक्काशमनं वातपित्तजित् ॥
स्यादल्पं तुवरं कण्ठशोधनं ग्राहि दुर्जरम् ॥

॥ भा. प्र. ॥

कपित्थमामं कण्ठघ्नं विषघ्नं ग्राहि वातलम् ।
मधुराम्लकषायत्वात् सौगन्ध्याच्च रुचिप्रदम् ॥
तदेव पक्कं दोषघ्नं गुरु ग्राहि विषापहम् ॥

॥ राजवल्लभः ॥

हिक्काकासं नाशयति बीजञ्च हृद्व्यथापहम् ।
शीर्षव्यथां विषञ्चैव विसर्पञ्चैव नाशयेत् ॥
बीजतैलञ्च तुवरं ग्राहकं स्वादुपित्तनुत् ।
आखोः विषं कफञ्चैव हिक्कां वान्तिञ्च नाशयेत् ।
विषनाशकरं पुष्पं पर्णं वान्त्यतिसारजित् ।
हिक्कां नाशयतीत्येवं प्रोक्तं पूर्वैः महर्षिभिः ॥

॥ नि. र. ॥

कपित्थं विषकण्ठघ्नमामं संग्राहि वातलम् ।
मधुराम्लकषायत्वात्सौगन्ध्याच्च रुचिप्रदम् ॥
परिपक्कं सदोषघ्नं विषघ्नं ग्राहि गुर्वपि ॥

॥ चरकः ॥

चरकः— १ अर्शःसु–दधित्थाबिल्वयूषम्वा ........ ॥ चि. ९

२ हिक्कायाम्–पिप्पलीमधुयुक्तौ वा रसौ धात्रीकपित्थयोः ॥ चि. अ–२१.

३ कण्ठगतविषे–कपित्थमामं ससितक्षौद्रं कण्ठगते विषे ॥ चि. अ–२९.

४ रक्तपित्ते–पत्रकल्कौ घृते भृष्टौ राजादनकपित्थयोः । पित्तानिलहरौ पेये सर्वश्चैवास्रपित्तजित् ॥ चि. अ–४.

सुश्रुतः— ५ विषसंसृष्टाञ्जनविकारे–कपित्थमेषशृंग्याश्च पुष्पं....॥क. अ–१

६ वमने—दधित्थरससंयुक्तां पिप्पलीं माक्षिकान्विताम् । मुहुर्मुहुर्नरो लीढ्वा छर्दिभ्यः प्रतिमुच्यते ॥ उ. अ. ४९.

७ न्यच्छव्यङ्गनीलिकासु—कपित्थराजादनयोः कल्कं वा हितमुच्यते ॥ चि. अ–२०.

वाग्भटः— ८ कफजकर्णरोगे—रसेन .... कपित्थस्य च पूरयेत् ॥ चि. अ–१८.

९ कफजे वमने—खादेत् कपित्थं सव्योषम् ॥ चि. अ–६.

भावप्रकाश— १० प्रवाहिकायाम्—धातकीबदरीपत्रं कपित्थं .... । .... एकतो दध्ना पिबेत् प्रवाहिकार्दितः ॥

शोढल— ११ नवनेत्रकोपे—.... दधित्थ .... ॥ प्रत्येकशो मधुयुतः स्वरसोऽञ्जनेन । कोपं नवं नयनयोः सहसैव हन्ति ॥

१२ कफपित्तमेहे—कपित्थपुष्पाणि च चूर्णितानि क्षौद्रेण लिह्यात्कफपित्तमेही ॥ ( प्रमेहाधिकारे ).

१३ अरोचकेषु—षाडवश्च कपित्थानां सव्योषमधुशार्करः । अरोचकेषु सर्वेषु प्रशस्तो धारितो मुखे ॥

वंगसेन— १४ प्रदरे—कपित्थवेणुपत्रञ्च सममेकत्र पेषयेत् । मधुना सह दातव्यं ताम्रप्रदरनाशनम् ॥ ( स्त्रीरोगाधिकारे ).

वैद्यमनोरमा— १५ हिक्कायाम्—कपित्थपत्राणि विमर्दितानि हिक्कासु जिघ्रेत् ॥

## વૈદકમાં કોઠીનો ઉપયોગ.

ચરક— ૧ હરસમાં—કોઠાનો અને બીલાનો યૂષ ( રાબડી ) આપવો. ચિ. ૯.

૨ હેડકીમાં—આંબળાનો અને કોઠાનો રસ પિપર અને મધ સાથે પીવાથી હેડકી મટે છે. કોઠીનો રસ એકલા મધ અને પીપર સાથે લેવાથી પણ હેડકી મટે છે. ચિ. અ. ૨૧

૩ કંઠમાં ઝેર ગયું હોય તો—કાચા કોઠાનો ગર્ભ સાકર અને મધ સાથે ચાટવો. ચિ. ૨૫

૪ રક્તપિત્તમાં—શયણ અને કોઠીનાં પાનના કલ્કને ઘીમાં શેકીને ખાવાથી સર્વ પ્રકારનાં રક્તપિત્ત મટે છે. ચિ. ૪

સુશ્રુત— ૫ અંજનમાં કોઈએ વિષ આપ્યું હોય તો–કોઠીનાં ફુલનો રસ આપવો. ક. ૧

૬ ઉલટીમાં–કોઠીના પાનનો રસ પીપર અને મધ સાથે વારંવાર ચાટવાથી ઉલટીમાંથી મુક્ત થવાય છે. ઊ. ૪૯

૭ ન્યચ્છવ્યંગ નીલિકામાં–કોઠીનાં પાન અને શયણનાં પાનનો રસ ચોપડવો. ચિ. ૨૦

વાગ્ભટ— ૮ કફજન્ય કાનના રોગમાં–કોઠીના પાનના રસથી કાન પૂરી દેવો. ચિ. ૧૮

૯ કફજન્ય વમનમાં–કોઠાના ગર્ભમાં ત્રિકટુ મેળવીને ખાવું. ચિ. ૬

ભાવપ્રકાશ ૧૦ મરડામાં–ધાવડીનાં, બોરડીનાં અને કોઠીનાં–એમ તે એકનાં પાન દહીં સાથે પીવાથી મરડામાં આરામ મળે છે.

શોઢલ— ૧૧ આંખ જોરથી ઉઠી આવી હોય તો–કોઠીના પાનના રસમાં તેટલું જ ચોકખું મધ ઉમેરીને તેનાં ટીપાં આંખમાં મૂકવાં–તુરત જ વેદના મટી જશે.

૧૨ કફપિત્તપ્રમેહમાં–કોઠીનાં ફુલનું ચૂર્ણ મધ સાથે ચાટવું.

૧૩ અરૂચિમાં–પાકા કોઠાનો ખાડવ બનાવી તેમાં ત્રિકટુ, મધ, સાકર નાખીને અરૂચિમાં ખાવું; અથવા મ્હોંમાં રાખી મૂકવું.

બંગસેન— ૧૪ પ્રદરમાં–કોઠીનાં અને વાંસનાં પાન સરખે વજને લેવાં. લીલાં હોય તો રસ કાઢવો. સૂકાં હોય તો ચૂર્ણ કરીને આપવું. મધ સાથે આપવું.

વૈદ્યમનોરમા–૧૫ હેડકીમાં–કોઠીનાં પાનને હાથમાં મસળીને સુંઘ્યા કરવાં; હેડકી મટશે.

**वक्तव्य**—ચરકનાં દશેમાનિમાં કપિત્થનો ઉલ્લેખ નથી. વિમાનસ્થાનના અમ્લ કે કષાયસ્કંધમાં પણ એનો ઉલ્લેખ નથી.

**Constituents**—The pulp contains a large quantity of citric acid with potash, lime, and iron. The leaves yield an essential oil similar to that obtained from bael leaves. (R. N. Khory.)

**Actions and Uses**—The young leaves are stomachic lithontriptic and carminative used in dyspepsia and diarrhœa, also used in lessening red sand from the urine. The unripe fruit is

astringent and like bael is used in diarrhœa and dysentery. The ripe fruit is refreshing, antiscorbutic, digestive and tonic; the syrup is used in salivation, sore throat and in strengthening the gums. The gum is a good substitute for gum-arabic, the mucilage is more viscid than that of gum-arabic, and is used with honey in diarrhœa, dysentery and to relieve tenesmus of the bowels. The pulp or the powdered rind is used as a local application for bites of venomous insects.

(R. N. Khory II, p. 130).

**ભાનાર્થ**—કોઠીનાં કુમળાં પાન પાચક, અશ્મરી-પથરીને વિખેરી નાખનાર અને આધ્માનહર છે, તથા અજીર્ણ, ગ્રહણી, અતિસાર વિગેરેમાં વપરાય છે. પેસાબમાંથી રક્તશર્કરા પડતી હોય તો તે ઓછી કરવાને કોઠીનાં કોમળ પાન અપાય છે. કાચું કોઠું સ્તંભક છે અને બીલાની માફક અતિસાર, ગ્રહણીમાં હિતકર છે. પાકું ફળ તૃપ્તિકર છે, નાવિક રક્તપિત્ત (Scurvy) ને મટાડનાર છે; પાચક અને બલ્ય છે. કોઠાનો શરબત ઘણી લાળ પડતી હોય તેમાં, ગળાના ચાંદામાં અને દાંતનાં પેઢાં મજબુત કરવા માટે ઉપયોગમાં લેવાય છે. કોઠીનો ગુંદર બાવળના ગુંદરનો પ્રતિનિધિ છે પણ બાવળના ગુંદર કરતાં આનો ગુંદર વધારે ઘાડ્ડ છે. કોઠીનો ગુંદર મધ સાથે અતિસાર, સંગ્રહણી અને મરડામાં હિતકર છે. કોઠાના ગર્ભનું બારીક ચૂર્ણ ઝેરી જીવડાં કરડયાં હોય તેની ઉપર ચોપડવામાં આવે છે.

(આર. એન. ખોરી. ભા. ૨. પા. ૧૩૦)

**નોંધ**—કપિત્થ મૂળ સ્વરસ દમવાળા માટે સારો છે એમ પૂ. અમૃતલાલભાઈ પટ્ટણીનું કહેવું છે. તેઓશ્રી કપિત્થમૂલત્વક્ ચૂર્ણ વાપરતા પણ હતા. અથર્વવેદમાં કપિત્થમૂલને વીર્યધારક અને શક્તિપ્રદ ગણાવેલાં છે. એનાં મૂળની ઠીક સ્તુતિ કરાયલી છે.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૧૨૫; રૂ. નિ. પા. ૨૦૬; N. p. 48; Watt III p. 324; Indi. Medi. Plants. p. 272.

---

## ૭૬ બીલી.

### No. Rutaceæ.

**નામો**—बिल्वः, श्रीफलः, मालूरः, शाण्डिल्यः, शैलूषः (સંસ્કૃત); બીલી (ગુજરાતી); બીલી, બેલ (મરાઠી); બેલ, સીલીફલ (હિંદી); બેલ (બંગાલી); Ægle marmelos—એગલ માર્મેલોસ્ (લૅટીન).

गुणाः— बिल्वमूलं त्रिदोषघ्नं छर्दिघ्नं मधुरं लघु ।
बिल्वस्य च फलं चाम्लं स्निग्धं संग्राहि दीपनम् ॥
कटु तिक्त कषायोष्णं तीक्ष्णं वातकफापहम् ।
विद्यात्तदेव पक्वं तु मधुरानुरसं गुरु ॥
विदाहि विष्टंभकरं दोषहृत् पूतिमारुतम् ॥

॥ ध० नि० ॥

बिल्वस्तु मधुरो हृद्यः कषायः पित्तजित् गुरुः ।
कफज्वरातिसारघ्नो रुचिकृद्दीपनः परः ॥
बिल्वमूलं त्रिदोषघ्नं मधुरं लघु वातनुत् ।
फलन्तु कोमलं स्निग्धं गुरु संग्राहि दीपनम् ॥
तदेव पक्वं विज्ञेयं मधुरं सरसं गुरु ।
कटुतिक्तकषायोष्णं संग्राहि च त्रिदोषजित् ॥

॥ रा० नि० ॥

श्रीफलस्तुवरस्तिक्तो ग्राही रूक्षोऽग्निपित्तजित् ।
वातश्लेष्महरो बल्यो लघुरुष्णश्च पाचनः ॥

॥ भा० प्र. ॥

तत्पत्रं कफवातामशूलघ्नं ग्राहि रोचनम् ।
निहन्याद्बिल्वजं पुष्पं अतिसारं तृषां वमिम् ॥
बिल्वमज्जाभवं तैलं उष्णं वातहरं परम् ।
काञ्जिके संस्थितं बिल्वं अग्निसंदीपनं परम् ॥
हृद्यं रुचिकरं प्रोक्तमामवातविनाशनम्
द्राक्षाबिल्वशिवादीनां फलं शुष्कं गुणाधिकम् ॥

॥ नि. र. ॥

प्रयोगाः— १ अर्शःसु—बिल्वोत्क्वाथे .... सुखोष्णे । तं शूलार्तमुपवेशयेत् ॥

नि· अ ०.

२ प्रवाहिकायाम्—कल्कः स्यात् बालबिल्वानां तिलकल्कश्च तत्समः । दध्नः सरोऽम्लस्नेहाढ्यः खडो हन्यात् प्रवाहिकाम् ॥

चि· अ - १०.

सुश्रुत— ३ स्कन्धग्रहप्रतिषेधार्थम्—.... बिल्वस्य कण्टकान् । .... ग्रथितान्येव धारयेत् ॥ उ–अ–२८.

४ पित्तरक्तोत्थिते अतिसारे—बिल्वमध्यं समधुकं शर्कराक्षौद्रसंयुतम् । तण्डुलाम्बुयुतो योगः पित्तरक्तोत्थितं जयेत् ॥ चि–अ–४०.

चक्रदत्त— ५ गात्रदौर्गन्ध्ये—बिल्वपत्ररसैर्वापि गात्रदौर्गन्ध्यनाशनः ॥

६ ग्रहण्याम्—श्रीफलशलाटुकल्को नागरचूर्णेन मिश्रितः सगुडः । ग्रहणीगदमत्युग्रं तक्रभुजा शीलितो जयति ॥

७ वमने—श्रीफलस्य....कषायो मधुसंयुतः । पेयः छर्दित्रये शीतः ॥

८ रक्तार्शःसु—.... किंवा बिल्वशलाटवः । योज्याः ॥

९ शोथे—बिल्वपत्ररसं पूतं सोषणं श्वयथौ त्रिजे । विट्संगे चैव दुर्नाम्नि विदध्यात् कामलास्वपि ॥

१० बाधिर्ये—फलं बिल्वस्य मूत्रेण पिष्ट्वा तैलं विपाचयेत् । साजाक्षीरं तद्धि हरेद्बाधिर्यं कर्णपूरणे ।

भावमिश्र— ११ आमशूले गुडेन भक्षयेत् बिल्वं रक्तातिसारनाशनम् । आमशूलविबन्धघ्नं कुक्षिरोगहरं परम् ॥

वंगसेन— १२ शिशोः छर्घ्यतिसारयोः—बिल्वमूलकषायेण लाजाश्चैव सशर्कराः । आलोड्य पाययेद्बालं छर्घ्यतिसारनाशनम् ॥

वैद्यमनोरमा —१३ विषमज्वरे—बन्दाको बिल्वभवः तक्रेण घृतेन वा प्रगे प्रीतः । विषमज्वरस्य विकृतिं जयेन्निःशेषमतिविषमाम् ॥

**વર્ણન—**બીલીનાં ઝાડ ૧૫ થી ૨૫ ફીટ ઉંચાં થાય છે. એની શાખાઓ ગાંઠા ગબડાવાળી અને આડીઅવળી નીકળેલી હોય છે. એનું થડ ભુરા રંગનું હોય છે. શાખાઓ પર મજબુત સીધા કાંટા હોય છે. પાન ત્રણ ત્રણ ભેળાં હોય છે. પાન આંતરે આંતરે હોય છે. પાનમાં લીંબુના પાનમાં હોય છે એવાં પારદર્શક સૂક્ષ્મબિંદુઓ ( pellucid glands ) હોય છે તેમાં સુગંધી તેલ ભર્યું હોય છે. પાનમાં સુવાસ હોય છે. મહાદેવજીને ચઢાવવા માટે તે જાણીતાં છે. પાન શિયાળે ખરી જાય છે, ને ચૈત્ર વૈશાખમાં પાછાં આવે છે. ચોમાસાની શરૂઆતમાં લીલાશ લેતા ધોળા રંગનાં ફુલો આવે છે. તે મધુરી વાસવાળાં હોય છે. ફલ કઠન, લંબગોળ કે ગોળાઈ લેતાં હોય છે. તેનું અથાણું

ને મુરબ્બો કરવામાં આવે છે. तुलसी श्रेयमाप्नोति बिल्वं च मोक्षसाधनम् ॥ આવી
બીલીની સ્તુતિ છે. વેદના વખતથી બીલી પવિત્ર મનાતી આવી છે.

## વૈદ્યકમાં બીલીનો ઉપયોગ

રક— ૧ હરસમાં–બીલીના મૂળના ક્વાથમાં હરસવાળાને બેસાડવો. ચિ. અ. ૬

૨ ઝાડામાં–કુળાં બીલાંનો ગર્ભ અને તેટલા જ તલ–આ બન્નેના ચૂર્ણને દહીંની તર સાથે, તેલ કે ઘી નાખીને પી જવું; ઝાડો મટશે. ચિ. ૧૦

શ્રુત— ૩ સ્કન્ધ નામનો ગ્રહ બચ્ચાંને લાગુ પડે છે તેમાં–બીલીના કાંટાને માળામાં પરોવીને ગળે તે માળા પહેરાવવી. ઊ. ૨૮

૪ રક્તાતિસાર અને પિત્તાતિસારમાં–કાચા બીલાના ગર્ભનું ચૂર્ણ અને જેઠીમધ; મધ, સાકર અને ચોખાના ધોવણ સાથે પીજવું. ઊ. અ. ૪૦

કૃદત્ત— ૫ શરીરમાંથી ગંધ મારતો પરસેવો આવતો હોય તો–બીલીના પાનનો રસ શરીરે ચોપડવો.

૬ ગ્રહણીમાં–કુમળાં બીલાંના ગર્ભનું ચૂર્ણ અને તેટલી જ સુંઠ–બન્ને છાશ સાથે ખાવાં. એકલી છાશ જ પીવી. ખાવું નહિ. સંગ્રહણી મટી જાય છે.

૭ ઉલટીમાં–બિલ્વમૂલનો ક્વાથ મધ નાખીને પીવાથી ત્રણે પ્રકારની ઉલટી શમી જાય છે.

૮ દુઝતા હરસમાં–બીલાનો ગર્ભ છાશ સાથે આપવો.

૯ સોજામાં–બીલીનાં પાનનો રસ મરી સાથે આપવો. ત્રણે જાતના સોજા, કમળો, હરસમાં ઝાડો અટકી જતો હોય તે–વિગેરે મટાડે છે.

૧૦ બહેરાપણામાં–ગોમૂત્રમાં બીલાંને વાટીને, તે બીલાંને તેલમાં ઉકાળી લેવાં–જે તેલ નીકળે તે તેલ કાનમાં પૂરવાથી બહેરાશ મટે છે.

ભાવપ્રકાશ–૧૧ આમશૂલમાં–કુળાં બીલાંના ગર્ભનું ચૂર્ણ ગોળ સાથે ખાવું.

વંગસેન— ૧૨ બચ્ચાંના ઉલટી તથા ઝાડાના રોગોમાં–બીલીના મૂળના ક્વાથમાં ફોફાં ( ડાંગરની ધાણી ) અને સાકરને પલાળીને બાળકને ખવડાવવું. ઝાડા ઉલટી મટશે.

**વૈદ્યમનોરમા–૧૩** વિષમજ્વરમાં–બીલી ઉપર થયેલો વાંદો વાટીને તેનો રસ કાઢીને સવારમાં છાશ કે ઘી સાથે પીવાથી વિષમજ્વર મટે છે.

**અભિપ્રાય**—કાચાં ફળના ગર્ભને મીઠા તેલમાં એક અઠવાડિયા સુધી પલાળી રાખવું; અને પછી આ તેલને નહાતા પહેલાં લગાડવામાં આવે તો શરીર ઉપર તથા પગનાં તળીયાંમાં થતો દાહ બંધ થાય છે અને દેશીઓમાં તે સાધારણ રીતે વપરાય છે.

( સરજન મેજર જોન લેંકેસ્ટર )

સળેખમ અને અતિસારમાં આ ફળો ઘણાં ઉપયોગી છે, પણ મ્હેં તેને તીક્ષ્ણ મરડામાં ઘણું થોડું વાપર્યું છે. તેનો સ્વાદ મનને આનંદદાયક નથી.

( સરજન મેજર. હાજલેટ–ઉત્તાકામાંડ )

લીલાં ફળોનો ગર્ભ શેકી નરમ કરીને, સાકરની સાથે મેળવીને, મરડામાં તથા અતિસારમાં આપવાથી ઉપયોગી છે. પાકાં ફળોનો શરબત સ્વાદિષ્ટ અને શીતળ છે, પણ પચવામાં ભારે છે, અને કેટલીક વખત હ્રદયદાહને તથા ખટાશને વધારનાર થઇ પડે છે.

( આસીસ્ટંટ સર્જન શીવચંદ્ર ભટ્ટાચાર્ય. )

જુના મરડામાં ઘણું ઉપયોગી છે, અને તીક્ષ્ણ મરડામાં એટલું ઉપયોગી નથી; કારણ કે આંતરત્વચાનો વરમ થયા પછી તેમાં તુરત જ ચાંદાં પડે છે.

( સરજન મેજર પારકર–મદ્રાસ. )

આનું ચૂર્ણ કરીને તીક્ષ્ણ વ્યાધિમાં વાપરવાથી સારી અસર કરે છે. જુના વ્યાધિમાં શરબત સારૂં કામ કરે છે. તીક્ષ્ણ મરડામાં ચૂર્ણ મોટી માત્રામાં આપવું જોઇએ. તેની પહેલી અસર એ થાય છે કે લોહી પડતું અટકે છે અને આમને પાડી નાખે છે. ઝાડા થવાનો જે કુદરતી નિયમ છે તેને ફેરવી નાખે છે, પણ ઝાડા ઓછા કરતું નથી. જો ઝાડા ઓછા કરવા હોય તો અફીણ સાથે આપવું. આનું ચૂર્ણ કારણ જણાયા સિવાયના ( ઇડીયોપેથીક ) ઉપલેપક ( હેક્ટીક ) અને ત્રિદોષજ્વર ( ટાઇફોઇડ )ના તાવ ઉતારવામાં ઉપયોગી છે. આવા પ્રકારના તાવની ટેમ્પરેચર જ્યારે ઘણી વધી ગઇ હોય ત્યારે આ ચૂર્ણ આપવાથી એકદમ ઓછી થઇ જાય છે. મરડામાં ચૂર્ણની માત્રા ૨૦ ગ્રેનથી ૧ ડ્રામ સુધી ચોવીસ કલાકમાં ચાર પાંચ અથવા છ વખત આપવું. બીજા વ્યાધિઓમાં ૧૦ થી ૨૦ ગ્રેન સુધી આપવું. શરબતનું વજન ૨ થી ૪ અગર ૬ ફલુઇડ ડ્રામ ચોવીસ કલાકમાં ૩ થી ૪ વખત આપવું.

( ડૉ. મુઇદ્દીન શરીફ )

કાચાં ફળોને ચુલાની અંદર થોડાં શેકી પછી તે આખાં ફળ છાલ સાથે ખાંડી તેમાં પાણી મેળવી ગાળી લેવું અને જુના મરડાના કેસમાં આ પાણી થોડા ગોળ સાથે મોટા વજનમાં પાવું.

( સરજનમેજર થૉમસન્–મદ્રાસ. )

આનાં પાંદડાં પાણી સિવાય એમને એમ વાટી તેની ઠંડે ઠંડી લુપડી બનાવી તેને સડેલાં ચાંદાં પર લગાવવાથી ઘણી અસરકારક બને છે.

( આ. સ. આનંદચંદ્ર મુકરજી. નાખોલી. )

પાંદડાના રસમાં સારક અસર છે. ( સરજન કે. ડી. ઘોષ. બંકુરા )

**વક્તવ્ય**—ચરકે અર્શોઘ્ન, આસ્થાપનોપગ, અનુવાસનોપગ અને શોથહર દશેમાનિમાં બિલ્વનો ઉલ્લેખ કરેલો છે. बिल्वं संग्राहकदीपनीयवातकफप्रशमनानाम् ( सू. २५–३३ ). મૂલાસવમાં છે. बिल्वपत्रं तु वातनुत् ( सू. २७ १०२ ). બીલાના ગુણ આપેલા છે. ( सू. २७–१३२ ). સુવાવડીના ઓરડામાં બીલ્વકાષ્ઠ રાખવાનું કહ્યું છે. પલંગ પણ બિલ્વના બનાવેલા જ વાપરવાનું કહેલું છે. ( शा. ८–७९ ) ઑર ન પડી હોય તો કુષ્ઠ અને તાલીસનો કલ્ક બિલ્વયૂષ સાથે આપવાનું કહેલું છે. ( शा. ८–९०–९१ ) બિલ્વતૈલનો ઉલ્લેખ છે. ( સૂ–૧૩–૮ )

વરૂણાદિગણમાં **સુશ્રુતે** બિલ્વનો ઉલ્લેખ કર્યો છે. મેધાયુષ્કામીય અધ્યાયમાં अथ आयुष्कामीयं वक्ष्यामः એ મથાળા નીચે નીચેનો કલ્પ આપેલો છેઃ–

मन्त्रौषधसमायुक्तं संवत्सरफलप्रदम् ।
बिल्वस्यचूर्णं पुष्ये तु हुतं वारान् सहस्रशः ॥ ९
श्रीसूक्तेन नरः कल्ये समुवर्णं दिने दिने ।
सर्पिः मधुयुतं लिह्यादलक्ष्मीनाशनं परम् ॥ १०
त्वचं बिल्वस्य मूलस्य मूलकाथं दिने दिने ।
प्राश्नीयात् पयसा सार्धं स्नात्वा हुत्वा समाहितः ॥ ११
दशसाहस्रमायुष्यं स्मृतं युक्तरथं भवेत् ॥

चि. २८–९–११

ઋગ્વેદોક્ત શ્રીસૂક્ત બોલીને પછીથી બિલ્વમૂલનો કવાથ અથવા છાલનું ચૂર્ણ ખાવાનું છે. સાથે સુવર્ણ લેવાય તો ઘણું જ સારૂં.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૧૨૬; રૂ. નિ. પા. ૪૫; N. p. 48; Watt I p. 117; વનસ્પતિ ગુણાદર્શ પા. ૫૩૯; Indi. Medi. Plants pp. 273 to 279.

# इंगुद्यादि वर्ग

## N. O. Simarubeæ.

### ૭૬ અરલવો.

**નામો**—अरलु, महानिम्ब ( સંસ્કૃત ); અરલવો, અરડુસો ( ગુજરાતી ); અડુલસા, મહારૂખ ( મરાઠી ); મહાનિંબ ( હિંદી ); Ailantus excelsa—એઈલેન્ટસ્ એકસેલ્સા ( લેટીન ).

**परिचय**— निंबाकारदलो विष्वक् मल्लूकः पंक्तिपत्रकः ।
प्रसिद्धो भंगुरोऽथागोऽङ्कुशो देशभाषया ॥
॥ नि. सं ॥

**गुणाः**— अरलुः कफहृद्ग्राही दीपनो क्रमिकुष्ठहृत् ।
कटुकः शीतलः तिक्तो बस्तिरोगहरः परः ॥
पित्तश्लेष्मामवातातीसारकासादिकं जयेत् ।
ग्राही तिक्तोऽनिलश्लेष्मपित्तकामामनाशनः ।
सन्निपातज्वरतृष्णात्रिदोषारुचिनाशनः ॥
॥ नि. र ॥

श्योनाकयुगलं तिक्तं शीतलं च त्रिदोषजित् ।
पित्तश्लेष्मातिसारघ्नं सन्निपातज्वरापहम् ॥
॥ रा. नि ॥

**निघंटुरत्नाकर**—१ **अतिसारे**—पुटपाकविधानेन रसो निष्काश्य भक्षितः । चिरंतनमतीसारं नाशयेदिति कीर्तितः ॥

**सुश्रुत**— २ **पूतनाप्रतिषेधे**—कपोतवंकारलुको....। योज्याः स्युः बालानां परिषेचने ॥ ऊ. ३२-३

**वाग्भट**— ३ **कर्णशूले**—रसैः कवोष्णैस्तद्वच्च मूलकस्यारलोरपि ॥ ऊ १८-२

**વર્ણન**—અરડુસાનાં ઝાડ ગુજરાતમાં ઘણી જગાએ થતાં દેખાય છે. તે લીંબડા જેટલાં ઉંચાં હોય છે. ઘણું કરીને સીધાં વધેલાં અને થોડી શાખાઓવાળાં હોય છે. એનાં થડ અને શાખાઓનો રંગ ભસ્મી હોય છે, અને તે પર ખરી ગએલાં પાનના, તળિયે હૃદયાકૃતિના અને મથાળે સાંકડા થતા ડાઘ રહી ગયેલા જણાય છે. પાન ૪ થી ૫ ફુટ લાંબાં, ઘણું કરી શાખાઓના

છેડા પાસે લીંબડાની પેઠે આવેલાં હોય છે. ફુલ પીળાશ લેતાં લીલા રંગનાં શિયાળે આવે છે, અને ફળ પાંખવાળાં હોય છે. તે લગભગ ઉન્હાળા આખર કે ચોમાસે પાકે છે. એના ઉપર બહુજાતીય ફુલો આવે છે. પુકેસરો ૧૦ અને સ્ત્રીકેસર ૧ હોય છે. ફળ પાતળી શીંગો જેવાં હોય છે. ડાંડીઓ પોચી અને બટકણી હોય છે. પાન આંતરે આવેલાં હોય છે. મુખ્ય ડીંટડી ઉપર લીંબડાનાં પાનની માફક બહુધા તેવા જ પ્રકારનાં પણ તેથી ઘણાં મોટાં ૨૪ થી ૩૦ દલ કે પાન ( leaflets ) સામસામાં આવેલાં હોય છે. મુખ્ય ડીંટડી ઉપર પીળાશ લેતા લીલા રંગની મખમલી રૂવાંટી હોય છે. પાનની બન્ને બાજુએ પણ રૂવાંટી આવેલી હોવાથી તે સુંવાળાં લાગે છે. પાનની ઉપરની સપાટીનો રંગ લીલો કે ઘેરો લીલો અને નીચેની સપાટીનો પીળાશ લેતો ફીક્કો લીલો હોય છે. એનાં પાનમાં ઉગ્ર વાસ હોય છે.

## વૈદ્યકમાં અરલુનો ઉપયોગ

નિઘંટરત્નાકર—૧ **અતિસારમાં**-અરડુસાના ઝાડની છાલને પુટપાકની વિધિથી પકાવીને તેનો રસ કાઢી મધ સાથે સેવન કરવાથી ગમે તેટલા લાંબા વખતનો ઝાડો-અતિસાર મટાડે છે એમ કહેવાય છે.

સુશ્રુત—૨ **પૂતનાપ્રતિષેધમાં**-બાળકોને પુતના નામનો ગ્રહ લાગુ પડે છે ત્યારે આની છાલના ઉકાળાથી બાળકને નવડાવવું.

વાગ્ભટ—૩ **કાનના ચસકામાં**-છાલમાંથી પુટપાક વિધિથી કાઢેલો રસ કાનમાં નાખવાથી કર્ણશૂલ મટે છે.

**વક્તવ્ય**—રાજનિઘંટુકાર श्योनाकयुगलं ગણાવે છે. એક શ્યોનાક આપણો અરડુસો અને બીજો ટેંટુ હોવો જોઇએ એવો અર્થ નીકળી શકે છે. અમર કોષથી માંડીને અત્યાર લગીના તમામ ગ્રંથમાં अरलु, श्योनाक, टिण्टुकः એ બધા એકજ ઝાડના પર્યાયો તરિકે વપરાતા આવ્યા છે. કોઇએ મોટા અરડુસાને અને ટેંટુને નોખું પાડયું હોય તો તે રા. રા. મુ. જયકૃષ્ણભાઈએજ. સ્વ. કતાભટ્ટે પણ અરલુ, ટેંટુ બધાનો ખીચડો કરેલો છે. "વનસ્પતિગુણાદર્શ"માં अरलु, श्योनाक, टुंटुक, पृथुशिंब વિગેરે સંસ્કૃત નામો સાથે લેટીન નામ એઇલેંથસ એકસેલ્સા રાખ્યું છે. વર્ણન કરતી વખતે અરડુસાનું કરે છે. ડલ્હણ વિગેરે બધા ટીકાકારોએ પણ 'टुण्टुकः श्योनाकः' એમ લખેલું છે.

**ચરકમાં**—अरलु શબ્દ વપરાયલો મને જડયો નથી. श्योनाक टुण्टुक વિગેરે શબ્દો છે ખરા. ટીકાકાર ચક્રપાણિદત્તે પણ શ્યોનાક અને ટુંટુકનો ભેદ

દર્શાવેલો નથી. સુશ્રુતમાં અરલુ શબ્દ ત્રણ જગોએ વપરાયલો છે. પૂતનાપ્રતિષેધમાં, અતિસારમાં અને કલ્પસ્થાનના દંદુભિસ્વનીય અધ્યાયમાં. અમોએ અત્રે અરલુને જ ફક્ત મોટો અરડુસો ગણ્યો છે; શ્યોનાક, ટુંટુક વિગેરે નામો ટેંટા માટે રાખેલાં છે.

યૂરોપીય ડૉકટરોએ આ બન્ને ઝાડોને સારી રીતે સ્પષ્ટ રીતે નોખાં નોખાં વર્ણવેલાં છે, અને ઉપયોગ પણ કરી જોયેલો છે. આવા અગત્યના ઝાડને ચરક સુશ્રુતે સ્વતંત્ર રીતે એક પણ જગોએ નથી વાપર્યું એ ધ્યાન રાખવાનું છે.

**નવ્યમત**—" છાલ ઉત્તેજક છે, અને જુના અજીર્ણાશના વ્યાધિમાં વપરાય છે. આને નબળાઈમાં રૂચિકર શક્તિવર્ધક ગણવામાં આવ્યું છે, તથા તે કફઘ્ન તેમ જ સ્નાયુ શૈથિલ્યકૃત્ છે અને જુની ખાંસીમાં તથા દમના વ્યાધિમાં અપાય છે."

( બોમ્બે ગૅઝેટ. વૉ–૬ પા. ૧૫ )

" છાલમાં તમતમાટવાળો ખુશનુમા સ્વાદ છે અને દેશી વૈદ્યો આનો ફાંટ ત્રણ ઔંસ સુધી જુના અજીર્ણમાં આપે છે એમ એઇન્સ્લી જણાવે છે. તેને માટે ડૉ. ડીમક જણાવે છે કે ઉપલું વર્ણન ભાગ્યે જ સાચું છે, કારણ કે આની છાલ કવાશ્યાના જેવી કડવી હોય છે સંસ્કૃત ગ્રંથકારોનું પણ એમ જ માનવું છે અને તેને વાપરનારા દેશી વૈદ્યોને પણ એ જાણીતું છે કે એની છાલનો સ્વાદ કડવો હોય છે. મુંબાઈ ઇલાકામાં પ્રસૂતિ થયા પછીની નબળાઇમાં ખાસ કરીને આની છાલ તથા પાંદડાં ટૉનીક તરિકે ઉપયોગમાં લેવામાં ઉત્તમ ગણાય છે."

સ્વ. ડૉકટર નારાયણ દાજીએ આમાંથી ' એલેન્ટીક એસીડ ' નામનું એક તત્ત્વ કાઢયું છે જે ૧ થી ૩ ગ્રેનના ડોઝમાં ટૉનીક અને ચિરગુણકારી પૌષ્ટિક તરિકે આપી શકાય છે. મી. ડેવીડ હુપરે ( એફ. એલ. એસ ) ફરીથી આની છાલને તપાસીને જાહેર કર્યું છે કે ( Pharm, Journal IV 1322. 26th Oct. 1895 ) એઈલેન્ટીક એસીડને એસીડ નહિ ગણતાં કવેસીનના વર્ગમાં મુકવુ જોઇએ. ( જુઓ. ડૉ. કનૈયાલાલકૃત ઈન્ડીજીનસ ડ્રગ્ઝ ઓફ ઈન્ડીયા પા. ૩૪૦ )

**Medicinal Uses**—The bark as well as the leaves are in great repute as a tonic especially in debility after child-birth. They also possess febrifuge properties and are useful in dyspeptic complaints.

( Indig Drugs p. 15. )

ભાવાર્થ—સુવાવડ પછી છાલ અને પાનનો ઉકાળો પીવાથી શક્તિ આવે એમ મનાય છે. તાવ અટકાવવામાં તેમ જ અજીર્ણ, અતિસાર જેવાં દરદોમાં ણુ તે ઉપયોગી મનાય છે.

( ઇન્ડીજીનસ ડ્રગ્ઝ પા. ૧૫ )

નોટ—આની છાલ સુગંધી છે અને તે અજીર્ણનાં દરદોમાં ઉપયોગી છે. ાશક્તિમાં તે શક્તિપ્રદ અને જ્વરઘ્ન પણ મનાય છે. છાલ કફઘ્ન અને ાક્ષેપહર ( Antispasmodic ) છે. તે વરાધ અને દમમાં આપવામાં આવે છે.

" મુંબાઈમાં આ ઝાડની છાલ અને પાંદડાં બલ્ય ગણાય છે; પ્રસવ પછીની બળાઇમાં આ ખાસ ઉપયોગી લેખાય છે. કોંકણમાં પાનનો રસ ઘણું કરીને ીરમાં નાખીને અપાય છે, અથવા તાજી લીલી છાલનો રસ નાળીયેરના પાણી ાથે અને ગોળ સાથે અથવા મધમાં કે સુગંધી દ્રવ્યો સાથે અપાય છે. પ્રસવ છીની વેદના આથી શાંત થઇ જાય છે એમ કહેવાય છે. " (ડીમક).

આમાતિસાર, સંગ્રહણી વિગેરેમાં ગ્રાહી તરિકે ઉપયોગી છે.

" સ્વ—નારાયણ દાજીએ આમાંથી ઉપયોગી તત્ત્વ ( Acid principle ) ૃદું પાડીને તેનું નામ 'એઇલેન્થીક એસીડ' રાખ્યું છે. આ ઍસીડ ૧ l ૩ ગ્રેનની માત્રામાં આપી શકાય છે, એને તે બલ્ય તેમ જ રસાયન ણાય છે. મોટી માત્રામાં આ એસીડ લેવાથી વવમિષા, ઉલટી અને રેચ ાગે છે. કબજીયાત સાથેના અજીર્ણમાં એમણે એનો ઉપયોગ કરવા ૂચવ્યું છે. "

( જી. બીડી. )

( Indian medicinal Plants p. 281. )

ઉલ્લેખ—વનસ્પાત ગુણાદર્શ પા. ૩૧૮; વ. શા. પા. ૧૨૯; રૂ. નિ. ι. ૪૮; N. p. 50; Watt I p. 148; Indig. Drugs p. I5; Indi. edi.. Plants. p. 280.

---

## ૭૮ ઇંઘોરીયો

### N. O. Simarubeæ.

નામો—इंगुदी, तैलफला, दीर्घकंटा, तापसवृक्षः ( સંસ્કૃત ); ઇંઘોરીયો ગુજરાતી ); હિંગણબેટ ( મરાઠી ); હિંગોટ ( હિંદી ); બૅલેનાઇટ્સ રૉક્સ-ર્ઘીઆઇ—Balanites Roxburghii ( લેટીન ).

નિ. ૨૯.

परिचय— इंगुदी दीर्घकंटा च सितांगुलिदला मता ।
दारूपमफला चैव तैलबीजा महीरुहा ॥

॥ शिवदत्तः ॥

गुणाः— इंगुदः कुष्ठभूतादिग्रहव्रणविषक्रुमीन् ।
हन्त्युष्णः श्वित्रशूलघ्नः तिक्तकः कटुपाकवान् ॥

॥ भा. प्र. ॥

इंगुदी कफरक्तामग्रंथिघ्नी स्याद्व्रणे हिता ।
ऐंगुदं स्वादु तिक्तं च स्निग्धोष्णं श्लेष्मवातजित् ॥

॥ शोढलः ॥

इंगुद्याः फलमज्जको जलयुतो लेपो मुखे कांतिदो

॥ वैद्यजीवन ॥

इंगुदी मदगंधा स्यात् कटूष्णा फेनिला लघुः ।
रसायनी हन्ति जंतुवातामयकफव्रणान् ॥

॥ रा. नि. ॥

इंगुदं तिक्तमधुरं स्निग्धोष्णं कफवातजित् ॥

॥ चरक ॥ सू २७–१४०

चरक— १ कुष्टेषु—....तैलान्यथेङ्गुदीनाञ्च कुष्टेषु हितान्याहुः ॥ चि. ७–११६

सुश्रुत— २ मूषिकाविषे–शिरीषेङ्गुदकल्कन्तु लिह्यात्तत्र समाक्षिकम् ॥ क. ७–१२

३ रक्तपित्ते–मज्जानमिङ्गुदस्यैवं पिबेन्मधुकसंयुतम् ॥ उ. ४५

४ दुष्टव्रणे–इंगुदीस्नेहः....दुष्टव्रणेषूपयुज्यते ॥ चि ३१–५

राजमार्तण्ड— ५ व्यंगे–इंगुदीफलसमुद्भवमज्जा पेषिताऽतिशिशिरेण जलेन । एकविंशतिदिनप्रविलिप्ता व्यंगमाननभवं परिमार्ष्टि ॥

**વર્ણન**—ઇંગોરીયાનાં ઝાડ બહુ મોટાં નથી થતાં. સાધારણ રીતે ૧૦ થી ૨૦ ફુટ સુધી તે ઉંચાં હોય છે. એના ઉપર કાંટા હોય છે. એનાં ફળને ઇંગોરીમાં કહે છે. ફળ લંબગોળ, કઠિન હોય છે. ફળ કાચાં હોય છે ત્યારે

લીલાંછમ હોય છે, પાકે છે ત્યારે ઉપરની છાલ પીળા રંગની થઈ જાય છે. પાકેલા ફલની છાલ નીચેથી ગોળ જેવો રતાશ લેતો રસ જણાય છે. અંદર કઠિન પત્થર જેવી ગોટલી હોય છે; તેને ફોડવાથી તેમાંથી ગર્ભ નીકળે છે. એમાંથી તેલ કાઢવામાં આવે છે, જે ધારાં ચાંદાં રૂઝાવવાને માટે છુટથી વપરાય છે. એનો ગોળ દુખતી દાઢ નીચે દાબવાના કામમાં આવે છે. ફલ ગલી દંડાની રમતમાં મોઇની ગરજ સારે છે. પંચમહાલ તરફ એનાં ઝાડ વધુ પ્રમાણમાં દેખાય છે.

### વૈદ્યકમાં ઇંઘોરીયાનો ઉપયોગ

ચરક— (૧) કુષ્ઠમાં–ઇંઘોરીયાનું તેલ કુષ્ઠમાં હિતકર છે. ચિ. ૭–૧૧૬

સુશ્રુત— (૨) ઉંદરના ઝેરમાં–કાળીયા સરસ અને ઇંઘોરીયાનો ગર્ભ–બન્ને સમાન વજને મધ સાથે ચાટવું. ક. ૭–૧૨

(૩) રક્તપિત્તમાં–ઇંઘોરીયાની મજ્જા જેઠીમધ સાથે ફાકવી. ઊ. ૪૫–૨૬

(૪) દુષ્ટવ્રણમાં–ઇંઘોરીયાનું તેલ ઘા રૂઝાવે છે. ચિ. ૨૧–૫

રાજમાર્તંડ– (૫) વ્યંગમાં–ઇંઘોરીયાના ફલની છાલ નીચે થતો રતાશ પડતો ગોળ, ઠંડા પાણીમાં વાટીને એકવીસ દિવસ સુધી મુખ ઉપર ચોપડવો, આથી વ્યંગ ભુંસાઈ જાય છે. (કાળાં ચાઠાં મ્હોં ઉપર પડે છે તે વ્યંગ.)

**વક્તવ્ય**—ચરકમાં શિષ્યોપનયન પ્રસંગે વેદીમાં ઇંગુદીકાષ્ઠ નાખવાનું લખેલું છે ( વિ. ૮–૭ ). શિરોવિરેચનમાં ઇંગુદીત્વક્ ગણાવેલી છે. ( વિ. ૮–૧૭૪ ). સુવાવડીના ઓરડામાં પણ ઇંગુદીકાષ્ઠ વાપરવાની ભલામણ ચરકે કરેલી છે. ( શા. ૮–૭૭ ). ઇંગુદીક્ષારમાં લોહ બનાવવાનું ચરકે લખેલું છે. (ચિ. ૧–૧૧૩).

સુશ્રુતે શ્લેષ્મસંશમન વર્ગમાં ઇંગુદી ગણાવી છે ( સૂ. ૩૯–૯ ). ઇંગુદીફલતૈલના ગુણ સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫ મા અધ્યાયમાં વર્ણવેલા છે. રોમશાતન માટે બીજાં સાથે ઇંગુદી બીજ પણ સુશ્રુતમાં વપરાયલાં જણાય છે ( ચિ. ૧–૧૦૭ ). કાસઘ્ન ધૂમવર્તિમાં બીજાં દ્રવ્યો સાથે ચરકસુશ્રુત બન્નેએ ઇંગુદી વાપરેલી છે. અર્કાદિગણમાં ઇંગુદી આવે છે. કર્ણપાલીના રોગમાં करंजइंगुदी बीजैर्वा लेपः ( ચિ. ૨૫–૨૨ ). જણાવેલું છે. કર્ણગતરોગપ્રતિષેધ અધ્યાયમાં इंगुदीसर्षपस्नेहौ सकफे पूरणे हितौ ॥ લખેલું છે.

ઘણા પ્રાચીન સમયથી ઇંગુદી પરિચિત છે. માલિનીતીરશોભી કણ્વ આશ્રમના વર્ણનમાં કવિશ્રી કાલિદાસ કહે છે–" प्रस्निग्धाः क्वचिदिङ्गुदीफलभिदः

सृच्यन्त एवोपलाः । ” વિદૂષક દુષ્યન્તને કહે છે: “ मा कस्यापि तपस्विनः इंगुदीतैलमिश्रचिक्कणशीर्षस्य हस्ते पतिष्यति ” વિગેરે.

**Constituents**—The bark yields a principle allied to saponin. From the seeds is extracted the oil known as Zachun or Zaitum oil of Africa. The oil resembles that of Arachis hypogœa; it congeals at zero. It contains fatty acids. It is a slow drying oil and becomes white when exposed to the sunlight. The pulp contains an organic acid, saponin, mucilage and sugar.

**Actions and Uses**—Leaves acrid, purgative, anthelmintic and expectorant; used in worms in children, cough and irritation of the throat. It is a good emulsifier. In action it resembles senega. The oil expressed from the seeds is applied to burns and excoriations, and also to freckles.

(R. N. Khory, II p. 143–4.)

**ભાવાર્થ**—ઇંઘોરીયાનાં પાન કટુ, ઉષ્ણ, વિરેચક, કૃમિઘ્ન, અને કફનિઃસારક છે. બાળકોના કૃમિમાં, ખાંસીમાં અને કંઠના વરમમાં વપરાય છે. ઇંઘોરીયાનાં પાનનો ગુણ ‘સેનેગા’ જેવો છે. બહુ તાપને લીધે કે અગ્નિને લીધે શરીર દાઝી ગયું હોય તો ઇંગુદી તેલ હિતકર છે.

( ખોરી. ભા. ૨. પા. ૧૪૩–૪ )

**નોટ**—સરજન પારકર (પુણા)ના મત પ્રમાણે બીજ ચુંકમાં (Colic) ઉપયોગી છે. ( Watt's Dictionary Vol. I ).

બી કફમાં અપાય છે. છાલ, કાચાં ફળ અને પાંદડાં તીખાં અને કડવાં હોય છે. તે રેચક છે અને તેનામાં કૃમિઘ્ન શક્તિ છે. આફ્રીકાના આરબો ફલનો ગરબ શોધક ( detergent ) તરીકે અને છાલને માછલાંને ઝેર દેવા માટે વાપરે છે.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૧૩૦, રૂ. નિ. પા. ૫૧૩; N. P. 50. Watt I, p. 363; Indi. Medi. Plants p. 289.

# गुग्गुल्वादि वर्ग

## N. O. Burseraceæ.

### ૭૯ ગુગળ

गुग्गुलुः, पलंकषा, पुरः, महिषाक्षः, कालनिर्यासः ( સંસ્કૃત ); ગુગળ, ભેંસોળ ( ગુજરાતી ); ગુગલ ( મરાઠી ); ગુગ્ગુલ ( બેંગાલી ); Indian dellium–ઈન્ડીઅન ડેલીયમ્ ( અંગ્રેજી );–Balsamodendron Mukul–બાલ્સેમોડેન્ડ્રોન મુકુલ ( લેટીન ).

गा:— सुगंधिः सुलघुः सूक्ष्मस्तीक्ष्णोष्णः कटुको रसः ।
कटुपाकः सरो हृद्यो गुग्गुलुः स्निग्धपिच्छिलः ॥
स ' नवो ' बृंहणो वृष्यः ' पुराण 'स्त्वपकर्षणः ।
तैक्ष्णौष्ण्यात् कफवातघ्नः सरत्वात् मलपित्तनुत् ॥
सौगन्ध्यात् पूतिकोष्टघ्नः सौक्ष्म्याच्चानलदीपनः ॥

॥ सुश्रुतः ॥

गुग्गुलुः पिच्छिलः प्रोक्तः कटुस्तिक्तः कषायवान् ।
वर्ण्यः स्वर्यो लघुः सूक्ष्मो रूक्षो वातबलासजित् ॥
गुग्गुलुः प्रथितः स्निग्धः सरोष्णोऽथ कफानिल–
बस्तिमेदोव्रणान्मेहशोफभूतविकारजित् ॥
गुग्गुलु र्विशदस्तीक्ष्णः कषायः पिच्छिलः कटुः ।
वर्ण्यः स्वर्यो लघुः भेदी स्निग्धो वातबलासजित् ॥
स ' नवो ' बृंहणो वृष्यः ' पुराण 'स्त्वतिलेखनः ।

॥ ध. नि. ॥

गुग्गुलुः कटुतिक्तोष्णः कफमारुतकासजित् ।
कृमिवातोदरप्लीहशोफार्शोघ्नो रसायनः ॥
गुग्गुलु र्भूमिजस्तिक्तः कटूष्णः कफवातजित् ।
उमाप्रियश्च भूतघ्नो मध्यः सौरभ्यदः सदा ॥

॥ रा. नि. ॥

' महिषाक्षो ' ' महानीलः ' ' कुमुदः ' ' पद्म ' इत्यपि ।
' हिरण्यः ' पञ्चमो ज्ञेयो गुग्गुलोः पंचजातयः ॥

भृंगाञ्जनसवर्णस्तु ' महिषाक्ष ' इति स्मृतः ।
' महानील 'स्तु विज्ञेयः स्वनामसमलक्षणः ॥

' कुमुदः ' कुमुदाभः स्यात् ' पद्मो ' माणिक्यसंनिभः ।
' हिरण्याक्ष 'स्तु हेमाभः पंचानां लिङ्गमीरितम् ॥

' महिषाक्षो ' ' महानीलो ' गजेन्द्राणां हितावुभौ ।
हयानां ' कुमुदः ' ' पद्मः ' स्वस्त्यारोग्यकरौ परौ ॥

विशेषेण मनुष्याणां ' कनकः ' परिकीर्तितः ।
अभावान्महिषाक्षश्च मतः कैश्चिन्नृणामपि ॥

गुग्गुलुः विशदस्तिक्तो वीर्योष्णः पित्तलः सरः ।
भग्नसन्धानकृद्वृष्यः कफवातव्रणापचीः ॥

मेदोमेहाश्मवातांश्च क्लेदकुष्ठाममारुतान् ।
पीडकाग्रन्थिशोफार्शगण्डमालाक्रिमीन् जयेत् ॥

माधुर्याच्छमयेद्वातं कषायत्वाच्च पित्तहा ।
तिक्तत्वात् कफजित्तेन गुग्गुलुः सर्वदोषहा ॥

स ' नवो बृंहणो वृष्यः ' पुराण 'स्त्वतिलेखनः ।
स्निग्धः काञ्चनसंकाशः पक्वजंबूफलोपमः ॥

' नूतनो ' गुग्गुलुः प्रोक्तः सुगंधिः यस्तु पिच्छिलः ।
शुष्को दुर्गंधिकश्चैव त्यक्तप्रकृतवर्णकः ।
' पुराणः ' स तु विज्ञेयः गुग्गुलुः वीर्यवर्जितः ॥

अम्लं तीक्ष्णमजीर्णं च व्यवायं श्रममातपम् ।
मद्यं चैव त्यजेत् सम्यग् गुणार्थी पुरसेवकः ॥

जायन्ते पुरपादपा मरुभुवि ग्रीष्मेऽर्कसंतापिता
शीतार्त्ता शिशिरेऽपि गुग्गुलुरसं मुञ्चन्ति ते पंचधा ।
हेमाभं महिषाक्षतुल्यमपरं सत्पद्मरागोपमम् ।
भृंगाभं कुमुदद्युतिश्च विधिना ग्राह्या ' परीक्षा ' ततः ॥

वन्हौ ज्वलन्ति तपने विलयं प्रयान्ति, क्लिद्यन्ति कोष्णसलिले पयसः समानाः।
ग्राह्याः शुभाः परिहरेच्चिरकालजातानङ्गारवर्णसमपूर्वकगंधवर्णान् ॥
॥ भा. प्र ॥

चरक— १ उदरे–शिलाजतुविधानेन गुग्गुलुं वा प्रयोजयेत् ॥ चि. अ. १८

सुश्रुत— २ उरुस्तंभे–मूत्रैर्वा गुग्गुलुं श्रेष्ठम् ॥ चि. अ. ५

३ शोथे–गुग्गुलुं वा मूत्रेण ॥ चि. अ. २३

४ कर्णदौर्गन्ध्ये–कर्णदौर्गन्ध्ये धूपनं श्रेष्ठमुच्यते ॥ उ. २१

वाग्भट— ५ श्वासे–गुग्गुलुं वा....।....घृतप्लुतम् ॥ चि. अ. ४

चक्रदत्त— ६ गृध्रस्याम्–रास्नायास्तु पलञ्चैकं कर्षान् पंच च गुग्गुलोः।
सर्पिषा गुडिकां कृत्वा खादेद्वा गृध्रसीहराम् ॥
॥ वातव्याधि चि. ॥

७ क्रोष्टुकशीर्षे–गुग्गुलुं क्रोष्टुशीर्षे च गुडूचीत्रिफलाम्भसा ॥

८ विद्रधौ–गुग्गुलुं मूत्रयुक्तं वा विद्रधौ कफसंभवे ॥

शोढल— ९ अम्लपित्ते–जयति।....अधिककफमम्लपित्तं प्रयोजितो गुग्गुलुः क्रमशः ॥ ( अम्लपित्ते )

१० व्रणे–ये क्लेदपाकस्रुति गंधवन्तो व्रणा महान्तः सरुजः सशोफाः। प्रयान्ति ते गुग्लुगुमिश्रितेन पीतेन शान्तिं त्रिफलारसेन ॥

११ भगन्दरे–क्वाथोदकेन मिलितास्त्रिफलोद्भवेन पीतः प्रणाशयति तत्खलु गुग्गुलुर्वा ॥

## વૈદ્યકમાં ગુગળને ઉપયોગ

ચરક— ૧ ઉદરરોગમાં–શિલાજતુની માફક ગુગળનુ સેવન કરવું. ચિ. અ. ૧૮

સુશ્રુત— ૨ ઉરૂસ્તંભમાં–ગોમૂત્ર સાથે ઉત્તમ ગુગળ ખાવો. ચિ. અ. ૫

૩ સોજામાં–ગોમૂત્ર સાથે ગુગળનું સેવન રાખવું. ચિ. અ. ૨૩

૪ કાનની દુર્ગંધિમાં–ગુગળને ધુમાડો આપવો. ઉ. અ. ૨૧

વાગ્ભટ— ૫ શ્વાસમાં–ઘી સાથે ગુગળ ખાવો. ચિ. અ. ૪

ચક્રદત્ત— ૬ ગૃધ્રસીમાં–રાસ્નાના એક પલ (૪ તોલા) અને પાંચ તોલા ગુગળ–આ બન્નેને સૂક્ષ્મ વાટીને લાડુ બનાવી લેવા. ઘી સાથે આ લાડુ ખાવાથી ગૃધ્રસી મટે છે.

૭ ઢીંચણુમાં વા આવ્યો હોય તેમાં–ગળો અને ત્રિફલાના ઉકાળા સાથે ગુગલ લેવો.

૮ વિદ્રધિમાં–કફજન્ય વિદ્રધિમાં ગોમૂત્ર સાથે ગુગળ લેવો.

શોઢલ— ૯ અમ્લપિત્તમાં–ધીમે ધીમે હમેશાં ગુગળનું સેવન કરવું.

૧૦ વ્રણુમાં–ગમે તેવાં ખરાબ, દુર્ગંધિ અને વહેતાં ધારાં હોય તો પણ ગુગળ ઘી સાથે ખાવાથી મટી જાય છે.

૧૧ ભગંદરમાં–ત્રિફલાના કવાથ સાથે ગુગલ પીવો.

**વર્ણન**—ગુગળનાં ઝાડ ૪ થી ૧૨ ફીટ જેટલાં ઉંચાં વધે છે. એમાં આડીઅવળી, લાંબીટુંકી, કાંટા જેવી અણીવાળી ઘણી શાખાઓ હોય છે. એની છાલ ઉપરથી ભુરા રંગની પાતળી ફોતરી ઉતરી જતી દેખાય છે; અને એ ફોતરી નીચે છાલનો રંગ લીલો હોય છે. પાન જાડાં અને ટુંકાં હોય છે; શિયાળે ખરી જાય છે. ચોમાસે વરસાદ થયાની સાથે ફરીથી પાછાં નવાં ફુટે છે. ફુલ રાતા રંગનાં સૂક્ષ્મ હોય છે. ઉનાળે આવે છે. ફળ ઘઉંલા જેવાં નાનાં, લીલા રંગનાં હોય છે. તે ચોમાસાની શરૂઆતમાં પાકી જાય છે. આ ઝાડ ખાખી કે ભસ્મી રંગને લીધે અને આડીઅવળી કાંટાવાળી ડાળોને લીધે એક ઝરડા જેવું દેખાય છે. આ ઝાડમાં જખમ કરવાથી એક જાતનો ચીકણો રસ નીકળે છે, તે શિયાળે ગુંદર જેવો બંધાય છે. તેને જ ગુગળ કહેવાય છે. ગુગળીયાં ખાવાની લહેર આવે છે. કાઠિયાવાડ જેવા સુકા પ્રદેશમાં આ ઝાડવાં વધારે જણાય છે. કાઠીઆવાડમાં શીહોરના ડુંગરોમાં ગુગળનાં ઘણાં ઝાડ થાય છે. બરડામાં પણ થાય છે. સિંધમાં ગુગળ પાકે છે. ગુગળનાં નામો કૌશિક–ઘુવડને મળતાં શાસ્ત્રોએ આપ્યાં છે અને ઘણે ભાગે ઘુવડના માળા આ ગુગળનાં ઝાડ પાસે વધારે હોય છે. બીજો પણ સંબંધ હોય તો આપણે જાણતા નથી.

**વક્તવ્ય**—અમરકોષમાં कुम्भ, उलूखलक, कौशिक આટલાં નામો વધારામાં છે. નિઘંટુમાં ગુગળને 'मरुदेश्यः' કહેલો છે; અને પહેલાંથી જ આરબ, આફ્રીકા વિગેરે દેશોમાંથી ગુગળ આ તરફ આવે છે પણ ખરો. અત્યારે જે ગુગળ બજારમાં મળે છે તે ઘણો અશુદ્ધ હોય છે. ભાવપ્રકાશમાં શુદ્ધ, અશુદ્ધ ગુગળનું લંબાણુથી વિવેચન કરવામાં આવ્યું છે.

ચરકે સંજ્ઞાસ્થાપન દશેમાનિમાં અને સુશ્રુતે એલાદિગણુમાં ગુગ્ગુલુનો ઉલ્લેખ કરેલો છે.

**Actions and Uses**—Alterative, demulcent stimulant, tonic tispasmodic and emmenagogue, often combined with aromatics d given in rheumatism, scrofulous affections and nervous disses. The compound pill known as Yogaraj Gugala, used as an erative in enlarged glands in the neck, chronic rheumatism, opsy, gleet &c.

(R. N. Khory II. 179.)

**ભાવાર્થ**—ગુગળ રસાયન, સ્નિગ્ધ, ઉષ્ણ, બલ્ય, આક્ષેપહર અને આર્તવ-પ્રઆવકારી છે. સુગંધી વસ્તુઓ સાથે વારંવાર યોજવામાં આવે છે. સંધિ-માં, ઉપદંશ જેવા રોગોમાં અને વાતજન્ય રોગોમાં તે ઘણો વપરાય છે. યોગરાજ ગુગળ ' નામની પ્રખ્યાત બનાવટ રસાયન તરિકે ગંડમાળ, સંધિવા, દર વિગેરેમાં વપરાય છે.

( ખોરી. ભા. ૨. પા. ૧૭૯ )

**ઉલ્લેખ**---વ. શા. પા. ૧૩૨; રૂ. નિ. પા. ૨૭૬; N. p. 51; Watt I 366; Indi. Medi. Plants p. 294.

---

## ૮૦ હિરાબોલ.

### N. O. Burseraceæ.

**નામો**—बोलः, सुरसः, गंधरसः, बर्बरः ( સંસ્કૃત ); હીરાબોલ ( ગુજરાતી ); રાબોલ ( હિંદી–બંગાલી ); Myrrh ( અંગ્રેજી ); Balsamodendron Myrrha ાલસેમોડેન્ડ્રોન મીર્હ ( લેટીન ).

**ગુણાः**—

बोलं रक्तहरं शीतं मेध्यं दीपनपाचनम् ।
मधुरं कटु तिक्तं च ग्रहस्वेदत्रिदोषनुत् ॥
ज्वरापस्मारकुष्ठघ्नं गर्भाशयविशुद्धिकृत् ।
श्रीवासः सरलो बोलः कुन्दरुः ग्रन्थिपर्णकम् ।
तुरुष्कं सिल्हकं स्पृक्का गुग्गुलं नखद्वयं मुरा ॥
सर्वेऽमी पावनाः प्रोक्ताः रक्षोघ्नाः ज्वरनाशनाः ॥
स्वादुतिक्तरसायुष्याः स्वेददौर्गन्ध्यनाशनाः ।
लघूष्णाःकटुकाः पाके कफवातानिबर्हणाः ।
बोलो विशेषतस्तत्र रक्तहन्ता प्रकीर्तितः ॥

( निघण्टुरत्नाकर )

ગુણ—હિરાબોલ સ્વાદે કડવો છે, મધુર અને તિક્ત છે. ઠંડો છે, મેધ્ય છે અને દીપનપાચન છે. જ્વર, અપસ્માર કુષ્ઠ વિગેરેમાં ઉપયોગી છે. ગર્ભાશયમાં વિકાર હોય તેને મટાડે છે. ધૂપ તરિકે પણ સારો છે.

વર્ણન—આ ગુગળની જાતનું ઝાડ થાય છે તેનો ગુંદર છે. આ રસ પહેલાં તો બહુ જ ઢીલો પ્રવાહી હોય છે, પણ હવાનો સ્પર્શ થતાં વેંત જ તે કઠિન થઈ જાય છે. એમાં એક જાતની ગુગળની વાસને મળતી સુગંધ છે. સ્ત્રીઓ બોલ સુવાવડમાં ખાય છે એ જાણીતી વાત છે.

**Medicinal Uses**—Stimulant, expectorant and emmenagogue; useful in dyspepsia and in amenorrhœa, chlorosis and other atonic uterine affections. It is also useful as an expectorant in chest affections especially in asthma. Externally it is used as an astringent and stimulating application in ulcerated conditions; and a valued wash for the mouth and gums, and gargle in ulcerated sore throat.

Indigenous Drugs of India p. 42.

ભાવાર્થ—ઉષ્ણ, કફઘ્ન, આર્તવજનક; અજીર્ણ, અલ્પાર્તવ, યૌવનપાંડુ અને બીજાં ગર્ભાશયનાં દરદોમાં ઉપયોગી છે, કફઘ્ન હોવાથી છાતીનાં દરદોમાં—ખાસ કરીને દમમાં—ઉપયોગી છે. બહાર ચાંદાં વિગેરે ઉપર લગાડવામાં આવે છે, દાંતનાં પેઢાં અને મ્હોં ધોવા માટે તે સરસ દ્રવ્ય છે.* ગળામાં ચાંદી પડી હોય તો કોગળા માટે પણ વપરાય છે.

ઇન્ડીજીનસ ડ્રગ્ઝ ઑફ ઇન્ડીઆ. પા. ૪૨.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૨૪૭; Indig. Drugs p. 42, Indi. Medi. Plants. p. 295.

---

## ૮૧ શાલેડું-शल्लकी

### N. O. Burseraceæ.

નામો—शल्लकी, कुन्दुरूकी, गजभक्ष्या, नागवधू ( સંસ્કૃત ); શાલેડું, ધૂપડો ( ગુજરાતી ); ધૂપસલાઇ, શાલઈવૃક્ષ ( મરાઠી ); Boswellia serrata—બૉસ્વેલીયા સૅરેટા ( લેટીન ).

---

* આપણી સ્ત્રીઓ માને છે કે બોળ દાંતે અડવાથી દાંત પડી જાય છે.—આ વાત જો ખોટી હોય તો ઉપરની હકીકત પર ધ્યાન આપવું.

परिचय— शल्लकी निंबपत्रा स्यात् गजभक्ष्या महातरुः ।
पीता ऽथमत्रफला पिच्छा निर्यासोऽस्यास्तु कुन्दुरुः ॥
॥ शिवदत्तः ॥

गुणाः— शल्लकी तुवरा शीता श्लेष्मपित्तातिसारजित् ।
रक्तपित्तव्रणहरी पुष्टिकृत्समुदीरिता ॥
तत्फलम् कफवातार्शकुष्ठारोचकनाशनम् ।
पुष्पं चास्य कफं वातमर्शकुष्ठारुचीर्जयेत् ॥
॥ ग. नि. ॥

वृक्षस्तु शल्लकीसंज्ञः पुष्टिकारी कषायकः ।
शीतवीर्यश्च मधुरस्तिक्तो ग्राह्यस्त्रदोषनुत् ॥
व्रणदोषं कफं वातं पित्तं चार्शं च नाशयेत् ।
पक्वातिसारं कुष्ठं च रक्तपित्तं विनाशयेत् ॥
निर्यासोऽस्य मतो नाम्ना कुंदुरुः सुज्ञभाषितः ॥
कुन्दुरुः मधुरः तीक्ष्णः तिक्तो रुच्यः कटुः स्मृतः ।
स्निग्धश्चोष्णस्तथा त्वच्यो ज्वरस्वेदकफापहः ॥
रक्तरुक् प्रदरं वातमलक्ष्मीं ग्रहपीडनम् ।
रक्तातिसारं यूकां च नाशयेदिति कीर्तितः ॥
॥ नि. र. ॥

कुंदुरुः मधुरस्तिक्तः कफपित्तार्तिदाहनुत् ।
पाने लेपे च शिशिरः प्रदरामयशांतिकृत् ॥
॥ रा. नि. ॥

शर्करासहितो मेहं वृषणस्य व्यथां हरेत् ॥
॥ शोढलः ॥

कुन्दुरुः मधुरस्तिक्तः तीक्ष्णस्त्वच्यः कटुर्हरेत् ।
ज्वरस्वेदग्रहालक्ष्मीमुखरोगकफानिलान् ॥
॥ भा. प्र. ॥

सुश्रुत— १ व्रणप्रक्षालने–शल्लकीबदरी–.... त्वचः । .... योज्याः काथे त्रिफलया सह । तेन काथेन नियतं व्रणं प्रक्षालयेद्भिषक् ॥
चि–१९–४२.

२ पित्ताभिष्यन्दे–पालाशं वा शोणितं चाञ्जनार्थे । शल्लक्या वा शर्कराक्षौद्रयुक्तम् ॥ उ–१०–७.

३ अतिसारे–.... शल्लकीवेतसत्वचः । शर्कराक्षौद्रसंयुक्ताः पीता घ्नन्त्युदरामयम् ॥ उ–४०–९६.

४ रक्तातिसारे–पियालशाल्मलीप्लक्षशल्लकीतिनिशत्वचः । क्षीरे विमृदिताः पीताः सक्षौद्रा रक्तनाशनाः ॥ उ–४०–११९.

५ श्वासे–....तुरुष्कशल्लकीनां च गुग्गुलोः.... धूपः ॥ उ. ५१–५१.

चरक— ६ श्वासे–....लेहयेत् क्षौद्रसर्पिषा । .... शकलं शल्लकस्य वा ॥ चि. २१–११४.

વર્ણન—નૅર્ન સાહેબ કહે છે કે આ ઝાડ ઘણુંખરાં જંગલોમાં થાય છે. તેઓ સાહેબે ફક્ત આ ઝાડ પંચમહાલમાં જ જોયેલું છે. આ ઝાડ ઘણું મોટું થાય છે. કઢાયાના ઝાડને ઘણું મળતું આવે છે. છાલ કઢાયાના જેવી જ, રાખોડી રંગની, આસરે ૦ાા ઇંચ જાડી, અને સહેલાઈથી ઉખેડી શકાય એવી હોય છે. પાન લીંબડાનાં પાનને મળતાં હોય છે. પાંદડાં શાખાઓને છેડે જ આવે છે. ફળ ત્રણ હાંસાળાં થાય છે. ( three valved ). ફળમાં ૩–૩ બીજ હોય છે. આમાંથી ગુંદર બહુ નીકળે છે ( बहुस्रवा ). આ ગુંદરને “ કુંદુરૂ ” કહેવામાં આવે છે. આ ગુંદર જેમાં પાંદડી સાથે હોય છે તેને આપણે પાંદડીઓધૂપ કહીએ છીયે. આ ધૂપમાં ખુશબોઇ હોય છે. હાથણીઓને તે અતિ પ્રિય હશે એવું અનુમાન नागवधूप्रियः ઉપરથી અને गजभक्ष्या ઉપરથી થાય છે. માર્ચ અને એપ્રીલ વખતે આ ઝાડનાં પાંદડાં ખરી જાય છે અને તે કઢાયાના જેવું બોડું થઇ રહે છે. નવાં પાન જુનનાં આવે છે. પાન વગરનું ઝાડ હોય છે ત્યારે ફુલ આવે છે. સૂકી હવાવાળા પ્રદેશોમાં આ ઝાડ થાય છે. ( બ્રેંડીસ અને નૅર્ન ) મુંબઇમાં આના ગુંદરને ‘ ગંધ બિરેઝો ’ કહે છે એમ સ્વ. કીર્તિકર જણાવે છે.

### વૈદ્યકમાં શલ્લકીનો ઉપયોગ—

સુશ્રુત— ૧ વ્રણધોવા—શાલેડાની છાલનો ઉકાળો ત્રિફલા સાથે ઘા ધોવાના કામમાં સારો છે. ચિ. ૧૯–૪૨.

૨ પિત્તાભિષ્યન્દમાં–શલ્લકીનો રસ આંજવો. ઊ. ૧૦–૭.

૩ અતિસારમાં–શાલેડાની છાલનું ચૂર્ણ, સાકર અને મધ સાથે ચાટવાથી અતિસાર મટે છે. ઊ. ૪૦–૯૬.

૪ રક્તાતિસારમાં-શાલેડાની છાલ દુધમાં ઉકાળીને મધ નાખીને પીવાથી રક્તાતિસાર મટે છે. ઊ. ૪૦-૧૧૯

૫ શ્વાસમાં-પાદડીઆ ધૂપનો ધુમાડો દમવાળાને આપવો. ઊ. ૫૧-૫૧.

ચરક— ૬ શ્વાસમાં-શાલેડાની છાલનું ચૂર્ણ મધ અને ઘી સાથે ચાટવું. ચિ. ૨૧-૧૧૪.

**वक्तव्य**—ચરકે પુરીષવિરજનીય દશેમાનિમાં શલ્લકીનો ઉલ્લેખ કરેલો ે. શલ્લકીનિર્યાસને શિરોવિરેચન તરિકે ચરકે ગણાવેલો છે ( વિ. ૮-૧૭૪ ). ષાય સ્કંધમાં ચરક સુશ્રુત બન્નેએ શલ્લકીનો ઉલ્લેખ કરેલો છે. અશ્મરીમાં ીજાં સાથે कुन्दुरूकનો ઉલ્લેખ ચરકે કરેલો છે. ( ચિ. ૨૬-૬૨. ) વાતવ્યાધિના ાલાતેલમાં અને અમૃત્યાદ્યતેલમાં શલ્લકી નાખેલી છે. ( ચિ. ૨૮....૧૪૮-૧૫૭. ) ચરકે શલ્લકીને જાંગલવૃક્ષ ગણાવ્યું છે. ( ક. ૧-૭. ) સુશ્રુતે એલાદિગણમાં ાલ્લકી ગણાવેલી છે.

**Medicinal Uses**—It is used externally in the form of ntment as a rubefacient and stimulant application to boils, rbuncles ete. It has been occasionally given as an astringent id diaphoretic. Its action, when taken internally being chiefly irected on the mucous—membrane especially of the lungs, it ay be given in bronchitis, chronic laryngitis and bouchorrhœa.

Indiginous Drugs of India.

ઉલ્લેખ—Indi. Medi. Plants. p. 291.

# निम्बादि वर्ग.

## N. O. Meliaceæ.

### ८२ લીંબડો.

**નામો**—निम्बः, अरिष्टः, पिचुमन्दः, पारिभद्रः ( સંસ્કૃત ); લીંબડો ( ગુજરાતી ) કડુનિંબ ( મરાઠી ); નીમ ( હિંદી ); નિમગાછ ( બંગાલી ); Nimb tree—નિંબ ટ્રી ( અંગ્રેજી ); melia Azadirachta—મેલીયા એઝાડીરેક્ટા ( લેટીન )

गुणाः— निम्बः तिक्तरसः शीतो लघुः श्लेष्मास्त्रपित्तनुत् ।
कुष्ठकण्डुव्रणान् हन्ति लेपाहारादिशीतलः ॥
अपक्कं पाचयेच्छोफं व्रणं पक्कं विशोधयेत् ॥

॥ ध. नि. ॥

निम्बः शीतो लघुर्ग्राही कटुपाकोऽग्निवातनुत् ।
अहृद्यः श्रमहृत् कासज्वरारुचिक्रमिप्रणुत् ॥
व्रणपित्तकफच्छर्दिकुष्ठहृल्लासमेहनुत् ।
निम्बपत्रं स्मृतं नेत्र्यं क्रिमिपित्तविषप्रणुत् ॥
वातलं कटुपाकञ्च सर्वारोचककुष्ठनुत् ।
निम्बफलं रसे तिक्तं पाके तु कटु भेदनम् ॥
स्निग्धं लघूष्णं कुष्ठघ्नं गुल्मार्शः क्रमिमेदनुत् ।

॥ भा. प्र. ॥

चरक— १ कुण्ठे—....निम्बपटोलस्य.... । इति षट् कषाययोगाः कुष्ठघ्नाः निर्दिष्टाः.... । ....स्नाने पाने च मताः ॥ चि–७

सुश्रुत— २ जातसत्त्वे कुष्ठे—निम्बक्काथं जातसत्त्वः पिबेद्वा ॥ चि–९.

३ सुरामेहे—सुरामेहिनं निम्बकषायम् ॥ चि– ११.

४ अरूंषिकायां—अरूंषिकां हृते रक्ते सेचयेन्निम्बवारिणा ॥चि-२०

५ पद्मिनीकंटके–निम्बारग्वधयोः क्काथो हित उत्सादने भवेत् ॥ चि--२०.

६ दाहज्वरे–मधुफाणितयुक्तेन निम्बपत्राम्भसाऽपि वा । दाहज्वरार्त्तं मतिमान् वामयेत् क्षिप्रमेव च ॥ उ–३९

७ कफजतृष्णायाम्-हितं भवेच्छर्दनमेव चात्र तप्तेन निम्बप्रसवोदकेन ॥ उ ४८.

हारीत— ८ वातरक्ते--पटोलनिम्बपत्राणि क्वथित्वा मधुसंयुतम् । पाचनं वातरक्तानां तथा च शमनानि च ॥ चि २९.
काञ्जिकेन च संपिष्य पिचुमर्ददलानि च । लेपनं शस्यते तस्य वातरक्तप्रशान्तये ॥ चि. २९

९ व्रणशोधनार्थम्—निम्बपत्राणि संपिष्य मधुना व्रणशोधनम् ॥ चि–२९.

१० दंतरोगे–क्वाथश्च निम्बमूलस्य दंतरोगनिवारणः ॥

११ विषप्रतिकारे–....निम्बफलानि च । उष्णोदकेन पीतानि जयेयुः तत्क्षणाद्विषम् ॥ चि–५९.

वाग्भटः— १२ खालित्ये पलित्येच–मासं वा निंबजं तैलं क्षीरभुक् नावयेद्यतिः ॥ ऊ–२४.

चक्रदत्त— १३ उदर्दकोठादौ–निंबस्य पत्राणि सदा घृतेन । धात्रीविमिश्रान्यथवोपयुंज्यात् । विस्फोटकोठक्षतशीतपित्त । कण्डूस्त्रपित्तं सहसा न हन्यात् ॥

१४ कामलायाम्—....निम्बस्य वा रसः । प्रातर्माक्षिकसंयुक्तः शीलितः कामलापहः ॥

बंगसेन— १५ कफजहृद्रोगे–निम्बकोषातकीभ्यां वाम्यं हृदि कफोत्थिते ॥

१६ नेत्ररोगे--शुठीनिंबदलैः पिण्डः सुखोष्णः स्वल्पसैन्धवः । धार्यश्चक्षुषि संक्षेपाच्छोथकण्डूव्यथापहः ॥

१७ शिशोःज्वरे---निम्बस्य पत्रं माक्षिकं सर्पियुक्तन्तु धूपनम् । ज्वरवेगं निहन्त्याशु बालानान्तु विशेषत : ॥

भावप्रकाश— १८ द्रव्यविशेषपरिपाकार्थम्–मधूकमालूरनृपादनानां परूष खर्ज्जूर कपित्थकानाम् । पाकाय पेयं पिचुमर्द्दबीजं घृतेऽपि तक्रेऽपि तदेव पथ्यम् ॥

१९ क्रिमिषु–निम्बपत्रसमुद्भूतं रसं क्षौद्रयुतं पिबेत् ॥

२० रक्तपित्ते–पटोलनिम्बवेत्राग्रप्लक्षवेतसपल्लवाः। शाकार्थं शाकसात्म्यानां....हिताः ॥

२१ व्रणेषु कृमिनाशार्थम्–लेपो हिंगुनिम्बकृतोऽथवा ॥

शोढल— २२ कुष्ठे–यो निम्बपत्रशतमत्ति जलेन् पिष्टम्। पिष्टान्नभुक् समयमेकमृतुत्रयं ना ॥ कुष्ठानि तस्य विषमानि चिरोत्थितानि सिंहोद्धते मृगगणाः इव यान्ति नाशम् ॥

२३ योनिगाढीकरणार्थम्–प्रक्षालितं तु बहुशः पिचुमन्दतोयैः निंबत्वचा तदनुनिर्मित धूपकार्थम्। स्त्रीणां नितंबकुहरं प्रविमुक्तगंधं पैच्छिल्यदोषरहितं च भवेत् प्रगाढम् ॥

२४ रसायने—निंबस्य तैलं प्रकृतिस्थमेव नस्ये निषिक्तं मधुना यथावत्। मासेन गोक्षीरभुजो नरस्य जराप्रदूतं पलितं निहन्ति॥

२५ गण्डमालायाम्—....तैलेन वारिष्टभवं....नस्यम् ॥

२६ कुष्ठे—यः खादेदभयारिष्टं अरिष्टामलकं तथा। स जयेत्सर्वकुष्ठानि मासादूर्ध्वं न संशयः ॥

राजमार्तण्ड— २७ सुखप्रसवार्थम्--कटयां बद्धं योषितां सत्प्रसूतिं। कुर्यान्मूलं निम्बवृक्षोद्भवं वा ॥

### વૈદ્યકમાં લીંબડાનો ઉપયોગ.

ચરક— ૧ કુષ્ઠમાં—લીંબડાના પંચાંગનું ચૂર્ણ અથવા કવાથ; સ્નાન, પાન, લેપમાં યોજવું ચિ. ૭.

સુશ્રુત— ૨ અંગ ખરતાં હોય તેવા પતીયાને–લીંબડાના પંચાંગનો કવાથ પાવો.

૩ સુરામેહવાળાને–લીંબડાની મૂળની છાલનો કવાથ પાવો. ચિ. ૯. ચિ. ૧૧.

૪ ખોડામાં–લીંબડાના પાણીથી માથું ધોવું. ચિ. ૨૦.

૫ પદ્મિની કંટક નામના રોગમાં–લીંબડાની છાલ અને ગરમાળાનો ગોળ એ બન્નેના કવાથનું ઉત્સાદન કરવું ચિ. ૨૦.

૬ દાહજ્વરમાં–( અગનીયા તાવમાં ) લીંબડાનાં કુણાં પાંદડાંને છુંદીને પાણીમાં વલોવવાં. જે ફીણ ઉપર આવે તે ફીણ લેવું.

એમાં મધ મેળવીને પીવાડવું, ઉલટી થઇ જશે અને બળતરા મટી જશે. ઊ. ૩૯.

૭ કફજન્ય તૃષામાં–લીંબડાનો રસ સ્હેજ ગરમ કરીને આપી ઉલટી કરાવવી. ઊ. ૪૮.

રીત— ૮ વાતરક્તમાં–પટોલ અને લીંબડાનાં પાન બંનેને ઉકાળીને મધ નાખીને પાઇ દેવું. દોષપાચન અને શામક છે.

૯ વ્રણશોધન માટે–લીંબડાના પાનને વાટીને સ્હેજ મધ મેળવી ઘા ઉપર થેપડી મૂકવી.

૧૦ દાંતના રોગમાં—લીંબડાના મૂળનો કવાથ મ્હોંમાં ગંડૂષ તરિકે રાખવાથી દાંતના રોગો મટે છે.

૧૧ ઝેરના પ્રતિકાર માટે–લીંબડાની લીંબોળીનાં બીજ ઉના પાણી સાથે ફકાવવાથી તુરત જ ઝેરનો નાશ થાય છે.

ગભટ— ૧૨ માથાની ટાલમાં તેમજ પળીયાંમાં–લીંબડાના તેલનું નસ્ય ૧ માસ સુધી આપવું.. ફક્ત દુધ ઉપર જ રહેવું. જીતેન્દ્રિય રહેવું. ઊ. ૨૪.

કૃદત્ત— ૧૩ શીળવા, ચકરડાં વિગેરે રોગો ઉપર–લીંબડાનાં પાનનું ચૂર્ણ અને આંબળાનું ચૂર્ણ ઘી સાથે પી જવું. વિસ્ફોટક–ચકરડાં, ચાંદાં, શીળવા, ખુજલી, અમ્લપિત્ત વિગેરે મટે છે.

૧૪ કમળામાં–લીંબડાના પાનનો રસ મધ નાખીને સવારમાં હમેશાં પીવો.

ગસેન— ૧૫ કફજન્ય હૃદ્રોગમાં–લીંબડાનો રસ અને કુકડવેલનો રસ પાઇને ઉલટી કરાવવી.

૧૬ આંખના રોગમાં–લીંબડાનાં પાનને વાટવાં–સુંઠને વાટવી. બન્નેને સાથે ઘુંટવાં. સ્હેજ સિંધાલુણ નાખવું. પછી થેપડી બનાવી લેવી. આ થેપડી આંખ ઉપર રાખી મૂકવી. આંખનો દુખાવો, સોજો, ખુજલી વિગેરે મટે છે.

૧૭ બચ્ચાંના તાવમાં–લીંબડાનાં પાન, મધ, ઘી–આટલાનો ધુમાડો તાવવાળા બચ્ચાને આપવો. તાવનો વેગ કમી થઇ જાય છે.

ભાવપ્રકાશ—૧૮ મહુડાં, અંજીર, રાયણાં, ફાલસાં, ખજુર કોહું વિગેરે બહુ ખાવામાં આવ્યું હોય તો—તે પચવવા માટે લીંબડાની લીંબોળીયોનાં બીજ ઘી સાથે કે છાશ સાથે પીવાં.

૧૯ કૃમિમાં-લીંબડાના પાનનો રસ મધ સાથે પાવો.

૨૦ રક્તપિત્તમાં-લીંબડાનાં પાનનું શાક, શાકસાત્મ્યવાળાને ખવડાવવું.

૨૧ ઘામાં કૃમિ પડયા હોત તો—તેના નાશ માટે લીંબડાના પાનની લુગદી સ્હેજ હીંગ નાખીને બાંધવી.

શોઢલ-- ૨૨ કુષ્ઠમાં-૬ મહિના સુધી હમેશાં દિવસમાં એક વખત લીંબડાનાં ૧૦૦ પાનનું ચૂર્ણ પાણી સાથે જે પીવે, તે માણસનો કુષ્ઠ રોગ ગમે તેટલા લાંબા વખતનો હોય તોપણ નાશ પામે છે.

૨૩ યોનિની દુર્ગંધી, ચીકાશ વિગેરે દૂર કરીને યોનિ ગાઢ કરવી હોય તો—યોનિને લીંબડાના રસથી બહુ વખત ધોવી અને પછી લીંબડાની અંતર છાલની ધુમાડી દેવી. માચી ઉપર બેસીને ધુમાડી લઇ શકાશે. આથી યોનિ પૈચ્છિલ્યદોષથી મુક્ત થઇને ગાઢ બનશે.

૨૪ રસાયન તરિકે-લીંબડાનું તેલ મધ સાથે નસ્ય આપવાથી ( એક માસ સુધી ) અને ફક્ત દુધ ઉપર રહેવાથી વળીયાં પળીયાં દૂર થઇને નવું જોમ આવે છે.

૨૫ ગંડમાલામાં-લીંબડાના તેલનું નસ્ય આપવું.

૨૬ કુષ્ઠમાં-હરડે અને લીંબડાનાં પાનનું ચૂર્ણ અથવા લીંબડાનાં પાનનું ચૂર્ણ અને આંબળાંનું ચૂર્ણ—એક માસ ઉપરાંત ખાવાથી સર્વ જાતનાં કુષ્ટ મટે છે.

રાજમાર્તંડ-૨૭ સુખેથી પ્રસવ થાય તે માટે—નાના લીંબડાનું કોમળ મૂલ લાવી કેડે બાંધવું.

વક્તવ્ય—ધન્વંતરિનિઘંટુકારે લીંબડાની ૩ જાતો વર્ણવી છે. (૧) લીંબડો (૨) બકાન લીંબડો અને (૩) કૈડર્ય—મીઠો લીંબરો.

ચરકે—કંડૂઘ્ન દશેમાનિમાં નિંબનો ઉલ્લેખ કરેલો છે. कफपित्तहरं तिक्तं शीतं कटु विपच्यते ( सू. २७–१२ ). કુષ્ઠમાં લીંબડો અનેક જગોએ સ્વતંત્ર રીતે ઉપયોગમાં આવેલો જણાય છે. અર્શમાં परिषेचने विदध्याद् वृषककुभयवासनिंबाश्च ( चि. ९–

૨૧૪) તેમ જ ' निंबघृताभ्यां....दाहे क्लेदे गुदभ्रंशो गुदजाः प्रतिवारणीयाः स्युः ( चि. ९–૨૨૧ )–જેવા પ્રયોગો આવે છે. વ્રણાચ્છાદન માટે લીંબડાનાં પાન મશહૂર છે. શોફવાળાને અને ઉરૂસ્તંભવાળાને લીંબડાનું શાક ખાવાનું સૂચન છે. શિરોવિરેચન તરિકે પુષ્પનો ઉલ્લેખ છે. ( વિ. ૮–૧૭૪ ). પાંડુરોગમાં લીંબડો ઉપયોગી મનાયલો છે. निंबपत्रेण वा। यथादोषं प्रकुर्वीत भैषज्यं पाण्डुरोगिणाम्॥ ( चि. २०–૧૧૮ ). લૂતાવિષમાં " सनिम्बसारिवाक्षौद्रं पानं लूताविषापहम् " એ પ્રયોગ છે. નેત્રરોગમાં બીજાં સાથે આશ્ચ્યોતનમાં યોજાયલો છે.

સુશ્રુતે ઊર્ધ્વભાગહરસંશોધન ( सू. ३९ -३ ) માં નિંબ ગણાવેલો છે. ગુડૂચ્યાદિ, આરગ્વધાદિ, લાક્ષાદિ ગણોમાં તે યોજાયલો છે. निंबस्य। कफपित्तहरं पुष्पं कुष्ठघ्नं....( સૂ. ૪૬–૨૮૪ ). ફલતેલના ગુણ આપેલા છે ( સૂ. ૪૫–૧૧૫ ). શોધન દ્રવ્યોમાં છે. ( સૂ. ૩૭–૧૮ ). રક્તાભિષ્યન્દની ચંદનાદિવર્તિમાં નિંબ-નિર્યાસ પડે છે. ઘણાં અંજનોમાં લીંબડાનાં પાન યોજાયલાં છે. બીજાં સાથે મૂત્રાઘાતમાં યોજાયલો જણાય છે. ( ઊ. ૫૮–૪૮ ).

**Actions & Uses**—The bark and leaf-stalks are astringent bitter tonic and antiperiodic, and used in intermittent and paroxysmal fevers, and for general debility and convalescence, and after febrile and other diseases. The leaves are discutient and local stimulant and used in varalians or poultices to disperse indolent glands and swellings. The young trees yield a kind of (toddy )sweet juice, which when fermented is used as stomachic and anthelmintic and is given in worms and jaundice. The pulp is applied to boils, pustular eruptions, open sores and bruised joints. The compound powder 'panch nimb churna' is tonic and given in convalescence after fever. The fruit is a purgative, anthelmintic and alterative. The oil of the seed is bitter, anthelmintic and stimulant and given in leprosy, intestinal worms, piles and urinary diseases. The gum is used by lying in women as a uterine stimulant. The seeds are used for killing pediculi, and the powdered kernal for washing the hair and as a remedy for mange in dogs. The oil mixed with other oils is applied to skin diseases, supparating scrofulous glands and leprous ulcers. It is rubbed on the skin in rheumatic affections and to the head in headache. The oil contains Sulphur and therefore with alkalies it is used in skin diseases.

Khory II p. 120.

નવ્યમત—" મ્હેં જાતે લીંબડાનાં પાન, છાલ અને તેલ વાપરી જોયાં છે. આ બધાં જ દવાના કામમાં આવે છે.

(૧) પાન—એક મુઠી પાનને છુંદીને પોટીસ બનાવવી. ગડગુંબડ, વ્રણ વિગેરે ઉપર આ પોટીસ ઘણી ઉત્તમ છે. જંતુઘ્ન અને ઉત્તેજક ગુણો આમાં છે.

પુસ્તકો અને કપડાંને જીવડાં નુકશાન ન કરે એટલા માટે સુકાં પાન મ્હેં રાખ્યાં છે.

૧। શેર પાણીમાં તાજાં પાન નવટાંક ઉકાળી લેવાં. થોડુંક પાણી બાળવું. આ પ્રવાહી ઘણું જ ઉપયોગી કટુપૌષ્ટિક પીણું છે—રસાયન પણ છે. યકૃત્ ઉપર આ દવાની ખાસ અસર થાય છે. આ પ્રવાહીના ઉપયોગથી ઝાડા પીળા રંગના થાય છે.

જુના મેલેરીયાના તાવમાં આ કવાથ ઉપયોગી છે. તેલના જેટલું તો ઉપયોગી નથી જ. લાંબા વખતનાં સીફીલીસનાં દરદોમાં આ કવાથની બહુ જ સુંદર અસર છે—રસાયનનું કામ કરે છે. મ્હેં તેને લેપ્રસીમાં પણ વાપરી જોયું છે; પણ એક કેસ સિવાય બીજા કેસો ઉપર તેની ઝાઝી અસર મ્હને જણાઇ નથી.

(૨) છાલ—છાલમાં ગ્રાહી, જ્વરઘ્ન અને બલપ્રદ ગુણો છે અને પાનની માફક તે પણ કવાથના રૂપમાં વાપરી શકાય.

(૩) તેલ—આ ઝાડનો સારામાં સારો પદાર્થ આ તેલ છે. બહાર ચોપડવાથી ઉષ્ણ, જંતુઘ્ન અને બલપ્રદ અસર છે. લાંબા વખતના સીફીલીસનાં ચાંદાં, દુષ્ટ વ્રણ અને ન રૂઝાતાં ધારાં વિગેરે ઉપર આ તેલ ઘણું જ સારૂં કામ કરે છે. જો તાજા તેલની અસર વધારે જલદ જણાતી હોય તો તેમાં થોડુંક તલનું તેલ નાખીને મૃદુ બનાવવું.

આ તેલ ચામડીના અનેક રોગો જેવા કે દાદર—ખસ—વિગેરે ઉપર સુંદર જંતુઘ્ન અસર દર્શાવે છે. તે કૃમિને મારીને જલદી રૂઝ લાવે છે. જો જંતુ ચામડીમાં ઉંડાં હોય તો તેલનું ધીમે ધીમે ૧૦ મીનીટ સુધી માલીસ કરવું—કુતરાંની ખસમાં મ્હેં આ વાપરી જોયું છે અને તે ઘણું ઉપયોગી જણાયું છે.

૫ થી ૧૦ ટીપાં જેવી માત્રામાં તેલ પીવા માટે પણ અપાય છે. જુના મેલેરીયાના તાવમાં, સીફીલીસમાં, કુષ્ઠ (લેપ્રસી)માં અને બીજા રોગો જેમાં શક્તિની જરૂર છે તેવા રોગોમાં—તેલ આપવાથી સારૂં પરિણામ આવે છે. છેલ્લા

૧૨ વર્ષથી હું આ તેલને આંતરોપચારમાં વાપરૂં છું-ખાસ કરીને જુના મેલેરીયા તાવમાં અને મ્હને કહેતાં આનંદ થાય છે કે ઘણાખરા કેસોમાં તે સુંદર કામ આપે છે. ”

( મેજર. ડી. બી. સ્પેન્સર. આઈ. એમ. એસ. )

કેટલાક લીંબડામાં કાપ મૂકવાથી રસ ઝરે છે અથવા ટીપાં ટીપાં ઝરે છે. દરેક ઝાડમાંથી આવો રસ નીકળતો નથી. બહુ સારૂં ઝાડ હોય તો ૨૪ કલાકમાં ૨ થી ૮ શીશી જેટલો રસ હાથ આવે છે. વારંવાર આનો રસ લેવાથી ઝાડ સુકાઇ જાય છે. આ રસ “ **લીંબડાની તાડી** ” તરિકે ઓળખાય છે. આ તાડી પીવાથી ચામડીના અનેક રોગો મટે છે. તાડીના ગુણ પોષક, રસાયન, બલપ્રદ અને લહેજતદાર છે. ઘણાખરા એમ માને છે કે આ તાડી પીવાથી કુષ્ઠના રોગો મટે છે, પણ થોડા વખત પહેલાં દહેરાદુનના ફોરેસ્ટ કેમીસ્ટના આસીસ્ટંટ મી. ટી. પી. ઘોસે ( બી. એસ. સી. ) ઇનીયન ફોરેસ્ટર ( જુન. ૧૯૧૩ પાનાં ૨૬૪-૨૬૫ )માં Neem Toddy લીંબડાની તાડી એ વિષે લેખ પ્રસિદ્ધ કર્યો છે. તે જણાવે છે કે તાડીમાં કુષ્ઠઘ્ન ગુણ છે જ નહિ. ગ્વાલીયર સ્ટેટના જંગલસંરક્ષક રાયબહાદુર હરસ્વરૂપ તરફથી તાડીનો નમુનો આવેલો અમોએ રસાયનવિધિથી તપાસ્યો છે અને તેમાં કુષ્ઠઘ્ન ગુણવાળું એક પણ તત્ત્વ અમને હાથ લાગ્યું નથી. બીજી તાડીની જેમ આમાં પણ ખાંડનો જ મોટો ભાગ ( A syrupy solution of sugar plus a little albuminous and gummy matter with the peculiar odour of ripe neem fruits ) છે. હા, તાડી અથવા કંટ્રી દારૂ તરિકે આનો ઉપયોગ કરવા જેવો છે ખરો. ”

**ઉલ્લેખ**—વ. શા. પા. ૧૩૪; રૂ. નિ. પા. ૧૩; N. p. 53; Watt V p. 211; Indi. Medi. Plants p. 300.

---

## ૮૩ બકાન લીંબડો.

### N. O. meliaceæ.

**નામો**—पर्वतनिम्बः, महानिम्बः, कैडर्यः ( સંસ્કૃત ), બકાન લીંબડો ( ગુજરાતી ); બકાણિ નિંબ ( મરાઠી ); બકાઇન ( હિંદી; ) ઘોડા નિમ (બંગાલી); પર્સીયન લીલૅક( અંગ્રેજી ); Melia azadarach મેલીયા ઍઝેડૅરેચ. (લેટીન).

**परिचय**— खरच्छदो भूमिरुहः पृष्ठपत्रोदरस्तथा ।
निंबपत्रः पंक्तिपत्रः श्रेणिपत्रो हिमद्रुमः ॥

शिवदत्तः ॥

गुणाः— महानिंबो हिमो रुक्षः तिक्तो ग्राही कषायकः ।
कफपित्तकृमिच्छर्दिकुष्ठहृल्लासरक्तजित् ॥

॥ ध. नि. ॥

महानिंबः कटुस्तिक्तो शीतश्च तुवरो मतः ।
रूक्षो ग्राही कफं दाहं व्रणं रक्तरुजं तथा ॥
पित्तं कृमींश्च विषमज्वरं च हृदयव्यथाम् ।
सर्वकुष्ठानि छर्दिं च प्रमेहं च विषूचिकाम् ॥
मूषिकायाः विषं गुल्मं शीतपित्तं च नाशयेत् ॥
कोठरोगं चार्शरोगं श्वासं च विनिवारयेत् ॥

नि. र.

शोढलः—१ १ गृध्रस्याम्-महानिंबजटाकल्को गृध्रसीनाशनः परः ॥

वर्णन—બકાન લીંબડાનાં ઝાડ લીંબડાનાં ઝાડથી નાનાં થાય છે. એનાં પાન લીંબડાના પાનને મળતાં, પણ તેના કરતાં મોટાં અને ૨ થી ૩ ભગ્ન હોય છે, જ્યારે લીંબડાનાં ફક્ત એક ભગ્ન હોય છે. ફુલ શિયાળે આવે છે, તે ફીકા જાંબુડા રંગનાં થાય છે. ફુલની વાસ પ્રથમ સ્હેજ મધુરી પણ પાછળથી કડવી લાગે છે. પર્વત ઉપર વધારે થતા હશે એટલે જ પર્વત-નિંબ કહેતા હશે.

## ઉપયોગ

૧ શોઢલ-ગૃધ્રસીમાં—બકાન લીંબડાના મૂળની છાલનું ચૂર્ણ ગૃધ્રસીમાટે સારો ઉપાય છે.

वक्तव्य—સુશ્રુતે પિપ્પલ્યાદિ ગણમાં 'મહાનિમ્બ' નો ઉલ્લેખ કરેલો છે. 'પર્વતનિંબ' શબ્દ ચરક સુશ્રુતમાં નથી. कैटर्य શબ્દ ચરક સુશ્રુતમાં ચાર પાંચ જગોએ નજરે ચઢે છે, પણ कैटर्य નો અર્થ કાયફળ પણ થાય છે. નિઘંટુઓમાં कैटर्य નો અર્થ કાયફળ કરેલો છે, પણ ટીકાકારોએ બધે જ कैटर्य નો અર્થ 'पर्वतनिंबः' એવો કરેલો છે. જો कैटर्य—कैडर्य-નો અર્થ બકાન લીંબડો કરીએ તો ચરકે મૂત્રકૃચ્છ્રમાં કૈટર્યના રસમાં એલચીનું ચૂર્ણ પીવાનું કહેલું છે ( ચિ. ૨૬–૫૩ ) શ્રીકંઠ, ડલ્હણ, અરૂણદત્ત બધાએ જ कैडर्यः पर्वतनिंबः એવો અર્થ કરેલો છે.

ચરકે कैटर्य ને કંઠય અને સંજ્ઞાસ્થાપન દશેમાનિમાં ગણાવેલું છે એટલે કાયફળ શબ્દ જ તેમના લક્ષ્યમાં હોય એમ મને તો લાગે છે. સુશ્રુતે ગળ-

શુથી માટે જે ચાર લેહ ગણાવ્યા છે તેમાંના એક લેહમાં હેમચૂર્ણ, કૈટર્ય, સફેદ દૂર્વા અને ઘૃત-આપવાનું કહેલું છે. ( શા. ૧૦-૬૯ ) ગંડમાલામાં कैटर्यबिंबीकरवीरसिद्धं तैलं हितं मूर्धविरेचने च ॥ ( चि १८-२२ ). સ્કંધગ્રહ-પ્રતિષેધમાં પણ તેલમાં कैटर्य નાખવાનું કહેલું છે. ( ઊ. ૨૮-૪ ).

શ્રીકંઠ સ્પષ્ટ કહે છે કે " महापिचुमन्दः निम्बसदृशबृहत्पत्रो वृक्षो बकायनीति लोके । ग्रामनिम्ब एव पर्वतभवत्वेन पर्वतनिम्ब उच्यते इत्याहुरन्ये ॥ ( અ. ५-४५ ). અર્થાત્ ગામમાં લીંબડા થાય છે તેની માફક પર્વત ઉપર જે લીંબડા થાય છે તે પર્વતનિંબ કહેવાય છે. લીંબડાના જેવાં જ પણ મોટાં પાંદડાં થાય છે.

महानिम्ब શબ્દ બકાન લીંબડાને બરાબર લાગુ પડી શકે એવો નથી. કારણ કે લીંબડા કરતાં તે મોટો નથી, પાન પણ ખરી રીતે મોટાં ન કહી શકાય કારણ કે આનાં દલ-leaflets-તો લીંબડાના દલ કરતાં ટૂંકાંજ કહી શકાય. મહાનિંબ તો અરડુસાને-Ailantus excelsa-ને લાગુ પડી શકે એવો શબ્દ છે. અને અરલુના પર્યાયમાં મહાનિમ્બ ગણાયલો પણ છે. પણ મહાનિંબનો એક શબ્દ " મહોદ્રેક " છે અને તેનો રસ કષાય છે એમ ધન્વન્તરિ નિઘંટુકારે કહેલું છે. સ્વ. કવિરાજ બિરજાચરણ લખે છે-" બકાન લીંબડાનાં પાન ચાવી જોવાથી પ્રથમ કષાય અને બહુવાર પછી સ્હેજ કડવો સ્વાદ લાગે છે. પરીક્ષાદ્વારા અમે પ્રત્યક્ષ કર્યું છે કે બકાન લીંબડાનાં પાન મોટી માત્રામાં ખાધાથી મત્તતાસહ વિષક્રિયા જન્મે છે. સ્વાદ અને ગુણથી સમર્થન થાય છે કે મહાનિંબ બકાન લીંબડાથી ભિન્ન હોઇ શકે જ નહિ. " વળી લીંબડાને ' હિંગુ નિર્યાસ ' એવી અને બકાન લીંબડાને " અક્ષીર " એવી અન્વર્થસંજ્ઞા આપેલી છે એ પણ બન્નેના ભેદ બતાવવા માટે સરસ છે.

કેટલાક ' કૈડર્ય ' ને મીઠો લીંબડો માને છે, પણ ટીકા તેમજ નિઘંટુઓમાંથી તેવો અર્થ જડતો નથી. નૈસર્ગિક વર્ગ પણ જુદો છે. મીઠો લીંબડો-Murraya kœnigii n. o. Aurantiaceæ મિષ્ટ નિંબ=શબ્દ સારો છે. સ્વ. કતોભટ્ટ કૈડર્યને મીઠો લીંબડો ગણે છે, પણ નિઘંટુકારે ' कटुकः तिक्तः ' કહેલો છે એ યાદ રાખવા જેવું છે.

**Actions & Uses**—In small doses, the bark is a bitter tonic, astringent, antiperiodic, anthelmiuitic, given to children in round worms, and to adults in fever and indigestion; leaves and flowers are alterative and diuretic. The juice of the leaves is used in fevers, dyspepsia, general debility, jaundice, worms, scrofula, boils, leprosy &c. Externally the flowers and leaves are discutients;

as a poultice they are made warm and applied to the head in nervous headaches. A poultice of the flowers is said to kill lice and to cure eruptions of the scalp; a paste of the leaves is applied hot to unhealthy ulcers, to indolent scrofulous glands and to pustular eruptions; in large doses producing giddiness, dimness of sight, mental confusion, stupor, dilated pupils and stertor. It also acts as a gastro-intestinal irritant, producing vomiting and purging.

( Khory II p. 119. )

**ભાવાર્થ**—બકાન લીંબડાની છાલ, થોડી માત્રામાં, કટુપૌષ્ટિક, ગ્રાહી, જ્વરઘ્ન અને કૃમિઘ્ન છે. બચ્ચાંને ગોળકૃમિમાં અને મોટા માણસને જ્વર અજીર્ણ જ્વર, અજીર્ણ, અશક્તિ, કમળો, કૃમિ, ગલગંડ, ગુમડાં, કુષ્ઠ વિગેરે રોગોમાં ઉપયોગી છે. પુષ્પ અને પત્રની ગરમાગરમ પોટીશ વાતજન્ય શિરોરોગમાં ઉપયોગી છે. ફુલની પોટીશ જૂને મારે છે તેમજ માથામાં થયેલાં ગડગુંબડને સારાં કરે છે. પાનની લુગદી દુષ્ટ વ્રણ અને દુષ્ટ બદ ઉપર બાંધવાથી ફાયદો કરે છે. મોટી માત્રામાં પાનનો રસ લેવાથી ઝેરની અસર કરે છે; જડતા, ઓછું દેખાવું, ચિત્તવૈકલ્ય, ઘેન, આંખની કીકીયોનો વિસ્તાર અને ગળામાં ગડગડ એવો શબ્દ—આ બધાં લક્ષણો જણાય છે; અને આ ઉપરાંત અતિવમનની સાથે અતિસાર પણ થઇ આવે છે.

ખોરી. ભા. ૨. પા. ૧૧૯

**નવ્યમત**—હિંદુ લેખકોએ તેમના પોતાના લીંબડા ઉપર જેટલો પ્યાર બતાવ્યો છે તેટલો જ અણગમો આ બકાન લીંબડા તરફ બતાવ્યો છે. આરબો અને ઇરાનીયનોએ તેમની સાથે આ છોડ હિંદમાં આણ્યો છે અને તેઓ તેનો છુટથી ઉપયોગ કરે છે. મૂળની છાલ, ફળ, ફુલ તેમજ પાંદડાંને તેઓ ઉષ્ણ માને છે. ફુલ અને પાંદડાં વાતજન્ય શિરોવ્યથા ઉપર બંધાય છે. પાનનો રસ પીવાથી જંતુઘ્ન, અશ્મરીઘ્ન, મૂત્રલ અને આર્તવજનક છે; અને સોજો ઉતારનાર મનાય છે. ( ડીમક )

અમેરિકામાં પાનનો કવાથ હીસ્ટીરીયામાં વપરાય છે. પાનમાં ગ્રાહી અને પાચક ગુણ છે એમ મનાય છે. પાન અને છાલ લેપ્રસી ( રકતપિત્ત ) અને ગંડમાળામાં વપરાય છે. ચામડીના રોગો ઉપર પાન જંતુઘ્ન હોવાથી સારી અસર કરે છે. પોટીસો બંધાય છે.

**ફળ ઝેરી છે:**—ચેપ ન લાગે એ હેતુથી ડોકે ફળો બાંધવામાં આવે છે. ફળ લેપ્રસી અને ગંડમાળમાં વપરાય છે. બીજ સંધિવામાં યોજાય છે ( પંજાબ )

તરફ ). મુંબાઇ તરફ જનપદોધ્વંશ વખતે બારીબારણે બકાન લીંબડાનાં તોરણો બંધાય છે. એના તેલમાં લીંબડાના તેલ જેવો જ ગુણ છે અને એઈન્સ્લીના મત પ્રમાણે તેની તાડી પણ લીંબડાના જેવી જ થાય છે. ઈમર્સન જણાવે છે કે પ્લીહવૃદ્ધિમાં ગુંદર ઉપયોગી છે.

આ છોડ ( Persian Lilac ) ના ઘણા ભાગો અમેરિકામાં વપરાય છે. યુનાઇટેડ સ્ટેટ્સ ફાર્માકોપીયામાં મૂળની છાલ કૃમિઘ્ન તરિકે યોજાયલી છે. મુઇદીન શરીફ જણાવે છે કે મૂળની છાલ કૃમિઘ્ન છે પણ ઘણી જ થોડી ( very weakly so ).

અમેરિકામાં આની ઘણી બનાવટો વપરાય છે. વ્હીસ્કીમાં સૂકાં ફળ નાખીને તે વિવિધ જાતનાં કૃમિને મારવા માટે વપરાય છે. માથાની તાલમાં ફળનો ગરભ લાર્ડ સાથે મેળવીને ચોપડાય છે. છાલનો પ્રવાહી એકસટ્રેકટ તેમજ શરબત પણ બનાવવામાં આવ્યાં છે. એક લેખક જણાવે છે કે પાન, છાલ, ફળ બધાં જ જો મોટી માત્રામાં લેવામાં આવે છે તો ઝેરી અસર દાખવે છે. ડૉ. બર્ટન બ્રાઉને ( પંજાબ પ્રૉડકટસ ) આનાં પાકાં ફળ ખાવાથી એક યૂરોપિયન છોકરી ગાંડી થઈને મરણ પામેલી છે તેનો ઉલ્લેખ કરેલો છે. Descourtilz જણાવે છે કે ૬ થી ૮ બીજ ખાવાથી વવમિષા, આંચકી ખેંચતાણ અને કૉલેરાનાં ચિન્હો દાખવે છે. ( વૉટ ).

ઉલ્લેખ—વ. શા. પા. ૧૪૦; રૂ. નિ. પા. ૧૫; N. p. 53; Watt V p. 221; Indi. Medi. Plants p. 309.

---

## ૮૪ રોહણ

### No. Meliaceæ.

**નામો**—रोहणी, चर्मकसा, मांसरोहणी ( સંસ્કૃત ) રોહણ-રોહણી ( ગુજરાત; કાઠીયાવાડ ), રૂહિણ, પોટાર ( મરાઠી ), રોહન ( હિંદી ), સોહન ( ઓરિસા ), સૉયમીડા ( પાલકોંડા હીલ્સવાળા ). Red wood tree—રેડ વુડ ટ્રી ( અંગ્રેજી ), Soymida febrifuga—સૉયમીડા ફેબ્રીફ્યુજા ( લેટીન ). Syn.—Swietenia febrifuga.

**ગુણાઃ**— ...न्मांसरोहिणी वृष्या सरा दोषत्रयापहा ।
रसे पाके तु कटुका तुवरा शीतला तु सा ॥

॥ भा. प्र. ॥

रोहणीयुगलं शीतं कषायं क्रमिनाशनं ।
कंठशुद्धिकरं रुच्यं वातदोषनिषूदनम् ॥

॥ रा. नि. ॥

रोहिणी वातहृत् कासश्वासशोणितनाशनी ।
रोहिणीद्वितीयं बल्यं रक्तपित्तनिषूदनम् ॥
पौष्टिकं शीतलं कंठशुद्धिकारि कषायकम् ।
रुच्यं सरं च मधुरं वृष्यं च क्रमिवातहम् ॥

॥ नि. र. ॥

**વર્ણન**—રોણુનાં ઝાડ ઘણાં ઉંચાં થાય છે. એનું થડ ૦॥ થી ૧ કે ૨ ફીટ વ્યાસનું હોય છે; તે લાંબુ, સીધું અને ગોળ હોય છે. એમાં કેટલીક શાખાએ ઘણી નાની નાની નીકળેલી હોય છે. પાન, ઘણું કરીને શાખાઓને છેડે ઘણાં ગીચ આવેલાં હોય છે. પાન લીંબડાનાં પાનની પેઠે સળી અર્થાત્ મુખ્ય ડીંટડી ઉપર સામસામાં જોડીએ આવેલાં હોય છે. આ સળી ( ડીંટડી ) થડમાં જાડી અને આગળ જતાં પાતળી થતી હોય છે. તે ૮ થી ૨૦ ઇંચ લાંબી હોય છે. તેના ઉપર ૬ થી ૨૦ પાન કે પર્ણ ( leaflets ) સામસામાં આવેલાં હોય છે. પર્ણોની ડીંટડી ઘણી ટુંકી અને રાતા રંગની હોય છે. તેમ તેમાંની વચલી નસ પણ ઉપરની બાજુ રાતા રંગની હોય છે. પાનની ઉપરની સપાટી પીળાસ લેતા લીલા કે ઘેરા લીલા રંગની હોય છે; ને નીચેની ફીકી ધોળી હોય છે. કોમળ પાંદડાં રાતા રંગનાં હોય છે જે ઘણાં સુંદર દેખાય છે. પાન આકારે લંબગોળ, ૧॥ થી ૬ ઇંચિ લાંબાં અને ૦॥ થી ૪ ઇંચ પહોળાં હોય છે. પાનની વાસ અને સ્વાદ લીંબડા જેવાં કડવાં હોય છે. ફુલ સૂક્ષ્મ આંબાના મોરની પેઠે હોળી ઉપર આવે છે. ફળ મૃદંગાકૃતિનાં, ભુરા રાતા રંગનાં હોય છે. બીજની ઉપર કરોળીયાના પડ જેવું ધોળું પડ હોય છે. બીજ પાંખોવાળાં ( Winged seeds ) હોય છે.

ડુંગરાઉ જમીનમાં રોણુનાં ઝાડો ઠીક થાય છે. રોણુની છાલમાં રંગાયેલું ચામડું બહુ જ સરસ થાય છે અને તેની કિંમત પણ સારી ઉપજે છે. રોણુનું લાકડું બહુ મજબુત મનાય છે, તેથી ખાટલા, થાંભલા, પેટીઓ વિગેરે બનાવવાના કામમાં આવે છે. આની છાલમાંથી રેસા નીકળે છે જેમાંથી દોરડાં બનાવવામાં આવે છે. આની છાલ પરદેશ ચામડાં કમાવવા માટે મોકલાય છે.

**વક્તવ્ય**—ચરકે બહ્યદશેમાનિમાં रोहिणीनो ઉલ્લેખ કરેલો છે. સૂત્રસ્થાનના ૨૬ મા અધ્યાયમાં શું શું ન ખાવું જોઈએ તેનો સ્ફોટ કરતાં ચરક કહે

કે કે–" न पौष्करं रोहिणीकं वा शाकं....सार्षपतैलभ्रष्टान्मधुपयोभ्यां सहाम्यवहरेत् " ॥ ચરકમાં જ્વરમાં બીજાં દ્રવ્યો સાથે ફક્ત એક જ ઠેકાણે रोहिणीનો ઉલ્લેખ છે. ( चि ३–२३६ ). કુણ્ડમાં रोहिणी પછી कटुका શબ્દ આવેલો જણાય છે એટલે ત્યાં આગળ તો કટુરોહિણી–કડુ જ લેવાનું જણાય છે જ્યાં रोहिणी શબ્દ એકલો વપરાય છે ત્યાં પણ કટુરોહિણી સમજવું કે રોણ સમજવું એ વિચારવા જેવું છે.

સુશ્રુતના ન્યગ્રોધાદિગણમાં रोहिणी આવે છે અને ડલ્હણ તેનો અર્થ 'कट्फलः' કરે છે ! સુશ્રુતમાં નીચેનો પ્રયોગ ધ્યાન ખેંચે છેઃ–' सप्तरात्रं स्थितं क्षीरे छागले रोहिणीफलम् । तेनैव पिष्टं सुश्लक्ष्णं सवर्णकरणं हितम् ॥ " चि. १–९४. ડલ્હણ ટીકામાં લખે છે–" रोहिणीफलमिति रोहिणी हरीतकीभेदः तत्फलम्, अन्ये तु कटुतुम्बीफलमाहुः " એ જ વ્રણના અધ્યાયમાં વ્રણરોપણની યાદિમાં ફરી रोहिण्याः त्वचः ' યોજાયલી છે; ત્યાં પણ ડલ્હણ ' કટુતુંબી ' જ અર્થ કરે છે. ગ્રન્થિઅપચીના અધ્યાયમાં ' हिंस्राथ रोहिण्यमृता ' ઈત્યાદિ પ્રયોગ છે. અહિંઆં ' रोहिणी ' વપરાયલી છે છતાંયે ડલ્હણ ' रोहिणी कटुका ' એવો જ અર્થ કરે છે. ક. અ. ૮ શ્લો. ૫૦ માં રોહિણીનો ઉલ્લેખ છે. શીતપૂતનાપ્રતિષેધમાં 'રોહિણીત્વક્'નો ઉલ્લેખ છે. સુશ્રુતે ' રોહિણી ' ગમે તે અર્થમાં વાપરી હોય, ડલ્હણના મત પ્રમાણે રોહિણી એટલે કડુ, કડવી–તુંબડી, કાયફળ વિગેરે અર્થો થાય છે.

ગમે તેમ હો, પણ રોણ દવા તરિકે ઉપયોગી છે અને નિઘંટુમાં તે લેવા યોગ્ય છે.

આજ નૈસર્ગિક વર્ગનું એક બીજું અમેરિકાનું વતની ઝાડ મહાગીની છે. આ બરાબર લીંબડા જેવું જ લાગે છે.

ઉપયોગ—ગુણ–ચીરગુણકારી પૌષ્ટિક, ગ્રાહી અને જ્વરઘ્ન. લીંબડાના પંચાંગ પ્રમાણે આનાં પણ પાંચે અંગ વાપરી શકાય અને કામ પણ તેવું જ કરે છે. વર્ગ પણ લીંબડાનો જ છે. એની થડની છાલ સંગ્રહણી, ઝાડા અને તાવ ઉપર કામ આવે છે. સ્વ. કુતોભટ્ટ કહે છે આની છાલનો ભુકો સીંકોના માર્કની જગોએ વાપરવા જેવો છે. કટુપૌષ્ટિક છે તેથી તેના પંચાંગનો અથવા મૂલની છાલનો કવાથ યોગ્યમાત્રામાં પીવાથી તાવ, સંધિવા, અશક્તિ વિગેરે મટે છે. યોનિના સ્રાવમાં એના છાલના કવાથની પીચકારી મારી શકાય.

નવ્યમત—ઈન્ડીયન ફાર્માકોપીયામાં છાલ દાખલ થયેલી છે. તેમાં તેને ગ્રાહી, કટુ પૌષ્ટિક અને જ્વરઘ્ન તરિકે ગણેલી છે.

સંતત અને સતત જ્વરોમાં, સાધારણ નબળાઇમાં, સંગ્રહણીના પૂર્વરૂપમાં અતિસારમાં અને બીજાં દરદો જેમાં ગ્રાહી દવાની જરૂર પડે તે બધામાં તે સારૂં કામ કરે છે.

છાલનું ચૂર્ણ સવાર સાંજ થઇને ૧ ડ્રામ જેટલું આપવું.

છાલનો ક્વાથ ઓકની છાલનો સુંદર પ્રતિનિધિ છે. મ્હોંમાં કોગળા કરવા માટે, યોનિ ધોવા માટે તેમજ બસ્તિમાં પણ તે ઠીક યોજાય છે.

( Ph. Ind. )

ઉલ્લેખ—વ. શા. પા. ૧૪૧; રૂ. નિ. પા. ૩૪૩; N. p. 54. Brandis p. 144; Watt VI. part III p. 318; Indi. Medi. Plants p. 319.

## ૮૫ ઘઉંલા

### N. O. Meliaceæ.

નામો—प्रियंगुः, विश्वक्सेनकान्ता, गन्धप्रियंगुः, फलिनी ( સંસ્કૃત ); ઘઉંલા ( ગુજરાતી ); ગહૂંલા ( મરાઠી ); Aglaia Roxburghiana ઍગ્લેઇઆ રૅાક્સબર્ધીયાના ( લેટીન ).

परिचय— अद्रौ महीरुहः प्रियंगु बकुलाभासदलः तन्मंजरी तनुः इति

॥ शिवदत्तः ॥

गुणाः— प्रियंगुः शीतला तिक्ता मोहदाहविनाशनी ।
ज्वरवान्तिहरा रक्तमुद्रिक्तञ्च प्रसादयेत् ॥

॥ ध. नि. ॥

प्रियंगुः शीतला तिक्ता दाहपित्तास्रदोषजित् ।
वान्तिभ्रान्तिज्वरहरा वक्त्रजाड्यविनाशिनी ॥

॥ रा. नि. ॥

प्रियंगुः शीतला तिक्ता तुवरानिलपित्तहृत् ।
रक्ताभियोगदौर्गन्ध्यस्वेददाहज्वरापहा ॥
वान्तिभ्रान्त्यतिसारघ्नी वक्त्रजाड्यविनाशिनी ।
गुल्मतृड्विषमोहघ्नी तद्वद् गन्धप्रियंगुका ॥
तत्फलं मधुरं रूक्षं कषायं शीतलं गुरु ।
विबंधाध्मानबलकृत् संग्राहि कफपित्तजित् ॥

॥ भा. प्र. ॥

प्रियंगुः शीतला वान्तिदाहपित्तज्वरास्रजित् ।
मुखकांतिप्रजनना गात्रदौर्गन्ध्यनाशना ॥

॥ म. नि. ॥

चरक— १ रक्तपित्ते—कोविदारप्रियंगूणां....पुष्पचूर्णानि मधुना लिह्यात्ता रक्तपित्तिकः ॥ चि ४—६८

२ रक्तातिसारे—पीतः प्रियंगुकाकल्कः सक्षौद्रस्तण्डुलाम्बुना ॥ रक्तस्रावं जयेच्छीघ्रं धन्वमांसरसाशिनः ॥ चि १०—८९

३ कफविसर्पे—शैवालं नलमूलानि वीरा गंधप्रियंगुकौ । पृथगालेपनं कुर्याद् द्वन्द्वशः सर्वशोऽपि वा । प्रदेहाः सर्व एवैते देयाः स्वल्पघृताप्लुताः ॥ चि ११—७१

बंगसेन— ४ परिणामशूले—प्रियंगुपत्रक्काथेन वमनं परिशस्यते ॥

वैद्यमनोरमा— ५ गर्भनिष्क्रामणयोगे—वासा परूष फलिनी काकमाची शिफाः पृथक् । पिष्टा नाभेः अधो लिप्ता गर्भनिष्क्रामणप्रदाः ॥ पटल १३

वृन्द— ६ वमने—तण्डुलसलिलनिपिष्टं यः पीत्वा वमति नरः पूर्वाह्णे । फलिनीवल्कलमुष्णं हरति गरं सकफपित्तरुजम् ॥

। वमनाधिकारे ।

**વર્ણન**—ઘઉંલા એ બજારમાં ગાંધીને ત્યાં મળે છે. તેમાં સુગંધી હોય છે. શિવદત્તના મત પ્રમાણે તે પર્વતપર થતા, બોરસલ્લીના જેવાં પાનવાળા ઝાડનાં બી છે. આનાં મોટાં ઝાડ થતાં હશે એમ શિવદત્તના વર્ણન ઉપરથી અનુમાન થાય છે. ફળ બદામના જેવા ઘાટવાળાં, નાનાં ઘઉં જેવાં થાય છે. એની અંદરનો મગજ તેજ ‘ ઘઉંલા ’ નામથી ઓળખાય છે. આ બહુ સુગંધી વસ્તુ છે અને તે સુગંધી બનાવટોમાં પડે છે. પહેલાં સ્ત્રીઓ શરીર ઉપર આનો લેપ કરતી હતી એમ જણાય છે.* “ प्रियंगुकाचन्दनरूषितानां स्पर्शाः प्रियानाञ्च वराङ्गनानाम् ( चरक चि. ४—१०६ ) ઘણા પ્રાચીન સમયથી હિંદમાં તેનો ઉપયોગ ચાલતો આવ્યો છે. આનાં ઝાડ હેમન્ત ઋતુમાં પુષ્પિત થાય છે. ( सुश्रुत सू ६—२४ ).

* આજ પણ ઘઉંલા અને કપુરકાચલી જેવી ચીજો સુખડ સાથે ઘસવાનો રિવાજ છે.

## વૈદ્યકમાં ઘઉંલાનો ઉપયોગ—

ચરક— ૧ **રક્તપિત્તમાં**—ઘઉંલાનાં ફુલનું ચૂર્ણ મધ સાથે ચાટલું. ચિ ૪–૯૮

૨ **રક્તાતિસારમાં**—ચોખાના ધોવણ સાથે ઘઉંલાનું ચૂર્ણ મધ સાથે ચાટવું. રક્તાતિસાર મટે છે. પથ્ય ભોજન લેવું. ચિ. ૧૦–૮૯

૩ **કફ વિસર્પમાં**—રતવામાં ઘઉંલાના ચૂર્ણને સ્હેજ ઘીનું મોવણ દઈને પાણીમાં વાટીને લેપ કરવો. ચિ. ૧૧–૭૧.

બંગસેન— ૪ **પરિણામ શૂલમાં**—ઘઉંલાના ઝાડનાં પાનનો કવાથ પીવાથી ઉલટી થઇને પરિણામ શૂલ મટે છે.

વૈદ્યમનોરમા–૫ **ગર્ભ બહાર લાવવા માટે**—ઘઉંલાના ઝાડનું મૂળ પાણીમાં ઘસીને નાભિની નીચે ચોપડી આપવાથી ગર્ભ તુરત જ બહાર આવી જાય છે.

વૃન્દ— ૬ **ઉલટી માટે**—ઘઉંલાના ઝાડની છાલનું ચૂર્ણ, ચોખાના ધોવણ સાથે વાટીને જે માણુસ દિવસના પહેલા ભાગમાં ( સવારમાં ) પીવે છે તે માણુસને ઉલટી થઇને વિજાતીય દ્રવ્ય તેમજ કફ અને પિત્તના રોગો મટી જાય છે.

**વક્તવ્ય**—પ્રિયગું શબ્દના બે અર્થો થાય છે. (૧) કાંગ અને (૨) ઘઉંલા. ધન્વન્તરીય નિઘંટુકાર કહે છે. “ प्रियंगु=गंधद्रव्यम् कङ्गूश्च ”–પ્રથમના આચાર્યોએ કોઇ કોઈ ઠેકાણે જાણે અજાણે કાંગ અને ગંધપ્રિયંગુનો ભેદ દર્શાવેલો છે, પણ સ્પષ્ટ રીતે તો નહિ જ. ડલ્હણે પ્રિયંગુનું ઓળખાણ નથી આપ્યું, ફક્ત ‘ काङ्गनीति लोके ’ આટલું જ કહેલું છે. પ્રિયંગુ અને કાંગ અમરસિંહે ભિન્ન ભિન્ન દર્શાવ્યાં છે. કાંગ એ વૈશ્ય વર્ગમાં ગણાવેલું છે. ફક્ત ભાવપ્રકાશકારેજ પ્રિયંગુ અને ગંધ પ્રિયંગુ એવા બે ભેદો સ્પષ્ટ જણાવેલા છે. શારંગધરના ટીકાકારોએ પ્રિયંગુના ભેદ બહુજ સ્પષ્ટ શબ્દોમાં દર્શાવેલા જણાય છેઃ– ‘ प्रियंगुः लताविशेषः तस्याः फलानि नतु वृक्षप्रियंगुः म. २–१४ ’–આજ ટીકાકારોએ આવા ભેદો પાડેલા જણાય છે. વૃક્ષ પ્રિયંગુ એજ આપણા ઘઉંલા અને લતા પ્રિયંગુ એટલે કાંગ. લગભગ બધા જ ટીકાકારો ને પ્રિયંગુ અને ગંધ પ્રિયંગુનો ભેદ સમજાયો જણાતો નથી. એકજ ફલિનીના પ્રિયંગુ અને ગંધપ્રિયંગુ પર્યાયો એ વાતની સાબીતી પૂરે છે. ચરક ટીકાકાર એક ઠેકાણે “ प्रियंगुः पुष्पा

ગેતિ–ચિ. ૪–૭૧ " અને બીજે ઠેકાણે ક્ષયનીતિ પ્રસિદ્ધા–કહે છે. અમરસિંહે પણ પ્રિયંગુનાં બાર નામ આપ્યાં છે. ટીકાકાર ત્યાં કહે છે " द्वादश प्रियंगु वृक्षस्य. "

મ્હેં ચરક સુશ્રુતમાંથી પ્રિયંગુ શબ્દની જે તારવણી કરી છે તેમાં ગંધપ્રિયંગુ અને કાંગ બન્નેનો સમાવેશ થયેલો જણાય છે. ચરકમાં જ્યાં જ્યાં કુધાન્ય સાથે પ્રિયંગુની ગણત્રી આપેલી છે ત્યાં ત્યાં કાંગનો અર્થ લેવાનો છે. મેદોહર દ્રવ્યની યાદીમાં અને બીજે ઠેકાણે જ્યાં ભોજનની વાત છે ત્યાં આગળ કાંગ અર્થ લેવો મ્હને ઉચિત જણાય છે. ઘઉંલા ખવાતા નથી. કાંગ ખવાય છે. દવા તરિકે જ્યાં ઉપયોગ છે ત્યાં ઘઉલા અર્થ કરવો ઠીક છે. ભાવપ્રકાશમાં તો કાંગ અને ઘઉલાના ગુણ સરખા જ ગણાવ્યા છે तद्वत् गंध-प्रियंगुका ઇત્યાદિ. ' પ્રદેહમાં જ્યાં પ્રિયંગુ છે ત્યાં ઘઉંલા અર્થ લેવો યોગ્ય છે કારણ કે તે ઠંડુ છે.

ચરકે સંધાનીય, પુરીષસંગ્રહણ, મૂત્રવિરજનીય અને શોણિતાસ્થાપન દશેમાનિમાં પ્રિયંગુનો ઉલ્લેખ કરેલો છે.[1] પુષ્પ આસવયોનિ દ્રવ્યોમાં પ્રિયંગુ છે ( સૂ ૨૫–૪૧ ). કષાય સ્કંધમાં અને વમનોપગ તરિકે પ્રિયંગુનો ઉલ્લેખ છે. ક્ષીર શોધન માટે બીજાં દ્રવ્યો સાથે પ્રિયંગુના લેપનો પણ ઉલ્લેખ છે. યોનિ રોગમાં લેવાની દવાઓમાં પ્રિયંગુનો ઘણી જગોએ ઉલ્લેખ છે. તેલમાં સુગંધી દ્રવ્યો સાથે પ્રિયંગુ વપરાયલી છે. વિષમાં પણ પ્રિયંગુ યોજાયલી છે. બીજાં દ્રવ્યો સાથે આંખની બહાર પ્રલેપ કરવામાં પ્રિયંગુ વપરાયલી છે. ગ્રહણીના દુરાલભાસવમાં અને મૂલાસવમાં પ્રિયંગુ છે.[2] બસ્તિના પ્રયોગોમાં પ્રિયંગુ ઠીક યોજાયલી છે.

સુશ્રુતે અંજનાદિ, પ્રિયંગ્વાદિ અને એલાદિગણમાં પ્રિયંગુ યોજેલી છે. વ્રણમાં રોપણ તરિકે પ્રિયંગુ યોજાયલી છે. કુધાન્ય વર્ગમાં જે પ્રિયંગુનો ઉલ્લેખ છે ત્યાં આગળ ' કાંગ ' અર્થ કરવો.

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 814; રૂ. નિ. પા. ૨૧૮.

---

૧. આ જગાએ પ્રિયંગુનો અર્થ ઘઉંલા એમ અમૃતલાલભાઈનું કહેવું છે.

૨. ગ્રહણીના અધ્યાયમાં દુરાલભાસવમાં અને મૂલાસવમાં પ્રિયંગુનો અર્થ ઘઉલા નહિ પણ કાંગ લેવો વધારે ઉચિત છે એમ અમૃતલાલભાઈ સૂચના કરે છે.

# ज्योतिष्मत्यादि वर्ग

## ૮૬ માલકાંગણી.

### N. O. Celastrineæ.

**નામો**—ज्योतिष्मती, कटभी, सुवर्णलतिका, अलबणा, अग्निभासा, कंगुनी ( સંસ્કૃત ), માલકાંગણાં, માલકાંગણીનો વેલો ( ગુજરાતી ); પેંગી, માલકેંગોની ( મરાઠી ); માલકંગની, માલકંગી ( હિંદી ), Staff-tree—સ્ટાફ ટ્રી ( અંગ્રેજી ), Celastrus paniculata—સીલેસ્ટ્રસ પેનીક્યુલેટા ( લેટીન )

**परिचय—**

पक्वरक्तफला गुच्छा पीततैला च वर्तुला ।
पंक्तिपत्रा रक्तबीजाऽणुपुष्पा वनजा स्मृता ॥

**शिवदत्त**

ज्योतिष्मती वर्तुलपक्करक्तफला पीततैला काकुमर्द्दनिकेति लोके प्रसिद्धा ॥

**॥ डल्हण ॥**

**गुणाः—**

कटभी कटु तीक्ष्णोष्णा कफाजिच्च विरेचनी ।
मेधाकरी वर्णकरी व्रण्या जठरनाशिनी ॥
ज्योतिष्मती कटुस्तिक्ता सरा कफसमीरजित् ।
अत्युष्णा वमनी तीक्ष्णा वह्निबुद्धिस्मृतिप्रदा ॥

**॥ ध. नि. ॥**

ज्योतिष्मती तिक्तरसा च रूक्षा । किंचित् कटुः वातकफापहा च ॥
दाहप्रदा दीपनकृच्च मेध्या, प्रज्ञाञ्च पुष्णाति तथा द्वितीया ॥

कटु ज्योतिष्मतीतैलं तिक्तोष्णं वातनाशनम्
पित्तसंतापनं मेधाप्रज्ञाबुद्धि विवर्द्धनम् ।

**॥ रा. नि ॥**

ज्योतिष्मती कटुस्तिक्ता सरा कफसमीरजित् ।
अत्युष्णा वमनी तीक्ष्णा वह्निबुद्धिस्मृतिप्रदा ॥

**॥ भा. प्र. ॥**

मेध्या ज्योतिष्मती तीक्ष्णा व्रणविस्फोटनाशनी ॥

**॥ राजवल्लभ ॥**

सुश्रुतः-- १ उदरे-ज्योतिष्कफलतैलं वा क्षीरेण स्वर्जिकाहिंगुमिश्रम् पिबेत् ॥ चि १४-१०

चक्रदत्त— २ आर्त्तवलाभाय-सकाञ्जिकं....भृष्टं ज्योतिष्मतीदलम् । प्राश्य वनिता त्वार्त्तवं लभेत् ॥

बंगसेन— ३ सन्निपातोदरे-ज्योतिष्मत्याः पिबेत् तैलं पयसा वा दिनाष्टकम् ॥ ( उदर० चि० )

**વર્ણન**—માલકાંગનીના વેલા ઘણા લાંબા વધે છે. એની કોમળ શાખાઓ પાતળી સોટી જેવી લાંબી નીકળે છે. એના છેડા ઉપર ફુલ અને ફલનો ભાર આવે છે ત્યારે તે વધારે ઝુકી જાય છે. પવન આવે છે ત્યારે આ ફુલફલસમેત કોમળ શાખાઓ જ્યારે આમ તેમ ઝુકે છે ત્યારે દેખાવ સુંદર લાગે છે. પાન આંતરે આવેલાં ૨ થી ૪ કે વખતે ૫ ઇંચ લાંબાં અને ૧ થી ૩ ઇંચિ પહોળાં હોય છે. તે લંબગોળ કે તળીએ સાંકડાં અને મથાળે પહોળાં હોય છે; ને વખતે મથાળે સાંકડાં અને તળીએ પહોળાં હોય છે. કોર છીછરા દાંતાવાળી ને ટેરવાં અણીદાર હોય છે. બન્ને સપાટી લીસી ને ચળકતી હોય છે. ફુલ નાનાં, પીળાશ લેતા લીલા રંગનાં અને સ્હેજ મધુરી વાસવાળાં હોય છે. તે વૈશાખ જેઠમાં આવે છે. આષાઢ શ્રાવણમાં ફળ પાકે છે. એ ફલ ઉઘડી તેમાંનાં કેસરીયા રંગનાં રાતાં બીજ જ્યારે પોતાની મેળે બહાર આવે છે તે વખતે તે ઘણાં જ સુંદર દેખાય છે.

કાચાં માલકાંગણાનું અથાણું કરવામાં આવે છે. માલકાંગણીનાં બીજ બજારમાં ગાંધીઓને ત્યાં મળે છે.

બંગાલમાં માલકાંગણી ( જ્યોતિષ્મતી ) બીજા છોડને કહેતા હશે, કારણકે ' आयुर्वेद विज्ञानम् 'માં જે ફોટો ( પાન ૪૫૪. ભાગ ૧ લો ) આપેલો છે તે માલકાંગણીનો નથી. બુદ્ધિવર્ધક અને વાતહર તરિકે માલકાંગણીનાં બીજ લોકોમાં લબ્ધપ્રતિષ્ઠ છે.

## વૈદ્યકમાં માલકાંગણીનો ઉપયોગ.

સુશ્રુત— ૧ ઉદરમાં—માલકાંગણીનું તેલ સાજીખાર અને હિંગ સહિત, દુધ સાથે પીવાથી ઉદર રોગ મટે છે. ચિ. ૧૪-૧૦.

ચક્રદત્ત— ૨ આર્ત્તવ લાવવા માટે—માલકાંગણીનાં પાન કાંજીમાં બાફીને ખાવાથી સ્રીને નાવણ સાફ આવે છે.

**બંગસેન—** ૩ સન્નિપાતોદરમાં-૮ દિવસ સુધી માલકાંગણીનું તેલ દુધ સાથે પીવું.

**વક્તવ્ય—ચરકે** શિરોવિરેચનીય દશેમાનિમાં ज्योतिष्मतीનો ઉલ્લેખ કરેલો છે અને તે મુજબ બીજે ઘણે ઠેકાણે શિરોવિરેચન તરિકે તે યોજાયલી પણ છે. જુઓ સૂ. ૨–૩; સૂ. ૧–૭૮ ચરકે જ્યોતિષ્મતીમૂલ અને સુશ્રુતે કંદ શિરોવિરેચન તરિકે જણાવેલો છે. ચરકે જ્યોતિષ્મતી તેલનો ઉલ્લેખ નથી કર્યો; સુશ્રુતમાં ફલ તેલના ગુણ લખેલા છે. ( સૂ ૪૫–૧૧૫ ). એ તેલ પણ શિરોવિરેચન તરિકે કામનું છે એમ જણાવ્યું છે ( ચિ. ૩૧–૫ ). સુશ્રુતે માલકાંગણીનું દુધ [ शेषाणां क्षीराणि એટલે ( મહાવૃક્ષ–સપ્તચ્છદ–અર્ક અને જ્યોતિષ્મતી ) ] અધોભાગ તરિકે ગણાવેલું છે. માલકાંગણીનો કોઈપણ ભાગ તોડતાં છીર આવે છે એમ મારા જાણ્યામાં તો નથી. જયકૃષ્ણભાઇએ પણ માલકાંગણીના વર્ણનમાં કયાંયે તે વિષે ઉલ્લેખ નથી કર્યો. સુશ્રુતે અર્કાદિગણમાં ઉલ્લેખેલી છે. તિક્ત વર્ગમાં પણ છે. ( સૂ ૪૨–૧૮ ) કુષ્ઠમાં જ્યોતિષ્મતી બીજા સાથે યોજાયલી છે. ઉન્માદ–અપસ્મારમાં એકાદ જ જગોએ ચરક સુશ્રુતે તેને યોજેલી છે. વાગ્ભટે તીક્ષ્ણ ધૂમવિરેચનમાં જ્યોતિષ્મતી યોજેલી છે. સિધ્મમાં વાગ્ભટનો નીચેનો પ્રયોગ ધ્યાન ખેંચે છે. मयूरकक्षारजले सप्तकृत्वः परिश्रुतं । सिद्धं ज्योतिष्मतीतैलं अभ्यंगात् सिध्मनाशनम् ॥ ચિ ૧૯–૭૫. ભગંદરમાં પણ ઉલ્લેખ છે. ( ઉ ૨૮–૩૪ ).

માલકાંગણાં બુદ્ધિવર્ધક અને વાતહર હોવાથી કેટલાક તો તેનાં બીજ અનુક્રમે વધારીને ખાયાજ કરે છે. એવી રીતે વધારીને ૫૦ સુધી ખવાય છે. એના તેલમાં પેસાબ અને પરસેવો લાવવાનો ખાસ ગુણ હોવાને લીધે તે ઉદરમાં સારૂં કામ કરે છે. માલકાંગણાંનાં બીજ અને તેના તેલ વિષે 'વોટ ડીક્ષનેરી 'માં લંબાણથી વર્ણન આપેલું છે. અપસ્માર અને ફેફરાંના દરદોમાં માલકાંગણાંનો ઉપયોગ કરવામાં આવે છે.

' ज्योतिष्मत्यग्न्याभत्वात् ' ( ક્ષીરસ્વામી ) અર્થાત્ અગ્નિ જેવી દેદિપ્યમાન કાંતિને લીધે તેનું નામ **જ્યોતિષ્મતી** રાખવામાં આવ્યું છે. એનાં ઘણાં નામો પૈકી એક નામ ' पारावतपदी ' છે. ક્ષીર સ્વામી જણાવે છે કે त्र्यर्थे पारावतपदी, ज्योतिष्मती काकजंघा च ॥ કટભી નામ પણ સંદિગ્ધ છે. સંસ્કૃત સાહિત્યમાં ' ज्वलितमहौषधिदीपिकासनाथम् ' ( રઘુ ૯–૭૦ ) અને ' आसन्नोषधयो नेतुः नक्तमस्नेहदीपिकाः ' ( રઘુ૦ ૪–૭૫ ) આ વર્ણન આવે છે તે જ્યોતિષ્યનીને લાગુ નથી પાડી શકાતું. એ દિવ્ય ઔષધિઓ તો હિમાલયમાં ફરનારા વિરલા જ જાણી શકશે.

**નવ્યમત**—" ડૉ. **ડીમક** જણાવે છે કે આનાં બીયાંની સાથે લોબાન, લવીંગ, જાયફળ અને જાવંત્રી નાખીને તેને અર્કની પેઠે ખેંચવામાં આવે છે. આ તેલ દક્ષિણના વિજાગાપટ્ટન અને એલોર પ્રાંતમાં ઉત્તમ પ્રકારનું બનાવવામાં આવે છે, જ્યાં તે કાળી અથવા આસમાની બાટલીમાં ભરી વેચાય છે."

" માલકાંગણીમાંથી ગિશ્ર અને શબગંધી તેલ કે જેને આપણે સાધારણ રીતે ઓલીયમ નાઇગ્રમ અથવા કાળા તેલને નામે ઓળખીએ છીયે તે અને તેજ બીયાંમાંથી દાબીને કાઢેલા તેલમાં ખુલ્લી રીતે તફાવત છે. પહેલું કાળું અને ઉગ્ર, આશ્ચર્યકારક સુગંધીવાળું છે, અને બીજું પીળું અને તેલને મળતું છે. વિઝાગાપટ્ટન અને મચ્છલીપટ્ટનમાં કાળું તેલ ઉત્તમ બને છે. તે મુત્રલ, સ્વેદલ અને જ્ઞાનતંતુને ઉત્તેજન આપનાર તરિકે સારૂં છે. 'બેરબેરી' ને માટે તે ઉત્તમ અને ચોક્કસ ઓસડ છે. મેં એવા ઘણા કેસો જોયા છે કે જેઓને બીજી ઘણી દવાઓનો અઠવાડીઆંઓ અને મહીનાઓ સુધી ઉપયોગ કરતાં બીલકુલ આરામ થયો નહીં હતો, પરંતુ આ તેલ શરૂ કર્યાની સાથે તરત સારી અસર જણાઇ છે. આ તેલની પહેલી જ સરસ અસર એ થાય છે કે તેનાથી પેસાબનો જથ્થો વધે છે. અને સાથે સોજાને હતા ન હતા કરી નાખે છે. કેટલાએક કેસોમાં એક જ વખતે બેરીબેરીની સાથે સંધિવાનાં ચિન્હો લાગુ પડયાં હોય ત્યારે પણ આરામ થાય છે; પણ આ ફાયદો ઘણું કરીને થોડી મુદત પછી થાય છે. જ્યારે આ દવાનો પ્રયોગ ચાલતો હોય ત્યારે દેશી વૈદ્યો ઘણો જ હલકો થોડો ખોરાક અને સખત પથ્ય રખાવે છે—કેવળ રોટલી અને દુધ સિવાય દરદીને બીજું કંઇ આપતા નથી. આ પ્રતિબંધ મારા મત પ્રમાણે જોખમકારક અને અનુપયોગી છે. જ્યારે દરદી બેરીબેરીના વ્યાધિથી પીડાતો હોય ત્યારે તેને પુષ્કળ પોષણદાયક ખોરાકની ખાસ જરૂર છે. વળી પૂર્ણ સ્વરૂપમાં આવી ગયેલા કેટલાએક જળંદરના કેસોમાં મેં વાપર્યું છે અને તેમાં સારૂં પરિણામ આવ્યું છે. પ્રમાણ મૂત્રલ તરિકે ૧૦ થી ૩૦ મીનીમ. સ્વેદલ તરિકે ૫ થી ૧૫ મીનીમ અને જ્ઞાનતંતુને સતેજ કરવાને પણ એજ પ્રમાણથી આપવામાં આવે છે.

( ઓનરરી સર્જન **મુઇદીન શરીફ**. મદ્રાસ )

તૈલંગ લોકો આનાં બીયાંમાંથી અર્કની પેઠે ખેંચી તેલ બનાવે છે. તે તેલનાં ૧૦ થી ૧૫ ટીપાં દિવસમાં બે થી ત્રણ વાર પાનના અનુપાન સાથે આપે છે, અને સાથે માત્ર માંસ ખાવાને માટે આપે છે. મેં આ ઉપચારથી બેરીબેરીના બેથી ત્રણ કેસ સારા થયેલા જોયા છે; અને પાંડુ રોગમાંથી થયેલા જળોદરને માટે હું આપુ છું, તેનું ઘણું જ ફતેહમંદ પરિણામ આવ્યું છે.
( સરજન મેજર **લાઇન લબીચ**. કોકોનાડા. )

**નોંધ**—બંગાલી કવિરાજો આપણે જેને **કાગડોળીયો** અથવા કરોળીઓ કહીએ છીયે તેને "**જ્યોતિષ્મતી**" માને છે. ટીકાકારોએ ज्योतिष्मती काकमर्दनिका' ( સુશ્રુત ઊ. ૩૯ ). આમ લખેલું છે. કદાચ આ **કાકમર્દનિકા** અને આપણા **કાગડોળીયાને** કોઇ મળતાપણું ધારી લે એમ બને ખઈ. **તેજોવતીને** પણ ટીકાકારોએ काकमर्दनिका કહેલી છે, એટલે ઘણા વૈદ્યો તેજોવતીનું લેટીન નામ—Cardiospermum halicacabum લખે છે. ( જુઓ Journal of Ayurveda. Vol III No I માં 'Classification of ayurvedic herbs' એ નામનો ડૉ. રાધાકૃષ્ણ, એમ. બી. બી. એસ–નો લેખ ). પણ આથી તેજોવતી, કાગડોળીઓ અને માલકાંગણી એક ન ગણવાં જોઈએ. કાગડોળીઆ વિષે અન્યત્ર લખવામાં આવેલું છે. તેજોવતી વિષે નોખું વિવેચન આ ગ્રંથમાં થયું છે.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૧૪૫; રૂ. નિ. પા. ૧૩૦; N. p. 57. Watt II p. 237; વનસ્પતિ ગુણાદર્શ. પાનું ૫૭૪; Indi. Medi. Plants p. 327.

---

## ૮૭ વિકળો

### N. O. Celastrineæ.

**નામો**—विकंकत, व्याघ्रपादी ( સંસ્કૃત ), વિકળો, વીકલો ( ગુજરાત ), વીકરો ( પોરબંદર ); ચેકર, ચેકળ ( મરાઠી ); બૈંકલ ( હિંદી ); વીંગર ( બલુચી૦ ) કક ( અજમેર ); દાંતી ( તેલુગુ ); Gymnosporia Montana-જીમનોસપોરીયા મોન્ટેના ( લેટીન ).

**ગુણાઃ**— विकंकतो मधुश्चाम्लः कषायः शीतलो जयेत् ।
बलासपित्तशोफास्रविकारान् कामलाम् तथा ॥
पाककालेऽतिमधुरो दाहं शोषं च नाशयेत् ।
दीपनः पाचनश्चैव व्रणलूतार्शोनाशनः ॥
तत्फलं वातलं चाम्लं पक्कं स्वादु त्रिदोषहृत् ।
विकंकतं च नात्युष्णं दोषहृत् नेत्रपुष्पाजित् ॥
विकंकतोऽम्लमधुरः पाकेऽतिमधुरो लघुः ।
दीपनः कामलास्रघ्नः पाचनः पित्तनाशनः ॥

॥ नि. र. ॥

विकंकतफलं पक्कं मधुरं सर्वदोषनुत् ॥

॥ भा॰ प्र॰ ॥

**વર્ણન**—વિકળાનાં ઝાડ ૬ થી ૧૦ ફીટ જેટલાં ઉચાં થાય છે. ડુંગરાઉ જમીનમાં તે વિશેષ થાય છે. પાન આંતરે આવેલાં હોય છે, કોઈવાર કાંટા અને ડાળો ઉપર એક જ જગોએથી ઘણાં પાન ઘચૂંબની પેઠે પાસે પાસે નીકળેલાં હોય છે. પાન મથાળે પહોળાં અને ડીંટડી તરફ સાંકડાં થતાં, અથવા કોઈવાર બન્ને છેડે સાંકડાં થતાં અથવા ટેરવાં પાસે ઘણાં પહોળાં અને ટેરવે અંદર બેસતી ખાંચવાળાં હોય છે. પાનની કોર થોડી ઘણી કાંગરીદાર હોય છે. ફુલ સૂક્ષ્મ, ધોળાં શિયાળામાં આવે છે. ફળ પ્રથમ પીળાસ લેતાં લીલા રંગનાં કે જાંબુડી રંગનાં અને પાકે એટલે કાળાં પડી જાય છે. આ ફળ ખટમધુરાં હોવાથી ખાવાની લહેજત આવે છે. ફળ ડાળી ઉપર પાકી જાય છે.

**ગુણ**—વિકળો ખટમધુરો છે. ઠંડો છે. કફ, પિત્ત, સોજો, લોહીના વિકારો, કમળો વિગેરેને મટાડે છે. પાકાં ફળ બહુ જ મધુર હોય છે અને તે ખાવાથી દાહ અને શોષને મટાડે છે. દીપન, પાચન, વ્રણ, અર્શ વિગેરેનો નાશ કરે છે. વિકળો બહુ ગરમ નથી; આંખના ફુલાને સારૂં કરનાર છે, પિત્તને ટાળનાર છે, પાચન કર્તા અને કમળો મટાડનાર છે.

**વક્તવ્ય**—ચરકે તિક્તસ્કંધમાં અને શાકવર્ગમાં વિકંકતનો ઉલ્લેખ કરેલો છે. સુશ્રુતે પ્રમેહ અને વિદ્રધિમાં વિકંકત બીજાં સાથે યોજેલું છે. આ સિવાય બીજા ઉલ્લેખો મળતા નથી. ભાનુજી દીક્ષિતના વખતમાં વીકળાનું નામ ' કઠેર ' પ્રચલિત હતું.

નૉટ સાહેબ લખે છે કે આની છાલને વાટીને રાઇના તેલમાં મેળવીને માથે લગાડવાથી જૂનો નાશ થાય છે.

પેસાબ બંધ થયો હોય તો વીકળાની રાખ પાણીમાં ડોઇને પીવડાવે છે. વીકળાનાં પાનને વાટીને તેની પોટીસ આંખ દુઃખતી હોય તો તેના ઉપર મૂકાય છે.

વીકળાના પાનનો રસ આંખમાં આંજવાથી આંખનું ફુલું મટે છે.

બ્રંડીસે Gymnosporia ની ૧૬ જાતોનો ઉલ્લેખ કર્યો છે.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૧૪૯; રૂ. નિ. પા. ૩૯૨; N. p. 57; Watt. II p. 239; Brandis p. 163: Indi. Medi. Plants p. 330.

# —बदर्यादि वर्ग—

## N. O. Rhamnaceæ.

## ૮૮ બોરડી.

નામો—(૧) बदरी (સંસ્કૃત); બોરડી (ગુજરાતી); બોર, બહેર (મરાઠી); બેર, બેરિ (હિંદી); કુલ-બરૂઈ (બંગાલી); કુનાર (ફારસી); Jujub જુજુબ (અંગ્રેજી); Zyziphus jujuba ઝાઇઝીફસ્ જુજુબા (લેટીન)

(૨) भूबदरी, बहुकटका, सूक्ष्मफला (સંસ્કૃત;); ચણીબોર (ગુજરાતી); પાલેરાં (પોરબંદર); જંગલી બહેર, જંગર (મરાઠી); કાંટેબેર, ઝડીયાબેર (હિંદી); વનકુલ, લતાબરૂઈ (બંગાલી); Z. Nummularia ઝાઇઝીફસ્ ન્યુમ્યુલેરીયા (લેટીન).

(૩) घोण्टा (સંસ્કૃત); ગટબોરડી (ગુજરાતી); ગુટવેલ (પોરબંદર); કાંટે ગુટી (મરાઠી); કટબેરા, સીતાબેર (હિંદી); Z. Xylopyrus (લેટીન).

गुणाः—

कर्कन्धुकोलबदरमामं पित्तकफावहम् ।
पक्कं पित्तानिलहरं स्निग्धं समधुरं सरम् ॥
पुरातनं तृट्शमनं आमघ्नं दीपनं लघु ।
सौवीरबदरं स्निग्धं मधुरं वातपित्तजित् ॥

॥ ध. नि. ॥

बदरं मधुरं कषायमम्लं परिपक्कं मधुराम्लमुष्णमेतत् ।
कफकृत् पचनातिसारसक्त श्रमशोषार्त्तिविनाशनञ्च रुच्यम् ॥
बदरस्य पत्रलेपो ज्वरदाहविनाशनः ।
त्वचा विस्फोटशमनी बीजं नेत्रामयापहम् ॥
राजबदरः सुमधुरो शिशिरो दाहार्तिपित्तवातहरः ।
वृष्यश्च वीर्यवृद्धिं कुरुते शोषश्रमं हरते ॥
भूबदरी मधुराम्ला कफवातविकारहारिणी पथ्या ।
दीपनपाचनकर्त्री किंचित् पित्तास्त्रकारिणी रुच्या ॥
लघुबदरं मधुराम्लं पक्कं कफवातनाशनं रुच्यम् ।
स्निग्धं तु जन्तुकारकमीषत्पित्तार्तिदाहशोषघ्नम् ॥

॥ रा. नि. ॥

बदरीफलमज्जा तु तुवरा मधुरा मता ।
शुक्रदा बलदा वृष्या कासश्वासतृषापहा ॥
वातघ्नी छर्दिदाहघ्नी पित्तहा मुनिभिर्मता ॥

॥ नि० र० ॥

पच्यमानं सुमधुरं सौवीरं बदरं महत् ।
सौवीरं बदरं शीतं भेदनं गुरु शुक्रलम् ॥
सौवीराल्लघु संपक्कं मधुरं कोलमुच्यते ।
कोलन्तु बदरं ग्राहि रुच्यमुष्णञ्च वातलम् ॥
कफपित्तकरञ्चापि गुरु सारकमीरितम् ।
कर्कन्धु क्षुद्रबदरं कषायं मधुरं मनाक् ॥
स्निग्धं गुरु च तिक्तं च वातपित्तापहं स्मृतम् ।
शुष्कं भेद्यग्निकृत् सर्व्वं लघु तृष्णाक्लमास्रजित् ॥

॥ भा० प्र० ॥

मधुरं बदरं स्निग्धं भेदनं वातपित्तजित् ।
तच्छुष्कं कफवातघ्नं पित्तेन च विरुध्यते ॥

चरक सू–२७–१३५

चरकः— १ अर्शःसु–कोलोत्क्वाथेऽथवा कोष्णे....।....तं शूलार्त्तमुपवेशयेत् । चि–अ–८....१३७

२ अतिसारे बदरम्–....यूषेण बादराणामथवापि वा ॥ दधिदाडिमासिद्धेन बहुस्नेहेन भोजयेत् ॥ चि–अ–१०....३४

३ मदात्ययस्य दाहे–बदरीपल्लवोत्थाश्च तथैवारिष्टकोद्भवाः फेनिलायाश्च यः फेनः तैर्दाहे लेपनं शुभम् ॥ चि–१२–१५८

४ स्वरभेदे कासे च–बदरीपत्रकल्कं वा घृतभृष्टं ससैन्धवम् । स्वरभेदे च कासे च लेहमेतत्प्रयोजयेत् ॥ चि–अ २२–१७९

सुश्रुत— ५ अतिसारे–तद्वल्लीढं मधुयुतं बदरीमूलमेव तु ॥ उ. ४०

वाग्भटः— ६ प्लीह्नि–तैलोन्मिश्रैः बदरकपत्रैः सन्मर्दितैः समुपनद्धः । मुषलेन पीडितोऽनुयाति प्लीहा पयोभुजो नाशम् ॥ चि–अ–१५

वृद्धवाग्भट— ७ कासे–पिबेत् बदरमज्जानं मदिराद्भिमस्तुभिः ॥

चक्रदत्त— ८ रक्तातिसारे–शल्लकीबदरी....त्वचः । पीताः क्षीरेण मध्वाढ्याः पृथक् शोणितनाशनाः ॥

९ मसूरिकायाम्–लिह्याद्वा बादरं चूर्णं पाचनार्थं गुडेन तु । अनेनाशु विपच्यन्ते वातपित्तकफात्मिकाः ॥

१० प्रदरे–गुडेन बदरीचूर्णं... पृथक् प्रदरनाशनाः ॥

११ स्थौल्ये–बदरीपत्रकल्केन पेया काञ्जिकसंयुता । स्थौल्यनुत्....॥

भावप्रकाशः— १२ प्रवाहिकायाम्–धातकीबदरीपत्रं....। एकतो दध्ना पिबेत् प्रवाहिकार्दितः ॥

वंगसेन— १३ भस्मकाग्निप्रतीकारार्थम् कोलास्थिमज्जकल्कस्तु पीतो वाप्युदकेन वै । अचिराद्विनिहन्त्येष प्रयोगो भस्मकं नृणाम् ॥

शोढल— १४ प्रदरे–सममधुगुडभागं श्लक्ष्णकर्कन्धुचूर्णम् । प्रदरशमनमुक्तं योषितां खाद्यमानम् ॥

१५ शिरोरोगे—ललाटे बदरीमूलपिप्पलीनां प्रलेपनम् । हन्ति सर्वत्रतो लग्ना रुजो दैन्यमिव व्यथाम् ॥

વર્ણન—બોરડીની ઘણી જાતો થાય છે. કાશી તરફ જે મોટાં બોર થાય છે તેને ગુજરાતમાં ' કાશીબોર કહે છે. રાજ બદર તે આજ હશે. ચણીબોર વિગેરે બહુ પ્રસિદ્ધ છે. ગટબોરડીનાં ફળ ખાવામાં નથી આવતાં. એકાદ જાત એવી પણ થાય છે કે જેને બારે માસ ફળ આવ્યા કરે છે. કેટલીક એવી પણ જાતો થાય છે કે જેમાં ઠળીયો જ નથી હોતો—સુરતમાં આવાં બોર થાય છે એમ સાભળ્યું છે.

બ્રેંડીસે બોરડીની ૧૪ જાતો ગણાવેલી છે.

## વૈદ્યકમાં બોરડીનો ઉપયોગ.

ચરક— ૧ હરસમાં—બોરડીના મૂળની છાલના કવાથમાં શુલવાળાએ બેસવું હિતાવહ છે. ચિ. ૯–૮

૨ અતિસારમાં–બોરડીના મૂળની છાલનો કવાથ, દહીં અને ખાટા દાડમના રસમાં ખૂબ તેલ નાખીને પી જવો. ચિ. ૧૦

૩ મદાત્યયના દાહમાં–કુળાં બોરડીનાં પાન લાવી તેને ખાંડીને પાણીમાં વલોવવાં. ઉપર જે ફીણ આવે તે લઈને શરીરે ચોપડવું. ઠંડક પડશે. ચિ. ૧૨

૪ ઘાંટો બેસી ગયો હોય તેમાં અને ખાંસીમાં–બોરડીનાં પાનના કલ્કને ઘીમાં શેકી નાખી સિંધાલુણ નાખી તે ચાટી જવું. ઘાંટો ઉઘડશે અને ખાંસી મટશે. ચિ. અ. ૨૨.

સુશ્રુત— ૫ અતિસારમાં–બોરડીનાં મૂલની છાલનું ચૂર્ણ મધ સાથે ચાટવું. ઊ. ૪૦.

વાગ્ભટ— ૬ બરોળમાં બોરડીનાં પાનને ખુંદી, તેલ નાખી તેની થેપલી કરી બરોળ ઉપર બાંધી દેવી. ઉપરથી સાંબેલા–મૂષલ–વડે દબાવવું. ખોરાકમાં ફક્ત દુધ લેવું. બરોળ મટે છે.

વૃદ્ધવાગ્ભટ—૭ ખાંસીમાં–બોરની મીંજોનું ચૂર્ણ મદિરા અને દહીં સાથે પીવું.

ચક્રદત્ત— ૮ રક્તાતિસારમાં–બોરડીની છાલનું ચૂર્ણ, દુધ અને મધ સાથે પી જવું.

૯ શીતળામાં–બોરનું ચૂર્ણ ( ફળની છાલનું ચૂર્ણ ) ગોળ સાથે ખાવાથી શીતળાનો દોષ પાકી જાય છે એટલે શીતળા પણ જલદી મટે છે.

૧૦ પ્રદરમાં–બોરડીના મૂળની છાલનું ચૂર્ણ ગોળ સાથે પીવું.

૧૧ સ્થૂલતામાં–બોરડીનાં પાનની કાંજીમાં પેયા ( રાબ ) બનાવી પીવાથી સ્થૌલ્ય મટે છે.

ભાવપ્રકાશ—૧૨ ઝાડામાં–બોરડીનાં પાનનું ચૂર્ણ દહીં સાથે પીવું.

બંગસેન— ૧૩ ભસ્મક નામના રોગમાં–બોરડીના ફળમાંથી મીંજો કાઢી લેવી. આ મીંજનું ચૂર્ણ પાણી સાથે પીવાથી ભસ્મકનો રોગ મટે છે.

શોઢલ— ૧૪ પ્રદરમાં–ચણીબોરનું બારીક ચૂર્ણ મધ અને ગોળ સાથે ચાટવાથી સ્ત્રીઓનો પ્રદર રોગ મટે છે.

૧૫ માથાના રોગમાં–બોરડીનાં મૂળ અને લીંડીપીપર ઘસીને માથે ચોપડવાથી માથું ચઢેલું ઉતરી જાય છે.

વક્તવ્ય—અમરકોષમાં બોરડીના શબ્દો–કર્કન્ધુ, બદરી, કોલી છે, અને કર્કન્ધુના પર્યાયો ( ટીકાકારની સમજુતી પ્રમાણે ) કોલ, કુવલ, ફેનિલ, સૌવીર,

બદર, ઘોણ્ટા—આ પ્રમાણે છે. શ્રી ભાનુજી દીક્ષિત નીચે પ્રમાણે સમજુતી આ બન્ને માટે આપે છેઃ—" स्वामी तु आद्यास्त्रयो वृक्षार्थाः । अन्ये फलार्थाः । घोण्टा तु उभयार्था इत्याह ॥ स्वामी तु घोण्टाकोले व्यत्यासेन पठति ॥ " અર્થાત્ ક્ષીરસ્વામીના મત પ્રમાણે જ્યાં આગળ कर्कन्धु, बदरी અને कोली એવા શબ્દો આવે ત્યાં આગળ વૃક્ષનાં અંગો વાપરવાં, ફુલ નહિ; અને જ્યાં આગળ કોલ, કુવલ, ફેનિલ, સૌવીર, બદર, ઘોણ્ટા—આવે ત્યાં આગળ ફકત ફૂલ જ લેવાં. ઘોણ્ટા બન્ને રીતે વપરાય. ટીકાકાર ક્ષીરસ્વામિનૂ આ વિષય ઉપર નીચે પ્રમાણે લખે છેઃ—

बदरी स्निग्धपत्रा च राष्ट्रवृद्धिकरी तथा ।
फलं तस्याः स्मृतं कोलं कोकिलं फेनिलं कुहम् ॥

અર્થાત્ બદરીવૃક્ષનાં ફલ જે બોર તેના જ ' કોકિલ–ફેનિલ–કુહ ' વિગેરે શબ્દો પર્યાયો છે.

घोण्टा માટે નીચે પ્રમાણે ઓળખાણ મળે છે—बदरीसदृशाकारो वृक्षः सूक्ष्मफलो भवेत् । अटव्यामेव सा घोण्टा गोपघोण्टेति सोच्यते ॥ અર્થાત્ બોરડીના જેવું જ પણ સૂક્ષ્મ ફળવાળું ઝાડ જંગલમાં થનારૂં તેજ घोण्टा—ગટબોરડી. गोपघोण्टा એનું બીજું નામ. घुणति वृत्तत्वात् भ्रमति इति घोण्टा. ટીકાકારોએ કર્કન્ધુનું નિરૂકત નીચે પ્રમાણે આપેલું છે.

कर्कं कण्टकं दधाति इति कर्कन्धुः । भा. दी.
कर्कलोहिता अन्धुः कर्कन्धुः । क्षी. स्वा.

सौवीर, बदर, कोल એ શબ્દો પણ બોરડીના ફલને માટે જ યોજાયલા છે એમ વળી બીજા કેટલાક માને છે.

फेनिलं फेनोऽस्यास्ति इति. भा. दी.
फेनिलं कफवर्धनात् । क्षी. स्वा. ઇત્યાદિ

ચરકે બદર અને કર્કન્ધુને નોખાં ગણાવેલાં છે. જુઓ-अम्लं परूषकं द्राक्षा बदर्याण्यारुकाणि च । पित्तश्लेष्मप्रकोपीणि कर्कन्धुलकुचान्यपि ॥ सू. २७–१२६. તેમજ વિમાન સ્થાનના ૮ મા અધ્યાયમાં વિરેચનોપગ દ્રવ્યોની ગણત્રી પ્રસંગે પણ ' बदरखर्जूरकर्कन्धुभिश्च ' આમ સ્પષ્ટ જુદો ઉલ્લેખ કરેલો છે. સુવાવડીના ઓરડાની આસપાસ-સૂતિકાગૃહની ચારે બાજુ જે ઝાડોની શાખાઓ નાખી રાખવાનું કહેલું છે તેમાં कर्कन्धु આવે છે ( चि. ८–१०१ ). कोल અને कर्कन्धु નો પણ જુદો ઉલ્લેખ છે ( चि. १८–१२१ ).

ચરકે 'બદર બીજ'ને હિક્કાનિગ્રહણ, બદર ફલને શ્રમહર અને દુધ અને બદરને ઉદર્દપ્રશમન, વિરેચનોપગ, સ્વેદોપગ દશેમાનિમાં ગણાવેલું છે. વિરેચનોપગ દશેમાનિમાં कुवलबदरकर्कन्धु નો ઉલ્લેખ છે. બદર અને કર્કન્ધુને ફલાસવના લીસ્ટમાં ગણાવેલાં છે. બદર અમ્લફલ હોવાથી દુધ સાથે વિરૂદ્ધ ગણેલું છે ( સૂ ૨૬–૧૧૬ ). બદરને કષાય તેમજ અમ્લસ્કંધમાં ગણાવેલું છે.

સુશ્રુતે વાતસંશમન વર્ગમાં કોલ અને બદરનો ઉલ્લેખ કરેલો છે.

**નવ્યમત**—ચણીબોરના છોડવા અત્યંત ઉપયોગી છે. જ્યાં ઘાસચારાની તંગી છે ત્યાં આગળ જ એની ખરી કિંમત અંકાય છે. ડૉ. વૉટ આ નાનકડા અને સાધારણ રીતે તુચ્છ મનાતા છોડવાનાં ગુણગાન નીચે પ્રમાણે ગાય છે:—
"*Brandis* states that during the famine of 1869, which drove large numbers of the inhabitants of *Marvar* and other parts of Western Rajputana from their homes, it served as food for thousands. "In the winter 1869–70," he writes, "the crop of these berries had been plentiful and when I marched through Rajputana from Agra to Gujarat in December 1869 and January 1870, I found the shrubs completely stripped off their fruits wherever the flocks of hungry emigrants from Marvar had passed through." The leaves form a most valuable fodder for camels, goats, buffaloes and cows and are highly esteemed in the sandy districts of Sind, the Punjab and Baluchistan. They are supposed to be heating and to promote the secretion of milk."

**ઉલ્લેખ**—વ. શા. પા. ૧૪૯–૧૫૧–૧૫૪; रु. नि. પા, ૪૨૩; N. p. 59; Watt VI part IV p. 367; Indi. Medi. Plants p. 335.

# द्राक्षादि वर्ग

## N. O. Ampelideæ.

### ૮૯ દ્રાક્ષ.

**નામો:**—द्राक्षा, मृद्वीका, चारुफला, गोस्तनी ( સંસ્કૃત ); દ્રાક્ષ, કીસમીસ્ ( ગુજરાતી ); અંગુર ( હિંદી ); અંગુર ( બંગાલી ); દ્રાક્ષ ( મરાઠી ); આંગુર (ફારસી); grape—ગ્રેપ ( અંગ્રેજી ); Vitis Vinifera—વાઈટીસ્ વીનીફેરા (લેટીન).

**ગુણા:**—

द्राक्षा हृद्यरसा स्वर्य्या मधुरा स्निग्धशीतला ।
रक्तपित्तज्वरश्वासतृष्णादाहक्षयापहा ॥
मृद्वीका मधुरा स्निग्धा शीता वृष्या तु लोमनी ।
रक्तानिलश्वासकासभ्रमतृष्णाज्वरापहा ॥

॥ ध० नि० ॥

द्राक्षातिमधुराम्ला च शीता पित्तार्तिदाहजित् ।
मूत्रदोषहरा रुच्या वृष्या सन्तर्पणी परा ॥
गोस्तनी मधुरा शीता हृद्या च मदहर्षिणी ।
दाहमूर्च्छाज्वरश्वासतृषाहृल्लासनाशिनी ॥
शिशिरा श्वासहृल्लासनाशिनी जनवल्लभा ।
द्राक्षाबालफलं कटूष्णविशदं पित्तास्रदोषप्रदम् ।
मध्यं चाम्लरसं रसान्तरगते रुच्यातिवह्निप्रदम् ॥
पक्वं चेन्मधुरं तथाम्लसहितं तृष्णास्रपित्तापहम् ।
पक्वं शुष्कतमं श्रमार्तिशमनं संतर्पणं पुष्टिदम् ॥
शीता पित्तास्रदोषं शमयति मधुरा स्निग्धपाकातिरुच्या
चक्षुष्या श्वासकासश्रमवमिशमनी शोफतृष्णाज्वरघ्नी ।
दाहाध्मानश्रमादीनपनयति परा तर्पणी पक्वशुष्का
द्राक्षा सुक्षीणवीर्य्यानपि मदनकलाकेलिदक्षान् विधत्ते ॥

॥ रा० नि० ॥

वृष्या स्यात् गोस्तनी द्राक्षा गुर्वी च कफपित्तनुत् ।
अबीजाऽन्या स्वल्पतरा गोस्तनीसदृशी गुणैः ॥
द्राक्षा पर्वतजा यादृक् तादृशी करमर्द्दिका ॥

॥ भा० प्र ॥

तृष्णादाहज्वरश्वासरक्तपित्तक्षतक्षयान् ।
वातपित्तमुदावर्तं स्वरभेदं मदात्ययम् ॥
तिक्तास्यतामास्यशोषं कासञ्चाशु व्यपोहति ।
मृद्वीका बृंहणी वृष्या मधुरस्निग्धशीतला ॥

॥ चरक ॥

सुश्रुत— १ मूत्ररोधज उदावर्ते—....द्राक्षारसमथापि वा ॥ ॥ सुश्रुत ॥ उ—अ-५५

वाग्भट— २ मदात्ययस्य पिपासायाम्—तृष्यते चातिबलवद्वातपित्ते समुद्धते । दद्यात् द्राक्षारसं पानं शीतं दोषानुलोमनम् ॥ चि—अ—७

३ मूत्रकृच्छ्रे—तोयेन कल्कं द्राक्षायाः पिबेत् पर्युषितेन वा ॥ चि--अ—११

चक्रदत्त— ४ रक्तपित्ते-पुराणसर्पिषः प्रस्थो द्राक्षार्धप्रस्थसाधितः कामलागुल्मपाण्डर्त्तिज्वरमेहोदरापहः ॥

शोढल— ५ सन्निपातज्वरे स्फुटितजिव्हायाम्—उच्छुष्कां स्फुटितां जिव्हां द्राक्षया मधुपिष्टया । प्रलेपयेत् सघृतया सन्निपातात्मके ज्वरे ॥

६ रक्तपित्ते—....पथ्याखर्जूरगोस्तनाः मधुना घ्नन्ति संलीढ रक्तपित्तं पृथक् पृथक् ॥

वैद्यमनोरमा— ७ गर्भशूले-पीता क्षौद्रोपेता मृद्वीका गर्भशूलहरा ॥

વર્ણન—દ્રાક્ષ ઇરાન તથા કાબુલમાં પુષ્કળ થાય છે અને ત્યાંથી હિંદુસ્તાનમાં આવે છે. આ દેશમાં પણ બાગબગીચાઓમાં માંડવાઓ ઉપર દ્રાક્ષના વેલાઓ ચઢાવેલા હવે જોવામાં આવે છે. દ્રાક્ષના વેલા બહુ વિસ્તારવાળા થાય છે. ડાંડીનો રંગ રતાશ લેતો, પાંદડાં હાથના પંજા જેવાં, કાંગરાવાળાં હોય છે. ફળના ઝુમખા આવે છે. દ્રાક્ષ ઘણી જાતની થાય છે. અંગુર, મુનક્કા, કીસમીસ વિગેરે જાતો હાલમાં પ્રસિદ્ધ છે.

દ્રાક્ષની અંદરથી ટાર્ટરીક એસીડ બનાવવામાં આવે છે. તેમાંથી 'ગ્રેપ સુગર' પણ કાઢવામાં આવે છે. દ્રાક્ષનો દારૂ પણ બનાવવામાં આવે છે.

## વૈદ્યકમાં દ્રાક્ષનો ઉપયોગ

સુશ્રુત— ૧ મૂત્ર અટકી જવાથી પેટ ચઢ્યું હોય તેમાં–દ્રાક્ષનો રસ આપવો. ઉ. સ્થા. અ. ૫૫.

વાગ્ભટ— ૨ મદાત્યયની તરસમાં–દ્રાક્ષનો રસ પીવા આપવો. ચિ. ૭

૩ મૂત્રકૃચ્છ્રમાં–દ્રાક્ષનો રસ પીવો અથવા રાતના વાસી પાણીમાં દ્રાક્ષને વાટીને તે પાણી પી જવું. ચિ. અ. ૧૧.

ચક્રદત્ત— ૪ રક્તપિત્તમાં–૦॥ પ્રસ્થ ( ૩૨ તોલા ) દ્રાક્ષ અને ૧ પ્રસ્થ ( ૬૪ તોલા ) જુનું ઘી–આ બેને પકાવીને ઘી સિદ્ધ કરી લેવું. આ ઘી મધ સાથે ખાવાથી કમળો, ગુલ્મ, પાંડુ, રક્તપિત્ત વિગેરે મટે છે.

શોઢલ— ૫ સન્નિપાત જ્વરમાં જીભ ફાટી જાય છે તે માટે–દ્રાક્ષને મધમાં વાટીને ઘી સાથે જીભ ઉપર ચોપડવી.

૬ રક્તપિત્તમાં–મધ સાથે દ્રાક્ષ ચાટવાથી રક્તપિત્ત મટે છે.

વૈદ્યમનોરમા–૭ ગર્ભશૂળમાં–મધ સાથે દ્રાક્ષ ચાટવાથી ગર્ભશૂળ મટે છે.

**દ્રાક્ષના ભેદ**—દ્રાક્ષા ( અંગુર ), કપિલ દ્રાક્ષા ( કાળી દ્રાક્ષ ), ક્ષુદ્ર દ્રાક્ષા ( કીસમીસ ), ગોસ્તની દ્રાક્ષા ( મુનેકકા ) અને આ ઉપરાંત ભાવમિશ્રે બીજી એક પર્વત દ્રાક્ષાનો ઉલ્લેખ કરેલો છે. ઘણા પ્રાચીન વખતથી કાશ્મીર દ્રાક્ષની પેદાશ માટે પ્રસિદ્ધ છે. દ્રાક્ષનું એક નામ 'कारमीरिका' એવું છે. કાબુલથી આપણા દેશમાં 'અંગુર' બહુ મોટા જથામાં આવે છે. રાજનિઘંટુકારે આમ, અર્ધપક્વ અને પક્વશુષ્ક દ્રાક્ષના ગુણનો ઉલ્લેખ કરેલો છે. ચરકમાં કેવળ મૃદ્વીકા અને સુશ્રુતમાં કેવળ દ્રાક્ષના ગુણનો ઉલ્લેખ છે.

**વક્તવ્ય**—ચરકે આસવયોનિ લીસ્ટમાં દ્રાક્ષને ગણાવેલી છે. 'દ્રાક્ષાસવ' ની બનાવટ જગમશહૂર છે. રાજનિઘંટુકાર નરહરિએ તેના ગુણ નીચે પ્રમાણે લખ્યા છે:-मार्द्वीकं लेखनं हृद्यं नात्युष्णं मधुरं सरम् । अल्पपित्तानिलं पांडुमेहार्शःक्रिमिनाशनम् ॥

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 344; N. p. 63; વનસ્પતિ ગુણાદર્શ. પા. ૫૦૫; રૂ. નિ. પા. ૩૯૮.

---

## ૯૦ ખાટખટુંબો.

### N. O. Ampelideæ.

**નામો**—अम्लपर्णी ( સંસ્કૃત ); ખાટખટુંબાની વેલ ( ગુજરાત ); ઓડી, આંબટવેલ, તામાનીઆ ( મરાઠી ); અમલવેલ, ગીદડ દ્રાખ ( હિંદી ); Vitis Carnosa–વાઇટીસ કારનોસા ( લેટીન ).

गुणाः— अत्यम्लपर्णी तीक्ष्णाम्ला प्लीहशूलविनाशिनी ।
वातहृद्दीपनी रुच्या गुल्मश्लेष्मामयापहा ॥

रा. नि

अम्लवल्ली दीपनी स्यात्तीक्ष्णाम्ला रुचिदा मता ।
कफशूलगुल्मवातप्लीहनाशकरी मता ॥

नि. र

अम्लपर्णी वातकफशूलस्य च विनाशिका ॥
( वै. निघण्टुः )

**વર્ણન**—આના વેલા ચોમાસે ઘણા જોવામાં આવે છે. એનાં પાન ત્રણ પાનના ત્રેખડાની માફક ત્રણ ત્રણ આવેલાં હોય છે. એ માંતરે આવેલાં હોય છે. તેની ડીંટડી લીલા કે રતાશ લેતા રંગની સ્લેટ પેન જેવી જાડી હોય છે. પાનની આ મુખ્ય ડીંટડીના ટેરવા પાસેથી એક વચમાં અને એકેક તેની બન્ને બાજુએ એમ ત્રણ પાન આવેલાં હોય છે. વચલું પાન મોટું હોય છે. પાનની કોર પર કાંગરી કે દાંતા હોય છે. પાન જાડાં, રસભર્યાં, ઘેરા લીલા રંગનાં હોય છે. પાનની ડીંટડીના થડમાં બન્ને બાજુ એકેકું જુદું ઉપપાન હોય છે. પાનની સામી બાજુ શાખાઓ ઉપર તંતુઓ નીકળેલા હોય છે. એ ફાંટાને ટેરવે ગોળ સૂક્ષ્મ રસકુપ્પી ( gland ) હોય છે, જેમાંથી ચીકણો ચીક વહેતો હોય છે. એ કુપ્પી ભીંત કે ઝાડ ઉપર ચોટતાં ચપટ ચોટી જાય છે. પુષ્પ ધારણ કરનારી સળી, ફુલની ડીંટડી, પુષ્પબાહ્યકોષ અને પાંખડીઓ વિગેરે સઘળાં લીલા રંગનાં અને સૂક્ષ્મ વાળની રૂવાંટીવાળાં હોય છે. ફુલ ઘણાં જ નાનાં હોય છે. ફલ પ્રથમ લીલાં અને પાકે છે ત્યારે કાળા રંગનાં થઇ જાય છે. તેની અંદર જાંબુડો રસ હોય છે.

**वक्तव्य**—ચરક, સુશ્રુત, વાગ્ભટ, ધન્વન્તરિ નિઘંટુ વિગેરેમાં अम्लपर्णी નો ઉલ્લેખ નથી. રાજનિઘંટુકારે એને वल्लीसुरणा નામ આપેલું છે. સ્વ. કેતો-ભટ્ટ એનો અર્થ " સુરણની પેઠે એને પાંચ પાંદડાં એક ડાંડલીમાં થાય છે " એમ કરે છે. વર્ણન જોતાં આ અર્થ મળતો નથી આવતો. કંદ મોટો થાય છે એટલે કદાચ સૂરણ જોડે સરખામણી કરી હશે ? આ ખાટખંબાનાં પાન બહુ ખાવામાં આવે તેઃ ગળું બેસી જાય છે એમ સદ્દગત પંડિત ભગવાનલાલ ઈંદ્રજીનું માનવું હતું.

જે ખાટખટુંબાનાં ભજીયાં કરીને લોકો ખાય છે તે છોડ આંથી ઘણો જુદો છે. બન્નેના વર્ગ જુદા છે. તેનું લેટીન નામ Bryophyllum Calycinum છે. ( N. O. Crassulaceæ )

સ્વ. કીર્તિકરે આનું લેટીન નામ ' Vitis trifolia ' રાખ્યું છે. એઓ શ્રીએ પણ સંસ્કૃત નામ अम्लपर्णी રાખ્યું છે.

**નવ્યમત**—ઇલીયટ જણાવે છે કે બળદીયાની ખાંધ આવી ગઈ હોય છે ( Yokesore ) તો આનાં પાનાંની લુગદી બાંધવામાં આવે છે.

ઇરવીનના મત પ્રમાણે બીજ અને પાંદડાંની પોટીસ વડે શેક Embrocation કરવામાં આવે છે. સ્ટયુઅર્ટ કહે છે કે લીંડીપીપર સાથે મૂળ વાટીને ગડગુંબડ ઉપર ચોપડાય છે. આનું મૂળ ( કામરાજ. H ) ગ્રાહી દવા તરિકે વપરાય છે.

ઇન્ડીયન મૅડીસીનલ પ્લૅંટ્સ પા. ૩૪૮.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૧૫૮; રૂ. નિ. પા. ૫૯૯; N. p. 62; Watt VI part IV p. 252; Indi. Medi. Plants p. 347.

---

## ૯૧ હાડસાંકળ.

**Ampelideæ.**

**નામો**—अस्थिसंहारः, अस्थिशृङ्खला, वज्रवल्ली, ग्रन्थिमान् ( સંસ્કૃત ); હાડસાંકળ ( ગુજરાતી ); કાંડવેલ, મ્હાઈશિવેલ, હાડસાંકલ ( મરાઠી ); હડસંહારી, હડજોડ ( હિંદી ); હાડભાંગા અથવા હાડયોડા ( બંગાલી ); નાલ્લેઠ ( તેલંગી ); Vitis quandrangularis—વાઇટીસ કવૉડ્રેન્ગ્યુલેરીસ ( લેટીન ).

**ગુણાઃ**— अस्थिसंहारकः प्रोक्तो वातश्लेष्महरोऽस्थियुक् ।
उष्णः सरः कृमिघ्नश्च दुर्नामघ्नोऽक्षिरोगजित् ॥
रूक्षः स्वादुः लघुः वृष्यः पाचनः पित्तलः स्मृतः ॥

भा प्र

वज्रवल्ली सरा रूक्षा कृमिदुर्नामनाशिनी ।
दीपन्युष्णा विपाकेऽम्ला स्वाद्वी वृष्या बलप्रदा ॥
अर्शसान्तु विशेषेण हिता चैवाग्निदीपनी ।
चतुर्धारा काण्डवल्ली भूतोपद्रवकुञ्जहा ॥
अत्युष्णाऽऽध्मानवातांश्च तिमिरं वातरक्तकम् ।
अपस्मारं वातरोगं नाशयेदिति कीर्त्तितम् ॥

नि. र

भावप्रकाश— १ वायुप्रशमने–काण्डं त्वग्विरहितमस्थिशृंखलाया माषार्द्धं द्विदलमकुञ्चकं तदर्धम्। सम्पिष्टं तदनु ततस्तिलस्य तैले संपक्वं वटकमतीव वातहारि ॥

चक्रदत्त— २ भग्नरोगे–सघृतेनास्थिसंहारम्....। सन्धियुक्तेऽस्थिभग्ने च पिबेत् क्षीरेण मानवः ॥

शोढल— ३ उरुस्तम्भे–सार्धं मांसैरास्थिशृंगाटिकायाः भुङ्क्ते यद्वा व्यंजनेनापरेण। क्षिप्रं शाम्यत्यस्थिभङ्गोऽस्य नूनं वातव्याधिः चातितीव्रोऽपि यः स्यात् ॥

वैद्यमनोरमा— ४ पुत्रकामार्थम्–वज्रवल्लीरसे तुल्यं तैलं तत्कल्कमिश्रितम्। ऋतुस्नाता वधूः पिण्डं भक्षयेत् पुत्रकाङ्क्षिणी ॥

**વર્ણન**—હાડસાંકળના વેલા ઘણા લાંબા થાય છે; તે બારે માસ જોવામાં આવે છે. તે અંગુઠા જેવડા જાડા, લીસા, ચળકતા અને સાંધા સાંધાવાળા હોય છે. એને ચાર ધારો હોય છે. એનો રસ જીભ ઉપર રાખવાથી તુરત જ જીભ જાડી અને ખરસટ થવા લાગે છે. પાન આંતરે આવેલાં, સાંધા આગળથી નીકળેલાં, ઢોકળા જેવાં જાડાં, કોરે દાંતાઓવાળાં, લીસાં, ૩ વિભાગવાળાં; હોય છે. પાનની ડીંટડીના થડમાં બન્ને બાજુ અક્કેક નાનું પહોળું ઉપપાન હોય છે.

પાનની સામી બાજુએથી શાખાઓના સાંધાઓની ગાંઠ ઉપર અક્કેક સુતળી જેવો પાતળો તંતુ આવે છે, જે અધવચથી નીચે સાંધાવાળો હોય છે. આ સાંધા ઉપર પુષ્પપત્ર જેવું એક સૂક્ષ્મપત્ર આવેલું હોય છે. ફુલ આવવાનું હોય ત્યારે આ તંતુ નહિ નીકળતાં તે જ જગાએથી એક પુષ્પ ધારણ કરનારી સળી નીકળે છે.

## વૈદ્યકમાં હાડસાંકળનો ઉપયોગ.

**ભાવપ્રકાશ**—૧ **વાયુ શાંત કરવા માટે**—હાડસાંકળના વેલાની ઉપરની છાલ કાઢી નાખી તેના અર્ધ જેટલી છોડાં વગરની અડદની દાળ લઇ બન્નેને બારીક લસોટવાં. પછી આનાં તલના તેલમાં વડાં કરવાં અને તે ખાવાં. વાયુના નાશ માટે એ વડાં ઉત્તમ છે.

**ચક્રદત્ત**— ૨ **હાડકું ભાગ્યું હોય તો**—હાડસાંકળનું ઘી પકાવી લઈ તે ખાવાથી, અથવા રસમાં ઘી નાખીને પીવાથી ભાગેલું હાડકું સંધાઈ જાય છે.

શોઢલ— ૩ ઉરૂસ્તંભમાં–હાડસાંકળનો ગર્ભ લોટ સાથે મીલાવી તેનાં વડાં, પુરી કે બીજું કંઈ બનાવીને ખાવાથી વાતવ્યાધિ, ઉરૂસ્તંભ વિગેરે મટે છે.

વૈદ્યમનોરમા—૪ પુત્રની વાંચ્છનાવાળી સ્ત્રીએ–હાડસાંકળના રસમાં તેના જ કલ્ક સાથે તેલ પકાવીને ઋતુ વખતે પીવું.

वक्तव्य—પ્રાચીન ગ્રંથોમાં હાડસાંકળનો ઉલ્લેખ નથી.

**Actions and Uses**—Alterative and stimulant, given in dyspepsia, loss of appetite and scurvy; also in irregular menstruation. The juice is given mixed with Gopi Chandan, ghee and sugar. Paste of the fresh stem is astringent and locally applied to dislocations, sores and fractured limbs; juice of the stem is dropped into the ear in otorrhœa and into the nose to check istaxis.

( R, N. Khory II p. 136 ).

**ભાવાર્થ**—હાડસાંકળ રસાયન અને ઉષ્ણ છે; ગ્રહણી, અગ્નિમાંદ્ય, રક્તપિત્ત અને અનિયમિત આર્તવમાં ઉપયોગી છે. હાડસાંકળનો રસ, ગોપીચંદન, ઘી અને સાકર સાથે સ્ત્રીઓના અનિયમિત આર્તવમાં અપાય છે. તાજી ડાંડીનો રસ ગ્રાહી છે, અને બહારથી લચક, વ્રણ, અસ્થિભંગ વિગેરેમાં ચોપડાય છે. આનો રસ કર્ણપાકમાં કાનમાં ટીપાં નાખવાના કામમાં અપાય છે.

ખોરી. ભા. ૨. પા. ૧૩૬.

**નવ્યમત**—પાન અને કોમળ ડાંડીઓનું સૂકવીને ચૂર્ણ કરી તામીલ વૈદ્યો અજીર્ણને લીધે થતા કેટલાક પેટના રોગોમાં તે વાપરે છે. આ ચૂર્ણ સારૂં રસાયન પણ ગણાય છે. ( એઈન્સ્લી ).

ડાંડીનું ચૂર્ણ દમમાં અપાય છે. ( બાલ્ફુર ).

ચુનાના પાણીમાં ઉકાળીને ડાંડીઓનું અથાણું બનાવવામાં આવે છે, જે ઉત્તમ પાચક છે. ( મુઇદ્દીન શરીફ ).

ઉલ્લેખ—વ. શા. પા. ૧૫૫; રૂ. નિ. પા. ૧૧૨; N. p. 61, Watt IV part IV p. 256; Indi. Medi. Plants p. 342.

# फेनिलादि वर्ग

## N. O. Sapindaceæ.

## ૯૨ અરીઠાં

નામો—अरिष्टः, फेनिलः गुच्छफलः, गर्भपातनः ( સંસ્કૃત ); અરીઠાં ( ગુજરાતી ); રિઠા ( મરાઠી ); રિઠા ( હિંદુસ્તાની ); રિઠા ( બંગાલી ); Soapnut tree—સોપનટ ટ્રી ( અંગ્રેજી ); Sapindus trifoliatus—સેપીન્ડસ ટ્રાઇફોલીયેટસ ( લેટીન ).

परिचय— अरिष्टको गुच्छफलो सर्वतिक्तश्च मंजरी ॥

शिवदत्तः ॥

अरिष्टकस्तु मंगल्यः कृष्णवर्णोऽर्थसाधनः ।
कृष्णबीजः सितफेनः फेनिलो गर्भपातनः ॥

भा. प्र.

गुणाः— अरिष्टकस्त्रिदोषघ्नो ग्रहजिद्गर्भनाशनः ॥

॥ म. नि. ॥

अरिष्टकः कटु पाके तीक्ष्णोष्णो लेखनो गुरुः ।
दोषत्रयहरो गर्भपातनो ग्रहशांतिकृत् ॥
तज्जलं वामकं पानान्नस्याच्छीर्षरुजापहम् ।
अर्धशीर्षव्यथां हंति वमनाद्विपनाशनम् ॥
रीठाकरंजस्तिक्तोष्णः कटुः स्निग्धश्च वातजित् ।
कफघ्नः कुष्ठकण्डूतिविषविस्फोटनाशनः ॥

रा. नि.

ઔષધાર્થ ઉપયોગ—ફલ, મૂળ.

વર્ણન—આ સુંદર વૃક્ષ છે. અરીઠાની બે જાત છે એમ ડૉ. વૉટ જણાવે છે. ઝાડનો આકાર લગભગ મહુડાને મળતો હોય છે. ફુલના ઝુમખા આવે છે અને તે સુંદર લાગે છે. ગુજરાત કાઠિયાવાડમાં જે ઝાડ થાય છે તેને એક ડાખળી ઉપર ૫-૬ પાન હોય છે. પાન આંતરે આવેલાં હોય છે. ઉપર આછી રૂવાંટી હોય છે. એ ઝાડની ઘટા સરસ હોય છે. કહેવાય છે કે દક્ષિણ હિંદુસ્તાન અને સિંહલદ્વીપના તમામ ગામોમાં તે ઉગે છે.

ઉપયોગ—ભાવપ્રકાશકાર અને મદનપાલ બન્ને અરીઠાને ત્રિદોષઘ્ન, ગ્રહજીત્ અને ગર્ભનાશન ગણે છે.

રાજનિઘંટુકાર—અરીઠાને પાકમાં કટુ, તીક્ષ્ણ, ઉષ્ણ, લેખન, ગુરૂ, ત્રિદોષઘ્ન, ગર્ભપાતન, ગ્રહશાંતિ કરનાર, ઉલટી કરનાર, શીર્ષરૂજાહર, વિષનાશન, કટુ, સ્નિગ્ધ, વાતજીત્, કફઘ્ન, કંડૂઘ્ન અને વિસ્ફોટકનો નાશ કરનાર માને છે.

दाहे— फेनिलायाश्च यः फेनः तैर्दाहे लेपनं हितम् ॥

**गदनिग्रह** પા. ૨૧૪

અરીઠાનું ફીણ શરીરે લગાવવાથી શરીરનો દાહ મટે છે. ગ. નિ.

અરીઠાના ફીણનું નસ્ય લેવાથી આધાશીશી મટે છે, અને તે પીવાથી ઉલટી થઇને ઝેર ઉતરી જાય છે. માથામાં જૂઓ પડી હોય તે એના પાણીથી માથું ચોળવાથી ખરી જાય છે. ખોડો, ગડગુંબડ વિગેરે પણ એના પાણીથી માથું ચોળવાથી સારાં થાય છે. ગમે તેવું ઝેર ચઢયું હોય તો પણ આનું પાણી મોટા પ્રમાણમાં આપવાથી સખ્ત ઉલટી સાથે ઝેર ઉતારી નાખે છે. અફીણ, વછનાગ, હરતાલ વિગેરે ગમે તે પ્રકારનું ઝેર શરીરમાં ગયું હોય તે આનું પાણી પીવાથી નાબુદ થઈ જાય છે. સ્વ. પટેલ્જી તંબાકુની માફક અરીઠાના ફૂલને ચલમમાં પીવાનું કહે છે જેથી વીંછીનું ઝેર તત્કાળ ઉતરી જાય છે. હીસ્ટીરીયા, ફેફરૂ વિગેરેમાં અરીઠાનું નસ્ય આપવાથી તુરત જ દરદી ભાનમાં આવે છે. નષ્ટાર્તવમાં ઓઓ તેના ફળની છાલની પોટલી રાખે છે. લુગડાં ધોવાના કામમાં તે આવે છે. અરીઠાનું મૂળ કફઘ્ન મનાય છે. અરીઠાંના ફીણમાં રૂનું પોતું બોળીને યોનિમાં રાખવાથી તુરત જ પ્રસવ થઇ જાય છે. ગર્ભપાત કરાવવાના કામમાં પણ આવાજ કારણથી આવે છે. દમમાં અરીઠાં ઉપયોગી છે એમ ડૉ. વીરજી ઝીણા માને છે.

**वक्तव्य**—ચરક, સુશ્રુત, વાગ્ભટ, ધન્વન્તરિનિઘંટુમાં અરીઠાનો ઉલ્લેખ નથી. ભાવમિશ્રે, મદનપાલે, રાજનિઘંટુકારે એનો ઉલ્લેખ કરેલો છે. ચરક સુશ્રુતમાં 'फेनिला' શબ્દ વપરાયલો છે, પણ તેનો અર્થ ડલ્હણ 'फेनिला उपोदिका' ( ઉ. ૩૯–૨૭૯ ) કરે છે. રાજનિઘંટુકાર અરીઠાના 'प्रकीर्य' અને 'सोमवल्क'-પર્યાયો આપે છે; એનું કારણ અરીઠાને તે 'રીઠા કરંજ' કહે છે એ હશે. કારણ કે 'प्रकीर्य' એ કરંજનો ભેદ છે. 'सोमवल्क' ખેરને માટે વપરાય છે. "ચરક તેનાથી ચામડી ઉપરનો દાહ શાંત થાય છે એમ જણાવે છે" એમ વનસ્પતિ ગુણાદર્શમાં લખેલું છે. પણ ચરકમાં અરીઠાનો ઉપયોગ છે જ નહિ એમ મને તો જણાય છે.

"ડૉ. વૉટ લખે છે કે આ અરીઠાનો દવા તરિકે ઉપયોગ હિંદુઓ લાંબા વખતથી કરતા આવ્યા છે, અને પાછળથી મુસલમાનોનાં વનસ્પતિશાસ્ત્રમાં મેળવવામાં આવ્યું છે. તે "મખજન ઉલ અદ્વીયા"ને આધારે જણાવે છે કે આના ફળનો ગર્ભ પ્રથમ મીઠાશ ઉપર અને પાછળથી ઘણો કડવો હોય છે. તે ગરમ અને સુકો (ખુશ્ક) છે. તેમ જ રૂચિકર, શક્તિવર્ધક અને 'અલેક્ષફારમીક' છે. ચાર ગ્રેનના પ્રમાણથી તે શરબત અને વાઈનની સાથે આપવામાં આવે તો ચૂંકને મટાડે છે. એક ફળને પાણીમાં ઘસી તેનાં સાબુ જેવાં ફીણ આવે તે ગાળી લઇ તેને લોકો વીંછી કે કાનખજુરા જેવાં ઝેરી પ્રાણીઓના દંશને માટે તથા અતિસાર કે કૉલેરાને માટે આપે છે. બધા પ્રકારની અસાવધતા મટાડવા માટે ત્રણથી ચાર ગ્રેનના વજનથી નાક મારફતે (નસ્ય) આપવામાં આવે છે....ઐઈન્સ્લી માને છે કે વીટીઅન લોકો આનો ઉપયોગ દમમાં કરે છે. વળી તે કહે છે કે મેં એક મારા મિત્ર ડૉ. શેરવુડ પાસેથી સાંભળ્યું છે કે કેટલાક અપસ્મારના કેસોમાં તે બહુ જ સારી અસર કરનારૂં છે. તે એવી રીતે કે જ્યારે અપસ્મારવાળો દરદી બેભાન થઇ પડી જાય ત્યારે તેના મોંઢામાં અરીઠાનો થોડો મગજ રાખવાથી તે તુરત પાછો શુદ્ધિમાં આવી જાય છે. વળી તેને દેશી વૈદ્યો કૃમિઘ્ન તરીકે વાપરે છે."

(ડીમક મેટીરીયા મેડીકા)

"ડૉ. મુઇદ્દીન શરીફ એના ગર્ભને ઇપીકાકચુઆનાને બદલે વાપરી શકાય એવો પ્રતિનિધિ છે એમ જણાવે છે. જો કે બન્ને બરાબર છે ખરાં પણ ઇપેકાકચુઆના કરતાં અસર કરવામાં આ ચડીયાતું નથી. તે તેમના અનુભવ ઉપરથી એમ માને છે કે હીસ્ટીરીયા, આધાશીશી અને અપસ્મારના વ્યાધિવાળાને નીચેની રીત પ્રમાણે આપવાથી તે સારી અસર કરે છે. સદરહુ વ્યાધિવાળાને માટે પાણી જેવું ઘટ્ટ પ્રવાહી બનાવી તેનાં થોડાંક ટીપાં નાકમાં નાખવાં. વળી તે કહે છે કે વીંછી તથા કાનખજુરા વિગેરે ઝેરી પ્રાણીઓના દંશ ઉપર અરીઠાના પાણીમાં પોટીસ કરીને લગાડવાથી વેદના મટે છે એમ એણે પોતાના ધંધામાં જોયું છે. તે જણાવે છે કે અરીઠામાં કૃમિઘ્ન ગુણ નથી, કારણ કે આંતરડાંનાં કૃમિ કાઢવા માટે મોટા પ્રમાણમાં તેણે આપ્યું હતું, પરંતુ ઉલટી અને ઝાડાની અસર ઉપરાંત તેને કંઇ વિશેષ થયું નહોતું. ઉલટી કરાવવા સારૂં તેનું પાણી ૧॥ થી ૨ ડ્રામ અને મોળ ઉપર ૨૦ થી ૪૦ ગ્રેન સુધી તેમજ કફઘ્ન તરિકે ૧૦ થી ૧૮ ગ્રેન સુધી અપાય છે." ("મેટીરીયા મેડીકા સધર્ન ઇન્ડીયા.").

("વનસ્પતિ ગુણાદર્શ"માંથી)

**Actions and Uses**—Expectorant, emetic, anthelmintic and purgative. Externally stimulant and irritant, used in asthma, colic, worms and as a purge combined with scammony. Externally applied to the mucous membrane of the nose to rouse patients from insensibility in hysteria, epilepsy, hemicrania and melancholia; also applied to scrofulous and other glandular swellings and to the bites of venomous raptiles; used also to destroy pediculi and to wash and cleanse the hairs of the head. Pessaries made of the kernel of the seeds are used in amenorrhœa and after childbirth to stimulate the uterus to a healthy contraction.

( R. N. Khory II p. 74 ).

Fumigations with it are useful in hysteria and melancholy. The root is said to be useful as an expectorant. Rheede describes the tree as anti-arthritic, and says a bath is prepared with the leaves and the root is administered internally. The bark is astringent. We have no record of the use of this fruit as a poison for human beings; doses of 70 grains and more appear to have no injurious effect upon the system when taken as a purge.

Dymock I p. 368.

**ભાવાર્થ**—અરીઠાં કફઘ્ન અને રેચક છે. બહાર લગાવવાથી ઉત્તેજક છે. આ દમમાં, ચુંકમાં, કૃમિમાં અને રેચ તરિકે ' સ્કેમોની ' સાથે અપાય છે. હિસ્ટીરીયા, અપસ્માર, આધાશીશી અને ઉન્માદમાં તેનું નસ્ય આપવાથી દરદીઓ જાગૃત અવસ્થામાં આવી જાય છે. ગંડમાલાદિ રોગમાં અને વિષહર તરિકે સાપ વિગેરેના દંશમાં પણ તે બાહ્ય ઉપચારથી વપરાય છે. જૂઓ તેથી મરી જાય છે અને માથાના વાળ સુંવાળા થાય છે. અરીઠાના ફલની છાલનું બારીક ચૂર્ણ કરીને યોનિમાં લેવાથી નષ્ટાર્તવમાં ફાયદો કરે છે. પ્રસવ પછી ગર્ભાશયનો સંકોચ કરવાને માટે પણ તે વપરાય છે. (ખોરી. ભા. ૨ પા. ૭૪)

હીસ્ટીરીઆ અને ઉન્માદમાં ધૂમાડો આપવામાં આવે છે. અરીઠાનું મૂળ કફઘ્ન તરિકે મનાય છે. ર્‌હીડી, પાનનો કવાથ કરીને તેમાં બેસવાથી, અને મૂળનું સેવન કરવાથી સંધિવામાં અને આમવાતમાં ઠીક ફાયદો કરે છે એમ કહે છે. તેની છાલ સ્તંભક છે. અરીઠાથી ઝેરી અસર થાય છે એમ અમોએ કદાપિ જાણ્યું નથી. રેચ તરિકે અમોએ ૭૦ ગ્રેન અને તેથીયે વધારે પ્રમાણમાં અરીઠાં આપી જોયાં છે પણ ઝેરી અસર જરાકેય જણાઈ નથી,

( ડીમક. ભા. ૧. પા. ૩૬૮ ).

નોટ—કલોરોસીઝ ( યૌવનપાંડુ )માં અરીઠાંનો ટીંકચર વાપરવા હોની· અરજ્જર ભલામણ કરે છે. પાણીમાં ઉકાળીને તે પાણી પોપચાં નીચે ટીપું મૂકવાથી પુષ્કળ આંસુસ્રાવ આવે છે અને સ્વ. ડૉ—નારાયણ દાજીએ આ પ્રયોગથી ઘણાયે સાદા ઑપ્થેલ્મીયા [ અભિષ્યન્દ ] ના કેસો સારા કર્યા હતા. [ સખારામ અર્જુન ].

હિંદુસ્તાનના લોકો માટે આવું સાદુ અને સસ્તું વામક ઔષધ બીજું નથી. મ્હેં તેને ખુબ વાપર્યું છે. આઇપેકેકયુઆના કરતાં પણ આ સરસ છે. અલબત માત્રા જરા વધારે આપવી જોઇએ. માથાના, આધાશીશીના દરદીઓના નાકમાં ૪ થી ૫ ટીપાં નાંખી આપવાથી [હીણુ] તુરતજ આરામ થાય છે. દમમાં પણ મ્હેં આ વાપર્યું છે અને મને પરિણામ ઘણુંજ સરસ જણાવ્યું છે. અપસ્માર અને હીસ્ટીરીયાના રોગોમાં આ પ્રમાણે નસ્ય આપવાથી તાત્કાલિક ફાયદો થાય છે પણ કાયમી ફાયદો થતો નથી. નાકમાં વધારે ટીપાં ન નાખવાં જોઇએ.

( સ્વ. ડૉ. કીર્તિકર ).

ઉલ્લેખ—વનસ્પતિ ગુણાદર્શ પા, ૩૧૩; વ. શા. પા. ૧૬૨; N. p. 66; રૂ. નિ. પા. ૫૧૦; Watt IV part II p. 468; Indig. Drugs p. 119; Indi. medi. Plants p. 360.

---

## ૯૩ કાગડોળીઓ.

### N. O. Sapindaceæ.

નામો—કાગડોળીઓ, કરોળીયો (ગુજરાતી); સિબજલ, નફટકી (મરાઠી); લટફટકરી, લટાફટકી, નયફટકી ( હિંદી;) જ્યોતિષ્મતી (બંગાલી); કાનપુટી, બોઘા, ખીલજલ્લ, નફટ ( મુંબાઇ ); હબ્-ઉલ-કલ-કલ ( પંજાબ ); Balloon-Vine, Heart-pea or Winter Cherry ( અંગ્રેજી ); Cardiospermum helicacabum-કાર્ડીયોસ્પર્મમ્ હેલીકેકેબમ્ ( લેટીન ).

વર્ણન—કરોળીયાના વેલા ચોમાસે ઘણા ઉગી નીકળે છે. તે ૨ થી ૧૦-૧૨ ફીટ જેટલા લાંબા વધે છે. પાન બકાન લીંબડાના પાન જેવાં કતરાયલાં ને રૂપરેખામાં ( in outlines ) ત્રિકોણાકાર હોય છે. પાન આંતરે, બન્ને સપાટી ઉપર સૂક્ષ્મ વાળની રૂવાંટીવાળાં, મુખ્ય ડીંટડી પાસે સામસામાં બે નાનાં પાન-વાળાં હોય છે. પત્રકોણમાંથી ૩ થી ૪ ઇંચ લાંબી પુષ્પ ધારણ કરનારી સળી નીકળેલી હોય છે. આની ઉપર ધોળા વાળની રૂવાંટી હોય છે. ફુલ સફેદ રંગનાં આવે છે.

**ફુલ**—૩ ખાંચીયું હોય છે. તે બહારથી પ્રથમ પીળાશ લેતા લીલા રંગનું હોય છે, ને પાછળથી ભુરા રંગનું થઇ જાય છે. ફુલ ઉપરનું કોથળી જેવું પાતળું પડ કાઢી નાખતાં તેની અંદર વચ્ચોવચ્ચ કરોળીયાના પડ જેવાં ધોળાં, પાતળાં ને ઉભાં ૩ પડ દેખાય છે. એ દરેક પડમાં અકકેકું સૂક્ષ્મ, ગોળ વટાણા જેવું બીજ દેખાય છે.

**બીજ** બરાબર કાગડાની આંખ જેવું જ—અંદર સફેદ ટપકાંવાળું હોય છે. ગુજરાતમાં બધેજ થાય છે. કરોળીયા (કુષ્ઠની જાત) ઉપર આ દવા ચોપડાય છે અને તેથી કરોળીયા મટે છે પણ ખરા. આ કારણથી જ એનું નામ કરોળીયા પડયું હશે ?

**ઉપયોગ**—સંસ્કૃત લેખકો આના મૂળને વામક, મૃદુરેચક, પાચક અને દાહક માને છે.× બીજી દવાઓ સાથે આમવાત, વાતરોગ, અર્શ વિગેરેમાં તેનો ઉપયોગ કરવામાં આવેલો છે. પાનનું શાક ખાવાથી આર્ત્તવ સારૂં આવે છે. ( યુ. સી. દત્ત ).

કરોળીયાનું મૂળ સ્વેદલ, મૂત્રલ અને શોધક છે એમ દેશી વૈદ્યો માને છે. મૂળમાં ગુંદર જેવો ચીકણો પદાર્થ છે જે કારણથી, પાણીમાં મૂળ નાખવાથી ચીકણો લુવાબ થાય છે. આ લુવાબ વવમિષાજનક છે અને તે તાવમાં અપાય છે. મલબાર કિનારા તરફ પાન છાતીના રોગોમાં વપરાય છે એમ એઇન્સ્લી જણાવે છે. આમવાત અને કટિશૂલમાં પાનનો રસ દીવેલ સાથે અપાય છે એમ પણ તે જણાવે છે.

આખો છોડ પાણીમાં વાટીને સંધિવાના દુખાવા ઉપર અને અંગ ઝલાઇ ગયાં હોય તે ઉપર ચોપડવામાં આવે છે. ( ર્‌હીડ ).

આખો છોડ દુધમાં બોળીને વાટીને સોજો ઉતારવા તેમજ ગમે તેવાં કઠિન ગુંબડાં નરમ કરવા માટે લગાવવામાં આવે છે. ( ડ્રૂયુરી. )

પંજાબ તરફ સંધિવામાં સ્વેદલ તરિકે અને જ્વરમાં બલ્ય તરિકે બીજનો ઉપયોગ થાય છે. છોડનો રસ આર્તવ વખતે રજઃસ્રાવને વધારનાર છે. પરમીયામાં અને ફેફસાંના રોગોમાં પણ આ ઉપયોગી છે. (બેડન પૉવેલ )

---

× સંસ્કૃત નામ શું હશે ? બંગાલી વૈદ્યો જ્યોતિષ્મતી આને માને છે એટલે તે ઉપરથી દત્ત સાહેબે આ લખ્યું હશે ? સમજાતું નથી.

બાપાલાલ.

દક્ષિણ હિંદુસ્તાનના વૈદ્યો કાગડોળીયાનો ઘણા રોગોમાં–સંધિવા, પથરી, શર્કરા વિગેરેમાં–ઉપયોગ કરે છે, પણ બે તરતના સંધિવાના દરદીઓને મ્હેં ૩–૪ ઔંસ માત્રામાં પાનનો રસ પાયો હતો અને તે જ ફક્ત સારા થયેલા મ્હારી નોંધમાં છે. આ બન્ને દરદીઓ ઉપર આ દવાની સરસ અસર દેખાએલી છે. હમેશાં ૪–૫ પાતળા ઝાડા થતા હતા; પણ આ રોગમાં બીજી દવાઓના જુલાબથી આ દરદની વેદનાને જે રાહત નથી મળતી તે આ દવાના રેચથી તુરત જ જણાઈ હતી. આ છોડ મ્હેં મારા ગ્રંથમાં આજ કારણથી દાખલ કરેલો છે. ( મુઇદ્દીન શરીફ )

રા. રા. વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણભાઇએ વૈદ્યકલ્પતરૂમાં ( પુસ્તક. ૩૦. અંક ૧૦. પાન ૩૧૬ ) **કાગડોળીયાથી બે જણને ભગંદર મટી ગયાનો નામ સાથે ઉલ્લેખ કરેલો છે.** તેઓ માને છે કે આ વનસ્પતિમાં (અરીઠાના વર્ગની તમામ વનસ્પતિમાં ) **રેડીયમનો** ઓછોવત્તો અંશ હોવો જોઇએ. આ લેખ બહાર પડયા પછી ઘણાઓએ તે છોડ તેમની પાસેથી મંગાવ્યો હતો. આવા અમૂલ્ય છોડ છુટથી વાપરીને ખાત્રી કરવા લાયક છે.

**નોટ**—બંગાલી કવિરાજો આ કાગડોળીયાને જ ખરી ज्योतिष्मती માને છે. ટીકાકારોએ ज्योतिष्मती ને काकमर्दनिका કહ્યું છે. આ काकमर्दनिका ઉપરથી જ આપણે અહિંઆં જેમ કાગડોળીઓ પડયું હોય તેમ બંગાલ અને પંજાબ તરફ આવું જ કંઈ નામ પ્રચલિત હશે અને તેથી જ તે લોકોએ જ્યોતિષ્મતી ને તેમજ **જ્યોતિષ્મતીના** પર્યાય તરિકે ટીકાકારોએ દર્શાવેલ **તેજોવતીને** કાગડોળીયાનું લેટીન નામ આપવાની ધૃષ્ટતા કરી હોય તો નવાઇ નહિ. આપણી પાસે દરેક પ્રાંતવારનાં વિવિધ ભાષાઓનાં નામોનો પ્રામાણિક સંગ્રહ ન થાય ત્યાં સુધી આવી વાતો નિર્ણય સુધી જ રહેવાની. આ કાગડોળીયાનાં બીજને આપણે બંગાળાના કવિરાજોની પેઠે વાપરી જોઇને ખાતરી કરીએ તો જણાઈ આવે કે વાતઘ્ન ( nervous ) ગુણ કોનામાં વધારે છે. તેજોવતીને ન સમજનારા ટીકાકારોએ જ્યોતિષ્મતીનેજ તેજોવતી માની છે અને તેના પર્યાય ' કાકમર્દનિકા ' ઉપરથી વળી ઓરજ સંકરતા વધી છે.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૧૬૦; N. p. 65; Watt. II p. 155; Indi. Medi. Plants p. 353.



# आम्रादि वर्ग

## ९४ કાકડાસીંગી.

**N. O. anacardiaceæ.**

નામો—कर्कटशृङ्गी, शृंगी, कुलीरा, कर्कटाह्वया ( સંસ્કૃત ); કાકડાસીંગી ( ગુજરાતી ); કાકરાસીંગી ( હિંદી ); Pistacia integerrima–પીસ્ટેશીયા ઈન્ટેજૅરીમા ( લેટીન ).

परिचय— कर्कटाख्यारिपन्नाम्रा पादपा समिदाश्रया ।
ग्रंथयस्तस्य शृंगी च पुत्रजीवसमद्रुमः ॥

॥ श्री कैयदेवः ॥

गुणाः— तिक्ता कर्कटशृङ्गी च गुरुश्चोर्ध्वसमीरजित् ।
कासश्वासार्चियक्ष्मघ्नी वान्तितृष्णारुचीर्जयेत् ॥

॥ ध. नि. ॥

तिक्ता कर्कटशृंगी तु गुरुरुष्णानिलापहा ।
हिमातिसारकासघ्नी श्वासपित्तास्रनाशिनी ॥

॥ रा. नि. ॥

शृंगी कषाया तिक्तोष्णा कफवातक्षयज्वरान् ।
श्वासोर्ध्ववाततृट्कासहिक्कारुचिवमीन् हरेत् ॥

॥ भा. प्र. ॥

कर्कटस्य च शृंगी स्यात् तिक्तोष्णा तुवरा गुरुः ।
वातहिक्कातिसारघ्नी बालानां च हितावहा ॥
कासं श्वासं रक्तदोषं पित्तं जूर्तिकफं क्षयम् ।
वांतिं हिध्मां चोर्ध्ववातं कृमिं तृष्णां क्षतक्षयम् ॥
अरुचिं नाशयत्येव ऋषिभिः परिकीर्तिता ॥

॥ नि. र. ॥

शृंगी कफानिलश्वासकासहिक्काज्वरापहा ॥

॥ शोढलः ॥

चरक— १ वातजे कासे–लिह्यात् कर्कटशृंगीं च कासे तैलेन वातजे ॥
चि २२-४८.

२ कफच्छर्दिनिग्रहणार्थम्—....मुस्तायुतां कर्कटकस्य शृंगीम् । ....मधुसंप्रयुक्ताम्....॥ चि २३-३६

वाग्भट— ३ रतिवर्धनार्थम्—कुलीरशृंग्या यः कल्कमालोड्य पयसा पिबेत् । सिताघृतपयोऽन्नाशी स नारीषु वृषायते ॥ उ-अ-४०

वंगसेन— ४ शिशोःश्वासे—कुलीरशृंङ्गीचूर्णञ्च मूलकस्य फलं तथा । युक्तोऽयं मधुसर्पिर्भ्यां लेहः श्वासापहः शिशोः ॥

बालरोगचि०

વર્ણન—પેશાવરથી સીમલા સુધીના પહાડો ઉપરનાં ઝાડો ઉપર જીવડાંએ બનાવેલી આ માયા જેવી કૃતિ છે. પાંદડાં અને પાનની ડીંટીઓ ઉપર આ બાઝેલી છે હોય છે. આવી જાત માંસ, સમડી વિગેરે ઉપર બાઝેલી જણાય છે. આ અર્બુદાકાર કૃતિને અંગ્રેજીમાં galls કહે છે. કાકડાસીંગી બજારમાં મળે છે. તે કઠણ, પોલી, અનિયમિત આકારની, સ્હેજ પીળાશ લેતા રંગની, એકથી ૧ા ઇંચ જેટલી લાંબી ( વખતે ઘણી મોટી પણ દેખાય છે ) હોય છે. કોઇ વખતે શીંગડા જેટલી અને જેવી પણ કાકડાસીંગી જોવામાં આવે છે. અને આથી જ એને ' સીંગી ' કહી હશે. આ ગૉલ્સની પરીક્ષા મી. જે. જી. પ્રેબલે ( ફાર્મોકોગ્રાફીયા ઇન્ડીકા ) કરેલી છે અને તેમાં ૭૫ ટકા જેટલો ' ટૅનીન ' જણાયો છે. પીસ્તાં, રૂમીમસ્તકી વિગેરે આ નૈસર્ગિક વર્ગની અને આજ કુટુંબની વનસ્પતિઓ છે.

## વૈદ્યકમાં કાકડાસીંગીનો ઉપયોગ.

ચરક— ૧ વાતજન્ય ખાંસીમાં—તેલ સાથે કાકડાસીંગીનું ચૂર્ણ ચાટવું. ચિ. ૨૩-૪૮.

૨ કફજન્ય ઉલટીના નિવારણ માટે—નાગરમોથ અને કાકડાસીંગીનું સમાન વજને ચૂર્ણ મધ સાથે ચાટવું. ચિ. ૨૩-૩૬.

વાગ્ભટ— ૩ કામોદ્દીપ્તિ માટે—પાવલીભાર કાકડાસીંગીનું સૂક્ષ્મ ચૂર્ણ દુધમાં ડોઈને પીવાથી અને તે વખતે સાકર, ઘી, દુધ વિગેરે ખાદ્ય પદાર્થોનો સારો મારો રાખવાથી સ્રીસંભોગ કરવાની શક્તિ વધે છે. ઉ. અ. ૪૦.

બંગસેન— ૪ બચ્ચાંને સસણીમાં—મૂળાનાં ફળ અને કાકડાસીંગી બન્નેનું ચૂર્ણ મધ ઘી સાથે બચ્ચાંને ચટાડવાથી સસણી, ઉધરસ વિગેરે મટે છે. બાલરોગચિ૦

**वक्तव्य**—ચરકે હિક્કાનિગ્રહણુ અને કાસહર દશેમાનિમાં અને સુશ્રુતે કાકોલ્યાદિ ગણુમાં કાકડાસીંગીનો ઉલ્લેખ કર્યો છે. નિઘંટુકારોએ જેટલાં ગુણુગાન આ દ્રવ્યનાં ગાયાં છે, તે પ્રમાણે તેના સ્વતંત્ર ઉપયોગ કયાંથી પણુ મળતા નથી. ચરકમાં કાસમાં આઠેક જગોએ અન્ય દ્રવ્યો સાથે યોજાયલી છે. સુશ્રુતમાં પણુ કાસમાં વપરાયલી છે. ચરકે તેને મધુર સ્કંધમાં ગણાવેલી છે. ચ્યવનપ્રાશનાં ઔષધમાં શ્રૃંગી પણુ છે. રતિવર્ધનનો પ્રયોગ ફક્ત વાગ્ભટે જ દર્શાવ્યો છે. ડીમક કહે છે કે કાકડાસીંગી ભાંગતાં જે ધૂળ જેવો પદાર્થ દેખાય છે તે વસ્તુતઃ ધૂળ નથી પણ સૂક્ષ્મદર્શકયંત્રદ્વારા જોવાથી કીટ–જંતુ વિગેરેના મૃતદેહજ હોય છે. જંતુઓથી આ જન્મેલી છે એવો ઉલ્લેખ નિઘંટુકારો દર્શાવતા નથી. શ્રી કૈયદેવ તેના ઝાડને પુત્રંજીવક જેવું હોવાનું જણાવે છે. રાજનિઘંટુકાર તેનાં विषाणी, अवनतमूर्धजा, महाघोषा, नतांगी, चंद्रास्पदा એવાં નામો આપ્યાં છે. શીંગડા જેટલી કાકડાસીંગી હજુ જોવામાં તો નથી આવી પણુ થતી હોય તો ના ન કહેવાય!

**માત્રા**—૧ વાલથી ૦ાા તોલો–( ૨૦ ગ્રેન સાધારણુ રીતે.)

**નવ્યમત**—આ ઝાડનું ફળ એજ ઘણું કરીને પંજાબના બજારમાં વેચાતું મળતું સુમક ( sumak ) છે. તે પાચનક્રિયા વધારવા માટે વપરાય છે. બ્રેન્ડીસ.

કાકડાસીંગીનું ચૂર્ણ ઘીમાં શેકીને સાકર સાથે ઝાડામાં આપવાથી સારૂં કામ કરે છે. સર્જન મેજર થોમ્સન. સી. આઇ. ઈ.

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 373; ૩. નિ. પા. ૩૭.

---

## ૯૫ પિસ્તાં

### N. O. Anacardiaceæ

**નામો**—निकोचकः, मुकूलकम् ( સંસ્કૃત ): પિસ્તાં ( ગુજરાતી ); પિસ્તે ( મરાઠી ); પિસ્તાં ( હિંદી ); પિસ્તાં ( ફારસી ); પિસ્તાં ( બંગાલી ); Pistachio nut–પીસ્ટેચીયો નટ ( અંગ્રેજી ); Pistacia vera–પિસ્ટેસીયા વેરા ( લેટીન ).

**परिचय**— मुकूलविटपो निंबतुल्यपत्रोऽम्लकं फलम् ॥

॥ शिवदत्तः ॥

**गुणाः**— निकोचकं गुरु स्निग्धं वृष्योष्णं स्वादु बृंहणम् ।
रक्तप्रसादनं बल्यं वातघ्नं कफपित्तकृत् ॥

॥ म. नि. ॥

तद्वन्मुकूलकं ज्ञेयं विशेषाद्गुरु दुर्जरम् ।
निकोचकं गुरु स्निग्धं वृष्योष्णं धातुवर्द्धकम् ॥
रक्तप्रसादनं स्वादु बल्यं पित्तकरं मतम् ।
तिक्तं सरं च कफकृत् वातगुल्मत्रिदोषजित् ॥

॥ नि. र. ॥

**વર્ણન**—સીરિયા અને ઇરાનનાં જંગલોમાં ખાસ કરીને, અને અફઘાનિસ્થાનમાં કંઇક અંશે પિસ્તાનાં ઝાડ થાય છે. કાબુલના વેપારીઓ પિસ્તાંને હિંદમાં લાવે છે. ઝાડની ઉપર માયુ જેવાં થાય છે, જે ૪૫ ટકા ટેનીન ધરાવે છે, ૭ ટકા ગૅલીક એસીડ અને આ ઉપરાંત બીજો એક જાતનો ગુંદર (Oleo-resin) પણ મળે છે. આમાંથી તેલ પણ કાઢવામાં આવે છે. સૂકા મેવા તરિકે ઘણા ધનિક લોકો પિસ્તાંને ખાય છે.

લીંબડાનાં પાન જેવાં એનાં પાન થતાં હશે એમ શિવદત્તના વર્ણન ઉપરથી જણાય છે.

**વક્તવ્ય**—સુશ્રુતમાં પિસ્તાંનો ઉલ્લેખ છે. ચરકે હૃદ્ય દશેમાનિમાં નિકુચનો ઉલ્લેખ કરેલો છે. ચરક અને વાગ્ભટ બન્નેએ બીજાં ફળ સાથે આના પણ ગુણ દર્શાવ્યા છે. સ્થાવર તૈલયોનિવર્ગમાં ચરકે પિસ્તાંનો ઉલ્લેખ કરેલો છે. વાતરક્તના દ્વિપંચમૂલાદિ ઘૃતમાં 'નિકોચક' પડે છે. ડલ્હણ કહે છે.
निकोचकं उत्तरापथिकं कोल्लकफलं उत्तरापथादवगन्तव्यम् ॥ सू. अ. ४५.

**ઉલ્લેખ**—३. नि. પા. ૫૪૬; Indig. Drugs. p. 247.

---

## ૯૬ આંબો

### N. O. Anacardiaceæ.

**નામો**—आम्रः, चूतः, सहकारः, रसालः, कोकिलानंदः, वसंतोत्सवः ( સંસ્કૃત ); આંબો ( ગુજરાતી ); આંબા ( મરાઠી ); આંબ ( હિંદુસ્તાની ); Mango tree મેંગોટ્રી ( અંગ્રેજી ); Mangifera indica—મેંજીફેરા ઇન્ડીકા( લેટીન ).

**गुणाः**— आम्रत्वचा कषाया च मूलं सौगंधि तादृशम् ।
रुच्यं संग्राहि शिशिरं पुष्पं तु रुचिदीपनम् ॥
आम्रपुष्पमतिसारकफपित्तप्रमेहनुत् ।
असृग्दुष्टिहरं बल्यं रुचिकृत् ग्राहि वातलम् ॥

॥ भा. प्र. ॥

**बालाम्रगुणाः—** आम्रं बालं कषायाम्लं रुच्यं मारुतपित्तकृत् ।
तरुणन्तु तदत्यम्लं रूक्षं दोषत्रयास्त्रकृत् ।।

**आम्रपेशिकागुणाः—**आम्रमामं त्वचाहीनमातपेऽतिविशोषितम् ।
अम्लं स्वादु कषायं स्यात् भेदनं कफवातजित् ।।

**पक्वाम्रगुणाः—** पक्वन्तु मधुरं वृष्यं स्निग्धं बलसुखप्रदम् ।
गुरु वातहरं हृद्यं वर्ण्यं शीतमपित्तलम् ।।
कषायानुरसं वह्निश्लेष्मशुक्रविवर्धनम् ।
तदेव वृक्षसंपक्वं गुरु वातहरं परम् ।।
मधुराम्लरसं किंचिद्भवेत् पित्तप्रकोपनम् ।
आम्रं कृत्रिमपक्वन्तु तद्भवेत् पित्तनाशनम् ।।
रसस्याम्लस्य हीनन्तु माधुर्याच्च विशेषतः ।
उषितं तत्परं रुच्यं बल्यं वीर्यकरं लघु ।।
शीतलं शीघ्रपाकि स्यात् वातपित्तहरं सरम् ।

**रसगुणाः—** तद्रसो गालितो बल्यो गुरुः वातहरः सरः ।।
अहृद्यस्तर्पणोऽतीव बृंहणः कफवर्द्धनः ।

**आम्रखण्डगुणाः—**आम्रखण्डं गुरु परं रोचनं चिरपाकि च ।
मधुरं बृंहणं बल्यं शीतलं वातनाशनम् ।।
वृष्यं वर्णकरं स्वादु दुग्धाम्रं ( ? ) गुरु शीतलम् ।
वातपित्तहरं रुच्यं बृंहणं बलवर्द्धनम् ।।
मंदानलत्वं विषमज्वरञ्च रक्तामयं बद्धगुदोदरञ्च ।
आम्रातियोगान्नयनामयं वा करोति तस्मादति तानि नाद्यात् ।।
एतदम्लाम्रविषयं मधुराम्लपरं न तु ।
मधुरस्य परं नेत्रहितत्वाद्या गुणाः यतः ।।
शुंठ्यम्भसोऽनुपानं स्यादाम्राणामतिभक्षणे ।
जीरकं वा प्रयोक्तव्यं सह सौवर्चलेन वा ।।

**आम्रावर्त्तलक्षणं—**पक्वस्य सहकारस्य पटे विस्तारितो रसः ।
घर्मशुष्को मुहुर्दत्त आम्रावर्त्त इति स्मृतः ।।

**तगुणाः—** आम्रावर्त्तस्तृषाच्छर्दिवातापित्तहरः सरः ।
रुच्यः सूर्यांशुभिः पाकाल्लघुश्च स हि कीर्तितः ॥

**आम्रबीजगुणाः—** आम्रबीजं कषायं स्याच्छर्द्यतिसारनाशनम् ।
ईषदम्लञ्च मधुरं तथा हृदयदाहनुत् ॥

**आम्रपल्लवगुणाः—** आम्रस्य पल्लवो रुच्यः कफपित्तविनाशनः ॥

॥ भा॰ प्र॰ ॥

आम्रः कषायाम्लरसः सुगंधिः कंठामयघ्नोऽग्निकरश्च बालः ।
पित्तप्रकोपानिलरक्तदोषप्रदः पटुत्वादिरुचिप्रदश्च ॥
बालं पित्तानिलकफकरं तच्च बद्धास्थि तादृक् ।
पक्वं दोषत्रितयशमनं स्वादुपुष्टिं गुरु च ॥
धत्ते धातुप्रचयमधिकं तर्पणं कान्तिकारि ।
ख्यातं तृष्णाश्रमशमकृतौ चूतजातं फलं स्यात् ॥

**क्षुद्राम्रगुणाः—** कोशाम्रमम्लमनिलापहरं कफार्तिपित्तप्रदं गुरु विदाहविशोफकारि ।
पक्वं भवेन्मधुरमीषदपारमम्लं पट्वादियुक्तरुचिदीपनपुष्टिबल्यम् ॥

**राजाम्रगुणाः—** राजाम्राः कोमलाः सर्वे कट्वम्लाः पित्तदाहदाः ।
सुपक्काः स्वादुमधुराः पुष्टिवीर्यबलप्रदाः ॥

॥ रा॰ नि॰ ॥

बालं कषायं कट्वम्लं रूक्षं वातास्रपित्तकृत् ।
संपूर्णमाम्रमम्लञ्च रक्तपित्तकफप्रदम् ॥
हृद्यं वर्णकरं रुच्यं रक्तमांसबलप्रदम् ।
कषायानुरसं स्वादु वातघ्नं बृंहणं गुरु ॥
पित्ताविरोधि संपक्वमाम्रं शुक्रविवर्धनम् ।
मधुरं बृंहणं बल्यं गुरु विष्टम्भ्य जीर्णकृत् ॥
सहकाररसो हृद्यः सुरभिः स्निग्धरोचनः ।
त्वङ्मूलपल्लवं ग्राहि कषायं कफपित्तजित्
पक्वाम्रं सकषायाम्लं भेदनं कफवातजित् ।
हृद्यं वर्णकरं रुच्यं रक्तमांसबलप्रदम् ॥

**क्षुद्राम्रगुणाः**— कोशाम्रोऽम्लः कटुःपाके वीर्योष्णोऽथानिलापहः ।
कफपित्तकरो रुच्यः कुष्ठघ्नो रक्तशोघनः ॥

**राजाम्रगुणाः**— राजाम्रयुगलं चाम्लमुष्णवीर्यञ्च पित्तलम् ॥

॥ ध. नि. ॥

रक्तपित्तकरं बालं आपूर्णं पित्तवर्धनम् ।
पक्कमाम्रं जयेद्वायुं मांसशुक्रबलप्रदम् ॥

चरक सु–२७

पित्तानिलकरं बालं पित्तलं बद्धकेसरं ।
हृद्यं वर्णकरं रुच्यं रक्तमांसबलप्रदम् ॥
कषायानुरसं स्वादु वातघ्नं बृंहणं गुरु ।
पित्ताविरोधि संपक्वमाम्रं शुक्रविवर्धनम्
बृंहणं मधुरं बल्यं गुरु विष्टभ्य जीर्यति ॥

सुश्रुत स ४६–१२७

**आम्रास्थितैलगुणाः**–आम्रतैलं तु तुवरं स्वादु रूक्षं च तिक्तकम् ॥
सुगंधि मुखरोगस्य नाशनं कफवातनुत् ॥

**आम्रान्तस्त्वग्गुणाः**–आम्रान्तस्त्वग् ग्राहिणी तु तुवरा
दाहकारिणी । पित्तमेहकफानाहनाशिनी योनिशुद्धिकृत् ॥

**आम्रमूलगुणाः**—आम्रमूलन्तु तुवरं ग्राहि शीतं रुचिप्रदम् ।
सुगंधि कफवातानां नाशनं परिकीर्त्तितम् ॥

॥ नि. र. ॥

चरक— १ **छर्द्याम्**–जंब्वाम्रयोः पल्लवजं कषायं पिबेत्सुशीतं मधुसंयुतं वा ॥ चि २३–२८

२ **घ्राणात्प्रवृत्ते रक्ते**–नस्यं तथाम्रास्थिरसः....॥ चि ४–९७

वृन्द— ३ **रक्तातिसारे**–....आम्रार्जुनत्वचः । पीताः क्षीरेण मध्वाढ्याः पृथक् शोणितवारणाः ॥ ( अतिसाराधिकारे )

चक्रदत्त— ४ **प्लीहोदरे**–प्लीहन्युपरमो योगः पक्काम्ररसोऽथवा समधुः ॥ ( प्लीहचि० )

भावप्रकाश— ५ मत्स्यभक्षणजे अजीर्णे–आममाम्रफलं मत्स्ये ॥

६ मांसभोजनजे अजीर्णे–तद्बीजं पिशिते हितम् ॥

७ अतिसारे–....तथा मध्यत्वगाम्रजा । अतिसारं व्यथादाहं हन्त्येवाशु न संशयः ॥

वंगसेन— ८ पक्वातिसारे–नवचूतस्य पर्णानि कपित्थफलमेव च । पिष्ट्वा तण्डुलतोयेन पक्वातिसारशान्तये ॥

९ शोथे–पुनर्नवापत्ररसालमूलं संक्षुद्य तोयार्म्मणशेषसिद्धम् । चतुर्थभागेन घृतं विपक्वं प्रस्थन्तु तत्कल्कपलाष्टकेन ॥ संसेवितं वातबलासरोगान् । सर्वाश्च शोथानपि दुस्तरांश्च । गुल्मोदरप्लीहगुदोद्भवांश्च । निहन्ति वह्निं कुरुते हि पुंसाम् ॥ शोथनि० ॥

१० बालानां मुखपाके–मुखपाके तु बालानां आम्रसारमयोरजः । गैरिकं क्षौद्रसंयुक्तं भेषजं सरसाञ्जनम् ॥ (बालरोगाधिकारे) ॥

क्षेमकुतूहल— ११ आम्रपानकम्–सुपक्वमाम्रस्य फलं सुमुष्टिना संमर्दितं शर्करया समन्वितम् । एलालवंगार्द्रकवासवासितं वर्णान्वितं कस्य न रोचकप्रदम् ॥

पानकं त्वाम्रसंभूतं स्वाद्वम्लं गुरु पित्तजित् ।
सुहृद्यं श्लेष्मकृद्बल्यं वर्ण्यं वृष्यं रुचिप्रदम् ॥

### વૈદ્યકમાં આંબાનો ઉપયોગ.

ચરક— ૧ **પિત્તથી ઉલટી થતી હોય તો**–આંબો અને જાંબુનાં પાનનો શીતકષાય મધ નાખીને આપવો. ચિ. અ. ૨૮.

૨ **નાકમાંથી લોહી પડતું હોય તો**–આંબાની લીલી ગોટલીના રસથી નસ્ય આપવું. ચિ. ૪–૯૭.

ચક્રદત્ત— ૩ **પ્લીહોદરમાં**–પાકી કેરીનો રસ મધ નાખીને ખાવો. આ યોગ પ્લીહોદર માટે ઠીક છે.

વૃન્દ— ૪ **રક્તાતિસારમાં**–આંબાની છાલ, દૂધ સાથે મધ નાખીને પીવી.

ભાવપ્રકાશ— ૫ **મત્સ્યભક્ષણજન્ય અજીર્ણમાં**–કાચી કેરી ખાવી.

૬ **માંસભોજનજન્ય અજીર્ણમાં**–આંબાની ગોટલી ખાવી.

७ અતિસારમાં—આંબાની અંતરછાલ પીવાથી અતિસાર અને તેની પીડા મટે છે.

બંગસેન— ८ પકવાતિસારમાં—આંબાનાં નવાં પાન અને કોઠાનો ગર્ભ બન્ને ચોખાના ધોવણ સાથે પીવાથી પકવાતિસાર મટે છે.

૯ શોથમાં—પુનર્નવા (સાટોડી)નાં પાન અને આંબાનું મૂળ આ બન્નેને ઝીણાં કૂટીને ૧ અર્મણ પાણીમાં ઉકાળવાં, ચોથો ભાગ બાકી રહે એટલે ઉતારીને ગાળી લેવું. એ ચોથા ભાગના ક્વાથમાં એક પ્રસ્થ ઘી પકાવવું. અંદર ઉપરોક્ત બે દ્રવ્યોનો કલ્ક ८ પલ નાખવો. એ ઘી ખાવાથી વાયુના રોગો, ગમે તેવા દુસ્તર શોથો, ગુલ્મ, ઉદર, પ્લીહ અને ગુદા ઉપર થયેલા સોજાઓ મટે છે; અને જઠરાગ્નિ પ્રદીપ્ત કરે છે.

૧૦ બાળકોનું મ્હોં પાકે તેમાં—આંબાના સારનું ( ખેર વિગેરે-માંથી નીકળે છે તેવી રીતે ) ચૂર્ણ, ગેરૂ અને મધ સાથે મેળવીને વારંવાર મ્હોંમાં ચોપડવું.

ક્ષેમકુતૂહલ–૧૧ આંબાનું પીણું અને તેના ગુણ—સારી રીતે પાકેલી કેરીને પાણીમાં નીચોવી લેવી. તેમાં સાકર, એલચી, લવીંગ, આદુ વિગેરે નાખવું. આ પીણું પીવાથી અરૂચિ મટે છે; સ્વાદિષ્ટ લાગે છે, પિત્તને મટાડે છે, શ્લેષ્મને કરે છે, બલ્ય છે, વર્ણ્ય છે, અને રૂચિપ્રદ છે.

**वक्तव्य**—હૃદ્ય દશેમાનિમાં, છર્દિનિગ્રહણ દશેમાનિમાં, પુરીષસંગ્રહણ દશેમાનિમાં, અને મૂત્રસંગ્રહણ દશેમાનિમાં ચરકે આંબાને ગણાવેલો છે. આ-મ્રાસ્થિની યવાગૂને સાંગ્રાહિકી માનેલી છે ( સૂ. ૨–૨૬ ). કષાય અને અમ્લ સ્કંધમાં આંબાને મૂકેલો છે. પુષ્યાનુગ ચૂર્ણમાં અને યોનિપૈચ્છિલ્યમાં બીજાં સાથે આમ્રનો ઉલ્લેખ છે. વણનો રંગ બદલવા માટે બીજાં દ્રવ્યો સાથે આમ્ર યોજાયલો છે. રાજયક્ષ્મમાં અતિસાર વખતે બીજાં દ્રવ્યો સાથે આમ્ર વપરાયલો છે. સુશ્રુતે ન્યગ્રોધાદિગણમાં ઉલ્લેખ કર્યો છે. સુશ્રુતે કષાયવર્ગમાં મૂકેલો છે. પ્રમેહમાં શૃંગાટક વિગેરે સાથે અયસ્કૃતિ બનાવવાની કહી છે તેમાં પણ આંબો છે ( ચિ. ૧૧–૯ ). ઉન્મન્થ નામના કાનના રોગમાં પત્રકવાથથી સેચન કર-વાનું કહ્યું છે ( ચિ. ૨૫–૧૯ ). આંખના રોગોમાં પણ આમ્ર વપરાયલો છે ( ઊ. ૧૭ અને ૧૯ ). મદાત્યયમાં આમ્ર, દાડિમ વિગેરેમાં પાનક લેવાનાં કહ્યાં છે ( ઊ. ૪૭–૨૫ ). શકુનિપ્રતિષેધ માટે વેતસ, આમ્ર અને કપિત્થના

પત્રોનો ક્વાથ સેચન કરવાનો કહે છે. વ્રણપ્રક્ષાલન માટે આમ્ર યોજાયલો છે ( ચિ. ૧૯–૪૨ ).

વિદ્વાનો રાજામ્રને કલમી આંબો અને કોશામ્રને જંગલી–ડુંગરાઉ આંબો કહે છે. આબુ વિગેરે પર્વતોમાં જે આંબા થાય છે તેનાં ફલ બહુ જ નાનાં અને પાકે ત્યારે પીળાં પણ ખાટાં થાય છે. એ કોશામ્ર ગણાય ખરા. અત્યારે તો બહુ જાતના આંબા માલમ પડે છે.

**નવ્યમત**–આનાં બળતાં પાંદડાંનો ધુમાડો હેડકી બંધ કરવાને ઉપયોગી છે. ( સી. સરજન. જે. એન્ડરસન. બીજપુર. વાયવ્યપ્રાંત ). દેશીઓ આનાં કાચાં ફળને શેકી, પાણીમાં મેળવી, તેમાં સાકર નાખી, તેનો શરબત બનાવીને લુ લાગવાના વ્યાધિઓ માટે પુષ્કળ પીવે છે, અને તેનો ગરભ પણ તેજ કામને માટે શરીર ઉપર ચોળે છે. ( આ. સરજન. એ. આર. બેનરજી. ઈટાવા ) આની ગોટલીનો ગર્ભ મરડાને માટે વપરાય છે. ( સરજન મેજર. પી. એન. મુકરજી. મદ્રાસ. ). ગોટલીના સૂકા ગરભનું ચૂર્ણ અતિસારમાં અને જુના મરડામાં ગ્રાહી તરિકે ઉપયોગી છે. ( આ. સરજન. નીહાલસિંહ. શહરાનપુર ). એક હોશીયાર દરદીએ મને હમણાં જ જણાવ્યું હતું કે તેને કેરી ખરેખરી ક્રિમિઘ્ન તરિકે માલુમ પડી આવી હતી. ( સરજન મેજર ફરકવાર. એમ. ડી. ઉત્તાકામંડ). આમચુર ( આંબોળીયાં ) એ ઉત્તમોત્તમ નાવિક–રક્તપિત્ત નાશક છે જે હું જાણું છું. સ્કર્વીમાં જ્યારે લાઈમજ્યુસ વિગેરે દવા અજમાવતાં નિષ્ફળ નીવડી ત્યારે આને મ્હેં વાપરી છે અને તે ફતેહમંદ નીવડી છે. ( બ્રીગેડ. સરજન. સી. જોઈન્ટ; એમ. ડી. પુના ). એનાં સૂકાં ફુલોનું ચૂર્ણ અથવા ક્વાથ ઝાડાને માટે તથા જુના મરડાને માટે ઉપયોગી છે. ( સખારામ. અરજુન. મુંબાઈ ). પગની વાચો ફાટી હોય ત્યારે આંબાનો ગુંદર ઉપયોગી છે. ( સરજન મેજર નૉર્થ. બેંગલોર ). આંબાનો ગુંદર અને લીંબુનો રસ અગર તેલ સાથે મેળવીને ખસ અને તેવાં જ ચામડીનાં દરદો મટાડવાને માટે કામ લેવાય છે. ( એઈન્સ્લી ). ગોટલીના મગજનું ચૂર્ણ કૃમિઘ્ન તરિકે ૨૦ થી ૩૦ ગ્રેન વજનથી આપવામાં આવે છે; તેમજ રક્તાર્શ માટે અને અતિ ઋતુસ્રાવમાં ગ્રાહી તરિકે વાપરવા માટે ડૉકટર કર્ક પેટ્રીક કહે છે.

**Physiological Action**—The bark is astringent and tonic. The ripe fruit is invigorating, refreshing and nutrient; also somewhat laxative. The unripe fruit is acid, astringent and antiscorbutic. Ambosi is a valuable antiscorbutic owing to its containing citric acid. The ashes of the leaves dried and made into a pow-

der are used in diabetes. The kernel is astringent and anthelmintic. Amba-nu-chick or the gum resin mixed with lime-juice, is used locally in scabies. The bark is astringent, anthelmintic and used in nasal catarrh and for lumbrici. As an astringent it is given in diarrhœa, also to check hæmorrhages from the nose, stomach, intestines uterus and lungs. It also checks profuse muco-purulent discharges as leucorrhœa, gonorrhœa &c. ( R. N. Khory, II. p. 164. )

**ઉલ્લેખ**—વનસ્પતિ ગુણાદર્શ. પા. ૩૪૮; રૂ. નિ. પા. ૩૭૪; Glimpses p. 23; N. p. 67; Indi. Medi. Plants p. 374.

---

## ૯૭ કાજુ

### N. O. Anacardiaceæ.

**નામો**—काजूतः, काजूतकः, वृत्तारुष्करः ( સંસ્કૃત ); કાજુ ( ગુજરાત ); Cashew nut-કૅશ્યુ નટ ( અંગ્રેજી ); Anacardium occidentale-અનેકાર્ડીયમ્ ઑકસીડેન્ટેલ ( લેટીન. )

**परिचय**— काजूतको वृत्तपत्रो गुच्छपुष्पश्च पार्वती ॥
स्निग्धपीतफलश्चैव पृथग्बीजो ह्यरुष्करः ॥

॥ शिवदत्तः ॥

काजूतकोऽग्निकृत् केश्यः स्वाद्वारुयश्चोपपुष्पिकः ॥

॥ नि॰ र ॥

**गुणाः**— वृत्तमारुष्करं स्वादु पित्तघ्नं केश्यमग्निकृत् ॥

॥ भा॰ प्र. ॥

काजूतकस्तु तुवरो मधुरोष्णो लघु स्मृतः ।
धातुवृद्धिकरो वातकफगुल्मोदरज्वरान् ॥
कृमिव्रणाग्निमान्द्यानि कुष्ठञ्च श्वेतकुष्ठकं ।
संग्रहण्यर्शमानाहान् नाशयेत् इति कीर्तितम् ॥

॥ नि॰ र ॥

**વર્ણન**—" કાજુનાં ઝાડ દક્ષિણુ દેશી છે. હાલમાં ગુજરાતના બાગોમાં પણુ તે વાવવામાં આવે છે. પત્ર લંબગોળ, પુલનાં સફેદ અને રતાશવાળાં

ઝુમખાં થાય છે. એનાં ફળ જામફળ સરખાં અને પાકે ત્યારે પીળા રંગનાં થાય છે. ફલની પછવાડે એનું બીજ વળગેલું હોય છે. ફળ સ્વાદે ચીકણું, તુરૂ ને મધુરૂ હોય છે."

**ગુણ**—કાજુ તુરાં છે, મધુર છે, ઉષ્ણુ છે અને પચવામાં હલકાં છે; ધાતુની વૃદ્ધિ કરનારાં છે, જઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર છે, સ્વાદિષ્ટ છે, કેશને માટે સારાં છે, પિત્તને હણે છે. સંગ્રહણી, હરસ, આફરો, કુષ્ઠ, વ્રણ, કૃમિ વિગેરેમાં હિતકર ગણાય છે.

**वक्तव्य**—નૅર્ન સાહેબ તેમના " Flowering Plants of Western India " નામના પુસ્તકમાં જણાવે છે:—" આ ઝાડ મૂળ બ્રાઝીલનું વતની છે અને પોર્ચ્યુંગીઝોએ તે હિંદમાં દાખલ કરેલું છે અને તેથી અમૂક વખત સુધી તે ગોવાઇ બદામ ' Goa apple ' તરિકે ઓળખાતું હતું. દક્ષિણ કોંકણ તરફ અને દરીઆના કાંઠા ઉપર તે બહુ જ થાય છે. ફલને નીચે બીજ લાગેલું હોય છે—" Its fruit is an apple with a nut below. "—એ પણ વનસ્પતિસામ્રાજ્યની અદ્ભૂત નવાઈ જ છેને ! ફળ દેખાવે લાગે છે તો સુંદર, પણ તે ખાતાં અતિશય દાહક અને જડબાં ઝાલે તેવું છે. ( આ લેખકે જાતે મુંબાઇમાં અજાણતાં તેનો અનુભવ કરેલો છે. ) જો કે ઑલીવર તો તેને ખાવા જેવું eatable—લખે છે. **મીસ બર્ડ** જણાવે છે કે મલાયા દ્વીપકલ્પમાં કાજુના ઝાડની શાખાઓ બહુ જ વિસ્તારથી વધેલી હોય છે. આપણે અહિંઆં તો તે નાનું ઝાડ ગણાય છે. એનાં ફળમાંથી એક જાતનું તેલ નીકળે છે, જેમાંથી ઍનેકાર્ડીયેક એસીડ બનાવવામાં આવે છે. **કીંગ્સ્લી** કહે છે કે જો તે તેલનો ધુમાડો મ્હોં ઉપર લાગ્યો હોય તો મ્હોં ઉપર ફોલ્લા ઉઠે છે. હિંદુસ્તાનમાં મ્હેં આવું કંઈ જોયું નથી."

**Medicinal Uses**—The oil from the kernel is nutritious and emollient. Internally used as a demulcent in the form of emulsion. It may be used in pharmacy like olive oil. The acrid oil possesses rubefacient and vesicant properties. The active principle is Anacardiac acid. It has been used as a local stimulant in leprosy and psoriasis.

( Indigenous Drugs of India).

**ભાવાર્થ**—કાજુનું તેલ પોષણકર્તા અને સ્નિગ્ધ છે. આંતરોપચારમાં સ્નિગ્ધ અને શીત તરિકે તે યોજાય છે. ઑલીવ ઓઇલની માફક ફાર્મસીમાં આ વાપરી શકાય. દાહકતેલ ( acrid oil )માં દાહક અસર છે. આનું ઉપાદાન

ઍનેકાર્ડીયેક ઍસીડ છે. આ લેપ્રસી ( રગતપિતમાં ) અને ચામડીના રોગોમાં બાહ્ય ઉત્તેજક તરિકે યોજાય છે.

( ' ઈન્ડીજીનસ ડગ્ઝ ઑફ ઇન્ડીઆ ' )

**નવ્યમત**—છાલમાં શકિતપ્રદ ગુણ છે એમ કહેવાય છે. આ ઝાડનો ચુઓ ( Tar )-જેમાં ઍનેકાર્ડીયેક ઍસીડના ૯૦ ટકા અને કાર્ડોલના ૧૦ ટકા છે-બહારથી કુષ્ઠ, દદ્રૂ અને દુષ્ટ ઘારાં ઉપર ચોપડાય છે. આ બહુ સખત દાહક છે માટે બહુ જ સાવચેતીથી વાપરવું. સામી ઉશ્કેરણી ( Counter-irritant ) માટે દેશી વૈદ્યામાં તે વપરાય છે. કાજુનો ટીંકચર યૂરોપમાં ૨ થી ૧૦ ટીપાંની માત્રામાં કૃમિઘ્ન તરિકે વાપરવામાં આવે છે..................( Am. Journ. Pharm, 1882. Dymock ).

**ઉલ્લેખ**—N. p. 68; રૂ.નિ. પા. ૫૪૯; Indig. Drugs. p. 25; Indi. Medi. Plants p. 378

---

## ૯૮ ચારોળી.

### N. O. Anacardiaceæ.

**નામો**—प्रियालः, स्नेहबीजः, चारः ( સંસ્કૃત ); ચારોળી ( ગુજરાતી ); ચારોલી ( મરાઠી ); ચિરોજી ( હિંદી ); ચાર બીજ ( કર્ણાટક ); પિયાલ ( બંગાલી ); Buchanania latifolia-બુચેનેનીઆ લેટીફોલીયા ( લેટીન ).

ગુણાઃ— चारस्य च फलं पक्कं वृष्यं गौल्याम्लकं गुरु ।
तद्बीजं मधुरं वृष्यं पित्तदाहार्तिनाशनम् ॥
॥ रा. नि. ॥

वातपित्तहरं वृष्यं पियालं गुरु शीतलम् ।
चारस्य च फलं पक्कं स्वाद्वम्लं दुर्ज्जरं प्रियम् ॥
चारमज्जा समधुरा वृष्या पित्तानिलापहा ॥
॥ ध. नि. ॥

चारः पित्तकफास्रघ्नस्तत्फलं मधुरं गुरु ।
स्निग्धं सरं मरुत्पित्तदाहज्वरतृषापहम् ॥
प्रियालमज्जा मधुरो वृष्यः पित्तानिलापहः ।
हृद्योऽतिदुर्ज्जरः स्निग्धो विष्टम्भी चामवर्द्धनः ॥
॥ भा. प्र. ॥

चक्रदत्त— १ रक्तातिसारे–शल्लकीबदरीजम्बुपियालाम्रार्जुनत्वचः ।
पीताः क्षीरेण मध्वाढ्याः पृथक् शोणितनाशनाः ॥

भावप्रकाश— २ रक्तपित्ते-....पियालमधुकेन वा....रक्तजित् साधितं पयः ॥

**વર્ણન**—ચારોળીનાં ઝાડ દક્ષિણ તરફ કોંકણમાં બહુ થાય છે. તે ઘણાં મોટાં થાય છે. શાખાઓ ચોતરફ પ્રસરેલી હોય છે. તેનાં ફળ ઝીણાં બોર સરખાં હોય છે. ચારોળી એ ફલનું બીજ છે. બધા જ તેને ઓળખે છે. મેવા તરિકે તે વપરાય છે.

## વૈદ્યકમાં ચારોળીનો ઉપયોગ.

ચક્રદત્ત— ૧ **ઝાડામાં લોહી પડતું હોય તો**–શાલેડું, બોરડી, જાંબુડો, ચારોળી, આંબો, સાજડ એ દરેકની છાલ મધ સાથે ચાટી ઉપર દુધ પીવાથી ઝાડામાં પડતું લોહી બંધ થાય છે.

ભાવપ્રકાશ—૨ **રક્તપિત્તમાં**–ચારોળી અને જેઠીમધથી પકાવેલું દુધ પીવાથી રક્તપિત્ત મટે છે.

**વક્તવ્ય**—સુશ્રુત ચારોળીના ફળને 'वातपित्तहरं वृष्यं पियालं गुरु शीतलम्' ( સૂ. ૪૬–૧૫૬ ) અને ચારોળીને 'पियालमज्जा मधुरो वृष्यः पित्तानिलापहः ( સૂ. ૪૬–૨૦૫ ) વર્ણવે છે. મધુર વર્ગમાં ( સૂ. ૪૨–૧૮ ), ન્યગ્રોધાદિગણમાં ( સૂ. ૩૮–૪૮ ), વ્રણમાં રોપણ તરિકે બીજાં દ્રવ્યો સાથે ( ચિ. ૨ ·૮૪ ) ચારોળીનો ઉલ્લેખ છે. ભગ્નપ્રસાધનમાં બીજાં તેલ સાથે ચારોળીનું તેલ ગણાવેલું છે ( ચિ ૩–૬૭ ). મહાવાતવ્યાધિમાં ( ચિ. ૫....૭–૧૦–૧૨ ) છે. પિત્તસંસૃષ્ટવાયુમાં ચારોળીનું તેલ સારૂં છે ( ચિ. ૩૧–૫ ). મૂર્છા અને કાસના પ્રકરણોમાં આનો ઉલ્લેખ છે.

ચરકે વાતરકતના પ્રદેહમાં ચારોળી વાપરેલી છે ( સૂ. ૩–૧૯ અને ચિ. ૨૯–૧૩૧ ). શ્રમહર અને ઉદર્દપ્રશમન હોવા છતાં પણ 'आमवर्धनः' ભાવમિશ્રે કેમ કહી હશે ? બદામના જેવા જ ગુણ—ફકત ઉષ્ણ સિવાયના—ચારોળીમાં પણ છે એમ સ્પષ્ટ કહેલું છે ( સૂ. ૨૭–૧૫૨ ). ફલાસવમાં ( સૂ. ૨૫–૪૧ ) અને સ્થાવરસંજ્ઞ તેલમાં તે છે ( સૂ ૧૩–૮ ). તેલના ગુણ નીચે પ્રમાણે ગણાવેલા છેઃ—

पियालतैलं मधुरं गुरु श्लेष्माभिवर्धनम् ।
हितमिच्छन्ति नात्यौष्ण्यात् संयोगे वातपित्तयोः ॥
( सू. २७–२८३ ).

કષાયસ્કંધમાં તેને ગણેલી છે. વિરેચનોપગ તરિકે ( વિ. ૮–૧૫૮ ) પણ તેનો ઉલ્લેખ છે. રક્તપિત્તમાં पियालतैलं मधुकं पयश्च सिद्धं घृतं माहिषमाजकं वा ।। ( चि ४–९९ ) એવો પ્રયોગ છે. ( ઉરઃક્ષતવાળા માટે ઘીમાં યોજાયલી છે. ( चि १६....२८–९८ ).

**નવ્યમત**—ચારોળી બહુ જ સ્વાદિષ્ટ અને પોષક છે. દવાઓમાં તે વપરાય છે અને તે જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર ( heating ) છે. ( ઈરવીન. Med. Top. Ajmere ).

ચારોળીનાં ઝાડમાંથી ગુંદર નીકળે છે અને તે અતિસારમાં યોજાય છે. ફલની મીંજોમાંથી તેલ કાઢવામાં આવે છે અને તે બદામના તેલની જગોએ વપરાય છે. મીઠાઇમાં તે વપરાય છે. ગળામાં જે ગાંઠો ફુલી આવે છે એ ઉપર પણ આ તેલ ચોપડાય છે. ( વૅાટ. )

ઝાંસી તરફ ચારોળીનો મલમ બનાવવામાં આવે છે અને તે ચામડીના રોગોમાં વપરાય છે. મધ્યપ્રાંતમાં મૂળીઆં અને પાંદડાંનું ચૂર્ણ માખણ સાથે અતિસારમાં ચાટે છે. હકીમ લોકો આ ફલને પૌષ્ટિક દવાઓમાં તેમજ જ્યારે જીભ સૂજી ગઇ હોય અથવા બહૂ કઠિન બની ગઇ હોય તે ઉપર ચોપડવામાં ઉપયોગ કરે છે. ચારોળી નાની ફોલ્લીઓને અને ખસને તેમજ ખુજલીને રૂઝવનારી મનાય છે. વરાડ તરફ પણ ચારોળીનો લેપ ખસ ઉપર કરવામાં આવે છે. મ્હોં ઉપરથી ડાઘા ( છુંદણાંના ડાઘ ) કાઢી નાખવા માટે સ્ત્રીઓ ઉપયોગ કરે છે.

(એગ્રીકલ્ચરલ લેજર, ૧૯૦૦. નં. ૯. )

મુંબાઇ ઈલાકામાં ચારોળી બદામની જગાએ પૌષ્ટિક દવા તરિકે જાણીતી છે. મદ્રાસ ઇલાકામાં ચારોળીનો ગુંદર બકરીના દુધ સાથે આંતરડાના દુખાવામાં લોકો લે છે. ( ઈન્ડીયન મૅડીસીનલ પ્લેંટ્સ. પા. ૩૮૧ )

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૪૦૭; Indi. Medi. Plants p. 380

## ૯૯ મવેડો.

### N. O. Anacardiaceæ.

**નામો**—झिंगिनी ( સંસ્કૃત ); મવેડો, મવેડી ( ગુજરાતી ); **શીમટી,** મોવા, મોઇની ( મરાઠી ); માઇની, જીનગન ( હિંદી ); જીત્તલ ( બંગાલી ); Odina Wodier–ઓડીના વોડીયર ( લેટીન ).

**परिचय**— जिंगिणीपादपः तीक्ष्णः समिद्वान् मोक्षकच्छदी ।
अपुष्पः कोलफलकः तथा च गुडमंजरी ॥

राजनिघंटुः

**गुणाः**— जिङ्गिनी मधुरा सोष्णा कषाया व्रणशोधिनी ।
कटुका व्रणहृद्रोगवातातिसारहृत् पटुः ॥
निर्यासोऽस्या हरेत्सम्यक् रुजं स्कंधांसबाहुजम् ॥

भा॰ प्र॰

जिंगिणी मुखदौर्गन्ध्यतृष्णावातकफापहा ।
कटुपाका जयेत् वातव्रणातीसारहृद्रुजः ॥

शोढलः

वातघ्नी मधुरोष्णा च व्रणघ्नी योनिशोधिनी ।
जिङ्गिनी कटुका पाके तथातिसारनाशनी ॥

राजवल्लभः

**शोढल**— १ श्लीपदे–जिङ्गिण्यास्तु दलैः सम्यक् तुषाम्बुपरिपेषितैः ।
लेपः श्लीपदनाशाय कर्तव्यः संप्रजानता ॥

**વર્ણન**—મવેડાનાં ઝાડ મોટાં હોય છે. તેમાં જાડી શાખાઓ થોડી; પણ નાની નાની આડી અવળી ઘણી નીકળેલી હોય છે. પાન લાંબી સળી ઉપર સંયુક્ત આવેલાં હોય છે. તે ઘણાં ચળકતાં અને સુંદર હોય છે. પાન બહુધા શાખાઓને છેડે પાસે પાસે આવી ઘટા જેવાં દેખાય છે. તે શિયાળે ખરી જાય છે ત્યારે એ ઝાડ એક ભસ્મી રંગના ઠુંઠા જેવું કદરૂપું જણાય છે. એમાં વસંત ઋતુમાં ઝીણાં પીળાશ લેતાં રાતાં આંબાના મોરની પેઠે સૂક્ષ્મ ફુલો આવે છે. ફૂલ રતાશ લેતા રંગનાં વાલ જેવડાં ઉન્હાળે પાકે છે.

" મવેડીના ગુંદરને હીરાબોળ કહે છે. એ એક ઝાડમાંથી ઘણો થાય છે. એનું નસ્ય લેવાથી ખલો, અને હાથ, વાથી ઝલાણો હોય તે મટે છે. એ હીરાબોળના સેવનથી વાના ઘણા રોગો મટે છે." સ્વ. કતોભટ્ટ.

**ઉપયોગ—૧ હાથીપગામાં**–મવેડાનાં પાનને કાંજીમાં વાટીને હાથીપગા ઉપર ચોપડયાં હોય તો હાથીપગું મટે છે. ગદનિગ્રહ.

**वक्तव्य—ચરકે** જીંગિનીના નિર્યાસને શિરોવિરેચનમાં ગણાવ્યો છે ( वि. ૮–૧૭૪ ). કષાય સ્કંધમાં તેનો ઉલ્લેખ છે ( वि. ૮–૧૬૫ ). યોનિરોગ સિવાય બીજા રોગોમાં જીંગિની યોજાયલી જોવામાં નથી આવી. સુશ્રુતે રોધ્રાદિગણમાં ' જિંગિની ' નો ઉલ્લેખ કરેલો છે. ડલ્હણ તેનું ઓળખાણ નીચે પ્રમાણે આપે છે. जिंगिनी गुडमज्जनिका 'गुलदुणी' इति लोके । पूर्वदेशे स्वनाम प्रसिद्धा ॥ सू. अ. ३८.

આ ઉપરથી એના પરિચયનો ખ્યાલ આવી શકતો નથી. છતાંયે હિંદીમાં તેનું નામ ' ઝિંગન્ અને જિંગન, અદ્યાપિ પ્રચલિત છે તે ઉપરથી તેમજ ગુણો ઘણાખરા આને મળતા આવે છે તેથી મવેડાને જિંગિની કહી શકાય છે. સ્વ. કતોભટ્ટે બરાબર નામ યોજેલું જણાય છે.

વ્રણશોધન તરિકે કોઇએ તેનો ઉપયોગ જણાવ્યો નથી, પણ કષાય રસને લીધે તેની છાલનો ઉકાળો વ્રણ ધોવાના કામમાં આવે છે. મ્હોં પાકયું હોય તો કોગળા કરવા માટે પણ તે વપરાય છે. મવેડાની છાલનું ચૂર્ણ, સંગ્રહણી–ઝાડા–રોગમાં વપરાય છે. મવેડાના પંચાંગમાં સિદ્ધ કરી લીધેલું તેલ ઉત્તમ વ્રણરોપણ છે. એના થડમાં જખમ કરવાથી જે રસ વહે છે તે રસ જામી જાય છે, જે ગુંદર કહેવાય છે. તે બરાબર હીરાબોળ જેવો હોય છે. એ ગુંદરનું નસ્ય લેવાથી વાયુના ઘણા રોગો મટે છે એમ કહેવાય છે. એનાં ફૂલ જે મવેડાં કહેવાય છે તેનું અથાણું પણ કરવામાં આવે છે, તે વા વાળાને ખવડાવે છે. એનાં પાન દુકાળ વખતે ઢોરને ખવડાવવા કામ આવે છે. આ ઝાડમાં સ્ટાર્ચ ઘણો છે જેથી તેની ડાળી વાવવાથી પણ તેનો સહેલાઈથી વધારો થઇ શકે છે.

**Actions and Uses**—"In the pharmacopœa of India, the astringent properties of the bark are noticed and its use as a lotion in impetiginous eruptions and obstinate ulcerations. A decoction of the bark is recommended by Dr. B. Bose as an astringent gargle. At Pondicherry, the bark is administered in gout and dysentery. It has a stimulant action.

Dymock Vol. I p. 393.

The gum beaten up with brandy is used as an application in sprains and bruises. The gum is given internally in asthma and as a cordial to women during lactation.

R. N. Khory II 165.

ઊલ્લેખ—વ. શા. પા. ૧૬૪; રૂ. નિ. પા. ૫૧૫; Brandis p. 200; N. p. 68; Watt V p. 445; Indi. Medi. Plants p. 393.

---

## ૧૦૦ ભીલામાં.

### N. O. Anacardiaceæ.

**નામો**—भल्लातकः, अरुष्करः, शोफहेतुः, अग्निमुखः ( સંસ્કૃત ); ભીલામાં ( ગુજરાતી ); બિબા ( મરાઠી ); ભિલાવાં, ભેલા ( હિંદી ); Marking nut –માર્કીંગ નટ અથવા Dhobi's nut–ધોબીઝ નટ ( અંગ્રેજી ); Semicarpus anacardium–સેમેકારપસ એનેકાર્ડીયમ્ ( લેટીન ).

**गुणाः**—

भल्लातः कटुतिक्तोष्णो मधुरः कृमिनाशनः ।
गुल्मार्शोग्रहणीकुष्ठान् हन्ति वातकफामयान् ॥

ध. नि.

भल्लातकः कटुस्तिक्तः कषायोष्णः कृमीञ्जयेत् ।
क[illegible]नाहमेहदुर्नामनाशनः ॥
भल्लातस्य फलं कषायमधुरं कोष्णं कफार्त्तिश्रम–
श्वासानाहविबन्धशूलजठराध्मानकृमिध्वंसनम् ।
तन्मज्जा च विशोषदाहशमनी पित्तापहा तर्पणी
वातारोचकहारी दीप्तिजननी पित्तापहा त्वञ्जसा ॥

रा. नि

भल्लातकफलं पक्वं स्वादुपाकरसं लघु ।
कषायं पाचनं स्निग्धं तीक्ष्णोष्णं छेदि भेदनम् ॥
मेध्यं वह्निकरं हन्ति कफवातव्रणोदरम् ।
कुष्ठार्शोग्रहणीगुल्मशोफानाहज्वरकृमीन् ॥
तन्मज्जा मधुरो वृष्यो बृंहणो वातपित्तहा ।
वृन्तमारुष्करं स्वादु पित्तघ्नं केश्यमाग्निकृत् ॥
भल्लातकः कषायोष्णः शुक्रलो मधुरो लघुः ।

वातश्लेष्मोदरानाहकुष्ठार्शोग्रहणीगदान् ॥
हन्ति गुल्मज्वरश्वित्रं वह्निमांद्यकृमिव्रणान् ॥

भा॰ प्र॰

भल्लातकफलं स्निग्धं कृमिदुर्नामनाशनम् ।
दन्तस्थैर्यकरं ग्राहि कषायं मधुरं च तत् ॥
भल्लातवृन्तं मधुरं कषायं वातकोपनम् ॥
विष्टम्भि दुर्जरं शीतं रक्तपित्तप्रदूषणम् ॥

राजवल्लभः

भल्लातकानि तीक्ष्णानि पाकीन्यग्निसमानि च ।
भवन्त्यमृतकल्पानि प्रयुक्तानि यथाविधि ॥
कफजो न स रोगोऽस्ति न विबन्धोऽस्ति कश्चन ।
यं न भल्लातकं हन्याच्छीघ्रं मेधाग्निवर्धनम् ॥

चरकः

चरक— १ **रसायनार्थम्**—भल्लातकानि अनुपहतानि अनामयानि आपूर्णरसप्रमाणवीर्य्याणि पक्वजाम्बवप्रकाशानि शुचौ शुक्रे वा मासे संगृह्य यवपल्ले माषपल्ले वा निधापयेत् । तानि चतुर्मासस्थितानि सहसि सहस्ये वा मासे प्रयोक्तुमारभेत । शीतस्निग्धमधुरोपस्कृतशरीरः पूर्वं दशभल्लातकान्यापोथ्य अष्टगुणेनाम्भसा साधु साधयेत् । तेषां रसमष्टभागावशिष्टं पूतं सपयस्कं पिबेत् सर्पिषान्तर्मुखमभ्यज्य ॥ चि–अ–१ ॥

सुश्रुत— २ **अर्शःसु भल्लातकविधानम्**—भल्लातकानि परिपक्वानि अनुपहतानि आहृत्य एकमादाय द्विधा त्रिधा चतुर्धा वा छेदयित्वा कषायकल्पेन विपाच्य कषायस्य शुक्तिमनुष्णां घृताभ्यक्तताल्लुजिह्वौष्ठः प्रातः प्रातः उपसेवेत । ततोऽपराह्णे क्षीरं सर्पिरोदन इत्याहारः । एवमेकैकं वर्धयेत् यावत् पञ्चेति ॥ चि–अ–६

३ **सर्वकुष्ठेषु**—भल्लातकाभयाविडंगसिद्धं वा सर्वेषाम् । भल्लातकतैलं वेति ॥ चि–अ–९

४ **विषसंसृष्टे अंजने**—....पुष्पं भल्लातकस्य वा " ॥ क–अ–१

वाग्भट— ५ ज्वरागमनवासरे–सगुडैः भल्लातकमथापि वा ॥

६ शुष्कार्शःसु–शुष्केषु भल्लातकमग्र्यमुक्तम् ॥ चि–८–१६२

शोढल— ७ इन्द्रलुप्ते–इन्द्रलुप्तापहो लेपो मधुना.... भल्लातकरसोऽथवा ॥

( **शिरोरोगाधिकारे** )

८ **क्रिमिनाशार्थम्**–भल्लातकास्थिस्वरसं विडंगार्धेन संयुतम् ।
सूर्यतप्तं लिहेद्युक्त्या सिद्धक्रिमिविनाशनम् ॥

( **क्रिमिरोगाधिकारे** )

९ **उरुस्तम्भे**—भल्लातकफलं पिष्ट्वा पिप्पलीमूलसंयुतम् ।
उरुस्तंभविनाशाय पिबेन्मधुसमन्वितम् ॥

( **वातरोगाधिकारे** )

१० **वाजीकरणार्थम्**—भल्लातकैश्चतुर्भिश्च गोदुग्धस्याढकं शृतम् ।
पीतं करोति वृषतां सुजीर्णस्यापि देहिनः ॥

( **वाजीकरणाधिकारे** )

११ **अर्शःसु**—तिलारुष्करसंयोगं भक्षयेदग्निवर्धनम् ।
कुष्ठरोगहरं श्रेष्ठमर्शसां नाशनं परम् ॥

( **अर्शोरोगाधिकारे** )

वृन्द— १२ **रसायने**—तैलं भल्लातकानां तु पिबेन्मासं यथाबलम् ।
सर्वोपद्रवनिर्मुक्तो जीवेद्वर्षशतं दृढः ॥

( **रसायनाधिकारे** )

चक्रदत्त १३ **कफगुल्मे**—भल्लातकात् कल्ककषायपक्वम् । सर्पिः
पिबेत् शर्करया विमिश्रम् । तद्रक्तपित्तं विनिहन्ति पीतम् ।
बलासगुल्मं मधुना समेतम् ॥ गुल्मचि०

बंगसेन— १४ **प्लीहोदरे**–भल्लातकाभयाजाजीगुडेन सह मोदकः । सप्तरात्रा-
न्निहन्त्याशु प्लीहानमतिदारुणम् ॥

**વર્ણન**—ભીલામાનાં ઝાડ મધ્યમ કદનાં થાય છે. આસામ, ખાસીઆ-હીલ્સ, ચીતાગોંગ, મધ્ય હિંદુસ્તાન અને દક્ષિણ તરફ ભીલામાનાં ઝાડ થાય છે. પાન શાખાઓના અગ્રભાગમાં આવે છે. પાન લાંબાં, પહોળાં, અને પત્રાગ્ર ગોળ અને પત્રપૃષ્ટ શ્વેત રંગનાં હોય છે. ફુલ ૦। થી ૦॥ ઇંચ વ્યાસનાં, પુષ્પદંડ ઉપર આવેલાં, પીળાશ લેતા રંગનાં હોય છે. ફળ હૃદયાકૃતિનાં કાળા

રંગનાં હોય છે. આ ફળ કાચાં હોય છે ત્યારે તેમાં સફેદ દુધ જેવો રસ ભરેલો હોય છે. પાકે છે ત્યારે કાળાશ લેતો રંગ થઈ જાય છે. ફલ સુંવાળી ગાદી–pericarp–ઉપર આવેલું હોય છે. એ પણ પાકેલું હોય છે ત્યારે પીળા રંગનું હોય છે. આની ઉપર ફુલ ચોટેલું રહે છે. ભીલામાના ફુલની પરાગ મદકારક, ઝેરી મનાય છે. ભીલામાના ઝાડતળે સૂનાર માણસનાં હાથ પગ સૂજી ગયેલા માલમ પડે છે. પુષ્પની પરાગ વાયુદ્વારા નાકમાં જવાથી પણ મૂર્છા જેવું થઈ આવે છે. ફેબ્રુઆરીથી એપ્રીલ સુધીમાં પાન ખરી પડે છે એટલે ઝાડ બોડું દેખાય છે. મે ઑગસ્ટમાં ફુલ બેસે છે. આ જાતનાં ઘણાં ઝાડ હોય એમ વનસ્પતિશાસ્ત્રનાં પુસ્તકો ઉપરથી સમજાય છે. બ્રેંડીસે આ કુટુંબમાં ( genera ) સાત જાત species વર્ણવેલી છે. ધોબી લોકો આના રસથી લુગડાં ઉપર નામ લખે છે અને તેથી જ તેને અંગ્રેજીમાં ' ધોબીઝનટ ' કહેલું છે.

## વૈદ્યકમાં ભીલામાનો ઉપયોગ

**ચરક—** ૧ **રસાયન તરિકે ભીલામાનો ઉપયોગ**–સડા વગરનાં, રસથી ભરેલાં, સારાં મોટા પ્રમાણવાળાં, પૂર્ણવીર્યવાળાં, પાકા જાંબુ જેવાં, જેઠ કે આષાઢ માસમાં ભીલામાં ભેગાં કરી લઈને જવના કે અડદના ઢગલામાં રાખી મૂકવાં. એવી રીતે ચાર માસ સુધી ઢગલામાં રાખ્યા બાદ માગશર કે પોષ મહિનામાં બહાર કાઢીને ખાવાના ઉપયોગમાં લેવાં. રોગીએ આ વખતે શીત, સ્નિગ્ધ, મધુર વસ્તુઓનું સેવન રાખવું. ભીલામાનો કવાથ દુધની સાથે પીતા પહેલાં મ્હોંમાં સારી રીતે ઘી ચોપડવું. **કવાથ તૈયાર કરવાની વિધિ**–જેટલાં ભીલામાં હોય ( વજનમાં ) તેનાથી સોળઘણું પાણી લઇને કવાથ કરવો. આઠમો ભાગ કવાથ બાકી રાખવો. પહેલા દિવસે એકથી પ્રયોગ શરૂ કરવો અને હમેશાં એકેકું ભીલામું વધારતા જવું. આવી રીતે ૧ હજાર ભીલામાંનો પ્રયોગ ચરકે બતાવેલો છે. ચિ. અ. ૧.

**સુશ્રુત—** ૨ **હરસમાં ભીલામાં વાપરવાની વિધિ**–ભીલામાંના ત્રણ, ચાર કે પાંચ નાના ટુકડા કરીને ઉપર પ્રમાણે ( કવાથવિધિ પ્રમાણે ) તેનો કવાથ કરી લેવો. હમેશાં રોગીએ ૪ તોલા કવાથનું સેવન કરવું. કવાથ પીતા પહેલાં દરદીએ તાલુ, જીહ્વા અને હોઠ ઉપર ઘી ચોપડી દેવું. કવાથ પ્રાતઃકાળમાં

પીવો. ખોરાકમાં દુધ, ઘી, કમોદના ચોખા વિગેરે સ્નિગ્ધ ખોરાક લેવો. સુશ્રુતે ૧ ભીલામાથી આરંભ કરીને પાંચ સુધી લેવાનું કહ્યું છે. ચિ. અ. ૬.

૩ **દરેક જાતના કુષ્ઠમાં**–ભીલામાં હરડે અને વાવડીંગનો કવાથ અથવા ભીલામાનું તેલ એકલું–સર્વ પ્રકારના કુષ્ઠને મટાડે છે. ચિ. અ. ૯.

૪ **અંજનમાં દુશ્મને ઝેર આંજ્યું હોય તો**–ભીલામાંનું ફુલ દુધમાં ઘસીને આંખમાં આંજવું. ક. અ. ૧.

વાગ્ભટ— ૫ **જે દિવસે તાવ આવવાનો હોય તે દિવસે**–ગોળ સાથે ભીલામાં ખાવાં. કવાથ પીવો સારો છે. ભીલામાં ખાવાં મુશ્કેલ છે. ચિ. ૧–૧૫૩.

૬ **સુકા હરસમાં**–સુકા હરસમાં ભીલામાં ઉત્તમમાં ઉત્તમ ઔષધ મનાયલું છે. ચિ. ૮–૧૬૨.

શોઢલ— ૭ **ઈંદ્રલુપ્ત** ( માથામાં તાલ પડે છે તે )માં–ભીલામાંના રસમાં મધ નાખીને માથામાં લગાવવાથી ઇંદ્રલુપ્ત મટે છે. ( શિરોરોગાધિકારમાં )

૭ **કૃમિ મારવા માટે**–ભીલામાંનો સ્વરસ અને વાવડીંગ લઇ સૂર્યના તાપમાં તપાવીને તે બન્નેને યુક્તિપૂર્વક ચાટી જવું. કૃમિ મરી જાય છે.

૯ **ઊરૂસ્તંભમાં**–પીપરીમૂળ સાથે ભીલામાં મેળવીને હમેશાં સેવન કરવાથી ઉરૂસ્તંભ મટે છે. ( ચાર તોલા ભીલામાં લેવાનાં પાઠમાં કહેલાં છે પણ આ જમાનામાં તે માત્રા ઘણી મોટી પડે માટે શક્તિ પ્રમાણે ઓછીવત્તી માત્રા લેવી હિતાવહ છે ).

૧૦ **વાજીકરણ માટે**–ચાર ભીલામાંના નાના નાના ટુકડા કરીને ગાયના દુધના ૧ આઢકમાં ઉકાળી લેવાં. તે દુધ પી જવું. આ પ્રયોગથી શકિત આવે છે અને વાજીકરણ છે.

૧૧ **હરસમાં**–તલ અને ભીલામાં સરખા વજને હમેશાં ખાવાથી અગ્નિ વધે છે, કુષ્ઠ રોગ મટે છે અને હરસને માટે તો આ પ્રયોગ ઉત્તમ જ છે.

વૃન્દ— ૧૨ **રસાયન તરિકે**–ભીલામાનું તેલ, બલ પ્રમાણે એક માસ સુધી દુધ સાથે પીવાથી રસાયનનું કામ કરે છે; સર્વ ઉપદ્રવોની ઉપાધિમાંથી તે માણસ બચે છે અને દીર્ઘાયુષી થાય છે.

**ચક્રદત્ત**— ૧૩ **કફજન્યગુલ્મમાં**–ભલ્લાતકના કલ્ક અને કષાયથી ઘી પકાવી લેવું. એ ઘી સાકર સાથે હમેશાં ચાટવું. રકતપિત્ત, કફગુલ્મ વિગેરેનો નાશ થાય છે.

**બંગસેન**— ૧૪ **પ્લીહોદરમાં**–ભીલામાં, હરડે, જીરૂં–આ ત્રણ સરખા વજને લઈને ગોળથી લાડુ તૈયાર કરી લેવા. આ મોદકના સેવનથી અતિ દારૂણ પ્લીહોદર પણ સાત દિવસમાં મટી જાય છે.

**वक्तव्य**—કુષ્ઠઘ્ન, દીપનીય, મૂત્રસંગ્રહણ, અને ભેદનીય દશેમાનિમાં **ચરકે** ભીલામાંનો ઉલ્લેખ કરેલો છે. **સુશ્રુતે** ન્યગ્રોધાદિ અને મુસ્તાદિગણમાં ભીલામાંનો ઉલ્લેખ કરેલો છે. ચરકસંહિતાના વિમાનસ્થાનના સાતમા અધ્યાયમાં ભીલામાંનું તેલ કેમ કાઢવું તે વિસ્તારથી કહેલું છે. અર્શોઘ્ન દશેમાનિમાં **ચરકે** ભીલામાં નથી ગણાવ્યાં એ નોંધ લેવા જેવું છે. હરસમાં બીજાં દ્રવ્યો સાથે પ્રલેપમાં ભીલામાં **ચરકે** યોજેલાં છે ખરાં. કષાય અને કટુસ્કંધમાં ગણાવેલાં છે. દીપનીય હોવાથી ગ્રહણીમાં મધ્વાસવમાં ભીલામાં નાખેલાં છે ( ચિ ૧૯–૧૪૪ ). ગ્રહણી અધ્યાયમાં ભલ્લાતકાદિક્ષાર ( ચિ ૧૯–૧૭૫ ) પણ છે. યોનિરોગમાં ભીલામાં ઠીક કામ કરે છે એ શોધ **ચરકના** વખતની છે–' कफोत्थितं शुक्रदोषं हन्यात् भल्लातकस्य च ' ઇત્યાદિ ( ચરક ચિ ૩૦–૧૪૭ ). સુવાવડીના ખાટલા માટે ભીલામાંનું લાકડું **ચરકે** ગણાવેલું છે. સુશ્રુતે સૂતિકાગાર ન્યગ્રોધ, ભલ્લાતક, બિલ્વ વિગેરે કાષ્ઠનું બનાવવાનું કહેલું છે. **સુશ્રુતમાં** વ્રણના અધ્યાયમાં તેલ બનાવવાની વિધિ આપેલી છે ( ચિ ૧–૮૯ થી ૯૨ ). શોથના એલાદ્યઘૃતમાં ભીલામાં પડેલાં છે ( સુશ્રુત ઉ. ૪૧–૫૦ ). રકતાભિષ્યન્દમાં અંજનમાં ભીલામાનો ઉલ્લેખ છે ( ઊ. ૧૨–૩૫ ). સૂત્રસ્થાન અ. ૪૫ શ્લોક ૧૨૨માં **સુશ્રુતે** તુવરક અને ભલ્લાતકના તેલના ભેગા ગુણ આપેલા છે. ભલ્લાતકપુષ્પ, ફલ અને રસને આગન્તુ શોથના હેતુ તરિકે **ચરકે** ગણાવેલાં છે ( સૂ. અ. ૧૮ ) **વાગ્ભટે** ભલ્લાતકના રસાયન પ્રયોગો સુંદર આપેલા છે. સમસમાગુટિકા ( નારસિંહ ચૂર્ણ ) ની પ્રખ્યાત બનાવટમાં ભીલામાનો જ ગુણ છે.

ભીલામાના અતિસેવનથી શરીરમાં અગન બળ્યા કરે છે; શરીરે કંડૂ, પિડકા થઇ આવે છે; મૂત્રકૃચ્છ્ર થઇ આવે છે, કોઇક વખત લોહી જેવો લાલ પેસાબ થાય છે. આવે વખતે ભીલામાં બંધ કરી દેવાં અને નાળીએરનું પાણી પીવું અથવા કોપરેલ શરીરે ઘસવું અને કોપરાં ખાવાં. ભીલામાંના સેવન

વખતે મૈથુન, તાપમાં ફરવું, મીઠું, માંસ વિગેરે ત્યજવું જોઈયે. વાપરતાં આવડે તો ભીલામાં અમૃત જેવાં જ છે. શોઢલે ગદનિગ્રહમાં ભલ્લાતકકલ્પ વર્ણવેલો છે, એમાં નવીન કંઈ જ નથી. પરેજી માટે નીચે મુજબ લખેલું છે:—वर्जयेद्दधि शुक्तं च तैलाभ्यङ्गाग्निसेवनम् । शुष्कवल्लूरमांसाध्वव्यायामस्त्रीनिषेवणम् ॥ यंत्रितात्मा घृतक्षीरशालिषाष्टिकभोजनः । तद्वत् त्रिगुणितं कालं प्रयोगान्तेऽपि चाचरेत् ॥ એ જ કલ્પમાંનો નીચેનો એક શ્લોક આપીને આપણે વક્તવ્ય સમાપ્ત કરીશું:—

सहामलकशुक्तिभिर्दधिसरेण तैलेन वा
गुडेन पयसा घृतेन यवसक्तुभिर्वा सह ।
तिलेन सह माक्षिकेण सितया च सूपेन वा ।
वपुष्करमरुष्करं परममेध्यमायुष्करम् ॥

**નવ્યમત**—જુઓ મારો લેખ ( આયુર્વેદ વિજ્ઞાન. પુસ્તક ૮ અંક ત્રીજો ). આ લેખ મૂળ વાંચવો હોય તો 'Treatment of Tropical diseases with Indigenous Drugs,' By Late Dr. Hemchandra Sen. M. D. જોઈ લેવું. બહુ જ સરસ લેખ છે. મારા લેખમાં એજ અનુવાદ છે. ઈન્ડીયન મેડીસીનલ પ્લેંટ્સમાં પણ એ લેખ ઉતારવામાં આવ્યો છે.

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 384; રૂ. નિ. પા ૨૮૩; Brandis p. 207. ( ચિત્ર આપેલું છે ).

---

## અંબાડો

### N. O. Anacardiaceæ.

**નામો**—आम्रातकः, कपीतनः, कपिचूतः, मर्कटाम्रः ( સંસ્કૃત ); અંબાડો, અંબેડો ( ગુજરાતી ); આંબાડા ( મરાઠી ); અંબાડા ( હિંદી ); Spondias mangifera—સ્પોન્ડીયસ્ મેંજીફેરા ( લેટીન ).

**परिचय**— आम्रातपादपो बिंबफलोपमफलोऽल्पकः ।
जिंगिणीसदृशपत्रो गिरौ भवति रेवते ॥

इति **कैयदेवः**

**गुणाः**— आम्रातमम्लं वातघ्नं गुरूष्णं रुचिकृत्सरम् ।
पक्वं तु तुवरं स्वादु रसपाके हिमं स्मृतम् ॥

तर्पणं श्लेष्मलं स्निग्धं वृष्यं विष्टंभि बृंहणम् ।
गुरु बल्यं मरुत्पित्तक्षतदाहक्षयास्रजित् ॥

भा. प्र.

आम्रातकं कषायाम्लमामं हृत्कंठकर्षणम् ।
पक्कं तु मधुराम्लाख्यं स्निग्धं पित्तकफापहम् ॥

रा. नि.

आम्रातको गुरुश्चोष्णो तुवरोम्लो रुचिप्रदः ।
सरः कंठ्यः पित्तकफरक्तकारी च संस्मृतः ॥
आमवातस्य वातस्य चामस्य च विनाशनः ।
स पक्कस्तुवरः शीतो गुरुर्वृष्यो बलंकरः ॥
मधुरस्तृप्तिकफकृत्स्निग्धो धातुविवर्धकः ।
मलस्तंभकरो वातकफपित्तविनाशनः ॥
रक्तरुग्दाहक्षतरुक्क्षयनाशकरो मतः ।
पर्णं तु कोमलं चास्य रुच्यं ग्राह्यग्निदीपनम् ॥

नि. र

मधुरं बृंहणं बल्यं आम्रातं तर्पणं गुरु ।
सस्नेहं श्लेष्मलं शीतं वृष्यं विष्टभ्य जीर्यति ॥

चरक सू-२७-१२३

आम्रातकफलं वृष्यं सस्नेहं श्लेष्मवर्धनम् ॥

सुश्रुत सू-४६-१५५

વર્ણન—અંબેડાનાં ઝાડ મોટાં થાય છે. કોંકણ અને કર્ણાટક—આ બે દેશોમાં આ ઝાડ ઘણાં જ થાય છે. એનાં પાંદડાં રામફળીનાં પાંદડાં જેવાં થાય છે. એનાં ફળ ઘણાં ખાટાં અને લીલી સોપારીના જેવડાં થાય છે. તેમાં આંબા જેવી ગોટલી હોય છે. થડની છાલ લીસી, સફેદ કે આસમાની લેતા સફેદ રંગની અને સુગંધી હોય છે. પાંદડાં ૩ કે ૫ ના જોડકામાં આવે છે. એમાં આંબાના જેવો મોર આવે છે; ફૂલ પણ આંબાના જેવાં જ પણ નાનાં હોય છે. જ્યારે બધાં પાન ખરી જાય છે ત્યારે તેને ફુલ આવે છે. ફળ ખાવાના કામમાં આવે છે. એનું અથાણું લોકો કરે છે. નૅર્ન સાહેબને એ હિંદુસ્તાનનું મૂળ વૃક્ષ છે કે નહિ તે વિશે શંકા છે (" a doubtful native "),

ગુણ—અમ્લ, વાતઘ્ન, ગુરૂ, ઉષ્ણ, સર, હૃદ્ય, શ્લેષ્મલ અને વૃષ્ય. કંઠને હિતકર છે, પિત્ત, કફ અને રક્તને કરનાર છે, આમવાત, વાત અને આમનો નાશ કરનાર છે. પાકેલું ફળ તુરૂ, શીત, બલકર, વૃષ્ય, ગુરૂ, મધુર, તૃપ્તિકર, કફકર અને ધાતુને વધારનાર છે; મળની કબજીયાત કરનાર છે અને વાત, પિત્ત, કફ ત્રણેનું છેદન કરનાર છે. એનાં કોમળ પાન રૂચિ ઉત્પન્ન કરે તેવાં છે, ગ્રાહી છે અને અગ્નિ પ્રદીપ્ત કરનાર છે.

वक्तव्य—આમ્રાતકનું 'અંબાડા' નામ અમરસિંહના વખતથી જ ચાલતું આવ્યું હોય એમ જણાય છે. અમરકોષનો ટીકાકાર ભાનુજી દીક્ષિત—आम्रातकस्य 'अंबाडा' इति ख्यातस्य—એમ લખે છે. નૉર્ન સાહેબને શંકા છે કે આ ઝાડ આ દેશનું વતની હશે કે નહિ ? પણ ઘણા પ્રાચીન સમયથી આપણે તેને ઓળખીએ છીયે એટલે શંકાને સ્થાન જ રહેતું નથી. ડલ્હણ તેની ઓળખાણ આપે છે—" आम्रातकः आम्रफलसदृशः आम्राटकमिति लोके ॥ ( सू. ४६–१३९ ). जिंगिणीसदृशपत्रो–આથી સંદિગ્ધતા ઉભી થાય છે. जिंगिणी એટલે મવેડો. મવેડા જેવાં પાન કહેવાય ખરાં ?

હૃદ્યદશેમાનિમાં ચરકે એને ગણાવ્યું છે. કીટદંશમાં कार्यः तत्रागदो.... त्वग्भिराम्रातकस्य वा ( ક. ૮–૧૧૪ ) એમ સુશ્રુતમાં છે. મદાત્યયમાં પાનક કરવાનું સુશ્રુતે લખ્યું છે. તૃષ્ણામાં ચરક સુશ્રુત અને વાગ્ભટ ત્રણેએ વાપર્યું છે. ખાટું હોવાથી દુધ સાથે ન ખાવાનું ચરકે કહ્યું છે ( સૂ ૨૬–૧૧૬ ).

નવ્યમત—ફલનો ગર્ભ ખાટો અને ગ્રાહી છે; અને પિત્તાતિસારમાં ઉપયોગી મનાય છે ( ડીમક ). છાલ કોઇ કોઇ વખત લહેજતદાર દવાઓમાં વપરાય છે ( ટી. એન. મુકરજી ). આની છાલ મરડામાં ઉપયોગી છે અને પાનનો રસ કર્ણશૂલમાં ઉપયોગી છે ( એટકીન્સન ). ફળ નાવિકરક્તપિત્તઘ્ન છે.

ઉલ્લેખ—N. p. 69; રૂ. નિ. પા. ૩૭૮; Brandis p. 201; Indi. Medi. Plants p. 394.

# शिग्रुआदि वर्ग.

## N. O. Moringeæ.

### ૧૦૨ સરઘવો.

**નામો**—शिग्रु, शोभांजन, तीक्ष्णगंधा ( સંસ્કૃત ); સરઘવો ( ગુજરાતી ); સેકટા ( હાંસોટ ); સજના, સુવા ( મરાઠી ); સજના ( હિંદી ); સજિના ( બંગાલી ); Horse Radish tree–હૉર્સ રેડીશ ટ્રી ( અંગ્રેજી ); Moringa pterygosperma–મોરીંગા ટૅરીગોસ્પર્મા ( લેટીન ).

**કડવો સરઘવો**—M. Concannensis–મોરીંગા કોંકેનેન્સીસ્ ( લેટીન ).

**गुणाः**—
शोभाञ्जनद्वयं तीक्ष्णं कटु स्वादूष्णापिच्छलम् ।
सक्षारं वातशोफघ्नं दृष्टिमान्द्यहरं सरम् ॥
शिग्रुस्तिक्तः कटुश्चोष्णः कफशोफसमीरजित् ।
क्रिम्यामविषमेदघ्नो विद्रधिप्लीहगुल्मनुत् ॥

ध. नि. ॥

शिग्रुश्च कटुतिक्तोष्णः तीक्ष्णो वातकफापहः ।
मुखजाड्यहरो रुच्यो दीपनो व्रणदोषनुत् ॥
**शोभाञ्जनः** ( नीलशिग्रुः ) तीक्ष्णकटुः स्वादूष्णः पिच्छलस्तथा ।
जन्तुवातार्तिशूलघ्नः चक्षुष्यो रोचनः परः ॥
**श्वेतशिग्रुः** कटुस्तीक्ष्णः शोफानिलनिकृन्तनः ।
अङ्गव्यथाहरो रुच्यो दीपनो मुखजाड्यनुत् ॥
**रक्तशिग्रुः** महावीर्यो मधुरश्च रसायनः ।
शोफाध्मानसमीरार्त्तिपित्तश्लेष्मापसारकः ॥

रा नि.

शिग्रुः कटुः कटुः पाके तीक्ष्णोष्णो मधुरो लघुः ।
दीपनो रोचनो रूक्षः क्षारस्तिक्तो विदाहकृत् ॥
संग्राही शुक्रलो हृद्यः पित्तरक्तप्रकोपणः ।
चक्षुष्यः कफवातघ्नो विद्रधिश्वयथुक्रमीन् ॥
मेदोऽपचीविषप्लीहगुल्मगण्डव्रणान् हरेत् ।
**श्वेतः** प्रोक्तगुणो ज्ञेयो विशेषात् दाहकृत् भवेत् ॥

प्लीहानं विद्रधिं हन्ति व्रणघ्नो पित्तरक्तहृत् ।
मधुशिग्रुः प्रोक्तगुणो विशेषाद्दीपनः सरः ॥
शिग्रुवल्कलपत्राणां स्वरसः परमार्त्तिहृत् ।
चक्षुष्यं शिग्रुजं बीजं तीक्ष्णोष्णं विषनाशनम् ॥
अवृष्यं कफवातघ्नं तन्नस्येन शिरोऽर्त्तिनुत् ॥

भा॰ प्र

चरक— १ **शुष्कार्शःसु**—....शिग्रोश्च पत्राणि । जलेनोत्क्वाथ्य शूलार्त्तं स्वभ्यक्तमवगाहयेत् ॥ चि–९.

२ **ग्रन्थिविसर्पे**—सुखोष्णया प्रदिह्याद्वा पिष्टया कृष्णगन्धया ॥ चि–११

३ **हिक्काश्वासयोः**—पत्राणां यूष : शोभाञ्जनस्य च । हिक्काश्वासनिवारणः ॥ चि. २१

४ **अश्मरीशर्करयोः**—जलेन शोभाञ्जनमूलकल्कः श्रृतो हितः ॥ चि. २६

सुश्रुत— ५ **कुष्ठक्षते**—क्षतेषु क्षेप्यं तैलं शिग्रुकोशाम्रयोर्वा ॥ चि. ९.

६ **प्लीहोदरे**—शोभाञ्जनकषायं वा पिप्पलीसैन्धवचित्रकयुक्तम् ॥ चि. १४

७ **अपच्याम्**—....हितोऽवपीडे फलानि शिग्रोः ॥ चि, १८

वाग्भट— ८ **अपक्के विद्रधौ**—पानभोजनलेपेषु मधुशिग्रुः प्रयोजितः । दत्तावापो यथादोषं अपक्कं हन्ति विद्रधिम् ॥ चि. १३

९ **नेत्रव्यथायाम्**—वातपित्तकफसांनिपातजां नेत्रयोः बहुविधामपि व्यथाम् । शीघ्रमेव जयति प्रयोजितः शिग्रुपल्लवरसः समाक्षिकः ॥ चि. १६

हारीत १० **सन्निपातज्वरिणो बोधनार्थम्**—शोभाञ्जनकमूलस्य रास्ना समरिचान्वितम् । विसंज्ञितानां नस्यं स्याद्बोधनं चाशु रोगिणाम् ॥ चि. २

११ श्लेष्मशूले—शोभाञ्जनकमूलस्य रसश्च मरिचान्वितः ।
सक्षारमधुनोपेतः श्लेष्मशूलनिवारणः ॥ चि. ८

१२ शिरःशूले—गुडशोभाञ्जनरसैः नस्ययोगात् पृथक् पृथक् ।
शिरोऽर्तिश्चोपशाम्यति ॥

चक्रदत्त— १३ अन्तर्विद्रधौ—शिग्रुमूलं जले धौतं दरपिष्टं प्रगालयेत् ।
तद्रसं मधुना पीत्वा हन्त्यन्तर्विद्रधिं नरः ।

१४ कर्णशूले—सूर्यावर्त्तशोभाञ्जनमूलकस्वरसाः ।
मधुतैलसैन्धवयुताः पृथगुक्ताः कर्णशूलहराः ॥

वंगसेन— १५ कृमिषु—सक्षौद्रः कृमिजिद्भिः पीतः कृमिहरः शिग्रुजश्च क्वाथः ॥

१६ वातरक्ते—शिग्रुवरुणस्य कल्को धान्याम्लेनानिलार्तिजिल्लेपात् ॥
भवति नवेति विकल्पो न विधेयः सिद्धयोगेऽस्मिन् ॥

१७ उरोग्रहे—पुत्रजीवकाशिग्रूत्थाः ।........
रसाः एकैकशः कोष्णा द्विशो वा रामठान्विताः ॥

१८ दद्रौ—दद्रुघ्नं लेपनं कुर्याच्छिग्रुमूलत्वचोऽथवा ॥

१९ नवहृक्कोपे—नवहृक्कोपशमनः क्षौद्रयुतः शिग्रुमूलरससेकः ॥

शोढल— २० प्रतिश्याये—घृततैलसमायुक्तं शिग्रुमूलं पिबेन्नरः ।
प्रतिश्यायहरं प्रोक्तं कासहिक्कानिवारणम् ॥

२१ सर्वनेत्ररोगे—शिग्रुपल्लवनिर्यासः सुघृष्टः ताम्रसंपुटे ।
घृतेन धूपितो हन्ति शोफहर्षाश्रुवेदनाः ॥

२२ स्नायुकरोगे—शोभाञ्जनमूलदलैः काञ्जिकलवणसंयुतैर्लेपः ।
स्नायुकरोगं हन्यात् जयेद्वा मोचकत्वचालेपः ॥

वैद्यमनोरमा— २३ सद्योव्रणेषु—सद्योव्रणेषु सहसा विदधीत धीमान् ।
अक्षीवपत्रातिलकल्कमथाज्यमिश्रम् ॥

२४ मसूरिकायाम्—शिग्रुपत्ररसे सर्जरसं पिष्ट्वा मसूरिकाम् ।
उत्पन्नमात्रामालिम्पेत् सा तदैव विनश्यति ॥

વર્ણન—સરઘવાનાં ઝાડ ઘણાખરા ઓળખે છે. આનાં શીંગ અને ફુલો શાક તરિકે અને કઢીમાં નાખવા માટે ખહુ જ જાણીતાં છે. મીઠી શીંગોવાળા

ઝાડને મીઠો સરઘવો અને કડવી શીંગોવાળાને કડવો સરઘવો કહે છે. દરેક દવાખાનામાં આ ઝાડ હોવું જોઇએ એમ ડૉ. મુઇદીન શરીફનો મત છે.

## વૈદ્યકમાં સરઘવાનો ઉપયોગ

ચરક— ૧ સુકા હરસમાં–શિગ્રુના કવાથમાં હરસવાળા દરદીને બેસાડવો. આથી ધીરે ધીરે ફાયદો પડે છે. ચિ. ૯.

૨ ગ્રન્થિવિસર્પમાં–સરઘવાની છાલને પાણીમાં ઘસીને, તે સ્હેજ ગરમ કરીને ચોપડવું. ચિ. ૧૧.

૩ હેડકી અને શ્વાસમાં–સરઘવાના પાનનો કવાથ પીવાથી હેડકી અને શ્વાસ મટે છે. ચિ. ૨૧.

૪ પથરી અને પેસાબમાં રેતી જતી હોય તેવા રોગોમાં–સરઘવાના મૂળની છાલનો કવાથ અત્યંત હિતકર છે. ચિ. ૨૬.

સુશ્રુત— ૫ કુષ્ઠનાં ઘારાંમાં–સરઘવાનું તેલ ભરવું. ચિ. ૯.

૬ પ્લીહોદરમાં–સરઘવાનો કવાથ, પીપર, સીંધાલુણ અને ચિત્રાની છાલ સાથે પીવો. ચિ. ૧૪.

૭ ગલગંડમાં–સરઘવાના બીજચૂર્ણનું નાકમાં નસ્ય આપવું. ચિ. ૧૮.

વાગ્ભટ— ૮ અપકવવિદ્રધિમાં–પીવામાં, ખાવામાં, લેપમાં–વિગેરેમાં મીઠો સરઘવો વાપરવાથી અપકવ વિદ્રધિ મટે છે. ચિ. ૧૩.

૯ આંખની વેદનામાં–વાત, પિત્ત કે કફ–ગમે તે દોષથી આંખ દુઃખવા આવી હોય તો સરઘવાના પાનનો રસ અને સમાન ભાગે ચોકખું મધ મીલાવી તેનાં ટીપાં આંખમાં મૂકવાથી તુરત જ તે વેદના શમી જાય છે.

હારીત— ૧૦ સન્નિપાત જ્વરમાં–દરદી બેભાન હોય તે સ્થિતિમાં–સરઘવાના મૂળના રસમાં રાસ્ના અને કાળાં મરીનું ચૂર્ણ નાખી–તેનું નસ્ય આપવાથી દરદી તુરત જ ભાનમાં આવી જાય છે. ચિ. ૨.

૧૧ કફજન્ય શૂલમાં–સરઘવાના મૂળનો કવાથ મરી, જવખાર અને મધ નાખીને પીવાથી કફશૂલ મટે છે. ચિ. ૮.

૧૨ માથામાં ચસકા મારતા હોય તો–સરઘવાના મૂળનો રસ અને ગોળનું નસ્ય આપવાથી શિરની વેદના મટે છે.

**ચક્રદત્ત—** ૧૩ **અંદરની વિદ્રધિમાં**—સરઘવાનાં મૂળને સારી રીતે ધોઈ નાખી, પથ્થર ઉપર સારી રીતે ઝીણું કુટીને, જાડા કપડાથી રસ નીચોવી લેવો. મધ નાખીને એ રસ પીવાથી અંતર્વિદ્રધિ મટે છે.

૧૪ **કાનમાં ચસકા મારતા હોય તો**—સરઘવાના મૂળનો સ્વરસ, મધ, તેલ, સિંધાલુણ વિગેરે નાખીને કાનમાં ભરવાથી કર્ણશૂલ મટે છે.

**બંગસેન—** ૧૫ **કૃમિમાં**—સરઘવાનો કવાથ, મધ નાખીને પીવાથી કૃમિજીત્ છે.

૧૬ **વાતરક્ત (gout) માં**—સરઘવો અને વાયવરણાના મૂળની છાલનું ચૂર્ણ ખાટી કાંજી સાથે વાટીને લેપ કરવાથી અવશ્ય આરામ થઇ જાય છે. શંકા લાવવાનું કંઇ કારણ નથી. આ સિદ્ધયોગ છે.

૧૭ **છાતી ઝલાઈ ગઇ હોય તેમાં**—સરઘવાના મૂળનો કવાથ સ્હેજસાજ ગરમ હોય ત્યારે હીંગ નાખીને પીવાથી ઉરોગ્રહ મટે છે.

૧૮ **દાદરમાં**—સરઘવાના મૂળની છાલ ઘસીને દાદર ઉપર ચોપડવી.

૧૯ **આંખ નવી દુખવા આવી હોય તો**—સરઘવાના મૂળના રસમાં મધ નાખીને આંખમાં ટીપાં નાખવાં.

**શોઢલ—** ૨૦ **સળેખમમાં**—સરઘવાના મૂળની છાલ, ઘી અને તેલ વિગેરેનો ધૂમાડો નાક વાટે લેવાથી સળેખમ, ખાંસી, હેડકી વિગેરે મટે છે.

૨૧ **દરેક જાતના આંખના રોગમાં**—સરઘવાના પાનની રસક્રિયાને તાંબાના વાસણ ઉપર ઘસીને, તેને ઘીનો ધુમાડો આપીને પછી તે આંખમાં આંજવાથી સોજો, વેદના, દાહ વિગેરે શાંત થઈ જશે.

૨૨ **વાળામાં**—સરઘવાનાં મૂળ અને પાન, કાંજી અને સિંધાલુણ સાથે ઘુંટીને લેપ કરવાથી વાળો મટે છે.

**વૈદ્યમનોરમા—** ૨૩ **તરતના ઘામાં**—સરઘવાનાં પાન અને તલને સારી રીતે વાટી, સ્હેજ ઘી નાખી, થેપડી કરી વ્રણ ઉપર બાંધી દેવી.

૨૪ **શીતળામાં**—સરઘવાના પાનના રસમાં શાળને ઘુંટીને શીતળાના રોગમાં શરીર ઉપર ચોપડવાથી રોગ થતો અટકે છે.

**નવ્યમત**—આનાં મૂળીયાં નાનાં બાળકોની યકૃતવૃદ્ધિને માટે બ્લીસ્ટર ઉઠાડવાને માટે વપરાય છે. વળી તેમાં ગર્ભપાત કરાવવાના ગુણો પણ રહેલા છે. ( ડબલ્યુ. ફોરસીથ. દીનાજપુર ).

ગ્લેંડના સોજા ઉપર આનો ગુંદર ચોપડવામાં આવે છે ( આસી. સરજન ભટ્ટાચાર્યજી–ચંદા. ).

આનાં ફુલ ગરમ, ખુશ્ક અને શક્તિવર્ધક છે, તેમજ સળેખમના વ્યાધિમાં વપરાય છે. ( સીવીલ સર્જન ડી. બસુ. ફરીદપુર. )

આનાં પાંદડાંને લસણની બે કળી, હળદરનો ગાંઠીઓ, જરા મીઠું અને થોડાં તીખાં સાથે વાટીને કુતરાના ડંખ ઉપર ચોપડાય છે, તેમજ પીવાને માટે પણ અપાય છે. તેથી પાંચ છ દિવસમાં જખમ રૂઝાય છે અને સોજો તથા તાવ ઉતરી જાય છે. ( સર્જન મેજર થૉમસન–મદ્રાસ. )

આનાં ફુલ દુધ સાથે ઉકાળીને પીવાથી પુરૂષત્વ આપનાર છે. ( સર્જન. ટી. આર. મુદલીઆર. ચીંગલપટ )

**वक्तव्य**—ચરકે કૃમિઘ્ન, સ્વેદોપગ અને શિરોવિરેચન વર્ગમાં શિગ્રુનો ઉલ્લેખ કરેલો છે. સુશ્રુતમાં પણ ' करवीरपूर्वाणां फलानि ' એમ જણાવી સરઘવાના બીજનો શિરોવિરેચન ગુણ સ્વીકાર્યો છે. રાજનિઘંટુકારે શિગ્રુત્રયનો ઉલ્લેખ કરેલો છે–શ્વેત, રક્ત અને નીલ. અત્યારે તો ફક્ત સફેદ ફુલવાળાં સરઘવાનાં ઝાડો જ સર્વત્ર જોવામાં આવે છે. રકત અને નીલ ભાગ્યે જ જોવામાં આવે છે. જુદી જુદી હવા ઉપર ફુલનો રંગ નિર્ભર છે એમ વિદ્વાનોનું માનવું છે. આનું મૂળ ઝેરી છે માટે સાવચેતીથી વાપરવું એમ ડૉ. કીર્તિકર સૂચવે છે. આ વિષે લંબાણ અને વિવિધ માહિતી મેળવવી હોય તો વાંચો ડૉ. કીર્તિકરકૃત Poisonous Plants of Bombay Vol. I.

**Actions and Uses**—Antispasmodic, stimulant, expectorant, and diuretic. The root is very irritating to the skin. The decoction is a stimulant given with asafetida and rock salt in internal deep-seated inflammations, in calculous affections, in hysteria, epilepsy, paralysis, rheumatism, dropsy, in cough and in flatulence in children, also in ascites due to the enlargement of the liver. As a diuretic it is given in uric acid diathesis. The pods are taken as preventive against worms. Externally, the oil from the seeds is used as a stimulant application to rheumatic joints

and for gouty and other painful parts. The bark is acrid. With cumin seeds it is applied locally to gumboils and toothache with relief. It is applied to the temples in headache, and on the venereal nodes and syphilitic buboes. The decoction of the root is used as a gargle in sorethroat. The bark is abortifacient, and is used to procure abortion, and is a good substitute for laminaria to dilate the os. The gum with milk or sweet oil is poured into the ear in earache. The poultice of the leaves is used in reducing glandular swellings. It always produces a blister.

R. N. Khory II p. 236.

The gum of the tree, mixed with sesamum oil is recommended to be poured into the ears for the relief of otalgia. It is also rubbed with milk and applied in headache to the temples. The juice of the root with milk is diuretic, antilithic and digestive, and is useful in asthma. A poultice made with the root reduces swellings, but is very irritating and painful to the skin. The pods are a wholesome vegetable and act as a preventive against intestinal worms. *Rumphius* and *Louriers* state that the bark is emmenagogue and even abortifacient. In Bengal, half ounce doses of the bark are said to be used to procure abortion. According to *Flemming* the oil of the seeds is used as an external application for rheumatism in Bengal. In India, the root is generally accepted by Europeans as a perfect substitute for horse-radish. A decoction of the root bark is used as a fomentation to relieve spasm.

( Dymock Vol. I p. 397–98.)

ભાવાર્થ—સરગવો આક્ષેપનિવારક, ઉષ્ણ, કફઘ્ન અને મૂત્રલ છે. મૂળ ચામડી ઉપર લગાવવાથી અત્યંત દાહક અસર દાખવે છે. અંતર્વિદ્રધિ, અશ્મરી, અપતાનક, અપસ્માર વિગેરેમાં શિગ્રુકવાથ, હિંગ, સિંધાલુણ વિગેરે સાથે આપવાથી સારૂં કામ કરે છે. પક્ષાઘાત, આમવાત, ઉદર, કફ, ગુલ્મ, યકૃતોદર વિગેરેમાં પણ આ કવાથ ઉપયોગી છે. મૂત્રકૃચ્છ્રમાં પણ તે મૂત્રલ હોવાથી અપાય છે. શીંગો કૃમિઘ્ન મનાય છે. બીજમાંથી જે તેલ નીકળે છે તે ઉષ્ણ અને ઉત્તેજક હોવાથી સંધિવા અને બીજી વાતજન્ય વેદનામાં સાંધા દુઃખતા હોય તેની ઉપર લગાવવામાં આવે છે. છાલ દાહક છે. જીરા સાથે છાલનું

ચૂર્ણ દાંતનાં પેઢાં ઉપર અને દાંતમાં ચસકા મારતા હોય તો તેમાં લગાવાય છે. અને સીફીલીસને લીધે ગંઠાઇ ગયેલાં અંગો અને બદ ઉપર પણ તે લગાવાય છે. ગલક્ષતમાં તેના કોગળા ઉપયોગી મનાય છે. છાલ ગર્ભપાત કરનાર મનાય છે, અને os ને વિસ્તૃત કરવાને માટે તે ઉત્તમ છે. કાનના ચસકામાં સરઘવાનો ગુંદર, દુધમાં અથવા તલના તેલમાં મીલાવીને તેનાં ટીપાં નાખવાથી ચસકા મટે છે. ગ્રંથિ ઉપર પાનની થેપલી બાંધવાથી ગાંઠ વેરાઈ જાય છે. આમાં બ્લીસ્ટર ઉઠાવવાનો ગુણ તો છેજ.

ખોરી. ભા. ૨. પા–૨૩૬.

ઉલ્લેખઃ--વ. શા. પા. ૧૬૭ થી ૧૭૩; N. p. 70; Watt V. p. 226; રૂ. નિ. પા. ૩૧૯; વનસ્પતિ ગુણાદર્શ પા. ૬૪૪ થી ૬૪૯; Indi. Medi. Plants. p. 396.



# शिम्बी वर्ग

## N. O. Leguminosæ.

### ૧૦૩ શણ.

**નામો**—शणः, घण्टारवः, शणपुष्पी ( સંસ્કૃત ); શણુ ( ગુજરાતી ); તાગ, સન (મરાઠી); સન, સની ( હિંદી ); Flax hemp–ફ્લૅક્સ હેમ્પ ( અંગ્રેજી ); Crotalaria juncea–ક્રૉટેલેરીયા જન્સીયા (લેટીન).

**ગુણાઃ**— शणस्त्वम्लकषायश्च मलगर्भास्रपातनः ।
वांतिकृत् वातकफनुत् ज्ञेयः तीव्रांगमर्दजित् ॥

॥ रा. नि. ॥

घंटारवस्तु कटुको वांतिकृत् कफपित्तहृत् ॥

॥ शोढलः ॥

शणपुष्पी रसे तिक्ता कषाया कफवातजित् ।
अजीर्णज्वरदोषघ्नी वामनी रक्तदोषनुत् ॥

॥ ध. नि. ॥

सुश्रुत— १ वयःस्थापनार्थम्—
पयसा सह सिद्धानि नरः शणफलानि यः ।
भक्षयेत् पयसा सार्धं वयस्तस्य न शीर्यते ॥

चि. २७-१२.

**વર્ણન**—શણુના છોડવા ખેતરને ખાતરવાળું–કસવાળું બનાવવાને ખેતરમાં વાવવામાં આવે છે. એમને એમ પણ શણુના છોડવા ઉગી નીકળે છે. પાન આંતરે આવેલાં, ઘણીજ ટુંકી ડીંટડી વાળાં, બન્ને સપાટીએ ભુરા વાળની રૂવાંટી વાળાં હોય છે. તે લંબગોળ કે લાંબાં હોય છે. શાખાઓને છેડે પુષ્પ ધારણુ કરનારી સળીઓ ૦ા થી ૧ ફુટ જેટલી લાંબી, સુતળી જેવી પાતળી, ભુરા વાળની ગીચ રૂછાળથી ભરેલી, આવેલી હોય છે. તે પર જરા છેટે છેટે પીળા રંગનાં, પતંગીયા જેવા આકારનાં ફુલો આંતરે આવેલાં હોય છે. એને શીંગ આવે છે. શીંગમાં બીજ પાકે છે એટલે ખડખડ બોલે છે. એથીજ એને કેટલાક "ઘુઘરા"ના નામથી ઓળખે છે. દરેક શીંગમાં ૧૦ થી ૧૫ ચપટાં બીજ હોય છે. શણુના છોડવામાંથી રેસાઓ કાઢવામાં આવે છે અને તેનાં લુગડાં, દોરા, દોરડાં વિગેરે બનાવવામાં આવે છે.

## વૈદ્યકમાં શણનો ઉપયોગ.

**સુશ્રુત—૧ વયઃસ્થાપન (આયુષ્યની સ્થિરતા) માટે**-શણનાં બીજ દુધમાં ઉકાળી લેવાં, અથવા બીજનું ચૂર્ણ દુધ સાથે પીવાથી બળ આવે છે; ઉમ્મર લંબાય છે. ચિ. ૨૭–૧૨.

**वक्तव्य**— શિવદત્ત આને पीतपुष्पी અને सुवल्कली વિશેષણો બરાબરજ લાગુ કરે છે. એક મોટી અને બીજી નાની જાત આવી બે જાતો પણ નિઘંટુમાં પ્રચલિત છે. द्वितीयान्या सूक्ष्मपुष्पा स्यात् क्षुद्रशणपुष्पिका ॥ એને मत्कुणारि–માંકડની દુશ્મન કહેવામાં આવેલી છે; ભાવપ્રકાશકારે शणपुष्पी નો પરિચય નીચે પ્રમાણે આપ્યો છે—शणपुष्पी स्मृता घंटारवा शणसमाकृतिः શણના જેવી આકૃતિ વાળીને શણપુષ્પી કહેલી છે. ડલ્હણે પણ શણપુષ્પીને शणसदृशविटपः 'सणहुलि' इति लोके (સૂ ૩૯–૩) આવો પરિચય આપ્યો છે. આ ઉપરથી શણપુષ્પી શણ જેવી તો ખરી પણ 'શણ' તો નહિજ એમ સ્પષ્ટ નથી લાગતું શું ? ડલ્હણના વખતમાં જેને 'સણહુલી' કહેતા હશે તે પંચમહાલમાં અત્યારે સોનાસળી જેવી "સણસોલી" નામની વનસ્પતિ થાય છે તે તો શણપુષ્પી ન હોય ? આ 'સણસોલી' (જયકૃષ્ણભાઇ જેને સોનાસળી (Vicoa auriculata. N. O. Compositæ) કહે છે તેના જેવોજ આ છોડ મ્હને જણાય છે.) વ્રણરોપક મનાય છે. ખેર. આ બધું પડતું મુકી આપણે घंटारवा વિશેષણનેજ વળગી રહી અત્યારે 'શણ' નામથી જે ઓળખાય છે તેનેજ 'શણપુષ્પી' કહીશું. शणः परिपाके सस्वनफलः'–વૃંદટીકાકાર **શ્રીકંઠ.**

**ચરકે** સોળ મૂલિનીમાં શણપુષ્પી ગણાવી છે–शणपुष्पी च बिम्बी च छर्दने हैमवत्यपि (સૂ. ૧–૭૮). વમનોપગ દશેમાનિમાં પણ તેનો ઉલ્લેખ છે (સૂ. ૪. ૪૭. वि. ૮. ૧૫૭.)

**સુશ્રુતે** વ્રણ સીવવાના કામમાં 'શણસૂત્ર' વાપર્યું જણાય છે શાક અને પુષ્પ વર્ગમાં શણનો ઉલ્લેખ છે. સુશ્રુતમાં 'शणपुष्पी' શબ્દ ફક્ત એકજ વખત ઉર્ધ્વભાગહરસંશમનમાં આવે છે; બીજે બધે એકલા 'શણ' જ વપરાયેલા જણાય છે. અતિસારમાં શણનું શાક હિતકર છે (ઉ. ૪૦. ૧૧૩). અપસ્મારમાં કુલત્થાદિઘૃતમાં 'શણ બીજ' આવે છે (ઊ. ૬૧. ૨૭). સુશ્રુતનો **શણબીજ** વાળો ઊપરોક્ત પ્રયોગ જેજ્જટ વિગેરે અનાર્ષ ગણે છે. જયકૃષ્ણભાઇ અડબાઊ શણ (C. linifolia) ને 'शणपुष्पी' કહે છે શણની ઘણી જાતો છે.

**નવ્યમત**—The seeds are used to purify the blood. અર્થાત્ રક્તશોધક તરિકે બીજ વપરાય છે.

[ઇન્ડીયન મેડીસીનલ પ્લેંટ્સ]

**ઉલ્લેખ**—વ. શા. પા. ૧૭૬; રૂ. નિ. પા. ૯૫; N. p. 76; Watt II. p. 595; Indi. Medi. Plants p. 403.

## ૧૦૪ મેથી

**N. O. Leguminosæ.**

**નામો**—मेथिका, पीतबीजा ( સંસ્કૃત ); મેથી ( ગુજરાતી, મરાઠી ); મેથી ( હિંદી ); મેથી ( બંગાલી ); Feuugreek–ફેનુગ્રીક ( અંગ્રેજી ); Trigonella fœnum-graceum–ટ્રીગોનેલા ફીનમ-ગ્રેશિયમ ( લેટીન ).

**अन्वर्थसंज्ञा**—बहुपर्णी, पीतबीजा, गन्धबीजा, दीपनी, शीतवीर्या ॥

**गुणाः**—

मेथिका कटुरुष्णा च रक्तपित्तप्रकोपणी ।
अरोचकहरा दीप्तिकरी वातप्रणाशिनी ॥

॥ रा. नि. ॥

मेथिका वातशमनी श्लेष्मघ्नी ज्वरनाशिनी ।
ततश्चाल्पगुणा वन्या वाजिनां सा तु पूजिता ॥

॥ भा. प्र. ॥

मेथि तु कटुका चोष्णा रक्तपित्तप्रकोपिनी ।
दीपनी तु रसे तिक्ता मलावष्टंभका लघुः ॥
रूक्षा हृद्या बलकरी ज्वरारोचकवांतिहा ।
वातरक्तं कफं कासं वातमर्शःकृमीन् क्षयम् ।
शुक्रम् च नाशयत्येषा प्रोक्ता पूर्वचिकित्सकैः ॥

॥ नि. र ॥

मेथीशाकं पयसि विघृतं स्वेदितं पीडितं हि
प्राज्ये स्वाज्ये जरणसहिते मेलितं भर्जितं हि ।
कासोच्छ्वासं प्रसृतमधिकं कर्षितो जाठराग्नि–
र्येन प्राणं सुबहुगुणितं भक्ष भूयोऽपि भूयः ॥
मेथिका दीपनी हृद्या बद्धाविट् कृमिशुक्रनुत् ।
रूक्षोष्णं तत्फलं कासानिलश्लेष्मवमीञ्जयेत् ॥

॥ क्षेमकुतूहलम् ॥

**ગુણ**—મેથી ગરમ છે, રક્તપિત્તનો પ્રકોપ કરનારી છે. સ્વાદમાં કડવી છે. અરૂચિને હરનાર અને દીપન તેમજ વાતઘ્ન છે. રા. નિ

મેથી વાયુનું શમન કરતાર છે, કફનો નાશ કરનારી છે, તાવને હણે છે. ઘોડાઓ માટે જંગલી મેથી હિતકર છે. ભા. પ્ર.

મેથી વાતરક્ત, કફ, કાસ, વાયુ, હરસ, કૃમિ અને ક્ષયને મટાડે છે. વીર્યનો ક્ષય કરનારી છે (?). નિ. ર.

**વક્તવ્ય**--મેથી વાતઘ્ન હોવાથી અને બલકારક હોવાથી તેના લાડુ કરીને લોકો ખાય છે. એથી ઝીણો તાવ અટકી જાય છે, કેડો દુઃખતી મટે છે. મેથીની લીલી ભાજી પણ પુષ્ટિકારક ગણાય છે. કૃમિઘ્ન હોવાથી ઘોડાને ખવરાવવામાં આવે છે.

**Actions and Uses**—Demulcent, tonic, carminative, given in dyspepsia with loss of appetite, rheumatism, and to puerperal women during confinement. In leucorrhœa the pessaries of Methi powder are used.

R. N. Khory. Vol. II p. 233.

**ભાવાર્થ**--મેથી સ્નિગ્ધ, બલ્ય અને વાયુનાશક છે. આ ગ્રહણી, અગ્નિમાંદ્ય અને સંધિવા વિગેરે વાતરોગોમાં ઉપયોગી છે. સુવાવડ પછી એના લાડુ કરીને આપવામાં આવે છે. પ્રદરમાં મેથીની સોગઠીઓ લેવામાં આવે છે.

ખોરી. ભા. ૨. પા. ૨૩૩.

**ઉલ્લેખ**—રૂ નિ. પા. ૫૫૪; N. p. 77; Indi. Medi. Plants p. 404.

---

## ૧૦૫ ગળી

### N. O. Leguminosæ.

**નામો**—नीली, नीलिनी, रंजिनी, स्थिररागा, अंजनकेशिका ( સંસ્કૃત ); ગળી ( ગુજરાતી ); નીલ, ગુલી ( મરાઠી ); નીલ, લીલ, ગુલી ( હિંદી ); Indigo-ઇન્ડીગો ( અંગ્રેજી ); નીલગાછ ( બંગાલી ); Indigo tinctoria-ઇન્ડીગો ટીંકટોરીઆ ( લેટીન ).

**परिचय**— नीलिका नीलपत्रा स्याच्छरपुंखदला च सा ।
बहुशिबा कालिका च रंगपत्री च रंजिनी ॥

॥ शिवदत्तः ॥

नीली तिक्ता रसे चोष्णा कटिवातकफापहा ।
केश्या विषोदरं हन्ति वातासृक्क्रिमिनाशनी ॥

॥ ध. नि. ॥

नीली तु कटुतिक्तोष्णा केश्या कासकफामनुत् ।
मरुद्विषोदरव्याधिगुल्मजन्तुज्वरापहा ॥

महानीली गुणाढ्या स्याद्रङ्गश्रेष्ठा सुवीर्यदा ।
पूर्वोक्तनीलिकादेषा सगुणा सर्वकर्मसु ॥

॥ रा. नि. ॥

नीलिनी रेचनी तिक्ता केश्या मोहभ्रमापहा ।
उष्णा हन्त्युदरप्लीहवातरक्तकफानिलान् ॥
आमवातमुदावर्तं विषञ्च मदमुद्धतम् ॥

॥ भा. प्र. ॥

**सुश्रुत—**

१ **पक्वाशयगते विषे**--विरेचनं ससर्पिष्कं तत्रोक्तं नीलिनीफलम् ॥

क. १-४३

**शोढल—**

२ **क्षये**—-गोक्षीरमुक्तं प्रशमाय तस्य स्यान्नीलिनीमूलमथामयस्य ॥

३ **कृमिदन्ते**—-नीली धात्री स्नुही बिम्बी हेमक्षीरी च पंचमी ।
आसामन्यतमान्मूलं धारणात्कृमिदन्तजित् ॥

**राजमार्तण्ड—**

४ **मण्डलीविषे**—तन्दुलजलेन पिष्टं नीलिन्या मूलमाशु नाशयति । पानेन मण्डलीविषं ........ ॥

**वैद्यमनोरमा—**

५ **मूत्रकृच्छ्रे**—मूत्रकृच्छ्रं जयेत् पीता क्षीरेण शिखरीशिफा ।
अजाक्षीरेण संपिष्य पीता नीलीजटा तथा ॥

६ **विसर्पे**—- प्रातः पयसा पीता लिप्ता च विसर्पकं जयेन्नीली ।
तत्क्षीरं च तथाऽभ्याच्छुम्भनिशुम्भौ यथा दुर्गा ॥

**વર્ણન**—ગળીના છોડવા ચોમાસે આપોઆપ ઘણા ફુટી નીકળે છે. તે ૨ થી ૪ કે ૬ ફીટ ઉંચા વધે છે. એમાં ચોતરફ પાતળી, લાંબી પસરાતી, ઘણી શાખાઓ નીકળે છે. આથી આના છોડવા મથાળે છત્રાકાર લાગે છે. શાખાઓ કોઈવાર છોડના નીચેના ભાગમાં કાંટા જેવી થઇ ગયેલી હોય છે. પાન લાંબાં, ઘેરાલીલા રંગનાં કે કાળાશ લેતા રંગનાં, આંતરે આવેલાં હોય છે. તેનો આકાર શરપુંખાના પાનના જેવો હોય છે. ફુલ રતાશ લેતા પીળા રંગનાં અને શીંગો ઝીણી, લાંબી, સીધી કે વખતે જરા અંદર વળતી હોય છે. આ આખા છોડવા ઉપર ધોળા રૂપેરી ચળકતા વાળની ઘણી આછી રૂવાંટી હોય છે.

## વૈદ્યકમાં ગળીનો ઉપયોગ

સુશ્રુત— ૧ પક્વાશયમાં ગએલા વિષમાં—ગળીનાં ફૂલનું ચૂર્ણ ઘી સાથે આપ્યાથી, રેચ થઈને ઝેર નીકળી જાય છે. ક–૧—૪૩.

શોઢલ-- ૨ ક્ષયમાં—ગળીના મૂળનું ચૂર્ણ ગાયના દૂધ સાથે આપવું.

૩ દાંતમાં જંતુ પડયાં હોય તેમાં ( પાયોરીયામાં )—ગળીનું મૂળ આપવાથી દાંતમાંના કૃમિ મરી જાય છે.

રાજમાર્તંડ- ૪ સાપના ઝેરમાં—ગળીનું મૂળ ચોખાના ધોવણ સાથે ઘસીને પીવાથી સાપનું ઝેર ઉતરી જાય છે.

વૈદ્યમનોરમા–૫ મૂત્રકૃચ્છ્રમાં—ગળીનું મૂળ બકરીના દુધ સાથે ઘસીને પીવાથી મૂત્રકૃચ્છ્ર મટે છે.

૬ રતવામાં—સવારમાં ગળીના મૂળનું ચૂર્ણ દુધ સાથે પીવું અને ઘસીને રતવા ઉપર પણ ચોપડવું.

વક્તવ્ય—ચરકે વિરેચન દ્રવ્યોના લીસ્ટમાં ગળી ગણાવેલી છે ( વિ–૮ ૧૫૮ ). સુશ્રુતે પણ ગળીનાં ફૂલ અધોભાગહર તરિકે ગણાવ્યાં છે (સૂ. ૩૯ ૪). ગળી વિગેરેનાં તેલને દુષ્ટવ્રણશોધન તરિકે સુશ્રુતે વર્ણવેલાં છે (સૂ. ૪૫–૧૨૪), તેમજ નીલિની વિગેરે સ્નેહો રેચક છે એમ કહેલું છે ( ચિ. ૩૧–૫ ). વાળ કાળા કરવા માટેના જે કલપો સુશ્રુતમાં છે તેમાં ગળી પડેલી છે (ચિ. ૨૫–૨૮). ચરકે પણ ખાલિત્યમાં મહાનીલ તેલમાં ગળીનો ઉલ્લેખ કરેલો છે ( ચિ. ૨૬ ૨૬૮ ). ચરકે ઉદરમાં ગળીનો ઠીક ઉપયોગ કરેલો છે જ્યારે સુશ્રુતમાં ઉદરના અધ્યાયમાં ગળીનો ઉલ્લેખ નથી. ઉન્માદ, અપસ્માર વિગેરેમાં બીજાં સાથે, અમુક બનાવટોમાં ગળી છે, ચરકમાં ગુલ્મના અધ્યાયમાં 'नीलिन्याद्यं घृतम्' નો પાઠ છે.

અમરસિંહે ગળીનાં દશ નામો આપેલાં છે, તેમાં क्लीतकिका, तुत्था, द्रोणी, दोला, काला આટલાં નામ નવાં છે. क्लीतकिका શબ્દનું નિરૂક્ત 'क्लीतकं क्रयो अस्ति अस्याः'—અર્થાત્ પ્રથમ એનો બહોળો વેપાર થતો હશે તેથી જ તેનું આ નામ પડયું હશે. પ્રથમ હિંદુસ્થાનની ગળીનો રંગ દેશપરદેશ જતો હતો, હવે તેને બદલે જર્મન રંગો અહિંઆં આવવા લાગ્યા છે. ગળીનું વાવેતર, તેની જાતો, તેનો રંગ, તેની બનાવટ વિગેરે વિષે જે વાંચવા ઇચ્છતા હોય તેમને Watt's Economic Dictionary Vol. IV. p. 387 to 469. વાંચી જવા ભલામણ છે.

**Actions and Uses**—Plant stimulant, alterative, and purgative; used in enlargement of the liver and spleen, dropsy, affections of the lungs and kidneys, whooping cough and palpitation of the heart. Indigo is given in epilepsy and erysipelas and also in amenorrhœa. The natives apply indigo to the navel with castor-oil in constipation, also to the pubes and hypogastrium in relieving retention of urine. A poultice of the plant is used to relieve hæmorrhoids. Indigo is a smoothing application to burns and scalds, and the juice of the leaves is used as a poultice externally and given internally as a prophylactic against bites of venomous animals and hydrophobia.

( R. N. Khory II. 215-16)

The plant has a great repute in some parts of India as a prophylactic against hydrophobia so much so as to be known among the natives as the 'dogbite shrub.' A wineglassful of the juice of the leaves is administered in the morning without milk for 3 days, to those who have been bitten by dogs supposed to be mad. People who have taken it inform us that beyond slight headache no disagreeable effect is produced, but that when a larger dose has been given it has proved purgative. In addition to the internal administration the expressed leaves are each day applied to the bitten part as a poultice. For Roth's observations on the use of indigo in epilepsy and other spasmodic affections, see "Brit, and For, Med. Rev. July 1836 p. 244."

**ભાવાર્થ**—ગળીનો છોડ ઉષ્ણ, રસાયન, રેચક છે; યકૃત્પ્લીહવૃદ્ધિ, શોથ, ફેફસાં અને મૂત્રપિંડોનાં દરદોમાં, કુકડીયા ખાંસીમાં અને હ્રદયના ધબકારામાં વપરાય છે. અપસ્માર, રતવા અને નષ્ટાર્તવમાં ગળી વપરાય છે. ઝાડાની કબજીયાતમાં અહીંના વતનીઓ ગળીના મૂળનો ઘસારો અને દીવેલ ડુંટી ઉપર ચોપડે છે. પેસાબ બંધ થયો હોય તો પેડુ ઉપર લગાવે છે. અર્શમાંથી લોહી પડતું હોય તેમાં ગળીની પોટીશ બાંધવામાં આવે છે. દાહ અને બળતરા ઉપર ગળીનો પ્રલેપ ઠંડો છે. ઝેર ઉપર અને હડકવામાં ગળીના પાનનો રસ આપવામાં આવે છે. ( ખોરી. ભા. ૨. પા. ૨૧૫-૧૬ )

ઉલ્લેખ—વ. શા. પા. ૧૯૫; રૂ. નિ. પા. ૧૦૬; N. p. 79; Watt. IV. p. 387; Indi. Medi. Plants p. 411.

## ૧૦૬ ઝીલ–ઝીલડી

### N. O. Leguminosæ.

**નામો**—झिल्लः ( સંસ્કૃત ); ઝીલ, ઝીલડી ( ગુજરાતી ); મુરકુટ, ઝિલ્લ ( મરાઠી ); ઝીલ ( હિંદી ); Indigofera paucifolia–ઇન્ડીગોફેરા પૉસીફોલીયા ( લેટીન ).

**ગુણાઃ**— झिल्लो वातास्रकं हन्ति शीतवीर्योऽग्निदीपनः ॥

शोढलः

**વર્ણન**—ઝીલના છોડવા ૩ થી ૬ ફીટ ઉંચા થાય છે. બનતાં સુધી કઠણ જમીનમાં તે સારા થાય છે. એના છોડવામાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે; તેમાં નીચેથી ઉપર તરફ શાખાઓ અનુક્રમે નાની નાની થતી જાય છે. આથી આ છોડનો દેખાવ સુંદર જણાય છે. શાખાઓ રાતા રંગની હોય છે. એક વખત આ છોડ જેણે જોયો હોય તે આ શાખાઓને લીધે કદાપિ ભૂલી શકતો નથી. લાલ શાખાઓ અને પાંદડાં ફીક્કાં ધોળાશ લેતા રંગનાં–આ એની ખાસ નિશાની છે. મૂળ ખૂબ જ ઉંડાં બેઠેલાં હોય છે. પોચી જમીનમાં મૂળ વધારે ઉંડાં ગયેલાં જણાય છે. મૂળની વાસ ઉગ્ર અને સ્વાદ સ્હેજ કડવાશ લેતો તુરો જણાય છે. પાન આંતરે આવેલાં–નાનાં હોય છે. ફુલ રાતા ગુલાબી કે સિંદુરી રંગનાં, નાનાં, પતંગીયા જેવા આકારનાં હોય છે. શીંગો ( ફલ ) નાની આવે છે.

**ઉપયોગ**—"ઝીલનું મૂળ દુધમાં ઉકાળી રેચ માટે વપરાય છે એમ **વૉટ** સાહેબ લખે છે. પારાની દવા ખાધાથી મ્હોંઢામાંથી લાળ વહેતી હોય તો ઝીલના છોડવાના કાઢાના કોગળા કરવામાં આવે છે. તેથી મોંઢાની ગરમી દૂર થાય છે. મોંઢું પાકયું હોય તો ઝીલનાં પાન ચાવવાથી મટી જાય છે. ઝખમ રૂઝાવવા માટે ઝીલનાં પાન ચાવીને ઝખમ ઉપર લગાવવામાં આવે છે. ઝીલનાં પાન વાટીને ઢોર અને ઘોડાઓનાં ભાઠાં ઉપર રૂઝ લાવવા માટે બાંધવામાં આવે છે. ઝીલનાં પાનને અને મેંદીનાં પાનને સુકાવી તેની બારીક ભૂકી કરી, ધોળા વાળને કલપ ચઢાવવા માટે તેને ઘણા લોકો વાપરે છે. ઝીલનાં પાનનો રસ, સાકર નાખીને સંગ્રહણી ઉપર અપાય છે. ઝીલનાં પાનનો રસ જરા ગરમ કરી તેલ સાથે મેલવી કાન પાકયો હોય તો તેમાં તેનાં ટીપાં નંખાય છે. ઝીલનાં પાન પાણીમાં ઉકાળી પેડુ ઉપર બાંધવાથી પેશાબ ન છુટતો હોય તો છુટે છે. ઝીલનાં સુકાં પાનની ભુકી ગોળમાં ગોળી કરી ઉધરસ અને દમ ઉપર અપાય છે. ઝીલનાં બીજ, ગળીનાં બીજની માફક ( તેમાં ઘણું નાઇટ્રોજન હોવાથી ) ઘણાં પૌષ્ટિક ગણાય છે. છપ્પનીયા દુકાળમાં ગરીબ લોકો તે ખાતા હતા.

" ઘેટાં, બકરાં, ઉંટ, ગાય, બળદ વિગેરે ઉનાળાની રૂતુમાં આ છોડ ઉપર ગુજરાન ચલાવે છે. છપ્પનીયા કાળમાં આ છોડને કાપી, ઝીણા ઝીણા ટુકડા કરી, તેને પોકાવતી છુંદીને પોતાનાં ઢોરને ખવડાવતા હતા.

" રેચી જમીનને વધારે ફળદ્રુપ કરવા માટે ઝીલના પાનનું ખાતર દેવામાં આવે છે. જે જમીનમાં ઝીલના છોડવા ઉગે છે તે જમીન ઘણી સુધરે છે. કાંપવાળી જમીન સૂર્યના તાપથી સૂકાઇ તેમાં ઉંડા ચીરાઓ પડે છે, તે ઝીલના છોડવાઓ એવી જમીનમાં ઉગાડવાથી જમીન ઉપર છાંયડો રાખી, ફાટી જતી જમીનનો બચાવ કરે છે."

વધુ રસિક વર્ણન વાંચવું હોય તો જુઓ "વનસ્પતિશાસ્ત્ર" પાનું ૧૯૨.

મુ. જયકૃષ્ણભાઇએ ઝીલનાં પાન આપીને શ્વાસ મટાડેલો છે એવું તેઓશ્રીએ મ્હને કહેલું હતું. એનાં પાનનું બારીક ચૂર્ણ હમેશાં ઠંડા પાણી સાથે ખાવાથી દમ મટે છે. અનુભવ કરવા જેવો છે.

ઝીલનું દાતણ કરવાથી ઘણા રોગો મટે છે એમ ભાવિક માણસોનું કહેવું છે. કહેવત પણ છે કે—" દાતણ કરે ઝીલનું, તો દરદ જાય દીલનું."

**Uses**—It is considered an antidote to poisons of all kinds. The root boiled in milk is used as a purgative, and a decoction of the stem as a gargle in mercurial salivation.

( Watt. )

**ઉલ્લેખ**—વ. શા. પા. ૧૯૦; રૂ. નિ. પા. ૫૮૬; N. p. 79; Watt IV p. 386; Indi. Medi. Plants p. 410.

---

## ૧૦૭ બાબચી

### N. O. Leguminosæ

**નામો**—बाकुची, सोमराजी, अवल्गुजा, चंद्रलेखा (સંસ્કૃત); બાબચી (ગુજરાતી); બાબચિ ( મરાઠી ); બકુચી ( હિંદી ); હાકુચચ, સોમરાજ ( બંગાલી ); Purple Fleabane ( અંગ્રેજી ); Psoralea Corylifolia–સૉરેલીયા કોરીલીફોલીયા ( લેટીન ).

**परिचय**— क्षुपो बाकुचिकायाश्च गोवारिसदृशो भवेत् ।
कृष्णपुष्पो गुच्छफलो दुर्गंधो कृष्णबीजकः ॥

शिवदत्तः

गुणाः— वाकुची शीतला तिक्ता श्लेष्मकुष्ठक्रमीन् जयेत् ।
रसायनी च कुष्ठघ्नी मेधाग्निबलवर्द्धनी ॥

॥ ध. नि. ॥

बाकुची कटुतिक्तोष्णा क्रमिकुष्ठकफापहा।
त्वग्दोषविषकण्डूतिखर्जुप्रशमनी च सा ॥

॥ श. नि. ॥

बाकुची मधुरा तिक्ता कटुपाका रसायना ।
विष्टंभहृद्धिमा रुच्या सरा श्लेष्मास्त्रपित्तनुत् ॥
तत्फलं पित्तलं कुष्ठकफानिलहरं कटु ।
केश्यं त्वच्यं वमिश्वासकासशोथाऽऽमपाण्डुनुत् ॥

॥ भा. प्र. ॥

चरक— १ प्रवाहिकायाम्—आमे परिणते यस्तु विबन्धमतिसार्यते ।
सशूलपिच्छमल्पाल्पं बहुशः सप्रवाहिकम् । तं....शाकेन
अवल्गुजस्य वा । दधिदाडिमसिद्धेन बहुस्नेहेन भोजयेत् ॥

चि. अ १०

वागभट— २ श्वित्रे—कुडवोऽवल्गुजबीजात् हरितालचतुर्थभागसंमिश्रः
गवां मूत्रेण पिष्टः सवर्णकरणं श्वित्रे ॥ चि. २०

३ कुष्ठे—तीव्रेण कुष्ठेन परीतमूर्तिः यः सोमराजीं नियमेन खादेत् ।
संवत्सरं कृष्णतिलाद्वितीयां स सोमराजीं वपुषातिशेते ॥

चि. अ. ३९

बंगसेन—४ श्वित्रे—खदिरामलककषायं बाकुचीबीजान्वितं पिबेन्नित्यम् ।
शंखेन्दुकुन्दधवलं श्वित्रं हन्तीह तच्छीघ्रम् ॥

५ क्रिमिदन्तरुजि—बीजपूरकमूलस्य बाकुचीनां तथैव च ।
भागाभ्यान्तु समं कृत्वा पिष्ट्वा वर्तिन्तु कारयेत् ॥
एषा रदस्थवर्तिस्तु दन्तैर्दन्तैर्निपीडयेत् ।
सद्योऽवस्थितमात्रा तु क्रमिदन्तरुजापहा ॥

६ बाधिर्ये—मुसलीबाकुचीचूर्णं खादेद्बाधिर्यशान्तये ॥

वृन्द— ७ कुष्ठे—घर्मसेवी कदुष्णेन वारिणा बाकुचीं पिबेत् ।
क्षीरभोजी त्रिसप्ताहात् कुष्ठरोगात्प्रमुच्यते ॥

वैद्यमनोरमा-८ व्रणशोणितवारणार्थम्—........सोमराज्याश्च पल्लवैः ।
बध्नाति बन्धनं क्षुण्णैर्व्रणे शोणितनिःस्रुतिम् ॥

राजमार्तण्ड—९ दद्रुकुष्ठे—भागं तिलानां सह सोमराज्या भागद्वयेन प्रतिवासरं यः ।
अश्नाति तस्य द्रुतमङ्घ्रिदद्रुश्चिरप्ररूढाऽपि विनाशमेति ॥

१० श्वित्रे—चूर्णेन भाण्डमुपलिप्य शशाङ्कराज्याः
तत्र स्थितेन पयसा दधि संविदध्यात् ।
स्नेहं तदीयमसकृन्मधुनोपयुज्य
श्वित्रं नरो जयति तन्मथितानुपानात् ॥

शोढल— ११ श्लीपदे—श्लीपदं नश्यति क्षिप्रं सोमराजीजलेन वा ॥

**વર્ણન**—બાબચીના છોડવા ચોમાસે ઉગી નીકળે છે. તે ૨ થી ૪ ફીટ ઉંચા થાય છે. તેની શાખાઓ મજબુત, બહુધા સીધી અને ઉંચી ચઢતી હોય છે. એનાં પાન ઘણાં ચળકતાં અને કરચલીવાળાં હોય છે તેના ઉપર કાળાં છાંટણાં આવેલાં હોય છે. પાન ઘણું કરી ગુવારના પાનના જેવાં, આંતરે આવેલાં હોય છે બન્ને સપાટી ઉપર સ્હેજસાજ રૂછાળ આવેલી હોય છે. પાનની ડીંટડીના થડમાં બે ઉપપાન આવેલાં હોય છે. ફુલ પ્રીક્કાં કે ઘેરા જાંબુડા રંગનાં હોય છે. શીંગ કેરીના આકારની એક બીજવાળી હોય છે. વરસાદનું પાણી ભરાઇ રહેતું હોય એવી જમીનમાં આ છોડ થાય છે.

## વૈદ્યકમાં બાબચીનો ઉપયોગ

ચરક— ૧ **કાચો ઝાડો થતો હોય તો**—બાબચીનાં પાનનું શાક દહીં અને ખાટા લીંબુના રસમાં પકવીને, વધારે તેલ સાથે દરદીને ખાવા આપવું. ચિ. અ. ૧૦

વાગ્ભટ— ૨ **સફેદ કોઢમાં**—બાબચીનાં બીજ તો. ૧૬ અને ૪ તોલા હરિતાલ આ બન્નેને ગાયના મૂત્ર સાથે ખૂબ લસોટવાં. પછી સફેદ કોઢ ઉપર તે ચોપડવાથી કોઢનો રંગ બદલાઈ જાય છે. ચિ. ૨૦

૩ **કુષ્ઠમાં**—બાબચીનું ચૂર્ણ અને તેટલાજ વજનમાં કાળા તલ બન્નેને હંમેશાં સવાર સાંજ, એક વર્ષ સુધી, ઠંડા પાણી

સાથે ફાકવાં. ગમે તેવું કુષ્ઠ હશે તો તે પણ નાશ પામશે અને ચંદ્રની કાંતિ જેવી કાંતિ થશે. ચિ. અ. ૩૯.

બંગસેન— ૪ **સફેદ કોઢમાં**—બાકુચીનાં બીજનું ચૂર્ણ ખેર અને આંબળાંના કવાથ સાથે હમેશાં પીવાથી ચંદ્રના જેવું સુંદર શરીર થઈ જાય છે.

૫ **દાંતમાં જીવ પડયા હોય અને વેદના થતી હોય તો**—બીજોરાનાં તેમજ બાકુચીનાં મૂલ સમાન ભાગે લેવાં. બન્નેને બારીક વાટી નાખવાં અને પાણીમાં ઘુંટીને વાટ બનાવી લેવી. આ વાટને દાંતોવડે દાબવી. આથી કૃમિદંતરૂજા મટે છે.

૬ **બહેરાપણામાં**—મુસલી અને બાબચીનું ચૂર્ણ હમેશાં ખાવું. બહેરાશ મટે છે.

વૃંદ— ૭ **કુષ્ઠમાં**—હમેશાં તાપમાં રહીને એકલા દુધ ઉપર જ રહેનાર માણુસ ગરમ પાણી સાથે બાબચી પીવે તો ૩ અઠવાડીઆમાં તો તે કુષ્ઠ રોગથી મુક્ત થઇ જાય છે.

વૈદ્યમનોરમા-૮ **ઘામાંથી લોહી વહેતું અટકાવવા માટે**—બાબચીનાં પાનની લુગદી બાંધી દેવી.

રાજમાર્તંડ— ૯ **દાદરમાં**—૧ તોલો બાબચી અને ાા તોલો કાળા તલ-હમેશાં નિયમસર ખાવાથી પગે થયેલી દાદર—ગમે તેટલી જુની હોય તો પણ—મટે છે.

૧૦ **સફેદ કોઢમાં**—બાબચીના ચૂર્ણને એક માટીના વાસણમાં ચોપડી દેવું. તેજ વાસણમાં દુધ ભરીને દહીં બનાવવું. તે દહીંમાંથી ઘી કાઢી લેવું. તે ઘી મધ સાથે થોડો વખત ખાવાથી સફેદ કોઢ મટે છે.

શોઢલ— ૧૧ **હાથીપગામાં**—બાબચીનો રસ ચોપડવાથી અથવા બાબચીના કવાથથી તે દરદવાળો ભાગ સેચન કરવાથી હાથીપગું મટે છે.

**वक्तव्य—ચરકની** દશેમાનિમાં બાકુચીનો ઉલ્લેખ નથી. તિક્તસ્કંધમાં તેની ગણત્રી છે. હરસમાં સોમરાજીનું શાક ખાવાનું કહેલું છે. विषघ्नी च सोमराजी विपाचिता—**અર્થાત્** બાબચીની રાબડી વિષઘ્ની ગણાવેલી છે. ( **સૂ.—૨—૨૨** ) ધુપેલ તેલમાં બેરાં બાબચી નાખે છે. ખાલિત્યમાં મહાનીલ તૈલમાં પણ બાબચી નાંખેલી જણાય છે ( ચિ. ૨૬—૨૬૮ ).

**સુશ્રુતે** अवल्गुजः कटुः पाके तिक्तः पित्तकफापहः ( સૂ. ૪૬–૨૫૬ ) કહેલું છે. કટુવર્ગમાં તેની ગણત્રી છે. મેધાયુષ્કામીય અધ્યાયમાં બાબચીનો સુંદર કલ્પ આપેલો છે. લંબાણુ ભયથી તે અહીં નથી ઉતાર્યો. જીજ્ઞાસુઓએ સુશ્રુતમાંથી તે વાંચી લેવો ( ચિ. ૨૮–૩ ). કપોતવંકા અને અવલ્ગુજના સ્નેહોને શર્કરા અશ્મરીમાં ઉપયોગી જણાવેલા છે ( ચિ. ૩૧–૫ ). વિષમાં બાબચીનાં બીજ ઉપયોગી ગણાવ્યાં છે ( ક. ૫–૮૪ ).

**વાગ્ભટે....**अवल्गुजं । नावनांजनपानेषु योजयेत विषशांतये ( સ. ૯–૨૫ ) કહ્યું છે. રસાયન તરિકે બાકુચીના ઘણા પ્રયોગો આવેલા છે.

**Constituents**—The seed contains resins, an alkaloid known as vernonine, an oil and ash 7 p. c. free from manganese. According to the Pharmacopœa of India, the ordinary dose of the bruised seed as an anthelmintic, administered in electuary with honey is about one and a half drachm given in two equal doses at the interval of a few hours, and followed by an aperient; the worms are generally expelled in lifeless state. Dr. E Ross speeks favourably of an infusion of the powdered seeds ( in doses of from 10 to 30 grains) as a good and certain anthelmintic for ascarides. Dr. Gibson as the result of personal experience regards them as a valuable tonic and stomachic in doses of 20 to 25 grs; diuretic properties are also assigned to them.

Dymock Vol II p. 242.

**ભાવાર્થ**—ઇન્ડીયન્ ફાર્માકોપીયાના મત પ્રમાણે ૧।। ડ્રામ બાબચીનું ચૂર્ણ કૃમિઘ્ન તરિકે સારૂં કામ કરે છે. ૧।। ડ્રામ બે વખત થઇને આપવાનું છે. ઉપરથી મૃદુરેચક દવા આપવી. બધા કૃમિ મરેલા બહાર નીકળી જશે. ડા. ઈ. રૉસ ૧૦ થી ૩૦ ગ્રેન બાબચીચૂર્ણના કવાથને 'ઍસ્કેરીડ્ઝ' નામના કૃમિને મારનાર તરિકે જાહેર કરે છે. ડૉ. ગીબ્સન પોતાની જાતના અનુભવથી જાહેર કરે છે કે ૨૦ થી ૨૫ ગ્રેનની માત્રામાં બાબચી બલ્ય, પાચક અને મૂત્રલ અસર ઉપજાવનારી છે.

ડીમક. ભા. ૨. પા. ૨૪૨.

**ઉલ્લેખ**—વ. શા. પા ૧૬૮; રૂ. નિ. પા ૭૬; N. p. 80; Watt IV part I p. 353; Indi. Modi. Plants p. 415.

## ૧૦૮ શરપંખો

### N. O. Leguminosæ

**નામો**—शरपुंख, प्लीहारि ( સંસ્કૃત ); શરપંખો ( ગુજરાતી ); ઝીલ (પંચમહાલ); શીરપખા, ઉટાટી ( મરાઠી ); સરપોંખા ( હિંદી ); બનનીલ, શરપુખ ( બંગાલી ); Purple tephrosia-પરપલ ટેફ્રોસીયા ( અંગ્રેજી ); Tephrosia purpurea—ટેફ્રોસીયા પરપ્યુરીઆ ( લેટીન ).

परिचय— नीलिकाकृतिपत्रा च प्रसिद्धा भूमिमण्डले ।
शिंबीफला रक्तपुष्पा नीलवर्णा महौषधी ।
शरपुंखेति विख्याता श्वेतपुष्पा क्वचिद्भवेत् ॥
तस्याः पत्रं यदाकृष्य गृह्यते त्रोटचते करात् ।
तत्पत्रं जायते साक्षात् ऊर्ध्वं सच्छरपुंखवत् ॥
इयमास्ते परीक्षास्याः औषधेः दिव्यतेजसः ॥

॥ **शिवदत्तः** ॥

गुणाः— शरपुंखाः कटूष्णाश्च कृमिवातरुजापहाः
श्वेता त्वाशु गुणाढ्यास्यात् प्रशस्ता च रसायने ॥
**कण्टपुंखा** कटूष्णा च कृमिशूलविनाशनी ॥

रा. नि.

शरपुंखो यकृत्प्लीहगुल्मव्रणविषापहः ।
तिक्तः कषायः कासास्त्रश्वासज्वरहरो लघुः ॥

भा. प्र.

वातं कफोदरं व्यङ्गं गलत्कुष्ठं च नाशयेत् ॥

नि. रा.

शरपुंखाजटाधूमपानात् कामः पलायते ॥

॥ **वैद्यामृत** ॥

भावप्रकाश— १ **गुल्मे**—शरपुंखस्य लवणं पथ्याचूर्णं समं द्वयम् ।
शाणप्रमाणमश्नीयात् चूर्णं गुल्मगदापहम् ॥

वाग्भट— २ **अपचीविषकृमिषु**—शरपुंखोद्भवं मूलं पिष्टं तण्डुलवारिणा ।
नस्यालेपाच्च दुष्टारुरपचीविषजन्तुजित् ॥ उ. अ. ३०.

३ आखुविषे–तक्रेण शरपुंखायाः बीजं संचूर्ण्य वा पिबेत् ॥
उ. २८.

शोढल—

४ व्रणरोपणे–मधुयुक्ता शरपुंखा सर्वव्रणरोपणी कथिता ॥

५ शस्त्रक्षते–शस्त्रक्षते दशनचर्वितबाणपुंखामूलोद्भवं विनिदधीत रसं प्रयत्नात् ॥

६ मूढगर्भे–मूलेन वा चिकुरमध्यगतेन बाणपुंखोद्भवेन सुखमेव भवेत्प्रसूतिः ॥

७ कासे–मूलेन शरपुंखायाः धूमः कासहरः परः ॥

८ प्लीहोदरे–शरपुंखायाः कल्कः तक्रेण निषेवितो यथाग्निबलम् ।
यदि न जयति प्लीहानं शैलोऽपि तदा जले प्लवते ॥

वैद्यमनोरमा—

९ कृमिपातनार्थम्–जठरोपरि परिलिप्तं शरपुङ्खं पातयेद्धि कृमीन् ।
पृ. २७.

१० मूढगर्भभयनिवारणार्थम्–स्वरसेनेषुपुंखायाः कृतान्मधुकरस्य वा । नस्यान्न स्याद्भयं स्त्रीणां मूढगर्भसमुद्भवम् ॥

११ दन्तरोगे–बाणपुंखशिफा क्षुण्णा दन्तमूले श्रिता जयेत् । दन्तरोगांस्तु यावत् प्रागुदन्तधावनमन्वहम् ॥

१२ शुक्रस्तंभनप्रयोगः–सितेषुपुंखिकामूलं केवलं वदने धृतम् ।
तुषाम्बुपिष्टं लिप्तं च शुक्रं संस्तम्भयेत् रतौ ॥

राजमार्तण्ड—

१३ प्लीहवृद्धौ–या विशालविटपा शरपुंखामूलमात्मदशनैः मुहुरस्याः चर्वितं निगिरितं विनिहन्ति प्लीहवृद्धिमकठोरभुजश्च ॥

**વર્ણન**—શરપુંખાના છોડવા ચોમાસે ઘણા ઉગી નીકળે છે. કેટલેક ઠેકાણે તે બારે માસ પણ જોવામાં આવે છે. આનાં પાન એક વખત જેણે જોયાં હોય તે આને ભાગ્યે જ ભૂલે. પાનને મથાળેથી તોડતાં બાણનું પીંછુ હોય છે એવો આકાર થઈને તે તૂટે છે. આથી જ આનું નામ ‘ શરપુંખો ’ પડયું છે.

સફેદ અને રાતા આવા બે ભેદો પ્રખ્યાત છે.

## વૈદ્યકમાં શરપંખાનો ઉપયોગ.

ભાવપ્રકાશ— ૧ ગુલ્મમાં–શરપુંખાના આખા છોડના નાના કડકા કરી તેને સૂકાવી એક હાંડલીમાં ભરી, હાંડલીનું મ્હોં કપડમટ્ટીથી બંધ કરી, તે હાંડલીને ચૂલા ઉપર ચઢાવવી. આવી રીતે તૈયાર થયેલી નિર્ધૂમ ભસ્મને હાંડલી ઠંડી પડે ત્યારે કાઢી લઈ તેમાં આઠ ઘણું પાણી નાખી, સારી રીતે ડોઈ નાખી એક જાડા કપડામાં તે પાણીને ગાળવું. જે પાણી નીચે પડે તેને ઠરવા દેવું. નીચે જે સફેદ પદાર્થ બાઝે તે લઇ લેવો. આનું નામ 'શરપુંખાલવણ.' આ લવણ અને હરડેની છાલનું ચૂર્ણ સમાન ભાગે ખાવું–ગુલ્મનો નાશ કરનારૂં છે.

વાગ્ભટ— ૨ અપચી, વિષ, કૃમિ વિગેરેમાં–શરપુંખાના મૂળને ચોખાના ધોવણમાં વાટીને તેનો નસ્ય અને લેપ તરિકે ઉપયોગ કરવાથી અપચી, વિષ, કૃમિ વિગેરે મટે છે. ઉ–૩૦.

૩ ઉંદર (ઝેરી)ના ઝેરમાં–શરપુંખાનાં બીજનું ચૂર્ણ છાશ સાથે પીવાથી ઝેરી ઉંદરનું ઝેર નાશ પામે છે. ઉ. ૨૮

શોઢલ— ૪ વ્રણ રૂઝાવવા માટે–શરપુંખાનાં મૂલને પાણીમાં ઘસી, મધ નાખી વ્રણમાં પૂરવાથી વ્રણ રૂઝાઇ જાય છે.

૫ શસ્ત્ર વાગવાથી ઘા થયો હોય તેમાં–શરપુંખાના મૂલને દાંતે ચાવીને તે ઘામાં ભરી દેવું.

૬ મૂઢગર્ભમાં–ચોટલામાં શરપંખાનું મૂળ રાખી મૂકવાથી પ્રસૂતિ સુખેથી થાય છે. આડું આવવાની બીક રહે નહિ.

૭ ખાંસીમાં–શરપુંખાના મૂલનો ધુમાડો લેવાથી ખાંસી મટે છે.

૮ પ્લીહોદરમાં–શરપંખાના મૂલનું બારીક ચૂર્ણ છાશ સાથે પીવાથી ગમે તેવી ભયંકર બરોળ મટી જાય છે.

વૈદ્યમનોરમા– ૯ કૃમિ પાડવા માટે–પેટ ઉપર શરપુંખાનું મૂળ ચોપડવાથી કૃમિ પડી જાય છે.

૧૦ આડું આવવાનો ભય ન રહે એટલા માટે–શરપુંખાના મૂલના રસનું નસ્ય આપવું. મૂઢ ગર્ભનો ભય દૂર થઇ જાય છે.

૧૧ દાંતના રોગોમાં–શરપુંખાનાં મૂળ છુંદીને દાંત દુઃખતા હોય ત્યાં રાખવાથી દાંતના રોગો મટે છે.

૧૨ સંભોગ વખતે વીર્યનું સ્તંભન થાય એટલા માટે–ધોળા શરપુંખાનું મૂળ મોંમાં રાખવું અને તેજ મૂળ ચોખાના ધોવણ સાથે વાટીને ઉપસ્થ ઉપર ચોપડી દેવું. સંભોગ વખતે આનંદ આવે છે.

રાજમાર્તંડ–૧૩ બરોળ વધી હોય તો–શરપુંખાના મોટા છોડનું મૂળીયું ચાવી ચાવીને તેનો રસ ગળી જવો. બરોળ વધેલી નરમ પડે છે. કઠોર ખાવાં નહિ.

**वक्तव्य**—ચરકમાં શરપુંખાનો ઉલ્લેખ જ નથી. સુશ્રુતમાં ફક્ત એક જ વખત અલર્કવિષમાં ધંતુરાનો જે પ્રયોગ છે તે સાથે શરપુંખાના મૂળનો ઉલ્લેખ છે ( ક. ૭–૫૩ ). વાગ્ભટને શરપુંખાનો પ્રયોગ પહેલવહેલા અજમાવી જોવાનું માન મળે તેમ છે. ધન્વંતરિનિઘંટુમાં શરપુંખાના ગુણ આપેલા નથી. શરપુંખાની વિષઘ્ન શક્તિનો ઉલ્લેખ સુશ્રુત સિવાય કોઈ પણ ગ્રંથકારે કરેલો જોવામાં આવતો નથી.

**Actions and Uses**—Alterative, tonic and diuretic; used in cough, derangements of liver, spleen and kidneys. As a diuretic it is given with black pepper in gonorrhœa; in bleeding piles it is administered with cannabis indica leaves. An infusion of it is given in fevers. The juice of the leaves is used over swollen hands and feet and also over swelling and puffness of the face. Decoction is given in dyspepsia and tympanitis.

Khory Vol. II p. 232.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૨૦૧; રૂ. નિ. પા. ૫૭૦; N. p. 80; Watt VI part IV p. 14; Indi. Medi. Plants p. 415.

---

## ૧૦૯ અગથીયો

### N. O. Leguminosæ.

**નામો**—अगस्तिः, मुनिद्रुमः, दीर्घशिंबी, वक्रपुष्पी ( સંસ્કૃત ); અગથીયો ( ગુજરાતી ), અગસ્તા ( મરાઠી ); હતિયા ( હિંદુસ્તાની ); લાર્જ ફ્લાવર્ડ એગેટી ( અંગ્રેજી ); Sesbania Grandiflora—સેસ્બેનીયા ગ્રાન્ડીફ્લોરા ( લેટીન ).

परिचय— सिद्धोऽगस्तिः पंक्तिपत्रो मृदुशिंबी महारुहः।
अगस्त्यस्योदयं यावत् सपुष्प इव दृश्यते ॥

॥ शिवदत्तः ॥

गुणाः— अगस्तिः पित्तकफजिच्चातुर्थिकहरो हिमः।
रूक्षो वातकरस्तिक्तः प्रतिश्यायनिवारणः ॥
तत्पुष्पं पीनसश्लेष्मापित्तनक्तांध्यनाशनम् ॥

॥ भा॰ प्र. ॥

मुनिवृक्षदलं लूताव्रणविध्वंसि श्लेष्मनुत्।
तत्पुष्पं वातलं तिक्तं कषायं कटुपाकि च ॥
क्षयकासहरं चैव पित्तश्लेष्मापकर्षणम्।
चातुर्थिकज्वरहरं नावनेनोपयोजितम् ॥

॥ शोढलः ॥

अगस्तिपत्रं कटुकं सतिक्तं गुरु कृमिघ्नं विशदं ज्वरघ्नम्।
कंडूहरं शोणितपित्तहारि स्यात्सूक्ष्ममुष्णं मधुरं विषघ्नम् ॥
सुस्वादु तिक्तं कफहृद्धि रूक्षं शूलप्लिहापांडुगरामयघ्नं।
शोषं च गुल्मं च निहंत्यगस्त्यफलं नितांतं प्रकरोति पित्तं॥

मुनिर्शिंबि सरा प्रोक्ता बुद्धिदा रुचिदा लघुः।
पाककाले तु मधुरा तिक्ता चैव स्मृतिप्रदा ॥
त्रिदोषशूलकफहृत् पांडुरोगविषापनुत्।
शोषगुल्महरा प्रोक्ता सा पक्वा रूक्षापित्तला ॥

॥ नि॰ र ॥

आगस्त्यं (शाकं) नातिशीतोष्णं नक्तान्धानां प्रशस्यते ॥

सुश्रुत सू॰ ४६–२८२.

वाग्भट— १ निशान्ध्ये अगस्तिपत्रम्—भृष्टं घृतं कुंभयोनेः पत्रं पाने च पूजितम्। उ. १३–७९

हारीत— २ अपस्मारे अगस्तिपत्रम्—अगास्तिपत्रं मरिचं मूत्रेण परिपेषितम्। नस्ये शस्तं अपस्मारे हन्ति शीघ्रं नरस्य तु ॥ चि. १९

३ बालानामपस्मारे अगस्तिपत्रम्–रसं चागस्तिपत्रस्य मरिचैः प्रतियोजितं । एतेन प्रतिसौख्यं स्यात्....।। चि. ४३.

भावप्रकाश— ४ वातरक्ते अगस्तिपुष्पम्–अगास्तिपुष्पचूर्णेन माहिषं जनयेद्दधि। तदुत्थनवनीतेन देहजं स्फुटनं जयेत् ॥

वृन्द— ५ चातुर्थिकज्वरे–अगस्तिपत्रस्वरसेन नस्यं निहन्ति चातुर्थिकमुग्ररूपम् ॥ ज्वराधिकार, २३८

वैद्यमनोरमा— ६ शूले–नागरशोभाञ्जनयोः क्वाथः शूलं विनाशयेत्रिदिनात् । मुनितरुवल्कक्वाथस्तद्वत् पटुरामठप्रतिवापः ॥

વર્ણન—હિંદુસ્તાનના ઘણાખરા ભાગોમાં અગથીયાનાં ઝાડવાં થાય છે. નાગરવેલ તેના ક્યારામાં વાવે છે. રાજનિઘંટુકાર ચાર જાતના અગથીયા ગણાવે છે. ધોળા ફુલનો, પીળા ફુલનો, લાલ ફુલનો અને કાળા ફુલનો. આ ચાર જાતોમાંથી હાલ તો ફક્ત એકલી સફેદ અને ક્વચિત્ લાલ દેખાય છે. એનાં ફુલનું શાક સરસ બને છે. કઢીમાં પણ તે નંખાય છે. તેની શીંગો સરગવાની શીંગો જેવી થાય છે. એનાં ફુલ કેસુડાના ફુલને મળતાં હોય છે. પાન કાળાયા સરસને ( શિરીષને ) મળતાં હોય છે. અગસ્ત્યનો ઉદય હોય ત્યાં સુધીજ તે ફુલ આપે છે, માટે એનાં નામો અગસ્ત્ય અને મુનિદ્રુમ પડેલાં છે. આ ઝાડ બહુ જ જલદીથી વધનારૂં પણ થોડા વર્ષ જીવનારૂં હોય છે. જ્યારે ફુલ આવે છે ત્યારે આ ઝાડની શોભા જોવા જેવી હોય છે. નૈષધચરિતમાં શ્રીહર્ષ લખે છે:—

मुनिद्रुमः कोरकितः सितद्युति र्वनेऽमुनामन्यत सिंहिकासुतः ।
तमिस्रपक्षत्रुटिकूटभक्षितः कलाकलापं किल वैधवं वमन् ॥

ઔષધાર્થ વ્યવહાર—પત્ર, પુષ્પ, શીંગ, છાલ.

## વૈદ્યકમાં અગથીયાનો ઉપયોગ.

વાગ્ભટ— ૧ રતાંધળાપણામાં—અગથીયાનાં પાનમાં ઘી પકાવી લેવું ઉ. ૧૩-૮૯

હારીત— ૨ ફેફરામાં—અગથીયાનાં પાન, મરી અને ગોમૂત્ર સાથે વાટીને પછી તેનું નસ્ય આપવામાં આવે તો જલદીથી વાઇ (અપસ્માર) મટે છે. ચિ. ૧૯

૩ બાળકોના ફેફરામાં—અગથીયાના પાનનો રસ, મરી સાથે આપવાથી સારૂં થાય છે. ચિ. ૪૩

ભાવપ્રકાશ--૪ વાતરક્ત ( Gout ) માં—અગથીયાના પુલના ચૂર્ણથી ભેંસના દુધનું દહીં બનાવવું અને પછી તેમાંથી માખણ કાઢવું. પછી એ ચોપડવાથી ચામડી સરસ સ્વચ્છ થઈ જાય છે.

વૃંદ— ૫ ચોથીઆ તાવમાં-ગમે તેવા જોરથી ચોથીઓ તાવ આવતો હોય તો પણ અગથીયાના પાનના રસનાં ટીપાંનું નસ્ય: આપવાથી તે મટી જાય છે.

વૈદ્યમનોરમા- ૬ ચુંકમાં—અગથીયાના પાનનો કવાથ કે રસ, સીધાલુણ અને હિંગ નાખીને આપવામાં આવે તો ગમે તેવી ચુંક મટી જાય છે.

**વક્તવ્ય**--ફક્ત એકજ વખત સુશ્રુતમાં અને એકજ વખત વાગ્ભટમાં અગસ્તિનો ઉપયોગ દેખાય છે. નવાઇ જેવી વાત તો એ છે કે આટલા બધા ઉપયોગી ઝાડ વિષે ચરકમાં એક પણ સ્થળે તેનો ઉલ્લેખ નથી. ધન્વન્તરીય નિઘંટુમાં પણ અગથીયાનો ઉપયોગ નથી જણાતો; ભાવપ્રકાશના નિઘંટુ પ્રકરણમાં તેનો ઉલ્લેખ છે. રાજવલ્લભમાં અગથીયાના ફુલના ગુણ વર્ણવેલા છે, પત્ર અને શીંગના નથી જણાતા. ભાવપ્રકાશકાર એને રૂક્ષ અને વાતકર ગણાવે છે, જ્યારે નિઘંટુરત્નાકર તેની શીંગને રેચક તરિકે ગણાવે છે.

ડૉકટરોએ આ વૃક્ષ વિષે ઝાઝું લખેલું જણાતું નથી. 'આર્યભિષક્'માં નીચે પ્રમાણે ઉપયોગો બતાવેલા છેઃ— "છોકરૂં જન્મે ત્યારે શરીરમાં કફની અસર પ્રકટેલી હોય તો તેને અગથીયાના પાલાનો રસ બે ટીપાં કાઢી, તેમાં ચોથાણું મધ નાખી, તે મિશ્રણ આંગળીદ્વારા તે છોકરાના તાળવામાં પહોંચાડતાં જ સર્વ કફ નીકળી પડે છે, અને છોકરૂં હોંશિયાર થઇ જાય છે." કોઈ પણ ભસ્મને લાલ રંગ આપવો હોય તો એના પાનના રસના પુટ આપવાથી ભસ્મનો રંગ લાલ થાય છે.

**નવ્યમત સમાલોચના—ડીમકે** તેના પુસ્તકમાં અગથીયાનું સંસ્કૃત નામ 'સ્થૂલપુષ્પ' આપેલું છે. વર્તમાન સાહિત્યના કોઇપણ ગ્રંથમાં આગથીયાનું નામ 'સ્થૂલપુષ્પ' હોય એમ જણાતું નથી. અંગ્રેજો જે કંઇ લખે છે તે બધું ખરૂં જ લખે છે એમ માનવાની કેટલાકને જે ટેવ પડી ગઈ હોય છે તેવાઓએ જાણવું જોઇએ કે વનસ્પતિના ગુણદોષ લખનારા **ડીમક, ખોરી** અને **વૉટ** જેવા બધા વિદ્વાનો પંડિતોને, વૈદ્યોને કે હકીમોને પૂછીને જ બધું લખે છે. પંડિતો વૈદ્યો કે હકીમો બધા બહુશ્રુત હોતા નથી એટલે તેમની ભૂલો થવા સંભવ છે. ડીમકમાં કે ખોરીમાં—અરે ! ખુદ કીર્તિકર સાહેબના અઢીસો રૂપીઆ વાળા Indian Medicinal Plantsમાં ઘણા ખરા છોડનાં સંસ્કૃત નામો ભૂલવાળાં

છે. ડીમક કહે છે કે અગથીયો પૂર્વ તરફના દ્વીપો ( Eastern Islands ) તરફનું વૃક્ષ છે અને તે આ દેશમાં ત્યાંથી આણેલું છે અને હાલમાં સર્વત્ર જણાય છે. પણ આ તેની મોટી ભૂલ છે, કારણકે સુશ્રુતમાં તેનો ઉલ્લેખ છે, અને સુશ્રુતને થયે સાધારણ રીતે બે હજાર ઉપર વર્ષો થઇ ગયાં છે !

ભાવાર્થ—અગથીયાનું મૂલ કફઘ્ન છે; છાલ કષાય, તિક્ત, બલકારક છે. પત્ર અને પુષ્પનો રસ કાઢી નસ્ય લેવાથી પ્રતિશ્યાય અને શિરોરોગની યંત્રણા નાબુદ થાય છે. અગથીયાનું મૂલ અને ધંતુરાનું મૂલ-બન્નેનો ઘસારો વેદનાવાળા સોજા ઉપર લગાડવામાં આવે છે. ( ખોરી ભા. ૨ પાન ૨૨૯-૩૦ ).

નવ્યમત—છાલનો કવાથ શીતળામાં અપાય છે. ( ટી. એન. મુકરજી. ).

છાલ ઘણી ગ્રાહી છે અને તે શક્તિ આપનારી છે. ( ડૉ. બોનાર્વીયા. Ph. Indica )

માર-લચક ઉપર પાનની પોટીસ એમ્બોયનામાં બહુ જ સાધારણ જાણીતી દવા છે. આંખમાં ઝાંખ પડતી હોય તો ફુલનો રસ નાખવાથી તે દૂર થાય છે. ( મુરે ).

ઇન્ડીઅન મેડીસીનલ પ્લેંટ્સ.

**Actions and Uses**—The root expectorant. The bark astringent bitter tonic. The juice of leaves and flowers is blown up the nostrils in nasal catarrh and headache with relief. The juice of the root is given with honey in catarrh. A paste of the root is applied to painful swellings. ( Materia Medica of India.)

R. N. Khory II 229–30.

ઉલ્લેખ—વ. શા. પા. ૨૦૭; N. p. 80; Watt VI part II p. 544; રૂ. નિ. પા. ૫૧૧; વનસ્પતિ ગુણાદર્શ પા. ૨૭૯; Indian Medicinal Plants Vol. I p. 418; Indig. Drugs. p. 293.

---

## ૧૧૦ ઇકડ.

### N. O. Leguminosæ.

નામો:—ઇકડ ( ગુજરાત, કાઠિયાવાડ ); રાનશેવરી, ચીંચની ( મરાઠી ); ઘુંચી, વનજયંતી ( હિંદી ); Sesbania aculeata–સેસબેનીયા એકયુલીએટા ( લેટીન ).

વર્ણન—ઇકડના છોડ ૪ થી ૬ ફીટ ઉંચા થાય છે. તેમાં લાંબી, પાતળી, જરા છેટે છેટે કેટલીક શાખાઓ નીકળેલી હોય છે. આખો છોડ પાતળો અને

બહુજ નરમ હોય છે. તેની ડાંડી અને શાખાઓ ઉપર રાતા રંગની છાંટ હોય છે. શાખાઓ અને પાનની ડીંટડીઓ આગળ ન્હાના ન્હાના નરમ કાંટાઓ આવેલા હોય છે. પાન આંતરે આવેલાં, સંયુક્ત અને ના થી ૧ ફુટ લાંબાં હોય છે. તેની મુખ્ય ડીંટડી ઉપર ૪૧ થી ૮૧ leaflets ( નાનાં નાનાં પાન ) આવેલાં હોય છે. પત્રકોણમાંથી ફુલની પાતળી કલગી નીકળેલી હોય છે. ફુલ ફીક્કા પીળા રંગનાં, વખતે જાંબુડી કે રાતી છાંટડી લેતાં, પતંગીયાંના આકારનાં હોય છે. શીંગ ૬ થી ૯ ઇંચિ લાંબી અને સ્હેજ જાડી, ઘણું કરી સીધી અને છેડે લાંબી પાતળી અણીવાળી હોય છે. ઢોરનાં ચરાણવાળી જગોમાં અને રસ્તાની બાજુએ તેમજ ખેતરોના છેડા ઉપર ચોમાસામાં ઇકડ ઉગેલી જોવામાં આવે છે.

ગુણદોષ—વિષહર, જંતુનાશક, મૂત્રવિરેચક. ઇકડનાં બીજ દાદર, ખસ, લુખરસ ઉપર ચોપડવાના કામમાં આવે છે. ઇકડનાં બીજનો ભુકો ( powder ) શરીરે ચોળીને ન્હાવાથી ત્વગ્દોષ નાશ પામે છે. એના રેસામાંથી બહુજ મજબુત દોરડાં બનાવવામાં આવે છે. બીજનો બહુ સરસ ધોવાનો પાઉડર બને છે.

वक्तव्य--સ્તન્યજનન દશેમાનિમાં અને મૂત્રવિરેચનીય દશેમાનિમાં ચરક ઇત્કટને ગણાવે છે. ક્ષીરજનન તરિકે તેને વાપરી પણ છે ( शा. ૮–૧૧૧ ). મધુરસ્કંધમાં ગણાવેલી છે ( वि. ૮–૧૬૦ ). ઇકડ બહુ ખાધાથી શ્લેશ્મા પ્રકોપ પામે છે એમ સુશ્રુત જણાવે છે ( सू. ૨૬–૨૩ ). વાગ્ભટમાં એનું નામ જ નથી.

જમીન ફળદ્રુપ કરવી હોય ત્યાં ઇકડ વાવવામાં આવે છે. ડલ્હણ 'इत्कटः खगाली' એમ ઓળખ આપે છે. શ્રીકંઠ 'महती खगाली' પર્યાય આપે છે ( अ. ૩૪–૧૧ ). વૃંદમાં તેનો એક સ્વતંત્ર ઉપયોગ નીચે મુજબનો છેઃ—

इत्कटाङ्कुरजस्तद्वत्स्वरसो नेत्रपूरणम् ॥

( नेत्ररोगाधिकारे )

મુ. જયકૃષ્ણભાઈ 'એના રેસા–શણના રેસા જેવા નીકળે છે અને તે માટે બંગાળા તરફ તે ખૂબ વાવવામાં આવે છે, એમ જણાવે છે. એ રેસાનાં દોરડાં બહુજ ટકાઉ થાય છે.

ઉલ્લેખ—વ. શા. પા. ૨૦૬; Indi Medi. Plants p. 418; N. p, 80; Watt VI part II p. 542.

---

## ૧૧૧ જયંતિ.

**N. O. Leguminosæ.**

**નામો**—जया, जयन्ती ( સંસ્કૃત ); જયતિ ( પોરબંદર ); રાયશીંગણી ( ગુજરાત ); શેવરી ( મરાઠી ); જયત, જયંતી, જાહી ( હિંદી ); Sesbania Ægyptiaca—સેસબેનીયા ઈજીપ્ટીયાકા ( લેટીન ).

**गुणाः**— विषघ्नी तिक्तकटुका कफपित्तसमीरजित् ॥

॥ ध. नि. ॥

ज्ञेया जयन्ती गलगण्डहारी ( मदगंधयुक्ता ) तिक्ता कटूष्णाऽनिलनाशनी च। भूतापहा कंठविशोधनी च कृष्णा तु सा तत्र रसायनी स्यात्॥

रा. नि

जयन्ती कफपित्तघ्नी क्रिमिशोथव्रणप्रणुत् ।
मदगन्धवती तिक्ता कटूष्णा कण्ठशोधिनी ॥

भा. प्र.

चक्रदत्त—

१ ज्वरे—मूलं जयन्त्याः शिरसा धृतं सर्वज्वरापहम् ॥

२ इक्षुमेहे—पारिजातजया.... । .... मेहान् क्रमात् घ्नन्ति चाष्टौ क्वाथाः समाक्षिकाः ॥

३ मेढ्रपाके—जयाजात्यश्वमारार्क....दलैः पृथक् । कृतं प्रक्षालने क्वाथं मेढ्रपाके प्रयोजयेत् ॥

४ श्वित्रे—श्वेतजयन्तीमूलं पिष्टं पीतञ्च गव्यपयसैव । श्वित्रं निहन्ति नियतं रविवारे वैद्यनाथाज्ञा ॥

५ मसूरिकायाः प्रथमदर्शने—पीतं बीजं जयायाः सघृतं.... ॥

६ प्रतिश्याये—पुटपक्वं जयापत्रं सिन्धुतैलसमन्वितम् । प्रतिश्यायेषु सर्वेषु शीलितं परमौषधम् ॥

भावप्रकाश—

७ गर्भधारणवारणाय—आरणालपरिपेषितं त्र्यहम् या जयाकुसुममत्ति पुष्पिनी । सहपुराणगुडमुष्टिसेविनी संदधाति न हि गर्भमङ्गना ॥ ( वंध्याचि० )

**વર્ણન**—જયંતિનાં ઝાડવાં ૬ થી ૧૦ ફુટ ઉંચાં થાય છે; તેમાં પાતળી સોટી જેવી જરા નરમ અને છેડે નીચી ઝુકતી ઘણી શાખાઓ હોય છે. પાન

૩ થી ૬ ઇંચ લાંબાં, આંતરે આવેલાં અને સંયુક્ત હોય છે. ઝાડ લગભગ ઈકડના છોડને મળતું હોય છે. તેની મુખ્ય ડીંટડી ઉપર લંબગોળ, રેષાકાર, ફીક્કા લીલા રંગનાં, લીસાં, ૨૧ થી ૪૧ નાનાં પાન–leaflets–આવેલાં હોય છે. ફુલ પત્રકોણુમાંથી પાતળી સળી ઉપર કલગીની પેઠે જરા ઝુકતાં આવેલાં હોય છે. તે ફીક્કા પીળા રંગનાં સહેજ જાંબુડી કે રાતી છાયા લેતાં સુંદર દેખાતાં હોય છે; અને આજ કારણુથી તે બાગોમાં વાવવામાં આવે છે. શીંગ જરા અમળાયલી, ૬ થી ૯ ઇંચ લાંબી, ઝીણી, નરમ અને ચઢેલી હોય છે.

### વૈદ્યકમાં જયંતિનો ઉપયોગ.

**ચક્રદત્ત—** ૧ **તાવમાં**–જયંતિનું મૂળ માથે બાંધી રાખવાથી તમામ જાતના તાવોને હણે છે.

૨ **ઇક્ષુમેહમાં**–શેરડીના રસ જેવો પેશાબ જેને થતો હોય તેને જયંતિના પંચાંગનો કવાથ મધ નાખીને પીવો.

૩ **ઇંદ્રિય પાકી હોય ત્યારે**–જયંતિનાં પાનનો કવાથ કરી, તે વડે લિંગ ધોવાથી ઇંદ્રિય પાકી હોય તે રૂઝાઈ જાય છે.

૪ **સફેદ કોઢમાં**–ધોળી જયંતિનું મૂળ ગાયના દુધ સાથે ઘસીને રવિવારે પીધું હોય તો સફેદ કોઢ મટે છે એવી વૈદ્યનાથની આજ્ઞા છે.

૫ **શીતળા દેખાય કે તુરતજ**--જયંતિનાં બીજનું ચૂર્ણ ઘી સાથે ચાટી જવું.

૬ **સળેખમમાં**–જયંતિનાં પાન પુટપાકથી પકાવી લેવાં; પછી તેમાંથી જે રસ નીકળે તેમાં સીંધાલુણ અને સરસીયું તેલ નાખીને પી જવો. આ પ્રયોગથી તમામ જાતનાં સળેખમ મટી જાય છે.

**ભાવપ્રકાશ—** ૭ **ગર્ભ રહે નહિ માટે**–જયંતિનાં ફુલને ખાટી કાંજીમાં વાટીને જે રજસ્વલા સ્ત્રી ત્રણ દિવસ સુધી ખાય છે અને ઉપરથી જુનો ગોળ એક મુઠી ખાઈ જાય છે તે સ્ત્રીને કદાપિ ગર્ભ રહેતો નથી.

**वक्तव्य**—जया અને जयन्ति શબ્દોના અનેક અર્થો થાય છે. સ્વ. કતોભટ્ટ નાની ખપાટને जयंति કહે છે. રા. જયકૃષ્ણભાઈ પણ નાની ખપાટ–A. Avicennœનાં સંસ્કૃત નામ जया, जयंति આપે છે. ' जयंति तु बलामोटा ' આ વાક્ય ઉપરથી સ્વ. કતોભટ્ટે ' નાનીખપાટ ' એવો અર્થ કર્યો હશે. ' જયંતિ 'ના અર્થો ' વૈદ્યકશબ્દસિંધુ 'કારે નીચે પ્રમાણે આપ્યા છેઃ—

(१) स्वनामख्यातनिक्तशाकौषधिक्षुपे (२) कपिकच्छौ (३) हरिद्रायाम् (४) (४) जयायाम् (५) विजयायाम् (६) श्वेतरक्तकाञ्चनद्वये (७) वचायाम् (८) मंजिष्ठायाम् (९) श्वेतानिर्गुण्डयाम् (१०) हरीतक्याम् (११) काञ्जिके, ઈત્યાદિ.

અમરસિંહે जया, जयन्ती શબ્દો અરણીના પર્યાયો તરિકે ગણાવ્યા છે. સુશ્રુતટીકાકાર ડલ્હણે આને માટે કંઇ ચોખવટ કરી નથી. એથી મૂળ વસ્તુનો પત્તો લાગતો નથી. પણ આ ઈકડને મળતો છોડ તેના ઉપયોગ ઉપરથી 'જયંતિ'ને બધી રીતે મળતો આવે છે. નાની ખપાટ તો जयन्ति નહિ જ.

"જયંતિનાં તાજાં મૂળ હાથમાં રાખી વીંછી કરડયો હોય તે જગો પર વારંવાર કેટલોક વખત ફેરવવાથી વીંછી ઉતરી જાય છે. આ બાબત મુંબાઇના સુપ્રસિદ્ધ ડોકટર સર ભાલચંદ્ર કૃષ્ણા ભાટવડેકર એઓએ સારો શોધ કરી નિર્ણય કરેલો છે. તે (A new Scorpian poison antidote. Baroda 1880) માં પ્રસિદ્ધ થયેલ છે." 'વનસ્પતિશાસ્ત્ર' પાનું. ૨૦૫.

"બારે માસ જે માણસને કફપ્રકૃતિ રહેતી હોય–જે વધારે વાર શ્લેષ્મરોગથી રીબાતો હોય–તે માણસ માટે જયંતિનાં પાનના શાકનું સેવન અત્યંત હિતકર છે. આ બહુ રીતે અમોએ પરીક્ષા કરીને નક્કી કરેલું છે. મધુમેહમાં અથવા સોમરોગમાં જયંતિનાં પાન લોટ સાથે કચરીને–મેલવીને તે લોટની રોટલી બનાવીને ખાવાથી મધુપ્રમેહમાં બહુ જ સારો ફાયદો માલમ પડે છે. આથી મૂત્રનું અપેક્ષિત ગુરૂત્વ ( Sp. gravity ) ઘણું ઓછું થઇ જાય છે." 'વનૌષધિ દર્પણ' પાનું. ૨૮૫.

**Actions and Uses**—The seeds and the juice of the bark are astringent and given in diarrhœa. The leaves are used as a poultice to promote suppuration. The powdered seeds are applied to relieve the pain of the scorpian bites.

(R. N. Khory II p. 230.)

**ભાવાર્થ**—છાલનો રસ અને બીજ બન્ને ગ્રાહી છે અને તેથી અતિસારમાં આપી શકાય છે. ગડગુમડાં પકાવવાને માટે પાનની પોટીસ લગાવવામાં આવે છે. વીંછીના દંશની વેદના મટાડવા માટે આનાં બીજની ભુગદી દંશ ઉપર લગાવવામાં આવે છે.

( ખોરી. ભા. ૨. પા. ૨૩૦ )

**નવ્યમત**--' મખજન-અલ-અદ્વિયા'નો કર્તા જણાવે છે કે જયંતીનાં બીજ પ્લીહવૃદ્ધિનો હ્રાસ કરે છે. ( ડીમક ).

ગંડગુંબડ ઉપર બીજનો લેપ કરવામાં આવે છે અને આજ કામમાં છાલ પીવા પણ અપાય છે. બીજ ઉત્તેજક અને આર્તવજનક છે. ( વૉટ ).

વધરાવળ અને સંધિવાના સોજા ઉપર પાન ચોપડવામાં આવે છે. ગુંબડાં પકવવા અને રૂઝાવવા માટે પણ પાન વપરાય છે.

( ટી. એન. મુકરજી ).

ખુજલી ઉપર બીજનું ચૂર્ણ લોટ ભેળવીને ચામડી ઉપર પંજાબ તરફ ચોપડાય છે.

ઢાકા તરફ તાજાં પાનનો સ્વરસ કૃમિઘ્ન તરિકે યોજાય છે. ( ટ્રઇલર ).

મૂળનું અત્યંત બારીક ચૂર્ણ પાણીમાં વાટીને વીંછીના ડંખ ઉપર ચોપડવા માટે ઉત્તમ છે.

( એન. સી. દત્ત. વૉટ ડીક્ષનેરીમાં )

ઇન્ડીયન મેડીસીનલ પ્લેંટ્સ.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૨૦૫; રૂ. નિ. પા. ૫૯૦; N. p. 80; Watt VI part II p. 543; Indi. Medi. Plants. p. 417.

---

## ૧૧૨ જરવાસો.

**N. O. Leguminosæ.**

**નામો**—यवासः, यासः, अधिकंटकः, दुःस्पर्शा ( સંસ્કૃત ); જવાસો, જરવાસો ( ગુજરાતી ); જવાસ, યવાસ, કાસ ( મરાઠી ); જવાસ, જવાસા ( હિંદી ); Alhaji Maurorum–અલ્હાજી મૉરેરમ્ ( લેટીન ).

**गुणाः**— यवासकः स्वादुतिक्तो ज्वरतृड्रक्तपित्तनुत् ॥

॥ ध. नि ॥

यवासशर्करा मधुरकषाया तिक्तानुरसा श्लेष्महरी सरा च ॥

सुश्रुत. स–४५

यासः मधुरतिक्तोऽसौ शीतः पित्तार्तिदाहजित् ।
बल्यो दीपनकृत्तृष्णाकफच्छर्दिविसर्पजित् ॥

रा नि.

यासः स्वादुः सरस्तिक्तस्तुवरः शीतलो लघुः ।
कफमेदोमदभ्रान्तिपित्तासृक्कुष्ठकासजित् ॥

तृष्णाविसर्पवातास्रवान्तिज्वरहरः स्मृतः ।
यवासस्य गुणैस्तुल्या बुधैरुक्ता दुरालभा ॥

॥ भा. प्र. ॥

यवासाधूमपानेन कासो नश्यति तत्क्षणात् ॥

॥ वैद्यामृतम् ॥

यासः सरो ज्वरच्छर्दिश्लेष्मपित्तविसर्पजित् ॥

॥ राजवल्लभः ॥

चरक— १ घ्राणात्प्रवृत्ते रुधिरे—यवासमूलानि........नस्यम् ॥

चि. अ. ४

२ मदात्यये—दुःस्पर्शितेन....श्रृतं वापि दद्याद्दोषविपाचनं । एतदेव च पानीयं सर्वत्रापि मदात्यये । निरत्ययं पीयमानं पिपासा-ज्वरनाशनम् ॥ चि. अ. १२

**વર્ણન**—જવાસાના છોડવા ૧ થી ૨ કે કોઈવાર ૩ ફીટ ઉંચા વધે છે. એમાં ઝીણીઝીણી લાંબી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. એનો આખો છોડવો સ્હેજ પીળાશ લેતા લીલા રંગનો હોય છે. પાન ઝીણાં, શાખાઓ ઉપરના કાંટાઓના થડ પાસેથી એકેક નીકળેલાં હોય છે. નાની કાંટા જેવી શાખાઓ આ છોડમાં ઘણી જ હોય છે. ફુલ રતાશ લેતા રંગનાં અને શીંગ ( ફલ ) ઝીણી હોય છે. એને મહા ફાગણમાં ફુલ આવી ઉનાળે શીંગ પાકે છે. જયારે ઉનાળાના પ્રખર તાપમાં લગભગ બધા જ છોડ સૂકાવા લાગે છે ત્યારે આ છોડ પૂર ઠાઠમાં નવપલ્લવિત થઇને શુષ્કતાને ભૂલાવે છે. પાણીવાળી જગોમાં આ બહુ થાય છે. એનાં મૂળ ખૂબજ ઉંડાં હોય છે. ઓછામાં ઓછા ૩–૪ ફીટ તો હોય છે જ. કવિશ્રી દલપતરામે જવાસાને કપુતની ઉપમા આપેલી છે. ( શ્રવણાખ્યાન ).

ધમાસો એ જવાસાથી જુદો જ છે. બન્નેના નૈસર્ગિક વર્ગો ભિન્ન ભિન્ન છે.

## વૈદ્યકમાં જવાસાનો ઉપયોગ

ચરક— ૧ નાકમાંથી લોહી નીકળતું હોય તો—જવાસાનું નસ્ય આપવું. ચિ. અ. ૪.

૨ દારૂ પીવાથી બેભાનિયત આવી ગઇ હોય તે ( मदात्यय )માં જવાસાના પંચાંગનો કવાથ પીવા આપવો.

**વક્તવ્ય—જવાસાનો** નૈસર્ગિક વર્ગ પલાશાદિ ( Leguminosæ ) છે જ્યારે **ધમાસા** ( Fagonia arabica ) નો નૈસર્ગિક વર્ગ ( Zygophylleæ ઓડા ગોખરૂનો વર્ગ ) છે. આ બન્ને વસ્તુઓ જુદી જુદી થવા છતાં ઘણા પ્રાચીન વખતથી બન્નેને એક જ માની લેવાની પ્રથા પડી ગયેલી જણાય છે. આનું કારણ બન્નેનો દેખાવ તેમજ ગુણ સરખા હોય છે તે હશે. નિઘંટુકારોએ, ટીકાકારોએ અને અમરકોષમાં પણ બન્નેને એક જ લેખવામાં આવ્યા છે. અમર-કોષમાં 'ધન્વયાસ'ના પર્યાયો તરિકે જ ધ્માસ, યવાસ વિગેરે ગણાવેલા છે. ડલ્હણે પણ ખાસ ઉલ્લેખ કર્યો જણાતો નથી. વૃંદટીકાકાર શ્રીકંઠે પણ દુરાલભા અને યાસને એક બીજાના પર્યાયો ગણાવ્યા છે. આટલું છતાં પણ કોઇ કોઇનું લક્ષ્ય બન્નેનું પાર્થક્ય બતાવવા તરફ ગયું છે ખરૂં. શારંગધરના ટીકાકાર દુરા-લભાને 'समुद्रान्ता, तस्याः अलाभे यवासकः ( ઉ. ૪. ૨૨ ) આમ વર્ણવે છે. ભાવમિશ્રે પણ બન્નેનું પાર્થક્ય બતાવ્યું છે. તેમણે ધમાસાના ગુણ પણ જવાસાના જેવા જ છે એમ સ્પષ્ટ કહેલું છે.

'यवासशर्करा' ને **ચરકે** 'कषायमधुरा शीता सतिक्ता यासशर्करा ।' અને **સુશ્રુત** यवासशर्करा मधुरकषाया तिक्तानुरसा श्लेष्महरी सरा च । ' આમ વર્ણવે છે. ડલ્હણ કહે છે કે "यवासक्राथघनीभावात् शर्करा कृता यवासशर्करा ।" અર્થાત્ કવાથની રસક્રિયાને ડલ્હણે 'યવાસશર્કરા' નામ આપેલું છે. 'યવાસશર્કરા' એટલે જે અત્યારે મુંબાઈના બજારમાં 'તુરંજબીન' નામથી વેચાય છે તે. આપણે અહિંઆં થતા જવાસામાંથી આ 'તુરંજબીન' હાથ નથી આવતું એમ ઘણાખરા અનુ-ભવીઓનું કહેવું છે, પણ તે કંદહાર અને હિરાતમાં એકઠો કરવામાં આવે છે. 'તુરંજબીન'નું બીજું નામ 'માના' છે. કંદહાર તરફ જવાસાના છોડ જ્યારે સૂકાય છે ત્યારે તેની ઉપર ગુંદર જેવા ચોંટેલા પદાર્થને લુગડામાં ખંખેરી લેવામાં આવે છે. આજ વસ્તુ 'માના' નામથી વેચાય છે.

**Actions and Uses**—Manna contains mannite and cane-sugar.

The plant is laxative, diuretic and expectorant. The manna or the extract is cholagogue aphrodisiac and demulcent, given in coughs. The fresh juice is diuretic and given in combination with aromatics in the suppression of urine; also used in opacities of the cornea and snuffed up the nose in migraine. A poultice of the plant or its fumigation is used in the cure of piles. The plant is smoked with black Dhatura, tobacco and bishops–weed seeds in asthma.

( R. N. Khory II p. 189.)

**ભાવાર્થ**— જવાસાનો આખો છોડ મૃદુરેચક, મૂત્રલ અને કફઘ્ન છે. યવાસશર્કરા અથવા માના ( તુરંજબીન ) યકૃત્‌માંથી પિત્તનો સ્રાવ વધારનાર, વાજીકરણ અને સ્નિગ્ધ છે. કફમાં તે અપાય છે. છોડનો તાજો રસ મૂત્રલ હોવાથી બીજા સુગંધી પદાર્થો સાથે મૂત્રકૃચ્છ્રમાં અપાય છે. એ રસ આંખના ડોળા ઉપર છારી (opacity of the cornea) આવી હોય તો તેના ઉપર પણ સારો છે. માથાના દુખાવામાં એ રસનાં ટીપાં નાકમાં નાખવાથી માથું ઉતરી જાય છે. આખા છોડની પોટીસ અથવા તો તેનો ધુમાડો મસામાં ધુમાડી લેવામાં કામ આવે છે. દમમાં છોડનું બારીક ચૂર્ણ કાળો ધંતુરો, તંબાકુ અને અજમાનાં બી સાથે બીડીમાં પીવાય છે. ( ખોરી. ભા. ૨. પા. ૧૮૯ )

**નવ્યમત**—આના કવાથમાં સ્વેદ લાવવાનો ગુણ છે. ( સર્જન બેરન. વૉટ ડીક્ષનેરીમાં ).

કોંકણ તરફ કાળો ધંતુરો, તંબાકુ અને અજમાનાં બીજ સાથે આ છોડનું ચૂર્ણ ચલમમાં પીવાય છે અને તેથી દમનો હુમલો મટે છે એમ મનાય છે. ( ડીમક ).

**ઉલ્લેખ**—વ. શા. પા. ૨૧૧; રૂ. નિ. પા. ૯; વનસ્પતિ ગુણાદર્શ પા. ૪૫૩; N. p. 81; Watt I p. 164; Indi. Medi. Plants p. 422.

---

## ૧૧૩ જેઠીમધ

### N. O. Leguminosæ.

**નામો**—यष्टिमधुक, मधुक, मधुयष्टिका, क्लीतक (સંસ્કૃત); જેઠીમધ (ગુજરાતી); મીઠીલકરી, મુલહટી ( હિંદી ); યષ્ટિમધુ ( બંગાલી ); જયેષ્ટિમધ ( મરાઠી ); Liquorice root–લીકોરીસ રૂટ ( અંગ્રેજી ); Glycyrrhiza glabra–ગ્લીસીરહાઇઝા ગ્લૅબ્રા ( લેટીન ).

यष्टी मध्विवास्याः यष्टीमधु ॥
क्ली क्लीबत्वं तकति इति क्लीतक ॥

गुणाः— मधुयष्टिः स्वादुरसा शीतपित्तविनाशनी ।
वृष्या शोषक्षयहरा विषच्छर्दिविनाशनी ॥
यष्टिकायुगलं स्वादु तृष्णापित्तास्रजित् समम् ॥

ध. नि.

मधुरं यष्टिमधुकं किञ्चित् तिक्तञ्च शीतलम् ।
चक्षुष्यं पित्तहृद्रुच्यं शोषतृष्णाव्रणापहम् ॥

" क्लीतनं " मधुरं रुच्यं बल्यं वृष्यं व्रणापहम् ।
शीतलं गुरु चक्षुष्यमस्रपित्तापहं परम् ॥

॥ रा नि. ॥

यष्टिर्हिमा गुरुः स्वाद्वी चक्षुष्या बलवर्णकृत् ।
सुस्निग्धा शुक्रला केश्या स्वर्या पित्तानिलास्रजित् ॥
व्रणशोथविषच्छर्दितृष्णाग्लानिक्षयापहा ।
शोषदाहारुचिघ्नी च कासानाशु विनाशयेत् ॥

भा. प्र.

चरक—

१ रसायनार्थम्–क्षीरेण यष्टीमधुकस्य चूर्णम् ॥ चि–अ–१

२ क्षतक्षीणे–कल्पोऽथ शुण्ठीमधुकयोस्तथा ॥ चि–अ–११

३ हृद्रोगे–यष्टयाह्विकातिक्तकरोहिणीभ्यां । कल्कं पिबेच्चापि सिताजलेन ॥ चि–अ–२६

४ गर्भे शुष्के शुष्यति बाले च–सिताकाश्मर्यमधुकैः हितमुत्थापने पयः ॥ चि–अ–२८

५ वातरक्ते–सिद्धं ( तैलं ) मधुककाश्मर्यरसैर्वा वातरक्तनुत् ॥ चि–अ–२९

सुश्रुत—

६ अर्धावभेदके–मधुकेनावपीडो वा मधुना सह संयुतः ॥ उ–अ–२६

७ पाण्डुरोगे–हितश्च यष्टिमधुकं कषायम् चूर्णं समं वा मधुनावलिह्यात् ॥ उ–अ–४४

८ अधोगे रक्तपित्ते–(१) यष्टिमधुकयुक्तश्च सक्षौद्रं वमनं हितम् ॥ उ–अ–४५. (२) पिबेदक्षसमं कल्कं यष्टीमधुकमेव वा ॥ उ–अ–४५.

चक्रदत्त—

९ रुधिरवमने–यष्टयाह्वचंदनोपेतं सम्यक् क्षीरप्रपेषितम् । तेनैवालोड्य पातव्यम् रुधिरच्छर्दिनाशनम् ।

१० सद्योव्रणे–सद्यः क्षतव्रणं वैद्यः सशूलं परिषेचयेत् यष्टीमधुककल्केन किंचिदुष्णेन सर्पिषा ॥

११ उदर्दे–भिषगत्रापि योजयेत् । सितां मधुकसंयुक्ताम्....॥

भावप्रकाश— १२ मूत्ररोधज उदावर्त्ते–....क्षीरं द्राक्षायष्टीमथाऽपि वा ।

१३ सर्वेषु शिरोरोगेषु–यष्टीमधुकमाषः स्यात् तुर्यांशं तु विषं भवेत् । तयोश्चूर्णं सुसूक्ष्मं स्यात् तच्चूर्णं सर्षपान्वितम् । नासिकाभ्यन्तरे न्यस्तं सर्वां शीर्षव्यथां हरेत् । दृष्टप्रयोगो योगोऽयमनुभाविभिरादृतः ॥

बंगसेन— १४ अपस्मारे–कुष्माण्डकफलोत्थेन रसेन परिपेषितम् । अपस्मारविनाशाय यष्ट्याह्वं स पिबेत् त्र्यहम् ॥

१५ पित्तजे कर्णरोगे–द्राक्षायष्टिशृतं क्षीरं शस्यते कर्णपूरणे ॥

१६ तिमिररोगे–मधुकामलकस्नानं पित्तघ्नं तिमिरापहम् ॥

१७ उपपक्ष्मनाम्नि नेत्ररोगे–याष्टिसिद्धं घृतं सेकात् सद्यो हरति वेदनाम् ॥

शोढल— १८ भल्लातकोत्थश्वयथुप्रतीकारे–यष्टीदुग्धतिलैर्लेपो नवनीतेन संयुतः । शोथमारुष्करं हन्ति....॥

१९ पैत्तिकस्वरभंगे–अश्नीयाद्वा ससर्पिष्कं यष्टिमधुकपायसम् ॥

२० वाजीकरणे–कर्षं मधुकचूर्णस्य घृतक्षौद्रसमन्वितम् । पयोनुपानं यो लिह्यान्नित्यवेगः स ना भवेत् ॥

२१ हिक्कायाम्–मधुकं मधुसंयुक्तं....हिक्काघ्नं नावनत्रयम् ॥

वैद्यमनोरमा— २२ धात्र्याः स्तन्यवृद्ध्यर्थम्–यष्टीमधुकसंयुक्तं गव्यं क्षीरं सशर्करम् । पीत्वा धात्री भवेद्भूरिस्तन्यपूर्णपयोधरा ॥

## વૈદ્યકમાં જેઠીમધનો ઉપયોગ.

ચરક— ૧ રસાયન તરિકે–જેઠીમધનું ચૂર્ણ દુધ સાથે પીવું. ચિ. ૧

૨ ક્ષતક્ષીણવાળાને–સુંઠ અને જેઠીમધનો પ્રયોગ સારો છે. ચિ. અ. ૧૬

૩ હૃદ્રોગમં–જેઠીમધ અને કડુનું ચૂર્ણ સાકર અને પાણી સાથે હંમેશાં લેવું. ચિ. અ. ૨૬

૪ ગર્ભ સુકાતો હોય કે બાળક સુકાતું જતું હોય તો –શીવણનાં ફુલ, જેઠીમધ અને સાકર દુધમાં ઉકાળીને એ દુધ બાળકને પીવડાવવું. ચિ. અ. ૨૯

૫ **વાતરક્તમાં** જેઠીમધ અને શીવણના રસમાં સિદ્ધ કરેલું તેલ વાતરક્તને મટાડનારૂં છે. ચિ. અ. ૨૯

સુશ્રુત— ૬ **આધાશીશીમાં**–જેઠીમધનો કવાથ કરવો. તેમાં થોડુંક મધ મીલાવીને નાકમાં ટીપાં નાખવાં. ઉ. અ. ૨૬

૭ **પાંડુરોગમાં**–હમેશાં જેઠીમધનો કવાથ કે ચૂર્ણ મધ સાથે લેવું. ઊ. અ. ૪૪

૮ **અધોગ રક્તપિત્તમાં** (૧) ઝાડા વાટે જેને લોહી પડતું હોય તેને જેઠીમધના કવાથમાં મધ નાખીને ઉલટી કરાવવી હિતકર છે. ઉ. અ. ૪૫. (૨) જેઠીમધનું ચૂર્ણ તોલો ૧ પાણી સાથે પીવું. ઉ. અ. ૪૫

ચક્રદત્ત— ૯ **ઉલટીમાં લોહી પડતું હોય તો**–જેઠીમધ અને ચંદનને બરાબર દુધમાં વાટીને તે દુધ પીવડાવવાથી ઉલટીમાં પડતું લોહી બંધ થાય છે.

૧૦ **તરતનો ઘા થયો હોય તેમાં**–તુરતના પડેલા ઘામાં–જેમાં વેદના થતી હોય એવામાં–જેઠીમધથી પકાવેલું ઘી ગરમાગરમ લગાવવું.

૧૧ **પેટના આફરામાં**–જેઠીમધનું ચૂર્ણ અને સાકર પાણી સાથે પીવડાવવું.

ભાવપ્રકાશ– ૧૨ **પેસાબ અટકવાથી આફરો થયો હોય તો**–દ્રાક્ષ અને જેઠીમધના ચૂર્ણથી દુધ પકાવીને તે પીવું.

૧૩ **દરેક જાતની માથાની વેદનામાં**–જેઠીમધનું સૂક્ષ્મ ચૂર્ણ જેટલું હોય તેનાથી ચોથા ભાગનો વછનાગ નાખી તે ચૂર્ણ માંથી એક સરસવ જેટલું ચૂર્ણ નાકમાં ફુંકી આપવું. આથી દરેક જાતની માથાના પીડાઓ મટે છે. અનુભવીઓનો આ પ્રયોગ છે.

બંગસેન– ૧૪ **ફેફરામાં**–જેઠીમધનું ચૂર્ણ ભુરાકોળાના રસ સાથે ત્રણ દિવસ પીવાથી ફેફરૂં મટે છે.

૧૫ **પિત્તથી થયેલા કાનના રોગમાં**–જેઠીમધ અને દ્રાક્ષથી પકાવેલું દુધ કાનમાં પૂરવાથી કાનના રોગો મટે છે.

૧૬ **આંખ પડતી હોય તેમાં**–આંબળાં અને જેઠીમધનો કવાથ આંખોએ છાંટવો તેમ જ પીવો.

૧૭ ઉપપક્ષ્મ નામના આંખના રોગમાં-જેઠીમધથી સિદ્ધ કરેલા ઘી વડે શેક કરવાથી વેદના તુરત જ મટે છે.

શોઢલ— ૧૮ ભીલામાં ઉડવાથી થએલા સોજામાં-જેઠીમધ, દુધ અને તલ-આ બધાંને ઝીણું બારીક વાટી, માખણમાં મેળવીને તે ચોપડવાથી ભીલામાંથી ઉઠેલો સોજો મટી જાય છે.

૧૯ પિત્તજન્ય સ્વરભંગમાં-જેઠીમધનો કવાથ ઘી નાખીને પીવો.

૨૦ વાજીકરણમાં-જેઠીમધનું ચૂર્ણ એક તોલો, મધ અને ઘીમાં ચાટીને ઉપરથી દુધ પીવું. નિત્ય વેગવાળો માણસ થઇ જશે.

૨૧ હેડકીમાં-જેઠીમધનું સૂક્ષ્મ ચૂર્ણ મધમાં મીલાવીને નાકમાં ટીપાં નાખવાથી હેડકી મટે છે.

વૈદ્યમનોરમા—૨૨ સ્ત્રીને ધાવણ વધારવા માટે-જેઠીમધનું ચૂર્ણ સાકર સાથે ખાઇને ઉપરથી ગાયનું દુધ પીવું. આથી ધાવણ ખૂબ વધશે.

**वक्तव्य**—આપણે અહીં ઘણી જગોએ જે જેઠીમધ થાય છે તે જેઠીમધ આ કરતાં જુદું છે. એનાં મૂળીઆં મીઠાં હોવાને લીધે લોકો એને જેઠીમધ માને છે. જે જેઠીમધ બજારમાં મળે છે તે આ જેઠીમધ ( Taverniera nummularia ) નથી. બજારમાં મળતાં જેઠીમધનાં લાકડાં ઇરાન, અરબસ્તાન, ચીન વિગેરે દેશોમાંથી હિંદમાં આવે છે. પંજાબ અને સિંધમાં પણ આ છોડ થાય છે ખરા. કહેવાય છે કે જેઠીમધનાં મૂળીઆંમાં ૧૦ વર્ષ સુધી ગુણ ટકી શકે છે.

પ્રાચીન કાળથી જેઠીમધ હિંદમાં બહોળે હાથે વપરાતું આવ્યું છે છતાં પણ આ છોડ અહિંઆં અત્યારે નથી જણાતા એ નવાઇ જેવું નથી શું ?

જેઠીમધની બે જાતો ચરક, સુશ્રુત વિગેરેમાં ગણાવી છે. आनूपं स्थलजं चैव द्विविधं क्लीतकं स्मृतम् ( चरक-सू. १ ). મધુયષ્ટી, આનૂપ મધુયષ્ટી અને સ્થલજ યષ્ટીમધુ તેમજ કલીતનકને ટીકાકારોએ પર્યાયો ગણાવવા જેટલી ભૂલ કરેલી છે. સ્વ. કવિરાજ વિરજાચરણ કહે છે—" મધુયષ્ટિ અવશ્ય સ્થલજ છે, તથાપિ સ્થલજ કલીતકના વિશેષ નામોલ્લેખથી આ સ્થળે યાદ રાખવું જોઈએ કે સ્થલ શબ્દનો અર્થ મરૂપ્રાય દેશ. તેવી રીતે આનૂપનો અર્થ જલબહુલ દેશ. અર્થાત્ મરૂપ્રાય પ્રદેશમાં થતું યષ્ટીમધુ ' સ્થલજ કલીતક ' અને જલબહુલ પ્રદેશોત્પન્ન યષ્ટીમધુ ' આનૂપ કલીતક. ' રાજનિઘંટુમાં क्लीतनक ના પર્યાયો

'मधुवल्ली, मधुरलता, मधुपर्णी, मधुरसा, अतिरसा અને शोषापहा' આપેલા છે. વળી ક્લીતનકને વધારે સ્વાદિષ્ટ ગણાવેલું છે. ઉપરાંત 'मधुरं यष्टिमधुकं किंचित् तिक्तं' અને 'क्लीतनं मधुरं रुच्यं' અર્થાત્ યષ્ટીમધુ મધુર અને સહેજ તિક્ત, અને ક્લીતનક મધુર અને રૂચ્ય. યુનાની વૈદકમાં પણ જેઠીમધની ત્રણ જાતો છેઃ– (૧) મિસરીય, (૨) આરબીય, (૩) તુરૂષ્કીય. આ ત્રણેમાં મિસરીય યષ્ટીમધુ ઉત્તમ, આરબીય મધ્યમ, અને તુરૂષ્કીય અધમ ગણાયલું છે. તુરૂષ્ક અને પારસીય યષ્ટીમધુ અલ્પ મધુર અને મિસરીય અને આરબીય યષ્ટીમધુ મધુરતર છે. આ ઉપરથી ચતુર વાંચનારને સમજાશે કે વૈદ્યોનું સ્થલજ કલીતક મરૂમય આરબ દેશોત્પન્ન, અને આનૂપકલીતક એ નદીમાતૃક મિસર દેશોત્પન્ન યષ્ટિમધુ. અત્યારે પારસ્ય, સિંધ, પંજાબ વિગેરેથી યષ્ટિમધુ હિંદમાં આવે છે, એ અધમ પ્રકારનું કહેવાય; તેને કલીતક ન કહેવું જોઇએ."

કંડૂઘ્ન, સ્નેહોપગ, વમનોપગ, આસ્થાપનોપગ, છર્દિઘ્ન, પુરીષવિરજનીય, મૂત્રવિરજનીય, દાહપ્રશમન અને શોણિતાસ્થાપન દશેમાનિમાં ચરકે યષ્ટિમધુનો ઉલ્લેખ કરેલો છે.

ઉલ્લેખ—વનસ્પતિ ગુણાદર્શ પા. ૪૬૯; રૂ. નિ. પા. ૬૫; Indig. Drugs. p. 141.

---

## ૧૧૪ પીઠવણ

### N. O. Leguminosæ.

**નામો**—पृश्निपर्णी, पृथक्पर्णी, सिंहपुच्छी, चित्रपर्णी, क्रोष्टुकपुच्छिका। कलशी, धावनि, क्रोष्टुविन्ना, गुहा, शृगालविन्ना (સંસ્કૃત); પીઠવન (ગુજરાતી); પીળો સમેરવો (કાઠીયાવાડ); પીટવન, રાનગાંજા (મરાઠી); પીઠવન, શંકરજટા (હિંદી); ચાકુલે (બંગાલી); કોલ્લાકુપન્ (તેલુગુ); Uraria picta-યુરેરીયા પીકટા (લેટીન).

**परिचय**— क्षुपा सशिंबा सत्पत्रा वर्षांते च भवेत्तु सा।
कटुस्वाद्वणुबीजा स्यात् लोके पीठवनी मता॥

। कैयदेवः।

**गुणाः**— पृश्निपर्णी रसे स्वादुः लघूष्णाऽस्त्रत्रिदोषजित्।
कासश्वासप्रशमनी ज्वरतृड्दाहनाशिनी॥

ध. नि.

पृश्निपर्णी कटूष्णाऽम्ला तिक्तातिसारकासजित्।
वातरोगज्वरोन्मादव्रणदाहविनाशिनी॥

रा. नि.

पृश्निपर्णी त्रिदोषघ्नी वृष्योष्णा मधुरा सरा ।
हन्ति दाहज्वरश्वासरक्तातिसारतृड्वमीः ॥

भा० प्र०

शालपर्णी पृश्निपर्णी ग्राहिणी कफपित्तजित् ॥

राजवल्लभः

पृश्निपर्णी संग्राहकवातहरदीपनीयवृष्याणाम् ॥

चरकः

चरक— १ रक्तार्शःसु–हन्त्याशु रक्तरोगं तथा बलापृश्निपर्णीभ्याम् ॥ चि–अ–९

२ कफमदात्ययस्य तृष्णायाम्–तृष्यते सलिलञ्चास्मै .... । बलायाः पृश्निपर्ण्या वा... श्रुतम् ॥ चि–अ–१२

सुश्रुत— ३ वातप्रबले वातरक्ते–अजाक्षीरञ्चार्द्धतैलं शृगालविन्नासिद्धं वा ॥ चि–अ–५

चक्रदत्त— ४ ऐकाहिकज्वरे–....पृश्निपर्णी त्वपामार्गस्तथा भृंगराजोऽष्टमः। एषामन्यतमं मूलं पुष्येणोद्धृत्य यत्नतः। रक्तसूत्रेण संवेष्ट्य बद्धमैकाहिकं जयेत् ॥

५ रक्तातिसारे–पयस्यर्द्धोदके छागे....। पेया रक्तातिसारघ्नी पृश्निपर्ण्या च साधिता ॥

६ नेत्ररोगे–ताम्रपात्रे गुहामूलं सिन्धूत्थमरिचान्वितम् । आरणालेन संघृष्टं अंजनं पिल्लनाशनम् ॥

भावप्रकाश— ७ अस्थिभग्ने–मूलं शृगालविन्नायाः पीत्वा मांसरसेन तु । चूर्णीकृत्य त्रिसप्ताहात् अस्थिभग्नमपोहति ॥

**વર્ણન**—પીઠવણના છોડવા ચોમાસામાં બહુ જોવામાં આવે છે. ૨ થી તે ૪ કે ૬ ફીટ ઉંચા થાય છે, અને કોઈવાર તેની નીચેની શાખાઓ જમીન ઉપર ફેલાઇ તેના છેડા ઉંચા થએલા જોવામાં આવે છે. એને ઘણું કરી લાંબાં સંયુક્ત પાન આવે છે; અને તેની ઉપરની સપાટી ઉપર વચમાં પીળાશ લેતા ભૂરા કે ફીકા ધોળા રંગના પટા હોય છે, જેથી પાન ચિત્ર જેવાં દેખાય છે. આ ઉપરથી આ છોડવાઓ તરત ઓળખાઇ આવે છે. પાન આંતરે આવેલાં હોય છે. તે ૬ થી ૧૦ કે ૧૫ ઇંચ લાંબાં અને ઘણું કરીને તેથી થોડાં ઓછાં

પહોળાં હોય છે. ડાંડીના નીચલા ભાગનાં પાન વખતે સાદાં હોય છે, પણ ઉપરના ભાગનાં પાન સંયુક્ત હોય છે. સંયુક્ત પાનની ડીંટડી સુતળી જેવી જાડી ને તે ઉપર ઉભી હાંસો અને સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. એ ડીંટડી ઉપર ૨ થી ૩ સામસામાં પાનની જોડી હોય છે. અને વખતે સારા મોટા છોડવામાં જોડીની આગળ એક પાન છેડે પણ આવેલું હોય છે. જાડીમાંનાં પાન ઘણું કરી ૩ થી ૬ કે ૮ ઇંચ લાંબાં અને ૦ાા થી ૧ ઇંચ જેટલાં પહોળાં હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ લાલાશ લેતો ને નીચેનીનો ફીકકો હોય છે. શાખાઓને છેડે પુલોની ચમરી લાંબી ડુંટી જેવી આવે છે તે ૦ાા થી ૧ કે વખતે ૧ાા ફુટ જેટલી લાંબી અને ૦ાા થી ૧ ઇંચિ પહોળી હોય છે. ફુલ ફીક્કાં કે ઘેરા જાંબુડા રંગનાં અને શીંગ ધોળાશ લેતા રંગની હોય છે. શીંગમાં ૩ થી ૬ સાંધા હોય છે. એના છોડવા નદીકાંઠે અને ડુંગરાઓમાં છુટા છવાયા ઉગે છે. અંગ્રેજીમાં picta વિશેષણ બરાબર 'ચિત્રપર્ણી' નો ખ્યાલ આપે છે.

દશમૂળ પૈકીની આ વનસ્પતિ છે. કેટલાક પૃશ્નિપર્ણીને ગોરખગાંજો (Aerua lanata. N. o. amarantaceæ) કહે છે પણ તે ભૂલ છે.

## વૈદ્યકમાં પીઠવણનો ઉપયોગ

**ચરક**— ૧ **દુઝતા હરસમાં**–બલા કે પીઠવણનો કવાથ પાવો. ચિ. ૯.

૨ **કફજન્ય મદાત્યયની તૃષ્ણામાં**–બલા અને પીઠવણનો કવાથ પીવા આપવો. ચિ. ૧૨

**સુશ્રુત**— ૩ **પ્રબલ વાતરક્તમાં**–પીઠવણનો રસ ૨ શેર, ૦ાા શેર તેલ અને ૧ શેર બકરીનું દુધ એ પ્રમાણે તેલ પકાવી લેવું. આ તેલ વાતરક્તને મટાડે છે. ચિ. ૫.

**ચક્રદત્ત**— ૪ **એકાંતરીયા તાવમાં**–પીઠવણનું મૂળ પુષ્યનક્ષત્રમાં સંભાળ-પૂર્વક ઉપાડી લાવી, તેના ઉપર નાડાં બાંધી હાથ ઉપર બાંધવું.

૫ **રક્તાતિસારમાં**–૧ શેર બકરીનું દુધ અને ૦ાા શેર પાણીમાં પીઠવણના મૂળનું ચૂર્ણ નાખીને રાબડી પકાવી લઇ તે આપવી.

૬ **આંખના રોગમાં**–પીઠવણનું મૂળ તાંબાના વાસણ ઉપર ઘસવું અને તેમાં રહેજ સિંધાલુણ અને મરી તેમજ કાંજી નાખવી. આ અંજન આંખમાં આંજવાથી આંખના રોગો મટે છે.

**ભાવપ્રકાશ**– ૭ **હાડકું ભાગ્યું હોય તો**–પીઠવણના મૂળનું ચૂર્ણ માંસના રસ સાથે ૨૧ દિવસ પીવાથી ભાગેલાં હાડકાં સંધાઇ જાય છે.

वक्तव्य—ચરકે શોથહર અને અંગમર્દપ્રશમન તેમજ સંધાનીય દશેમાનિમાં પૃશ્નિપર્ણીનો ઉલ્લેખ કરેલો છે. સુશ્રુતે વિદારીગંધાદિ તેમજ હરિદ્રાદિગણમાં પૃશ્નિપર્ણીનો ઉલ્લેખ કરેલો છે. સ્વ. કવિરાજ બિરજાચરણ ગુપ્ત, ડીમક અને ખોરી બન્ને પૃશ્નિપર્ણીને 'ચિત્રપર્ણી'—spotted leaf કહે છે તેથી ખીજવાઇને કહે છે કે પૃશ્નિપર્ણીનો અર્થ 'અલ્પપત્રા' છે અને 'ચિત્રપર્ણી' નથી. ભાનુજી દીક્ષિતે पृश्निः अल्पं पर्णमस्याः આવો અર્થ કર્યો છે; અને તેથી 'અલ્પપત્રા' વિશેષણ બરાબર લાગે છે. પણ બીજી બાજુ ધન્વંતરિનિઘંટુકાર પૃશ્નિપર્ણીને 'દીર્ઘપત્રા' અને 'વિપર્ણી' માને છે. ડલ્હણ પણ વિદારીગંધાદિગણના પાઠની ટીકામાં अन्ये (शृगालविन्नाम्) पृथक्पर्णीमेदं दीर्घपत्रं सिंहपुच्छमाहुः ॥ આમ કહે છે. ભાનુજી દીક્ષિતે ભલે पृश्निः નો અર્થ અલ્પ કર્યો હોય પણ તે ઉપરથી બીજાં નામો પીઠવણને બરાબર લાગુ પડતાં છે તેને દૂર મૂકીને પૃશ્નિપર્ણીની સંદિગ્ધતા અમો વધારવા માગતા નથી.

अथर्ववेदમાં પૃશ્નિપર્ણીના ગુણ—સ્તુતિ નીચે પ્રમાણે છે:—

शं नो देवी पृश्निपर्ण्यशं निर्ऋत्या अकः ।
उग्रा हि कण्वजंभनी तामभाक्षि सहस्वतीम् ॥
अ. २ । २५ । १ ॥

અર્થ—દેવી પૃશ્નિપર્ણી (દિવ્ય ગુણવાલી પૃશ્નિપર્ણી) અમારા સુખમાં વિરોધ નાખનારાઓને દુઃખ આપે છે. પૃશ્નિપર્ણી ઉગ્ર છે અને જીવાણુનો નાશ કરનારી છે. આ કારણથી મ્હેં એનું સેવન કર્યું છે.

આ મંત્રમાં कण्व શબ્દ રોગોત્પાદક કૃમિઓનો વાચક છે. આ રોગમાં (कण् आर्तस्वरे) આર્તસ્વરથી રોગી ચીડાયા કરે છે. આવી જાતનો આ અસહ્ય રોગ છે. પૃશ્નિપર્ણી તેનો નાશ કરે છે.

सहमानेयं प्रथमा पृश्निपर्ण्यजायत ।
तयाहं दुर्णाम्नां शिरो वृश्चामि शकुनेरिव ॥
अ. २ । २५ । २ ॥

અર્થ—આ પૃશ્નિપર્ણી ઔષધિ પહેલેથી જ બલવર્ધક થએલી છે. એના સેવનથી હું શકુનિપક્ષીની માફક દુષ્ટનામવાળા રોગોનાં શિર તોડું છું.

अरायमसृक्पावानं यश्च स्फातिं जिहीर्षति ।
गर्भादं कण्वं नाशय पृश्निपर्णि सहस्व च ॥
अ. २ । २५ । ३ ॥

અર્થ--હે પૃશ્નિપર્ણી ! શોભાને ઘટાડનાર, રક્તનો નાશ કરનાર અને મોટાઇને લઘુતા આપનાર તેમજ ગર્ભને ખાઈ જનાર રોગોના કૃમિઓને નષ્ટ કર અને અમારૂં બલ વધાર !

गेरिमेनाँ आ वेशय कण्वाञ् जीवितयोपनान् ।
तांस्त्वं देवि पृश्निपर्ण्यग्निरिवाऽनु दहन्निहि ॥

अ. २ । २५ । ४ ॥

અર્થ— આ જીવન-નાશક ( कण्वान ) રોગબીજોને પર્વત ઉપર મૂકી આવ ! હે દેવિ પૃશ્નિપર્ણી ! અગ્નિની માફક ત્યાં તું એમને બાળીને ખાખ કરી દે !

**Actions and uses**—Alterative, tonic, and astringent; given in fevers, catarrh of the air passages and in general debility. Rānganja ( Prisni Parni ) is used as an antidote to the poison of Phursa snake ( Echis Cardnata ).

R. N. Khory II p. 235.

ઉલ્લેખ---વ. શા. પા. ૨૧૫; રૂ. નિ. પા. ૪૮; N. p. 83; Watt VI part IV p. 212; Indi. Medi. Plants p. 423.

---

## ૧૧૫ સાલવણ.

### N. O. Ldguminosæ.

**નામો**—शालिपर्णी, स्थिरा, दीर्घमूला, विदारगिन्धा ( સંસ્કૃત ); સાલવણ ( ગુજરાત ); એકપાની પાંદડીયો ( પોરબંદર ); સાલવણ, સાલપરની, રાનભાલ ( મરાઠી ); સરીવન, સાલમન ( હિંદી ); Desmodium gangeticum —ડેસ્મોડીયમ્ ગેન્જેટીકમ્ ( લેટીન ).

**गुणाः**— शालिपर्णी रसे तिक्ता गुरूष्णा वातदोषजित् ।
विषमज्वरमेहघ्नी शोषतृष्णाविनाशिनी ॥

॥ रा. नि. ॥

शालिपर्णी गरच्छर्दिज्वरश्वासातिसारजित् ।
शोषदोषत्रयहरी बृंहण्युक्ता रसायनी ॥
तिक्ता विषहरी स्वादुः क्षतकासकृमिप्रणुत् ॥

॥ भा. प्र. ॥

शालिपर्णी रसे तिक्ता गुरूष्णा धातुवर्द्धका ।
रसायना स्वादु वृष्या विषमज्वरवातहा ॥
मेहार्शशोथसंतापज्वरश्वासविषप्रणुत् ।
त्रिदोषशोषच्छर्दिघ्नी क्षतकासातिसारहा ॥

॥ नि. र. ॥

विदारीगन्धा वृष्यसर्वदोषहराणाम् ॥ चरक. सू. २५

चरक— १ अतिसारे–शालपर्णी........ ।.... प्रयोजयेदन्नपाने विधिना मूपकाल्पितम् ॥ चि. १०—२९

सुश्रुत— २ अतिसारशूलशमनार्थम्–शूलार्दितो व्योषविदारीगन्धासिद्धेन दुग्धेन हिताय भोज्यः ॥ उ. ४०--१४५

वृन्द— ४ मूढगर्भे–परूषकशिफालेपः स्थिरामूलकृतोऽथवा । नाभिबस्तिभगाद्येषु मूढगर्भापकर्षणः ॥

( स्त्रीरोगाधिकारे )

शोढल— ४ अर्धावभेदके–शालिपर्ण्यम्भसा क्षिप्रं नस्यमर्धावभेदजित् ॥

( शिरोरोगाधिकारे )

**વર્ણન**—સાલવણના છોડવાઓ ચોમાસે ઘણા ઉગેલા જોવામાં આવે છે. તે ૧ થી ૨ કે વખતે ૩ થી ૫ ફીટ ઉંચા વધેલા હોય છે. તેની શાખાઓ લાંબી પ્રસરાતી કે વખતે જમીન ઉપર લાંબી ઢળેલી હોય છે. પાન આંતરે આવેલાં, તળીએ ડાટડી પાસે ગોળાઈ લેતાં અને મથાળે સાંકડાં થતાં લાંબાં હોય છે. પાનની ઉપરની સપાટી ઘણું કરી લીસી, લીલા રંગની અને નીચેની ફીક્કા લીલા રંગની અને વિશેષ વાળની રૂંવાંટી વાળી હોય છે. પાનની ડીંટડીના થડમાં બે ઉપપાન આવેલાં હોય છે. પાન ૨ થી ૩ કે ૬ ઈંચ લાંબાં અને ૧॥ થી ૨ કે ૩ ઈંચિ પહોળાં હોય છે. શ્રાવણ માસમાં એમાં સૂક્ષ્મ ફીક્કા ઘેરા કે જાંબુડા વા ગુલાબી રંગનાં ફુલો આવે છે. ભાદરવા આસોમાં શીંગો-ચપટી, પાતળી અને એક બાજુ આડા કાપાઓવાળી–બેસે છે. એનાં મૂળ ઘણાં ઉંડાં ગયેલાં હોય છે.

રસ્તાની બાજુએ, ખેતરોના શેઢા ઉપર, પાણીના ધોરીઆ પાસે, નદી નાળાંના કાંઠા ઉપર સાલવણ ઉગે છે.

### વૈદ્યકમાં સાલવણનો ઉપયોગ

ચરક— ૧ અતિસારમાં—ખાનપાનમાં સાલવણના મૂળનો વિવિધ રીતે ઉપયોગ કરવો હિતાવહ છે. ચિ. ૧૯.

સુશ્રુત— ૨ ઝાડા થયા હોય અને પેટમાં ચુંક આવતી હોય તો– સાલવણનાં મૂળ અને ત્રિકટુને દુધમાં ઉકાળી લઈ તે દુધ પી જવું. હિત ખોરાક ખાવો. ઉ. ૪૦–૧૪૫.

વૃંદ— ૩ મૂઢગર્ભમાં (બચ્ચું આડું આવે છે તે)—સાલવણના મૂળનો લેપ નાભિ, બસ્તિ અને ભગ ઉપર કરવાથી મૂઢ-ગર્ભનો ભય રહેતો નથી.

શોઢલ— ૪ આધાશીશીમાં—સાલવણના કવાથનું નસ્ય આપવાથી આધાશીશી મટે છે.

**वक्तव्य—ચરકે** शालिपर्णीને સ્નેહોપગ અને શોથહર દશેમાનિમાં, स्थिराને બલ્ય અને વયઃસ્થાપન દશેમાનિમાં, અને विदारीगंधाને અંગમર્દપ્રશમન દશેમાનિમાં ગણાવેલાં છે. શાલીપર્ણીના સ્વતંત્ર ઉપયોગો બહુજ ઓછા જોવામાં આવે છે. મધુર સ્કંધમાં અને વિરેચનોપગ તરિકે તેનો ઉલ્લેખ છે (વિ ૮–૧૫૮). મૂલ આસવના લીસ્ટમાં પણ તે છે.રસાયની હોવા છતાં રસાયનના પ્રયોગોમાં સ્વતંત્ર ઉલ્લેખ તો એકેય જડતો નથી. અલબત્ત રાજયક્ષ્મામાં ( ચિ. ૮–૧૧૨ –૧૧૬ ), ક્ષતક્ષીણમાં ( ચિ. ૧૬–૪૧ ), રસાયનપાદમાં ( ચિ. ૧–૭૪–૫૫–૧૬૭–૩૯ ) તે બીજા સાથે વપરાયલી છે ખરી. અર્શના સુનિષણ્ણક ઘૃતમાં ઉલ્લેખ છે. જ્વરમાં બે ત્રણ જગોએ ઉલ્લેખ છે. વાતરક્તમાં, કાસમાં વિગેરેમાં વપરાયલી નજરે પડે છે.

સુશ્રુતે વિદારીગંધાદિ ગણમાં અને હ્રસ્વપંચમૂલમાં શાલિપર્ણી ગણાવી છે. ઉદરમાં सुरंगीशालिपर्णीश्यामापुनर्नवाकल्कं वा । ( ચિ. ૧૪–૧૦ ) આવો પ્રયોગ છે. મહાવાતવ્યાધિમાં ‘ शालपर्णी पृश्निपर्णी बृहत्यौ वा क्षीरविष्टाःतर्पणमिश्राः’ (ચિ. ૫–૧૦ ) આવો પ્રયોગ છે. ચરકની માફક અતિસારમાં સુશ્રુને શાલિપર્ણી ઉપયોગી જાહેર કરેલી છે एष आहारसंयोगे हितः सर्वातिसारिणाम् ॥ વાતાભિષ્યન્દમાં नस्यादिषु स्थिराक्षीरमधुरैः तैलमिष्यते ( ઉ. ૯–૧૧ )–આવો પ્રયોગ છે. વિષના અધ્યાયોમાં પણ શાલિપર્ણી ઠીક નજરે ચઢે છે. ( જુઓ क. ૨–૪૮, क. ૭–૨૬, क. ૮–૧૦૬–૫૨ ).

અમરકોષમાં ‘ अंशुमती ’ નામ શાલિપર્ણીનું આપેલું છે. કવિરાજ બિનોદલાલ સેનનાં ‘ आयुर्वेदविज्ञानम् ’ ભા. ૧ પાનું. ૪૩૩ ઉપર શાલિપર્ણીનું ચિત્ર આપેલું છે.

આની ઘણી જાતો વનસ્પતિવેત્તાઓએ નોંધેલી છે.

ઉલ્લેખ—વ. શા. પા. ૨૨૧. ફ. નિ. પા. ૩૮; N. p. 85; Watt III p. 82; Indi. Medi. Plants p. 428.

## ૧૧૬ ચણોઠી.

### N. O. Leguminosæ.

**નામો**—गुंजा, उच्चटा, काकणन्तिका, भिल्लभूषणा, अंगारवल्लरी ( સંસ્કૃત ); ચણોઠી ( ગુજરાતી ); ગુંજ, ચાનોટી (મરાઠી); ઘુંઘચી, રતી, ચીરમીટી, ગુંજા ( હિંદી ); કુંચ્ ( બંગાલી ); ચશ્મેખરૂસ્ ( ફારસી ); Bead tree–બીડ ટ્રી ( અંગ્રેજી ); Abrus precatorius–એબ્રસ્ પ્રીકેટોરીયસ્ ( લેટીન ).

**परिचयः—** गुंजावल्ली तु मधुरा चिंचापत्री सशिंबिका ।
बीजं कृष्णारुणं तस्याः जायते सर्वभूमिषु ॥

॥ शिवदत्त ॥

**गुणाः—** गुंजा रूक्षा तथा तिक्ता वीर्योष्णा च प्रकीर्तिता ।
विषवैषम्यजंतुघ्नी रोगग्रामभयापहा ॥

॥ ध. नि. ॥

गुंजाद्वयश्च शीतोष्णं, बीजं वान्तिकरं, शिफा ।
शूलघ्नी विषहृत् पत्रं वश्ये श्वेता, प्रशस्यते ॥

॥ ध. नि-रा. नि. ॥

गुंजाद्वयन्तु केश्यं स्यात् वातपित्तज्वरापहम् ।
मुखशोषभ्रमश्वासतृष्णामदविनाशनम् ॥

नेत्रामयहरं वृष्यं बल्यं कडूं व्रणं हरेत् ।
कृमीन्द्रलुप्तकुष्ठानि रक्ता च धवलापि च ॥

॥ भा. प्र. ॥

**सुश्रुत—** १ इंद्रलुप्ते–प्रच्छायित्वावगाढं वा गुंजाफलैर्मुहुर्मुहुः । लेपयेदुपशान्त्यर्थम्........॥ चि. अ. २०

२ पूतनाग्रहप्रतिषेधार्थम्–....गुञ्जाश्च धारयेत् .... ॥ उ. १२

**चक्रदत्त—** ३ कर्णपालीविवर्धनार्थम्–गुजाचूर्णयुते जाते माहिषे क्षीरे उद्धृतम् । नवनीतं तदभ्यंगात् कर्णपालीविवर्द्धनम् ॥

( कर्णरोगाचि० )

**भावप्रकाश—** ४ दारुणके–गुंजाफलैः शृतं तैलं भृंगराजरसेन च । कण्डूदारुणहृत् कुष्ठकपालव्याधिनाशनम् ॥

बंगसेन— ५ गण्डमालायाम्–गुंजाफलमूलैस्तैलं तोये द्विगुणे पचेत् । नस्याभ्यङ्गेन शमयेत् गण्डमालां सुदारुणाम् ॥

६ गृध्रस्याम्—द्वित्रिस्थानेषु गृध्रस्यां शिरा प्रच्छन्नवेधिता । गुंजाकल्केन लिप्ता च सद्यस्त्यजति वेदनाम् ॥

हारीत— ७ पित्तविसर्पे–पित्तविसर्पे वा गुंजापत्रैस्तु लेपनम् ॥

शोढल— ८ कुष्ठे–अपगततुषगुंजाचूर्णहैयंगवीन-
प्रमुदितमुपशान्ति कुष्ठिनो याति कुष्ठम् ।
यदि तु भवति लिप्तं सर्वतस्ताम्रपात्रे
गृहीतमथितकिट्टैस्तन्न भूयो भवेत्तु ॥

९ तिमिरे–गुंजामूलं बस्तमूत्रेण पिष्टम्……. । आन्ध्यं सद्यस्तैमिरं हन्ति पुंसामत्युद्गाढं नेत्रयोः अंजनेन ॥

१० सर्वस्मिन् शिरोरोगे–सर्वस्मिन् वा शिरोरोगे गुञ्जामूलस्य नावनम् ॥

११ कृमिदंतके–गुंजावराहकर्ण्योः अन्यतरस्याः समुद्धृतं मूलम् । दन्तैश्चर्वितमार्ति दशनघुणोत्थां निवारयति ॥

वैद्यजीवन— १२ वाजीकरणे–भुक्त्वोच्चटां क्षीरयुतां विलासी भुंक्ते शतं सुंदरि सुंदरीणाम् । त्वं तावदेकाकी मया तु साद्य भुक्ता रतौ पश्य कुतूहलं मे ॥

## વૈદ્યકમાં ચણોઠીનો ઉપયોગ

સુશ્રુત— ૧ **માથા ઉપરની ટાલમાં**–વારંવાર ચણોઠીનું ચૂર્ણ ચોપડયા કરવું. ચિ. અ. ૨૦.

૨ **પૂતનાગ્રહપ્રતિષેધ માટે**–ચણોઠી ગળામાં બાંધી રાખવી. ઉ. અ. ૨૨

ચક્રદત્ત— ૩ **કાનની પાલી વધારવા માટે**–ભેંસના દુધમાં ચણોઠીનું બારીક ચૂર્ણ નાખવું. એ દુધમાંથી માખણ કાઢી લેવું. એ માખણ કાનની પાલી ઉપર ચોપડવાથી પાલી વધે છે.

ભાવપ્રકાશ—૪ ઉંદરીમાં–ભાંગરાના રસમાં ચણોઠીનું ફળચૂર્ણ નાખીને તેલ પકાવી લેવું. તે ચોપડવાથી ઉંદરી, ખસ, ખુજલી વિગેરે નાશ પામે છે.

બંગસેન— ૫ ગંડમાળામાં–૨ શેર ચણોઠીના ફળ અને મૂળના ઉકાળામાં ૧ શેર તેલ પકાવી લેવું. આ તેલ નસ્ય, અભ્યંગ વિગેરેમાં યોજવાથી ગમે તેવી દારૂણ ગંડમાળા થઈ હોય તે પણ મટે છે.

૬ ગૃધ્રસીમાં–બરાબર ગૃધ્રસીવાળી નસ–Sciatic nerve–પકડીને બે ત્રણ ઠેકાણે ફસ ખોલવી. પછીથી ચણોઠીના કલ્કથી ત્યાં લેપ કરવો. વેદના મટી જાય છે.

હારીત— ૭ પિત્તના રતવામાં–ચણોઠીના પાનનો રસ પિત્તના રતવા ઉપર ચોપડવો.

શોઢલ— ૮ કુષ્ઠમાં–ચણોઠીનાં છોડાં કાઢી નાખવાં અને પછી તેનું બારીક ચૂર્ણ કરવું. આ ચૂર્ણ ઘીમાં કાલવીને કુષ્ઠ ઉપર ચોપડવું અથવા આ ચૂર્ણ અને ઘીને એક કરીને તાંબાના વાસણ ઉપર ચોપડી દેવું, અને બીજે દિવસે તાંબાના વાસણ ઉપરથી તે બધું લઈ લેવું અને ચોપડવું. કુષ્ઠ મટી જાય છે.

૯ અંધાપામાં–બકરીના મૂત્રમાં ચણોઠીનું મૂળ ઘસીને આંખમાં આંજ્યા કરવાથી અંધાપો મટે છે.

૧૦ દરેક જાતના માથાના રોગોમાં–ચણોઠીના મૂળનો રસ કાઢીને નસ્ય આપવાથી સર્વ પ્રકારના શિરોરોગ મટે છે.

૧૧ કૃમિદંતક નામના દાંતના રોગમાં–ચણોઠીનું મૂળ લીલું લાવીને દાતણ તરિકે વાપરવું. દાંતના મૂળમાં રહેલા કૃમિ મરી જશે.

વૈદ્યજીવન—૧૨ વાજીકરણમાં–ચણોઠીને દુધમાં બાફી નાખવી. ઉપરનાં છોડાં ઉખાડી નાખવાં. આ પછી એનું ચૂર્ણ કરવું. આ ચૂર્ણ હમેશાં સવાર સાંજ દુધ સાથે લેવાથી માણસ ૧૦૦ સ્ત્રીઓ સાથે સંભોગ કરી શકવા જેટલી ઉત્તેજના મેળવે છે.

**વક્તવ્ય**—સુશ્રુતે મૂલવિષની ગણતરી વખતે ગુંજા ગણાવી છે ( क. अ. २ ). ચરકે સ્થાવરવિષવર્ગમાં ( चि. अ. २५ ) ગુંજાનો ઉલ્લેખ નથી કરેલો. ચરકમાં 'ગુંજા' શબ્દ ફક્ત કુષ્ઠના અધ્યાયમાં "કનકક્ષીરતેલ"

ના પાઠમાં જ વપરાયલો જણાય છે. સુશ્રુત, વાગ્ભટ અને પછીના બીજા લેખકોએ ઉચ્ચટાને વાજીકરણ માટે પ્રખ્યાત કરી છે તેનું મૂળ ચરકમાં છે એ યાદ રાખવા જેવું છે. સિદ્ધિસ્થાનના ૧૨ મા અધ્યાયમાં બલજનન બસ્તિઓ વર્ણવેલી છે તેમાં "उच्चटकेक्षुरकात्मगुप्ताशृतक्षीरप्रातिभोजनानुपानात्स्त्रीशतगामिनं नरं कुर्युः ॥ ( શ્લો. ૪૭ )."–એમ લખ્યું છે. ગુંજા કાંજીમાં શુદ્ધ થાય છે. દુધમાં પકાવીને ઉપરનાં લાલ અથવા સફેદ કે કાળા રંગનાં છોડાં કાઢી નાખવાથી પણ ગુંજા શુદ્ધ થાય છે. ઘણા પાકોમાં ચણોઠી નાખવામાં આવે છે. ગુંજાના વિષનો પ્રતીકાર "मेघनादरसो ग्राह्य शर्करायुक्तपानतः । उच्चटायाः विकारस्य शान्तिः स्यात्–" આધુનિક વનસ્પતિતત્ત્વવેત્તાઓ કહે છે કે ચણોઠી ખાવાથી ઝેરની અસર નથી થતી પણ ઘામાં ચણોઠીનું ચૂર્ણ ભર્યાથી તે લોહી સાથે મળી જઇને ઝેરી અસર ઉત્પન્ન કરે છે. ચામડીઆ લોકો આવી રીતે ઘણીયે ગાયોને પોતાના સ્વાર્થ માટે મારી નાખે છે. જો આ બીના સત્ય હોય તો પછી ફસ ખોલીને ગુંજા ચૂર્ણનો લેપ કરવાનું બંગસેને ગૃધ્રસીમાં કેમ કહ્યું હશે? ગમે તેમ હો: જ્યાં સુધી ચોક્કસ માહિતી ન મળે ત્યાં સુધી વ્રણમાં અને ક્ષતમાં જ્યાં આગળ ગુંજાનો ઉલ્લેખ હોય ત્યાં આગળ ગુંજાપત્ર વાપરવાં હિતકર છે. વનૌષધિ–દર્પણમાં જણાવેલું છે કે 'પંજાબના હોશિઆરપુર જીલ્લામાં ગુંજામૂલ ગર્ભપાત માટે વપરાય છે.' અશુદ્ધ ગુંજાફલનું સેવન કરવાથી અતિશય ઝાડા ઉલટી થાય છે. ઘણા લોકો ચણોઠીના મૂળને જેઠીમધનાં મૂળીયાંની જગાએ વાપરે છે. બન્નેનો સ્વાદ મધુર હોય છે, છતાં તેમાં પણ ઝેરી અસર છે એ નહિ ભૂલવું જોઇએ. 'ગુંજાભદ્રરસ 'ની બનાવટ પ્રસિદ્ધ છે.

**Actions and Uses**--The seeds are harmless when eaten, but poisonous when a paste of them is applied to open wounds. Applied to the eyes they set up inflammation, œdima of the lids and ulceration of the cornea'. The face and neck becomes swollen and the maxillary glands enlarged. Internally the seeds are demulcent, expectorant like liquorice; used in cough and gonorrhœa. The fresh leaves are chewed with cubebs and sugar to relieve hoarseness of voice as in sore–throat and aphthæ in the mouth. In spermatorrhœa with bloody discharges, the white Abrus leaves and henna leaves triturated with the powder of the root of holostemma rheedii with cumin seeds and sugar are given internally. With chitrak–mula the paste of the leaves is applied in skin diseases as leucoderma, and also recommended as a leucoderma-cure for baldness over the scalp. The infusion of the seeds should

be used fresh, as in a short time it decomposes and swarms with bacteria. Boric acid may be added to prevent decomposition. It is used as an application for the eyes for the cure of pannus and old granular lids. Its use should be followed by weak solution of alum or Borax. When applied to the inner surface it produces artificial purulent opthalmia, varying in intensity with the frequency of the applications. It is also used for the cure of lupus and unhealthy ulcers. The paste of the seeds ( 1 in 4 ) is used as a rubefacient in sciatica, stiff shoulders and paralysis. The dried roots are made use of in the same manner as liquorice root.

( R. N. Khory II p. 181 )

**ભાવાર્થ**—બીજ ખાવામાં એટલાં ઝેરી નથી જેટલાં ઘા ઉપર ચોપડવામાં ઝેરી છે. આંખ ઉપર બાંધવાથી આંખ ફુલી જાય છે, પોપચાં સખત થઈ જાય છે અને કૃષ્ણમંડળમાં ક્ષત પડે છે. ચહેરો અને ગરદન સૂજી જાય છે અને ગળાની ગાંઠો પણ ફુલી ઉઠે છે. બીજ ખાવામાં જેઠીમધ જેવાં કફઘ્ન છે અને કફ અને પરમીયામાં વપરાય છે. લીલાં પાન ચણકબાબ સાથે ચાવવાથી બેસી ગયેલો ઘાંટો ખુલે છે તેમ જ થુલીયું થયું હોય તો તે પણ નરમ પડી જાય છે. વીર્યસ્રાવમાં, પેસાબમં, લોહી પડતું હોય તેમાં સફેદ ચણોઠીનાં પાન ડોડીના મૂળના ચૂર્ણ સાથે જીરૂં અને સાકર મેળવી ખાવાથી ફાયદો થાય છે. ચિત્રાનાં મૂળ સાથે પાનની લુગદી ચામડીના રોગોમાં લગાવવામાં આવે છે. આથી ટાલ મટે છે એમ પણ મનાય છે. ચણોઠીનાં બીજનો કવાથ તાજો જ વાપરવો જોઇએ; કારણકે ઘણા જ ટુંક વખતમાં તે બગડી જાય છે અને તેમાં જંતુ પડી જાય છે. બગડી ન જાય એટલા માટે બોરીક ઍસીડ નાખવો સારો છે. ફુલ ( Pannus ) માટે તે આંખ ઉપર વપરાય છે. આ દવા વાપર્યા પછીથી તુરત જ ફટકડી કે બોરીક લોશનનાં ટીપાં નાખવાં જોઈએ. આંખમાં દવા લગાડવાથી એકદમ આંખ પીયાથી ભરાઈ જાય છે અને દુઃખવા આવે છે. ગૃધ્રસીમાં બીજનો લેપ લગાવવામાં આવે છે. ચણોઠીનાં સૂકાં મૂળીઆંનો જેઠીમધ જેવો જ ઉપયોગ થાય છે.

ખોરી. ભા. ૨. પા. ૧૮૧.

**નવ્યમત**—મૂળનો પ્રવાહી કવાથ જક્કી ખાંસીમાં ઘણો જ સરસ છે.

( સ્વ. કનૈયાલાલ દે. ).

બીજ રેચક તરિકે વપરાય છે, પણ મોટી માત્રામાં તે તીક્ષ્ણ ઝેર છે.

તેના સેવનથી કૉલેરા જેવાં બધાં ચિન્હો થઇ આવે છે. આ ઝેર બીજ ઉપરની લાલ છાલમાં રહેલું છે એમ મનાય છે.

( સરજન મેજર–જયકર ).

બીજ દુધમાં ઉકાળીને લેવાથી બહુ તાકાત આપનાર છે. ( બૅરન ).

સ્ત્રીઓ આનાં બીજ ગળે છે અને તેનાથી ગર્ભ રહેતો અટકે છે. આ માટે સ્ત્રીઓ હમેશાં ૪ થી ૬ બીજ ગળે છે. આર્તવ પછીના ૧૦–૧૨ દિવસો સુધી આ પ્રમાણે સવાર સાંજ બીજ ગળે છે. આવી રીતે ગર્ભધારણ માટે નાલાયક થયેલી એક બાઇનો કેસ મ્હેં જોયેલો છે. ( મુઇદ્દીન શરીફ ).

શરદીને લીધે દુઃખતા માથામાં બીજનું સૂક્ષ્મ ચૂર્ણ સુંઘવાથી સારો આરામ થાય છે. ( મી. મુકરજી ).

રાઇના ગરમાગરમ તેલમાં ચણોઠીનાં પાન બોળીને સંધિવાના દુખાવા ઉપર બાંધવાથી ઘણો સારો ફાયદો થાય છે. ( સર્જન મેજર વીલ્સન )

પાનનો તાજો રસ તલના તેલમાં મેળવીને લગાવવાથી બહારનો દુખાવો મટી જાય છે. ( સર્જન. મેજર. બી. ગુપ્ત ).

Indian Medicinal Plants p. 432.

ઉલ્લેખ—વ. શા. પા. ૨૨૬; રૂ. નિ. પા. ૩૧૬; N. p. 86; Watt I p. 10; Indi, Medi. Plants p. 430.

---

## ૧૧૭ કૌચાં

### N. O. Leguninosæ.

**નામો**—कपिकच्छू, आत्मगुप्ता, दुःस्पर्शा, कंडूरा, मर्कटी, शूकशिम्बि, वानरी, दुरभिग्रहा ( સંસ્કૃત ); કવચ, કૌચાં ( ગુજરાતી ); કુહિલી, કુયેલી ( મરાઠી ); કીવાછ, કોંચ ( મરાઠી ); Cow-hedge plant—કાઉ હેજ પ્લેન્ટ ( અંગ્રેજી ); Mucuna pruriens—મ્યુકયુના પ્રુરિયેન્સ ( લેટીન ).

**ગુણાઃ—** कपिकच्छुः स्वादुतिक्ता वातपित्तकफास्त्रजित् ।
शीतलं बृंहणं वृष्यं माषतुल्यं च तत्फलम् ॥
कपिकच्छुफलं वृष्यं शीतं स्वादुरसं गुरु ।
रक्तपित्तानिलहरं दुष्टव्रणविशोधनम् ॥

( कश्चित् )

कपिकच्छुर्भृशं वृष्या मधुरा बृंहणी गुरुः ।
तिक्ता वातहरी बल्या कफपित्तास्रनाशिनी ॥
तद्बीजं वातशमनं स्मृतं वाजीकरं परम् ॥

॥ भा. प्र. ॥

कपिकच्छुः स्मृता वृष्या गुरुः स्याद्वातपित्तहृत् ।
तस्याः फलं बलश्लेष्मस्तन्यशुक्रकरं परम् ॥
पित्तलं चातियोगात्तन्मदविभ्रमकारकम् ॥

॥ शोढलः ॥

कपिकच्छू रसे स्वादुस्तिक्ता शीतानिलापहा ।
वृष्या पित्तास्रहन्त्री च दुष्टव्रणविनाशिनी ॥

॥ ध. नि; रा. नि. ॥

काकाण्डोलात्मगुप्तानां माषवत्फलमादिशेत् ॥

चरकः सूत्रस्थान अ. २७-३२

सुश्रुत— १ अतिसारे-१ कच्छुरामूलकल्कं वा उदुम्बरफलोपमम् । ........
पक्वातिसारं योगोऽयं जयेत्पीतः सशोणितम् ॥ उ ४०-७४
२. भोजने च हितं क्षीरं कच्छूरामूलसाधितम् ॥

२ वाजीकरणार्थम्-क्षीरपक्वांस्तु गोधूमानात्मगुप्ताफलैः सह ।
शीतान् घृतयुतान् खादेत्ततः पश्चात्पिबेत्पयः ॥ चि. २६-३०

वाग्भट— ३ रक्तपित्ते-शूकशिम्बिभवं धान्यं रक्ते शाकञ्च शस्यते ॥
चि. अ. १

चक्रदत्त— ४ वातव्याधौ-....तथात्मगुप्तास्वरसं पिबेद्वा............मासादसौ
वज्रसमानबाहुः ॥ ( वातव्याधिचि०. )

भावप्रकाश— ५ योनिसंकीर्णीकरणे--कपिकच्छूभवं मूलं क्वाथयेद्विधिना भिषक् ।
योनिः संकीर्णतां याति क्वाथेनानेन धावयेत् ॥

**વર્ણન**—કવચના વેલા ચોમાસે ઘણા જોવામાં આવે છે. કેટલીક વખત બારે માસ પણ જોવામાં આવે છે. વાડા ઉપર તે ચઢેલા હોય છે. એમાંથી લાંબી શાખાઓ નીકળીને ચોતરફ ફેલાય છે. શાખાઓ ઉપર ધોળા ભુરા વાળની રૂછાળ હોય છે. એમાં ત્રણ ત્રણ પાન વાલોળની પેઠે આવે છે. પાનની નીચલી સપાટી ઉપર ધોળા ચળકતા વાળની ઘાટી રૂવાંટી હોય છે; ઉપરની

સપાટીનો રંગ લીલો કે ઘેરો લીલો હોય છે. ફુલ જાંબુડા રંગનાં હોય છે. શીંગ ૨ થી ૩ ઇંચ લાંબી, અંગ્રેજી S અક્ષરના આકારની હોય છે. તેને હાથ લગાડતાં હાથમાં ખંજવાળ અને દાહ ચાલુ થાય છે. એને ઢેડની માતા કહેવામાં આવે છે અને એના માટે વિધવિધ દંત કથાઓ પ્રચલિત છે.

### વૈદ્યકમાં કૌચાંનો ઉપયોગ—

સુશ્રુત— ૧ **અતિસારમાં**–૧. કવચના મૂલનું ચૂર્ણ તાં. ૧ પાણી સાથે પી જવાથી પક્વાતિસાર અને રક્તાતિસાર પણ મટે છે. ઉ. ૪૦–૭૪

૨. કવચનાં મૂળથી પકાવેલું દૂધ અતિસારવાળાને હિતકર છે. ઉ. ૪૦–૧૧૦

૨ **વાજીકરણ માટે**–દુધની અંદર કૌચાં સાથે ઘઉં પકાવવા. દુધપાક જેટલું ઘટ્ટ થાય એટલે ઠંડુ પાડી, ઘી નાખીને તે જમવું. ઉપરથી દુધ પીવું. ચિ. ૨૬–૩૦.

વાગ્ભટ— ૩ **રક્તપિત્તમાં**–રક્તપિત્તમાં કુવચની શીંગોનું શાક હિતકર છે. ચિ. અ. ૨.

ચક્રદત્ત— ૪ **વાતવ્યાધિમાં**–કૌચાંનો રસ પીવાથી એક મહિનામાં ગમે તેવો વાયુ હઠી જઈને ( અવબાહુકનો ) હાથ વજ્ર જેવો બલવાન્ બની જાય છે.

ભાવપ્રકાશ— ૫ **યોનિનો સંકોચ કરવા માટે**–કવચના મૂળનો કવાથ કરવો ( વિધિ પ્રમાણે ). આ કવાથમાં રૂનું પોતું બોળીને તે યોનિમાં રાખવાથી યોનિનો સંકોચ થાય છે.

**वक्तव्य**—સ્વ. **કુતોભટ્ટ** કવચ સાથે લઘુકવચનો નામોલ્લેખ કરે છે. आत्मगुप्ता અને काकाण्डोला વચ્ચે ઘણા જુના સમયથી ભેદ દેખાતો આવ્યો છે. એ બે વચ્ચે ભેદ ન હોય તો " काकाण्डोलात्मगुप्तानां माषवत्फलमादिशेत् । " એમ લખવાનું પ્રયોજન જ શું હોત ? माषैःसमानफल**मात्मगुप्त**मुक्तं च **काकाण्डफलं** तथैव ( સુશ્રુત સૂ. ૪૬–૩૬ ) ભેદ સ્પષ્ટ થાય છે. છતાંયે काकाण्डफल, काकाण्डोला વિગેરેનો અર્થ તો કૌચાં જ થાય છે અને કરવામાં પણ આવ્યો છે. काकाण्डफल માટે ડલ્હણ નીચે પ્રમાણે ઓળખાણ આપે છેઃ–काकण्डफलं अश्वकः कपिकच्छुसदृशशिम्बः काकाण्डः ' शूकरशिंबी ' इति लोके । " ચરક સૂત્રસ્થાન અ. ૨૭ ની ટીકામાં **શિવદાસ** પણ કહે છે–" शूकशिम्बसदृशशिंबः काकाण्डः, शूकरशिंबीति लोके । " कच्छूरा–कंकतिका, " शूकशिम्बा ' इति एके दुरालभा इत्यन्ये । '. આ ઉપરથી " કચ્છૂરા " શબ્દની સંદિગ્ધતા પણ સમજાશે.

ચરકે બલ્ય દશેમાનિમાં " ऋषभी " શબ્દ વાપરેલો છે. ચક્રપાણિ " ऋषभी शूकशिम्बा " એવો અર્થ કરે છે. વાજીકરણ યોગોમાં પણ ચરકમાં કૌચાં બહુ નથી વપરાયલાં–સ્વતંત્ર ઉપયોગ તો એક પણ નથી રક્તપિત્ત-ચિકિત્સામાં પણ आत्मगुप्ता નો ઉલ્લેખ ચરકમાં નથી. પુરીષવિરજનીય દશેમાનિમાં " કચ્છુરા " નો ઉલ્લેખ છે. મધુરસ્કંધમાં તે ગણાયલી છે ( વિ. ૮–૧૬૦ ). વમનોપગ તરિકે ( વિ. ૮–૧૫૭ ), ક્ષતક્ષીણ ચિકિત્સામાં અમૃતપ્રાશઘૃતમાં, તેમજ શિરોરોગના મહામાયૂરઘૃતમાં આત્મગુપ્તા વપરાએલી છે. ઉન્માદમાં ' मर्कटी ' બીજાં સાથે યોજાયલી છે.

સુશ્રુતે ચરક કરતાં કવચનો બહોળો ઉપયોગ કર્યો છે. ક્ષીણબલીય વાજીકરણમાં, અતિસારમાં ( અતિસારમાં હિત એવા ખોરાકની અંદર 'कच्छुरा' ને ગણાવેલી છે. ), સંશમન તરિકે ( ઉ. ૩૯–૭ ), અને બીજે તેનો ઉપયોગ ધ્યાન ખેંચે છે. સુશ્રુતોક્ત વાતવ્યાધિ અને વાતરક્ત ચિકિત્સામાં કવચનો ઉલ્લેખ જણાતો નથી. કૌચાંની મીજનું તેલ અને તેના ગુણ ધન્વન્તરીય નિઘંટુમાં આપેલા છે:–" गुरूष्णं स्निग्धमधुरं कषायमात्मगुप्तजम् ॥ " ઉત્તમ વાજીકરણ તરિકે તે સુપરિચિત છે. વાગ્ભટે દૂર્વાદિગણમાં ' આત્મગુપ્તા ' વાપરી છે.

**Actions & uses**—The seeds are nervine tonic, emmenagogue and aphrodisiac used in leucorrhœa, menstrual derangements and paralysis. The confection is given in paralysis & seminal debility. The hairs of the pods are vermifuge & given in round worms. They work mechanically by injuring the worms & promoting their expulsion. When applied to the skin or to the mucous membrane, the hairs produce a painful irritation & eruption. In such cases their administration should always be followed by a purge of calomel & jalap. Doze of hairs 1 to 3 grains.

( Khory II p. 219 ).

**ભાવાર્થ**—કૌચાં જ્ઞાનતંતુને બલ આપનાર આર્તવજનક, વાજીકરણ છે. એ પ્રદર, આર્ત્તવની અનિયમિતતા અને પક્ષાઘાતમાં ઉપયોગી છે. કૌચાંપાક પક્ષાઘાતમાં અને ધાતુની નબળાઇમાં અપાય છે. શીંગ ઉપરની રૂંવાંટી કૃમિઘ્ન છે અને ગોળ કૃમિ મારવા માટે સારી છે. ચામડી ઉપર કે શ્લેષ્મકલા ઉપર આ રૂંવાંટી ચોંટવાથી ઉશ્કેરણી થાય છે અને ખુજલી બહુ આવે છે. આવા વખતે જૅલાપ, નેપાળો કે બીજી રેચક દવાનો રેચ લઇ લેવો. રૂંવાંટીની માત્રા ૧ થી ૩ ગ્રેન સુધી.                ( ખોરી. ભા. ૨. પા. ૨૧૯ )

**નવ્યમત**—છોટાનાગપુર તરફ આનું મૂળ તંદ્રા–ઘેન માટે વપરાય છે. સોજા ઉપર મૂળનું ચૂર્ણ પાણીમાં વાટીને ચોપડાય છે. મૂળીયાનો નાનો કકડો

હાથના કાંડા ઉપર અને પગની ઘુંટીએ પણ બાંધી રાખવામાં આવે છે. આનું બીજ વીંછીના ડંખ ઉપર દાબવાથી ઝેર ઉતરી જાય છે એમ મનાય છે.
( રેવરંડ. કેમ્પબેલ ).

કવચની શીંગ ઉપરના વાળનો મલમ બનાવીને તે મલમ ચોપડવાથી ચામડી ઉપર ભારે ઉત્તેજના અને દાહ ઉત્પન્ન થાય છે. ( વોટ ).

વેસ્ટ ઈંડીઝ તરફ મૂળનો કવાથ બહુ જ શકિતવાળી મૂત્રલ દવા ગણાય છે; મૂત્રપિંડોને સાફ કરે છે. શ્લીપદ ઉપર મૂળ ચોપડાય છે. વ્રણ ઉપર પાનની લેપડી બંધાય છે. શીંગોનો આસવ ( Vinous infusion ) સોજા માટે ચોક્કસ ઈલાજ ગણાય છે. ( ડ્રુરી. ).

ઉલ્લેખ—વ. શા. પા. ૨૩૦; રૂ. નિ. પા. ૬૮; N. p. 87; Watt V p. 286; વનસ્પતિ ગુણાદર્શ પા. ૪૧૮; Indi. Medi. Plants p. 438.

---

## ૧૧૮ પાંડેરવો.

### N. O. Leguminosæ.

**નામો**—कंटकीपलाशः, प्रभद्रकः पालितमंदारः ( સંસ્કૃત ); પાંડેરવો, પનરવો ( ગુજરાતી ); પાંગારા, માંદાર ( મરાઠી ); મંદાર ( હિંદી ); અરડુસો ( કચ્છી ); Erythrina indica–એરીથ્રીના ઇન્ડીકા ( લેટીન )

**परिचय—**

कर्णिकारस्तु पालाशपत्रः स्यात्स्वल्पकंटकी ।
सशिंबो रक्तकुसुमो भवेत् भूधरसंनिधौ ॥
॥ शिवदत्तः ॥

पादपोत्पलः ( भा. प्र. ); कंटकीपारिजातः, कंटकिंशुकः ( म-नि )

**गुणाः—**

पारिभद्रः कटूष्णः स्यात् कफवातनिकृन्तनः ।
अरोचकहरः पथ्यो दीपनश्चापि कीर्तितः ॥
॥ रा. नि. ॥

पारिभद्रोऽनिलश्लेष्मशोथमेदःक्रिमिप्रणुत् ।
तत्पत्रं पित्तरोगघ्नं कर्णव्याधिविनाशनम् ॥
॥ भा. प्र. ॥

पारिभद्रोऽनिलश्लेष्मशोथमेहक्रमीञ्जयेत् ॥
॥ रा. व. ॥

पुष्पं पित्तरुजं हन्ति कर्णव्याधिं विनाशयेत्
॥ नि. र. ॥

सुश्रुत— १ उदकमेहे–उदकमेहिनं पारिजातकषायं पाययेत् ॥ चि. अ. ११

२ पूतनाप्रतिषेधे–....पारिभद्रक....बालानां परिषेचने ॥ उ. अ. ३२

३ कृमिषु पारिभद्रपत्रम्–पारिभद्रकपत्राणां क्षौद्रेण स्वरसं पिबेत् ॥ उ. अ. ५४—२६

हारीत— ४ अम्लपित्ते–पारिभद्रदलानीति चामलक्याः फलानि च। क्राथपानं प्रयोक्तव्यम् अम्लपित्तं व्यपोहति ॥ चि. अ. २५.

चक्रदत्त— ५ अवबाहुके–....अथ पारिभद्रात्........। स्वरसं पिबेद्वा ॥

६ कफोद्भूताक्षिशूले–वल्कलं पारिजातस्य तैलं काञ्जिकसैन्धवम्। कफोद्भूताक्षिशूलघ्नं तरुघ्नं कुलिशं यथा ॥

वृन्द— ७ मूत्राघाते–....पारिभद्रात्तिलादपि । क्षारोदकेन मदिरां त्वगेलोषणसंयुताम् । पिबेद्गुडोपदंशान्वा लिह्यादेतान्पृथक्पृथक् ॥ ( मूत्राघातचि. )

राजमार्तण्ड— ८ सुखप्रसवार्थम्–....पारिभद्रस्य यद्वा । यद्वा मूलं काकजंघासमुत्थम् । कट्यां बद्धं योषितां सत्प्रसूतिं कुर्यात्........॥

**વર્ણન**—પાંડેરવાનાં ઝાડ ૧૫ થી ૪૦ ફીટ ઉંચાં થાય છે. થડ અને જાડી શાખાઓનો રંગ લીલાશ લેતો ભસ્મી વર્ણો હોય છે, ને તેના ઉપર કાળા રંગના પહોળી પડઘીવાળા કાંટા હોય છે. એને ખાખરાની પેઠે ત્રણ ત્રણ પાનનાં ત્રેખડાં હોય છે. ત્રેખડાં અંતરે આવેલાં હોય છે. ડીંટડી ૪ થી ૬ ઇંચ લાંબી હોય છે. ત્રેખડાની બાજુનાં બે પાન વચલા પાન કરતાં નાનાં હોય છે. પાન ટેરવે સાંકડાં થતાં, અણીદાર હોય છે. ત્રેખડાનાં ત્રણે પાનને ખાસ નાની ડીંટડીઓ હોય છે. તેમાં બાજુનાં બે પાનની ડીંટડીના થડમાં એકેક રસકુપ્પી ( gland ) જેવું સૂક્ષ્મ ઉપ–ઉપપાન આવેલું હોય છે. પાન શિઆળે ખરી જાય છે ત્યારે તે ઝાડ તદ્દન કદરૂપું દેખાય છે. વસંતઋતુમાં એમાં પરવાળા જેવાં રાતાં અને પોપટની ચાંચ જેવાં વાંકાં અસંખ્ય ફુલો આવે છે. તેમાં ઝાકળનું પાણી ભરાઈ રહે છે. તે સવારમાં ઘણી જાતનાં પક્ષીઓ પીવા આવે છે, ત્યારે એ ઝાડની શોભા અવર્ણનીય થઇ પડે છે. આખું ઝાડ રાતું ચોળ દેખાય છે. એ ફુલોમાં મધ જેવો મીઠો અમૃતરસ રહેલો હોય છે, જે પીવાને પતંગીયાં દોડાદોડ કરી મૂકે છે. ગમે તેવા નીરસ માણસને આ ઝાડ જોવાથી રસ સ્ફુરે છે. શીંગ ૦ાાથી ૧ ફુટ લાંબી હોય છે. તેમાં ૬ થી ૮ બીજ હોય છે. આને અંગ્રેજીમાં

Indian coral tree–' હિંદુસ્તાનનું પરવાળાંનું ઝાડ ' કહે છે. દરિયાકાંઠાની રેતાળ જમીન આ ઝાડને વધારે અનુકૂલ આવે છે. આ ઝાડના રસિક વર્ણન માટે જુઓ વનસ્પતિશાસ્ત્ર પાનું ૨૩૩-૩૪.

## વૈદ્યકમાં પાંડેરવાનો ઉપયોગ.

સુશ્રુત— ૧ ઉદકમેહવાળાને-પાંડેરવાની છાલનો કવાથ પાવો. ચિ. અ. ૧૧.

૨ પૂતના નામના બાલકોના રોગમાં-પાંડેરવાના કવાથનું સેવન કરવું. ઉ. ૩૨.

૩ કૃમિમાં-પાંડેરવાનાં પાનનો રસ મધ નાખીને પાવો. ઉ. ૫૪.

હારીત— ૪ અમ્લપિત્તમાં-પાંડેરવાનાં પાન અને આંબળાંનું ચૂર્ણ-બન્નેનો કવાથ કરીને પીવાથી અમ્લપિત્ત મટે છે. ચિ. ૨૫.

ચક્રદત્ત— ૫ અવબાહુક નામના હાથના રોગમાં-પાંડેરવાનો રસ પીવો.

૬ કફને લીધે દુખતી આંખો માટે-પાંડેરવાની છાલ, તેલ, કાંજી અને સિંધાલુણ-આનું તેલ પકાવી લઇ આંખમાં નાખવાથી શૂલ મટે છે.

વૃંદ— ૭ મૂત્રાઘાતમાં-પાંડેરવાનો ક્ષાર,તજ, એલચી અને મરી સાથે મદિરામાં પી જવો. મૂત્રાઘાત મટે છે.

રાજમાર્તંડ— ૮ સુખેથી પ્રસવ થવા માટે-પાંડેરવાનું મૂલ (બારીક) કેડે બાંધવું.

વક્તવ્ય—ચરકમાં પારિભદ્ર શબ્દ મારા જોવામાં નથી આવ્યો. સુશ્રુતમાં પારિભદ્ર શબ્દ છે પણ પારિભદ્ર એટલે લીંબડો એવો અર્થ પણ થાય છે. કેટલાક પારિભદ્રને પર્વતનિંબ પણ કહે છે; કેટલાક એને દેવદાર પણ કહે છે. ધન્વંતરિ નિઘંટુમાં પાંડેરવાનો ઉલ્લેખ નથી.

**Actions & uses**—The leaves are alterative, laxative, diuretic galactagogue and emmenagogue used in syphilis, fevers, amenorrhœa &c. With cocoanut milk they are used as galactagogue. The bark is astringent and tonic and given in dysentery and fevers. The leaves are made hot and applied to disperse buboes. Erytherine has actions antagonistic to those of strychnine, and may be used as an antidote.

R. N. Khory II p. 212,

**ભાવાર્થ**—પાંડેરવાનાં પાન રસાયન, રેચક, મૂત્રલ, સ્તન્યવર્ધક અને રજઃસ્રાવ વધારનાર છે. સીફીલીસમાં, તાવમાં, નષ્ટાર્તવમાં આ વપરાય છે. સ્તન્યવર્ધક તરિકે નાળીએરના દુધ સાથે તે વપરાય છે. છાલ ગ્રાહી, અને બલ્ય છે અને તેથી આમાતિસાર અને તાવમાં વપરાય છે. પાન ગરમ કરીને ગડ-ગુંબડ—ગાંઠો ઉપર બાંધવામાં આવે છે. આમાંથી 'ઇરીથેરીન્' નામનું અગત્યનું તત્ત્વ હાથ લાગ્યું છે. તે 'સ્ટ્રીકનીન'ના ઝેરના અગદ ( antidote ) તરિકે વપરાય છે. ખોરી. ભા. ૨. પા. ૨૧૨.

**નવ્યમત**—ઘામાં પડેલા જીવને મારવા માટે કોંકણ તરફ કુળાં પાનનો રસ વપરાય છે. સફેદ જાતના પાંડેરવાનાં મૂળીઆંનું ચૂર્ણ ઠંડા દુધ સાથે વાજીકરણ તરિકે વપરાય છે. ( ડીમક ).

એ કૃમિઘ્ન છે અને ઑપ્થેલ્મીયામાં એનું કાજળ ઉપયોગી છે. ગુહ્યેન્દ્રિય ઉપરની ગાંઠો તેમજ સંધિવાનો દુખાવો રૂઝવવા—મટાડવા માટે પાન બહારથી લગાવવામાં આવે છે. ( સ્વ. કનૈયાલાલ દે ).

પાનનો તાજો રસ કર્ણશૂલમાં ઉપયોગી છે. વેદનાહર તરિકે દંતશૂલમાં પણ ઉપયોગી છે. ( ડૉ. થૉર્નટન )

**ઉલ્લેખ**—વ. શા. પા. ૨૩૨; ફ. નિ. પા. ૪૭૫; N. p. 87; Watt III p. 269; Indi. Medi. Plants p. 439.

---

## ૧૧૯ ખાખરો

### N. O. Leguminosæ

**નામો**—पलाशः, किंशुकः, रक्तपुष्पः, क्षारश्रेष्ठः ( સંસ્કૃત ); ખાખરો, ખાખ-ધડો ( ગુજરાતી ); પલસ ( મરાઠી ): પલાસ, ઢાક, ટેસુકા ઝાડ ( હિંદી ); પલાશ ગાછ ( બંગાલી ); Bastard peak—બસ્ટાર્ડ પીક ( અંગ્રેજી ); Butea frondosa—બ્યુટીઆ ફ્રોંડોસા ( લેટીન ).

**परिचय**—

पलाशपादपः सिद्धस्त्रिदलः शिशिरेक्षयः ।
कृष्णवृन्तोज्ज्वलद्रक्तपुष्पश्च तिक्तबीजकः ॥
एकबीजायताशिंबी त्रिपर्णश्च समिद्धवान् ।
गुणैः सर्वे समा ज्ञेयाः सितोविज्ञानदः परः ॥

॥ शिवदत्तः ॥

**गुणाः**—

क्षारश्रेष्ठः क्रमिघ्नश्च संग्राही दीपनः सरः ।
प्लीहगुल्मग्रहण्यर्शो वातश्लेष्म विनाशनः ॥

किंशुकस्यापि कुसुमं सुगंधि मधुरञ्च तत् ।
बीजन्तु कटुकं स्निग्धं उष्णं कृमिबलासजित् ॥

॥ ध. नि. ॥

पलाशस्तु कषायोष्णः कृमिदोषविनाशनः ।
तद्बीजं पामकण्डूतिदद्रुत्वग्दोषनाशकृत् ॥
तस्य पुष्पञ्च सोष्णञ्च कण्डूकुष्ठार्तिनाशनम् ।
रक्तः पीतः सितो नीलः कुसुमैस्तु विभज्यते ॥
किंशुके गुणसाम्येऽपि सितो विज्ञानदः परः ॥

॥ रा. नि. ॥

कषायः कटुकस्तिक्तः स्निग्धो गुदजरोगजित् ।
भग्नसन्धानकृद्दोषग्रहण्यर्शःकृमीन् हरेत् ॥
तत्पुष्पं स्वादु पाके तु कटु तिक्तं कषायकम् ।
वातलं कफपित्तास्रकृच्छ्रजित् ग्राहि शीतलम् ॥
तृड्दाहशमकं वातरक्तकुष्ठहरं परम् ।
फलं लघूष्णं मेहार्शःकृमिवातकफापहम् ॥
विपाके कटुकं रूक्षं कुष्ठगुल्मोदरप्रणुत् ॥

॥ भा. प्र. ॥

पलाशमूलस्वरसो नेत्रच्छायांध्यपुष्पाजित् ।
तद्बीजं कृमिविध्वंसि काण्डो रसायने हितः ॥

॥ शोढलः ॥

कुष्ठगुल्मोदरार्शोघ्नं कटुपाकि तथैव च ।
करंजकिंशुकारिष्टफलं जंतुप्रमेहजित् ॥
किंशुकं ( शार्कं ) कफपित्तघ्नम् ॥

॥ सुश्रुतः सू. ४६ ॥

चरक— १ अतिसारे—पलाशफलनिर्यूहं पयसा पाययेत तम् ।
ततोऽनुपाययेत् कोष्णं क्षीरमेव यथाबलम् ॥
प्रवाहिते मले तेन प्रशाम्यत्युदरामयः ॥
चि–१०–६१–६१.

२ अर्शःसु—त्रिवृद्दन्तीपलाशानां .... । सुभृष्ट यमके दद्यात् शाकं दधिसरायुतम् ॥ चि–९–१२२

सुश्रुत— ३ पित्ताभिष्यन्दे–क्षौद्रोपेतं कैंशुकं वापि पुष्पम् । पालाशं स्याच्छोणितं चाञ्जनार्थे ॥ उ–१०–९–७

४ कृमिषु—पलाशबीजस्वरसं कल्कं वा तण्डुलाम्बुना ॥ उ–५४–२५

५ रक्ताभिष्यन्दे—रसक्रियां वा....पलाशपुष्पैः ॥ उ-१२-५०

६ रक्तपित्ते–पलाशवृक्षस्वरसे विपक्वं सर्पिः पिबेत्क्षौद्रयुतं सुशीतम् ॥ उ–४५–२९

७ ज्वरदाहे–शीतैर्वा पलाशतरुजै र्दिहेत् ॥ उ–३९–२८०

८ शर्करायाम्–तिलापामार्गकदलीपलाशयववल्कजः । क्षारः पेयोऽविमूत्रेण शर्करानाशनः परः ॥ चि–७–२२

वृन्द— ९ गुल्मप्लीहयोः–पलाशक्षारतोयेन पिप्पली भाविता शुभा । गुल्मप्लीहार्तिशमनी अग्निदीप्तिकरी स्मृता ॥

(उदराधिकारे)

१० श्लीपदे–पलाशमूलस्वरसं पिबेद्वा तैलेन तुल्यं सितसर्षपाणाम् ॥

( श्लीपदाधिकारे )

शोढल— ११ पिल्ले–पलाशवृन्तमाहृत्य दध्ना कांस्ये निधापयेत् ॥ आश्चोतनं श्लेष्महरं पक्ष्मणां च प्ररोहणम् ॥

( नेत्ररोगाधिकारे )

१२ गर्भाधाननिवारणार्थम्–ऋतौ घृतक्षौद्रयुतैः पलाशबीजैः प्रलेपं मसृणप्रपिष्टैः । करोति या स्त्री भगरन्ध्रमध्ये न सा भवेद्गर्भवती कदाचित् ॥

( प्रदराधिकारे )

राजमार्तण्ड— १३ समुद्रफेनघर्षणजनितशोफे–अंभोधिफेन कषणाकुपितासृगुत्थं यन्मण्डलं भवति तच्छिशिराम्बुपिष्टैः । बीजैः प्रणश्यति पलाशतरोः प्रलिप्तम् सान्ध्यं यथा तिमिरमिन्दुकरोपसृष्टम् ॥

वैद्यमनोरमा— १४ अन्त्रवृद्धिशमनाय–अंत्रवृद्धिशमनाय किंशुकत्वक्कषायमपि पाययेच्छिशुम् ॥

१५ नक्तान्ध्ये–दिनावसाने रुधिरं पलाशात् आदाय नेत्रे सहसैव दद्यात् । नक्तान्ध्यमाश्वेव विजित्य जीवेत् चंद्रातपे चाक्षर-वाचकः स्यात् ॥

भावमिश्र— १६ अर्शःसु–न्योषगर्भे पलाशस्य त्रिगुणे भस्मवारिणि । साधितं पिबतः सर्पिः पतन्त्यर्शांस्यसंशयम् ॥

१७ रक्तगुल्मे–पलाशक्षारतोयेन सर्पिः सिद्धं पिबेच्च सा ॥

१८ पुष्पाख्ये नेत्ररोगे–पलाशपुष्पस्वरसैः बहुशः परिभावितम् । करंजबीजं तद्वर्तिः दृष्टेः पुष्पं विनाशयेत् ॥

१९ वीर्यवत्तनयलाभार्थम्—पत्रमेकं पलाशस्य पिष्ट्वा दुग्धेन गर्भिणी । पीत्वा पुत्रमवाप्नोति वीर्यवन्तं न संशयः ॥

बंगसेन— २० योनिगाढीकरणार्थम्–पलाशोदुम्बरफलं तिलतैलसमन्वितम् । मधुना योनिमालिप्य गाढीकरणमुत्तमम् ॥

२१ वृश्चिकदंशने–अर्कक्षीरेण संपिष्टं लेपाद्बीजं पलाशजम् । वृश्चि-कार्ति हरेत्.... ॥

### अथ ब्रह्मवृक्षकल्पः—

ब्रह्मवृक्षस्य पञ्चाङ्गम् छायाशुष्कं सुचूर्णितम् ।
मध्वाज्याभ्यां लिहेत्कर्षं वर्षैकेन जरां जयेत् ॥
जीवेद्वर्षसहस्रैकं दिव्यतेजा महाबलः ।
ब्रह्मवृक्षस्य पुष्पाणि छायाशुष्काणि कारयेत् ॥
त्रिंशत्पलं तु तच्चूर्णं चतुर्विंशत्पलं घृतम् ।
एकीकृत्य क्षिपेद्भाण्डे तं रुद्ध्वा धान्यराशिगम् ॥
कृत्वा मासात्समुद्धृत्य भागान्कुर्याच्चतुर्दश ।
भागैकं भक्षयेन्नित्यं भुञ्जीत कान्तभाजने ॥
एवं मासत्रयं कुर्याद्वज्रकायो भवेन्नरः ।
तस्य मूत्रपुरीषाभ्यां ताम्रमायाति काञ्चनम् ॥
ब्रह्मवृक्षस्य बीजानि चूर्णितानि घृतैः सह ।
पूर्ववद्धान्यमध्ये तु क्षिप्त्वा मासात्समुद्धरेत् ॥

पलैकैकं सदा खादेद्वत्सरान्मृत्युजिद्भवेत् ।
वलीपलितनिर्मुक्तो जीवेद्ब्रह्मदिनत्रयम् ॥
ब्रह्मबीजोत्थितं तैलं गवां क्षीरैः पलद्वयम् ।
तुल्यैः पिबेद्भवेन्मूर्च्छा सिञ्चेत्तस्य मुखे पयः ॥
बोधे क्षीरौदनं दद्यान्मासाज्ज्ञानी भवेन्नरः ।
द्वितीये शक्रतुल्यः स्यात्तृतीये वज्रवद्भवेत् ॥
दूरश्रावी चतुर्थे तु पञ्चमे खेगतिर्भवेत् ।
मासषट्के स्वयं कर्ता शिवतुल्यपराक्रमः ॥
महाकल्पान्तपर्यन्तं जीवेद्वर्षैकसेवनात् ।

આ પછી આંબળાંવાળા પ્રયોગનું વર્ણન આવે છેઃ—

श्वेतपालाशकल्पः—

श्वेतपालाशपंचाङ्गं चूर्णितं मधुना सह ।
कर्षैकं भक्षयेन्नित्यं मासान्मृत्युजरापहम् ॥
ब्रह्मायुर्जायते सिद्धो वर्षमात्रान्न संशयः ।
अजाघृतेन तद्बीजमेकैकं भक्षयेत्सदा ॥
शरीरं भस्मना मर्द्य मासान्मृत्युजरां जयेत् ।
जीवेद्ब्रह्मदिनं यावद्दिव्यकायो भवेन्नरः ॥
अन्ये योगाः यथा रक्ते ब्रह्मवृक्षे च ये गुणाः ।
तथैव श्वेतपालाशे भवेयुः साधकस्य वै ॥
' अमृतं कुरु कुरु अमृतमालिन्यै नमः ॥ ' अनेन मंत्रेण सर्वयोगाः
सप्ताभिमंत्रिताः भक्षणीयाः ॥

( रसरत्नाकरस्य रसायनखण्डे ॥ )

**વર્ણન**—ખાખરાનાં ઝાડ પંચમહાલમાં ઘણાં થાય છે. ઘણાખરા ખાખરાને ઓળખે છે. એનાં ફુલને ' કેસુડાં ' નામથી ઓળખે છે. વસંતઋતુમાં ખાખરાના વનમાં જેણે પ્રવેશ કર્યો હશે તે જરૂર ત્યાંના દૃશ્યથી ચકિત થયો હશે. કાલિદાસ કવિએ ઠીકજ કહ્યું છે કે ' नखक्षतानीव वनस्थलानि. ' વનસ્પતિશાસ્ત્રની દૃષ્ટિએ પણ આ ફુલ જોવા લાયક છે. એ જોવાથી તેના બનાવનારની અદ્ભૂત શકિતનો, રક્ષાનો અને અગાધ દયાનો માણસોને ખ્યાલ આવે છે.

અહીં આગળ તેનું લાંબુ વિવેચન નહિ કરતાં વાંચકોને 'વનસ્પતિશાસ્ત્ર'નું રસિક વર્ણન વાંચવા માટે જ કહીશું.

( જુઓ 'વનસ્પતિશાસ્ત્ર' પાનું. ૨૩૬. )

રક્ત ફુલના ખાખરા તો ઘણા જણાય છે, સફેદ પુલના ખાખરા કવચિત જ જોવામાં આવે છે. આ સિવાય ખાખરાની વેલ-લતા-થાય છે એમ મુ. જયકૃષ્ણભાઈનું કહેવું છે. ખાખરાના આટઆટલા ઉપયોગો વૈદ્યક ગ્રંથોમાં આપેલા છે છતાંયે વૈદ્યોમાં ખાખરાનો ઉપયોગ જવલ્લેજ જણાય છે. આ ઝાડ પવિત્ર મનાય છે. સમિત તરિકે યજ્ઞમાં આ ઝાડ વપરાય છે. વાતહર હોવાથી અમરસિંહે પલાશનું નામ 'वातपोथ' ( वातं पोथयति इति. ) પાડેલું છે.

## વૈદ્યકમાં ખાખરાનો ઉપયોગ

ચરક—

૧ **અતિસારમાં**—ખાખરાના ફુલનો-પીતપાપડાનો-કવાથ દુધ સાથે દરદીને આપવો. ઉપરથી ઊનું ઊનું દુધ શક્તિ મુજબ પીવાય તેટલું પાવું. આથી મળ ભરાયલો હશે તે નીકળી જશે અને અતિસારની પીડા શમી જશે. ચિ. ૧૦-૬૫-૬૬.

૨ **હરસમાં**—ખાખરાના પાનનું શાક-ઘી અને તેલમાં પકાવેલું દહીં સાથે ખવરાવવું. ચિ. ૯-૧૨૨.

સુશ્રુત—

૩ **પિત્તાભિષ્યન્દમાં**—કેસુડાનાં ફુલનો રસ-મધ નાખીને આંજવો. ઉ. ૧૦-૯

૪ **કૃમિમાં**—પીતપાપડાના બીજનો સ્વરસ અથવા તો તેનો કલ્ક ચોખાના ધોવણ સાથે આપવો. ઉ. ૫૪-૨૫.

૫ **રક્તાભિષ્યન્દમાં**—ખાખરાના ફુલની રસક્રિયા કરવી અને તે આંખમાં આંજવી. ઉ. ૧૨-૫૦

૬ **રક્તપિત્તમાં**—ખાખરાના પંચાંગના રસમાં ઘી પકાવવું અને તે મધ સાથે ઠંડુ થયે ખાવા આપવું. ઉ. ૪૫-૨૯

૭ **તાવમાં અગન બળતી હોય તો**—ખાખરાનાં પાનનો રસ શરીરે ચોપડવો. ઉ. ૩૯-૨૮૦

૮ **પેસાબમાં પથરી કે રેતી હોય તો**—ખાખરાનો ક્ષાર ઘેટીના મૂત્ર સાથે આપવાથી શર્કરા મટે છે. ચિ. ૭. ૨૨.

વૃન્દ—

૯ **ગુલ્મમાં અને બરોળમાં**—ખાખરાના ક્ષારના પાણીમાં પીપરોને પલાળી રાખવી. એ પીપરો ખાવાથી ગુલ્મ, બરોળ મટી જાય છે અને જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે.

( ઉદરાધિકારમાં )

૧૦ **હાથીપગામાં**–ખાખરાના મૂળનો રસ અને સફેદ સરસવનું તેલ હાથીપગામાં પીવું.

શોઢલ— ૧૧ **પિલ્લ નામના આંખના રોગમાં**–ખાખરાના પાનનું ડીંટુ ( વૃન્ત ) કાંસાના વાસણમાં દહીં સાથે ઘસવું. આનાં ટીપાં આંખમાં મૂકવાં. પીયા વિગેરે મટશે અને પાંપણો ચોંટશે પણ નહિ.

૧૨ **ગર્ભાધાન અટકાવવા માટે**–ખાખરાનાં બીજ બારીક વાટવાં. તેમાં મધ અને ઘી મેળવી તેનો યોનિમાં ઋતુ વખતે લેપ કરવાથી કદાપિ ગર્ભ રહેતો નથી.

રાજમાર્તંડ– ૧૩ **સમુદ્રફીણ ઘસવાથી થએલા સોજામાં**–ખાખરાનાં બીજ ઠંડા પાણીમાં વાટીને ચોપડવાં. સોજો મટી જાય છે.

વૈદ્યમનોરમા–૧૪ **અંતરગળ થયું હોય તો**–ખાખરાની છાલનો કાઢો બાળકને પીવા આપવો.

૧૫ **રતાંધળાપણામાં**–ખાખરાના મૂળમાંથી રસ ઝરે છે તે રસ ( રસ ન હોય તો કેસુડાનો રસ અથવા ખાખરાના મૂળનો રસ ) લઇને રાત વખતે આંખમાં આંજવો. રતાંધળાપણું અવશ્ય મટી જશે.

ભાવમિશ્ર—૧૬ **હરસમાં**–ત્રિકટુ તો. ૧, ઘી તોલા ૪ અને ખાખરાના ક્ષારનું પાણી તો. ૧૨–આ પ્રમાણે ઘી પકાવી લેવું. આ ઘી પીવાથી હરસ નિઃસંશય ખરી પડે છે.

૧૭ **સ્ત્રીઓના રક્તગુલ્મમાં**–ખાખરાના ક્ષારના પાણીમાં વિધિસર પકાવેલું ઘી પીવાથી રક્તગુલ્મ મટે છે.

૧૮ **આંખના ફુલામાં**–કરંજના બીજના ચૂર્ણને કેસુડાના રસની અનેક ભાવનાઓ આપવી અને પછી તેની વાટ બનાવી લેવી. એ વાટ પાણીમાં ઘસીને આંખમાં આંજવાથી ફુલાં મટે છે.

૧૯ **વીર્યવાન્ પુત્ર મેળવવો હોય તો**–દુધની સાથે ખાખરાનું એક પાન વાટીને પીવાથી ગર્ભિણી સ્ત્રી બળવાન્ પુત્રો મેળવે છે. આમાં સંશય જેવું કંઈ જ નથી.

બંગસેન— ૨૦ **યોનિ દૃઢ કરવા માટે**–ખાખરાનાં ફૂળ અને ઉમરડાનાં ફૂળ તલના તેલની સાથે વાટીને થોડુંક મધ મેળવી તે વડે યોનિમાં લેપ કરવાથી યોનિ દૃઢ–ગાઢ થાય છે.

૨૧ વીંછી ડંખ્યો હોય તો–ખાખરાનું બીજ આકડાના છીર સાથે ઘસીને ડંખ ઉપર ચોપડવાથી વીંછીની વેદના મટે છે.

## ખાખરાનો કલ્પ

ખાખરાનાં પંચાંગનું છાયામાં સૂકવીને ચૂર્ણ કરવું. એક વર્ષ સુધી આ ચૂર્ણ મધ અને ઘી સાથે સવાર સાંજ અધો અધો તોલો ચાટવાથી ઘડપણ દૂર થાય છે, અર્થાત્ જીવનશકિત આવે છે.

ખાખરાનાં ફુલ છાયામાં સૂકવવાં. એનું ૩૦ પલ ચૂર્ણ ૨૪ પલ ઘી સાથે મેળવીને એક રીઢા ઘડામાં ભરીને પછીથી એ ઘડો ધાન્યના ઢગલામાં રાખી દેવો. એક માસ પછી તે ઘડો બહાર કાઢીને તે દવાના ૧૪ ભાગ કરવા. હમેશાં એક ભાગ લોહચુંબકના વાસણમાં કાઢીને ખાઇ જવો. એવી રીતે ૩ માસ સુધી ખાવાથી માણસનું શરીર વજ્ર જેવું કઠિન બની જાય છે.

આવી જ રીતે પીતપાપડાનાં બીજનો પ્રયોગ છે. તેની માત્રા હમેશાં ૧ પલની છે. એક વર્ષ સુધી આ પ્રયોગ અજમાવવાથી મૃત્યુને પણ જીતી શકાય છે. વળીયાંપળીયાંથી મુક્ત થવાય છે. ઇત્યાદિ ઈત્યાદિ.

वक्तव्य—ચરકની દશેમાનિમાં પલાશનો ઉલ્લેખ જ નથી એ યાદ રાખવા જેવું છે. ઉપર જણાવેલા ઘણાખરા પ્રયોગોનું મૂળ ચરકમાંથી મળે છે. હરસ, અતિસાર, રક્તપિત્ત, કુષ્ઠ, રૂધિરગુલ્મ, વિષ, મુખરોગ, યોનિરોગ વિગેરેમાં પલાશ વપરાયલું જણાય છે. વિષના પ્રકરણમાં તો ' शिखिपित्तार्धयुतं स्यात्पलाशबीजमगदो मृतेषु मतः ' લખેલું છે. ચરકે કુષ્ઠમાં પલાશ યોજેલો છે ખરો પણ સ્વતંત્ર રીતે ઉપયોગ કયાંયે જણાતો નથી. રસાયન હોવા છતાં રાજયક્ષ્મામાં, રસાયનના પ્રકરણમાં કયાંયે ચરકે પલાશનો ઉલ્લેખ કર્યો નથી જણાતો. ફક્ત ક્ષતક્ષીણચિકિત્સામાં એક જ જગોએ બીજાં દ્રવ્યો સાથે તેનો ઉલ્લેખ છે.

સુશ્રુતે રોધ્રાદિ, મુષ્કકાદિ, અંબષ્ઠાદિ અને ન્યગ્રોધાદિગણમાં પલાશ યોજેલો છે. પલાશબીજતેલના ગુણ નીચે પ્રમાણે સુશ્રુત આપે છે:–' मधुककाश्मर्यपलाशतैलानि मधुरकषायाणि कफपित्तप्रशमनानि '. ઘા બાંધવા માટે પલાશની છાલનો પહેલાં ઉપયોગ થતો હતો. અત્યારે પણ ગામડાના લોકો ખાખરાનાં પાનની લુગદી વ્રણ ઉપર લગાવે છે. અને તેથી વ્રણ રૂઝાઈ જાય છે. સુશ્રુતે પ્રમેહમાં બીજાં સાથે પલાશ યોજેલો છે. પ્લીહોદરમાં ' स्रुतेन पलाशक्षारेण वा यवक्षारः '– આ પ્રયોગ છે. વિદારિકામાં ' अजकर्णैः सपालाशैः मूलकल्कैः प्रलेपयेत् ' ( ચિ. ૨૦–૧૪ ) કહેલું છે. અપતાનકવાળા માટે નીચેની ક્રિયા ધ્યાન ખેંચે છે:–( तप्तायां वा अंगारचूल्यां तप्तायां वा शिलायां सुरापरिषिक्तायां पलाशदलच्छन्नायां शाययेत् ' ( ચિ. ૫–૧૮ ). ' રાજમાર્તંડ 'માં પલાશાદિ રસાયનયોગ નીચે પ્રમાણે આપેલો છે:—

पलाशबीजानि विडंगयुक्तान्युन्मिश्रितान्यामलकीफलानाम् ।
रसेन मध्वाज्ययुतानि पीत्वा वृद्धोऽपि मासात्तरुणत्वमेति ॥

**વાગ્ભટનો** ખાખરાના થડના પોલાણમાં આંબળાં પકવવાનો મશહૂર પ્રયોગ તો જાણીતો જ છે એટલે તે વિષે વધુ વિવેચનની જરૂર જણાતી નથી. સફેદ ખાખરો બુદ્ધિવર્ધક છે.

**Actions and Uses**—Leaves astringent and alterative used in diarrhœa, pyrosis, sweating of phthisis, diabetes, menorrhagia, worms and colic. A hot poultice of leaves is used to disperse boils and pimples. The decoction is used as an injection into the vagina in leucorrhœa; also used as a gargle in sore-throat and ulcers of the mouth. The seeds are aperient and anthelmintic, used with success in tape-worms and round worms. A decoction of the seeds and infusion of flowers is used with nitre as a diuretic in dysuria and in retention of urine. Externally the seeds are irritant and used with lime-juice in dhoby's itch, ringworm, indolent ulcers and fistula. Gum—a powerful astringent and a good substitute for kino and may be used for all the purposes for which kino is used. Flowers are also astringent and diuretic. Varalians of flowers are applied to the pubes in dysuria and retention of urine and to promote menses.

( Khory Vol. II p. 195. )

**ભાવાર્થ—પાન** કષાય અને રસાયન છે. અતિસાર, ક્રિમિ, શૂલ, ક્ષયમાં પરસેવો થાય છે તેમાં, મધુમેહમાં, રકતપ્રદરમાં, કૃમિમાં અને શૂલમાં વપરાય છે. પાંદડાંની ગરમ પોટીશ ગડગુંબડાં ઉપર બાંધવાથી તે વીખેરાઇ જાય છે. અતિસાર, ચાંદાં થયાં હોય તો આ કવાથનાં ઇંજેકશન આપવામાં આવે છે. ગળામાં ચાંદાં થયાં હોય તો આ કવાથના કોગળા ભરવાથી સારાં થાય છે.

**બીજ** રેચક કૃમિઘ્ન છે. ગોળ અને ચપટાં કરમીયાંને તે મારે છે. બીનો અને ફુલનો કાઢો મૂત્રકૃચ્છ્ર અને મૂત્રરોધમાં મૂત્રલ તરીકે આપવામાં આવે છે. બીજ બહાર ચોપડવાથી ઉત્તેજક છે. લીંબુના રસમાં બીજનું ચૂર્ણ ચોપડવાથી ખસ, દાદર, દુષ્ટવ્રણ, ભગંદર વિગેરે મટે છે.

ગુંદર અત્યંત કષાય છે. અંગ્રેજી દવામાં કાઇનો ( હિરાદખણ ) જ્યાં વપરાય છે તે બધી જગોએ આ ગુંદર વાપરી શકાય છે.

ફુલ પણ કષાય અને મૂત્રલ છે. બસ્તિ ઉપર, પેડુ ઉપર ફુલ બાફીને બાંધવાથી મૂત્રકૃચ્છ્ર, મૂત્રાઘાત વિગેરેમાં ફાયદો આપે છે.

( ખોરી. ભા. ૨. પા. ૧૯૫ )

**નવ્યમત**—ખાખરાનો તાજો સ્વરસ ક્ષયમાં અને રકતસ્રાવનાં દરદોમાં ઉપયોગી છે. ગળાની ચાંદીઓમાં તેમ જ દુષ્ટવ્રણો ઉપર પણ એ ચોપડાય છે. ગ્રાહી હોવાથી તે આમાતિસારમાં અપાય છે. કોંકણ તરફ એનો ઉપયોગ તાવમાં પણ કરવામાં આવે છે. "ખાખરાના ગુંદરનો બાહ્ય ઉપચાર તરીકે ઉલ્લેખ ચક્રદત્તે કર્યો છે. તેમણે બીજાં ગ્રાહી દ્રવ્યો અને સિંધાલુણ સાથે મીલાવીને તે વાપરવાનું કહ્યું છે. તે પોતે એ બનાવટને ટેરેજીયમ ( આંખનો રોગ છે ) અને આંખની છારીમાં વાપરવા ભલામણ કરે છે. શારંગધર આનાં બીજને કૃમિઘ્ન જણાવે છે. બીજને લીંબુના રસમાં સારી રીતે લઢીને ખસ ઉપર ચોપડવાથી ખસ મટી જાય છે—જો કે પ્રથમ લાગે છે તો ખરૂં જ. ( ડૉ. ડીમક મેટીરીઆ મેડીકા. પૃ. ૧૮૭, ૮૮. )

આનાં બીજ વિષે ડોકટરોમાં વિવિધ જાતના મતો પ્રચલિત છે. કેટલાક ડોકટરો આનાં બીજને સેન્ટોનીનની જગોએ વાપરવા માટે ભલામણ કરે છે, જ્યારે બીજાઓ તેનામાં આવી શકિત ઘણી જ ઓછી છે એમ જણાવે છે. ડૉ. વોરીંગે તેમના 'બજાર મેડીસીન' નામના પુસ્તકમાં આ વિષે લંબાણથી લખેલું છે તે વાંચવા જેવું છે. "બીજને પ્રથમ પાણીમાં પલાળી રાખવાં. પછીથી ઉપરનું પડ ઉખેડી નાખી બીજને સૂકવી ચૂર્ણ કરી લેવું. આવા ચૂર્ણની માત્રા દિવસમાં ૩ વખત થઈને ૨૦ ગ્રેનની છે. ત્રણચાર વખત લાગલગટ આપ્રમાણે આપવાથી સુંદર કૃમિઘ્ન છે. ડૉ. ઓસ્વાલ્ડે એક કેસમાં ૧૨૫ કરમ (lumbrici) અને બીજામાં ૭૦–૮૦ જેટલાં કરમ દેખ્યાં હતાં ( આ બીજ વાપર્યા પછીથી ). આ બીજમાં રેચક શકિત છે તેના લીધે તેની કૃમિઘ્ન અસર બરાબર જણાતી નથી. કેટલાક કેસોમાં આ બીજ ઉલટી પણ કરાવે છે અને કેટલાકમાં મૂત્રપિંડમાં ઉશ્કેરણી મચાવે છે. જો કે બીજના પ્રયોગથી નુકશાન તો કંઈ જ થતું નથી, પણ સાવચેતી રાખવા માટે ઉપરના દાખલાઓ કામના છે." ( ડૉ. વોરીંગ પા. ૩૧–૩૨ ).

આ બીજને દાદરમાં વાપરી શકાય. ફુલ ગ્રાહી, શોધક, મૂત્રલ અને વાજીકરણ છે. તેની પોટીસથી ગડગુંબડ વેરાઈ જાય છે. તેના સેવનથી પેસાબ ઘણો આવે છે. આર્તવ પણ સારૂં આવે છે, અંડશોથ ઉપર ફુલ બાંધવામાં આવે છે. ઝાડા બંધ કરવા માટે પણ વપરાય છે.

**રહીડના** મત પ્રમાણે ( Hortus Malabaricus ) ખાખરાની છાલ સુંઠ સાથે સર્પદંશમાં યોજી શકાય છે.

"મ્હેં ખાખરાનાં બીજ ૧ ડ્રામના ડોઝમાં વાપરી જોયાં છે અને મ્હને તે નથી જણાયાં રેચક કે નથી જણાયાં જંતુઘ્ન. માત્રા આના કરતાં મોટી જોઈએ. ઘણા

કેસો પછીનો મારો આ અનુભવ છે. છતાંયે તેનામાં કૃમિઘ્ન ગુણ છે એ તો નિર્વિવાદ જ છે. બે ત્રણ દિવસ સુધી બીજ આપવાથી અને પછી મૃદુ રેચ ઉપરથી આપવાથી ૩–૩ જીવ પડેલા મ્હેં જોયા છે, પણ ફતેહ ઘણી વખત નથી જ મળતી. ઘણો વખત આ બીજ આપવાથી જે કરમ નથી પડતા તે 'સેન્ટોનીન' આપ્યા પછીથી તુરત જ ખરી પડેલા જણાયા છે. મોટા માણસ માટે બીજચૂર્ણની માત્રા ૩૦ ગ્રેનથી ૧ ડ્રામ સુધીની. ૪ વર્ષનાં બચ્ચાં માટે સાધારણ માત્રા ૪ ગ્રેનની. ગુંદરની માત્રા ૧૫ થી ૪૦ ગ્રેન સુધીની."

( મુઇદ્દીન શરીફ. મદ્રાસ )

આ છતાં પણ બીજ ઘણું ઉપયોગી કૃમિઘ્ન ઔષધ છે. સેન્ટોનીનનું પ્રતિનિધિ છે. કેટલાક કેસોમાં તો બહુજ સુંદર કામ કરે છે.

ઈન્ડીયન મૅડીસીનલ પ્લૅંટ્સ. પા. ૪૪૨.

ઉલ્લેખ—વ. શા. પા. ૨૩૬; રૂ. નિ. પા. ૪૮૨; N. p. 88; Watt I p. 548; Indi. Medi. Plants p. 440.

## ૧૨૦ મુદ્ગપર્ણી અને માષપર્ણી.

**N. O. Leguminosæ.**

**નામો**—(૧) मुद्गपर्णी, सहा, काकमुद्गा, मार्जारगंधिका (સંસ્કૃત); જંગલી મગ, અડબાઉ મગ (ગુજરાતી); રાનમુંગ, મુંગીર (મરાઠી); વનમુંગ (હિંદી); મુગાનિ (બંગાળી); Phaseolus trilobus ફેસીયોલસ ટ્રાઇલોબસ (લેટીન).

(૨) माषपर्णी, काम्बोजी, महासहा (સંસ્કૃત); જંગલી અડદવેલ (ગુજરાતી); રાન ઉડીદ (મરાઠી); વનઉર્દી (હિંદી); માષાનિ (બંગાલી); Phaseolous.... ...( ? ) (લેટીન).

**परिचय—** अरण्यमुद्गजा वल्ली सार्शिका पीतपुष्पका । मुद्गवल्लयाभपर्णा या मुद्गपर्णीति सा स्मृता ॥
माषपर्णसदृक्‌पर्णा रोमालुः वनसंभवा । मार्जारमोदनी माषपिंडी च वक्रनालका । हयपुच्छसमाकारा मधुरा पर्वतोद्भवा ॥

॥ शिवदत्तः ॥

**गुणाः—** **मुद्गपर्णी** हिमा स्वादुः वातरक्तविनाशनी ।
पित्तदाहज्वरान् हन्ति कृमिघ्नी कफशुक्रनुत् ॥
**माषपर्णी** रसे तिक्ता शीतला रक्तपित्तजित् ।

कफपित्तशुक्रकरी हन्ति दाहज्वरानिलान् ॥

॥ ध. नि. ॥

मुद्गपर्णी हिमा कासवातरक्तक्षयापहा ।
पित्तदाहज्वरान् हन्ति चक्षुष्या शुक्रवृद्धिकृत् ॥
माषपर्णी रसे तिक्ता वृष्या दाहज्वरापहा ।
शुक्रवृद्धिकरी बल्या शीतला पुष्टिवर्द्धिनी ॥

॥ रा. नि. ॥

माषपर्णी महावृष्या चक्षुष्या मुद्गपर्णिका ॥

॥ राजवल्लभः ॥

**चरक**— १ **वाजीकरणार्थम्**—माषपर्णभृतां धेनुं गृष्टिं पुष्टां चतुःस्तनीम् । समानवर्णवत्साञ्च जीवद्वत्साञ्च बुद्धिमान् ॥....इक्ष्वादामर्जुनादां वा सान्द्रक्षीराञ्च धारयेत् ॥ केवलन्तु पयः तस्याः शृतं वा शृतमेव वा । शर्करामधुसर्पिर्भिः युक्तं तद्वृष्यमुत्तमम् ॥

चि. अ. २.

**सुश्रुत**— २ **मूषिकविषे**—सहे सासिन्धुवारे च लिह्यात् तत्र समाक्षिके ॥

क. अ. ६

**बंगसेन**— ३ **वातासृग्दरे**—माषपर्णीविपक्वेन तैलेन पिचुधारणम् । कर्त्तव्यं रक्तनाशाय मार्दवाय सुखाय च ॥

**( असृग्दरचिकित्सा )**

**વર્ણન**—મુદ્ગપર્ણીના વેલા મગ જેવા અને માષપર્ણીના અડદ જેવા વેલા ચોમાસામાં ડુંગરોમાં થાય છે. બન્ને વેલાનાં પાન ખરસટ અને વાળની રૂંછાળથી ભરેલાં હોય છે. શીંગો ખેતરોમાં ઉગતા મગ-અડદના કરતાં સ્હેજ નાની હોય છે. જંગલમાં બન્ને થાય છે એટલે જંગલી ઉપનામથી ઓળખાય છે. મુદ્ગપર્ણી અને માષપર્ણી-બન્ને જીવનીય ગણુની મહામૂલ્યવાન વસ્તુઓ મનાયલી છે.

## વૈદ્યકમાં મુદ્ગપર્ણી અને માષપર્ણીનો ઉપયોગ.

**ચરક**— ૧ **વાજીકરણ તરિકે**—જંગલી અડદના છોડ ચાર સ્તનવાળી પહેલવેતરી હુષ્ટપુષ્ટ અને સમાનવર્ણવત્સા-એવી ગાયને ખાય તેટલા ખવડાવવા. પછી આવી ગાયનું ધારૂં દુધ દોહીને તુરતજ કે પછીથી ઉકાળીને સાકર, મધ, ઘી નાખીને પીવું. ઉત્તમ બલકારક છે.

સુશ્રુત— ૨ ઉંદરના ઝેરમાં—માષપર્ણી અને મુદ્ગપર્ણી બન્ને અને- નગોડ—એ બધાનો રસ મધ નાખીને ચાટવો ક. અ. ૬

બંગસેન— ૩ વાતજન્ય લોહીવામાં—જંગલી અડદના રસમાં તેલ પકાવી લેવું. તે તેલનું પોતું યોનિમાં રાખવાથી લોહીવા મટે છે.

**वक्तव्य**—ચરકે જીવનીય દશેમાનિમાં મુદ્ગપર્ણી અને માષપર્ણી—બન્નેને ગણાવેલી છે. 'काकेन ईषत् जलेन मुदं गच्छति' અને 'काका मुद्राः हर्षप्राप्ताः यस्याम्' આવું નિરૂક્ત ભાનુજી દીક્ષિતે આપેલું છે. માષપર્ણીને काम्बोजी–'कम्बोजदेशे भवा' અને हयपुच्छा–'हयपुच्छमिव पर्णान्यस्याः' આવું નિરૂક્ત છે. 'હયપુચ્છી' કેમ કહી હશે?

**નવ્યમત**—મુદ્ગપર્ણીનાં પાન બલપ્રદ અને શામક ગણાય છે. નબળી આંખો ઉપર પોટીસ તરીકે (Cataplasms) બંધાય છે. (ઓશાઉઘ્નેસી. પા. ૩૧૭)

બિહાર તરફ અનિયમિત જ્વરના કેસોમાં આખા છોડનો ઉપયોગ થાય છે. (મુરે. ૧૨૬).

**ઉલ્લેખ**—૧. શા. પા. ૨૪૯. ૩. નિ. પા. ૫૮–૫૯; N. p. 89; Indi. Medi. Plants p. 446.

---

## ૧૨૧ અડદ.

### N. O. Leguminoseæ.

**નામો**—माषः (સંસ્કૃત); અડદ (ગુજરાતી); ઉડિદ (મરાઠી); ઉરદ (હિંદુસ્તાની); Kidney bean–કીડની બીન (અંગ્રેજી); Phaseolus radiatus ફેસીઓલસ રેડીએટસ (લેટીન).

माषस्तु कुरुविंदः स्याद्धान्यवीरो वृषांकरः ।
मांसलश्च बलाढ्यश्च पित्र्यश्च पितृजोत्तमः ॥

गुणाः— माषो गुरुः स्वादुपाकः स्निग्धो रुच्योऽनिलापहः ।
उष्णः संतर्पणो बल्यः शुक्रलो बृंहणः परः ॥
[illegible]लः स्तन्यमेदपित्तकफप्रदः ।
गुदकीलार्दिमश्वासपक्तिशूलानि नाशयेत् ॥
कफपित्तकरा माषाः कफपित्तकरं दधि ।
कफपित्तकरा मत्स्या वृंताकं कफपित्तकृत् ॥

॥ भा० प्र० ॥

माषः स्निग्धो बहुमलकरः शोषणः श्लेष्मकारी

वीर्येणोष्णो झटिति कुरुते रक्तपित्तप्रकोपम् ।
हन्याद्वातं गुरुं बलकरो रोचनो भक्ष्यमाणः
स्वादुर्नित्यं श्रमशमकरो जीवनीयो नराणाम् ॥

रा नि.

माषो गुरुर्भिन्नपुरीषमूत्रः स्निग्धोष्णवीर्यो मधुरोऽनिलघ्नः ।
संतर्पणः स्तन्यकरो विशेषात् बलप्रदः पित्तकफावहश्च ॥
कषायभावान्न पुरीषभेदी न मूत्रलो नैव बलासकर्ता ।
स्वादुर्विपाके मधुरोऽलसान्द्रः संतर्पणश्चैव रुचिप्रदश्च ॥
माषैः समानं फलमात्मगुप्तमुक्तं च काकाण्डफलं तथैवा ॥

सुश्रुतः सू. ४६. ३४-३५

माषः स्निग्धो मारुतघ्नो गुरूष्णो वर्चःपित्तश्लेष्मकृत्तेजहेतुः ।
शुक्राधिक्याद्द्रावकर्ता सरः स्यात् काकाण्डोलन्यात्मगुप्तापि तद्वत् ॥
स्निग्धोऽथ वृष्यो मधुरश्च बल्यो स्तन्यः कफानां परिबृंहणश्च ।
पाकेऽम्लकोऽयं कथितो हि शुक्रमेदप्रदोऽनल्पबलो हि माषः ॥
माषःस्निग्धो बलश्लेष्ममलपित्तकरः सरः ।
गुरूष्णोऽनिलहा स्वादुः शुक्रवृद्धिविरेककृत् ॥

वाग्भटः

माषाः श्लेष्मपित्तजनननानाम् । सू. २५.
वृष्यः परं वातहरः स्निग्धोष्णमधुरो गुरुः ।
बल्यो बहुमलः पुंस्त्वं माषः शीघ्रं ददाति च ॥

चरकः सू. २७-२४.

वृन्द— १ विश्वाच्याम्—मूलं बलाया.... । नस्यं तु यो माषरसेन
कुर्यान्मासादसौ वज्रसमानबाहुः ॥ वाताधिकारे ।

चरक— २ वाजीकरणे—माषयूषेण यो भुक्त्वा घृताढ्यं षाष्टिकौदनम् ।
पयःपिबति रात्रिं स कृत्स्नां जागर्ति वेगवान् ॥

ગુણ— ચરક અડદને વૃષ્ય, વાતહર, સ્નિગ્ધ, ઉષ્ણ, મધુર, ગુરૂ, બલ્ય, બહુમલ કરનાર અને કૌવત આપનાર કહે છે.

સુશ્રુત તેને ઝાડો પેશાબ વધારે લાવનાર, ઉષ્ણુવીર્ય, અનિલઘ્ન, સ્તન્યકર, પિત્ત અને કફને હરનાર, ગુરૂ અને કૌચાંના જેવા ગુણવાળા ગણાવે છે.

વાગ્ભટ અડદને સ્નિગ્ધ, બલ કરનાર, શ્લેષ્મ, મલ અને પિત્તને કરનાર, સ્વાદિષ્ટ, શુક્રની વૃદ્ધિ કરનાર અને ઝાડો સાફ લાવનાર વર્ણવે છે.

### વૈદ્યકમાં અડદનો ઉપયોગ.

વૃંદ-- (૧) **વિશ્વાચી** (armpalsy) **માં**--અડદના રસનું નસ્ય આપવાથી વિશ્વાચી મટી જાય છે. એક માસના પ્રયોગથી વજ્રના જેવો કઠિન હાથ થાય છે.

ચરક-- (૨) **વાજીકરણ માટે**--સાઠી ચોખા, અને સારા પ્રમાણમાં ઘી અડદના યૂષ સાથે ખાવાથી સારી શકિત આવે છે અને આખી રાત સ્રીસેવન કરવાની શકિત મેળવી શકે છે. ચિ. ૨-૪૫.

**वक्तव्य**---ચરક સ્વેદોપગ દશેમાનિમાં અડદનો ઉલ્લેખ કરે છે. સૂત્રસ્થાનના ત્રીજા અધ્યાયમાં वातामयिनां प्रदेहः એમાં અડદ છે. યોનિવ્યાપચ્ચિકિત્સામાં આકડાના દુધની ભાવના અડદને આપીને તેની વર્તિ શ્લેષ્મદુષ્ટ યોનિરોગમાં આપવાનું ચરકે કહેલું છે. યોનિવિશોધિની બીજી વર્તિમાં પણ માષનો ઉલ્લેખ જણાય છે. (જુઓ ચરક ચિ. અ. ૩૦-૬૯-૭૦). સ્વભાવથી જ અડદ ભારે છે ( સૂ. ૨૭-૩૨૮ ). સુશ્રુત માષને સ્વતંત્ર રીતે વાજીકરણમાં વાપરતા નથી; બીજાં દ્રવ્યો સાથે વાપરેલો છે ખરો. શોષપ્રતિષેધ અધ્યાયમાં 'घृतेन चाजेन समाक्षिकेण । तुरंगगंधातिलमाषचूर्णम्'--નો પ્રયોગ છે. એટલે સુશ્રુત તેનામાં નવીન જીવનશક્તિ આપવાનો ગુણ જુએ છે એ સ્પષ્ટ સમજાય છે. સ્વપ્ન જોયા પછી दध्यान्माषांस्तिलांल्लोहं....विप्रेभ्यः काञ्चनं तथा ( सू. २९-७२ ) એમ કહેલું છે. વ્રણમાં પીડન દ્રવ્યોમાં તે વપરાયલું છે. મધુરવર્ગમાં તેને ગણાવેલું છે ( સૂ. ૪૨-૧૮ ) આર્તવ નાશ પામ્યું હોય તો માષ ખાવાનું કહેલું છે ( शा. २-२२ ). વાગ્ભટ તેમજ ચરક બન્ને કઠોળમાં અડદ અધમ છે એમ કહે છે ( જુઓ વાગ્ભટ સૂ. ૬-૨૩ ).

माष, राजमाष, महामाष એ ત્રણ શબ્દો પ્રાચીન વૈદ્યક ગ્રંથોમાં જણાય છે. राजमाष અને महामाष કોને કહેવા ? વાગ્ભટટીકાકાર અરૂણદત્ત माषकः वास्तुलः-- આમ કહે છે.

**Actions and Uses**—The seeds are aphrodisiac, nutritive, also nervine tonic. As a nervine tonic, the Udida Dāla and a

compound confection known as Urida-chá-ládu are much used in paralysis, rheumatism and affections of the nervous system. The Dál is also useful as a preventive of frequent attacks of cold which occur in winter. When parched it is eaten in uterine complaints. The root is said to possess some narcotic properties.
(R. N. Khory.)

**ભાવાર્થ**—અડદ વાજીકરણ તરિકે, પોષક તરિકે અને વાયુનાં દરદોમાં શક્તિપ્રદ તરિકે વપરાય છે. અડદની દાળ અને અડદના લાડુ લકવામાં, પક્ષાઘાતમાં, સંધિવામાં અને બીજાં વાયુનાં દરદોમાં અતિશય વપરાય છે. શિઆળામાં ઠંડી બહુ પડે છે ત્યારે અડદની દાળ ખાવાથી શરીરમાં ઠીક ગરમી આવે છે અને તેથી ટાઢ ઓછી લાગે છે. શેકેલા અડદ પેસાબની ફરિયાદવાળાં દરદોમાં ખવાય છે. અડદનું મૂલ ઘેન લાવનાર છે એમ મનાય છે. ( આર. એન. ખોરી )

**નોંધ**—આના મૂળને રૅાયલ ઘેન લાવનાર narcotic-માને છે અને સંતાલો મૂળને હાડકાં દુખતાં હોય તે ઉપર લગાવે છે એમ કેમ્પબેલ કહે છે.

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૬૬૧; વ. શા પા. ૨૫૦; Watt VI part I p. 191; Indi. Medi. Plants p. 447.

---

## ૧૨૨ ગરણી.

### N. O. Leguminosæ.

**નામો**—गिरिकार्णिका, विष्णुक्रान्ता, अपराजिता ( સંસ્કૃત ); ગરણી ( ગુજરાતી ); ગોકર્ણી, કાજળી ( મરાઠી ); કાજિન, કાળીજર, અપરાજીત ( હિંદી ); Clitoria ternatea-કલીટોરીઆ ટરનેટીઆ ( લેટીન );

**गुणाः**—

गिरिकर्णीद्वयं तिक्तं पित्तोपद्रवनाशनम् ।
चक्षुष्यं विषदोषघ्नं त्रिदोषशमनं च तत् ॥
गिरिकर्णी हिमा तिक्ता पित्तोपद्रवनाशिनी ।
विषनेत्रविकारांश्च हन्ति कुष्ठरुजापहा ॥

ध. नि.

गिरिकर्णी हिमा तिक्ता पित्तोपद्रवनाशिनी ।
चक्षुष्या विषदोषघ्नी त्रिदोषशमनी च सा ॥
नीलाद्रिकर्णी शिशिरा सतिक्ता रक्तातिसारज्वरदाहहंत्री ।

विच्छर्दिकोन्मादमदभ्रमार्तिश्वासार्तिकासामयहारिणी च ॥

रा. नि

अपराजिते कटू मेध्ये शीते कंठ्ये सुदृष्टिदे ।
कुष्ठशूलत्रिदोषामशोथव्रणविषापहे ॥
कषाये कटुके पाके तिक्ते च स्मृतिबुद्धिदे ॥

भा. प्र.

चरक— १ सर्पविषे–सिन्धुवारस्य मूलञ्च श्वेता च गिरिकर्णिका।
पानं दर्वीकरैः दष्टे........ ॥ चि. अ. २१

चक्रदत्त— २ भूतोन्मादे–साज्यं भूतहरं नस्यं श्वेताज्येष्ठाम्बुनिर्मितम् ॥

उन्मादचि.

३ गलगण्डे–घृतमिश्रं पीतमिव श्वेतगिरिकर्णिकामूलम् ।

( गलगण्डचि० )

शार्ङ्गधर— ४ परिणामशूले–विष्णुकान्ताजटाकल्कः सिताक्षौद्रघृतैर्युतः ।
परिणामभवं शूलं नाशयेत् सप्ताभिः दिनैः ॥

शोढल— ६ ऊर्ध्वगे रक्तपित्ते–क्षीरान्नभुक् पिबेद्यत्नाद्विष्णुक्रान्तां सशर्कराम् ।
ऊर्ध्वरक्तार्दितः सम्यग्गव्येन पयसा सह ॥

राजमार्तण्डे— ६ शुक्ररोगे–श्वेताद्रिकर्ण्या....मूलैः प्रपिष्टैः यवचूर्णयुक्तैः ।
विलोचनं पूरितमम्बुयुक्तैर्विमुच्यते पुष्पकृतोपसर्गात् ॥

७ अपच्याम्–पुष्ये गृहीतं गिरिकर्णिकाया मूलं सितायाः गलके निबद्धम् । गव्येन लीढं यदि वा घृतेन निहन्ति घोरामपचीं तदेव ॥

८ श्वित्रे–मूलेन पिष्टेन सिताद्रिकर्ण्याःशीताम्बुयुक्तेन विलिप्य गाढम् ।
पश्चात्प्रणाशं सितमेति कुष्ठम् चिरप्ररूढं द्विगुणैर्दिनैस्तु ॥

वैद्यमनोरमा— ९ गर्भस्थापनार्थम्–गिरिकर्ण्याः शिफा श्वेता कुमुदायाः कटीतटे ।
धार्यमाणा स्त्रिया गर्भस्थापनाय भवेत्प्रभुः ॥

१० कुकूणके—अन्तर्बहिर्नयनयोर्गिरिकर्णिकायाः पुष्पं गवां पयसि पेषितमर्भकानाम् । संयोजयेद्दशनजन्मनिदानभूतम् रोगं कुकूणकमपोहति शीघ्रमेव ॥

११ वाजीकरणे—श्वेतगिरिकर्णिकायाः पत्रं पयसा विपक्वमश्नीयात् ।
प्रातर्नरोऽङ्गनानां शतमपि गच्छेदपूर्ववद्रात्रौ ॥

हारीतः— १२ शोथे—कल्को वा गिरिकर्ण्याश्चापीतः शोथविनाशनः ॥

१३ वल्मीकश्लीपदयोः—गिरिकर्णिकामूलञ्च.... ।
पिष्ट्वा प्रलेपनं कार्यं वल्मीकश्लीपदस्य च ॥

**વર્ણન**—ગરણીના વેલા ચોમાસે ઘણા જોવામાં આવે છે. તેની બે જાતો થાય છે. એક સફેદ ફુલની અને બીજી આસમાની ફુલની. એનાં પાન આંતરે આવેલાં હોય છે. ફુલમાં કોઇ જાતની વાસ હોતી નથી, પણ દેખાવમાં બહુ સુંદર હોય છે. એનાં બીજ દવાના કામમાં ઘણા વખતથી વપરાતાં આવ્યાં છે.

## વૈદ્યકમાં ગરણીનો ઉપયોગ.

**ચરક**— ૧ **સાપના ઝેરમાં**-ધોળી ગરણીનું મૂલ ઘસીને પીવું. ચિ. અ. ૨૫.

**ચક્રદત્ત**— ૨ **ભૂતોન્માદમાં**-ધોળી ગરણીનું મૂલ પાણી સાથે ઘસવું. તે ઘસારામાં ચોખાનું પાણી અને ઘી નાખીને નસ્ય આપવું.

૩ **ગલગંડમાં**-ધોળી ગરણીના મૂળનો ઘસારો, ઘી સાથે પીવો.

**શારંગધર**— ૪ **પરિણામશૂળમાં**-ગરણીના મૂળનો કલ્ક ઘી, સાકર અને મધ સાથે સાત દિવસ ખાવાથી પરિણામશૂલ મટે છે.

**શોઢલ**— ૫ **ઊર્ધ્વ રક્તપિત્તમાં**-ગરણીના મૂળનું ચૂર્ણ સાકર સાથે લેવાથી અને દુધનો જ ખોરાક લેવાથી ઊર્ધ્વ રક્તપિત્ત મટી જાય છે.

**રાજમાર્તંડ**— ૬ **ફુલું પડયું હોય તો**-ધોળી ગરણીનું મૂળ પાણીમાં ઘસીને સ્હેજ જવનું ચૂર્ણ નાખીને-આંખમાં આંજવાથી આંખનું ફુલું મટે છે.

૭ **અપચી નામના રોગમાં** ( ગલગંડમાં )-પુષ્ય નક્ષત્રમાં સફેદ ગરણીનું મૂળ લઇ લેવું. તે મૂળ ગળે બાંધવું અને એજ મૂળ ગાયના ઘી સાથે હમેશાં ચાટવું-ખાવું. અપચી ( ગલગંડ ) મટે છે.

૮ **સફેદ કોઢમાં**-ધોળી ગરણીના મૂળને ઠંડા પાણીમાં ઘસવું. તેનો ઘાટો ઘસારો કોઢ ઉપર ઘસવો. એક પખવાડીયામાં

કોઢ મટી જશે. બહુ લાંબા વખતનું દરદ હશે તો એથી બમણા દિવસ લાગશે.

વૈદ્યમનોરમા—૯ **ગર્ભસ્થાપન માટે**—સફેદ ગરણીનું મૂળ ગર્ભિણી કટીપ્રદેશ ઉપર બાંધી રાખે તો તેથી ગર્ભપાતની બીક રહેતી નથી.

૧૦ દાંત ફુટતી વખતે નાનાં બચ્ચાંને આંખો આવે છે તે 'કુકૂણક' નામના રોગથી ઓળખાય છે, તેમાં—ગાયના દુધ સાથે ગરણીનાં ફુલને વાટી નાખવાં અને પછી તે દુધ આંખની અંદર અને બહાર લગાવવું. આથી તુરત જ કુકૂણક મટી જશે.

૧૧ **વાજીકરણમાં**—સફેદ ગરણીનાં પાન દુધમાં પકાવીને જે માણસ સવારમાં ખાય છે તે માણસ સો સ્ત્રીઓ ભોગવી શકવાની અપૂર્વ શક્તિ ધરાવે છે.

હારીત— ૧૨ **સોજામાં**—ગરણીના મૂળનું ચૂર્ણ પીવાથી સોજો મટે છે.

૧૩ **હાથીપગામાં**—ગરણીનું મૂળ ઘસીને હાથીપગામાં ચોપડવું.

**वक्तव्य**—ચરક અને સુશ્રુત બન્ને શિરોવિરેચન દ્રવ્યોમાં અપરાજીતાનો ઉલ્લેખ કરે છે. બન્ને વાન્તિકર દ્રવ્યો ગણાવતી વખતે ગરણીનો ઉલ્લેખ કરતા નથી. બન્ને શોથના અધ્યાયમાં પણ અપરાજીતાનો ઉલ્લેખ કરતા નથી. ચરકે અન્ય દ્રવ્યો સાથે ઉન્માદમાં અપરાજીતા યોજેલી છે ખરી—સુશ્રુતે નહિ. વૈદ્યમનોરમાના કર્તા સિવાય અન્ય કોઈ લેખક વાજીકરણમાં અપરાજીતા વાપરતા નથી.

ગરણીનાં બીજ આટલાં ઉપયોગી હોવા છતાંયે ઉપરના ઉપયોગમાં વપરાયલાં જણાતાં નથી. બધા જ મૂળ વાપરે છે. અત્યારના વનસ્પતિશાસ્ત્રીઓ ગરણીનાં બીજને 'કાલાદાણા'ની અવેજીમાં વાપરે છે.

**Actions and Uses**—The root is demulcent, diuretic and laxative, and is given in fever, croup, chronic bronchitis, ascites, dropsy and enlargement of the abdominal viscera. As a demulcent the infusion is used to relieve irritation of the bladder and urethra and also given in bronchitis. The juice of fresh root is blown up the nostrils in hemicrania. The extract is a brisk purgative—a good substitute for Kaladana, gulbas bija and jalap. ( R.N. Khory. II. 206 )

Ainslie mentions tho use of the root in Croup, given with

the object of causing nausea and vomiting. The author of the Bengal Dispensatory after extensive experiments denies its emetic properties but says that an alcoholic extract proved a brisk purgative in doses of from 5 to 10 grains, he found it however to give rise to griping, and tenesmus and does not recommend its use.
( Dymock I. 459 )

**ભાવાર્થ**—ગરણીનું મૂળ, સ્નિગ્ધ, મૂત્રલ, રેચક છે. તે તાવમાં અને કુકડીઆ ખાંસીમાં, જુની વરાધમાં, શોથ અને ઉદરમાં તેમજ યકૃત્પ્લીહ–વૃદ્ધિમાં વપરાય છે. ગરણીના મૂલનો કવાથ સ્નિગ્ધ હોવાથી મૂત્રકૃચ્છ્ર અને વરાધમાં વપરાય છે. આધાશીશીમાં લીલી ગરણીના મૂળનો રસ નસ્ય તરિકે વાપરવામાં આવે છે. ગરણીના મૂળનું સત્ત્વ તીવ્ર વિરેચક છે અને કાલાદાણા, ગુલ્બાસ બીજ અને જૅલાપ વિગેરેના પ્રતિનિધિ તરિકે ઉત્તમ છે.

( બોરી. ભા. ૨ પા. ૨૦૬ )

**એઇન્સ્લી** એના મૂળને કુકડીયા ખાંસીમાં તેમજ મૅાળ ઉત્પન્ન કરાવવા અને ઉલટી કરાવવા માટે યોજવાનું જણાવે છે. 'બેંગાલ ડીસ્પેન્સેટરી 'નો કર્તા ઘણા પ્રયોગોને અંતે ગરણીના મૂળની વામકશક્તિનો ઈન્કાર કરે છે પણ તેનો 'આલ્કોહોલીક ઍકસટ્રેક્ટ' ૫ થી ૧૦ ગ્રેનની માત્રામાં તીવ્ર વિરેચક હોવાનું જાહેર કરે છે; પણ તે એકસટ્રેકટથી પેટમાં ચુંક, શૂલ અને કુથન વધારે ઉત્પન્ન થાય છે અને તેથી તેની વપરાશ માટે ભલામણ કરતો નથી.

( ડીમક. ભા. ૧ પા. ૪૫૯ ).

**ઉલ્લેખ**—વ. શા. પા. ૨૫૦; રૂ. નિ. પા ૩૩૯; N. p. 89; Watt II p. 375; Indi. Medi. Plants p. 448.

---

## ૧૨૩ કળથી.

### N. O. Leguminosæ.

**નામો**—कुलत्थः, ताम्रबीजः कुलत्थिका ( સંસ્કૃત ); કળથી ( ગુજરાતી ); લાલકુળથી ( મરાઠી ), કુલથી ( હિંદી ); Dolichos biflorus–ડૉલીકોસ બાઈફ્લોરસ્ ( લેટીન ).

**परिचय**— कुलित्थः ताम्रबीजश्च श्वेतबीजः सितेतरः ॥

॥ रा॰ नि॰ ॥

गुणाः— कुलस्थिका कटुस्तिक्ता स्यादर्शःशूलनाशनी ।
विबन्धाऽऽध्मानशमनी चक्षुष्या व्रणरोपणी ॥

॥ रा. नि. ॥

कुलत्थः कटुकः पाके कषायः पित्तरक्तकृत् ।
लघुर्विदाही वीर्योष्णः श्वासकासकफानिलान् ।
हन्ति हिक्काश्मरीशुक्रदाहानाहान् सपीनसान् ॥
स्वेदसंग्राहको मेदोज्वरकृमिहरः परः ॥

॥ भा. प्र. ॥

कुलत्थः कफवातघ्नो ग्राह्युष्णो बृंहणः कटुः ।
गुल्मशुक्राश्मरीभेदःश्वासकासप्रमेहजित ॥

॥ राजवल्लभः ॥

उष्णाः कषायाः पाकेऽम्लाः कफशुक्रानिलापहाः ।
कुलत्थाः ग्राहिणः कासहिक्काश्वासार्शसां हिताः ॥

चरकः

उष्णःकुलत्थो रसतःकषायः कटुर्विपाके कफमारुतघ्नः ।
शुक्राश्मरीगुल्मनिषूदनश्च संग्राहकः पीनसकासहारी ॥
आनाहमेदोगुदकीलहिक्काश्वासापहः शोणितपित्तकृच्च ।
कफस्य हन्ता नयनामयघ्नः विशेषतो वन्यकुलत्थ उक्तः ॥

सुश्रुतः

कषायस्वादुरूक्षोष्णाःकुलत्थाः रक्तपित्तलाः ।
पीनसश्वासकासार्शोहिध्माऽऽनाहकफानिलान् ॥
घ्नन्ति शुक्राश्मरीं शुक्रं दृष्टिं शोफं तथोदरम् ।
ग्राहिणो लघवस्तीक्ष्णाः विपाकेऽम्ला विदाहिनः ॥

वृद्धवाग्भटः

चरक— १ अर्शःसु—यूषं कौलत्थमेव वा ॥ चि. ९

सुश्रुत— २ वातशूले—कुलत्थयूषो युक्ताम्लो लावकायूषसंस्कृतः ।
ससैन्धवः समरिचो वातशूलविनाशनः ॥ उ. ४२.

३ कृमिषु—कुलत्थक्काथसंसृष्टं क्षीरपानञ्च पूजितम् ॥

वाग्भट— ४ नेत्रकोपे–आरण्याश्छगणरसे पटावबद्धाः सुस्विन्ना नखवितुषीकृताःकुलत्थाः । तच्चूर्णं सकृद्वचूर्णनान्निशीथे नेत्रानां विधमति सद्य एव कोपम् ॥ उ. अ. १६

चक्रदत्त— ५ स्वेदागमरोधार्थम्–स्वेदोद्गमे ज्वरे देयं चूर्णं भृष्टकुलत्थजम् ॥ ( ज्वरचिकित्सा )

६ शीतपित्ते–कौलत्थेन रसेन वा । भोजनं सर्वदा पथ्यम् ॥ ( शीतपित्तचि० )

वङ्गसेन— ७ आमवाते–हितञ्च यूषं कौलत्थम् ॥ ( आमवातचि० )

८ अन्नद्रवाख्ये शूले–कुलत्थशक्तूनथवा दध्नाऽद्याद्विस्तरेण तु ॥

९ कफगुल्मे—कुलत्थान्....।.... कफगुल्मे प्रयोजयेत् ॥

१० गण्डमालायाम्–भोजनञ्चानभिष्यन्दि यूषः कौलत्थ इष्यते ॥

**વર્ણન**—કળથીના વેલા ખેતરોમાં થાય છે. તે વાવવામાં આવે છે. તેની શીંગ ચપટી થાય છે. બજારમાં કળથી વેચાતી મળે છે. એનું શાક પણ લોકો ખાય છે.

## વૈદ્યકમાં કળથીનો ઉપયોગ.

ચરક— ૧ **હરસમાં**–કળથીની રાબ પીવી. ચિ. ૯.

સુશ્રુત— ૨ **વાતશૂલમાં**–કળથીનો યૂષ, લાવકી (?)ના યૂષ સાથે સિંધાલુણ અને મરી નાખીને પીવો. ઉ ૪૨

૩ **કૃમિમાં**–કળથીનો કવાથ પીવો. ઉપરથી દુધ પીવું. ઉ. ૫૪.

વાગ્ભટ— ૪ **નેત્રકોપમાં**–છાણના રસમાં, પોટલીમાં કળથી ( ખરી રીતે ચીમડ લેવી જોઇએ. ) બાંધીને તે પોટલી ટંગાવવી. ચીમડ બફાઇ જાય એટલે તેને નખથી ફોતરાં કાઢી નાખીને સાફ કરવી. પછી તેનું ચૂર્ણ કરીને આંખમાં આંજવાના કામમાં લેવું. ગમે તેવી જોરથી આંખ દુખવા આવી હોય પણ એકદમ આરામ મળે છે.

ચક્રદત્ત— ૫ **પરસેવો બહુ આવતો હોય તે અટકાવવાને**–સેકેલી કળથીનું ચૂર્ણ આપવાથી તાવમાં બહુ પરસેવો આવતો હોય તો તે બંધ થઇ જાય છે. ( જ્વરચિકિત્સામાં )

૬ **શીળવામાં**–કળથીની રાબ પીવી.

બંગસેન— ૭ **આમવાતમાં**–કળથીની રાખ હિતકર છે.

૮ **અન્નદ્રવ નામના શૂળમાં**–કળથીનો સાથવો દહીં સાથે ખાવો.

૯ **કફજન્ય ગુલ્મમાં**–કફગુલ્મમાં કળથીનો ઉપયોગ કરવો.

૧૦ **ગંડમાળામાં**–અનભિષ્યન્દી અન્નપાન અને કળથીનો યૂષ હિતકર છે.

**वक्तव्य**—कुलत्थश्च शुक्लकृष्णचित्रलोहितभेदेन चतुर्विधो भवति। तथा ग्राम्य वन्यभेदेन च द्विविधोऽपि ॥

અર્થાત્ ચરકટીકાકાર **ચક્ર**પાણિ કળથીના શુકલ, કૃષ્ણ, ચિત્ર, લોહિત એવા ચાર ભેદો અને વળી પાછા ગ્રામ્ય અને વન્ય–એવા ભેદો કળથીના ગણાવે છે.

ચરક કળથીને સ્વેદોપગ દશેમાનિમાં ગણાવે છે. જે વસ્તુ ખાવાથી પરસેવો પેદા કરવામાં સહાયભૂત થઈ પડે તેને સ્વેદોપગ કહી શકાય. અન્ય ગ્રંથોમાં એને **સ્વેદરોધ** માટે યોજેલી છે. સ્વ. કવિરાજ વિરજાચરણ ગુપ્ત આ મતના છે કે કળથી ખાવાથી તે સ્વેદોપગ છે અને બહાર મર્દન કરવાથી સ્વેદનો રોધ કરનાર છે.

**Constituents**—Albuminoids, starch, oil, ash and phosphoric acid.

**Actions and Uses**—Astringent, diuretic, tonic. The decoction is used in urinary diseases and menstrual derangements. Parturient women use it to promote lochia; also given to check profuse leucorrhœa and menstual fluxes. A powder of these seeds is applied to the skin to check cold sweats.

( R. N. Khory II p. 210.)

**ભાવાર્થ**—કળથી ગ્રાહી, મૂત્રલ અને બલ્ય છે. પેસાબના રોગો અને આર્તવના રોગોમાં કળથીનો કવાથ ઉપયોગી છે. સુવાવડી સ્ત્રીઓ પ્રસવાન્તસ્રાવ (lochia) વધારવાને માટે આનો ઉપયોગ કરે છે. અત્યંત પ્રદરસ્રાવ અને વારંવાર જણાતા આર્તવને રોકવા માટે પણ આ વપરાય છે. કળથીનું ચૂર્ણ શરીરે ઘસવાથી ઠંડો પરસેવો આવતો અટકે છે.

( ખોરી. ભા. ૨. પા. ૨૧૦ )

**ઉલ્લેખ**—વ. શા. પા. ૨૫૩; રૂ. નિ. પા. ૬૭૧; N. P. 90; Watt III p. 175; Indi. Medi. Plants p. 449.

## ૧૨૪ તુવેર.

**N. O. Leguminosæ.**

**નામો**—आढकी, तुवरी ( સંસ્કૃત ); તુવેરની દાળ, તુવેર ( ગુજરાતી ); તુરી ( મરાઠી ); અરહર ( હિંદી ); શાખુલ ( ફારસી ); Pigeon pea–પીજીઅન પી ( અંગ્રેજી ); Cajanus Indicus–કૅજેનસ્ ઈન્ડીકસ્ ( લેટીન )

**परिचय**— आढकी तुवरी वर्या करवीरानुजा च सा ।
वृत्तबीजा पीतपुष्पा श्वेता रक्ता सिता त्रिधा ॥

**गुणाः**— आढकी तु कषाया च मधुरा कफपित्तजित् ।
ईषद्वातकरी रुच्या विदला गुरु ग्राहका ॥
सा च श्वेता दोषहंत्री हिता चेत् रुच्या बल्या पित्ततापादिहन्त्री ।
सा श्यामा चेद्दीपनी पित्तदाहध्वंसा बल्यं चाढकीयूषमुक्तम् ॥

॥ रा० नि० ॥

विबंधाध्मानकृत्स्वादुः स्वादुपाकाऽल्पवातला ।
शीतला बद्धविण्मूत्रा लघ्वी रूक्षा प्रकीर्तिता ॥

॥ शोढल. ॥

अर्शनाशुकरा प्रोक्ता घृतयुक्ता च वातहा ।
कफपित्तहरा लेपैः सेकैः मेदकफापहा ॥

॥ नि० र० ॥

ગુણ—તુવેરની દાળ કષાય છે, મધુર છે, કફપિત્તને જીતનારી છે, સ્હેજ વાયુ કરનાર છે, રૂચ્ય છે, ગુરૂ અને ગ્રાહી છે. દરેક રોગમાં તે હિતકર છે. હરસવાળા માટે સારી છે. ઘી નાખીને તુવેરની દાળ ખાવાથી વાયુ નથી કરતી. લેપ વિગેરેમાં તે કફપિત્તને હરનારી છે. સેકમાં મેદ અને કફને હરનાર છે. તુવેરની દાળ બધાને માફક છે.

**વક્તવ્ય—ચરકે** ' आढकी कफपित्तघ्नी वातला कफवातनुत् ' ( सू. २७–३१ ) ગણી છે; રક્તપિત્તમાં ( चि. ४–३५ ) અને વાતરક્તમાં ( चि. २९–४८ ) આઢકી ( તુવેર ) હિતકર છે એમ કહ્યું છે. વાતવ્યાધિના ત્રિફલાદિઘૃતમાં આઢકી છે ( चि. २८–१२५ ). વિષમાં હિક્કાવર્તિમાં આઢકી નાખેલી છે. વિષના અમૃતઘૃતમાં છે. અપસ્મારના મહાપંચગવ્યઘૃતમાં પણ છે ( चि. १५–१८. ).

**સુશ્રુતે** સર્વ પ્રાણીને હિતકર ખોરાકમાં આઢકી ગણાવેલી છે. ગુણ પણ આપેલા છે.

વાગ્ભટે પણ તુવેર વાપરેલી છે.

**નવ્યમત**—તુવેરનાં પાંદડાં મ્હોંના રોગમાં વપરાય છે. પાનનો તાજો રસ સ્હેજ મીઠું નાખીને કમળામાં અપાય છે. ( બી. ડી. બાસુ. )

તુવેરની દાળ અને પાંદડાં, બન્નેને વાટીને સ્હેજ ગરમ કરી લઇને ધાવણ બંધ કરવા માટે સ્તનની ડીંટડી ઉપર ચોપડવામાં આવે છે.
( લી. મેંગલોર. )

તુવેરના દાણાની પોટીસ સોજો ઉતારે છે. ( ઉમેગુદ્દીન—મદ્રાસ )

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૬૬૪; Indi. Medi. Plants. p. 450; N. p. 91.

---

## ૧૨૫ સીસમ.

### N. O. Leguminosæ

**નામો**—शिंशपा ( સંસ્કૃત ); સીસમ ( ગુજરાતી ); શીસુ ( મરાઠી ); શીસમ ( હિંદી ); શિશુગાછ ( બંગાલી ); Dalbergia sissoo. ડાલબર્જીયા સીસુ ( લેટીન ).

**परिचय**—
शिंशपा कृष्णसारा स्यात् वृत्तपत्राऽणुपुष्पका ।
शिंबिफला गुच्छपुष्पा तद्वत् कपिलशिंशपा ॥
॥ शिवदत्तः ॥

**गुणाः**—
कटूष्णं कण्डूदोषघ्नं बस्तिरोगविनाशनम् ।
शिंशपायुगलं वर्ण्यं हिक्काशोफौ विसर्जयेत् ॥
॥ ध. नि. ॥

शिंशपा कटुका तिक्ता कषाया दोषहारिणी ।
उष्णवीर्या हरेन्मेदःकुष्ठश्वित्रवमिकृमीन् ॥
बस्तिरुग्व्रणदाहास्त्रबलासान् गर्भपातिनी ॥
॥ भा. प्र. ॥

शिंशपात्रितयं वर्ण्यं हिमशोफविसर्पजित् ।
पित्तदाहप्रशमनम् बल्यं रुचिकरं परम् ॥
॥ रा. नि. ॥

सुश्रुत— १ वसामेहे–वसामेहिनं शिंशपाकषायम् ॥ चि. अ. ११

२ सर्वज्वरे–उदकाद्विगुणं क्षीरं शिंशपासारसंयुतम् ।
तत्क्षीरशेषं क्थितं पेयं सर्वज्वरापहम् ॥ उ. ३९.

हारीत— ३ नेत्ररोगे–वातपित्तकफदोषसंभवाम् नेत्रयोर्बहुविधामपि व्यथाम्।
एक एव हरति प्रयोजितः शिंशपापल्लवरसः समाक्षिकः ॥

बंगसेन— ४ गृध्रस्याम्–शिंशपात्वक्तुलां क्षुण्णां जलद्रोणद्वये पचेत् ।
अष्टभागावशिष्टञ्च पूतं लेहञ्चकारयेत् ॥ पायसं सहविण्यान्नं
तत्कर्षेण च मिश्रितं। भक्षयेदेकविंशाहं गृध्रसीनाशनं परम् ॥

**વર્ણન**—સીસમનાં ઝાડ મોટાં થાય છે. થડ અને શાખાઓ ખરબચડી હોય છે. પાન આંતરે આવેલાં અને સંયુકત હોય છે. તેની મુખ્ય ડીંટડી ઉપર ૩ થી ૫ કે ૭ પાન–૧।। થી ૨।। ઇંચ જેટલાં લાંબાં–આવેલાં હોય છે. એ પાનનાં ટેરવાં બુઠ્ઠાં કે અણીવાળાં હોય છે. પાન લીસાં, ચળકતાં, ઉપરની સપાટીએ ઘેરા લીલા રંગનાં, નીચેનીએ ફીક્કાં, ચીવટ અને જરાક અક્કડ હોય છે. ફુલ સૂક્ષ્મ, પીળાશ લેતા રંગનાં કે ધોળાં હોય છે. શીંગ ભુરા રંગની, ચપટી, પટી જેવી, ૨ થી ૩ ઇંચ લાંબી અને ૦।। થી ૦।।। ઇંચ પહોળી હોય છે.

સીસમનું લાકડું ઘણું મજબુત થાય છે. ધૂપેલના મસાલામાં સીસમનાં છોડાં નાખવામાં આવે છે.

## વૈદ્યકમાં સીસમનો ઉપયોગ.

સુ૦— ૧ **વસામેહવાળાને**–સીસમનાં છોડાંનો કવાથ આપવો. ચિ–અ–૧૧.

૨ **દરેક જાતના તાવમાં**–સીસમનો સાર તો. ૨, પાણી તો. ૩૨, દુધ તો. ૬૪–આ પ્રમાણે મેળવી દુધ એકલું રહે ત્યાં સુધી ઉકાળવું. આ દુધ દરેક જાતના તાવને હણનાર છે. ઉ.–૩૯.

હારીત— ૩ **આંખોના રોગમાં**–સીસમનાં પાનનો રસ અને મધ સમાન ભાગે મેળવી તેનાં ટીપાં આંખમાં નાખવાથી ગમે તે દોષથી આંખ દુઃખવા આવી હશે તે મટશે.

બંગસેન— ૪ **ગૃધ્રસીમાં**–સીસમની ૧૦ શેર છાલનો મોટો ભુકો, ૨ દ્રોણ પાણીમાં ઉકાળવો. પાણીનો આઠમો ભાગ જ્યારે બાકી રહે ત્યારે ઠંડુ પડે કપડાથી ગાળી લઇ તે રસને ફરીથી ચૂલે ચઢાવી ઘટ્ટ થતાં સુધી હલાવ્યાં કરવો. આ ઘટ્ટ પદાર્થ

૧ તોલાની માત્રામાં, ઘીયુક્ત દુધપાક સાથે ૨૧ દિવસ સુધી ખાધા કરવાથી ગૃધ્રસી રોગ મટી જાય છે.

વક્તવ્ય—આ જાંગલ દેશનું ઝાડ છે ( चरक–૧–૭ ). ચરક દશેમાનિમાં સીસમનો ઉલ્લેખ કરતા નથી. વેણો આવવા માંડે ત્યારે કુષ્ઠ, લાંગલી વિગેરે સુંઘવા આપવાનું કહ્યું છે. તે સાથે સીસમના સારનો ધૂમાડો આપવાની પણ સૂચના છે ( શા. ૮–૮૫ ). સારઆસવ લીસ્ટમાં તે છે. કુષ્ઠના મહાખદિરાસવમાં સીસમનો મોટો ભાગ યોજેલો છે. નાગબલાનો રસાયન પ્રયોગ છે તેની જ માફક સીસમનો પણ પ્રયોગ રસાયન તરિકે થઇ શકે એવો ઉલ્લેખ છે ( चि– ૧–૮૯ ). કષાયસ્કંધમાં છે.

સુશ્રુતે સાલસારાદિ અને મુષ્કકાદિગણમાં સીસમનો ઉલ્લેખ કરેલો છે.

ઉલ્લેખ—વ. શા. પા. ૨૫૮; રૂ. નિ. પા. ૪૪૧; N. p. 92; Watt III p. 7; Indi Medi. Plants p. 453.

---

## ૧૨૬ બીયો.

### N. O. Leguminosæ.

**નામો**—असन', बीजकः ( સંસ્કૃત ); બીયો ( ગુજરાતી ); બીબલા, હોની ( મરાઠી ); બીયા, બીજસાલ ( હિંદી ); પિયાશાલ ( બંગાલી ); Indian Kino tree–ઇન્ડીયન્ કાઈનો ટ્રી ( અંગ્રેજી ); Pterocarpus marsupium–ટેરોકાર્પસ્ માર્સુપીયમ્ ( લેટીન ).

**गुणाः**— बीजकः सकषायश्च कफपित्तास्रनाशनः ॥

॥ ध. नि. ॥

असनः कटुरुष्णश्च तिक्तो वातार्त्तिदोषनुत् ।
सारको गलदोषघ्नो रक्तमण्डलनाशनः ॥

॥ रा नि. ॥

बीजकः कुष्ठविसर्पश्वित्रमेहगुदक्रिमीन् ।
हन्ति श्लेष्मास्रपित्तञ्च त्वच्यः केश्यो रसायनः ॥

॥ भा. प्र. ॥

असनस्य तु पुष्पाणि विपाके मधुराणि च ।
तिक्तानि पाचनीयानि वातलानि भवन्ति हि ॥

॥ नि. र. ॥

चरक— १ रक्तपित्ते–तथा मधूकस्य तथासनस्य क्षाराः प्रयोज्याः विधिनैव तेन ॥ चि. ४. ९२.

२ रसायने–....खदिरशिंशपासनस्वरसाः, तेषां स्वरसाः नागबलावत् स्वरसानामलाभे त्वयं स्वरसविधिः चूर्णानामाढकमुदकस्याहोरात्र-स्थितं मृदितपूतं स्वरसवत्प्रयोज्यम् ॥ चि, १–८९.

सुश्रुत— ३ कुष्ठे–यथा सर्वाणि कुष्ठानि हतः खदिरबीजकौ ॥ चि. ९.

वाग्भट— ४ चक्षुःकामित्वे–तिलतैलमक्षतैलं भृंगस्वरसोऽसनाच्च निर्यूहः । आयसपात्रविपक्कं करोति दृष्टेः बलं नम्यम् ॥ उ. १३–४६.

५ रसायने–धवाश्वकर्णासनबालपत्रसारास्तथापिप्पलीवत्प्रयोज्याः । लोहोपलिप्ताः पृथगेव जीवेत् समाः शतं व्याधिजराविमुक्तः ॥ उ. ३९–१०९

वंगसेन– ६ उपदंशे–....क्वाथं पिबेद्वा खदिरासनाभ्यां । सगुग्गुलुं वा त्रिफला-युतं वा सर्वोपदंशापहरः प्रयोगः ॥

७ पश्चात्तके–असनस्य तु पुष्पाणि श्लक्ष्णचूर्णानि कारयेत् । गुटिकां कारयेद्वैद्यः तां च भक्तस्य वारिणा ॥ एतां पश्चात्तके दद्याद्वालेषु मतिमान् भिषक् ॥

वैद्यमनोरमा— ८ स्थौल्यनाशार्थम्–अतिस्थूलशरीरो यः तिलतैलं प्रगे पिबेत् । पिबेदसनसारस्य क्वाथं वा मधुसंयुतम् ॥

शोढल— ९ श्लीपदे–खदिरासनशालानां सारकल्कं पिबेन्नरः । प्रातर्गवां हि मूत्रेण सक्षौद्रं श्लीपदं जयेत् ॥

**વર્ણન**—બીયાનાં ઝાડ મોટાં થાય છે. એમાં ચરેલ ( કણઝો )ના ઝાડની પેઠે ઘણી શાખાઓ નીકળેલી હોય છે અને તે ઘણી વાર પાન, ફળ અને ફુલના ભારથી ઝુકેલી હોય છે. એના થડની છાલ ભુરા રંગની, ખડબચડી અને તે ઉપર ઉભા ચીરા પડેલા હોય છે. કોમળ શાખાઓ ઉપરની છાલ જરા લીસી અને તે ઉપર ધોળાં છાંટણાં હોય છે. પાન પીપળીને મળતાં, ડીંટડી ઉપર ૩, ૫ કે ૭ ( દલ અથવા પર્ણ ), ઘણું કરી આંતરે આવેલાં હોય છે. મુખ્ય ડીંટડી ૪ થી ૬ ઇંચ લાંબી, લીમડાની સળી જેવડી જાડી હોય છે. પાન ૩ થી ૫ ઇંચ લાંબાં, અને ૨ થી ૩ ઇંચ જેટલાં પહોળાં હોય છે. પાનનું ટેરવું સૂક્ષ્મ અણીદાર અથવા કોઈ વખત બુઠ્ઠું પણ હોય છે. પાનની ઉપલી સપાટી લીસી,

ઘેરા લીલા રંગની ને ચળકતી હોય છે; ને નીચેની ફીક્કી ને તે પર વખતે સ્હેજ ભુરા વાળની બારીક ફેછાળ હોય છે. ફુલ પીળાશ લેતા ધોળા રંગનાં, શિઆળો બેસતાં આવે છે. પોષ મહિને શીંગો પાકી જાય છે. શીંગો ગોળ, પાતળાં ચકરડાં જેવી હોય છે. શીંગમાં ફક્ત એક જ બી હોય છે. બીજ લીસું, બદામીયા રંગનું હોય છે.

फुल्लासनाग्रविटपानिव वायुरुग्णान्–આવી ઉપમા કાલિદાસે 'રઘુવંશ ' માં વાઘના મ્હોંમાં બાણો ઘોચાયલાં તેને આપેલી છે. રઘુવંશ–સર્ગ ૯. શ્લો. ૬૩.

### વૈદ્યકમાં બીયાનો ઉપયોગ.

ચરક— ૧ **રક્તપિત્તમાં**–બીયાનો ક્ષાર મધ સાથે ચાટવાથી રકતપિત્ત મટે છે.

૨ **રસાયન તરિકે**—નાગબલાના મૂલની માફક બીયાનો સ્વરસ રસાયન તરિકે ઉપયોગી છે. રસ ન મળી શકે તો ચૂર્ણ વાપરવું. રાત્રે ચૂર્ણ પલાળી રાખી સવારમાં તેનું પાણી પીવું. રસાયન છે. ચિ–૧-૮૯.

સુશ્રુત— ૩ **કુષ્ઠમાં**–બીયાનો સાર અથવા મૂલનો કવાથ ઉપયોગમાં લેવાથી કુષ્ઠ મટે છે.

વાગ્ભટ— ૪ **આંખોની રક્ષા માટે**–તલનું તેલ, બહેડાંનું તેલ, ભાંગરાનો સ્વરસ અને બીયાનો કવાથ–લોખંડના પાત્રમાં પકાવી લેવું અને તે તેલનું નસ્ય લેવું. આંખોનું નૂર વધે છે. ઉ. ૧૩–૪૬

૫ **રસાયન તરિકે**–૨ તોલા પીપરને લોખંડના વાસણમાં મધ સાથે ચોપડીને રાત્રે રાખી મૂકવું. સવારમાં તે ઉખેડી લઈને ચાટી જવું. આવી જ રીતે બીયાનો સાર પણ મધ સાથે લોહના પાત્રમાં રાત્રે ચોપડીને સવારમાં હમેશ ખાવાથી રસાયન તરિકે કામ કરે છે. ઉ. ૩૯–૧૦૫.

બંગસેન— ૬ **ઉપદંશમાં**–ખેર અને બીયાનો કવાથ ગુગળ અથવા ત્રિફલા સાથે પીવાથી સર્વ જાતના ઉપદંશ મટશે.

૭ **પક્ષાત્તક નામના બાલકોના રોગમાં**–બીયાનાં પુષ્પનું સૂક્ષ્મ ચૂર્ણ કરીને ચોખાના ધોવણમાં ઘુંટીને ગોળીઓ વાળી લેવી. બુદ્ધિશાળી વૈદ્યે બાળકોના આ રોગમાં તેનો ઉપયોગ કરવો.

વૈદ્યમનોરમા– ૮ **સ્થૂલતા ઓછી કરવા માટે**–બીયાના સારનો કવાથ મધ નાખીને સવારમાં પીવાથી અતિ સ્થૂલ શરીરવાળા માણસનું શરીર સૂકાય છે.

શોઢલ-- ૯ હાથીપગામાં-સવારમાં બીયાના સારનું ચૂર્ણ ગોમૂત્ર અને મધ સાથે પીવાથી હાથીપગું મટે છે.

**वक्तव्य—ચરકે** ઉદર્દપ્રશમન દશેમાનિમાં અસનનો ઉલ્લેખ કર્યો છે. દાતણ માટે અસન ઉપયોગી છે (सू. ૫–૬૯). સારઆસવની ગણત્રીમાં તે છે. ઇંદ્રોક્તરસાયનમાં અસન છે. કુષ્ઠના મહાખદિરઘૃતમાં બીયો પડેલો છે. ખાલિત્યચિકિત્સાના મહાનીલ તૈલમાં અસન નાખેલું છે (चि. ૨૬–૨૬૮). ઉરૂસ્તંભમાં શ્યેનાકાદિ પ્રલેપમાં છે (चि. ૨૭–૫૩). તે જાંગલવૃક્ષ છે (क. ૧–૭). શિરોવિરેચન તરિકે છાલ ગણાવેલી છે (वि–૮–૧૭૪). **અસનપર્ણી** નામની એક વનસ્પતિનો પણ ઉલ્લેખ ચરકમાં આવે છે (चि–૮–૧૬૦).

શરદઋતુમાં અસન ખીલે છે એમ **સુશ્રુત** જણાવે છે (सू. ૬–૩૭). સાલસારાદિગણમાં તે છે. બીયાનાં ફુલ કફપિત્તહર છે એમ સુશ્રુત કહે છે. કુષ્ઠ, મહાકુષ્ઠમાં બીયાનો ઉપયોગ છુટથી થયેલો જણાય છે. આંખમાં આંજવાના અંજનને અસનના પાત્રમાં ભરવાનું કહેલું છે (ઉ. ૧૮–૯૨). શોષના એલાદિઘૃતમાં છે (ઉ. ૪૧–૫૦). રકતપિત્તમાં પુષ્પ ઉપયોગી છે (ઉ. ૪૫–૩૪) દુષ્ટ પાણીને સાફ કરવા માટે અસન યોજેલું જણાય છે (क. ૩-૯). **વાગ્ભટે** અસનાદિગણ યોજેલો છે. ગુદકુટ્ટક નામના બાલકોના રોગમાં–अथवा असनत्वचा लिंपेत्–બીયાની છાલ ચોપડવા કહેલું છે (ઉ. ૨–૭૪). ભગંદરપ્રતિષેધ માટે ત્રિફલા સાથે અસન લેવાનું કહેલું છે. બીયાના ગુંદરને અંગ્રેજીમાં 'ગમ કાર્ઈનો' કહે છે. આપણે તેને હિરાદખણ તરિકે ઓળખીયે છીયે. બીયાના રસથી છુંદણાં અને ત્રોફાં ત્રોફાવે છે.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૨૫૬; રૂ. નિ. પા. ૪૪૪; N. p. 93; Watt VI part I p. 357: Indi. Medi. Plants p. 458.

---

## ૧૨૭ કંરજત્રય.

### N. O. Leguminosæ.

(१) करंजः, नक्तमालः (સંસ્કૃત); કરંજ, કણઝી (ગુજરાતી); Pongamia glabra–પૉનગેમીયા ગ્લેબ્રા (લેટીન);

(२) पूतिकः, पूतिकरंजः, लताकरंजः, कंटकीकरंजः कुबेराक्षी. (સંસ્કૃત); કાંકચ (ગુજરાતી); Cæsalpinia Bonducella–સીસેલ્પીનીયા બોન્ડયુસેલા (લેટીન).

( ૩ ) चिराबिल्वः, पूतिपत्रकः (સંસ્કૃત); કણઝો (પંચમહાલ); ચરેલ (પોરબંદર); ચિરમિલ, ચિરબિલ (હિંદી); Holoptelia integrifolia–હૉલોપ્ટેલીયા ઇન્ટેગ્રીફોલીયા (લેટીન). વર્ગ Urticaceæ.

करंजस्य गुणाः— करंजो ज्वरत्वग्दोषनाशनो दंतदार्ढ्यकृत् ।
कटुको भेदनः तस्याःफलं नयनपुष्पहृत् ॥
पित्तश्लेष्मणयुदासीनं विष्टंभनविबंधकृत् ॥

॥ शोढलः ॥

करंजश्चोष्णतिक्तः स्यात् कफपित्तास्त्रदोषजित् ।
व्रणप्लीहकृमीन् हन्ति भूतघ्नो योनिरोगहा ॥

॥ ध. नि ॥

करंजःकटुरुष्णश्च चक्षुष्यो वातनाशनः ।
तस्य स्नेहोऽतिस्निग्धश्च वातघ्नः स्थिरदीप्तिदः ॥
करंजतैलं नयनार्तिनाशनं वातामयध्वंसनमुष्णतीक्ष्णकम् ।
कुष्ठार्तिकण्डूतिविचर्चिकापहम् लेपेन नानाविधचर्मदोषनुत् ॥

॥ रा. नि. ॥

करंजः कटुकः तीक्ष्णो वीर्योष्णो योनिदोषहृत् ।
कुष्ठोदावर्त्तगुल्मार्शोव्रणकृमिकफापहः ॥
तत्पत्रं कफवातार्शःकृमिशोथहरं परम् ।
भेदनं कटुकं पाके वीर्योष्णं पित्तलं लघु ॥
तत्फलं कफवातघ्नं मेहार्शःकृमिकुष्ठजित् ॥

॥ भा. प्र. ॥

पुष्पमुक्तं चोष्णवीर्यं पित्तवातकफापहम् ।
अंकुरः कटुकः पाके रसे दीपनपाचनः ॥
कफवातहरः शोथविषार्शःकृमिकुष्ठजित् ॥

॥ नि. र. ॥

पूतिकरंजस्य गुणाः—परिचय–कंटककरंजजा वल्ली कंटाढ्या सर्वतिक्तका ।
द्वित्रिबीजा सर्वतिक्ता त्रिपुटा कृमिनाशिनी ॥

॥ [illegible] ॥

गुणाः— कुबेराक्षी यकृत्प्लीहवातघ्नी व्रणरोपणी ॥
पूतिकरंजजं पत्रं लघु वातकफापहम् ।
भेदनं कटुकं पाके वीर्योष्णं शोफनाशनम् ॥

॥ शोढलः ॥

सितपाटलिका तिक्ता गुरूष्णा वातदोषजित् ।
वमिहिक्काकफघ्नी च श्रमशोषापहारिका ॥

॥ रा. नि. ॥

**चिरबिल्वस्य गुणाः**—चिरबिल्वकरञ्जश्च तीव्रो वातकफापहः ।
महाकरंजस्तिक्तोष्णः कटुको विषनाशनः ॥
कण्डूविचर्चिकाकुष्ठत्वग्दोषव्रणनाशनः ॥

॥ ध. नि ॥

करंजः (गुच्छकरंजः) कटुतिक्तोष्णः विषवातार्तिनाशनः ।
कण्डूविचर्चिकाकुष्ठस्पर्शत्वग्दोषनाशनः ॥

॥ रा. नि. ॥

**करंजस्य उपयोगः**—

**चरक**—

१ **कुष्ठे**–( १ )....कुटजकरंजयोः फलम् ।.... लेपः कुष्ठापहः सिद्धः ॥ चि. ७.

( २ )....करंजनिंबखदिराश्च । स्नाने पाने लेपे क्रिमिकुष्ठनुदः सगोमूत्राः ॥ चि. ७–१५५.

२ **अर्शःसु**—प्राग्भक्तं यमके भृष्टान् शक्तुभिश्चावचूर्णितान् ।
करंजपल्लवान् दद्याद्वातवर्चोऽनुलोमनम् ॥ चि. ९–१०१.

३ **विसर्पे**—सुखोष्णया प्रदिह्यात्.... । .... नक्तमालत्वचाऽपि वा ॥ चि. ११–१२३.

४ **उरुस्तंभे**–अग्निमंथकरंजौ च जलेनोत्काथ्य सेचयेत् । प्रलेपो मूत्रपिष्टैर्वाऽप्युरुस्तंभनिवारणः ॥ चि. २७–५४.

**सुश्रुत**—

५ **कुष्ठे**–कारंजं वा सार्षपं वा क्षतेषु । क्षैप्यं तैलं .... ॥ नि. ९-५३.

६ **रक्तपित्ते**-करंजबीजमेवं वा सिताक्षौद्रयुतं पिबेत् ॥ उ. ४५–२५

७ **छर्द्याम्**–पिबेद्यवागूमथवा सिद्धां पत्रैः करंजजैः ॥ उ. ४९–२९

८ **कच्छुपामाविचर्चिकासु**–तैलं वा नक्तमालजम् ॥ चि. २०.

**वाग्भट**—

९ **ग्रन्थिविसर्पे**–नक्तमालत्वचा.... । लेपो भिन्द्यात् शिलामपि ॥ चि. अ. १८

चक्रदत्त— १० **नेत्ररोगे**–बहुशः पलाशकुसुमस्वरसैः परिभाविता जयत्यचिरात्। नक्ताह्वबीजवर्तिः कुसुमचयं च दृक्षु चिरजमपि ॥ नेत्ररोगचि०॥

वैद्यमनोरमा— ११ **विद्रध्याम्**–करंजास्थीनि संपेष्य वितुषीकृत्य चूर्णयेत् । स्नुग्दलस्वरसेनैव मृदित्वा रविसान्निधौ। तैलं गृहीत्वा तत्तैलं बाह्यान्तरुपयोजयेत् । अन्तर्विद्रधिमाश्वेव नाशयेद्बाह्यजं तथा ॥

शोढल— १२ **अर्शःसु**—तक्रभुक् नक्तमालस्य गोमूत्रपरिपेषितम्। अर्शसां नाशनं मूलमापिबेद्दिवसत्रयम्॥ पृ. १२९.

१३ **अरुचौ**–....कारंजं दन्तकाष्ठं च विधेयमरुचौ सदा ॥ पृ.१८८

१४ **विस्फोटके**–करंजतरुबीजानि युक्तानि तिलसर्षपैः। एरण्डफलयुक्ता वा दुग्धिका स्फोटनाशिनी ॥ पृ. ३९९

**अथ पूतिकरंजस्य उपयोगः—**

सुश्रुत— १ **उदरे**–पूतिकरंजक्षारं वा अम्लश्रुतं विडंगलवणपिप्पलीप्रगाढम् ॥ चि. १४–१२

२ **श्लीपदे**–पिबेत्....। पूतिकरंजपत्राणां रसं चापि यथाबलम् ॥ चि. १९–६०.

३ **अर्शःसु**–चित्रकपूतिकनागरकल्कं वा पूतिकक्षारेण ॥ चि ६–१३

४ **दुष्टव्रणेषु**–करंजपूतिकस्नेहाः दुष्टव्रणेषूपयुज्यन्ते ॥ चि ३१–५

५ **गुल्मे**-खादेद्वाङ्कुरान् भृष्टान् पूतीकनृपवृक्षयोः ॥ उ. ४२–६१

६ **कृमिरोगे**–पूतिकस्वरसं वापि। पिबेद्वा मधुना सह ॥ उ. ५४–३२

चक्रदत्त— ७ **मसूरिकाप्रथमाविर्भावकाले**—....सोषणा वाथ पूतिः ।.... प्रथममघगदे दृश्यमाने प्रयोज्याः ॥

बंगसेन— ८ **जलोदरे**–पूतिकरंजबीजं....काञ्जिकपीतं शमयेत् जलोदरमपि ॥ ( उदरचि० )

९ **अम्लपित्ते**—पूतिकरंजशुङ्गानि घृतभृष्टानि रोगिणे। निवेद्य भोजने काथ वमनं कोष्णवारिणा ॥

१० **मसूरिकायाम्**–रसं पूतिकरंजस्य चामलक्या रसं तथा। पिबेत् सशर्कराक्षौद्रं शोफनुत् कफपैत्तके ॥

शोढल— ११ **शरीरदौर्गन्ध्ये**–....परिणततिन्तिडीकान्वितपूतिकरंजोत्थबीजं वा ॥ पृ. ३१५

१२ कफजश्लीपदे–पिबेत्....श्लीपदानां निवृत्तये। पूतिकरंजपत्रांणां रसं वाऽपि यथाबलम् ॥ पृ. ५११

वैद्यमनोरमा— १३ अपरापातनार्थम्–चर्म पूतिकरंजस्य........। पिष्टं तुषाम्बुना पीतमपरां पातयेत् क्षणात् ॥

अथ चिरबिल्वस्य उपयोगः—

सुश्रुत— १ वातजशूले–चिरबिल्वाङ्कुरान् वापि तैलभृष्टांस्तु भक्षयेत् ॥ उ. अ. ४२–९०.

चरक— २ उदरे–चिरबिल्वादिपल्लवैः। शाकं गाढपुरीषाय प्राग्भक्तं दापयेद्भिषक् ॥ चि. १९–१६३

चक्रदत्त— ३ पक्वशोथप्रभेदने–चिरबिल्वाग्निकौ.... ॥

## વૈદ્યકમાં કરંજનો ઉપયોગ.

ચરક– ૧ કુષ્ઠમાં–ઇન્દ્રજવ અને કરંજનાં ફલનો લેપ કરવાથી કુષ્ઠ મટે છે. અથવા કરંજનો કવાથ ન્હાવા પીવામાં વાપરવો એ પણ કોઢવાળા માટે ઉત્તમ ઉપાય છે. ચિ. ૭–૧૫૫.

૨ અર્શમ–કરંજનાં પાનને ઘીતેલમાં શેકીને સ્હેજ સાથવા સાથે મેળવીને ખાધા પહેલાં ખાવાં. ઝાડો, વાયુ વિગેરેની છુટ થશે. ચિ. ૯–૧૦૧.

૩ રતવામાં–કરંજની છાલ પાણી સાથે ઘસીને સ્હેજ ગરમ કરીને લેપ કરવો. ચિ. ૧૧–૧૨૩.

૪ ઉરૂસ્તંભમાં–અરણીનું મૂળ અને કરંજનું મૂળ–બન્નેનો પાણીમાં કવાથ કરી લઇ દરદવાળા ભાગ ઉપર સેચન કરવું. અથવા મૂળીઆં પાણીમાં ઘસીને અથવા ગોમૂત્ર સાથે ઘસીને લેપ કરવો. ઉરૂસ્તંભ મટશે. ચિ. ૨૭–૫૪.

સુશ્રુત— ૫ કુષ્ઠમાં–કરંજનું તેલ કુષ્ઠનાં ચાંદાંમાં હિતકર છે. ચિ. ૯–૫૨.

૬ રક્તપિત્તમાં–કરંજનાં બીજ ઘી અને મધ સાથે પાવલીભાર ચાટવાં. ઉ. ૪૫–૨૫.

૭ ઉલટીમાં–કરંજનાં પાનથી સિદ્ધ કરેલી યવાગૂ પીવા આપવી.

૮ ખરજવું, લુખરસ, ખસ, કંડૂ વિગેરેમાં–કરંજતેલ વાપરવું. ચિ. ૨૦.

વાગ્ભટ— ૯ ગ્રન્થિવિસર્પમાં–ગમે તેવી કઠિન ગાંઠ હોય તોપણ કરંજની છાલનો લેપ કરવાથી તે ફાટી જાય છે. ચિ. ૧૮

ચક્રદત્ત— ૧૦ **નેત્રરોગમાં**–કરંજના બીજના ચૂર્ણને ખાખરાનાં ફુલ ( કેસુડાં ) ના રસની અનેક ભાવનાઓ આપવી. છેવટે વાટ કરી લેવી. તે વાટ આંખમાં આંજવાથી આંખના વિવિધ રોગો મટે છે. ( નેત્રચિકિત્સા )

વૈદ્યમનોરમા–૧૧ **વિદ્રધિમાં**–કરંજનાં બીજ ઉપરની છાલ (ફોતરાં) ઉખાડી નાખીને સાફ કરવાં. પછી તેને થૅારના પાનના રસની ભાવના આપવી અને સૂર્યના તાપમાં સૂકવવાં. પછી તે બીજના ચૂર્ણમાંથી તેલ કાઢવું. તે તેલ બહાર અને અંદરના ઉપયોગમાં લેવાથી બહાર તેમજ અંદરની વિદ્રધિ મટે છે.

શોઢલ— ૧૨ **અર્શમાં**–કરંજનું મૂલ ( મૂલની ઉપરની છાલનું ચૂર્ણ ) ત્રણ દિવસ સુધી ગાયના મૂત્રમાં વાટેલું પીવે અને ફકત છાશનો જ ખોરાક રાખે તો અર્શ નાશ પામે છે. પા. ૧૨૫.

૧૩ **અરૂચિમાં**–કણઝીનું દાતણ કરવાથી મ્હોં સરસ થાય છે. પા. ૧૮૮.

૧૪ **વિસ્ફોટકમાં**–કણઝીના ઝાડનાં બીજ, તલનું તેલ અને સરસીયાનાં તેલ તેમજ દીવેલીનાં બીજ સાથે મેળવીને લેપ કરવાથી વિસ્ફોટક નાશ પામે છે. પા. ૩૯૫.

કાંકચ ( પૂતિકરંજ )નો ઉપયોગ.

સુશ્રુત— ૧ **ઉદરમાં**–કાંકચના પાનનો ક્ષાર–વાવડીંગ, સીંધાલુણ અને લીંડીપીંપર સાથે ખટાશમાં પકાવીને ઉદરરોગમાં ખાવો. ચિ. ૧૪–૧૨.

૨ **હાથીપગામાં**–કાંકચના પાનનો રસ ઇચ્છા મુજબ પીવાય એટલો પીવો. ચિ. ૧૯–૬૦.

૩ **હરસમાં**–ચિત્રાનાં મૂળનું ચૂર્ણ, કાંકચના મૂલનું ચૂર્ણ અને સુંઠ ત્રણે સમાન ભાગે કાંકચના પ્રવાહી ક્ષાર સાથે લેવું. ચિ. ૬–૧૩.

૪ **દુષ્ટવ્રણમાં**–કાંકચનું તેલ પણ દુષ્ટ ચાંદાંમાં વપરાય છે. ચિ. ૩૧–૫.

૫ **ગુલ્મમાં**–કાંકચ અને ગરમાળાનાં કુમળાં પાન ઘીતેલ સાથે તળીને ખાવાં. ઉ. ૪૨–૬૧.

૬ **કૃમિમાં**–કાચકીનાં પાનનો રસ મધ સાથે પીવાથી કરમીયાં મરે છે. ઉ. ૫૪-૩૨.

ચક્રદત્ત— ૭ **શીતળા પહેલવહેલી જણાય તે વખતે**–ત્ર્યૂષણ ( સુંઠ, મરી, પીપર ) કાંકચના રસમાં પીવડાવવું.

બંગસેન— ૮ જલંદરમાં–કાચકાંની મીંજ કાંજી સાથે પીવી.

૯ અમ્લપિત્તમાં–કાંકચનાં શુંગ ઘીમાં સેકીને દશદીને ખવડાવવાં અને ઉપરથી ગરમ પાણી પીવાડીને વમન કરાવવું.

૧૦ શીતળામાં–કાંકચના પાનનો રસ તેમ જ આંબળાનો રસ સાકર અને મધ નાખીને પીવાથી કફપિત્તજન્ય શોથ મટી જાય છે.

શોઢલ— ૧૧ પરસેવામાં ગંધ મારતી હોય તો–કાચકાં અને પાકી આંબલીનો ગર્ભ બન્ને વાટીને ખરડ કરવો.

૧૨ કફજન્ય હાથીપગાના રોગમાં–જેટલો પીવાય તેટલો કાચકીનાં પાનનો રસ પીવો.

ધમનોરમા–૧૩ ઑર પાડવા માટે–કાચકીના મૂલની છાલ ચોખાના ધોવણ સાથે વાટીને પીવા આપવાથી આર પડી જાય છે.

કણઝા ( ચરેલ )ના ઉપયોગ.

સુશ્રુત— ૧ વાતજન્ય શૂળમાં–ચરેલનાં પાન તેલમાં શેકીને આપવાં ઉ. ૪૨–૯૦

ચરક— ૨ ઉદરમાં–ચરેલનાં પાનનું શાક ઝાડાની કબજીયાતવાળાને ખાધા પહેલાં ખાવા આપવું. ચિ. ૧૯–૧૬૩.

ચક્રદત્ત— ૩ ગુમડું પાકી ગયું હોય તેને ફોડવા માટે–ચરેલની છાલ લગાવવી.

વર્ણન

કરંજઃ—કરંજનાં ઝાડ ૨૦ થી ૫૦ ફીટ જેટલાં ઉંચાં જોવામાં આવે છે. તેનું થડ સાધારણ રીતે ૧ થી ૨ ફીટ જાડું અથવા નદી કે તળાવ ઉપર ઉગેલા ઝાડનું કોઈ વખત માણસની બાથમાં પણ ન આવી શકે એટલું જાડું થાય છે. શાખાઓ અને થડ ભસ્મી રંગનાં હોય છે. કોઇક વાર તેની પાતળી શાખાઓ વેલાની માફક લંબાયલી જણાય છે અને તેવી ડાળીઓ નીચે ઝુકેલી જ રહે છે. શાખાઓ ચારે તરફ પ્રસરેલી હોય છે. પાન બહુ જ કોમળ, ચળકતાં, ઘેરા લીલા રંગનાં હોય છે. ફુલ ચોમાસું બેસતાં જરા ગુલાબી અને આસમાની ઝાંઇ લેતાં, સફેદ રંગનાં, કલગીઓ જેવાં આવે છે. શિઆળો બેસતાં આ ઉપર બદામ જેવા આકારની પણ ચપટી શીંગોના ઝુમખા ઝુકી રહે છે. જ્યેઠ અષાઢમાં આ ઝાડની શોભા જોવા લાયક હોય છે. ઝાડની નીચે ખરેલાં લાખો ફુલોનો ઢગ–મોતી જાણે પથરાયલાં ન પડયાં હોય એવો સુંદર જણાય છે. આ દેખાવ રસરસિકોને જરૂર લોભાવે એવો હોય છે. આ ઝાડ સુંદર હોવાને લીધે તેનું કાવ્યસાહિત્યમાં પણ વર્ણન આવે છે. એનાં ફુલ મોતી

જેવાં દેખાય છે તેથી જ તેને नक्तमाल કહ્યું હશે. नक्तं अलते इति नक्तमालः (અમરટીકાકાર). પાણીને કિનારે ઉગ્યાં હોય તો તે ખરેખર એ સ્થાનને શોભાવે એવાં હોય છે અને એથી જ એનો कं जलं रंजयाते इति करंजः એવો અર્થ કરાયલો હશે ? ઇંદુમતીના સ્વયંવર માટે જતા અજ નર્મદા કિનારે- જ્યાં કરંજનાં ઝાડ પવનમાં નાચી રહ્યાં હતાં ત્યાં પડાવ નાખે છે. કવિ કહે છે " स नर्मदारोधसि सीकरार्द्रैः मरुद्भिरानर्तितनक्तमाले " ઇત્યાદિ

(રઘુવંશ. સર્ગ. ૫-૪૨)

## પૂતિકરંજ (કાંકચ)

કાંકચના વેલા ઘણા જોરદાર અને ઘણા લાંબા થાય છે. તેને જો ઓથ વાળી જગોએ ઝાડનો આશરો મળે તો ૩૦ થી ૫૦ ફીટ ઉંચે ઝાડ ઉપર ચઢે છે. ચોમાસામાં એના ઘણા નવા વેલા ઉગે છે. એના વેલા ઉપર ભુરા વાળની રૂંવાંટી અને પીળાશ લેતા રંગના તીક્ષ્ણ વાંકી અણીવાળા અને પહોળી પડઘીવાળા સખ્ત કાંટા આવે છે. પાન સંયુકત દ્વિભગ્ન અર્થાત્ બે વાર કપાયલાં (Bi-pinnate) અને ઘણાં લાંબાં હોય છે, અને દલ અથવા પર્ણ (leaflets)ની મુખ્ય ડીંટડીઓ ઉપર ભુરા વાળની રૂંવાંટી અને કાંટા હોય છે. ફુલ પીળાં અને શીંગ પહોળી અને ઉપર ઝીણા ઝીણા કાંટાવાળી હોય છે. કાચકાં એ ઘણું ઘરગથ્થુ ઔષધ છે. એનાં પાન અને કરંજનાં પાનમાં ઘણું જ અંતર છે પણ લતા અને કંટક હોવાથી તેને પૂતિકરંજ કહેવામાં આવ્યું છે. ગુણ પણ લગભગ કરંજને જ મળતા છે.

## ચરેલ (કણુઝો):—

પંચમહાલ તરફ કોઇ કોઇ ઠેકાણે આ ઝાડ દેખાય છે. પંચમહાલમાં કરંજને કણુઝી અને આ મોટા ઝાડને કણુઝો કહેવામાં આવે છે. હિંદીમાં એને ચિરમિલ, ચિલબિલના નામથી ઓળખે છે જે ચિરબિલ્વ શબ્દનો અપભ્રંશ જ જણાય છે. એની ગંધ પણ બહુ જ તીક્ષ્ણ હોય છે એટલે पूतिगंधः વિશેષણ આને જ લાગુ પડે છે. આનાં ઝાડ ૩૦ થી ૫૦ ફીટ સુધી ઉંચાં હોય છે. તેની શાખાઓ ધોળાશ લેતા ભસ્મી રંગની હોય છે. કોમળ શાખાઓ ઉપર ભુરા વાળની રૂંવાંટી હોય છે. ડાંડી અને શાખાઓની છાલ ઘણી મજબુત, રેસાવાળી હોય છે. પાન આંતરે આવેલાં હોય છે. તે ૩ થી ૬ ઇંચ લાંબાં અને ૧ થી ૩ ઇંચ પહોળાં હોય છે; શિઆળે ખરી જાય છે; પાનની ડીંટડી ટુંકી હોય છે. ફુલ બહુ બારીક ફાગણ મહિનામાં આવે છે. ફલ ઘણાં ચપટાં, પાતળાં, ચકરડાં જેવાં થાય છે. તેના ગુચ્છના ગુચ્છ ન્હાની ડાળો ઉપર જ્યારે પવનમાં હાલે છે ત્યારે ઝાડની શોભા ઑરજ ખીલી ઉઠે છે. એ ફળમાંથી ઝીણું ચારોળી

જેવું બીજ નીકળે છે જે ગામડાંનાં છોકરાંઓ ખાય છે. गुच्छकरंज નામ બહુ જ બંધબેસતું આવે છે. આ વડપીપળાના વર્ગનું ઝાડ છે પણ તેની ગંધ, તેનો દેખાવ અને તેના કરંજ જેવા દાહક ગુણ ઉપરથી સંસ્કૃતમાં એને કરંજની ગણત્રીમાં ગણાવ્યું છે.

**वक्तव्य**—જુઓ, વૈદ્યકલ્પતરૂ પુસ્તક ૩૦. અંક ૨ જો. મારો લેખ. લંબાણભયથી અહિં નથી આપ્યું.

**નવ્યમત**

**કરંજ માટે**—આનું તેલ ચામડીના રોગોમાં ઉપયોગી છે. ( Ph. Ind. 79. ) **ગીબ્સન** ખાસ ખુજલી જેવા ચામડીના ચેપીરોગોમાં આ તેલ કીંમતી છે એમ કહે છે. આ તેલમાં સરખે વજને લીંબુનો રસ અથવા ચુનાનું પાણી ઉમેરીને ખૂબ હલાવવાથી પીળાશ લેતા સુંદર મલમ જેવું બને છે. આ પ્રમાણે મ્હેં અનેક ચામડીના રોગોમાં ફ્નેહમંદ રીતે વાપર્યું છે. બહૂ જક્કી-હઠીલા રોગોમાં ચેલમોગરાનું તેલ, કપૂર અને ગંધક મેળવીને મ્હેં વાપર્યું છે. વ્રણમાં જંતુ પડયા હોય તે મારવાને કરંજનું તેલ જાણીતું છે. રક્તપિત્તમાં કરંજનાં પાન, ચિત્રો, પીપર અને સિંધાલુણ છાશ સાથે અપાય છે. ( ડીમક ).

કે. આર. કૃષ્ણે ૧ ઔંસ કણુજીયા તેલમાં ૧ ડ્રામ ઝીંક ઓકસાઇડ (જસતનાં પુલ) ઉમેરીને ખરજવાના કેસોમાં ( Eczema Sicca ) વાપરી જોયું છે.

કુકડીયા ખાંસી અને જુની વરાધમાં ઉપયોગી છે. ( સર્જન. બી. એવર્સ. આઇ. એમ. એસ. ).

**કાંકચ માટે**-ઈન્ડીયન ફાર્માકોપીયાનું રીવીઝન કરાવતી વેળાએ મદ્રાસ કમીટીનો ઓફીશીયલ રીપોર્ટ કાચકાં માટે નીચે પ્રમાણે મત જણાવે છે-“આ બીજ ( કાચકાં ) ઘણું ઉપયોગી અને સસ્તુ તાવ રોકનાર, ઉતારનાર અને અટકાવનાર છે. સાદા, વિષમ અને ઉથલા ખાતા તમામ જ્વરમાં આ કિંમતી છે. દમના કેટલાક કેસોમાં પણ આ ઉપયોગી જણાયલું છે.”

મદ્રાસમાં આની મીંજોને દીવેલમાં વાટીને વધરાવળ ઉપર લેપ મારવામાં આવે છે. ( વૉટ ૨. ૪૦૬ ).

આનાં કુમળાં પાન વિષમજ્વરમાં તેમજ આંતરડાંના કૃમિ બહાર પાડવાને માટે મલાયામાં વપરાય છે. ( વૉટ ૨-૫ ).

ઈન્ડીયન ફાર્માકોપીયામાં આ બીજ દાખલ થયેલાં છે અને મેલેરીઅલ જ્વરોમાં ઉપયોગી ગણાયલાં છે.

યકૃત્‌નાં દરદોમાં કુમળાં પાન બહૂ જ અસરકારક ગણાય છે.

( ટી. એન. મુકરજી ).

કોચીન ચાઈનામાં પાન શોધક અને આર્તવજનક મનાય છે. આ બીજમાંથી કાઢવામાં આવતું તેલ આંચકીમાં ઉપયોગી છે. ( ડ્રુરી ).

**ઉલ્લેખ—કરંજ માટે**–વ. શા. પા. ૨૬૦; રૂ. નિ. પા. ૪૩૦; N. p. 93; Watt VI part 1 p. 322; Indi. Medi. Plants p. 459.

**કાંકચ માટે**–વ. શા. પા. ૨૬૩; રૂ. નિ. પા. ૪૩૩; N. p. 95; Watt II p. 3; Indi. Medi. Plants p. 462.

**ચરેલ માટે**--વ. શા. પા. ૬૪૦; રૂ. નિ. પા. ૪૩૧; N. p. 308; Watt IV p. 261: Indi. Medi. Plants p. 1178.

---

## ૧૨૮ કાસુંદ્રી.

### N. O. Leguminosæ.

**નામો**– कासमर्द्दः, कासारिः ( સંસ્કૃત ); કાસુંદરી ( ગુજરાત ); સુંદરસેણુ ( પંચમહાલ ); કાલકાસુંદા, ચાકુંદા ( બંગાલી ); Negro coffee plant–નીગ્રો કૅાફીપ્લેન્ટ (અંગ્રેજી); Cassia Occidentalis–કેસીયા ઑકસીડેન્ટેલીસ્ (લેટીન).

**गुणाः**—

कासमर्द्दः सुतिक्तः स्यान्मधुरः कफवातजित् ।
विशेषतः पित्तहरः पाचनः कण्ठशोधनः ॥

॥ ध. नि. ॥

कासमर्द्दः सतिक्तोष्णो मधुरः कफवातजित् ।
अजीर्णकासपित्तघ्नः पाचनः कण्ठशोधनः ॥

॥ रा. नि. ॥

कासमर्द्ददलं रुच्यं वृष्यं कासविषास्रनुत् ।
मधुरं कफवातघ्नं पाचनं कण्ठशोधनम् ॥
विशेषतः कासहरं पित्तघ्नं ग्राहकं लघु ॥

॥ भा. प्र. ॥

कासमर्द्दोऽग्निदः स्वर्यः स्वादुतिक्तस्त्रिदोषजित् ॥

राजवल्लभः

**चरक**—

१ हिक्काश्वासयोः–कासमर्द्दकपत्राणां यूषः.... । .... हिक्काश्वासनिवारणः ॥ चि. अ. २१.

२ कासे–कासमर्द्दाश्वविट्........ । सक्षौद्राः कफकासघ्नाः ॥

चि. अ. २२.

**चक्रदत्त**—

३ दद्रुकिटिमकुष्ठेषु–कासमर्द्दकमूलञ्च सौवीरेण च पेषितम् । दद्रुकिटिमकुष्ठानि जयेदेतत् प्रलेपनात् ॥ कुष्ठचि०

૪ वृश्चिकविषे—यः कासमर्दमूलं वदने प्रक्षिप्य कर्णे फुत्कारम् । मनुजो दधाति शीघ्रं जयति विषं वृश्चिकानां सः ॥ त्रिषचि० ॥

बंगसेन— ५ वातजश्लीपदे—कासमर्दशिफाकल्कं गव्येनाऽऽज्येन यः पिबेत् । श्लीपदं वातजं तस्य नाशमायाति सत्वरम् ॥

वैद्यमनोरमा— ६ विचर्चिकायाम्—जंबीरस्वरसे पिष्टकासमर्दाङ्घ्रिलेपनम् । विचर्चिकानां सर्वेषां परमौषधमुच्यते ॥ पृ. २६

**વર્ણન**—કાસુંદ્રી ઘણાખરા ઓળખે છે. કુંવાડીયાને મળતી આ જાત છે. ચોમાસામાં આ સર્વત્ર ઉગતી જણાય છે. એમાં શીંગો ચપટી આવે છે. એનાં પાન આંતરે આવેલાં અને સંયુક્ત હોય છે. પાનની ડીંટડીના મૂળ આગળ એક મધની કુપ્પી હોય છે. જીવડાં વિગેરે આ કુપ્પીમાંથી મધ મેળવે છે અને છોડને ફળદ્રુપ કરે છે. જો આ મધની કુપ્પી ન હોત તો આખો છોડ જીવડાં ખાઇ જાત. પાનમાં અણગમતી ઉગ્રવાસ છે એથી આવા અમુલ્ય છોડનાં પાંદડાં ઢોર વિગેરે નથી ખાઈ શકતાં. છોડની રક્ષા માટે દયાળુ પ્રભુની શી ઉદાત્ત યોજના ! વધુ વિવેચન માટે **જુઓ વનસ્પતિશાસ્ત્ર-પાનું. ૨૭૨.** આની શીંગમાંથી બી નીકળે છે તેની કૉફી બહુ જ સરસ થાય છે. આ કૉફી વિદેશી કૉફીના બદલે વાપરવા જેવી છે. તેથી ખાંસી મટશે. તાવ આવ્યો હશે તો પરસેવો આવીને તાવ ઉતરી જશે અને સ્હેજસ્હાજ લોહનો ભાગ તેનાં બીજમાં હોવાથી શક્તિ પણ આવશે. પૈસા દેશમાં ને દેશમાં રહેશે અને કરોડો મણ એળે જતાં બીયાંનો સદુપયોગ થશે. કોઈ સાહસિક વેપારી આનાં બીજની કૉફી બનાવીને વેપાર આરંભે તો તે દેશનું અને પોતાનું કલ્યાણ અવશ્ય સાધશે. બીજને ઘીમાં શેકી નાખવાં. રતાશ પડતાં શેકાય એટલે ઉતારી લેવાં, ને દળી લઇ બરણીમાં ભરી રાખવાં. સુજ્ઞેષુ કિં બહુના !

## વૈદકમાં કાસુંદ્રીનો ઉપયોગ.

ચરક— ૧ **હિક્કા અને શ્વાસમાં**—કાસુંદ્રીનાં પાનનો યૂષ પીવાથી હેડકી અને દમ બન્ને નરમાશે. **ચિ. અ. ૨૧.**

૨ **ખાંસીમાં**—કાસુંદ્રીના પાનના રસથી ઘોડાની સૂકી લાદના ચૂર્ણને સાત ભાવના આપવી. એ ચૂર્ણ મધ સાથે ચાટવાથી ખાંસી, કૃમિ વિગેરે મટશે. લાદનો તાજો રસ મધ નાખીને પાનના રસ સાથે પી શકાય. **ચિ. ૨૨.**

ચક્રદત્ત— ૩ **દાદર, ખરજવાં વિગેરેમાં**—કાંજી સાથે કાસુંદ્રીનું મૂળ વાટીને ચોપડવાથી સર્વે મટે છે.

૪ **વીંછીના ઝેર માટે**–કાસુંદ્રીના મૂળને ચાવીને જેને વીંછી કરડયો હોય તે માણસના કાનમાં આપણે ફુંક મારી આપવી. વીંછી અવશ્ય ઉતરશે. અનુભવેલ પણ છે.

**બંગસેન**— ૫ **વાતજન્ય હાથીપગાના રોગમાં**–કાસુંદ્રીના મૂળનું ચૂર્ણ ગાયના દુધ સાથે જે પીવે છે તેનું શ્લીપદ ( હાથીપગું ) મટે છે.

**વૈદ્યમનોરમા**–૬ **વિચર્ચિકામાં**–લીંબુના રસમાં કાસુંદ્રીનું મૂળ ઘસીને ચોપડવાથી વિચર્ચિકા મટે છે.

**વક્તવ્ય**--ચરકની દશેમાનિમાં કાસમર્દનો ઉલ્લેખ નથી. વિમાનોક્ત મધુરસ્કંધનાં દ્રવ્યોમાં कालंकतनो પાઠ છે. સુશ્રુતે સુરસાદિ ગણમાં कासमर्दनो ઉલ્લેખ કરેલો છે. ચરકે શાકવર્ગમાં ( तुषा=કાસમર્દ ) શાકને ગ્રાહી અને ત્રિદોષઘ્ન માન્યું છે.

**Constituents**—Leaves contain cathartin, colouring matter and salts. The *seeds* contain tannin, sugar, gum, starch, cellulose, crysophanic acid, calcium, sulphate and phosphate and fatty matter ( olein and margarin), malic acid, sodium chloride, magnesium, sulphate, iron, silica &c.

(Khory Part II p. 201.)

**Actions and Uses**—The whole plant is purgative, alterative and expectorant; given in hysteria and whooping cough. The seeds are purgative and given to children with cow's or human milk in convulsions. The root is anti-periodic and given in fevers and neuralgia. The whole plant is used in cutaneous maladies as ringworm, scabies, pityriasis and psoriasis; also as an application over boils and carbuncles.

R. N. Khory Part II p. 201.

**ભાવાર્થ**--આખો છોડવો રેચક, રસાયન અને કફઘ્ન છે. હીસ્ટીરીયા અને કુકડીયા ખાંસીમાં અપાય છે. બીજ પણ રેચક છે અને તે બચ્ચાંને ગાયના દુધ સાથે કે માના ધાવણ સાથે આંચકીમાં અપાય છે. આનું મૂળ વિષમજ્વરપ્રતિષેધક છે અને તેથી તે તાવોમાં અને વાતરોગમાં વપરાય છે. આખો છોડવો ચામડીના રોગો માટે સારો ગુણકારક છે. દાદર, ખસ, ખરજવું, ખોડો વિગેરે મટે છે. ગુમડાં અને ચાંદાં ઉપર પણ આનો લેપ કરી શકાય છે.

( ખોરી ભાં. ૨. પા. ૨૦૧ )

**નવ્યમત**--બીજ અને પાન ચામડીના રોગોમાં બાહ્યોપચાર તરિકે વપરાય છે. ( ટી. એન. મુકરજી )

વેસ્ટ ઇંડીઝ તરફ આનું મૂળ મૂત્રલ મનાય છે. આનાં પાન ખસ અને બીજા ચામડીનાં દરદોમાં પીવા માટે તેમજ બહાર ચોપડવા માટે વપરાય છે. પેટની કબજીયાતમાં અને શોથની શરૂઆત ( ઈન્સીપીયન્ટ ડ્રોપ્સી )માં મૂળ ઉપયોગી છે એમ માર્સીયસ કહે છે ( લીન્ડલી ).

પૅાર્ટોરીકોના લોકો આ છોડનાં પાન, મૂળ, ફુલનો કવાથ હીસ્ટીરીયામાં અત્યંત ઉપયોગી માને છે. મ્હેં જાતે કેટલાક કેસોમાં વાપરી જોયો છે અને કેટલાક કેસોમાં આંચકી એનાથી નરમ પણ પડતી હતી. વાતરોગવાળી સ્ત્રીઓને એથી વાછુટ થાય છે. એ જ્વરઘ્ન અને બલ્ય તરિકે પણ વપરાય છે.

( Dr. Amader in Ph. J. 28-4-88.)

મૂળનો કવાથ, રેડ ઇન્ડીયનો ઘણાં ઝેરો માટે અસરકારક ઇલાજ ગણે છે. ( ડીમક. )

" પાનની લુગદી વ્રણ રૂઝાવવા માટે ઘણી સારી ગણાય છે."

" પાકાં બીજ દાદર ઉપર ચોપડવામાં આવે છે. "

" ખસની દવાઓમાં આનાં બીજ વપરાય છે. "

આનાં બીજનું પ્રોફેસર કલૅાનેટે પૃથક્કરણ કરેલું છે. આ પૃથક્કરણ ઉપયોગી હોવાથી નીચે આપવામાં આવ્યું છેઃ—

| | |
|---|---|
| Fatty matters (olein & margarin) ... | 4·9 |
| Tannic acid ... ... ... | 0·9 |
| Sugar ... ... ... ... | 2·1 |
| Gum ... ... ... ... | 28·8 |
| Starch ... ... ... ... | 2·0 |
| Cellulose ... ... ... ... | 34·0 |
| Water ... ... ... ... | 7·0 |
| Calcium sulphate & phosphate, crysophanic acid | 0·9 |
| Malic acid, sodium chloride, magnesium sulphate, iron, silica together ... ... ... | 5·4 |
| Achrosine ... ... | 13·58 parts in 100 |

**ઉલ્લેખ**--વ. શા. પા. ૨૭૨; રૂ. નિ. પા. ૩૫૬; N. p. 97; Watt II p. 221; Indi. Medi. Plants p. 470.

---

## ૧૨૯ કુંવાડીઓ.

**N. O. Leguminosæ.**

**નામો**—चक्रमर्दः, एडगजः, सैडगजः, प्रपुन्नाटः ( સંસ્કૃત ); કુંવાડીઓ ( ગુજરાતી ); ટાકળા, તરવટા ( મરાઠી ); ચકુન્દા, પમાડ ( હિંદી ); ચાકુન્દે ( બંગાલી ); Cassia Tora–કૅશીયા ટોરા ( લેટીન ).

**परिचय**—

चक्रमर्दः शिंबिफलः पीतपुष्पोऽथ गुल्मकः ।
वर्षाभवः पंक्तिपत्रो दद्रुघ्नेति प्रकीर्तितः ॥

शिवदत्तः

**गुणाः**—

चक्रमर्दो लघुः स्वादू रूक्षः पित्तानिलाप॰ः ।
हृद्यो हिमः कफश्वासकुष्ठदद्रुकृमीन् हरेत् ॥
हन्त्युष्णं तत्फलं कु॰कण्डूदद्रुविषानिलान् ।
गुल्मकासकृमिश्वासनाशनं कटुकं स्मृतम् ॥

भा. प्र.

चक्रमर्दः कटूष्णः स्यात् प्रोक्तो वातकफापहः ।
दद्रुकण्डूहरः कान्तिसौकुमार्यकरो मतः ॥

ध. नि.

चक्रमर्दः कटुस्तीव्रो मेदोवातकफापहः ।
व्रणकण्डूतिकुष्ठार्त्तिदद्रुपामादिदोषनुत् ॥

रा. नि.

तद्बीजं दद्रुजित् सिध्मत्वग्दोषसर्वकुष्ठजित् ॥
वातरक्तापहं तस्य शाकं कफहरं लघु ॥

ध. नि.

प्रपुन्नाटो लघुः स्वादुः वातश्लेष्महरः परः ।
तिक्तः कण्ड्वामयहरः कासकुष्ठकृमीञ्जयेत् ॥

क्षेमकुतूहलम्.

अवल्गुजः सैडगजो निष्पावाः वातपित्तलाः ॥

चरकः

**चरक**— १ सिध्मकुष्ठे–एडगजः सर्जरसो....सिध्मकुष्ठानाम् । काञ्जिकयुक्तं तु पृथक्मतमिदमुद्वर्तनं क्रमशो लेपाः ॥ चि. ७–१२४.

वाग्भट— २ शिरोरोगे-....लेपे तु प्रपुन्नाटोऽम्लकल्कितः ॥ उ. २४-१०

शोढल— ३ सूर्यावर्तार्धावभेदयोः नस्ययोगः-चक्रमर्दकबीजैर्वा लेपः काञ्जिकपेषितैः ॥ शिरोरोगाधिकारे.

वैद्यमनोरमा— ४ सुखप्रसवार्थम्-प्रपुन्नाटशिफा गाढं क्षुण्णा योनौ धृता भवेत्।.... सुखसूतिदा ॥ पटल. १३.

बंगसेन— ५ गण्डमालायाम्-चक्रमर्दकमूलस्य कल्कं कृत्वा विपाचयेत्। केशराजरसे तैलं कटुकं मृदुनाऽग्निना। पक्वा शेषे विनिक्षिप्य सिन्दूरमवतारयेत्। एतत् तैलं निहन्त्याशु गण्डमालां सुदारुणाम् ॥

६ दद्रौ-चक्रमर्दकबीजञ्च। मूलकाम्बुप्रपेषितम्। दद्रुघ्नं लेपनं कुर्यात् .... ॥

**વર્ણન**—કુંવાડીયા સર્વત્ર ચોમાસામાં ઉગી નીકળે છે. આ છોડની ઓળખાણની જરૂર રહેતી નથી.

## વૈદ્યકમાં કુંવાડીયાનો ઉપયોગ

ચરક— ૧ **સિધ્મકુષ્ઠમાં**-કુંવાડીયાનાં મૂળ કાંજી સાથે વાટીને કુષ્ઠ ઉપર લેપ કરવો. ચિ. ૭-૧૨૪.

વાગ્ભટ— ૨ **માથાના રોગમાં**-કુંવાડીયાનાં બીજ ખટાશ સાથે વાટીને લેપ કરવો. ઉ. ૨૪-૧૦

શોઢલ— ૩ **આધાશીશીમાં**-કુંવાડીયાનાં બીજ કાંજીમાં વાટીને લેપ કરવો.

વૈદ્યમનોરમા-૪ **સુખેથી પ્રસવ થઇ જાય એ માટે**-કુંવાડીયાનાં મૂલનું સૂક્ષ્મ ચૂર્ણ એક પોટલીમાં બાંધીને તે પોટલીને તેલમાં બોળીને યોનિમાં ધારણ કરવાથી તુરત જ પ્રસવ થાય છે.

૫ **ગંડમાલામાં**-કુંવાડીયાના મૂલના કલ્કને ભાંગરાના રસમાં અને સરસીયા તેલમાં મૃદુઅગ્નિથી પકાવવો. તેલ પાકવા આવે એટલે ઉતારી લઇને તેમાં સિંદૂર નાખવું. આ તેલ ગમે તેવી દારૂણ ગંડમાલાને હણે છે.

૬ **દાદરમાં**- મૂળાના પાનના રસ સાથે કુંવાડીયાનાં બીજ વાટીને તે દાદર ઉપર ચોપડવાથી દાદર મટે છે.

**वक्तव्य**—ચરકે દશેમાનિમાં ચક્રમર્દનો ઉલ્લેખ નથી કર્યો. સુશ્રુત એનાં ફળને ઊર્ધ્વભાગહર ગણે છે ( સૂ. ૩૯–૩ ). સુશ્રુતમાં શાકના ગુણ નીચે પ્રમાણે આપેલા છેઃ—कफापहं शाकमुक्तं वरुणप्रपुन्नाडयोः । रूक्षं लघु च शीतं च वातपित्त-प्रकोपणम् ॥ ડૉ. કીર્તિકરે આનું લેટીન નામ C. obtusifolia રાખ્યું છે.

**Actions & Uses**—It has a great effect as an alterative in all kinds of skin diseases accompanied with induration as leprosy, cheloid, psoriasis &c. The juice of the leaves is applied to relieve cutaneous inflammation caused by Bhilamo. The seeds mixed with Karanja ( Pongamia glabra ) tela are used locally as an application for ring-worm. With sour milk it is used externally in eczema. A paste of the root with lime juice is used for ring-worm also for buboes in plague. The decoction of the leaves is aperient and given to children during teething. Locally they are used as a poultice over the boils to hasten suppuration. Lately the seeds have been used as a substitute for coffee.

(R. N. Khory Part II p. 202.)

**ભાવાર્થ**—કુંવાડીયો રસાયન છે અને વિવિધ જાતના ચામડીના રોગો માટે બહુ જ સુંદર ઔષધ છે. ચામડી ઉપર ભીલામાં ઉડવાથી જે ફોલ્લા વિગેરે થાય છે તે કુંવાડીયાનાં પાનનો રસ લગાવવાથી નાબુદ થઇ જાય છે. કણઝીયા તેલમાં બીજને વાટીને દાદર ઉપર લેપ કરવામાં આવે છે. ખરજવાં ઉપર છાશમાં બીજ વાટીને લગાવાય છે. લીંબુના રસ સાથે કુંવાડીયાનાં મૂળનું ચૂર્ણ કાલવીને દાદરમાં તેમ જ પ્લેગની ગાંઠો ઉપર ચોપડવામાં આવે છે. દાંત આવતી વખતે બચ્ચાંને કુંવાડીયાનાં પાનનો કવાથ શક્તિ માટે અપાય છે. પાક લાવવા માટે તેનાં બીજ બહારથી ગડગુમડ ઉપર બાંધવામાં આવે છે. આનાં બીજની કૉફી થાય છે, જે ફ્રેંચ કૉફીની જગોએ વાપરી શકાય એવી છે.

( ખોરી. ભા. ૨. પા. ૨૦૨ )

આમાં જે ઔષધીય ગુણો છે તે આની અંદર રહેલા ક્રાઈસોફેનીક ઍસીડને લીધે છે. ( Vide paper by Mr. Elborne on the analysis of the seeds in Ph. J. 22 Sept. 1888. p. 242. )

**ઉલ્લેખ**—વ. શા. પા. ૨૭૬; રૂ. નિ. પા. ૩૦૪; N. p. 97; Watt II p. 224; Indi. Medi. Plants p. 473.

## ૧૩૦ ચમેડ.

**N. O. Leguminosæ.**

**નામો**—वन्यकुलत्थ, चक्षुष्या, कुलित्थांजनम् ( સંસ્કૃત ); ચમેડ, ચીમેડ ( ગુજરાતી ); બિબલ્યા ( મરાઠી ); ચાકશી, બનાર ( હિંદી ); Cassia absus–કેસીઁયા એબ્સસ્ ( લેટીન ).

**ગુણાઃ—** कुलत्थिका कटुस्तिक्ता स्यादर्शःशूलनाशिनी ।
विबंधाध्मानशमनी चक्षुष्या व्रणरोपणी ॥

रा. नि.

उष्णः कुलत्थो रसतः कषायः कटुर्विपाके कफमारुतघ्नः ।
शुक्राश्मरीगुल्मनिषूदनश्च संग्राहकः पीनसकासहारी ॥
आनाहमेदोगुदकीलहिक्काश्वासापहः शोणितपित्तकृच्च ।
कफस्य हंता नयनामयघ्नो विशेषतो वन्यकुलत्थ उक्तः ॥

सुश्रुत.

उष्णाः कषायाः पाकेऽम्लाः कफशुक्रानिलापहाः ।
कुलत्था: ग्राहिणः कासहिक्काश्वासार्शसां हिताः ॥

चरकः सू. २७.

**વર્ણન**—ચમેડના છોડવા ચોમાસામાં ઘણા ઉગી નીકળે છે. તે ૧ થી ૨ ફીટ જેટલા ઉંચા વધે છે. તેમાં કુંવાડીઆની પેઠે જ પાન આવેલાં હોય છે, પણ પાનની ફક્ત બબ્બે જ જોડી હોય છે. શીંગ નાની ને ચપટી હોય છે. આખા છોડ ઉપર જરા ખરસટ વાળની રૂંવાંટી હોય છે. ચમેડનાં બીજ ગાંધીને ત્યાંથી મળી શકે છે. આંખના ભરણુમાં ચીમેડ ઉપયોગી છે. ભલભલી દવાઓથી જે આંખનો દુઃખાવો–ખટકો–રતાશ નરમ નથી પડતાં તે ચીમેડના એક જ ભરણથી શાંત થઇ જાય છે. વધુ માટે જુઓ ' કળથી '.

**वाग्भट—** १ नेत्ररोगे–आरण्याश्छगणरसे पटावबद्धाः सुस्विन्ना नखवितुषीकृताः कुलत्थाः । तच्चूर्णं सकृदवचूर्णनान्निशीथे नेत्राणां विघमति सद्य एव कोपम् ॥

**નવ્યમત**—મુસલમાન લેખકો ચમેડને શોધક અને ગ્રાહી ગણે છે, અને જણાવે છે કે અંજન તરિકે આંજવાથી આંખનું તેજ વધારે છે. કેટલાંક પુસ્તકોમાં કહેલું છે કે બીજનો લેપ મારવાથી ગુહ્યેન્દ્રિય ઉપર પડેલું ઘારૂં રૂઝાઇ જાય છે. આંખ દુઃખવા આવી હોય તે વખતે બીજને બાફીને ફોલી

લીધા પછી વાટીને પોપચાં ઉથલાવી અર્ધી રતિ જેટલું ચૂર્ણ આંખમાં ભરવામાં આવે છે. ( ડીમક. )

બીજ ઉપરનું રીસેપ્ટેકલ (      ) મૂત્રલ અને ઉત્તેજક ગુણ ધરાવે છે. ( ઈરવીન–પટના. )

જાથુની કબજીયાતમાં સખ્ત રેચક તરિકે વપરાય છે ( માત્રા ½ થી ૩ ડ્રામ ). દાદરમાં બીજ ઉપયોગી છે. ( વૉટ )

ઉલ્લેખ—Indi. Medi. Plants p. 478; વ. શા. પા. ૨૮૪; રૂ. નિ. પા. ૨૯૫; N. p. 97; Watt II p. 210

---

## ૧૩૧ ગરમાળો.

### N. O. Leguminosæ.

**નામો**—कृतमालकः, आरग्वधः, शम्पाकः, राजवृक्षः, व्याधिघातः, दीर्घफलः ( સંસ્કૃત ); ગરમાળો ( ગુજરાતી ); બાહાવા, ગરમાલ, ચીમકની ( મરાઠી ); અમલતાસ, ગીરમાલા ( હિંદી ); Purging Cassia–પર્જીંગ કેસીયા (અંગ્રેજી); Cassia fistula–કેસીયા ફીસ્ટયુલા ( લેટીન ).

**परिचय**—

पंक्तिपत्रो महाशिंबी विटपी राजपादपः ।
महाजंबूपत्रसदृक्पत्रश्च गिरिवासी च ॥

शिवदत्तः

**गुणाः**—

आरग्वधो रसे तिक्तो गुरूष्णः क्रिमिशूलनुत् ।
कफोदरप्रमेहघ्नः कृच्छ्रगुल्मत्रिदोषजित् ॥

ध. नि.

आरग्वधोऽतिमधुरः शीतः शूलापहारकः ।
ज्वरकण्डूकुष्ठमेहकफविष्टंभनाशनः ॥

रा. नि.

आरग्वधो गुरुः स्वादुः शीतलो मृदुरेचनः ।
ज्वरहृद्रोगपित्तास्रवातोदावर्तशूलनुत् ॥
तत्फलं स्रंसनं रुच्यं कुष्ठपित्तकफापहम् ।
ज्वरे तु सततं पथ्यं कोष्ठशुद्धिकरं परम् ॥

भा. प्र.

राजवृक्षोऽधिकः पथ्यः मृदुः मधुरशीतलः ।
तत्फलं मधुरं वृष्यं वातपित्तहरं सरम् ॥

राजवल्लभः

चरक— १ ज्वरे–आरग्वधं वा पयसा मृद्वीकानां रसेन वा ।........पयसा पिबेज्ज्वरितः ॥ चि. ३–२२७

२ कुष्ठे–आरग्वधवृक्षकयोः कषायः........स्नाने पाने च मतः ॥ चि. ७–९४

३ विसर्पे–आरग्वधस्य पत्राणि.... । पृथगालेपनं कुर्यात् द्वन्द्वशः सर्वशोऽपि वा ॥ चि ११–८८.

४ कामलायाम्–आरग्वधं रसेनेक्षोः,...पिबेन्ना कामलापहम् ॥ चि. २०–९६

५ उरुस्तंभे–शार्करलवणैरद्यात् जलतैलोपसाधितैः। .... वेत्रारग्वधपल्लवैः ॥ चि. २७–२५

६ पित्तोदरे–....श्रृतेनारग्वधेन वा ।....पित्तोदरं जयेत् ॥ चि.१८

सुश्रुत— ७ व्रणप्रक्षालने–....पत्राणि जात्यारग्वधयोस्तथा । प्रक्षालने प्रयोज्यानि ॥ चि. १९–३९.

८ हरिद्रामेहे–हरिद्रामेहिनं राजवृक्षकषायम् ॥ चि. ११–७

वाग्भट— ९ कुष्ठे–आरग्वधस्य मूलेन शतकृत्वः शृतं घृतम् ।
पिबेत्कुष्ठं जयत्याशु भजन् सखादिरं जलम् ॥ चि. १९–१३

भावप्रकाश— १० आमवाते–आरग्वधस्य पत्राणि भृष्टानि कटुतैलतः ।
आमघ्नानि नरः कुर्यात् सायं भक्तावृतानि च ॥

चक्रदत्त— ११ गण्डमालायाम्–आरग्वधशिफां क्षिप्रं पिष्ट्वा तण्डुलवारिणा ।
सम्यङ्नस्यप्रलेपाभ्याम् गण्डमालाहराः पराः ॥

१२ पित्तज्वरे–द्राक्षारग्वधयोः वापि ॥

वंगसेन— १३ दद्रुकिटिमकुष्ठेषु–आरग्वधस्य पत्राणि चारणालेन लेपयेत् ।
दद्रुकिटिमकुष्ठानि हन्ति सिध्मानमेव च ॥

शोढल— १४ उपदंशे–....शम्याकानां पृथक्पृथक् ।....मूलेन परिपिष्टेन वारिणा । असाध्यापि व्रजत्यस्तं लिंगोत्था रुक् प्रलेपनात् ॥

वैद्यमनोरमा   १५ सद्योव्रणे किक्किसे च—अकिंचनानामाधिपस्य पत्रं स्तन्येन संपेष्य समर्पयेद्राक् । सद्योव्रणे रोपणमाशु वाञ्छन् कल्कं च दद्यादथ किक्किसस्य ॥

## વૈદ્યકમાં ગરમાળાનો ઉપયોગ

ચરક—   ૧ તાવમાં—ગરમાળાનો ગોળ દ્રાક્ષના રસ સાથે અથવા દુધ સાથે તાવવાળાએ પીવો હિતકર છે. ચિ. ૩–૨૨૭.

૨ કુષ્ઠમાં—ગરમાળાના પંચાંગનો કષાય ન્હાવામાં, ધોવામાં, પીવામાં વિગેરેમાં વાપરવો. ચિ. ૭–૯૪.

૩ રતવામાં—ગરમાળાનાં પાનનો રસ ચોપડવો. ચિ. ૧૧–૮૮

૪ કમળામાં—શેરડીના રસ સાથે ગરમાળાનો ગોળ પીવો. ચિ. ૨૦–૫૬.

૫ ઉરૂસ્તંભમાં—પાણી અને તેલમાં પકાવેલું ગરમાળાના પાનનું મીઠા વગરનું શાક ખાવું. ચિ. ૨૭–૨૫.

૬ પિત્તોદરે—ગરમાળાના ગોળનો ક્વાથ પીવો. ચિ. અ. ૧૮.

સુશ્રુત—   ૭ વ્રણપ્રક્ષાલન માટે—ગરમાળાનાં પાન વ્રણ ધોવામાં વાપરવાં. ચિ. અ. ૧૮.

૮ હરિદ્રામેહવાળાને—ગરમાળાના પંચાંગનો ક્વાથ આપવો. ચિ. ૧૧–૭.

વાગ્ભટ—   ૯ કુષ્ઠમાં—ગરમાળાના મૂળ સાથે સો વખત પકાવેલું ઘી હમે જમવાથી કુષ્ઠ મટે છે. ચિ. ૧૯–૧૩.

ભાવપ્રકાશ—૧૦ સંધિવામાં—સરસીયા તેલમાં શેકેલાં ગરમાળાનાં ખાઇ જવાથી આમ દૂર થાય છે.

ચક્રદત્ત—   ૧૧ ગંડમાળામાં—ચોખાના ધોવણમાં ગરમાળાનું મૂળ ઘસીને નસ્ય, લેપ વિગેરે કરવાથી ગંડમાલા મટે છે.

૧૨ પિત્તજ્વરમાં—ગરમાળાનો ગોળ આપવો.

બંગસેન—   ૧૩ દાદર, ખરજવાં, કોઢ વિગેરેમાં—કાંજી સાથે ગરમાળાનાં પાન વાટીને ચોપડવાં.

શોઢલ—   ૧૪ ઉપદંશમાં ધોવા માટે—ગરમાળાના મૂળને પાણીમાં ઘસવું. તે ઘસારાના પાણીથી ઉપદંશવાળો ભાગ ધોવો. આથી વેદના શાંત પડી જશે અને ચાંદી પણ રૂઝશે.

વૈદ્યમનોરમા—૧૫ તરતના ઘામાં અને કિક્કિસમાં—ગરમાળાનાં પાંદડાં ધાવણમાં વાટીને ઘામાં ભરી દેવાં. આથી ઘા રૂઝાશે

તેમ જ સ્ત્રીઓને ઋતુ વખતે જે ખુજલી આવે છે અને તેને લીધે ઉઝરડા પડી જાય છે તે પણ આ ચોપડવાથી મટશે.

वक्तव्य--વમન અને આસ્થાપનમાં ચરકે ગરમાળો યોજેલો છે ( સૂ. ૧-૮૨ ). કુષ્ઠઘ્ન દશેમાનિમાં ( સૂ. ૪-૩૭ ), વમનોપગ તરિકે ( વિ. ૮-૧૫૭ ), કંડૂઘ્ન દશેમાનિમાં ( સૂ. ૪-૩૮ ), તિક્તસ્કંધમાં ( વિ. ૮-૧૬૪ ) ચરકે આરગ્વધ ગણાવ્યો છે. કલ્પસ્થાનમાં ગરમાળાના ૧૨ યોગ આપેલા છે. 'चतुरंगुलं मृदुविरेचनानाम्' સૂ. ૨૫-૩૩. કલ્પસ્થાનમાં ગરમાળાનો ઉલ્લેખ નીચે મુજબ આપેલો છે:--

ज्वरहृद्रोगवातासृगुदावर्तादिरोगिषु ।
राजवृक्षोऽधिकं पथ्यो मृदुर्मधुरशीतलः ॥ २
बाले वृद्धे क्षते क्षीणे सुकुमारे च मानवे ।
योज्यो मृद्वनपायित्वाद्विशेषाच्चतुरंगुलः ॥ ३ ॥ ( कल्पस्थान )

સુશ્રુતે ક્ષારકલ્પમાં ગરમાળો ગણાવ્યો છે. આરગ્વધાદિગણમાં અને શ્યામાદિગણમાં ગરમાળો પડે છે. શ્લેષ્મસંશમન વર્ગમાં ( સૂ. ૩૯-૯ ), વિરેચન દ્રવ્યવિકલ્પમાં ( સૂ. ૪૪-૮૩ ), અધોભાગહર તરિકે ( સૂ. ૩૯-૭ ), ભગંદરમાં, વ્રણશોધનમાં, વાતરોગમાં, વિદ્રધિમાં, શ્લીપદમાં, પદ્મિનીકંટકમાં ગરમાળો યોજાયલો છે.

शम्याकનો અર્થ 'મહાનિંબ' ડલ્હણે એકાદ જગોએ કરેલો છે ( ચિ. ૧-૩૪ ). ચરકે 'कर्णिकार'ને આરગ્વધનો પર્યાય લેખ્યો છે. અમરસિંહે આરગ્વધના પર્યાયોમાં નહિં પણ જુદી જ વનસ્પતિ તરિકે 'કર્ણિકાર' ઉલ્લેખેલો છે. આરગ્વધના પર્યાયોના સુંદર અર્થો જાણવા જેવા છે:—

आरग्वधः—आ समंतात् रुजं वधति छिनत्ति । इति मुकुटः। आरगं रोगशंकामपि हन्ति ।
आरंजयन्त्यारजो मालाः तेषां वधोऽत्रारग्वधः ॥

आरेवतः—अरेवती रोगदेवता । अरेवत्यां भव आरेवतः। आरेवते ज्वरोऽनेन वा आरेवतः ॥

शम्पाकः—शं कल्याणं पाकोऽस्य इति शंपाकः ।

'કર્ણિકારનો પર્યાય द्रुमोत्पलः છે. કર્ણિકારને અમરનો ટીકાકાર 'કઠચંપા' તરિકે ઓળખે છે. આ છતાં પણ कर्णिकार એટલે ગરમાળો એ નિર્વિવાદ છે. જુઓ 'કર્ણિકાર.'

**Actions and Uses**—Laxative. Pulp seldom used alone, as it causes colic, griping and flatulence. Used as an adjunct to other purgatives. When given for a long time it tinges the urine

dark-brown. The pulp is employed to adulterate essence of coffee. The seeds are emetic.

The root is a strong purgative. The pulp recommended to persons of dyspeptic habits. Dose of the pulp as a laxative 30 to 60 grs. (R. N. Khory II-200.)

**ભાવાર્થ**—રેચક. ગોળ એકલો કવચિતજ વપરાય છે, કારણ કે તેથી પેટમાં ચુંક, ગોળો વિગેરે થઈ આવે છે. રેચની બીજી દવાઓ સાથે ગોળ યોજવામાં આવે છે. બહુ વખત સુધી એનું સેવન રાખવાથી પેસાબનો રંગ ઘેરો-પીળો બદલાય છે. કૉફીના 'ઇસેન્સ'ને ગરમાળાનો ગોળ એડલ્ટરેટ કરી નાખે છે.

મૂલ તીવ્રવિરેચન છે. કબજીયાતની ટેવવાળા માટે આ ગોળની ભલામણ કરવામાં આવે છે. ગરમાળાના ગોળની માત્રા ૩૦ થી ૮૦ ગ્રેન્સ છે. ( ખોરી. ભા. ૨. પા. ૨૦૦ )

**નવ્યમત**—મૂળ બલ્ય અને જ્વરઘ્ન તરિકે અપાય છે. ( બૅલો ). ડૉ. ઈરવીનને આનું મૂળ સખત રેચક તરિકે જણાયું છે. ( Top-of Ajmer ) કુણાં પાંદડાં વાટીને પીએ તો ઉત્તમ સારક છે. ( ડૉ. રચનમ્ મુદલીયાર. ચીંગલપટ ). આનો ગુલકંદ મધુપ્રમેહમાં દેવાય છે. ( સર્જન થોમસ. બેંગલોર. ) આનો ગુલકંદ ઠંડો રેચક છે, જે વારંવાર કબજીયાતને માટે અને ખાસ કરીને નાજુક અબળાને માટે હું ઉપયોગમાં લઉં છું. અર્ધો ઔંસ સૂતી વખતે ગરમ દુધ સાથે પાવો. ( સર્જન. મેજર. પબના. ) આનો ગર્ભ, આંબલીના ગર્ભ સાથે જુલાબ તરિકે સાધારણ રીતે વપરાય છે. રાતે લેવામાં આવે તો સવારમાં સાફ દસ્ત આવે છે ( આસી-સર્જન. શીવચંદ્ર ભટ્ટાચાર્યજી-ચાંદા ). કુણાં પાંદડાંને વાટી દાદર ઉપર લગાડવામાં આવે છે. ( આસિ. સર્જન. ટી. એન. ઘોષ, મીરત )

ઉલ્લેખ—વ. શા. પા. ૨૯૯; રૂ. નિ. પા. ૧૦૪; N. p. 96; Watt II p. 217; વનસ્પતિ ગુણાદર્શ પા. ૪૨૧; Indi. Medi. Plants p. 468.

---

## ૧૩૨ કર્ણિકાર.

### N. O. Leguminosæ

ઘણા પ્રાચીન સમયથી कर्णिकार નાં ગુણગાન ગવાતાં આવ્યાં છે; પણ એ કર્ણિકાર એટલે શું તે વિચારવાનો અવસર આપણને હજુ મળ્યો નથી એ નવાઇ જેવું નથી શું? કાવ્ય સાહિત્યમાં कर्णिकार ને ઉંચું સ્થાન મળેલું જણાય છે.

સાધારણ રીતે ગરમાળાના પર્યાય તરિકે જ कर्णिकार શબ્દ ઠેઠ ચરકના વખતથી યોજાયેલો જણાય છે. ધન્વંતરિ અને રાજનિઘંટુ વિગેરે નિઘંટુઓમાં પણ આરગ્વધના પર્યાય તરિકે જ कर्णिकार ને ગણવામાં આવેલો છે. "વૈદ્યકશબ્દસિંધુ"કારે પણ આથી જ कर्णिकार ને "a sort of Cassia (Cassia fistula)"–કહેલો જણાય છે.

द्रुमोत्पल નો પર્યાય પણ कर्णिकार છે. આ દ્રુમોત્પલનું લેટીન નામ "વૈદ્યકશબ્દસિંધુ" કારે Pterospermum acerifolium આપ્યું છે. 'ઇન્ડીયન મેડીસીનલ પ્લેંટ્સ'માં પણ Pterospermum acerifolium નું સંસ્કૃત નામ कर्णिकार રાખવામાં આવ્યું છે. આ ઝાડ મુચુકુંદના વર્ગનું અને તેના જેવું જ છે. ( N. O. Sterculiaceæ ).

અમરકોષનો ટીકાકાર "कर्णिकारस्य 'कठचम्पा' इति लोके"–આવો પરિચય આપે છે. કોવિદાર કાંચનારને ગુજરાતીમાં 'ચંપાકાઠી' કહેવામાં આવે છે. સ્વ. કતોભટ્ટે પણ કોવિદારને "ચંપાકાઠી" કહેલું છે. કાંચનારને रक्तपुष्पः કહેલો છે. અમરના ટીકાકારના મત પ્રમાણે તો રાતા ફુલનો કાંચનાર એજ कर्णिकार જણાય છે. કાંચનારનાં ફુલ પણ સુંદર તો છે જ.

ભાવમિશ્ર કર્ણિકારનો પરિચય "पांगारा' इति महाराष्ट्रे प्रसिद्धः" ( ભાવ પ્રકાશ )-આવો આપે છે. પાંગારા એટલે આપણો **પાંઢરવો** ( Indian coral tree ). અદ્યાપિ પર્યંત મરાઠી શબ્દ પાંગારા વપરાય છે જ.

એટલે 'कर्णिकार' એ ગરમાળો, દ્રુમોત્પલ ( મુચુકુંદને મળતું ઝાડ ), કાંચનાર અને પાંઢરવો–આ ચાર અર્થમાં વપરાયલું છે એ ઉપરના લખાણ ઉપરથી સ્પષ્ટ સમજી શકાય છે.

પ્રાચીન ટીકાકારોએ કર્ણિકારનો પરિચય નથી આપ્યો. કર્ણિકાર સુંદર ઝાડ છે એ તો નિઃસંશય જ છે. આવાં સુંદર ઝાડો ઘણાંયે છે અને ઉપર ગણાવેલાં ચાર ઝાડો પણ ખરેખર સુંદર જ ( તેમનાં પુષ્પો ઉપરથી ) છે. કર્ણિકારનાં ફુલોનો રંગ કેવો હતો? પાન કેવાં હતાં? આનો ઉલ્લેખ જો મળી આવે તો સંદિગ્ધતા સ્હેજે દૂર થઇ જાય એમ છે.

કાલિદાસે "आकृष्टहैमद्युतिकर्णिकारम्"––આમ કહેલું છે. હેમદ્યુતિ એટલે સોનાના જેવી કાંતિ. સોનાનો રંગ પીળો મનાય છે. "સોના કરતાં પીળું શું?"–એ કહેવત જાણીતી છે. એટલે કર્ણિકારનું ફુલ પીળા રંગનું, કાને પહેર્યું હોય તો એરીંગની માફક લટકતું રહે એવું હોવું જોઇએ. કર્ણાવતંસ, કર્ણાભરણ તરિકે કર્ણિકારનો ઉપયોગ પ્રાચીન કાલમાં લલનાઓ કરતી હતી. જો પીળો રંગ જ માનવામાં આવે તો ગરમાળો એજ કર્ણિકાર. ગરમાળાનાં પીળાં ફુલ

ખરેખર 'હેમદ્યુતિ' વાળાં છે અને કુંડલયોગ્ય પણ છે "कुंडली हेमपुष्पश्च....। रा. नि ॥".

રઘુવંશમાં નીચેનો સુંદર શ્લોક કર્ણિકાર ઉપર નવો પ્રકાશ ફેંકી શકે એમ છેઃ—

हुतहुताशनदीप्ति वनश्रियः प्रतिनिधिः कनकाभरणस्य यत् ।
युवतयः कुसुमं दधुराहितं तदलके दलकेसरपेशलम् ॥( रघु० सर्ग ९. ४० )

શ્રી મલ્લીનાથ કહે છે કે हुतहुताशनदीप्त्याज्यादिप्रज्वालिताग्निप्रभं यत्कुसुमम् कर्णिकारमित्यर्थः । વનશ્રીના કનકાભરણના પ્રતિનિધિ જેવું કર્ણિકારનું ફુલ યુવાન સ્ત્રીઓએ તેમના કેશકલાપમાં રાખ્યું હતું. (તેમના આશકો અર્થાત્ તેમના પ્રિય પ્રેમભાક્ તરફથી તે પુષ્પ તેમને મળ્યું હતું.) એ ફુલનાં દલ —petals અને કેસર filaments પેશલ—મૃદુ હતાં. 'हुतहुताशनदीप्ति'નો રંગ કેવો ગણાય ? પીળો કે લાલ ? સાધારણ રીતે પ્રજ્વલિત અગ્નિની જ્વાલાનો રંગ લાલ માનવામાં આવે છે. જો રંગ લાલ ગણીએ તો પાંડેરવાનાં ફુલ કર્ણિકારને વધુ લાગુ પડે છે. પીળા કરતાં લાલ રંગ વધુ સુંદર ગણાય છે. મુ. જયકૃષ્ણભાઇએ પાંડેરવાનું સંસ્કૃત નામ कर्णिकार રાખેલું છે. ભાવમિશ્રે પણ આ પાંડેરવાને જ कर्णिकार તરિકે ઓળખાવ્યું છે. અને ખરેખર ફુલ અતિ સુંદર જ છે.

મુચુકુંદની જાતનું ઝાડ 'કર્ણિકાર' હોઈ શકે.

બ્રેન્ડીસે આ ઝાડનાં ફુલનો રંગ (petals નો) સફેદ ગણાવેલો છે. જો 'શ્વેત કર્ણિકાર'નો ઉલ્લેખ મળી આવતો હોય તો મુચુકુંદને આપણે શ્વેત કર્ણિકાર માનીએ.

ચરક સુશ્રુતમાં कर्णिकारનો ઉલ્લેખ જ નથી—ઉપયોગ તો પછી કયાંથી જ હોય ?

શ્રી અશ્વઘોષના 'બુદ્ધચરિત'માં કર્ણિકારનો નીચે મુજબ ઉલ્લેખ છેઃ—

नवहाटकमण्डनास्तथान्या वसनं पीतमनुत्तमं वसानाः ।
अवशा बत निद्रया निपेतुः गजभग्ना इव कर्णिकारशाखाः ॥

આથી કર્ણિકારનાં ફુલનો રંગ પીળો જ હોય એમ સિદ્ધ થાય છે. માટે ગરમાળો એજ કર્ણિકાર છે એમ મ્હને તો લાગે છે.

સુશ્રુતે એક ઠેકાણે 'सितकर्णिकार' લખ્યું છે. સફેદ કર્ણિકાર માનીએ તો મુચુકુંદની જાતને તે ગણી શકાય.

---

## ૧૩૩ આવળ.

### N. O. Leguminosæ.

**નામો**—आवर्तकी, चर्मरंगा, पीतकलिका ( સંસ્કૃત ); આવળ ( ગુજરાતી ); આવલ, તરવડ ( મરાઠી; ) તરોટા, તરવલ ( હિંદી ); Tanner's Cassia–ટૅનર્સ કેસીયા ( અંગ્રેજી ); Cassia auraculata–કેસીયા ઑરેકયુલેટા ( લેટીન ).

**ગુણા:**—

आहुल्यं तिक्तशीतं स्यात् चक्षुष्यं पित्तदोषनुत् ।
मुखरुक्कुष्ठकंडूतिजंतुशूलव्रणापहम् ॥
तत्पुष्पं सहसा प्रमेहशमनं स्वर्णस्य वर्णप्रदम्
बालं तस्य फलं वमिक्रमिहरं सर्वप्रमेहापहम् ।
तृष्णाघ्नं सकषायमक्षिहितकृत् रुच्यं तथा दुर्जरम्
तद्बीजं मधुमेहहृत् विषहरं रक्तातिसारं जयेत् ॥
तन्मूलं पवनप्रकोपि मधुरं तृष्णाप्रमेहं जयेत्
श्वासघ्नं गुरु रक्तपित्तशमनं शुक्रक्षये पूजितम् ॥
चर्मरंगा सरा तिक्ता कषाया कफपित्तजित् ।
तृष्णाकंडूविषश्वासगुल्मवम्यस्रनाशिनी ॥
हंति दाहोदरानाहशोथकुष्ठक्रमिज्वरान् ।
चर्मरंगाभवं पुष्पं मेहघ्नं स्वर्णवर्णदम् ॥
पत्रस्वेदो वातशोथमभिघातव्यथां हरेत् ॥

॥ नि. र. ॥

**વર્ણન**—આવળ સર્વત્ર ઉગે છે. એની ચાર જાતો થાય છે. (૧) આવળ (૨) ભોંય આવળ–Cassia obovata (૩) મ્હોટી આવળ–Cassia montana અને (૪) રાતી આવળ–Cassia marginata. આ ચાર પૈકીમાંની ત્રણ આવળો ફક્ત ઉંચાઇમાં ફેર હોવાને લીધે જ ભિન્ન ભિન્ન લાગે છે. ભોંયઆવળ નીચે પથરાયલી હોય છે. આવળ ૫ થી ૬ ફુટ ઉંચી હોય છે; મ્હોટી આવળ ૧૦ થી ૧૫ ફુટ ઉંચી હોય છે. પાન બધાનાં સરખાં જ હોય છે. ફુલ, ફળ પણ લગભગ મળતાં જ છે. આ ત્રણ આવળના ગુણ પણ લગભગ સરખા જ છે. વનસ્પતિશાસ્ત્રની દૃષ્ટિએ જ આ ભેદો ઉપયોગી છે એટલું જ. **રાતી આવળ** Cassia Marginata–આપણા દેશમાં જવલ્લે જ થયેલી માલમ પડે છે. કચ્છ ભૂજના શરદબાગમાં રા. રા. મુ. જયકૃષ્ણભાઇએ મ્હને રાતી આવળનું એક ઝાડ બતાવ્યું હતું; અને તે વખતે કહ્યું હતું–" આ ઝાડ કવચિત જોવામાં આવે છે. પુનાના 'બંધ ગાર્ડન 'માં આનું એક જ ઝાડ છે. ફર્મીંજર સાહેબ

લખે છે કે કલકત્તા તરફના બાગોમાં પણ એ કવચિત જ જણાય છે. મદ્રાસ તરફના બાગોમાં તે વિશેષે કરીને જોવામાં આવે છે. આ બાગમાં એક ઝાડ છે, પણ તેને ફળ આવતાં નથી. આનાં ફળ બહુ જ સુંદર આવે છે."

ગુણ—શોથઘ્ન, ચક્ષુષ્ય, વ્રણાપહ, કડૂઘ્ન, કુષ્ઠઘ્ન, ગ્રાહી, ચિરગુણકારી પૌષ્ટિક, કફઘ્ન અને જ્વરઘ્ન છે.

ઉપયોગ—સંસ્કૃત ગ્રંથોમાંથી તો ફક્ત વાગ્ભટમાંથી જ આવર્તકીનો ઉલ્લેખ મળી આવે છે. કુષ્ઠના પ્રકરણમાં આવર્તકીઘૃત પ્રસિદ્ધ છે. એ સિવાય બીજા કોઇ ગ્રંથમાંથી આવળનો સ્વતંત્ર ઉપયોગ હાથ લાગ્યો નથી. પણ એથી આવળની કિંમત જરાકેય ઓછી આંકવાની નથી. પ્રાચીન ગ્રંથોમાં જે ન હોય તે અગ્રાહ્ય તો ન જ ગણવું જોઇએ. તેમજ સંસ્કૃત શ્લોકમાં જે લખેલું હોય તેટલું જ ખરૂં અને પ્રમાણભૂત માનવું–એ પણ ઇષ્ટ નથી. ઔષધિ ખરી રીતે તો રબારીઓ, ગોવાળીઆઓ અને ભીલો પાસેથી જાણવાની છે. તેમનો અનુભવ અતિ કિંમતી હોય છે. આટલું વિવેચન અત્રે કર્યા પછી હવે રા. રા. મુ. જયકૃષ્ણભાઇએ જે ઉપયોગ તેમના પ્રમાણભૂત ગ્રંથમાં આપ્યા છે તે નીચે આપુ છું:–

(૧) મૂળની છાલનો કાઢો વધરાવળમાં વપરાય છે.

(૨) રસ્તે ચાલતાં જ્યારે રબારી લોકોને ઝાડો કે મરડો થઇ આવે છે ત્યારે આવળના મૂળની છાલ ચાવીને તેના રસના બે ત્રણ ઘુંટડા ગળી જાય છે, અને તેથી ચમત્કારિક રીતે તરત ફાયદો જણાય છે.

(૩) આવળના મૂળની છાલ કૉલેરા, બદહજમી, ચુંક, ઉલટી, ઝાડો–વિગેરે રોગ ઉપર મીઠાની સાથે ચાવીને રસ ઉતારવામાં આવે છે.

(૪) ઢોરને આફરો ચઢયો હોય કે શીળી નીકળી હોય, તો આવળનાં પાનનો ઉકાળો ઢોરને પવાય છે. આવળનાં પાન મીઠા સાથે વાટી તેનો ગોળો કરી ઢોરને છેરામણ અને આફરા ઉપર ખવરાવે છે.

(૫) આવળના પાનનું પેટના દુખાવા ઉપર બંધારણ કરવામાં આવે છે.

(૬) આંખના દુખાવામાં આવળની છાલના રસનાં ટીપાં નાખવામાં આવે છે.

(૭) આવળનાં પાન, સાજીખાર અને આંબલીનાં પાન–આ બધાનો લચક, ચોટ કે માર વાગ્યો હોય તો લેપ મારવામાં આવે છે. આ પ્રયોગ ઘણાના જાણવામાં હોય છે જ.

(૮) આવળનાં વરાળીયાં પાન સોજા ઉપર બંધાય છે. આવી રીતે બાફેલાં પાન વાળાના સોજા ઉપર ઉપર પણ મૂકવામાં આવે છે.

(૯) માણસનું અંગ ઝલાઇ ગયું હોય, અથવા પછાડ લાગી હોય, કે બીજા કોઇ કારણથી વાંસો કે બરડો ઝલાઇ ગયો હોય, તો આવળના પાનની ખાટલા ઉપર પથારી કરી, તે ઉપર લુગડું રાખી, તે ઉપર

કરદીને સુવાડી, ભોંય ઉપર દેવતા નાખી, ખાટલા નીચે શેક કરવામાં આવે છે.

(૧૦) કઠણ ગડ કે ગુંબડું નરમ પડતું ન હોય તો તે ઉપર આવળનાં પાન રાખીને પાટો બાંધવાથી ગુંબડું નરમ પડી જાય છે અને વેદના મટે છે.

(૧૧) મ્હોંઢું પાકયું હોય તો આવળનાં પાન મ્હોંમાં રાખ્યાથી અથવા તેના પાનના રસના કોગળા ભરવાથી નરમ પડે છે.

(૧૨) કલેજાની ગાંઠ ઉપર આવળનાં પાન વાટી તેનો લેપ કરવામાં આવે છે અને આવળના રસની સાથે પાપડખાર ભેળવી દરદીને પવાય છે.

(૧૩) આવળનાં ફુલની સોગઠી પ્રદર અને સ્ત્રીઓનો માસિક સ્રાવ વધારે જતો હોય, તો તે અટકાવવાને સ્ત્રીઓ પહેરે છે.

(૧૪) સાકરીયા પ્રમેહમાં અને વિશેષ પેશાબ થતો હોય તો તે અટકાવવાને આવળના ફુલનો કાઢો પવાય છે.

(૧૫) આવળના ફુલનો ગુલકંદ બનાવવામાં આવે છે અને તે પ્રદર અને પ્રમેહ ઉપર સારો છે.

(૧૬) અંગ્રેજી ઓકબાર્ક ( Oak bark )ના જેવા જ તેના ગુણ છે. અત્યંત ગ્રાહી છે; અને તેથી ચામડાં રંગવાના કામમાં ખાસ વપરાય છે.

(૧૭) આવળનાં બીજ ચમેડનાં બીજની માફક આંખનાં દરદમાં ભરણના કામમાં વપરાય છે. ( ચમેડ=Cassia absus )

(૧૮) દુઃખતી આંખો ઉપર આવળનાં પાન દુધમાં બાફીને બાંધવાં સારાં છે.

(૧૯) એનાં ફુલ શરીરના રંગને સોના જેવો બનાવે છે.

(૨૦) ઢોરના મ્હોંમાંથી લાળ વહેતી હોય અને ખવાતું ન હોય તો આવળનાં પાન તથા મીઠું વાટીને ઢોરની જીભ ઉપર રોજ બે ચાર વખત ઘસવું. એથી ઢોર ખાવા લાગે છે.

(૨૧) તેનાં બી મધુપ્રમેહને મટાડે છે. કતોભટ્ટ.

**વક્તવ્ય**—અત્યારના વનસ્પતિશાસ્ત્રની દૃષ્ટિએ આવળ ચાર જાતની છે પણ આયુર્વેદમાં આવળ એકજ જાતની જણાય છે. સ્વ. કતોભટ્ટ મીંઢી આવળ અને ભોંય આવળ-ના પ્રકાર વર્ણવે છે. એ બેમાંથી મીંઢીઆવળ તો જુદી જ વનસ્પતિ છે અને ભોંઆવળને भूम्याहुली અને श्वेतपुष्पा જેવાં સંસ્કૃત નામો નિઘંટરત્નાકર જેવી અર્વાચીન કૃતિ જ આપે છે. જુના ગ્રંથોમાંથી ભેદ જડતા નથી. आवर्तकीની ઓળખાણ ટીકાકારોએ આપેલી નથી, એટલે તેને પણ આવળ

કહેવી કે નહિ તે પણ શંકાસ્પદ જ ગણાય, પણ મુરબ્બીઓના પગમાં પગલું મૂકવાની વૃત્તિથી તેમજ કરવું ઉચિત જણાય છે. વાગ્ભટના કુષ્ઠના અધ્યાયમાં ( ગદનિગ્રહમાં વાગ્ભટનો જ ઉતારો છે ) આવર્તકીઘૃત ધ્યાન ખેંચે છે. મેંઢીઆવળનો પણ એ ગુણ કેમ ન હોય ? આવી ઉપયોગી અને સર્વત્ર ઉગતી વનસ્પતિ પ્રાચીન લેખકોની ધ્યાન બહાર કેમ રહી ગઇ હશે ? અથવા તો શું એ વખતે તે આટલી ઉગતી નહિ હોય ? અસ્તુ.

આવળની છાલ શી રીતે લેવી, અને તેનો કેટલો ઉપાડ છે અને કેટલો બધો વેપારી લાભ છે એ જીજ્ઞાસુઓ જયકૃષ્ણભાઇના " વનસ્પતિશાસ્ત્ર "માંથી વાંચી લે. એ જ ગ્રંથમાં આવળ વિષે એક રમુજી વાત આપેલી છે તે વાંચકોને ભેટ ધર્યા વિના રહી શકતો નથી–" શ્રી રામચંદ્રજી સીતાની શોધ માટે લંકા તરફ પધારતા હતા, ત્યારે આવળનાં ફુલને સુશોભિત જોઈને તે બહુ પ્રસન્ન થયા અને તેને પુછવા લાગ્યા, ' તમો સીતા વિષે કંઇ જાણો છો ? ' તેનો જવાબ ફુલોએ પોતાની રૂપગર્વિતાથી કંઇ આપ્યો નહિ, તેથી રામે તેને શાપ આપ્યો કે તમે તમારા રંગ ઉપર મગરૂર છો, માટે તમારામાં સુગંધી રહેશે નહિ, અને તમને દેવ કોઇ અંગીકાર કરશે નહિ; અને તમારો ઉપયોગ ચમાર લોકો કરશે. માટે એક ભજનમાં ગવાય છે કે–

> सीया रामजीसे गर्व कीयो ते नर हार्यो,
> गर्व कीयो आवलके फूलडे, तो जाइ चमार कुंडमें डार्यो.

જ્યારે આ પ્રમાણે આવળને શાપ દીધો, ત્યારે તે રામચંદ્રજીના ચરણમાં પડી, અને પ્રાર્થના કરવા લાગી " અહંકારને લીધે મારો મોટો અપરાધ થયો છે, પણ તે આપ ક્ષમા કરો. આપ ક્ષમા નહિ કરો તો બીજા કોણ કરશે ? ત્યારે પરમકૃપાળુ રામચંદ્રજીએ કરૂણા કરી તેના મસ્તક ઉપર પોતાનો ચરણ મૂકયો. તે દિવસથી આવળનાં બીજની અંદર રામનું ચરણચિહ્ન થઈ રહેલું છે. " આ ચિહ્ન અદ્યાપિ દેખાય છે અને તે ખરેખર દર્શનીય છે.

ફારસી કવિઓએ આવળનાં ફુલોને માશુકની આંખોની ઉપમા આપેલી છે. " તેરી ચશ્મ નરગિસ, ગોશ ગુલ, તેરા ચેહરા માહે ઈદ હય, " ફુલ પીળાં હોવાથી તેને " નરગિસે–બિમાર " કહેવામાં આવે છે. **મેવાડ** અને **મારવાડની હદ** પણ **આવળ** સાથે સંબંધ ધરાવતી હોવાથી તે વાત નીચે પ્રમાણે આપું છું—

મેવાડના રાણા લાખાજીને ઘણા પુત્રો હતા. યુવરાજ કુમાર ચુડાજીને માટે, જોધપુરના રાવ ચુંડાજીની પુત્રી હંસાબાઇનું વેવિશાળ કરવા ગોરમહારાજ મેવાડ આવ્યા. યુવરાજ હતો અને બીજા પુત્રો હતા છતાંયે લાખાજીએ પોતે

એ સુંદર કન્યાનું માગું કર્યું. ભીષ્મપિતામહની માફક યુવરાજ ચુડાજી પિતાજીને તેથી સંતુષ્ટ થતા દેખીને ગાદી ઉપરનો પોતાનો હક્ક છોડી દે છે, અને નવી રાણીને પુત્ર થતાં વેંત જ તે મેવાડ છોડી માળવા તરફ ચાલી નીકળે છે. નવા પુત્ર મોકલને ગાદીએ બેસાડીને લાખાજી મરી જાય છે. મામાના રક્ષણ નીચે મોકલ નાનો હોવાથી રહે છે. મામાનું નામ રીડમલ રાઠોડ હતું. મામાની દાનત સાફ ન હતી. એણે પોતાના જોધપુરવાસી સામંતોને એક પછી એક મેવાડમાં બોલાવ્યા અને પોતાની સત્તા વધારવા માંડી. થોડા વખતમાં જ મામાને હાથે મોકલ મરાયો, અને મામાએ ખાલી પડેલી જગ્યો મોકલના પુત્ર કુંભાને સોંપી. પણ કુંભાનું કંઇ જ ચાલતું ન હતું. બધે જ રાઠોડોનું જોર ચાલતું હતું. કુંભાની મા એ વખતે પોતાના જેઠ ચુડાજીને બધી વસ્તુ-સ્થિતિ લખી જણાવે છે અને રાઠોડોના ત્રાસમાંથી મેવાડને મુક્ત કરવા આગ્રહ-ભરી વિનવણી કરે છે. અમુક પ્રકારની ગોઠવણીથી ચુડાજી મેવાડમાં આવે છે અને દારૂ પીને પડી રહેનાર રીડમલ રાઠોડને બાંધીને મારી નાખે છે. રીડમલનો કુંવર જોધાજી નાસે છે અને નવાં માણસો ભેગાં કરી મેવાડને ઘેરો ઘાલે છે. ખુનખાર યુદ્ધ થયા પછી બન્ને પક્ષો વચ્ચે સંધિ થાય છે. જ્યાં સુધી આવળનાં ઝાડ હોય ત્યાં સુધી મેવાડની હદ અને જ્યાંથી બાવળનાં ઝાડ શરૂ થાય ત્યાંથી મારવાડની હદ એમ નક્કી થાય છે. અદ્યાપિ પણ તે જ પ્રમાણે છે.*

આવર્તકીને तिंदुकिनी, विभांडी, पीतकीलका, કેમ કહી હશે ? મીંઢી આવળ જોયા પછીથી એ નિશ્ચય થઈ શકે. સ્વ. કૃતોભટ્ટ પોતાના નિઘંટમાં તેનું એક સંસ્કૃત નામ મેદારિ ગણાવે છે. " વૈદ્યકશબ્દસિંધુ "કાર આવર્તકી માટે કહે છે— स्वनामख्यातलतायां, कोकआदिदेशे आहुली तलाडवल्ली भगतवल्ली इति च प्रसिद्धायां ॥ આ ગોટાળો છે. મદનપાલ એને રસાવની કહે છે.

**Uses**—આનાં બીજને વૈદ્યો ( Vytians ) શીત ( Refrigerant ) અને આવવર્ધક ( attenuants ) માને છે; અને તેમના પાક વિગેરેમાં આને વાપરે છે. સુકાં બીજનું ઝીણું ચૂર્ણ ઑપ્થેલ્મીયાના કેટલાક કેસોમાં તેઓ આંખમાં આંજે છે. શરબત વિગેરેની માત્રા દિવસમાં ૨ વખત થઈને ૧ મોટો ચમચો છે.

( એઈન્સ્લી )

ડૉ. કર્કપૅટ્રીક ( Kirkpatrick ) છાલનો ગ્રાહી ગુણ ધ્યાન પર લાવે છે અને બીજનું ચૂર્ણ કફજન્ય અભિષ્યંદમાં ( આંખ લાલ થઇ ગઇ હોય; પીયા, પરૂ આવતું હોય અને દાહ બળતરા ખૂબ બળતી હોય તેવા રોગમાં ) ઉપયોગી છે એમ તેની તરફેણમાં બોલે છે.

( કૅટલૉગ ઓફ માઇસોર ડ્રગ્ઝ. Ph-Indi.)

---

* " વીસમી સદી " પુસ્તક ૨. અંક—૬ ના આધારે.

સિંહાલી લોકો ઠંડક માટે આવળનાં ડાળખાં તોડીને હાથમાં રાખી મૂકે છે અથવા માથા ઉપર બાંધે છે; અને ચાને બદલે આનાં પાનથી ચલાવે છે.

( ટીનન્ટ )

ઇન્ડીઅન મેડીસીનલ પ્લેંટ્સ પા. ૪૭૫.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૨૭૮; રૂ. નિ. પા. ૮૯; N. p. 97; Watt II p. 215; Indi. Medi. Plants p. 474.

---

## ૧૩૪ અશોક

### N. O. Leguminosæ.

**નામો**—अशोकः, शोकनाशनः, स्मराधिवासः, कङ्केलिः, मधुपुष्पः, वंजुलद्रुमः, रक्तपल्लवः, कान्ताङ्घ्रिदोहदः ( સંસ્કૃત ); અશોક ( ગુજરાતી ); Jonesia Asoka જોનેસીયા અશોક ( લેટીન ).

**ગુણાઃ**—

अशोकः शिशिरो हृद्यः पित्तदाहश्रमापहः ।
गुल्मशूलोदराध्माननाशनः कृमिहारकः ॥

॥ रा. नि. ॥

अशोको मधुरः शीतोऽस्थिसंधानकृन्मतः ।
प्रियः सुगंधिः कृमिहृद्‌गुर्वरोष्णश्च तिक्तकः ॥
शरीरकांतिकृच्चैव स्त्रीणामुच्छोकनाशनः ।
ग्राही पित्तहरो दाहश्रमगुल्मोदरापहः ॥
शूलाध्माने विषं चार्शोव्रणं सर्वां तृषां तथा ।
शोथापचीज्वरं चैव नाशयेद्रक्तजां रुजम् ॥

॥ नि. र. ॥

अशोकस्य त्वचा रक्तप्रदरस्य विनाशिनी ॥

॥ शोढलः ॥

अशोकः शीतलस्तिक्तो ग्राही वर्ण्यः कषायकः ।
दोषापचीतृषादाहकृमिशोषविषास्रजित् ॥

॥ ध. नि. ॥

**चक्रदत्त**—

१ **असृग्दरे**—अशोकवल्कलक्वाथशृतं क्षीरं सुशीतलम् । यथाबलं पिबेत्प्रातः तीव्रासृग्दरनाशनम् ॥ ( असृग्दरचिकित्सा )

२ **मूत्राघाते**—जलेन खदिरीबीजं मूत्राघाताश्मरीहरम् ॥ खदिरीबीजमशोकबीजमित्याहुः ( शिवदासः )

વર્ણન—આસોપાલવના ઝાડને જ સાધારણ રીતે અશોક કહેવાની પ્રથા પડી ગએલી છે; પણ તે ભૂલ છે. અશોકનું ઝાડ આંબા જેવું જ હોય છે. આંબાનાં જેવાં પાન હોય છે તેવાં જ પાન અશોકનાં હોય છે. કુમળાં પાન રતાશ લેતાં અને અત્યંત મૃદુ હોય છે. ફુલ ગુચ્છાબંધ આવેલાં હોય છે. ફુલ પ્રથમ પીળાશ પડતા રાતા રંગનાં હોય છે અને જ્યારે પૂરેપૂરાં ખીલે છે ત્યારે લાલચોળ ( scarlet ) થઇ જાય છે. એની શીંગ ચપટી, પહોળી, સીધી અથવા અર્ધગોળ હોય છે. એમાં આઠથી દશ બીયાં હોય છે. એનાં ફુલ બહુ જ બારીકીથી જોવા જેવાં હોય છે. સાધારણ રીતે જોવાથી આ ઝાડ पलाशादि વર્ગનું ( Leguminous tree ) છે એમ માની શકાય એમ નથી. આ વિષે નૅર્ન સાહેબના "ધી ફ્લાવરીંગ પ્લેંટ્સ ઑફ વેસ્ટર્ન ઈન્ડીયા" નામના પુસ્તકમાંથી નીચેનું અવતરણ ઠીક પડશેઃ–

"No one looking at the flower would suspect that this was a leguminous tree. Sir W. Jones found the stamens to vary form 6 to 9, even in flowers, from the same tree, and thought that no part of the plant is constant. He says–"The vegetable world scarce exhibits a richer sight than the Ashoka tree in full bloom." which is rather higher praise than any specimen I have seen deserves. He hoped that botanists would retain the sanskit name Ashoka, "as it perpetually occurs in the old Indian poems and treatises on religious rites;" and the Indian Botanists of the last century improved on this suggestion by naming the genus after "the most enlightened of the sons of men" himfelf;* thus making the tree Jonesia Asoka. But the Indian Flora had made short work of this pleasing sentiment–and the present name is as commonplace (i. e **Saraca Indica**) as those of most other beautiful trees."

સંસ્કૃત સાહિત્યમાં અશોકનાં યશોગાન ઠીક ગવાયાં છે.

અને આજ કારણથી તેને कान्ताङ्घ्रिदोहदः કહેલો છે. આ કલ્પનામાં સત્ય કેટલું છે તેની ચર્ચામાં ઉતરવાનું આ સ્થળ નથી, પણ એટલું તો નક્કી જ છે કે વસંતઋતુમાં જ્યારે અશોક ફુલ બહારથી ખીલે છે ત્યારે રસિક માણસ ત્યાંથી સહેલાઈથી ખસી શકતો નથી. આ લેખકે અશોકનાં કુસુમિત વૃક્ષો કચ્છભૂજના શરદ બાગમાં જ્યારે પહેલ વહેલાં જોયાં હતાં ત્યારે તેની શોભા જોઇને અતિશય હર્ષમાં આવી ગયો હતો. પણ શોક તો એટલો જ છે કે

* Sir. W. Jones was so called by Dr. Johnson.

કવિઓની રસિકતાને વિકસિત કરનાર અશોક જેવાં સુંદર વૃક્ષોને હવે ગુજરાતના બાગમાં સ્થાન નથી મળતું ! મ્હારા ધારવા પ્રમાણે ગુજરાત કાઠિયાવાડમાં અશોકનાં ઝાડ પાંચ પણ પૂરાં ભાગ્યે જ હશે ! જેમ દરેકમાં તેમ ફુલઝાડમાં પણ વિદેશી સત્તા જ ઘૂસી ગઈ છે ! ગુલાબને કુંડાંમાં ઉછેરવાની તસ્દી તો હવે બહુ જ ઓછા રસિકો લે છે, પણ વિલાયતી ઍરેલીયા, ક્રૉટન્સ અને ઈરેન્થેમમ્ અને કૅક્ટસ્ જેવાં તદ્દન નકામાં કુંડાં તો અરસિકો તેમજ રસિકો–બન્નેના ઘર આંગણુંમાં દેખાય છે ! कालाय तस्मै नमः ! वतंतपुष्पाभरणं वहन्ती પાર્વતીઓ જે સમાજમાં હોય ત્યાં જ અશોક, કુંદ, નવમલ્લિકા શોભી શકે ! કલાહીન સમાજમાં કલા અને રસિકતા ક્યાંથી સંભવે !

### વૈદ્યકમાં અશોકનો ઉપયોગ.

**ચક્રદત્ત**— ૧ **લોહીવામાં**–અશોકની છાલથી પકાવેલું દુધ પીવાથી ગમે તેવો દારૂણ લોહીવા હોય તો પણ મટે છે.

૨ **મૂત્રાઘાતમાં**–અશોકનાં બીજ પાણી સાથે પીવાથી મૂત્રાઘાત અને અશ્મરી મટે છે.

**वक्तव्य**—સ્વ. કૃતોભટ્ટે આસોપાલવને જ અશોક ગણેલો છે એ ભૂલ છે. સ્વ. **દાજીપદે શાસ્ત્રીએ** પણ તેવી જ ભૂલ કરેલી છે. હજુ સુધી આસોપાલવને જ અશોક ગણવાની ભૂલ પરંપરાથી ચાલતી આવેલી ચાલી જ રહી છે. આસોપાલવ એ સીતાફળની જાતનું વૃક્ષ છે. એનાં પાન વાંક લેતાં લાંબાં હોય છે. આંબા જેવાં નથી હોતાં. જ્યારે અશોકને તો अशोक प्रदलो वृक्षः એ ઓળખાણ બરાબર લાગુ પડે છે. 'રાજનિઘંટુ 'કારે અશોકનાં ૨૨ નામો ગણાવેલાં છે.

ચરક અને સુશ્રુત બન્નેએ રક્તપ્રદર અને પ્રદરની ચિકિત્સા લખેલી છે. ( चरक चि अ–३० । सुश्रुत शा–अ–२ ). પરંતુ એ બન્નેમાં કોઈ પણ ઠેકાણે અશોકનો ઉલ્લેખ નથી. રાજનિઘંટુકારે પણ અશોકનો પ્રદરનાશક ગુણ સ્વીકાર્યો જણાતો નથી. ચરકે અશોકનો વેદનાસ્થાપન વર્ગમાં ઉલ્લેખ કરેલો છે ( सू. अ. ४–७१ ). રક્તપ્રદરમાં અશોકનો ઉપયોગ કરનાર પહેલવહેલા **વૃંદ** હતા, કારણ કે તેમની પહેલાંના કોઈ પણ લેખકે રક્તપ્રદરમાં અશોકનો ઉલ્લેખ નથી કરેલો. કષાય સ્કંધમાં ચરક અશોકને ગણાવે છે ( वि. ८–१६५ ). સુશ્રુત રોધ્રાદિગણમાં અશોક વાપરે છે. ડલ્હણ અશોકની ઓળખાણ " लोहितकुसुमः स्वनामख्यातः " એમ આપે છે. વાતવ્યાધિચિકિત્સાના કલ્યાણક લવણમાં, વાતવ્યાધિના તિલ્વકસર્પિના પાઠમાં, વ્રણ અવચૂર્ણનમાં, સર્પદષ્ટચિકિત્સાના ઋષભ અગદમાં, દુંદભિસ્વનીય અધ્યાયમાં, પિત્તશ્લેષ્મવિદગ્ધ દૃષ્ટિના રોગમાં અને જ્વરના મહાકલ્યાણકઘૃતમાં સુશ્રુતે અશોકનો ઉલ્લેખ કરેલો છે. વાતવ્યાધિમાં

વર્ણવેલા તિલ્વકસર્પિની માફક જ અશોકઘૃત પણ બનાવવાનું વાગ્ભટે વર્ણવેલું છે ( चि. ૨૧-૩૪ ). અમરસિંહે અશોકનો ઉલ્લેખ કરેલો છે.

**Actions and Uses**--Astringent; the decoction with a number of aromatics is given in uterine affections–chiefly in menorrhagia.
R. N. Khory. Part II p. 217.

**ભાવાર્થ**—છાલ કષાય છે; બીજાં સુગંધી દ્રવ્યો સાથે છાલનો ક્વાથ ઘણાં ગર્ભાશયનાં દરદોમાં આપવામાં આવે છે, ખાસ કરીને અત્યાર્ત્તવમાં.
( ખોરી. ભા. ૨. પા. ૨૧૭ )

**નવ્યમત**—ડૉ. વૉરીંગ જણાવે છે કે વારંવાર થતા લોહીવામાં અથવા ગર્ભાશયમાં થતા અર્બુદમાં ( Ricurring hœmorrhoidal tumour ) અશોક ઉપયોગી છે. ત્રાવણકોરના મહારાજાના કુટુંબમાં આ મ્હેં અજમાવી જોયેલું છે.
( B. M. J. and I. M. G. 1885 p. 260 )

ફુલનું ચૂર્ણ પાણી સાથે રક્તાતિસારમાં ઉપયોગી છે. ( વૉટ )
ઇન્ડીઅન મેડીસીનલ પ્લેંટ્સ.

**ઉલ્લેખ**— Indig. Drugs p. 286; Indi. Medi. Plants. p. 482.

---

## ૧૩૫ આંબલી.

### N. O. Leguminosæ.

**નામો**—तिन्तिडी, अम्लिका, चिञ्चा, पंक्तिपत्रा (સંસ્કૃત); આંબલી( ગુજરાતી ); ચિંચ ( મરાઠી ); ઇમ્લી ( હિંદી ); Tamarind tree-ટૅમેરીન્ડ ટ્રી ( અંગ્રેજી ); Tamarindus indicus-ટૅમેરીન્ડસ્ ઇન્ડીકસ્ ( લેટીન ).

**गुणाः**—

अम्लिकायाः फलञ्चाम्लमत्यन्तं पित्तकृल्लघु ।
रक्तकृद्वातशमनं बस्तिशुद्धिकरं परम् ॥
पक्कं तु मधुराम्लञ्च भेदि विष्टम्भि वातजित् ।
त्वग्भस्म स्यात् कषायोष्णं कफघ्नन्त्वनिलापहम् ॥
ध. नि.

चिंचाऽत्यम्ला भवेदामा पक्का तु मधुराम्लिका ।
वातघ्नी पित्तदाहास्त्रकफदोषप्रकोपनी ॥
अम्लिकायाः फलं त्वाममत्यम्लं लघु पित्तकृत् ।
पक्कं तु मधुराम्लं स्याद्भेदि विष्टम्भवातजित् ॥

**पक्वचिंचाफलरसो** मधुराम्लो रुचिप्रदः ।
शोफपाककरो लेपात् व्रणदोषविनाशनः ॥
चिञ्चापत्रञ्च शोफघ्नं रक्तदोषव्यथापहम् ।
तस्य शुष्कत्वचाक्षारः शूलमंदाग्निनाशनः ॥

रा. नि

चिंचापुष्पं तु तुवरं स्वाद्वम्लं च रुचिप्रदम् ।
विशदं चाग्निजनकं लघु वातकफापहम् ॥
प्रमेहघ्नं समुद्दिष्टं, पर्णं शोथहरं मतम् ।
शुष्कचिंचाफलं हृद्यं लघु भ्रांतिश्रमापहम् ॥
तृषाहरं क्लमहरं कृमिनाशकरं मतम् ॥
चिंचा तु **नूतना** वातकफस्य कारिणी मता ।
सा **वार्षिकी** वातपित्तनाशिनी परिकीर्तिता ॥

नि. र.

अम्लिकाऽम्ला गुरुर्वातहरी पित्तकफास्त्रकृत् ।
**पक्वा** तु दीपनी रूक्षा सरोष्णा कफवातनुत् ॥

भा. प्र.

अम्लिकायाः फलं पक्वं तस्मादल्पान्तरं ( वृक्षाम्लात् ) गुणैः ॥

॥ चरकः ॥

चरक— १ अर्शःसु—....तथाम्लिकाम्....शाकं । दधिदाडिमसिद्धानि भृष्टानि यमकेऽपि च । धान्यनागरयुक्तानि शाकान्येतानि दापयेत् ॥

चि. ९—१२४

चक्रदत्त— २ **अरोचके**—अम्लिकागुडतोयञ्च त्वगेलामरिचान्वितम् । अभक्तच्छन्दरोगेषु शस्तं कवडधारणम् ॥ ( अरोचकचि० )

३ **मसूरिकायाम्**—निशाचिञ्चाच्छदे शीतवारिपीते तथैव तु ॥

४ **नवे प्रतिश्याये**—नवे प्रतिश्याये शस्तो यूषश्चिंचाफलोद्भवः ॥ ततः पक्वं कफं ज्ञात्वा हरेच्छीर्षविरेचनैः ॥ ( नासारोगचि० )

भावप्रकाश— ५ **गुल्मे**—पलाशवज्रीशिखरीचिंचार्कतिलनालजाः ।
यवजः स्वर्जिका चेति क्षारा अष्टौ प्रकीर्तिताः ॥
एते गुल्महराः क्षाराः अजीर्णस्य च पाचकाः ॥

६ अस्थिभग्ने–अम्लिकाफलकल्कैः सौवीरतैलविमिश्रितैः स्वेदात् । भग्नाभिहतरुजाघ्नैः.... ॥

बंगसेन— ७ वातव्याधौ–तिन्तिडीकदलैः सिद्धं ताम्रमण्डिकया सह । पिष्ट्वा सुखोष्णमालेपं दद्याद्वातरुजापहम् ॥ (वातव्याधिचि० ॥)

हारीत— ८ शोथे–संस्वेदनक्रिया कार्या सा कार्या च पुनः पुनः । ........ अथवा तिन्तिडीच्छदैः.... ॥ चि. २६

वैद्यमनोरमा— ९ नयनयोः बहिर्लेपे–चिंचापत्रस्वरसं पयसा संयोज्य घर्षितं कंसे । लिप्तं बहिर्नयनयोः शमयति रागाश्रुतोदसंरम्भान् ॥ पृ. ४१

१० अक्षिरोगे–चिंचास्वरसनिघृष्टं मरिचं सायन्तने तथा साज्यम् । अक्षिनिषिक्तं शमयति कण्डूं तिमिरं च वातोत्थम् ॥ पृ. ४३

११ कर्णशूले–चिंचाफलस्वरससाधिततैलमग्र्यम् ।.... कर्णे सशूलिनि रहस्यपराङ्मुखे च ॥

१२ कुकूणके–काञ्जिकायससंपिष्टं कंसाभ्यां घर्षितं बहिर्लिप्तम् । चिंचास्थ्यंकुरमचिरं द्रुालस्य कुकूणकं जयति ॥

१३ सोमरोगे–पूर्वं तोये वासरं वासितानां चिंचास्थीनां दुग्धकल्कीकृतानाम् । पीत्वा स्यातां सुन्दरीपुरुषौ द्राक् अस्थिस्रावात्सोमरोगाच मुक्तौ ॥

१४ दद्रौ–....चिंचापत्ररसं वा कण्डूतिनाशमन्विच्छन्....प्रलिम्पेत् ॥

१५ सर्पविषे–लवणार्धपलोपेतः चिंचापल्लवजो रसः । कुडवप्रमितः पीतो विषं हन्ति फणाभृताम् ॥

१६ स्तब्धगात्रे–स्तब्धगात्रमनिलान्महाबलादभ्रष्टधान्यतिलवातहास्थिभिः । लिप्तमाशु वशमानयेच्छनैःतिन्तीणीत्वगनलेन तापितैः ॥

गदनिग्रह— १७ नाडीव्रणे–पिष्टं चुञ्चूफलं लेपान्नाडीव्रणहरं परम् ॥

१८ गात्रदौर्गन्ध्ये–....परिणततिन्तिडिकान्वितपूतिकरंजोत्थबीजं वा । .... लेपात् .... अपनयति ॥

## વૈદ્યકમાં આંબલીનો ઉપયોગઃ—

ચરક— ૧ અર્શમાં–દહીં અને દાડમના રસમાં પકાવેલું અને ધાણા અને સુંઠ નાખેલું આંબલીનું શાક ખાવાથી મસામાં ઠીક પડે છે. ચિ. ૧૪–૧૨૪

ચક્રદત્ત— ૨ અરૂચિમાં—આંબલીનું પાણી કરવું; અંદર ગોળ, તજ, એલચી મરી વિગેરે નાખીને સ્વાદિષ્ટ પીણું બનાવવું. એનો કોગળો મ્હોંમાં ભરવાથી રૂચિ પ્રગટે છે.

૩ શીતળામાં—આંબલીના પાનનો રસ અને હળદર ઠંડા પાણી સાથે પીવું.

૪ નવા સળેખમમાં—આંબલીના ફૂલનો યૂષ પીવો. જ્યારે કફ પાકી ગયો છે એમ જણાય એટલે પછી શિરોવિરેચન-દ્વારા કફને કાઢી દેવો.

ભાવપ્રકાશ— ૫ ગુલ્મમાં—આંબલીના ફૂલનો ક્ષાર ( ક્ષારવિધિ પ્રમાણે કાઢેલો ) અજીર્ણ, ગુલ્મ, મંદાગ્નિમાં યોજવો.

૬ હાડકું ભાગી ગયું હોય તો—આંબલીના ફૂલનો કલ્ક, તલના તેલ સાથે મીલાવી જ્યાં આગળ હાડકું ભાગેલું હોય ત્યાં આગળ સ્વેદ આપવો. એથી પીડા ઓછી થાય છે.

બંગસેન— ૭ વાતવ્યાધિમાં—તાડી સાથે આંબલીનાં પાન સારી રીતે ઘુંટીને સ્હેજ ગરમ કરવું અને પછી વેદનાવાળા ભાગ ઉપર ચોપડવું. વાયુની વ્યાધિ એથી દૂર થાય છે.

હારીત— ૮ શોથમાં—આંબલીના પાનના કલ્કથી સોજા ઉપર વારંવાર શેક કરવો.

વૈદ્યમનોરમા—૯ આંખની આસપાસ ચોપડવા માટે—આંબલીના પાનનો રસ અને દુધ—એ બન્નેને કાંસાની થાળી ઉપર ખૂબ ઘુંટવું. પછી એને આંખોની આસપાસ ચોપડવું. એથી લાલાશ, પાણીનું પડવું અને બળતરા મટી જશે.

૧૦ આંખના રોગમાં—આંબલીના પાનના રસ સાથે મરીના દાણાને ઘસવો. અંદર સ્હેજ ઘી નાખવું. એ ઘસારાનાં આંખમાં ટીપાં નાખવાં. વાતજન્ય તિમિર, ઝાંખ વિગેરે મટે છે.

૧૧ કર્ણશૂળમાં—તલના તેલમાં આંબલીના ફૂલનો રસ મેળવી તેલ પકાવવું. એ તેલ કાનમાં નાખવાથી કાનની વેદના, ચસકા વિગેરે મટે છે.

૧૨ કુકૂણક નામના આંખના રોગમાં—આંબલીના ઠળીયામાંથી નવું અંકુર ફુટેલું હોય તે અંકુરને કાંજી અને લોખંડના કાટ સાથે ઘસવું. એને બહાર ચોપડવાથી કુકૂણક સારૂં થાય છે. ( ધાવતા બચ્ચાને આંખો આવે છે તે રોગનું નામ કુકૂણક. )

૧૩ પ્રદર, સોમરોગમાં–આંબલીના કચુકાને આગલી રાત્રે પાણીમાં ભીંજાવી રાખવા. બીજે દિવસે તેને ફોલીને દુધ સાથે વાટીને પી જવા. એના સેવનથી સ્ત્રી તેમ જ પુરૂષ બન્નેનો સોમરોગ કે હાડકાં ધોવાતાં હોય તેવો અસ્થિસ્ત્રાવ બંધ થાય છે.

૧૪ દાદરમાં–દાદરમાં બહુ ખંજવાળ આવતી હોય તો આંબલીના પાનનો રસ ચોપડવો. ખંજવાળ દૂર થશે અને ઠીક લાગશે.

૧૫ સાપના ઝેરમાં–આંબલીના પાનનો રસ એક કુડવ ( ૧૬ તોલા ) અને સિંધાલુણુ તો. ૨ ભેગાં કરીને પીવાથી સાપનું ઝેર ઉતરી જાય છે.

૧૬ શરીર સ્તબ્ધ થઈ ગયું હોય તો–બહુ જ પ્રબળ વાયુને લીધે અંગ ઝલાઇ ગયું હોય તો સેકેલા ધાણા, તલ અને એરંડીઓ ( દીવેલીઓ ) ને આંબલીની છાલના ઉકાળા સાથે ઘુંટવાં. પછી સ્હેજસાજ ગરમ કરીને શરીરે ચોપડવું.

ગદનિગ્રહ—૧૭ નાડીવ્રણમાં–આંબલીનો કચુકો ઘસીને ચોપડવાથી નાડીવ્રણ મટે છે.

૧૮ પરસેવો બહુ આવતો હોય અને શરીર ગંધાતું હોય તો–કાચકાનાં બીજને પાકેલી આંબલીનાં ફુલ સાથે પાણીમાં વાટીને શરીરે લેપ કરવાથી શરીરની દુર્ગંધ મટે છે.

वक्तव्य—દુધ સાથે આંબલી લેવાનો ચરકે નિષેધ કરેલો છે ( સૂ. ૨૬–૧૧૯ ). રક્તપિત્તચિકિત્સાના શતમૂલાદિઘૃતમાં આંબલી નાખેલી છે. ગુલ્મમાં હિંગ્વાદિ ચૂર્ણમાં આંબલી નાખેલી છે. રાજયક્ષ્મચિકિત્સામાં મ્હોં સાફ રાખવા માટે જે પંચકવલગ્રહનો ઉલ્લેખ છે તેમાં એકમાં ' यमानीतिन्तिडीकं ' છે. યમાનીખાડવમાં પણ આંબલી આવે છે. સુશ્રુતમાં તેને અમ્લવર્ગમાં ગણાવેલી છે. કર્ણશૂલમાં સુશ્રુતે માતુલુંગ, દાડિમ અને આંબલીથી પકાવેલા તેલનો ઉલ્લેખ કરેલો છે. જ્વરવાળા માણસને દેહ ઉપર લગાવવાનાં દ્રવ્યો સાથે આંબલી પણ નાખેલી છે. ક્રમેક્રમે આંબલીનો વપરાશ ઠીક વધેલો જણાય છે.

**Actions and Uses**—Pulp anti-scorbutic, refrigerant and laxative. Used in fever to quench thirst, in sun-storke and in bilious vomiting. As an aperient, it is given in habitual constipation. The pulp and the leaves made hot are applied locally to inflamma-

tory swellings. A gargle of it is given in aphthous sores, and for the relief of sore-throat. The seeds are given in dysentery The ash obtained from the suber is used as an alkaline medicine in acidity of urine and in gonorrhœa. ( Khory II p. 231 )

**ભાવાર્થ**—પાકી આંબલીનો ગર્ભ ' સ્કર્વી ' રોગ-પ્રતિષેધક છે; શ્રમહર અને મૃદુરેચક છે. તાવમાં તરસ બહુ લાગે છે તે વખતે ગર્ભમાં વાટીને તે પાણી પીવડાવવામાં આવે છે. એથી પિત્તની ઉલટી બંધ થાય છે; રેચક હોવાથી બાદુની કબજીયાતમાં તે વપરાય છે. ફુલનો ગર્ભ અને પાન બન્નેને પાણીમાં વાટીને, ગરમ કરીને સોજાવાળા ભાગ ઉપર લગાવવામાં આવે છે. મ્હોંનાં ચાંદાં માટે અને ગળું દુઃખતું હોય તો એનો કોગળો ભરાવવામાં આવે છે. કચુકા મરડામાં અપાય છે. સ્વયંશુષ્ક આંબલીની છાલનો ક્ષાર મૂત્રનું કટુત્વ અને ' ગનોરીયા ' રોગમાં વપરાય છે. ( ખોરી. ભા. ૨ પા. ૨૩૧ )

**ઉલ્લેખ**—વ. શા. પા. ૨૮૭; રૂ. નિ પા. ૩૮૫; N. p. 99; Watt VI part III p. 404; Indi. Medi. Plants. p. 484.

---

## ૧૩૬ આસોતરો.

### N. O. Leguminosæ.

**નામો**—अश्मन्तकः, श्लक्ष्णत्वक्, यमलपत्रकः, कुशली, अणुपुष्पकः ( સંસ્કૃત ) આસોતરો (ગુજરાતી); આસોંદરો ( કાઠીયાવાડ ); આપટો (મરાઠી); સિરહટ ( હિંદી ); Bauhinia racemosa–બૉહીનીયા રૅસેમોસા ( લેટીન ).

**ગુણાઃ**— अश्मन्तकः स्यान्मधुरः कषायः सुशीतलः पित्तहरः प्रमेहजित् ।
विदाहतृष्णाविषमज्वरापहो विपार्तिविच्छर्द्दिहरश्च भूतजित् ॥
॥ रा॰ नि॰ ॥

अश्मन्तो विषहा प्रोक्तो वातनिर्मूलनो मतः ।
चातुर्थिकज्वरहरो शर्कराश्मरीनाशनः ॥
तत्फलं शीतलं स्वादु कषायं कफवातजित् ॥
॥ शोढलः ॥

अश्मन्तोऽम्लो हिमो ग्राही तुवरःश्लेष्मपित्तजित् ।
कृमिकुष्ठगुदभ्रंशगंडमालाव्रणापहः ॥
मेहं दाहं विषं तृष्णां वान्ति चैव विनाशयेत् ।
विषमं च ज्वरं कंठरोगं रक्तविकारकम् ॥

गलगंडं चातिसारं भूतबाधां विनाशयेत् ।
फलं स्वादु हिमं ग्राहि कषायं लेखनं गुरु ॥
शीतलं कफवातघ्नं विबंधाध्मानकारकम् ।
दोषाणां द्रावकं रूक्षं मलरोधकरं तथा ॥

॥ रा. नि. ॥

वमने अश्मन्तकं विद्यात्.... ॥ ॥ चरकः ॥

चरक— १ अर्शःसु—....पत्राणि अश्मन्तकस्य च ।
जलेनोत्क्वाथ्य शूलार्तं स्वभ्यक्तमवगाहयेत् ॥ चि. ९—४९

## વૈદ્યકમાં અશ્મન્તકનો ઉપયોગ.

ચરક— ૧ અર્શમાં—આસોતરાનાં પાનના કવાથમાં મસાવાળા દરદીએ બેસવું અથવા તે કવાથથી મસા ઉપર સેચન કરવું.

**વર્ણન**—આસોતરાનાં પાનની બીડી થાય છે એ તો ઘણાખરા જાણે છે. એનાં ઝાડ ૧૦ થી ૨૦ ફુટ ઉંચાં હોય છે. પાન બબ્બે ભેળાં જોડાયલાં અને મથાળે છુટાં હોય છે. ફુલ પીળાશ લેતાં સફેદ રંગનાં અને શીંગ લાંબી અને કઠિન થાય છે. મૂળ જમીનમાં ઉંડાં હોય છે. મૂળ ઉપરની છાલ ભૂરા રંગની, પાતળી ફોતરીવાળી, અને અંતરછાલ રતાશ લેતા ધોળા રંગની અને **ચીવટ રેસાવાળી** હોય છે. વાસ સુગંધિત અને સ્વાદ તુરો હોય છે. ડાંડી અને શાખાઓ ભસ્મી વર્ણની હોય છે. તેની છાલ રેસાવાળી અને ઘણી મજબુત થાય છે. પાન આંતરે આવેલાં હોય છે. પાનની લંબાઇ કરતાં પહોળાઇ જરા વધારે હોય છે. ડીંટડીના મથાળે પાનની કોરમાં ૭ થી ૯ ઉભી નસો સ્પષ્ટ દેખાતી હોય છે. પાન ચોળવાથી ચીકણું અને તેમાંથી મૂળના પાનને મળતી વાસ નીકળે છે. એનો સ્વાદ દાંત અંબાઈ જાય તેવો ખટાશ લેતો હોય છે, પાછળથી તે મીઠાશ લેતો લાગે છે. શીંગ ૪ થી ૮ ઇંચ કે ૧ ફુટ લાંબી, અને ૦॥ થી ૧ ઇંચ પહોળી; પાકે છે ત્યારે કાળા રંગની થઇ જાય છે. શીંગને ટેરવે અણી હોય છે. શીંગમાં ૮ થી ૧૨ કે ૨૦ બીજ હોય છે. શીંગનો સ્વાદ ખટાશ લેતો ગળ્યો હોય છે. બીજમાં ધોળા રંગનું ઉભું તિલક જેવું જણાય છે.

**વક્તવ્ય**—આસોતરાનું ઉપરોકત વર્ણન અને તેનું લેટીન નામ તો બરાબર છે, એમાં જરાય સંશય નથી. પણ એના સંસ્કૃત નામ अश्मन्तकમાં સંદિગ્ધતાનો પાર જ નથી. ચરકમાં કહેલું છે કે—

अथापरे त्रयो वृक्षाःपृथक् ये फलमूलिभिः ।

स्नुह्यर्काश्मंतकाः तेषामिदं कर्म पृथक् पृथक् ॥
वमनेऽश्मन्तकं विद्यात्........ ॥ सू. अ. ?

એટલે અશ્મન્તક વામક છે એ તો નક્કી જ છે. પણ રા. રા. વૈદ્યરાજ અમૃતલાલભાઈ પ્રાણશંકર પટ્ટણી કહે છે કે–" બીડીનાં પાન તરીકે જેને મોટો વેપાર થાય છે એ દ્રવ્યમાં દુધ નથી; એની છાલ વપરાય છે. એનાથી ઉલટી થતી નથી, પણ હૃદયને બળ આવે છે એવું મનાય છે. મેં પોતે એ છાલ વાપરી છે. એથી ઉલટી થતી નથી." આ પછી આગળ ચાલતાં તેઓશ્રી નિર્ણય ઉપર આવે છે કે 'વમનદ્રવ્ય અશ્મન્તક એ પાણકંદો હોય એ વધારે બંધબેસતું છે.' એટલે એમના મત પ્રમાણે अश्मन्तक એટલે પાણકંદો–Urginea indica.

પ્રથમ આપણે अश्मन्तकના અર્થ માટે બધા ટીકાકારોને તપાસીશું; અને પછી નિર્ણય ઉપર આવીશું:—

સુશ્રુતટીકાકાર ડલ્હણ અશ્મન્તકના અર્થ નીચે પ્રમાણે આપે છે:—

अश्मन्तकः — (१) अन्ये कोविदारसदृशयुग्मपत्रलताविशेषं अश्मन्तकं आचक्षते । सू. २९

(२) अम्लोटकसदृशवृक्षः ॥ सू. ४२

(३) यमलपत्रकः ' आमन्त ' इति लोके । सू. ४९

(४) अम्लोटकानुमार्गी । क. ५

(५) अम्ललोटः कोविदारसदृशपत्रकः ॥ चि ७

ચરકટીકાકાર ચક્રપાણિદત્ત તેના અર્થ આ પ્રમાણે આપે છે: —

अश्मन्तकः–(१) अम्ललोटः । सू. ४–३३

(२) मालुयासदृशपत्रो वृक्षः ॥ सू. १–११२

વાગ્ભટટીકાકાર અરૂણદત્તઃ––

अश्मन्तकः–(१) मालूकपर्णम् । चि. ११ १८

(२) यमलपत्रकः । शा. २–१४

વૃંદકૃત 'સિદ્ધયોગ'ના ટીકાકાર શ્રીકંઠઃ—

(१) कोविदारसदृशो अम्लपत्रो अम्ललोहितः ' मालु आवा ' इति लोके । अ. ६५—१

(२) ' मलुआ ' अ. ३६—२७

એટલે હવે अम्लोटक અને कोविदार એ બન્નેનો પત્તો મેળવવાનો રહ્યો. વૈદ્યકગ્રંથોની ટીકામાંથી અમ્લોટકનો અર્થ મળી શકતો નથી, અમરકોષમાં પણ

તે શબ્દ નથી. "વૈદ્યકશબ્દસિંધુ"કારે अम्लोटकः अश्मन्तकवृक्षे स्वनाम्नैव प्रसिद्धे આટલું કહીને પતાવ્યું છે. એટલે એનો પત્તો તો લાગે એમજ નથી. कोविदार નો પર્યાય કાંચનાર આપવામાં આવે છે. ધન્વન્તરીય અને રાજનિઘંટુ–બન્નેમાં કોવિદાર અને કાંચનારને પર્યાયો ગણેલા છે. કૈતોભટ્ટના નિઘંટમાં પણ કોવિદાર કાંચનારને પર્યાયજ માનેલા છે. કેટલાકે ધોળા ફુલવાળા ઝાડને **કોવિદાર** અને ગુલાબી ફુલના ઝાડને **કાંચનાર** માનેલા છે કોવિદાર અને કાંચનાર એ બન્ને પણ युग्मपत्रकः ગણાયલા છે; એટણે આપણને Bauhinia જાતનાં ઝાડ માટે ત્રણ નામો મળે છે–આસુંદરો, કોવિદાર અને કાંચનાર. જો **કોવિદાર** એ ધોળા ફુલનો ચંપો હોય, અને **કાંચનાર** એ ગુલાબી ફુલનો ચંપો હોય તો કોવિદાર એટલે Bauhinia variegata અને કાંચનાર એટલે Bauhinia purpurea; અને कोविदारसदृशपत्रक તો આપણા આસોતરાને બરાબર લાગુ પડે છે જ એ સ્પષ્ટ જોઈ શકાય એમ છે.

ત્યારે वमने अश्मन्तकं विद्यात् એનું શું ? આ ભૂલ ( પછી તે છાપવાની હો કે બીજા કોઈ કારણથી થયેલી હો ) હોય એમ લાગે છે. નિઘંટુકારોના મત પ્રમાણે અને ડલ્હણના મત પ્રમાણે તો અશ્મન્તક એ આસોતરો જ છે એમ સ્પષ્ટ જણાય છે. આ ધુંચવાડો એક રીતે દૂર થઇ શકે એમ છે. अश्मन्तकને **વમનોપગ** તરિકે ગણવામાં બાધ નથી આવતો, કારણ કે **ચરક** અને **સુશ્રુત** બન્નેએ કોવિદાર કાંચનારને વમનોપગ તરિકે ગણાવ્યા છે. એથી ઉલટું નિઘંટુ-કારોએ તો **કાંચનાર** કે **અશ્મન્તક**-એમાંથી એકને પણ ઉલટી કરાવનાર માન્યું નથી, ઉલટું છર્દિહર કહ્યું છે. વમનોપગ તરિકે તો ઘણી સારી વસ્તુઓ લઇ શકાય એમ છે અને ગણાવેલી પણ છે. એટલે હું તો ધારૂં છું કે वमने अश्मन्तकं विद्यात्–એ ઠેકાણે વમનોપગ ગણવાથી બધો જ ગોટાળો દૂર થઇ જાય છે. **વમન** ઉપર બહુ ભાર આપવા જઈશું તો કોવિદારને પણ સંદિગ્ધના લીસ્ટમાં જ મૂકવી પડશે.

પણ અશ્મન્તક એ ઘણા લાંબા વખતથી સંદિગ્ધ હોય એમ જણાય છે; એમ ન હોત તો ડલ્હણ "अन्ये कोविदारसदृशयुग्मपत्रलतां अश्मन्तकं आचक्षते" એમ ન જ કહેત.

પાણકંદો દેશીવૈદામાં વપરાય એમ તો દરેક વિજ્ઞાનપ્રેમી ઇચ્છે જ પણ તેથી अश्मन्तक જેવા સરસ સુંદર વૃક્ષને 'વમન' શબ્દથી ચમકીને વૈદ્યકમાંથી ઉડાડી મૂકવું એ કોઇ પણ રીતે યોગ્ય નથી. પાણકંદાને यमलपत्रकः કહેશો ? જ્યારે આસોતરાનું આખું જ વર્ણન ટીકાકારો અને નિઘંટુકારોના જેવું જ જણાય છે, ત્યારે શું ફક્ત 'वमने अश्मन्तकं विद्यात्' એ એક જ વાક્યથી બધું ફેરવવા

તૈયાર થઇ જવું જોઈએ કે એ એક જ વાક્યને ? વિદ્વાનો વિચાર કરે એમ હું ઇચ્છું છું.

નિઘંટુઓએ અશ્મન્તકને મૂત્રલ માન્યું છે, જુઓઃ—

अश्मन्तकः स्यान्मधुरः कषायः, सुशीतलः पित्तहरः प्रमेहजित् । **ચરકે** તેને મૂત્રસંગ્રહણ દશેમાનિમાં ગણાવેલું છે. અને એ જ **ચરક** વળી પાછા પ્રમેહચિકિત્સાના એક યોગમાં-त्रिकंटकाश्मन्तकसोमवल्कैः ઇત્યાદિ—અશ્મન્તકને વાપરે છે. કદાચ મૂત્રગ્રહણ કરીને પ્રમેહ અટકાવવાનો તેનો ગુણ હશે. ત્યારે નિઘંટુઓએ તેને મૂત્રલ કેમ માન્યું હશે ? અમ્લ અને કષાય—બન્ને સ્કંધમાં અશ્મન્તકને **ચરકે** ગણાવેલું છે.

**સુશ્રુત**માં અશ્મન્તકના રેસાથી વ્રણ સીવવાનો ઉલ્લેખ છેઃ—

ततो व्रणं....सीव्येत् सूक्ष्मेण सूत्रेण वल्केनाश्मन्तकस्य वा ॥ सू. २५-२०. આસોતરાના રેસા પણ ચીવટ છે એ સત્ય છે. કર્ણપાલીના ઉન્મન્થ નામના રોગમાં....तथाऽश्मन्तकजंब्वाम्रपत्रक्काथेन सेचनम् । हितमुन्मन्थनाशनम् ।—કહેલું છે. અશ્મરીના અધ્યાયમાં પાષાણભેદાદિઘૃતમાં તે વપરાયલું છે. પૈસા વગરના અને સગાંવહાલાં વગરના પ્રમેહના રોગીને પગે ચાલીને મુસાફરી કરવાનું કહેવામાં આવ્યું છે અને તે સાથે श्यामाकनीवारवृत्तिः आमलककपित्थतिंदुकाश्मन्तकफलाहारो मृगैः सह वसेत् એમ કહેલું છે. પિત્તાભિષ્યન્દમાં બીજાં દ્રવ્યો સાથે રસક્રિયામાં અશ્મન્તક વપરાયલો છે. આંખના રોગમાં અશ્મન્તક વપરાયલો છે પણ ત્યાં આગળ ડલ્હણે તેનો અર્થ मणिविशेषः એવો કરેલો છે.

**નવ્યમત**—"ડૉકટર વૉટ લખે છે કે આ વૃક્ષમાં આમાતિસાર-નાશક અને કૃમિઘ્ન ગુણો રહેલા છે; અને યકૃતના સોજાને માટે તે વપરાય છે. એઇન્સ્લી કહે છે કે સુકાયલાં કુમળાં અને કુણાં ફુલો મરડાના વ્યાધિ માટે આપવામાં આવે છે. ડૉ. ડીમ્યુના મત પ્રમાણે મૂળીયાંની છાલનો કવાથ યકૃતના વરમને માટે ઉપયોગી છે. થુલીયો વા ( એપ્થી )ના વ્યાધિમાં તેને લગાડવામાં આવે છે. આની શીંગ મૂત્રલ છે. એની છાલનો ફાંટ કોગળા કરવાના કામમાં આવે છે; આનાં બીયાં સૂકાં વાટીને ઝેરી જીવડાઓના દંશ ઉપર ચોપડવામાં આવે છે. ( સરજન ઇમર્સન. કલકત્તા ).

મૂળની છાલનો કવાથ યકૃતના વરમમાં ઉપયોગી છે, તેમ જ કૃમિઘ્ન છે.

( સરજન. એચ. ડબલ્યુ. હીલ. )

'વનસ્પતિ ગુણાદર્શ'.

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 486; વ. શા. પા. ૨૯૨; રૂ. નિ. પા. ૮૬; N. p. 99; Watt I p. 422; વ. ગુણાદર્શ પાનું ૩૫૮.

## ૧૩૭ કોવિદાર.

### N. O. Leguminosæ.

**નામો**—कोविदारः, यमलपत्रकः, कुद्दालः, काञ्चनारः ( **સંસ્કૃત** ); Bauhinia variegata–બૉહીનીયા વૅરીયેગેટા ( લેટીન ).

परिचय— कोविदारःश्वेतपुष्पो सुशिंबो युग्मपत्रकः ।
दृढकाष्ठो रक्तसारः पादपः पर्वते भवेत् ॥

॥ **शिवदत्तः** ॥

कांचनारो महान् किंचित् युग्मपत्रोऽथ शिंबकः ।
कषायो रक्तपुष्पश्च काननादौ प्रजायते ॥

॥ **कश्चित्** ॥

गुणाः— कोविदारः कषायस्तु संग्राही व्रणरोपणः ।
गण्डमालागुदभ्रंशशमनः कुष्ठकेशहा ॥

॥ **ध. नि.** ॥

कोविदारः कषायः स्यात् संग्राही व्रणरोपणः ।
दीपनः कफवातघ्नो मूत्रकृच्छ्रनिबर्हणः ॥

॥ **रा. नि.** ॥

काञ्चनारो हिमो ग्राही तुवरः श्लेष्मपित्तनुत् ।
कृमिकुष्ठगुदभ्रंशगण्डमालाव्रणापहः ॥
कोविदारोऽपि तद्वत् स्यात् तयोः पुष्पं लघु स्मृतम् ।
रूक्षं संग्राहि पित्तास्रप्रदरक्षयकासनुत् ॥

॥ **भा. प्र.** ॥

पीतस्तु काञ्चनो ग्राही दीपनो व्रणरोपणः ।
तुवरो मूत्रकृच्छ्रस्य कफवाय्वोश्च नाशनः ॥

॥ **नि. र.** ॥

रक्तस्तु कांचनः शीतः सरो ह्यग्निप्रदीपनः ।
तुवरो ग्राही संप्रोक्तः कफपित्तव्रणकृमीन् ॥
गंडमालारक्तपित्तकुष्ठवातांश्च नाशयेत् ॥

॥ **नि. र.** ॥

श्वेतस्तु काञ्चनो ग्राही तुवरो मधुरः स्मृतः ।
रूक्षो रुच्यः श्वासकासपित्तरक्तविकारहा ॥
क्षतप्रदरनुत् प्रोक्तो गुणाश्चान्ये तु रक्तवत् ॥

॥ नि॰ र॰ ॥

चरक— १ रक्तपित्ते–(१) कोविदारस्य पुष्पाणि.... । अन्नपानविधौ शाकं यच्चान्यद्रक्तपित्तनुत् ॥ चि. ४–३७

(२)....कोविदारस्य....। पुष्पचूर्णानि मधुना लिह्यान्ना रक्तपित्तिकः॥

चि. ४—९८

सुश्रुत— २ सर्पदष्टे–कोविदारशिरीषार्ककटभीर्वापि भक्षयेत् ॥ क॰ ५–१७

वाग्भट— ३ अर्शःसु–कोविदारस्य मूलानां मथितेन रजः पिबेत् ॥ चि.अ. ८

४ मेधावर्द्धनार्थम्–सर्पिश्चतुःकुवलयं सहिरण्यपत्रं । मेध्यं गवामपि भवेत् किमु मानुषानाम् ॥ उ. अ. ३९

चक्रदत्त— ५ गण्डमालायाम्–ज्येष्ठाम्बुना पेयाः काञ्चनारत्वचः शुभाः । विश्वभेषजसंयुक्ता गण्डमालाहराः पराः ॥ गलगण्डचि॰ ॥

भावप्रकाश— ६ मसूरिकायाम्–काञ्चनारत्वचः क्वाथः ताप्यचूर्णावचूर्णितः ॥

## વૈદ્યકમાં કોવિદારનો ઉપયોગ.

ચરક— ૧ રક્તપિત્તમાં (૧) કોવિદારનાં ફુલનું ચૂર્ણ મધ સાથે ચાટવું. અથવા (૨) એના ફુલનું શાક ખાવું. ચિ. ૪–૩૭–૯૮.

સુશ્રુત— ૨ સાપ કરડયો હોય તો–કોવિદારનું મૂળ પીવું. ક ૫–૧૭.

વાગ્ભટ— ૩ હરસમાં–કોવિદારના મૂલની છાલ છાશ સાથે પીવી. ચિ. અ. ૮.

૪ બુદ્ધિ વધારવા માટે–ચતુઃકુવલય અર્થાત્ કમળનો દાંડો, મૂલ, પત્ર અને કેસર એ ચાર અને કોવિદારનાં પાન–આટલાથી ઘી પકાવવું. તે ખાવાથી બુદ્ધિ વધે છે.

ચક્રદત્ત— ૫ ગંડમાલામાં–કોવિદારની છાલનું ચૂર્ણ સુંઠ મેળવીને ચોખાના ધોવણ સાથે પીધું હોય તો ગંડમાળાને હરનાર છે.

—ગલગંડચિકિત્સામાં—

ભાવપ્રકાશ—૬ શીતળામાં–કાંચનારની છાલનો કવાથ માક્ષિકભસ્મ સાથે લેવો.

**કોવિદારના ભેદ**—ભાવમિશ્ર એકલા જ કોવિદાર અને કાંચનારને ભિન્ન ભિન્ન ગણે છે. બીજા નિઘંટુકારોએ કોવિદાર કાંચનારનો ભેદ દર્શાવ્યો નથી. કોવિદાર અને કાંચનાર આસોતરા ( Bauhinia racemosa )ને મળતી વનસ્પતિ છે એ નિર્વિવાદ વાત છે. કોવિદાર અને કાંચનાર પણ એક જ છે એમ ટીકાકારોનાં વચનો ઉપરથી જણાય છે. ડલ્હણ નીચે પ્રમાણે કોવિદારના અર્થો આપે છેઃ—(૧) कांचनारः । क. अ. ५ ॥ (२) कांचनारकः । कोवि (दा)रमपि कांचनारकं मालिकां विचकिलं विदुर्बुधाः । इति हलायुधः सू. ४२. ઠેઠ અત્યારના નિઘંટુરત્નાકરે શ્વેત, રક્ત અને પીત એવા ત્રણ ભેદો કોવિદારના દર્શાવેલા છે. અમરકોષના ટીકાકાર ભાનુજી દીક્ષિતના સમયથી કોવિદાર " કાંચનાર " તરિકે જ ઓળખાતું આવ્યું છે. પ્રાચીન ગ્રંથોમાંથી કોવિદારના ભેદો નથી મળી આવતા. બૃહન્નિઘંટુ-રત્નાકરે ત્રણ ભેદો બરાબર આપેલા છે. પાશ્ચાત્ય વનસ્પતિશાસ્ત્રીઓએ તો આને મળતાં ઘણાં ઝાડ ગણાવ્યાં છે. Bauhinia ની જાતનાં ૧૯ ઝાડ બ્રેંડીસે તેના " ઇન્ડીયન ટ્રીઝ "માં ગણાવ્યાં છે. આ ૧૯માંથી B. Vahlii નામની લતાનાં પાંદડાં ઘણાં મોટાં હોય છે. પતરાળાં બનાવવા માટે તે પાન વેચાય છે અને સરકાર તરફથી તેનો ઇજારો અપાય છે. ( નૉર્ન પા. ૯૯ ). આ ૧૯માંથી કેટલીક લતાઓ જેવી છે, કેટલાંક નાનાં ઝાડવાં છે અને કેટલાંક મોટાં છે. કેટલાકનાં ધોળાં, ગુલાબી, પીળાં, આસમાની એવાં વિવિધ જાતનાં ફુલો થાય છે. આ બધામાંથી બરાબર સરખામણી કરી નીચે પ્રમાણે ત્રણ જાતોનાં નામ આપવાની ધૃષ્ટતા કરૂં છું. આશા છે કે વિદ્વાનો ભૂલ હોય તો સુધારશેઃ—

(૧) श्वेतपुष्पकोविदारः—સફેદ ફુલનો ચંપો ( ગુજરાતી ); કચનાર ( હિંદી ); Bauhinia acuminata [ B. Candida ( Rox. ) ] ( લેટીન )

(૨) रक्तपुष्पकोविदारः—રાતા ફુલનો ચંપો ( ગુજરાતી ); કંચન ( મરાઠી ); કચનાર ( હિંદી ); Bauhinia purpurea ( લેટીન ).

(૩) पीतपुष्पकोविदारः—ચંપો ( પોરબંદર ); પીળા ફુલનો આસુંદરો ( ગુજરાતી ); કંચન ( મરાઠી ); કચનાર ( હિંદી ); Bauhinia tomentosa ( લેટીન ).

**વર્ણન—શ્વેતકોવિદાર**—આસોતરા જેવાં જ પાન. પાન ૩ થી ૬ ઇંચ લાંબાં, પહોળાઇ કરતાં લંબાઇ વધારે. ફુલ મોટાં, સફેદ રંગનાં, પાનના ખુણામાંથી ચમરીમાં નીકળેલાં, સપ્ટેમ્બરથી મે સુધીમાં જણાય છે. આ ઝાડ બહુ ઉંચું નથી હોતું. ચિતાગોંગના ડુંગરાઉ સ્થાનકોમાં, બ્રહ્મદેશમાં અને આંદામાનમાં થાય છે. પશ્ચિમ હિંદુસ્તાનમાં આ દેખાતું નથી. બાગમાં ઉછેરવામાં આવે છે. બ્રેન્ડીસ-પા. ૨૫૬

**રક્તકોવિદાર**—આ ઝાડ મોટું હોય છે ( middle-sized tree ); થડનું મધ્યનું લાકડું ભુરાશ પડતું, કઠિન અને બહુ વખત ટકે એવું હોય છે. ફુલ સપ્ટેમ્બર–નવેમ્બરમાં જણાય છે. રંગ ઘાટો ગુલાબી હોય છે. કવચિત જ સફેદ રંગનાં દેખાય છે. ચમરી ટુંકી હોય છે. પુષ્પની ડીંટડી આગળ ન્હાનું ઉપપત્ર આવેલું હોય છે. પુંકેસરો ૩ કે ૪ હોય છે. પાન ૬ થી ૧૨ ઇંચ લાંબાં હોય છે. બ્રહ્મદેશ અને સીલોનમાં થતાં નથી. આસામ, ખાસી હીલ્સ, ચિતાગોંગ, અને સિંધ કાઠિયાવાડ તરફ પણ હોય છે. બ્રેન્ડીસ પા. ૨૫૮

**પીતકોવિદાર**—૧૦ થી ૧૫ એક ફીટ ઉંચાં ઝાડ. કોમળ શાખાઓ ઉપર તપખીરીયા વાળની ફેવાંટી. પાન ૧ થી ૩ ઇંચ લાંબાં. પાનની ઉપરની સપાટી લીસી ને નીચેની સફેદ વાળની રૂંવાંટીવાળી હોય છે. આસોતરાનાં પાન કરતાં પાન પાતળાં હોય છે. શીંગ મખમલ જેવી સુંવાળી, ૪ થી ૫ ઇંચ લાંબી અને બીજ ૮ થી ૧૨ હોય છે. ફુલ ઑગસ્ટ–એપ્રીલમાં થાય છે. બરડા ડુંગરમાં થાય છે. ફુલ ગંધક જેવાં પીળાં ( sulphur–yellow ), દેખાવમાં સુંદર હોય છે.

**वक्तव्य**—ચરકે કોવિદારને વમનોપગ તરિકે ગણાવ્યું છે ( સૂ. ૪–૪૭ અને વિ. ૮–૧૫૭ ). સુશ્રુતે કષાયવર્ગમાં કોવિદારને ગણાવેલું છે. ‘ વનસ્પતિશાસ્ત્ર ’માં ચંપાની હકીકત વાંચતાં ચંપાનું મૂળ વામક નથી એમ જણાય છે; માટે વમનોપગ તરિકે ગણવું એ જ સારૂં છે. ચરકે કલ્પસ્થાનમાં ઘણી જગોએ વામક દ્રવ્યો સાથે કોવિદારનો કવાથ યોજેલો છે. વિષમાં અમૃતઘૃતમાં પણ કોવિદાર નાખેલું જણાય છે. ગંડમાલા, કુષ્ઠ, વાત વિગેરે ઉપર કોવિદારની ખ્યાતિ ઠીક છે. કાંચનારગુગળ અદ્યાપિ વૈદ્યો વાપરે છે.

અમરકોષના ટીકાકારો કોવિદારનું નિરૂક્ત નીચે પ્રમાણે આપે છેઃ—कोः भूमेः विदारणात् कोविदारः ॥ ‘ હરિવંશ ’માં કોવિદારનું નામ શાથી પડયું તે જાણવા જેવું છેઃ—

कोऽप्ययं दारुरित्याहुः अजानन्तो यतो जनाः ।
कोविदारास्त्विति ख्यातः ततः स तरुपुंगवः ॥

કોવિદારનાં ફુલ અતિશય સુંદર લાગે છે. મહાન્ ભરતના વાવટા ઉપર કોવિદારનું ચિત્ર હતું. ( જુઓ. Modern Review માં પ્રો. તાલ્યેરકરનો લેખ– The flags in ancient India. Aug. 1924 ) એમ કહેવાય છે.

**Actions & Uses**—The bark and buds are alterative and astringent. The decoction of the bark is given in leprosy, scrofula, skin diseases and ulcers. In scofulous enlargements of the cervical

glands the bark with suntha and rice water, is given as an emulsion or in combination with Boswellia serrata, myrobalans, and a number of aromatics. A gargle of the bark with pomegranate flowers and akakia is used in sorethroat and salivation. A decoction of the buds is given in menorrhagia, hœmorrhoids and bleeding from the mucous surfaces. (R. N. Khory).

**ભાવાર્થ**—છાલ અને કળીઓ બલ્ય અને ગ્રાહી છે. છાલનો કવાથ વાતરક્ત, ગલગંડ, ત્વક્રોગ અને વ્રણમાં અપાય છે. કંઠમાળ જેવા રોગોમાં (scrofulous enlargements of cervical glands) છાલ, સુંઠ અને ચોખાના ધોવણમાં અપાય છે. દાડમનાં ફુલ અને છાલની કવાથના કોગળા ગળામાં ફોલ્લા થયા હોય તેમાં કરવામાં આવે છે. કળીઓનો કવાથ લોહીવામાં, રક્તાર્શમાં, અને આડા વાટે લોહી પડતું હોય તેમાં ઉપયોગી મનાય છે. ( ખોરી ).

**ઉલ્લેખ**—Brndis p. 256-258; રૂ. નિ. પા. ૮૭; N. p. 99; Indi. Medi. Plants p. 490.

---

## ૧૩૮ સમડી.

### N. O. Leguminosæ.

**નામો**—शमी, शिंबिफला, केशहंतृफला ( સંસ્કૃત ); સમડી ( ગુજરાતી ); ખીજડી ( કાઠિયાવાડ ); શમી ( મરાઠી ); કંડો, સમરી ( કચ્છી ); Spunge tree–સ્પંજ ટ્રી ( અંગ્રેજી ); Prosopis spicigera–પ્રૉસોપીસ્ સ્પાઇસીજીરા ( લેટીન ).

**गुणाः**— गुरूष्णमधुरं रूक्षं केशघ्नं च शमीफलम् ॥

चरकः

शमीफलं गुरु स्वादु रूक्षोष्णं केशनाशनम् ॥

सुश्रुतः

शमीफलं लघु स्वादु कुष्ठार्शःकफहृत्सरम् ।
सुरुच्यं पित्तलं रूक्षं मेध्यं केशविनाशनम् ॥

क्षेमकुतूहलम्.

शमी तिक्ता कटुः शीता कषाया रोचनी लघुः ।
कफकासभ्रमश्वासकुष्ठार्शक्रिमिजित्स्मृता ॥

तत्फलं पित्तलं रूक्षं मेध्यं केशविनाशनम् ॥

भा. प्र.

शमी रूक्षा कषाया च रक्तपित्तातिसारजित् ।
तत्फलं तु गुरु स्वादु रूक्षोष्णं नखकेशनुत् ॥
द्वितीया तु शमी शांता शुभा भद्रा पराजिता ।
जया च विजया चैव पूर्वोक्तगुणसंयुता ॥

रा. नि.

**વર્ણન**—સમડીનાં ઝાડ ગુજરાત, કાઠિયાવાડ, સિંધ, પંજાબમાં વધારે થાય છે. એનાં મૂળ ઘણાં ઉંડાં ગયેલાં હોય છે. ૯૦ થી ૮૦ ફીટ સુધી મૂળ ઉંડાં ગયાના દાખલા નોંધાયલા છે. આના લાકડાની ગરમી ખૂબ લાગે છે માટે આ કિંમતી ઝાડ આજકાલ બૉઇલરોમાં ખતમ થતું જાય છે. હિંદુઓ દશેરાને દિવસે આ ઝાડની પૂજા કરે છે. પાંડવોએ આજ ઝાડ ઉપર પોતાનાં શસ્ત્રો રાખ્યાં હતાં. શ્રી. વલ્લભાચાર્યજીની બેઠકો પણ આ ઝાડ આગળજ હોય છે. ઉનાળામાં આ ઝાડની છાયા બહૂ જ ઠંડી હોય છે. હિંદુસ્તાનમાં આને છોંકર કહે છે. ભરવાડ લોકો આ ઝાડમાં દેવનો વાસ માને છે અને તેને કાપતા નથી. યજ્ઞમાં સમિધ તરિકે શમી પ્રખ્યાત છે. સમડીના ઝાડ ઉપર ગડગુમડ (galls) થાય છે તે દવાના કામમાં આવે છે. આ ઝાડ વિષે વધારે રસિક વર્ણન વાંચવું હોય તો વાંચો 'વનસ્પતિશાસ્ત્ર', 'કચ્છની જડીબુટ્ટી' વિગેરે. કાવ્યશાસ્ત્રમાં સમડીનો ઉલ્લેખ મળી આવે છે. રઘુવંશમાં કહેલું છે કે—

निधानगर्भामिव सागराम्बरां शमीमिवाभ्यन्तरलीनपावकाम् ।
नदीमिवान्तःसलिलां सरस्वतीं नृपः ससत्त्वां महिषीममन्यत ॥

**वक्तव्य**—ઘણા પ્રાચીન કાળથી સમડી પરિચિત છે. शमयति रोगान् इति शमी–આવો અર્થ અમરકોષના ટીકાકારે કરેલો છે. ચરકે આસવયોનિના લીસ્ટમાં શમીસાર ગણાવ્યો છે. કષાયસ્કંધમાં ( वि. ૮–૧૬૫ ) સમડી ગણાવેલી છે. બીજાં દ્રવ્યો સાથે અર્શમાં ધૂપ માટે 'શમીપત્ર' યોજાયલાં છે. તે જાંગલ વૃક્ષ છે ( क. ૧–૭ ). સાંગ્રાહિકા બસ્તિમાં શમી યોજાયલી છે (सि. ૧૦–૨૮.)

સુશ્રુતે રોમશાતનમાં બીજાં દ્રવ્યો સાથે શમી વાપરી છે ( चि. ૧–૧૦૬ ). વિષના અધ્યાયમાં શમીનો નામોલ્લેખ છે ( क ૬–૩ ). સ્કંદગ્રહપ્રતિષેધમાં બચ્ચાંને સમડી વિગેરે ગળામાં ધારણ કરવાનું કહેલું છે. અતિસારમાં બીજાં દ્રવ્યો સાથે શમીત્વક્ યોજેલી છે. વાગ્ભટે નેત્રરોગમાં શમીપત્રનો ધૂપ દર્શાવેલો છે ( ઉ. ૧૬. ૩૫–૩૬–૪૨ ).

શમીનો સ્વતંત્ર ઉપયોગ ક્યાંયે જોવામાં નથી આવ્યો. સમડીની બે જાત થાય છે-(૧) મોટી અને (૨) નાની. લેટીનમાં તે બન્નેનાં નામ અનુક્રમે Prosopis spicigera અને p. stephaniana છે.

**નવ્યમત**—મધ્યપ્રાંતો તરફ છાલ સંધિવામાં વપરાય છે. ( ર્‌વૉટ ) પંજાબ તરફ શીંગ ગ્રાહી મનાય છે. ( સ્ટયુઅર્ટ ).

**ઉલ્લેખ**—વ. શા. પા. ૨૪૯; રૂ. નિ. પા. ૪૨૨; N. p. 101; Watt VI part I p. 340; Indi. Medi. Plants p. 493.

---

## ૧૩૯ વેલ્લન્તરો.

### N. O. Leguminosæ.

**નામો**—वीरतरुः, वेल्लन्तरुः ( સંસ્કૃત ); મોરધુંડીયું ( પોરબંદર ); વેલ્લંતરો ( પંચમહાલ ); સિગમકાટી ( મરાઠી ); વરતુલી, ખેરી ( હિંદી ); વેલ્લતુરૂ ( તામીલ ); Dichrostachys cineria-ડાઈક્રૉસ્ટૅકીસ્ સાઈનેરીયા ( લેટીન ).

**परिचय**—
वेल्लन्तरुः जगति वीरतरुः प्रसिद्धः श्वेतासितारुणाविलोहितनलिपुष्पः ।
स्याज्जातितुल्यतनुसुरः शमीसूक्ष्मपत्रः स्यात्कंटकी विजलदेशज एष वृक्षः ॥
( सुश्रुतटीकायाम् डल्हणः; भावप्रकाशेऽपि च दृश्यते )

**गुणाः**—
वेल्लन्तरो रसे पाके तिक्तःतृष्णाकफापहः ।
मूत्राघाताश्मजित् ग्राही योनिमूत्रानिलार्त्तिजित् ॥
॥ भा॰ प्र॰ ॥

वेल्लन्तरः कटूष्णश्च कृच्छ्रघ्नः संधिशूलनुत् ।
वह्निदीप्तिकरः पथ्यो वातामयविनाशनः ॥
॥ रा. नि. ॥

मूत्रकृच्छ्राश्मरीसंधिशूलघ्नो योनिरोगहा ।
मूत्राघातस्य शमनो ऋषिभिः परिकीर्तितः ॥
॥ नि॰ र॰ ॥

**વર્ણન**—વેલ્લન્તરાનાં ઝાડ ૬ થી ૧૦ કે વખતે ૧૫ ફીટ જેટલાં ઉંચાં થાય છે. દેખાવમાં તો તે હરમાબાવળ કે ખેર જેવો જ જણાય છે, પણ તેનાં ફુલ ઉપરથી તે ખેર વિગેરેથી નોખો સ્પષ્ટ ઓળખી શકાય છે. મૂળ ઘણું

ઉંડાં ગયેલાં હોય છે. ડાંડી અને શાખાઓ ઉપરની છાલ ભુરા રંગની, ખડબચડી ને તે ઉપર સૂક્ષ્મ છાંટણાં હોય છે. ડાંડી અને શાખાઓ ઘણી જ મજબુત હોય છે. 'वीरश्च असौ तरुः दृढकाष्ठत्त्वात्'. લાકડું કુહાડી વડે કાપતાં પણ દમ નીકળી જાય છે એટલું સખત હોય છે. ફુલની કલગી આવે છે. આ કલગીમાં પ્રથમ જાંબુડાં, પછી ગુલાબી અને છેવટે ધોળાં–આમ ત્રણ રંગી ફુલો આવેલાં હોય છે. વખતે આ રંગોમાં અદલાબદલી થયેલી પણ જણાય છે. કલગીના છેડા પાસે થોડાંક પીળાં ફુલ પણ નજરે પડે છે. આના લાકડામાંથી થાંભલા બહુ સારા થાય છે. દૂવા ( પંચમહાલ )ના જંગલમાં વેલ્લન્તરા બહુ જ થાય છે. મરૂભૂમિમાં આ વિશેષ થાય છે એ વાત ખરી છે.

**ગુણ અને ઉપયોગ**—વેલ્લંતરો રસ અને વિપાકમાં તિક્ત છે, તૃષ્ણા અને કફને હરનાર છે, મૂત્રાઘાત, અશ્મરી વિગેરેને મટાડે છે; ગ્રાહી છે; યોનિ, પેસાબ અને વાયુનાં દરદો મટાડે છે. ( ભાવપ્રકાશ ). સાંધા દુઃખતા હોય તે મટાડે છે, મૂત્રકૃચ્છ્રને જીતનાર છે, જઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર છે, વાયુના રોગોને જીતનાર છે. (રાજનિઘંટુ ).

ગ્રાહી અને વહ્નિકૃત્ હોવાથી ઝાડામાં વપરાય છે. મૂઢગર્ભમાં બલાતૈલની પેઠે વીરતરૂનું તેલ સિદ્ધ કરીને અજમાવવાનું સુશ્રુતે કહેલું છે. આંખ દુઃખવા આવી હોય તો તેનાં પાનની લુગદી આંખે બાંધવાથી તે મટે છે. સંધિવાના સોજા ઉપર આનું મૂળ ઘસીને ચોપડવાથી આરામ મળે છે.

**वक्तव्य**—ચરકમાં 'વીરતરૂ'નો ઉલ્લેખ નથી. સુશ્રુતમાં આમપાચનના ૨૦ શ્લોકો કહેલા છે તેમાં બીજા સાથે તે યોજાયલું છે. વાતાભિષ્યંદમાં–'सिद्धं वा हितमत्राहुः....सक्षीरं मेषश्रृंग्या वा सर्पिः वीरतरेण वा। उ. ९–२०–આવો પ્રયોગ છે. મૂઢગર્ભમાં બલાતેલની માફક વીરતરૂનું તેલ ગણાવેલું છે. વાત–સંશમન તરિકે વેલ્લન્તરૂનો ઉલ્લેખ છે ( सू. ३९ ).

આ ઝાડને પંચમહાલ અને તામીલનાયડુમાં વેલ્લન્તરૂ, વેલ્લતુરૂ કહે છે, અને વર્ણન જોતાં આજ પ્રાચીન वीरतरु છે એમાં સંદેહ જેવું કંઈ જ નથી. વધુ માટે જુઓ મારો લેખ. "આયુર્વેદ વિજ્ઞાન." પુ-૬ અંક ૫ મો.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૨૯૭; રૂ. નિ. પા. ૫૨૧; N. p. 102; Watt III p. 109; Brandis p. 261; Indi. Medi. Plants p. 494.

## ૧૪૦ રીસામણી.

**N. O. Leguminosæ.**

**નામો**—लज्जालुः, नमस्करी, अंजलिकारिका ( સંસ્કૃત ); રીસામણી, લજામણી, ( ગુજરાતી ); લાજરી ( મરાઠી ); લજાવતી, છુઇમુઇ ( હિંદી ); Mimosa pudica–માઇમોસા પુડીકા ( લેટીન ).

परिचय— रक्तपादी शमीपत्रा स्पृक्का खदिरपत्रिका ।
स्पर्शात्संकोचतां याति पुनश्च प्रसृता भवेत् ॥
॥ कैयदेवः ॥

गुणाः— लज्जालुः शीतला तिक्ता कषाया कफपित्तजित् ।
रक्तपित्तमतीसारं योनिरोगान् विनाशयेत् ।
॥ भा. प्र. ॥

रक्तपादी कटुःशीता पित्तातिसारनाशिनी ।
शोफदाहश्रमश्वासव्रणकुष्ठकफास्रनुत् ॥
॥ रा. नि. ॥

राजमार्तण्ड— १ विषोपशमार्थम्–लज्जावतीमूलविलिप्तपाणिः बद्ध्वाऽथवा तत्र तदीयमूलम् । गृह्णाति सर्पान् भ्रमतोऽतिघोरान् पुमान् सुपर्णप्रतिमप्रभावः ॥

२ शस्त्रक्षते–आर्द्रेण लज्जालुकिनीभवेन मूलेन तैलं परिपाचितम् यत् । तत्स्वेदितः पाकविवर्जितो द्राक् संरोहमागच्छति शस्त्रघातः ॥

शोढल— ३ मण्डलिविषे–तन्दुलजलेन पिष्टं....नाशयति । पानेन मण्डलिविषं यदि वा लज्जावतीमूलम् ॥

**વર્ણન**—રીસામણીના છોડવા બારે માસ હોય છે, તો પણ શિયાળાની શરૂઆતમાં તે ઘણા જોવામાં આવે છે. તે વેલની પેઠે જમીન ઉપર પથરાયલા હોય છે. પાન ચમેડીયાં જેવાં ઝીણાં અને તેની માફક સળી ઉપર આવેલાં હોય છે. પાન આંતરે આવેલાં હોય છે. ફુલ પીળા રંગનાં અને શીંગો ચપટી ને લાંબી હોય છે. એનાં પાનને જરા અડકતાં તુરત જ બીડાઈ જાય છે.

આપણા વિશ્વવિખ્યાત જગદીશચંદ્ર બોઝે આ રીસામણીના છોડ ઉપર જ તેમના પ્રયોગો કર્યા હતા.

## વૈદ્યકમાં રીસામણીનો ઉપયોગ.

રાજમાર્તંડ—૧ વિષની શાંતિ માટે-રીસામણીનું મૂલ હથેલીમાં ઘસીને અથવા તો તેનું મૂળ હાથ ઉપર બાંધીને, અતિ ભયાનક ઝેરી સાપો પકડી શકાય છે. અર્થાત્ એના મૂળનો રસ પીવાથી ઝેરની અસર નહિ થતી હોય.

૨ કોઇ હથિયારનો ઘા પડયો હોય અને લોહી વહેતું હોય તો-રીસામણીનાં લીલાં મૂળીયાંથી પકાવી લીધેલા તેલનું ડ્રેસીંગ કરવું. ઘા રૂઝાઇ જાય છે.

શોઢલ— ૩ 'મંડલિ' સાપના ઝેર ઉપર-રીસામણીનું મૂળ ચોખાના ધોવણમાં વાટીને પીવાથી મંડલિ સાપનું ઝેર નાશ પામે છે.

**वक्तव्य**—ચરક સુશ્રુતમાં लज्जालु અને नमस्करीનાં નામો નથી. વાગ્ભટમાં અંબષ્ઠાદિગણમાં नमस्करी શબ્દ યોજાયલો છે પણ તેનો અર્થ ટીકાકાર 'समंगा' કરે છે. સમંગાના ઘણા અર્થો થાય છે તે યાદ રાખવું ઘટે છે. અમરકોષમાં 'नमस्कारी गण्डकाली समंगा खदिरेत्यपि' આટલાં નામો છે. ભાનુજી દીક્ષિત चत्वारि खदिरायाः 'हाताजोडी' इति रव्यातायाः । नव 'लज्जालु' इति रव्यातस्य इति मुकुटः આમ જણાવે છે.

સ્વ. કનૈયાલાલ દે રીસામણીનું લેટીન નામ Mimosa pudica આપે છે અને જણાવે છે કે આ છોડ બ્રાઝીલનો વતની છે. ગરમ દેશોમાં ખૂબ થનારો છે અને આ છોડના નકામા ગુણો ઘણાયે ઘણા ગાયેલા છે. ફક્ત મૂળમાં વધારે 'ટેનીન' છે એટલું જ.

રીસામણીનાં પાન સંકોચાઇ જાય છે, એ વિષે એક વિદ્વાન્ નીચે પ્રમાણે રસિક વર્ણન આપે છે:—

" The sensitive plants derive protective advantages from these movements. They often cover large tracts of land, and grazing animals may be often attracted towards them by their bright green foliage. But what happens ? The very first plants the animal approaches droop their tempting leaves, sensitive even to the vibration of the ground caused by the invader; and should it step in amongst them, the tempting and juicy foliage recedes before it, for one plant conveys the stock to its neighbours by the touch of its own leaves as they drop. Thus, what was a moment before a mass of tempting green leaves becomes almost instantly in appearance very scrubby fare for the animal;

whose appetite expected much better refreshment. The stems are proctected with strong and sharp spines. And now, when they have turned down their leaves out of harm's way, they present to their enemy for its first nibble nothing but prickly stems, so that should the intruder not be awed by their uncanny movements, but proceed with its intention, its first mouthful would scarcely be agreeable after its richer anticipations."

'The effect of the sun's rays is lessened by the trees' power of folding their leaves.'

Glimpses into the life of Indian plants page 44.

" One of the mimosas drops its branches whenever any person approches, seeming as if it saluted those who retire under its shade. This mute hospitality has so endeared the tree to the Arabians that the injuring or cutting of it down is strictly prohibited." **Niebuhr.**

પ્રખ્યાત કવિ શૅલી કહે છે--

" For the sensitive plant has no bright flower,
Radiance and odour are not its dower."

આની ઘણી જાતો છે.

ઉલ્લેખ--વ. શા. પા. ૩૦૧; રૂ. નિ. પા. ૩૫૨; N. p. 102; Hooker Vol II p. 291; Indi. Medi. Plants p. 495.

---

## ૧૪૧ બાવળ.

### N. O. Leguminosæ

**નામો**—बब्बुलः, आभा, बब्बोलः ( સંસ્કૃત ); બાવળ ( ગુજરાતી ); બાબૂલ ( મરાઠી ); બબુલ, બબુર, કીકર ( હિંદી ); બાબૂલા ગાછ ( બંગાલી ); Acacia tree–ઍકેશીયા ટ્રી (અંગ્રેજી); Acacia arabica –ઍકેસીઆ ઍરેબીકા ( લેટીન ).

**ગુણા:—** बब्बुरस्तु कषायोष्णः कफकासामयापहः ।
आमरक्तातिसारघ्नः पित्तदाहार्तिनाशनः ॥

॥ रा. नि. ॥

बब्बूलः कफनुत् ग्राही कुष्ठक्रिमिविषापहः ॥

॥ भा. प्र. ॥

बब्बूरस्य तु निर्यासो ग्राही पित्तानिलापहः ।
रक्तातिसारपित्तास्रमेहप्रदरनाशनः ॥
भग्नसंधानकः शीतः शोणितस्रुतिवारणः ॥

॥ आत्रेयसंहिता ॥

बब्बूलस्य फलं रूक्षं विशदं स्तम्भनं गुरु ।
कषायं मधुरं शीतं लेखनं कफपित्तहृत् ॥

॥ नि॰ र॰ ॥

चक्रदत्त— १ अतिसारे–कल्कः कोमलबब्बोलदलात् पीनोऽतिसारहा ॥
२ उपदंशे–बब्बोलदलचूर्णेन....गुण्डनं....उपदंशहरं परम् ॥

भावमिश्र— ३ स्नायुकरोगे–तद्वत् बब्बूलजं बीजं पिष्टं हन्ति प्रलेपनात् ॥
४ नेत्रस्रावे–बब्बूलदलनिःक्काथो लेहीभूतस्तदंजनात् । नेत्रस्रावो व्रजेच्छोषं मधुयुक्तान्न संशयः ॥
५ अस्थिभग्ने–आभाचूर्णं मधुयुतमस्थिभग्नस्त्र्यहं पिबेत् ॥ पीतं चास्थि भवेत् सम्यग् वज्रसारानिभं दृढम् ॥

बंगसेन— ६ जलोदरे–बब्बूलस्य त्वचं श्रेष्ठां क्काथयेत् सलिलेन तु । पुनः पचेत् कषायन्तु यावत् सान्द्रत्वमागतम् ॥ तत् पिबेत् तक्रसंयुतं तक्रभोजी मिताशनः । निहन्यादाशु योगोऽयं जलोदरमपि ध्रुवम् ॥

**વર્ણન**––બાવળની ઘણી જાતો થાય છે. એ બધી અહિં ગણાવવી એ ઠીક નથી. વનસ્પતિશાસ્ત્રના શોખીનોએ અંગ્રેજી પુસ્તકો અથવા 'વનસ્પતિશાસ્ત્ર' વાંચી લેવું. બાવળ બધા જ ઓળખે છે.

## વૈદ્યકમાં બાવળનો ઉપયોગ.

ચક્રદત્ત— ૧ **ઝાડામાં**–બાવળનાં કોમળ પાનનું ચૂર્ણ પીવાથી અતિસાર મટે છે.
૨ **ઉપદંશમાં**–કોમળ બાવળનાં પાનનું ચૂર્ણ છાંટવું.

ભાવમિશ્ર— ૩ **વાળામાં**–બાવળનું બીજ વાટીને વાળા ઉપર લગાવી દેવું.
૪ **આંખોમાંથી પાણી ઝરતું હોય તો**–બાવળનાં પાનનો કવાથ ઘાટો થાય ત્યાં સુધી ઉકાળવો. એ ઘાટી રસક્રિયામાં થોડુંક ચોકખું મધ મીલાવી આંખમાં આંજવાથી નેત્રસ્રાવ મટે છે.

૫ હાડકું ભાગ્યું હોય તો–બાવળીયાના પૈડાનું ચૂર્ણ મધ સાથે ત્રણ દિવસ ચાટવાથી ભાગેલું હાડકું સંધાય છે–વજ્ર જેવું થઇ જાય છે.

બંગસેન— ૬ જલોદરમાં–બાવળની છાલને પાણીમાં ઉકાળવી. ઘાટી રસક્રિયા થાય ત્યાં સુધી ઉકાળવી. એ ઘન છાશ સાથે પીવું. ખોરાકમાં ફક્ત છાશ લેવી. આ યોગથી જલોદર મટે છે.

**वक्तव्य—ચરકમાં** બાવળનો ઉલ્લેખ નથી. બાવળનો ગુંદ ઔષધ તરિકે વપરાય છે. આરબ દેશનો ગુંદર–gum arabica આપણા અહિંના કરતાં વધારે ઉપયોગી મનાય છે. ખેરનો નિર્દોહરસ જેમ કુષ્ઠમાં ઉપયોગી છે તેમ બાવળ પણ ઉપયોગી છે. ઘણાખરા પૌષ્ટિક પાકોમાં ગુંદર નાખવામાં આવે છે. બાવળના પૈડાના ચૂર્ણની સ્ત્રીઓને પોટલી આપી શકાય છે. આ પૈડાનું અથાણું પણ કરવામાં આવે છે. પૈડા રંગના કામમાં આવે છે. બાવળની છાલ, પાન, શીંગો અને ગુંદરમાં ટેનીક એસીડ મોટા પ્રમાણમાં છે. દિનપ્રતિદિન હવે જંગલો કપાતાં જાય છે. આ ઝાડનો નાશ થઈ રહ્યો છે. પૈસાની દૃષ્ટિએ પણ આ ઝાડનું વાવેતર કરાવ્યું હોય તો ઘણું કામનું છે. વધુ માટે જુઓ 'વનસ્પતિશાસ્ત્ર' પાનું ૩૦૨ થી ૩૦૯ સુધી.

**Actions & Uses**—The bark is astringent and tonic–a substitute for oak bark. The decoction is used as a gargle in some sore–throat, in copious salivation and as a wash for ulcers; externally applied it allays irritation of excoriations of sores and ulcers by forming a coating. The gum is used as a food for diabetic patients, as it is not convertible into sugar. Pods are given in cough.

Khory II p. 183.

**નોંધ**—ગર્ભવતી સ્ત્રી બાવળની પત્તી નવમા માસ સુધી ખાય તો તેનાં બચ્ચાં ગોરાં થાય છે. ( પંડિત માલવીયાજી. નિ. ભા. ૧૬ મું વૈદ્યસંમેલન. જયપુર )

**ઉલ્લેખ**—વ. શા. પા. ૩૦૨; રૂ. નિ. પા. ૪૬૧; N. p. 102; Watt, I p. 18; Indi medi. Plants p. 498.

## ૧૪૨ ખેર

### N. O. Leguminosæ.

**નામો**—(૧) रक्तखदिर, गायत्री, कंटकी, रक्तसार ( સંસ્કૃત ); ખેર, ખેરીઓ બાવળ ( ગુજરાતી ); खैर, खदेरी ( મરાઠી ); खैर, बाबुल ( હિંદી ); Acacia catechu–એકેસીયા કટેચ્યુ ( લેટીન ).

(૨) श्वेतखदिरः, सोमवल्कः ( સંસ્કૃત ); ગોરડ, ગોરડીઓ બાવળ ( ગુજરાતી ); અછોખેર ( કચ્છી ); ખોર ( સિંધી ); પાંઢરા ખૈર ( મરાઠી ); Acacia senegal–એકેસીયા સેનેગાલ ( લેટીન. )

(૩) वल्लीखदिरः, खादिरवल्ली, आरी (સંસ્કૃત); ખેરવેલ્ય (ગુજરાતી); Acacia pennata–એકેસીયા પીનેટા ( લેટીન ).

**गुणाः**—

खदिरः शीतलो दंत्यः कंडूकासारुचिप्रणुत् ।
तिक्तः कषायो मेदोघ्नः कृमिमेहज्वरव्रणान् ॥
श्वित्रशोथामपित्तास्रपांडुकुष्ठकफान् हरेत् ॥
कदरो विशदो व्रण्यो मुखरोगकफास्राजित् ।
हंति कंडूविषश्लेष्मकृमिकुष्ठव्रणग्रहान् ॥

भा. प्र.

खदिरः स्याद्रसे तिक्तो हिमपित्तकफास्रनुत् ।
कुष्ठामकासकण्डूतिकृमिदोषहरः स्मृतः ॥
खदिरः कृमिकोष्ठघ्नः कफरेतोविशोषणः ।
श्वेतस्तु खदिरः तिक्तः शीतपित्तकफापहः ॥

ध. नि.

खदिरस्तु रसे तिक्तः शीतः पित्तकफापहः ।
पाचनः कुष्ठकासास्रशोफकंडूव्रणापहः ॥
श्वेतस्तु खदिरः तिक्तः कषायः कटुरुष्णकः ।
कण्डूतिभूतकुष्ठघ्नः कफवातव्रणापहः ॥
कटूष्णो रक्तखदिरः कषायगुरुतिक्तकः ।
आमवातास्रवातघ्नो व्रणभूतज्वरापहः ॥
विट्खदिरः कटुरुष्णस्तिक्तो रक्तव्रणोत्थदोषहरः ।

कण्डूतिविषविसर्पज्वरकुष्ठोन्मादभूतघ्नः ॥
कटुकः खादिरःसारः तिक्तोष्णः कफवातहृत् ।
व्रणकंठामयघ्नश्च रुचिकृद्दीपनः परः ॥

रा. नि.

खदिरः कुष्ठविसर्पमेहपित्तकफापहः ॥

राजवल्लभः

चरक— १ वातजकासे-पिबेत्खदिरसारं वा मदिरादधिमस्तुभिः ॥
चि. २२-६२

२ कृमिकुष्ठे—पानाहारविधाने प्रसेचने धूपने प्रदेहे च ।....विशिष्यते कुष्ठहृत् खदिरः ॥ चि अ. ७

३ रक्तपित्ते-खदिरस्य....पुष्पचूर्णानि मधुना लिह्यान्ना रक्तपित्तिकः॥
चि. ४-६८

४ व्रणशोधने-त्रिफला खदिरः........कषायाः शोधनाः मताः ॥
चि अ. १३-८२

सुश्रुत— ५ क्षौद्रमेहे—क्षौद्रमेहिनं खदिरक्रमुककषायम् ॥ चि अ. ११.

६ शनैर्मेहे—शनैर्मेहिनं खदिरकषायम् ॥ चि अ. ११.

७ कुष्ठे—दिदृक्षुरन्तं कुष्ठस्य खदिरं कुष्ठपीडितः ।
सर्वथैव प्रयुञ्जीत स्नानपानाशनादिषु ॥
यथा हन्ति प्रवृद्धत्वात् कुष्ठमातुरमोजसा ।
तथा हन्त्युपयुक्तस्तु खदिरःकुष्ठमोजसा ॥ चि. ९-७०-७१

वाग्भटः— ८ मुखरोगे-....तैलमिदं वारिमेदसा प्रथितम् । अनुशीलयन् प्रतिदिनं स्वस्थोऽपि दृढद्विजो भवति ॥ उ. २२-९६

हारीत— ९ दन्तरोगे—खदिरस्य तथा क्वाथो....। ....दन्तरोगनिवारणः ॥
चि अ. ४९.

१० स्थावरविषप्रतिषेधे—खदिरस्य च मूलञ्च तथा निम्बफलानि च । उष्णोदकेन पीतानि जयेयुः तत्क्षणाद्विषम् ॥ चि अ. ५९

चक्रदत्त— ११ स्वरभेदे-तैलाक्तं स्वरभेदे वा खदिरं धारयेन्मुखे ॥

१२ विस्फोटे—खदिरेन्द्रयवाम्बु वा । विस्फोटान्नाशयत्याशु वायुः जलधरानिव ॥ (विसर्पविस्फोटाचि० ) ॥

शोढल— १३ श्लीपदे—खदिरासनशालानां सारकल्कं पिबेन्नरः । प्रातर्गवां हि मूत्रेण सक्षौद्रं श्लीपदं जयेत् ॥

वृन्द— १४ कुष्ठे रसायने च—दह्यमानाच्च्युतः कुम्भे मूलगे खदिराद्रसः । साज्यधात्रीरसक्षौद्रो हन्यात्कुष्ठं रसायनम् ॥ ( कुष्ठाधिकारे )

१५ सर्वत्वग्दोषे—प्रलेपोद्वर्तनस्नानपानभोजनकर्मणा । शीलितं खादिरं वारि सर्वत्वग्दोषनाशनम् ॥ (कुष्ठाधिकारे)

**વૈદ્યકમાં ખેરનો ઉપયોગ—**

ચરક— ૧ **વાતજન્ય ખાંસીમાં**—દારૂ, દહીં કે દહીંની તર સાથે ખદિરસાર પીવો. ચિ. ૨૨–૬૨

૨ **કૃમિકુષ્ઠમાં**—પીવામાં, ખાવામાં, ન્હાવામાં, માલીશમાં, ધૂપ માટે અર્થાત્ દરેક કાર્યમાં કુષ્ઠવાળાએ ખેર વાપરવો. ચિ. ૭

૩ **રક્તપિત્તમાં**—ખેરનાં ફુલનું ચૂર્ણ મધ સાથે ચાટવાથી રક્તપિત્ત મટે છે. ચિ. ૪–૬૮

૪ **વ્રણશોધનમાં**—વ્રણ ધોવા માટે ખેરનો કાઢો ઉપયોગમાં લેવો. ચિ. ૧૩–૮૨

સુશ્રુત— ૫ **ક્ષોદ્રમેહમાં**—ક્ષૌદ્રમેહવાળાને ખેર અને સોપારીનો કવાથ પીવા આપવો.

૬ **શનૈર્મેહી** (બહુજ ધીમે ધીમે જે પેસાબ કરતો હોય તે)ને–ખેરનો કવાથ પીવા આપવો. ચિ. અ. ૧૧.

૭ **કુષ્ઠમાં**—કોઢવાળા માણસે જો કોઢમાંથી મુક્ત થવું હોય તો ન્હાવા ધોવા પીવામાં બધેજ ખેરનું પાણી વાપરવું. ચિ. ૯–૭૦

વાગ્ભટ— ૮ **મુખરોગમાં**—ખેરથી પકાવેલું તેલ હમેશાં સવારમાં મ્હોંમાં રાખીને કોગળો કરવાથી દાંત મજબુત થાય છે. ઉ. ૨૨–૯૬

હારીત— ૯ **દાંતના રોગમાં**—દાંતનો કોઈ પણ રોગ ખેરના કવાથના ગંડૂષ ભર્યાથી નાબુદ થઈ જાય છે. ચિ. અ. ૪૫

૧૦ **સ્થાવર વિષમાં**—ખેરનું મળ અને લીંબડાની લીંબોળી-

ઓની મીંજ બન્ને ગરમ પાણી સાથે પીવાથી તત્ક્ષણ વિષ ઉતરી જાય છે. ચિ. અ. ૫૫.

**ચક્રદત્ત—** ૧૧ **સ્વરભેદમાં**—ખદિરસાર ઉપર સ્હેજ તેલ લગાવીને તે મ્હોંમાં રાખવો. ઘાંટો ખુલશે.

૧૨ **વિસ્ફોટકમાં**—ખેર અને ઇંદરજવનો કવાથ પીવાથી વિસ્ફોટક નાશ પામે છે—જેમ પવનના ઝપાટાથી વાદળાં દૂર થાય છે તેમ.

**શોઢલ—** ૧૩ **હાથીપગામાં**—સવારમાં, ગાયના મૂત્ર સાથે હમેશાં ખેરસારનું ચૂર્ણ મધ સાથે પીવાથી હાથીપગું મટે છે.

**વૃંદ—** ૧૪ **કુષ્ઠમાં તથા રસાયન તરીકે**—ખેરનાં મૂળીઆં નીચે ખોદવું. તે ખાડામાં અડાયાં ભરીને સળગાવવાં. તાપને લીધે મૂળીઆંમાંથી રસ ઝરવા લાગશે. તે રસ લેવા માટે મૂળ નીચે એક રીઢું વાસણ મૂકી રાખવું. આ રસ આંબળાંનો રસ, ઘી અને મધ સાથે પીવાથી ગમે તેવું કુષ્ઠ મટે છે અને આયુષ્યમાં વધારો થાય છે. સ્વસ્થ માણસ માટે આ પ્રયોગ રસાયનનું કામ કરે છે.

૧૫ **ચામડીના બધા રોગોમાં**—ચામડીના બધી જાતના રોગોમાં ન્હાવા, ખાવા, પીવા, ધોવા વગેરે માટે ખેરનું પાણી વાપરવું.

**વક્તવ્ય**—ધન્વંતરિએ ખદિર અને સોમવલ્ક આવા બે પ્રકાર અને 'રાજનિઘંટુ'કારે ખદિર, સોમવલ્ક, તામ્રકંટક, વિટ્ખદિર અને અરિમેદ—આવા પાંચ પ્રકાર ખદિરના ગણાવેલા છે. અમરસિંહે ખદિર, સોમવલ્ક અને વિટ્ખદિર એવા ત્રણ ભેદ ગણાવેલા છે. અમરસિંહ એ ત્રણે માટે નીચેના પર્યાયો આપે છે:—

(१) गायत्री बालतनयः खदिरो दंतधावनः ।

(२) अरिमेदो विट्खदिरे,

(३) कंदरः खदिरे सिते । सोमवल्केऽपि....॥

खदिर એટલે તો ખેરના નામથી જે વૃક્ષ પરિચિત છે તે. सोमवल्क એટલે શ્વેતખદિર—એ આપણો ગોરડ; કારણ કે એની છાલ ફીકા ધોળા રંગની હોય છે. હરમો બાવળ પણ સફેદ જ કહી શકાય પણ તેની ઉગ્રવાસને લીધે આપણે તેને વિટ્ખદિરજ કહીશું. विट्खदिर એટલે દુર્ગંધી ખદિર. આમ એનો

અર્થ અમરના ટીકાકારે આપેલો છે. વિટ્ખદિર માટે વિવિધ લેખકો લેટીન નામ જુદાં જુદાં આપે છે. જયકૃષ્ણભાઇ હરમા—બાવળને અરિમેદ કહે છે. खदिरवल्ली ખેરવેલના નામથી ઓળખાય છે. ખેરના જેવાં જ પાન હોય છે.

गायन्तम् त्रायते इति गायत्री—અર્થાત્ ગાનારના કંઠને રક્ષે છે એટલે જ 'ગાયત્રી' નામ ખેરનું આપેલું છે. સ્વરભેદમાં ચક્રદત્તે ખેરસાલનો ઉપયોગ દર્શાવેલો છે.

કુષ્ઠ માટે ખેર અતિ પ્રસિદ્ધ છે. ચરકે ઉદર્દપ્રશમન અને કુષ્ઠઘ્ન દશેમાનિમાં ખેરનો ઉલ્લેખ કરેલો છે. આસવયોનિના લીસ્ટમાં ખદિરસારનું નામ જણાય છે; કષાયસ્કંધમાં પણ તેને ગણાવેલો છે. સંજ્ઞાસ્થાપન દશેમાનિમાં 'અરિમેદા' શબ્દ આવે છે ( સૂ. ૪–૭૨ ). સ્વેદના પ્રકરણમાં ખેરનાં લાકડાંથી કોઠીને પૂરવાનું લખેલું છે. સુવાવડીના ઓરડામાં ખેર રાખવાનું કહ્યું છે. સૂતિકાગૃહની આસપાસ ખદિર, કર્કન્ધુ વિગેરેની શાખાઓ ચારે બાજુ રાખવાનું કહેલું છે. રસાયન તરિકે ચરકે નાગબલાની માફક જ ખદિરને વાપરવા જણાવ્યું છે ( चि. ૧–૮૯ ). ઇંદ્રોક્ત રસાયનમાં ખદિર છે.

સુશ્રુતે ઉપનયન વિધિમાં યજ્ઞ વખતે ખદિરકાષ્ઠ યોજેલું છે (સૂ. ૨–૪). સાલસારાદિ ગણમાં ખદિર છે. અનેક ખરીવાળાં પશુઓનું માંસ ખાધાથી અજીર્ણ થયું હોય તેની ઉપર અનુપાન માટે ખદિરાસવ યોજેલો છે ( સૂ. ૪૬–૪૩૨ ). કુણપરેતસમાં ધાતકી વિગેરે દ્રવ્યો સાથે ખદિર યોજાયલું છે. આંખ માટેની એક સુંદર બનાવટને ખદિરના કોષમાં મૂકવાનું સુશ્રુતે જણાવેલું છે. પૂતના અને શીતપૂતનાના પ્રતિષેધ માટે ખદિરસ્નાનનું સૂચન છે. શોષમાં પણ ખદિર યોજાયલું છે ( ઉ. ૪૧–૪૫ ); જ્યારે ચરકે સંતર્પણકૃત રોગમાં મુસ્તા, ખદિર વિગેરેનો રસ પીવાનું લખેલું છે. દારૂહલદરમાંથી જેમ રસવંતી કાઢવામાં આવે છે તેમ જ ખદિરમાંથી રસક્રિયા બનાવી લઇને તે મ્હોંઢામાં ( મુખરોગમાં ) રાખવા વાગ્ભટ ભલામણ કરે છે. ચરક, સુશ્રુત દાતણ માટે ખદિર નથી ગણાવતા જ્યારે વાગ્ભટ ગણાવે છે ( સૂ. ૨–૨ ).

ખદિરસાર ઉપર હજુ વૈદ્યરાજોમાં ચર્ચા ચાલી રહેલી છે. શોકનો વિષય છે કે આવા સહેલા નિર્ણય ઉપર નાહકની ચર્ચા અને પાંડિત્યપ્રદર્શન થાય છે. એક જુનો ખેર પસંદ કરીને તેને ફડાવીને જોવાનું કોઇને સૂઝતું નથી અને પોથીમાંનાં ચુંથણાં નકામાં ચુંથવામાં વિદ્વાન્ વૈદ્યરાજો કાલ વ્યતીત કરે છે! આ ગુંચવણ ઉભી થવામાં રાજનિઘંટુકારનું લખાણ જ જવાબદાર છે. તેણે 'खादिरः खदिरोद्भूतः तत्सारो रंगदः स्मृतः ।' એમ જણાવ્યું છે. રાજનિઘંટુકાર પહેલાંના કોઈ પણ લેખકે 'ખદિરસાર' ને રંગદ તરીકે જણાવ્યો નથી.

ચરકસુશ્રુતમાં પાનમાં ખાવાના મસાલામાં 'ખદિરસાર'નો ઉલ્લેખ નથી. ખદિરસાર એ ખાવાના ઉપયોગમાં લેવામાં આવતો ન હતો. તે ઘણો જ જુજ મળી આવતો હોવાથી તેનો દવામાં જ ઉપયોગ થતો હતો. હજુ પણ જુના વૈદ્યો સાચો ખેરસાલ મેળવવા ઘણા ઉત્કંઠ હોય છે એમ મ્હેં જોયેલું છે. રાજનિઘંટુકાર જે 'खादिरः सारः'ની વાત કરે છે તે કાથાની બનાવટ માટે છે. ખેરનાં છોડીયાં ઉકાળીને રસક્રિયા જેવું ઘટ્ટ કરીને કાથો બનાવવામાં આવે છે. પાનની અંદર આવી જાતનો કાથો ( ખદિરસાર ) વપરાય છે. 'ताम्बूलराग-रंजिताधर' એ ઉક્તિ કાવ્યસાહિત્યમાં જણાય છે, પણ 'તાંબૂલરાગ' કંઈ ખદિરસારથી જ આવે છે એવો નિશ્ચય કોણે કર્યો ? સ્વ. કવિરાજ વિરજા-ચરણ ગુપ્ત કહે છે કે-" અદ્યાપિ એવો સંપ્રદાય વિદ્યમાન છે કે જે તાંબૂલ સાથે ખદિરસાર ( કાથો )નો ઉપયોગ કરતો નથી અને છતાં પણ ત્યાં આગળ 'તાંબૂલરાગરંજિતાધર'નો અભાવ તો નથી જ." ખરો ખેરસાલ પ્રાચીન ખદિરનાં ઝાડમાંથી મળી આવે છે. તેની અવેજીમાં કાથો વાપરવામાં આવે છે. જુનો બાવળ ફાડતી વખતે અંદર કાળા રંગના સારના ગાંગડા દેખાય છે તેવી જ રીતે જુના ખેરને ફાડીને જોવાથી 'ખેરસાર' હાથમાં આવી શકે. ખદિર-સારના જ નિર્ણયમાં જો આપણે આટલો બધો વ્યર્થ કાળક્ષેપ કરીશું તો પછી બીજા અગત્યના નિર્ણયો માટે આપણને વખત જ ક્યારે મળશે ?

रात्रौ दुग्धप्राशकानां न हितः तद्विरोधतः।

कषायः तुवरश्चास्य स द्वेष्टा पायसःस्मृतः ॥

અર્થાત્ રાત્રે દુધ પીનારે ખદિરસારનો ઉપયોગ ન કરવો જોઈએ. તુરા-શવાળો હોવાથી દુધ સાથે તે વર્જ્ય છે. પાનમાં વધારે કાથો ખાવો શોષકર છે એમ નિઘંટુકારનું કહેવું છે-જુઓ...साराधिक्ये खादिरे शोषदात्री ઈત્યાદિ.

**Actions and Uses** of Catechu. Powerful astringent, stronger than kino, antiperiodic and digestive. Its action is due to the tannic acid it contains. It is a powerful astringent to the mucous membranes, given in dyspepsia attended with pyrosis, and also diarrhœa in children; in dysentery, intermittent fevers and scurvy; as a gargle in hoarseness of voice and sorethroat. Locally as a dusting powder, hypertrophied relaxed tonsils, ulcerated and spongy gums, as a gargle in salivation and as an injection in leucorrhœa and to control passive hœmorrhages.

( R. N. Khory II p. 184 )

**ભાવાર્થ**—ખેરસાલ બહુજ જલદ ગ્રાહી છે-હીરાદખણ ( Kino ) કરતાં પણ વધારે. ખેરસાલ જ્વરઘ્ન અને પાચક છે. ટૅનીક એસીડ છે તેને લીધે જ

તેનો ગુણ છે. શ્લેષ્મકલા ઉપર તેની ગ્રાહી અસર બહુ જ જબ્બર છે. ઝાડા સાથે પેટમાં અગન અગન બળતી હોય ( Pyrosis ) તેમાં અપાય છે. બચ્ચાંના ઝાડામાં, સંગ્રહણીમાં, સતત જ્વરમાં, સ્કર્વી ( નાવિક રક્તપિત્ત )માં, સ્વરભંગમાં, અને ગલક્ષતમાં આપવામાં આવે છે. ચોળીયા ફુટ્યા હોય, દાંતનાં પેઢુ આવી ગયાં હોય તેની ઉપર ખેરસાર છાંટવામાં આવે છે. બહુ લાલાસ્રાવમાં તેના કોગળા કરવામાં આવે છે. પ્રદરમાં તેની પીચકારી મરાય છે.

ખોરી. ભા. ૨. પા. ૧૮૪.

**નવ્યમત**—કોંકણ તરફ ખેરની તાજી છાલનો સ્વરસ, હિંગ મેળવીને લોહીની ઉલટીમાં અપાય છે. ખેરનાં ફુલ, જીરા સાથે ખાંડ અને દુધમાં પરમીયામાં અપાય છે. ( ડીમક ).

સુગંધી દ્રવ્યો ઉમેરીને ખેરનો ઉપયોગ દેશીઓ ઉન્માદ (Melancholia)માં કરે છે. ખેરસારને પાણીમાં મેળવીને આંખ દુઃખવા આવી હોય (Conjunctivitis) તેમાં ટીપાં નંખાય છે ( ડૉ. ઈમર્સન ).

ખેરસાલ અથવા કેટેચ્યુઈક એસીડ થડમાંથી મળી આવે છે. (' Khersal or catechuic acid is found in cavities of the wood.' ) છાતીનાં દરદોમાં ખેરસાલ બહુ કિંમતી ઔષધ મનાય છે, તેનાથી કફ છુટો પડે છે.

ઈન્ડીયન મેડીસીનલ પ્લેંટ્સ. પા. ૫૦૦

**ઉલ્લેખ**—૧. શા. પા. ૩૧૭; રૂ. નિ. પા. ૧૧; N. p. 103; Watt I p. 27; Indi. Medi. Plants p. 500.

---

## ૧૪૩ અરિમેદ.

### N. O. Leguminosæ.

**નામો**—अरिमेदः, गोधास्कंधः, विट्खदिरः ( સંસ્કૃત ); ગંધીલો ખેર, હરમો બાવળ, પીળો બાવળ ( ગુજરાતી ); પાન્ઢરી બાબુલ ( મરાઠી ); સફેદ બબુલ ( હિંદી ); Acacia leucophlœa-એકેસીયા લ્યુકોફ્લીયા ( લેટીન ).

**ગુણાઃ**— अरिमेदः कषायोष्णास्तिक्तो भूतविनाशनः ।
शोफातिसारकासघ्नो विषविसर्पनाशनः ॥
इरिमेदस्य निर्यासो मधुरस्तु बलप्रदः ।
धातुवृद्धिकरश्चैव मुनिभिः परिकीर्तितः ॥

रा. नि.

लघुस्तु खदिरः प्रोक्तस्तिक्तोष्णश्च कषायकः ।
कटुस्तिक्तश्च ह्यम्लश्च रूक्षः क्रमिकफापहः ॥
मुखरोगं दंतरोगं रक्तदोषं प्रमेहकम् ।
मदं कंडूं विसर्पं च बस्तिरोगं विषं ज्वरम् ॥
पिशाचबाधामुन्मादं कुष्ठदाहं व्रणं तथा ।
आध्मानं नाशयत्येव फलं चास्य मधु स्मृतम् ॥
स्निग्धं कटूष्णं च मतं कफवातविनाशनम् ॥

॥ नि. र. ॥

इरिमेदः कषायोष्णो मुखदंतगदास्त्रनुत् ॥
हंति कंडूविषश्लेष्मक्रमिकुष्ठग्रहव्रणान् ॥

॥ म. नि. ॥

**વર્ણન**—અરિમેદ એ ખેરનીજ જાત છે. સ્વ. કેતોભટ્ટ એનું લેટીન નામ Acacia farnesiana આપે છે. 'વૈદ્યકશબ્દસિંધુ'કાર પણ એજ નામ આપે છે. પણ Acacia farnesiana એટલે તો 'તલબાવળ' એમ મુ. જયકૃષ્ણભાઇનું કહેવું છે; અને એ ઝાડ પરદેશી છે. એને ( તલબાવળને ) વિલાયતી બાવળ કહે છે. સ્વ. કનૈયાલાલ દેએ Acacia farnesiana નું વર્ણન કર્યું છે, આનું નથી કર્યું. મુ. જયકૃષ્ણભાઇએ 'હરમા બાવળ'નું સંસ્કૃત નામ अरिमेद રાખ્યું છે. બીજા બધા બાવળની છાલ બહારથી કાળા રંગની હોય છે, પણ આ બાવળની છાલ લીલાશ લેતા ધોળા રંગની હોય છે. આજ કારણથી એને श्वेतखदिर ( સં૦ ), સફેદ કીકર ( હિંદી ), અને હરમો બાવળ ( ગુજરાતી )—કહે છે. **અરિમેદ** શબ્દની વ્યાખ્યા કોઇ પણ ટીકાકારે આપી નથી એટલે પ્રથમના લેખકો अरिमेद કોને કહેતા હશે એ નિશ્ચયપૂર્વક કહેવું મુશ્કેલ છે. વધુ વર્ણન માટે જુઓ વનસ્પતિશાસ્ત્ર. પા. ૩૧૬.

**वक्तव्य**—ચરક, સુશ્રુત, વાગ્ભટ, ધન્વંતરિનિઘંટુ વિગેરેએ खदिर અને अरिमेद બન્નેનો ભેદ સ્પષ્ટ બતાવેલો છે. ચરક ઉદર્દપ્રશમન દશેમાનિમાં ખદિર અને અરિમેદ બન્નેનો ઉલ્લેખ કરે છે. આસવયોનિના લીસ્ટમાં સાર આસવમાં અરિમેદની ગણના કરાયલી છે. કષાય સ્કંધમાં પણ તે છે ( वि. ૮ ૧૬૫ ). तुलां खदिरसारस्य द्वितुलामरिमेदसः—આ ઉપરથી ખ્યાલ આવશે કે ચરકના વખતમાં 'ખદિર' અને 'અરિમેદ'નો ભેદ બહુ જ સ્પષ્ટ હતો. સુશ્રુત-ટીકાકાર ડલ્હણે ફક્ત એક જ વખત અરિમેદની ઓળખાણ આપવા પ્રયત્ન કરેલો છે—अरिमेदः 'आरिमंज' इति लोके प्रसिद्धः ( सू. ૧૪—૩૭ ). કલ્પસ્થાનના

દુંદુભિસ્વનીય અધ્યાયમાં ક્ષારાગદમાં 'અરિમેદ' વાપરેલો છે. આ સિવાય બીજે ઠેકાણે નથી વપરાયલો જણાતો. વાગ્ભટે ખદિરાદિ ગુટિકાની માફક અરિમેદની ગુટિકા બનાવવાનું કહ્યું છે ( ઉ. ૨૨-૯૬ ). રસવંતીની માફક અરિમેદમાંથી પણ રસક્રિયા પકાવી લઈને રસવંતીના જેવી જ રીતે વપરાય છે ( ઉ. ૨૨-૯૬ ). અમરસિંહ પણ ખદિર અને અરિમેદનો ભેદ સ્પષ્ટ દર્શાવે છે. अरिरिव मेदो स्नेहो यस्य—આમ અમરકોષનો ટીકાકાર સમજાવે છે.

ઉલ્લેખ—વ. શા. પા. ૩૧૫; રૂ. નિ. પા. ૪૫૦; N. p. 103; Watt I p. 52; Indi. Medi. plants p. 499.

---

## ૧૪૪ સાતલા.

### N. O. Leguminosæ.

**નામો**—सातला, सतला, भूरिफेना, चर्मकषा, विमला ( સંસ્કૃત ); ચીકાખાઈ ( ગુજરાતી ); Acacia concinna- એકેસીયા કૉન્સીના ( લેટીન )

**ગુણાઃ**— सातला कफपित्तघ्नी लघुः तिक्ता कषायिका ।
विसर्पकुष्ठविस्फोटव्रणशोफनिकृन्तनी ॥

रा. नि

सातला कटुका पाके वातला शीतला लघुः ।
तिक्ता शोफकफानाहपित्तोदावर्तरक्तनुत् ॥

भा. प्र.

सातला मुखपाकघ्नी जठरव्रणहृत्सरा ॥

॥ शोढलः ॥

सातला तु विसर्पघ्नी रेचनी वातशोफनुत् ॥

॥ रा. नि. ॥

सातला शीतला तिक्ता तीक्ष्णा पाके कटुर्लघुः ।
हृद्याऽनिलं प्रकुरुते हरते हृद्रुजं कफम् ॥
पित्तोदावर्तकुष्ठार्शोगुल्मोदरगरं विषम् ।
आनाहं कृमिशोफामं श्वित्रमुभयशोधनी ॥

॥ नि. र. ॥

**सुश्रुत**— १ दूष्योदरे—दूष्योदरिणं तु प्रत्याख्याय सप्तलाशंखिनीस्वरसासिद्धेन सर्पिषा विरेचयेत् ॥ चि १४-८

चरक— २ वातरोगे-घृतं तिल्वकसिद्धं वा सातलासिद्धमेव वा। पयसै-
रण्डतैलं वा पिबेद्दोषहरं शिवम् ॥ चि २८-८२

## વૈદ્યકમાં સાતલાનો ઉપયોગ

સુશ્રુત— ૧ દૂષ્યોદરમાં—દૂષ્યોદરવાળાને પ્રથમ ચિકિત્સા કરવાની ના પાડી સાતલા અને આંખફુટામણીના સ્વરસથી સિદ્ધ કરેલા ઘીથી રેચ આપવો. ચિ. ૧૪-૮.

ચરક— ૨ વાતરોગમાં—સાતલાથી પકાવેલું ઘી દોષહર હોવાથી પીવું સારૂં છે. ચિ. ૨૮-૮૨.

**वक्तव्य**—સપ્તલા સંદિગ્ધ છે. દૃઢબલે સપ્તલાશંખિનીનો કલ્પ આપ્યો છે. ચરકે પણ ઘણી જગોએ સપ્તલાનો ઉલ્લેખ કર્યો છે. ગ્રહણીના 'क्षारघृत' માં સપ્તલા છે ( चि. १९-१६९ ). વિરેચન દ્રવ્યોની ગણત્રીમાં છે (वि. ८-१५८).

સુશ્રુતમાં પણ ઘણી જગોએ સાતલા યોજાયલી છે; શ્યામાદિગણમાં છે. સપ્તલાનો સ્વરસ ઉભયતોભાગહર છે. મૂલ અધોભાગહર છે. સુંઘવાથી પણ મૃદુ-કોષ્ઠવાળાને રેચ લાગી જવાનો સંભવ છે (સૂ. ૪૪—૮૩). સ્નેહમાં તેની ગણત્રી છે.

ડલ્હણ સપ્તલા અને શંખિનીને એકજ ગણતા જણાય છે; सप्तला यव-तिक्ताभेदः, शंखिन्यपि तद्भेदः। (चि ३१-५). सप्तला यवतिक्ता (चि. १०-१२). જેજ્જટ પણ સપ્તલાને 'યવતિક્તાભેદ' માને છે એમ ડલ્હણે જણાવેલું છે. છતાં પણ ડલ્હણ પોતે સપ્તલાને 'सेहुण्डभेद' માને છે એમ ચારપાંચ જગો ઉપર તે જણાવે છે. એક જગોએ તો 'सप्तला सेहुण्डः' આમ સ્પષ્ટ કહે છે. બીજાનો મત દર્શાવતાં 'अपरे श्रीफलिकामाहुः (सू. ३९-५) એમ જણાવે છે. અમરકોષનો ટીકાકાર ભાનુજી દીક્ષિત પણ સપ્તલાને 'સેહુણ્ડભેદ' તરિકે ઓળખાવે છે.

सेहुण्ड એટલે તો થોર. એમાં વાદ જેવું કંઈજ નથી. પણ સપ્તલા માટે કેવો થોર લેવો તે વિચારવાનું છે. ઉભયતોભાગહર હોવાથી તે થોરની જાત છે એમ મનમાં ઠસે છે પણ ખરૂં. જ્યાંસુધી સાતલાનો પત્તો વિદ્વાનો ન લગાડે ત્યાં સુધી પ્રતિનિધિ તરીકે થોરજ વાપરવો એ ઇષ્ટ છે. થોરના ભેદો અનેક છે.

भूरिफेना શબ્દથી અરિઠાં અથવા ચીકાખાઇ તરફ આપણું ધ્યાન ખેંચાય છે. અરિઠાં વામક છે-વિરેચક પણ છે. વળી विमला ( विगतो मलो यया ) પણ

અરીઠાં અને ચીકાખાઇનો દ્યોતક છે. चर्मसाह्वा નો શો અર્થ હશે ? રાજનિઘં-ટુકાર સાતલાનાં ૧૩ નામો ગણાવતાં 'सुवर्णपुष्पी चम्रष्ना ' આમ જણાવે છે. આ બે વિશેષણો ઓછેવત્તે અંશે થોરને વધારે લાગુ પડે છે.

વિદ્વાનો નક્કી ન કરે ત્યાં સુધી ચીકાખાઇ અથવા થૅાર વાપરવાં ઇષ્ટ છે.

ઉલ્લેખ–ફ. નિ. પા. ૧૧૪; Indi. Medi. Plants 507; N. p. 104.

## ૧૪૫ કાળીયો સરસ.

### N. O. Leguminosæ.

નામો—शिरीषः; मृदुपुष्पः ( સંસ્કૃત ): કાળીયો સરસ, કાળીયો કુંસિકીઓ ( ગુજરાતી ); શિરીષ, કાળા શિરસ ( મરાઠી ); શિરીસ, કાલશિષ ( હિંદી ); શિરીષ ( બંગાલી ); મહરિ ( સિંધી ); Albizzia Lebbek—આલ્બીઝીયા લૅબ્બૅક ( લેટીન ).

ગુણાઃ— शिरीषः कटुकःशीतो विषवातहरः परः ।
पामास्त्रकुष्ठकंडूतिस्वग्दोषस्य विनाशनः ॥

॥ रा० नि. ॥

तिक्तोष्णो विषहा वर्ण्यः त्रिदोषशमनो लघुः ।
शिरीषः कुष्ठकण्डूघ्नः त्वग्दोषश्वासकासहा ॥

॥ ध० नि. ॥

शिरीषो मधुरोऽनुष्णः तिक्तश्च तुवरो लघुः ।
दोषशोथविसर्पघ्नः कासव्रणविषापहः ॥

॥ भा० प्र० ॥

शिरीषः विषघ्नानाम् ॥ चरकः, सू. २५.

चरक— १ कुष्ठे–शैरिषीं त्वचं....पिष्ट्वा चतुर्विधः कुष्ठनुलेपः । चि अ. ७

२ कफजे विसर्पे–....शिरीषकुसुमानि च ।....पृथगालेपनं दद्याद्वंद्वशः सर्वशोऽपि वा ॥ प्रदेहाः सर्व एवैते देयाः स्वल्पघृताप्लुताः ॥ चि. अ. ११.

३ कफपित्तानुगे श्वासे—शिरीषपुष्पस्वरसः सप्तपर्णस्य वा पुनः । पिप्पलीमधुसंयुक्तः कफपित्तानुगे मतः ॥ चि. २१—१११

४ सर्पविषे—रसे शिरीषपुष्पस्य सप्ताहं मरिचं सितम् । भावितं सर्पदष्टानां नस्यपानाञ्जने हितम् ॥ चि. २९–१९१

सुश्रुत— ५ सूर्यावर्तार्धावभेदकयोः नस्यार्थम्—तथार्धभेदके व्याधौ प्राप्तमन्यच्च यद्भवेत्। शिरीषमूलकफलैः अवपीडोऽनयोः हितः ॥ उ. २६—३२

६ कृमिनाशार्थम्—ततः शिरीषकिणिहीरसं क्षौद्रयुतं पिबेत् ॥ उ. ५४–२४

७ मूषिकविषे—क्षौद्रोपेताः शिरीषस्य लिह्यात् सारफलत्वचः ॥ क. ७–२०

८ दन्तकाष्ठगते विषे—शिरीषमाषका वापि सक्षौद्राः प्रतिसारणम् ॥ क. १–५०

९ सर्पविषे—समूलपुष्पाङ्कुरवल्कबीजात् । क्वाथः शिरीषात् त्रिकटुप्रगाढः ॥ सलावणः क्षौद्रयुतोऽथ पीतः । विशेषतः कीटविषं निहन्ति ॥ क. ५–८१

शोढल— १० नवनेत्रकोपे—ताम्बूलशिग्रुकरवीरशिरीषदन्ती.... । प्रत्येकशो मधुयुतः स्वरसोऽञ्जनेन, कोपं नवं नयनयोः सहसैव हन्ति ॥

વર્ણન—આ ઝાડ ઘણેખરે ઠેકાણે થાય છે. એના ફુલની સુકુમારતા કાવ્યપ્રસિદ્ધ છે. શીંગો જયારે પાકી જાય છે ત્યારે પવનથી હાલે છે એટલે મર્મરધ્વનિ સાંભળવાની મઝા આવે છે. આની ઘણી જાતો છે. વિવિધ રંગનાં ફુલ પણ આવે છે. કેટલાકમાં સફેદ, કેટલાકમાં પીળાં, કેટલાકમાં લાલ—આવી રીતે શીંગોમાં પણ ભેદ માલમ પડે છે. બ્રેન્ડીસે Albizzia જીનસની ૧૪ જાતો નોંધેલી છે.

વૈદ્યકમાં અંબુશિરીષ અને કંટકી શિરીષ—એવા બે ભેદો જોવામાં આવે છે, પણ તે મહત્વના જણાતા નથી.

## વૈદ્યકમાં શિરીષનો ઉપયોગ.

ચરક— ૧ કુષ્ઠમાં—શિરીષની છાલને વાટીને કુષ્ઠ ઉપર લેપ કરવો.

૨ કફજન્ય રતવામાં—શિરીષના ફુલના ચૂર્ણને ઘીનું સ્હેજ મોવણ દઈ, પાણીમાં વાટી ચોપડવાં. ચિ. ૧૧.

૩ આમમાં—શિરીષના ફુલનો સ્વરસ, પીપર અને મધ નાખીને પીવો. ચિ. ૨૧–૧૧૧.

૪ સાપના ઝેરમાં—શિરીષના ફુલના રસમાં સાત દિવસ સુધી સફેદ મરીના ચૂર્ણને ભાવના આપવી. આ મરી નસ્ય, પાન અને અંજન માટે સાપે કરડેલા માણસને આપવાં. ચિ. ૨૫–૧૯૧.

સુશ્રુત— ૫ આધાશીશીમાં—શિરીષના મૂળ અને ફળનો રસ નાકમાં નાખવો. ઉ. ૨૬–૩૨.

૬ કૃમિનાશ માટે—શિરીષ અને અઘેડાના રસ મધ સાથે પીવાથી કૃમિ મરે છે. ઉ. ૫૪–૨૪.

૭ ઉંદરના ઝેરમાં—શિરીષનો સાર, ફલ, છાલ વિગેરેનું ચૂર્ણ મધ સાથે ખાધા કરવું. ક. ૭–૨૦.

૮ દાતણમાં ઝેર આપ્યું હોય તો—શિરીષનાં બીજ મધ સાથે દાંતે ઘસવાં ક. ૧–૫૦.

૯ સાપના ઝેરમાં—શિરીષનાં પાંચેય અંગો ( ફલ, પુલ, પાન, મૂળ અને છાલ )નો કવાથ ત્રિકટુ, સિંધાલુણ અને મધ નાખીને પીવાથી ગમે તેવું સર્પવિષ ઉતરી જાય છે. ક. ૬–૮૧.

શોઢલ— ૧૦ નવી આંખ દુખવા આવી હોય તો—શિરીષનાં પાનનો રસ મધ નાખીને આંખમાં આંજવો.

वक्तव्य—ચરકે વિષઘ્ન અને વેદનાસ્થાપન દશેમાનિમાં શિરીષનો ઉલ્લેખ કરેલો છે; કષાય સ્કંધમાં ગણાવ્યો છે. શિરોવિરેચન તરિકે બીજ ગણાવ્યાં છે. સાર આસવની ગણત્રીમાં તે છે. દર્દુરવિષમાં "शिरषिस्य फलं पिष्टं स्नुहीक्षीरेण दार्दुरे એવો પ્રયોગ છે. વિષમાં—" विषं शिरीषस्तु ससिन्धुवारः " એ પ્રયોગમાં શિરીષનો વિષઘ્ન ગુણ સ્પષ્ટ છે. ચરકના વિષાધ્યાયમાં અનેક જગોએ શિરીષનો ઉલ્લેખ કરેલો છે.

સુશ્રુતે સાલસારાદિગણમાં શિરીષનો ઉલ્લેખ કરેલો છે. 'अर्कशेलुशिरीषाणामासवास्तु विषार्त्तिषु' (સૂ. ૪૬–૪૨૦) અર્થાત્ વિષમાં શિરીષ આસવ ઉપયોગી ગણાવેલો છે. આંખનાં ઘણાં અંજનોમાં અને બીજા પ્રયોગોમાં બીજ અને રસનો ઉલ્લેખ મળી આવે છે. મૂઢગર્ભચિકિત્સામાં "पाययेदासवं नक्तं अरिष्टं वा सुसंस्कृतम्। शिरीषककुभाभ्यां च तोयमाचमने हितम्॥ ( चि. १५–२३ ) પ્રયોગ

ધ્યાન ખેંચે છે. અર્શમાં શિરીષફલ બીજાં દ્રવ્યો સાથે લેપ માટે યોજેલાં છે. શિરોવિરેચન તરિકે સાર અને ફલ બન્નેનો ઉલ્લેખ નજરે ચઢે છે. અમરસિંહે શિરીષનાં નામ कपीतन અને भण्डिल આપેલાં છે.

**નોંધ**—સ્વ. તિલકચંદ તારાચંદ વૈદ્ય પોતાનો અનુભવ નીચે પ્રમાણે રજુ કરે છે–" ....આ ઝાડ માણસને માટે અતિ ઉપયોગી છે. એ ઝાડના થડમાં એક ગજનો ખાડો ખોદીએ એટલે પોચી રૂ જેવી છાલ આવે છે. તે પોચી છાલને લઇ, વાટી, વસ્ત્રગાળ ચૂર્ણ કરી રાખવી. કોઇને વાગ્યું હોય, માથું ફુટયું હોય, કપાઈ ગયું હોય, જેથી લોહી નીકળતું હોય, તો આ ચૂર્ણ દાબી દેવાથી લોહી નીકળતું બંધ થાય છે અને તે એક જ પાટે રૂઝાઈ જાય છે. જો એનાં બીજનો હાર કરી પહેર્યો હોય તો નાનાં છોકરાંને દાંત આવતાં જે પીડા થાય છે તે થતી નથી. એનાં પાન ગમે તે જાતની ગાંઠ થઇ હોય અથવા ગાંઠ થવાનો સંભવ હોય અને દરદ ભીતર દેખાતું હોય તો એ પાતરાંને છુંદીને ગરમ કરી બાંધીએ અને ટાઢાં પડી ગયા પછી બદલીએ. એવી રીતે સવારસાંજ બબ્બે કલાક એ પાતરાંનો શેક ચાલુ રાખીએ તો તે ગાંઠને ભીતરથી પકાવી, ઉપર ખેંચી લાવી, ફાડી નાખે છે. કોઇ પણ ગાંઠને એ પેટમાં ઉતરી જવા દેતી નથી. એનાં પાતરાંને બાળી, રાખ કરી ઘી અગર તેલમાં મેળવી ચોપડવાથી ટાંકી ( સીફીલીસ ) જેવા ઝેરી ચાંદાને તાકીદથી રૂઝાવે છે. એનાં પાતરાંનો પાણી મુકીને કાઢેલો રસ, જરા સાકર મેળવીને પીવાથી, બગલ, મુખ અને પેસાબને માર્ગે જતી ધાત બંધ થાય છે."

આ. નિ. માળા. ભા. ૨. પા. ૯૯૯.

દશાંગલેપમાં શિરીષ આવે છે અને તેથી આ અનુભવને ટેકો મળે છે.

**Actions and Uses**—The seeds are astringent, tonic and used in diarrhœa and in seminal debility. Leaves are used as poultices over boils, skin eruptions and swelling. The powdered bark is used as anjana in eye-diseases. A decoction of the bark is used as a gargle in sore-mouth. Internally it is a tonic and alterative. R. N. Khory. II p 188.

**ભાવાર્થ**—શિરીષનાં બીજ ગ્રાહી અને બલપ્રદ છે. અજીર્ણાતિસાર અને ધાતુદૌર્બલ્યમાં તે વપરાય છે. ગડગુંબડ ઉપર, ચામડી ઉપર ફોલ્લા હોય તેમાં અને સોજા ઉપર પાનની પોટીસ ઉપયોગી છે. છાલનું બારીક ચૂર્ણ આંખનાં દરદોમાં અંજન તરિકે વપરાય છે. છાલનો ક્વાથ ગળામાં ચાંદી પડી હોય તો કોગળા કરવા કામ આવે છે. છાલ ખાવામાં બલપ્રદ અને રસાયન છે.

ખોરી. ભા. ૨–૧૮૮.

**નવ્યમત**—" મખજન–અલ–અદ્વિયા 'નો કર્ત્તા જણાવે છે કે પાનનો રસ રતાંધળાપણામાં આંખમાં આંજવા કામ આવે છે, એ સાથે તેના પાનનો કવાથ પીવા માટે આપવો. દાંતનાં પેઢાં મજબુત કરવા માટે છાલનો કવાથ ઉપયોગી છે. છાલનું સૂક્ષ્મ ચૂર્ણ ૧ માસો અને ગાયનું ઘી તો. ૩ થી ૪ હમેશાં લેવાથી ઉત્તમ બલપ્રદ છે. ફુલ ધાતુનું બંધન કરનાર મનાય છે. બીજનું ચૂર્ણ એક ડ્રામ, ૨ ડ્રામ સાકર અને એક પ્યાલો ગરમ દુધ સાથે લેવાથી ધાતુપુષ્ટિ માટે સારી અસર કરે છે. ગળા ઉપર જે ગાંઠો નીકળે છે તે ઉપર બીજનો લેપ ઉપયોગી છે." ડીમક. વૉ. ૧. પા. ૫૬૨.

આનાં બીજ આંખના રોગોમાં વપરાતાં અંજનમાં પડે છે. ( સ્ટુઅર્ટ ) આ બીજમાંથી નીકળતું તેલ રગતપિત્ત ( leprosy )માં ઉપયોગી મનાય છે. આંખની વેદનામાં છાલ બહાર લગાવાય છે. ( બેડન ). છાલ અને બીજ ગ્રાહી છે; અર્શ, અતિસાર વિગેરેમાં અપાય છે. ફુલ ઠંડાં મનાય છે અને ગડગુંબડ ઉપર તેમજ સોજા ઉપર ચોપડાય છે. પાંદડાં ઑપ્થેલ્મીયા ઉપર સારાં છે. ( પંજાબ પ્રૉડકટ્સ )

બીજનું ચૂર્ણ કંઠમાળની ગાંઠોમાં અપાય છે ( scrofulous enlargements of the glands ). આ બીજને પાણીમાં વાટીને બહાર ચોપડવાં પણ હિતકર છે. ( આસી. સર્જન. ગુલામ નબી ).

છાલનું ચૂર્ણ દાંતનાં પેઢું મજબુત કરે છે. ( મુડલીઆર ).

" શિરીષબીજનું irritation જબ્બર થાય છે. એક બાઈને આ બીજ વાપરવા આપેલાં અને તેને લીધે એકદમ યોનિ તેમજ ગળામાં સોજો થઈ આવ્યો હતો. બાઇને Vaginismનો રોગ હતો, પણ આ અસર બીજની જ હતી. આ બીજ અમથાં ખાવાથી પણ irritation જેવું થઇ આવે છે. શાસ્ત્રોમાં બીજને પૌષ્ટિક માનેલાં છે. કાગીયા સરસનાં બીજના આ ગુણો છે. શિરીષની બીજી જાત જે રાજકોટ વૉટસન મ્યુઝીયમના બાગમાં છે તેની શીંગો ખાવામાં સ્વાદિષ્ટ અને પૌષ્ટિક છે. તેનાં બીજમાં આવો ગુણ નથી."

રા. અમૃતલાલ પ્રાણુશંકર પટ્ટણી. પાટણ.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૩૨૩; રૂ. નિ. પા. ૪૩૪; N. p. 104; Watt I p. 156; Brandis p. 271; Indi. Medi. Plants p. 509.

## ૧૪૬ વિદારીકંદ.

**N. O. Leguminosæ.**

**નામો**—विदारीकंदः, कंदपलाशः (સંસ્કૃત); ફગીયો, ફગડાનો વેલો (કાઠિયાવાડ); ખાખર વેલ, વિહારી, વિદારીકંદ (ગુજરાત); વેંદરિચાવેલ, વીંદરિ (મરાઠી); બીદાર, વેલાઇકંદ, પાતાલકંદ (હિંદી); ભૂમિકુષ્માંડ, ભુંઇ કુમ્હડો (બંગાલી); Pueraria tuberosa–પ્યુઇરેરીયા ટયુબરોસા (લેટીન).

(૨) क्षीरविदारी (સંસ્કૃત); ભોંયકોળું (ગુજરાતી. મરાઠી); Ipomœa digitata (લેટીન). N. O. Convolvulaceæ.

परिचय— विदारी विदारीकन्दः स द्विविधः एको दीर्घकाण्डो बहुक्षीरः क्षीरविदारी व्यवह्रियते । अन्यो हस्तिपादकोऽल्पक्षीरः ॥ ( चरकटीकायाम् चक्रपाणिः )

गुणाः— विदारी शिशिरा स्वादुः गुरुः स्निग्धा समीरजित् ।
पित्तास्रजित् तथा बल्या वृष्या चैव प्रकीर्तिता ॥
विदारीकन्दो बल्यश्च वातपित्तहरश्च सः ।
मधुरो बृंहणो बल्यः शीतस्पर्शोऽतिमूत्रकः ॥
स्तन्यदोषस्य हरणी गूढविषनिषूदनी ॥

॥ ध. नि. ॥

विदारी मधुरा शीता गुरुः स्निग्धाऽस्रपित्तजित् ।
ज्ञेया च कफकृत् पुष्टिबलवीर्यविवर्द्धनी ॥
ज्ञेया क्षीरविदारी च मधुराम्ला कषायका ।
तिक्ता च पित्तशूलघ्नी मूत्रमेहामयापहा ॥
क्षीरकन्दो द्विधा प्रोक्तो विनालस्तु सनालकः ।
विनालो रोगहर्ता स्यात् वयःस्तम्भी सनालकः ॥

॥ रा. नि. ॥

....सा स्निग्धा मधुरा हिमा । गुर्वी बलासजननी पुष्टिदा वीर्यवर्द्धिनी । रक्तपित्तभ्रमश्रान्तितृष्णामूर्च्छापनोदिनी । वातपित्तप्रशमनी बल्या वृष्या रसायनी ॥ ॥ भा. प्र. ॥

विदारी वातपित्तघ्नी वृष्या बल्या रसायनी ॥

॥ रा. व. ॥

चरक— १ विसर्पे–शतावर्या विदार्याश्च कन्दौ धौतघृताप्लुतौ ।
चि. अ. ११.

२ मूत्रस्यवैवर्ण्ये कृच्छ्रे च–विदारीभिः तथा श्रुतम् । घृतं पयश्च मूत्रस्य वैवर्ण्ये कृच्छ्र एव च ॥ चि. २२.

सुश्रुत— ३ वाजीकरणार्थम्–चूर्णं विदार्याः सुकृतं स्वरसेनैव भावितम् । सर्पिर्मधुयुतं लीढ्वा दशस्त्रीरधिगच्छति ॥ चि. अ. २६

चक्रदत्त— ४ विषमज्वरे–पयस्तैलं घृतञ्चैव विदारीक्षुरसं मधु । संमूच्छर्य पाययेदेतत् विषमज्वरनाशनम् ॥

५ पित्तशूले–धात्र्या रसं विदार्या वा.... । पिबेत् सशर्करं सद्यः पित्तशूलनिषूदनम् ॥

६ स्तन्यवर्धनार्थम्–विदारीकन्दं सुरया पिबेत् वा स्तन्यवर्द्धनम् ॥

**વર્ણન**—વિદારીકંદના વેલા બહુ મજબુત અને ૨૦ થી ૪૦ કે એથીયે વધારે લાંબા હોય છે. તેનાં પાન ખાખરાનાં પાનની પેઠે ત્રણ ત્રણ ભેળાં હોય છે. તે શિયાળે ખરી જાય છે. પાન આંતરે આવેલાં હોય છે. ઉન્હાળે પાન નવાં આવે છે. પાનની ડીંટડી ૬ થી ૧૦ ઇંચ લાંબી હોય છે. બાજુનાં બે પાન ૬ થી ૯ ઇંચ લાંબાં, ને ૫ થી ૬ ઇંચિ પહોળાં હોય છે. વચલું પાન ૬ થી ૧૦ ઇંચ લાંબું અને ૫ થી ૮ ઇંચ પહોળું હોય છે. બાજુનાં બન્ને પાનની કોર સરખી હોય છે. બધાં પાન ઉપર ધોળા વાળની ખરસટ રૂંછાળ હોય છે. શિઆળે વેલામાં લાંબી લટ ઉપર ફીક્કા આસમાની રંગનાં ચોળાના ફુલ જેવાં સહેજ મધુરી વાસવાળાં પતંગીયાના આકારનાં નાનાં ફુલો આવે છે. શીંગ ( ફલ ) ૧ થી ૩ ઇંચ લાંબી અને સ્હેજ પહોળી–કવચની શીંગ જેવી હોય છે. તેમાં ૨ થી ૬ બાજ હોય છે.

મૂળના ફાંટા જમીનમાં લાંબા અને ઉંડા બેઠેલા હોય છે. તેમાં મોટા કંદ કે ગાંઠો થાય છે. મૂળને ફાંટે એકાદ ગાંઠ કે કંદ જામી ફાંટો આગળ વધે છે અને વળી તેમાં બીજો કંદ બેસે છે. એવી રીતે ફાંટો આગળ વધતો જાય છે. કોઈવાર આવા ૫ થી ૧૦ કે વખતે તેથી પણ વધારે કંદો થાય છે. કંદ સુરણની ચાકી જેવો ગોળ અથવા લંબગોળ હોય છે; કાપતાં સફેદ અને રસભર્યો ( પાણી ખૂબ નીકળે છે ) હોય છે. તાજા કંદને કાપતાં સ્હેજ ધોળો પ્રવાહી રસ ઝરે છે, જે થોડી વારમાં જરા ચીકણો થઇ જામી જાય છે. કંદના નાના કકડા કરીને, સુકવીને રાખી મૂકવાથી બગડતા નથી. કંદમાંથી પાણી બહુ જ નીકળે છે.

અંબાજીના પહાડમાં વિદારીકંદ બહુ જ વેચાતા મળે છે. એક કંદ વખતે ૧ મણ જેટલો મોટો થાય છે. ડુંગરામાં જ થાય છે.

### વૈદ્યકમાં વિદારીકંદનો ઉપયોગ.

ચરક— ૧ રતવામાં–વિદારીકંદના ચૂર્ણને ધોએલા ઘી સાથે વાટીને રતવા ઉપર ચોપડાય છે. ચિ. ૧૧.

૨ મૂત્રકૃચ્છ્ર અને મૂત્રવૈવર્ણ્યમાં–વિદારીકંદથી પકાવી લીધેલું દુધ અથવા તેનાથી સિદ્ધ કરી લીધેલું ઘી ઉપયોગી છે. ચિ. ૨૨.

સુશ્રુત— ૩ વાજીકરણ તરિકે–વિદારીકંદના ચૂર્ણને વિદારીકંદમાંથી જે પુષ્કળ રસ નીકળે છે તેની જ ૨૧ ભાવનાઓ આપવી. આ ચૂર્ણ મધ અને ઘી સાથે ચાટવાથી માણસમાં એટલી શક્તિ આવે છે કે એક જ રાત્રે તે ૧૦ સ્ત્રીઓ સાથે સંભોગ કરી શકે છે. ચિ. ૨૬.

ચક્રદત્ત— ૪ વિષમજ્વરમાં–વિદારીનો અને શેરડીનો સ્વરસ મધ, દુધ, તેલ, ઘી વિગેરે સાથે પીવાથી વિષમજ્વરઘ્ન છે.

૫ પિત્તશૂલમાં–વિદારીનો સ્વરસ સાકર નાખીને પી જવાથી તુરત જ પિત્તશૂલ મટે છે.

૬ ધાવણ વધારવા માટે–વિદારીકંદનું ચૂર્ણ દારૂ સાથે આપવું.

વક્તવ્ય—ચરકે વિદારીને કંઠય અને સ્નેહોપગ દશેમાનિમાં ગણાવ્યું છે. વિદારીકંદના ગુણ શાકવર્ગમાં વર્ણવેલા છે ( સૂ. ૩–૧૯ ). રાજ્યક્ષ્મામાં ઉત્સાહન તરિકે બીજાં દ્રવ્યો સાથે તે યોજાયલું છે.મૂત્રકૃચ્છ્ર અને અશ્મરીના અધ્યાયમાં વિદારી યોજાયલું છે, એજ એની મૂત્રલ અસર બતાવવા માટે બસ છે. વિમાનસ્થાનના મધુરસ્કંધમાં 'विदारी, क्षीरविदारी, क्षीरशुक्ला' ત્રણેનો ઉલ્લેખ છે. ચક્રપાણિદત્ત क्षीरशु ाने त्रिवृत् કહીને પતાવે છે. ડલ્હણ क्षीरशुक्लाने क्षीरविदारी કહે છે ( સૂ અ ૧૬ ). ક્ષીરવિદારીને ડલ્હણ " दीर्घकन्दा भृशं मधुरा " ( चि. ५–७ ) કહે છે.

સુશ્રુતના મત પ્રમાણે 'ક્ષીરશુક્લા' વ્રણરોપણ છે. ( જુઓ વિદ્રધિ-ચિકિત્સા અને ભગ્નચિકિત્સામાં ક્ષીરશુક્લાનો ઉલ્લેખ. ) સુશ્રુતમાં જ્યાં જ્યાં 'ક્ષીરશુક્લા'નો ઉલ્લેખ છે ત્યાં ત્યાં ડલ્હણે ક્ષીરવિદારી અર્થ જ કરેલો છે સુશ્રુતે વિદારીકંદને અતિ મૂત્રલ કહેલો છે ( સૂ. ૪૬–૩૦૦ ). પિત્તસંશમન વર્ગમાં છે; મધુરવર્ગમાં ફક્ત 'વિદારી'નો જ ઉલ્લેખ છે. અત્યંત મધુર એવી ક્ષીરવિદારીનો ઉલ્લેખ કેમ નહિ કર્યો હોય ? વિરેચન-દ્રવ્યવિકલ્પવિજ્ઞાનીય અધ્યાયમાં सिताजगन्धात्वक्क्षीरीविदारीत्रिवृतः समाः। सिद्धान्मधु-

घृताभ्याम् तु तृड्दाहज्वरशान्तये ॥ આ યોગ છે. ડલ્હણે અહિં આગળ વિદારીને ' बिडालि ' કહેલી છે. મરાઠીમાં અદ્યાપિ આ નામ પ્રચલિત જણાય છે. વિદારીગંધાદિગણમાં વિદારી છે. અહિં આગળ ડલ્હણે પરિચય કરાવ્યો છે તે જુઓ—
विदारी विदारीकन्दः कोहलाकारो लोहितकुसुमः, स च द्विविधः दीर्घकन्दो बहुक्षीरः हस्तिपादको महाल्पक्षीर इति ॥

ધ० નિઘંટુકારે ક્ષીરવિદારીનો ઉલ્લેખ નથી કર્યો. રાજનિઘંટુકારે ' વિનાલ ' અને ' સનાલ ' એવા બે ભેદોમાં ક્ષીરવિદારીનો ઉલ્લેખ કરેલો છે. સનાલ અને વિનાલ ક્ષીરવિદારી અત્યારે આપણને અપરિચિત છે—કદાપિ પરિચિત થશે કે નહિ તે પણ શંકા છે. ભાવપ્રકાશમાં ક્ષીરવિદારીનો ઉલ્લેખ જ નથી. રાજવલ્લભમાં પણ ક્ષીરવિદારીનો ઉલ્લેખ નથી. ભાવમિશ્રે વારાહીકંદને જ વિદારીકંદ તરિકે ભેગો વર્ણવ્યો છે; છતાં વારાહીકંદનો નોખો ઉલ્લેખ કંદશાકમાં કરેલો છે. જીવનીય ગણની પ્રતિનિધિમાં વારાહી અને વિદારી બન્નેનો નોખો ઉલ્લેખ છે.

' ક્ષીરકન્દા ' અને ' ક્ષીરશુકલા ' આ પર્યાયો વારાહીકંદના પણ કેટલાક ગણાવે છે. અમરકોષમાં **વિદારી** અને **ક્ષીરવિદારી**નો નોખો નોખો ફોડ છે. વિદારી માટે " विदारी क्षीरशुक्ला इक्षुगंधा क्रोष्ट्री च या सिता " અને ક્ષીરવિદારી માટે ' महाश्वेता અને ऋष्यगंधिका '—નામો છે. ભાનુજી દીક્ષિત વિદારીને ' कृष्णभूकुष्माण्ड ' અને ક્ષીરવિદારીને ' शुक्लभूकुष्माण्ड ' ગણાવે છે.

ત્યારે ક્ષીરવિદારી કોને કહેવી ? અત્યારે ફગીઆના જે સુરણ જેવા કંદ આવે છે તે ' કૃષ્ણભૂકુષ્માંડ ' કહેવાય ? ' શુકલભૂકુષ્માંડ ' કોને કહેવું ? ફગીયાના કંદમાં થોડુંક જ ' ક્ષીર ' કાપતાં જણાય છે. પ્રભૂતક્ષીરા, શુકલકંદા, ક્ષીરવિદારી એટલે ભોંયકોળું—Ipomœa digitata. ૫ થી ૭ ખુણાવાળાં આંગળી જેવા આકારનાં પાન થાય છે. ખૂબ રસ નીકળે છે. આ હશે ?

બ્રાન્ડીસમાં ફગીઆની પાંચ જાતો આપેલી છે. ' વનસ્પતિશાસ્ત્ર 'માં રૂંછાળો ફગીઓ, મખમલી ફગીઓ વિગેરે જાતોનો ઉલ્લેખ છે.

**Actions & Uses**—Tonic, alterative, largely used in several restorative aphrodisiac and demulcent preparations. It checks menstrual discharges. As a lactagogue given with urine, it promotes the secretion of milk in women after delivery. The confection is recommended for emaciated children suffering from debility, diarrhœa and want of digestion.

R. N. Khory II p. 419.

**ભાવાર્થ**—વિદારીકંદ બલ્ય અને રસાયન છે. પોષક, વૃષ્ય અને સ્નિગ્ધ હોવાથી ખંડ, મોદકાદિ બનાવટોમાં છુટથી તે વપરાય છે. પુષ્કળ લોહી વહેતું

હોય અને વિદારીકંદનું ચૂર્ણ ખાવામાં આવે તો રક્તસ્રાવ તુરત જ બંધ થઇ જાય છે. મધ-દારૂ-ની સાથે સેવન કરવાથી પ્રસૂતાને ધાવણ છૂટથી આવે છે. જે બચ્ચાં નબળાઇ, ઝાડા અને પોષણના અભાવથી રોગમાં સપડાયલાં હોય તેને વિદારીકંદ ( પાક કે લાડુ વિગેરેમાં ) ખવડાવે છે.

બોરી. ભા. ૨. પા. ૪૧૯.

ઉલ્લેખ—વ. શા. પા. ૨૪૫; રૂ. નિ. પા. ૬૭; N. p. 88; Watt VI part I p. 363; Indi. Medi. Plants p. 445.

---

## ૧૪૭ સંધેસરો.

### N. O. Leguminosæ.

**નામો**—सिद्धेश्वरः, सिद्धनाथः, कृष्णचूडा ( સંસ્કૃત ); સંધેસરો ( ગુજરાત ); સીધસરો, સીધસરી ( કાઠિયાવાડ ); સંધેસરા ( મરાઠી ); કૃષ્ણચૂડા ( બંગાલી ); તિસિત્તિ મંદારૂ ( મલબારકાંઠો ); Poinciana elata–પોઇન્સીયાના ઇલેટા ( લેટીન ).

**गुणाः**— सिद्धेश्वरो हिमः स्निग्धः ग्रंथिनाडीव्रणाप ः ।
वातव्याधिहरश्चैव त्रिदोषामयनाशनः ॥

॥ नि॰ सं॰ ॥

ગુણ—સંધેસરો ઠંડો, સ્નિગ્ધ, ગાંઠ, નાડીવ્રણ વિગેરેને હરનારો છે; વાયુનો નાશ કરનાર છે. ત્રિદોષને મટાડે છે. ( નિઘંટસંગ્રહમાં )

સંધેસરો ઉપલેપક, ગ્રાહી, રોપક તથા વિષ અને શોથ હરનાર છે.

જયકૃષ્ણભાઇ.

ઉપયોગ—" મૂળ વિંછીના ડંખ ઉપર પાણીમાં ઘસીને ચોપડવામાં આવે છે. પાંદડાંને વાટી માથાની ઉંદરી ઉપર ચોપડવાથી ફાયદો થાય છે. પાનની લેપડી ગડગુંબડાં ઉપર બાંધવામાં આવે છે. મરકીની ગાંઠ ઉપર ઘણા લોકો પાન વાટીને બાંધે છે અને તેથી ગાંઠ ઉપર ચઢી આવે છે. રતવા અને હરસ ઉપર પણ પાનને દુધમાં વાટી તેનો લેપ કરવામાં આવે છે. સ્ત્રીપ્રદર ઉપર સીધસરાનાં પાન વાટીને સાકર સાથે પાય છે. વાયે ઝલાણો હોય તો એનાં પાન વાટીને પાય છે. એનાં પાન ત્રિદોષને ટાળે છે. જખમ ઉપર સંધેસરાનાં પાન ખેડુત તથા રબારી લોકો ચાવીને બાંધી દે છે અને તેથી વ્રણ રૂઝાઇ જાય છે. સંધેસરાના ફુલનાં વરાળીયાં પેસાબ ન છુટતો હોય તો પેડુ ઉપર બાંધવાથી પેસાબ છુટે છે. આનું લાકડું બહુ જ પોચું હોય છે. "

( વનસ્પતિશાસ્ત્ર પા. ૨૬૭ )

वक्तव्य—'वनौषधिदर्पण' नामना बंगाली निघंटुमां संधेसरानुं संस्कृत नाम–बंगाली नाम जे छे ते ज ( कृष्णचूडा ) राख्युं छे. प्राचीन ग्रंथोमां आनो उल्लेख नथी.

आ झाड परदेशी अथवा परदेशनुं वतनी नथी पण अहिंनुं ज छे ए रा. सु. जयकृष्णभाईए नक्की करेलुं छे. ( जुओ Indian Forester. Jan. 1900 )

**Actions and Uses**—Antispasmodic, uterine-sedative, and laxative; given in amenorrhœa, colic, tympanitis &c.

Khory II p. 223.

All parts of the Plant are said to be emmenagogue and purgative, but there appear to be no record of any exact observations upon this point. Dymock Vol. I p. 506.

**ભાવાર્થ**—સંધેસરો આક્ષેપહર, ગર્ભાશય–અવસાદકારી, અને મૃદુરેચક છે. આ અલ્પાર્ત્તવ, શૂલ, ઉદરાધ્માન વિગેરેમાં ઉપયોગી છે.

ખોરી. ભા. ૨. પા. ૨૨૩.

સંધેસરનાં દરેક અંગ આર્તવ સારી રીતે લાવનાર છે અને રેચક છે; પણ આ વિષે હજુ ભરોસાદાર પુરાવો મળ્યો નથી. ડીમક વૉ. ૧. પા. ૫૦૬.

ઉલ્લેખ—વ. શા. પા. ૨૬૬; રૂ. નિ. પા. ૪૭૯; N. p. 96; Watt. VI part I p.309.

---

## ૧૪૮ તણછ.

### N. O. Leguminosæ.

**નામો**—तिनिशः, नेमिः, रथद्रुः, स्यन्दनद्रुमः, वञ्जुलः, चित्रकृत् ( સંસ્કૃત ); તણછ ( ગુજરાતી ); તિવસ્, સ્યંદન ( મરાઠી ); તિરિચ્છ ( હિંદી ); જારૂલ-ગાછ, સાદનગાછ ( બંગાલી ); Ougeinia dalbergioides ( લેટીન ).

નિરુ.— तिनिशः–अतिशयेन नेशति। 'णिश समाधौ'॥ यद्वा अतिक्रान्तो निशाः इति तिनिशः॥

रथद्रुः—रथोपयोगित्वात् रथद्रुः॥

अतिमुक्तो–विस्तीर्णत्वात्॥

वञ्जुलः–वन्यते अर्थ्यते वंजुलः॥

[illegible]–लघुत्वेऽपि दार्ढ्यदैर्घ्याभ्यामाश्चर्यकारी॥

गुणाः— तिनिशः श्लेष्मपित्तास्रमेदकुष्ठप्रमेहजित् ।
तुवरः श्वित्रदाहघ्नो व्रणपांडुकृमिप्रणुत् ॥
॥ भा. प्र. ॥

तिनिशः तुवरश्चोष्णो ग्राहकः कफवातहा ।
रक्तातिसारकुष्ठं च मेहमेदव्रणं तथा ॥
रक्तदोषं च पित्तं च श्वित्रकुष्ठकृमींस्तथा ।
दाहं च पांडुरोगं च नाशयेदिति कीर्तितः ॥
॥ नि. र. ॥

चरक— १ कुष्ठे—इति षट् कषाययोगाः निर्दिष्टाः सप्तमश्च तिनिशस्य । स्नाने पाने च मताः .... ॥ आलेपनं प्रघर्षणमवचूर्णनमेत एव च कषायाः । तैलघृतपाकयोगे चेष्यन्ते कुष्ठशान्त्यर्थम् ॥ चि. ७–९१.

२ रसायने—....धवतिनिशखदिरार्शिशपासनस्वरसाः पुनर्नवान्ताश्चौषधयो दश ये वयःस्थापनाः व्याख्याताः तेषां स्वरसाः नागबलावत् स्वरसानामभावे त्वयं स्वरसविधिः चूर्णानामाढकमुदकस्याहोरात्रस्थितं मृदितपूतं स्वरसवत्प्रयोज्यम् ॥ चि. १–८९

सुश्रुत— ३ रक्तातिसारे–.... शल्लकीतिनिशत्वचः । क्षीरे विमृदिताः पीताः सक्षौद्रा रक्तनाशनाः ॥ उ. ४०–११९.

**वक्तव्य**—આ જાંગલ દેશમાં થનારૂં ઝાડ છે. પંચમહાલનાં જંગલોમાં તે ઘણાં થાય છે. ઝાડ મોટાં થાય છે. એને સ્વ. કતોભટ્ટ ‘ ભીણોહરમો ’ કહે છે, કારણ કે એનાં પાન ઢોર ખાય તો ભીણો ચઢે છે. પાન ખીજડા જેવાં થાય છે. લાકડું ગાડાની ધરીઓ વિગેરે બનાવવામાં અમૂલ્ય મનાય છે. ઘણા લાંબા વખતથી તે ‘ रथद्रुः ’ તરિકે પ્રખ્યાત છે. એનો વિસ્તાર મોટો થતો હોવો જોઇએ. કાળાશ લેતો રંગ વધારે પડતો છે તેથી તેનું નામ ‘ तिनिश ’ પડયું લાગે છે. ઝાડ નાનું પણ બહુ જ મજબુત હોવાથી માણસને આશ્ચર્ય પમાડે તેવું છે. કહેવાય છે કે જંબુસર લાઈનમાં ‘ તાણછા ’ સ્ટેશન છે તે ત્યાં આગળ તણછનું ઝાડ આવેલું છે એ ઉપરથી પડેલું છે !

## વૈદ્યકમાં તણછનો ઉપયોગ.

ચરક— ૧ કુષ્ઠમાં–તણછનાં છોડાં અથવા સારનો ઉકાળો ખાવામાં, પીવામાં, ધોવામાં, લેપમાં દરેકમાં વાપરવો ઇષ્ટ છે. ચિ. ૭–૯૫.

૨ રસાયનમાં—ગાંગેટી (નાગબલા)ની માફક આનું મૂળ ઘસીને હમેશાં દુધ સાથે પીવે અને એકલું જ દુધ પીધા કરે તો જરા, વ્યાધિ વિગેરે દૂર થાય છે. નવજીવન આવે છે. ચિ. ૧–૮૯.

સુશ્રુત— ૩ રક્તાતિસારમાં—તણછની છાલનું ચૂર્ણ દુધમાં ડોઇને મધ નાખીને પીધું હોય તો રક્તાતિસાર મટે છે. ઉ. ૪૦–૧૧૯.

વક્તવ્ય—ચરકની દશેમાનિમાં 'તિનિશ'નો ઉલ્લેખ નથી. ઇંદ્રોક્ત અપર રસાયનના પાઠમાં તિનિશ છે. નાગબલાના જેવો પ્રયોગ તિનિશ વડે પણ થઇ શકે છે. તે જાંગલ વૃક્ષ છે ( क ૧–૭ ).

સુશ્રુતે સાલસારાદિ ગણમાં ગણાવેલું છે. પ્રમેહની અયસ્કૃતિમાં તિનિશની પણ ગણત્રી છે. આસ્થાપનમાં તે ઉપયોગી છે ( चि. ૩૪–૧૭ ). વ્રણરોપણ તરિકે યોજાયલું છે ( चि. ૧૬–૪૨. चि ૧૯–૪૧ ). વિષમાં પણ એક બે જગોએ યોજાયલું છે.

'વૈદ્યકશબ્દસિંધુ'કારે તેનાં લેટીન નામો નીચે પ્રમાણે આપ્યાં છે:— Lagerstrœmia flos–Reginœ અને Dalbergia oujeineisis. સ્વ. કતોભટ્ટે Eugenia dalbergia oides આપ્યું છે. જયકૃષ્ણભાઈએ તણછનું વર્ણન નથી કરેલું.

**નવ્યમત**—છાલમાં કાપ મૂકવાથી હિરાદખણ જેવો ગુંદર નીકળે છે અને તે અતિસાર અને સંગ્રહણીમાં ઉપયોગી છે ( લીસબોઆ ); પણ એ ગુંદર ઉપરોક્ત રોગોમાં ઉપયોગી છે કે નહિ તે જ શંકાસ્પદ છે. ( કીર્તિકર ) કેમ્પબેલના મત મુજબ પેસાબનો રંગ જ્યારે ખૂબ જ રાતો થઇ જાય છે ત્યારે જંગલી લોકો છાલનો કવાથ પીવે છે. ( ઇકો૦ પ્રોડક્ટ્સ ઓફ છોટાનાગપુર ). મધ્યપ્રાંતમાં છાલનો કવાથ જ્વરઘ્ન મનાય છે.

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૫૧૬; N. p. 84; Brandis p. 224; Indi. Medi. Plants p. 427.

---

## ૧૪૯ મીંઢીઆવળ.

### N. O. Leguminosæ.

**નામો**—अजशृंगी, मृदुरेचनी (સંસ્કૃત); મીંઢીઆવળ, સોનામખી (ગુજરાતી); Senna folia–સેના ફોલીયા ( લેટીન ).

**ગુણાઃ**— अजशृंगी हिमा स्वादुः शोफतृष्णावमीञ्जयेत् ।
चक्षुष्या स्वादु तृड्रोगविषकासार्चिकुष्ठनुत् ॥

॥ ध. नि. ॥

अजश्रृंगी कटुस्तिक्ता कफार्शःशूलशोफजित् ।
चक्षुष्या श्वासहृद्रोगविषकासार्तिकुष्ठजित् ॥

॥ रा. नि. ॥

अजश्रृंगी तु कासघ्नी वातनुत् विषनाशिनी ।
रेचनी चाक्षिभैषज्यमर्शोदंतक्रुमीन् जयेत् ॥

॥ नि. र. ॥

शोढल— १ अर्शःसु—अजश्रृंगजिटाकल्कमजामूत्रेण यः पिबेत् ।
गुडवार्ताकभुक् तस्य नश्यन्त्याशु गुदांकुराः ॥

२ व्रणगतशल्यनिष्कासनार्थम्—कर्षति नष्टं शल्यं कदाचिदजश्रृंगिकामूलम् ॥ ( सद्योव्रणाधिकारे )

**વૈદ્યકમાં મીંઢી આવળનો ઉપયોગ**

શોઢલ— ૧ હરસમાં—અજશ્રૃંગીના મૂળનું ચૂર્ણ બકરીના મૂત્ર સાથે પીવાથી અને ઉપર રીંગણાં અને ગોળ ખાવાથી હરસ મટે છે.

૨ વ્રણમાં પેસી ગએલું શલ્ય કાઢવા માટે—અજશ્રૃંગીનું મૂલ લગાવવું. કદાચ શલ્ય ખેંચાઇ આવે.

वक्तव्य—ચરકે સપ્તલાશંખિની કલ્પમાં આનો કવાથ યોજેલો છે ( क ११–११ ). ક્ષીરદૌર્ગન્ધ્યનાશ માટે બીજાં દ્રવ્યો સાથે યોજેલી છે ( चि ३०–२५८ ). વિરેચન દ્રવ્યોમાં ( वि. ८–१५८ ) છે. એટલે મીંઢીઆવળને અજશ્રૃંગી કહેવામાં વાંધો હું ધારતો નથી.

સુશ્રુતે વરૂણાદિ અને વલ્લીસંજ્ઞ ગણોમાં ઉલ્લેખ કરેલો છે. સંશોધન વર્તિનાં દ્રવ્યોમાં છે ( सू ३७–१३ ). શ્લેષ્મશોફમાં પ્રદેહ માટે બીજાં દ્રવ્યો સાથે ( सू ३७–६ ) તે વપરાયલી છે. વિરેચનીય દ્રવ્યવિકલ્પવિજ્ઞાનીય અધ્યાયમાં પણ તે છે ( सू ४४–४१ ). કફજ વિસર્પમાં પ્રદેહ તરિકે બીજાં સાથે યોજાયલી છે ( चि. १७–१४ ).

હરસનો પ્રયોગ મૂળ વાગ્ભટનો છે.

મેષશ્રૃંગી, અજશ્રૃંગી, વિષાણિકા, વૃશ્ચિકાલી વિગેરે સંદિગ્ધ નામો છે; છતાં પણ અજશ્રૃંગીને મીંઢીઆવળ કહેવાની ધૃષ્ટતા કરી છે; કારણકે મીંઢીઆવળ ઉપયોગી વસ્તુ છે. અને ' મીંઢા 'ના શીંગડા જેવી શીંગો તેની થાય છે પણ ખરી.

અત્યારે બજારમાં મળતી મીંઢીઆવળ પરદેશથી આવે છે.

સ્વ. કનૈયાલાલ દે Cassia augustifolia ( ટીનેવેલી સેના-અંગ્રેજી )-ને સોનામુખી કહે છે અને ગુણ પણ લખે છે-( p. 71 ).

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૯૦; Indig. Drugs p. 71.

---

## ૧૫૦ મગફળી.

### N. O. Leguminosæ.

**નામો**—भूशिंबी, स्नेहबीजा, मंडपी ( સંસ્કૃત ); માંડવી, મગફળી, ફોફાં, ભોંયશીંગ ( ગુજરાત. કાઠિયાવાડ ); મુગફલી, ભોંયસીંગ ( મરાઠી. હિંદી ); Ground nut–ગ્રાઉન્ડ નટ ( અંગ્રેજી ); Arachis Hypogœa—ઍરેચીસ્ હાઇપોજીયા ( લેટીન ).

**गुणाः**— मंडपी मधुरा स्निग्धा वातला कफकारका।
ग्राहका बद्धवर्चाश्च तत्तैलं तद्गुणं स्मृतम् ॥

**વર્ણન**—મગફળીનું વાવેતર દિનપ્રતિદિન ગુજરાતમાં ( ખાસ કરીને પંચમહાલ તરફ ) વધવા લાગ્યું છે. પંચમહાલમાં એનું વાવેતર બહુ જ થાય છે. એની શીંગો જમીનમાં થાય છે એટલે એને ભોંયશીંગ કહે છે. આનાં બીયાં ફોલવા માટે અને તેલ કાઢવા માટે યંત્રો નીકળ્યાં છે અને તેમાં તેલ તૈયાર થાય છે. તેલ ખાવામાં સારૂં છે. તલના તેલમાં આ તેલનો ભેળ કરવામાં આવે છે. ખાવા માટે પણ આનાં બીજ સારાં છે. ખૂબ ચાવીને આ બીજ ખાવામાં આવે અને અજીર્ણ ન થવા દે તો બહુ પૌષ્ટિક છે. ઑલીવ-ઓઇલ અને આલ્મન્ડ ઑઇલની જગોએ આનું તેલ વાપરી શકાય છે.

**ગુણ**—બહુ ખાધામાં આવે તો વાયુ કરે છે, તેમ કફ પણ કરે છે; મધુર છે, સ્નિગ્ધ છે, ઝાડો રોકનાર છે. તેનું તેલ પણ તેવા જ ગુણવાળું છે.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૫૫૨; Indi. Drugs p. 33; Indi. Medi. Plants p. 424.

---

# —पद्मकादि वर्ग—

## N. O. Rosaceæ.

### ૧૫૧ સફરજન.

**નામો**—सेवम्, सिंचितिकाफलम् ( સંસ્કૃત ); સફરજન ( ગુજરાતી ); Prunus malus-પ્રુનસ્ મેલસ્ ( લેટીન ).

**परिचय**— मुष्टिप्रमाणं बदरं सेवं सिंचितिकाफलम् ॥

भा. प्र.

**गुणाः**— सेवं समीरपित्तघ्नं बृंहणं कफकृद्गुरु ।
रसे पाके च मधुरं शिशिरं रुचिशुक्रकृत ॥

॥ भा. प्र. ॥

सेवं सिंचितिकापूर्वं वातपित्तहरं गुरु ।
बृंहणं कफकृत् वृष्यं स्वादुपाकरसं हिमम् ॥

॥ म. नि. ॥

सेवं सिंचितिकाफलं गुरु हिमं तद्वातपित्तापहम्
वृष्यं श्लेष्मकरं परं व्रणहरं स्वादूत्तमं सौरभम् ।
सेवात् किंचिदखर्वमुत्तमफलं लोके सफर्ज्जनिति-
ज्ञेयं सेवगुणं हिमं च तुवरं स्वादूत्तरं भूतले ॥

॥ नि. र. ॥

कषायमधुरं शीतं ग्राहि सिंचितिकाफलम् ॥

चरक सू. २७-१३९

कषायं स्वादु संग्राहि शीतं सिंचितिकाफलम् ॥

सुश्रुत. सू. ४६-१४७

**ગુણ**—સફરજન કષાય, મધુર, શીત, ગ્રાહી, વૃષ્ય અને સ્વાદુ છે; વાતપિત્તને હરનાર છે; શુક્રને વધારનાર છે; કફને કરનાર છે.

**વક્તવ્ય**—ચરકસુશ્રુતમાં એક એક ઠેકાણે જ ( ઉપર બતાવેલ ) सिञ्चितिकाफलम् નો ઉલ્લેખ છે. સફરજન આને મળતું છે એમ ક્રુતોભટ્ટ જણાવે છે, પણ સફરજનજ આને લેખીએ તો વાંધો જેવું નથી. આવું સરસ ફળ નિઘંટુમાં સંઘરવા લાયક છે.

નોંધ—" પોટાશ, ઈથર, મૅલીક ઍસીડ, પાણી–આ બધાં દ્રવ્યોના રસને સાઈડર કહે છે; જે સંધિવા માટે બહુ ઉપયોગી છે. તે સિવાય પોટાશ મૂત્રાશયના દરદો માટે, ઇથર કલેજાનાં દરદો માટે, મૅલીક એસીડ મગજનાં દરદો માટે અકસીર છે. આ બધા ગુણને લીધે સફરજન કિંમતી ફલ છે."

( વીસમી સદી. પુસ્તક ૧ અંક ૧ )

---

## ૧૫૨ આલુ

### N. O. Rosaceæ.

**નામો**—आलुक, आरुक, वीरारुक ( સંસ્કૃત ); આલુ ( ગુજરાતી ); વીરારૂક ( મરાઠી ); આલુબુખારા ( હિંદી ); બોખારા પ્લમ્ ( અંગ્રેજી ); Prunus Communis–પ્રુનસ્ કૉમ્યુનીસ્ ( લેટીન ). Variety–Insititia.

आरुकं वीरसेनं च वीरं वीरारुकं तथा ।
तच्च विद्याच्चतुर्जाति पत्रपुष्पादिभेदतः ॥
आलूकमल्लभल्लूकं भल्लं रक्तफलं तथा ।
भल्लूकं रसतः शीतं स्वाद्वम्लं वातपित्तहृत् ॥

॥ म. नि. ॥

गुणाः—

नात्युष्णं गुरु संपक्वं स्वादुप्रायं मुखप्रियम् ।
बृंहणं जीर्यति क्षिप्रं नातिदोषलमारुकम् ॥
द्विविधं शीतमुष्णं च मधुरं चाम्लमेव च ।
गुरु पाके च तज्ज्ञेयं अरुच्यत्यग्निनाशनम् ॥

चरकः सू. २७–१२७, १२८

रुच्यमत्यग्निशमनं मधुरमारुकम् ॥
पक्वमाशु जरां याति नात्युष्णं गुरु दोषलम् ॥

वाग्भटः सू. ६–१३४

आरुकं तुवरं भेदि गुरूष्णं कफपित्तहृत् ।
पक्वं तु मधुरं नाति ह्युष्णकं कफपित्तलम् ॥
बृंहणं रोचनं शीघ्रं ज्वरमारुतनाशनम् ।
आलूकानि च सर्वाणि मधुराणि हिमानि च ।
अर्शःप्रमेहगुल्मादिदोषविध्वंसनानि च ॥

ગુણ—આલુ બહુ ગરમ નથી; પાકાં પચતામાં ભારે છે; સ્વાદિષ્ટ છે, મુખ સાફ કરનાર છે; બૃંહણ છે, તુરત પચી જાય એવાં છે. તે બે જાતનાં થાય છે. એક શીત અને મધુર છે, બીજું ઉષ્ણ અને અમ્લ છે.

ચરક સૂ. ૨૭–૧૨૭. ૧૨૮.

આહી, તુરૂ, હૃદ્ય, શીત, ગુરૂ, મલાવષ્ટંભક, રૂચ્ય, ભેદી, કફઘ્ન, ઉષ્ણ, પિત્તહૃત્, મધુર, મુખને પ્રિય, મેહ અને ગુલ્મ અર્શ વિગેરેને મટાડનાર, વાતરક્તની વેદનાને હણનાર, ધાતુને વધારનાર, પ્રમેહ, જ્વર, અર્શ અને વાયુને હરનાર. —નિઘંટ રત્નાકર—

**वक्तव्य**—પ્રાચીન કાલથી આલુ વપરાતાં આવ્યાં છે. आरुक, आलुक નામો ચરકમાં માલમ પડે છે. સુશ્રુતમાં તે જડતાં નથી. આલુક શબ્દકંદો માટે પણ વપરાય છે જેવાં કે काष्ठालुक ઈત્યાદિ.

ઉલ્લેખ—Indi. Medi. Plants p. 519; રૂ. નિ. પા. ૩૮૬; Indig. Drugs p. 257; Brandis p. 279.

---

## ૧૫૩ બદામ

### N. O. Rosaceæ.

**નામો**—वाताद, वाताम (સંસ્કૃત); બદામ (ગુજરાતી. મરાઠી. હિંદી); Sweet almond–સ્વીટ આમંડ (અંગ્રેજી); Prunus Amygdalus–પ્રુનસ્ ઍમીગ્ડેલસ્ (લેટીન). Variety—Amara.

**गुणाः**—

वाताद उष्णः सुस्निग्धो वातघ्नः शुक्रकृत् गुरुः ।
वातादमज्जा मधुरो वृष्यः पित्तानिलापहः ॥
स्निग्धोष्णः कफकृन्नेष्टो रक्तपित्तविकारिणाम् ॥

॥ भा. प्र. ॥

बदाममुष्णं सुस्निग्धं वातघ्नं बलशुक्रकृत् ॥

॥ म. नि. ॥

बादामः सारकः चोष्णो गुरुरम्लः कफप्रदः ।
स्निग्धः स्वादुस्तुवरश्च शुक्रलो वातनाशनः ॥
उष्णवीर्यं चामफलं सारकं गुरु पित्तलम् ।
कफपित्तकरं चैव वातनाशकमुत्तमम् ॥
तत्पक्कं मधुरं वृष्यं सुस्निग्धं पौष्टिकं मतम् ।
शुक्रलं कफकारि च रक्तपित्तं व्यपोहति ॥

शामकं वातपित्तस्य पूर्ववैद्यैः उदीरितम् ॥
शुष्कं च तत्फलं प्रोक्तं मधुरं धातुवर्धकम् ॥
स्निग्धं वृष्यं च बल्यं च पौष्टिकं कफकारि च ।
वातपित्तस्य शमकं प्रोक्तं गुणविशारदैः ॥

॥ नि॰ र॰ ॥

ગુણ—બદામ ગરમ છે, સ્નિગ્ધ છે, વાયુને હરનાર છે, ધાતુ વધારનાર છે, ભારે છે, પિત્ત અને વાનો નાશ કરનાર છે, કફને કરનાર છે; ઉષ્ણ હોવાથી રક્તપિત્તવાળાને માટે સારી નથી.

**वक्तव्य**—આપણે જે બદામ વાપરીએ છીયે તે કાબુલ તથા મલબાર તરફ ઘણી થાય છે. બીજી એક જાત **દેશી બદામ**–Terminalia Catapha N. O. Combretaceæ. ની થાય છે. કાઠિયાવાડમાં તે ખૂબ જ જોવામાં આવે છે. એનાં પાકાં લાલચોળ ફલ ખાવામાં આવે છે. આ ઉપરનો લાલ ગર્ભ ખાઇ રહ્યા પછીથી ઠળીયો રહે છે તેને ભાંગવાથી તેમાંથી બદામ જેવી જ નાની મીંજ નીકળે છે. વધારે વિસ્તાર માટે જુઓ ' વનસ્પતિશાસ્ત્ર '.

**નોંધ**—બીજી એક જાત **કડવી બદામ** થાય છે. આ ખાવામાં સ્વાદે કડવી હોય છે—P. Amygdalus. var—Dulcis. હાઇડ્રોસીયાનીક ઍસીડના જેવા જ કડવી બદામના ગુણ છે માટે તે સાવચેતીથી વાપરવી જોઈએ. કડવી બદામ મોટા પ્રમાણમાં ખાવાથી ગંભીર પરિણામો નિપજાવે છે. હાઈડ્રોસીયાનીક ઍસીડના ઝેર જેવીજ ઝેરી અસર આ કડવી બદામની છે.

( બેન્ટલી અને ટ્રીમેન. )

કડવી બદામને મુસલમાન લેખકોએ સ્રાવવર્ધક ( attenuant ) અને શોધક ગણાવેલી છે અને તેઓ ઘણી રીતે આનો ઉપયોગ કરે છે. વાતજન્ય વેદના ઉપર સુરકા સાથે તેને ચોપડવાથી દરદ મટી જાય છે. કડવી બદામનું કાજળ દૃષ્ટિને હિતકર છે. સ્ટાર્ચ અને પીપરમીંટ સાથે કફના રોગોમાં યોજાય છે. તે અશ્મરીઘ્ન અને મૂત્રલ છે અને યકૃત્–પ્લીહ ઉપરના વરમમાં ઉપયોગી છે. માથા ઉપર લગાવવાથી જૂ મરી જાય છે. સોગઠી કરીને યોનિમાં રાખવાથી પીડિતાર્તવમાં જે કષ્ટ પડે છે તે દૂર કરે છે. પોટીસ ચામડીના ફોલ્લાઓ ઉપર તેમજ બળતરાવાળા વ્રણ ઉપર સારૂં કામ કરે છે. મૂળ બલ્ય મનાય છે; બહાર તેમજ અંદર બન્ને રીતે તે વપરાય છે. ( ડીમક )

**ઉલ્લેખ—દેશી બદામ માટે**—વ. શા. પા. ૩૨૮; રૂ. નિ. પા. ૫૪૦; N. p. 112.

**બદામ માટે**—Indi.Medi.Plants p. 514; Indig. Drugs. p. 256.

## ૧૫૪ પદ્મક

### N. O. Rosaceæ.

**નામો**—पद्मकः, पद्मकाष्ठः ( સંસ્કૃત ); પદ્મકનું લાકડું ( ગુજરાતી ); પદ્મકાષ્ઠ ( મરાઠી. બંગાલી ); પદ્માક, પદુમ કાટ ( હિંદી ); Prunus pudum-પ્રુનસ્ પુદમ ( લેટીન ).

**परिचय**— पद्मकः सूक्ष्मविच्छिन्नपत्रोऽद्रौ पादपोऽफलः ।
ईषत्पद्मसुगंधि स्यात् पद्मकं रक्तवल्कलम् ॥
पद्मकाष्ठं नवं ग्राह्यं रक्तपीतं च वर्णतः ॥

॥ **शिवदत्तः** ॥

पाटलापुष्पवर्णकः, पीतरक्तश्च सुप्रभः, कैदारः इत्यादि.

**गुणाः**— पद्मकं शिशिरं स्निग्धं कषायं रक्तपित्तनुत् ।
गर्भस्थैर्यकरं प्रोक्तं ज्वरच्छर्दिविषापहम् ॥
मोहदाहज्वरभ्रान्तिकुष्ठविस्फोटशान्तिकृत् ।
पद्मकं शीतलं तिक्तं रक्तपित्तविनाशनम् ॥

॥ **ध. नि.; रा. नि.** ॥

पद्मकं तुवरं तिक्तं शीतलं वातलं लघु ।
विसर्पदाहविस्फोटकुष्ठश्लेष्मास्रपित्तनुत् ।
गर्भसंस्थापनं रुच्यं वमिव्रणतृषाप्रणुत् ॥

**चरक**— १ **रक्तपित्ते**—उशीरकालीयकलोध्रपद्मक.... । पृथक् पृथक् चन्दनतुल्यभागिकाः । सशर्करास्तण्डुलधावनाप्लुताः । .... रक्तं सपित्तं शमयन्ति योगाः ॥ चि. अ. ४

**वाग्भट**— २ हिक्काश्वासयोः–....पद्मकम् वा घृतप्लुतम् ॥ चि. अ. ४

**વર્ણન**—હિમાલય અને કેદાર પર્વતમાં આ ઝાડ થાય છે. બદામ, આલુ બુખારાની જાતનું આ ઝાડ છે. પાટલાના ફુલ જેવો લાલ રંગ આ ઝાડનો હોય છે. થડ ઉપરથી કઢાયામાં જેમ છાલ ઉખડે છે તેમ આમાં પણ થાય છે છાલની નીચે રાતા પીળા રંગનું કાષ્ઠ જણાય છે. પાન સુંવાળાં, લાંબાં, અણીદાર, કરવતના જેવા ઝીણા કાપાવાળાં હોય છે. પાનની ડીંટડી ૦॥ ઈંચ લાંબી હોય છે. ડીંટડી ઉપર એક બે કે વધુ ( glands ) ગ્રંથિઓ હોય છે. ફુલ સફેદ, ગુલાબી, લાલ વિગેરે વિવિધ રંગનાં આવે છે. પાન બેસતા પહેલાં પુલો ખીલે છે. આમાં ફલ પણ ગોળાકાર આવે છે. ' पादपोऽफलः ' શાથી કહ્યું હશે ?

સતલજથી સીકીમ સુધીમાં આ ઝાડ ૨૫૦૦થી ૭૦૦૦ ફીટ જેટલી ઉંચાઇએ થાય છે. ખાસી હીલ્સ અને મણિપુર તરફ આ ઝાડ થાય છે. અપર બર્મામાં ૪૦૦૦ થી ૬૦૦૦ ફીટની ઉંચાઇએ થાય છે. ઘણી વખત આને ઉછેરવામાં પણ આવે છે. નવેમ્બર ડીસેમ્બરમાં શિયાળો બેસતાં પહેલાં અને વસંતઋતુમાં ( એપ્રીલ મેમાં )—બે વખત ફુલ આવે છે. ગેમ્બલ નામના વિદ્વાને આની બે જાત ગણાવી છે–(૧) બહુ મોટું વૃક્ષ-ફુલ ઘેરા લાલ રંગનાં અને માર્ચમાં આવે છે અને (૨) નાનું ઝાડ–ફુલ આછા સફેદ રંગનાં અથવા સ્હેજ ગુલાબી ઝાંખ લેતાં. નવેમ્બરમાં ફુલ આવે છે. મોંટેગ્યુ હીલ નામના માણસે ભામુની પૂર્વમાં આવેલી ટેકરીઓ ઉપર ૩ ફીટના ઘેરાવાવાળું આ ઝાડનું થડ જોએલું. તેનાં ફુલ લાલ હતાં. પદ્મકનું ચિત્ર જોવું હોય તો બ્રેન્ડીસનું 'Indian trees' પાનું ૨૮૦ જુઓ.

## વૈદ્યકમાં પદ્મકનો ઉપયોગ

**ચરક**— ૧ **રક્તપિત્તમાં**–પદ્મકનું ચૂર્ણ અને ચંદન ચોખાના ધોવણ સાથે મધ નાખીને પીવું. ચિ. અ. ૪.

**વાગ્ભટ**— ૨ **હિક્કાશ્વાસમાં**–પદ્મકનું ચૂર્ણ તોલો ૦I, ઘી સાથે ચાટવું. ચિ. અ. ૪.

**વક્તવ્ય**—ચરકે વર્ણ્ય અને વેદનાસ્થાપન દશેમાનિમાં પદ્મકનો ઉલ્લેખ કર્યો છે. સુગંધી દ્રવ્યો સાથે ધૂમવર્તિમાં તે યોજાયલું છે; કષાય સ્કંધમાં છે. ચરકમાં ઘણાખરા રોગોમાં પદ્મકની યોજના થયેલી જોવામાં આવે છે. પણ ગર્ભસ્થાપન તરિકે કયાંયે ઉલ્લેખ જણાતો નથી. સુશ્રુતમાં પણ ગર્ભસ્થાપન તરિકે તેનો ઉલ્લેખ નથી. ગુડૂચ્યાદિ વર્ગમાં સુશ્રુતે પદ્મકનો ઉલ્લેખ કર્યો છે. વૃંદકૃત 'સિદ્ધયોગ'માં બીજી વસ્તુઓ સાથે પદ્મક ગર્ભસ્થાપન તરિકે યોજાયલું છે. ગર્ભપાત થઇ જતો હોય તો પદ્મકનું લાકડું પાણીમાં ઘસીને પીવડાવવું હિતાવહ છે.

બજારમાં નિર્ગંધ પદ્મકનાં લાકડાં મળે છે તે વસ્તુ પદ્મક હશે કે નહિ તે નક્કી સમજાતું નથી.

**Actions and Uses**—The bark is used as a bitter tonic and sedative. It is given during convalescence from acute diseases and palpitation of the heart. Khory II p. 244.

**ઉલ્લેખ**—Brandis. p. 280; રૂ. નિ. પા. ૨૬૦; Indi. Medi. Plants p. 518.

## ૧૫૫ ગુલાબ

**N. O. Rosaceæ.**

**નામો**—तरुणी, रामतरुणी, शतपत्री ( સંસ્કૃત ); ગુલાબ ( ગુજરાતી ); ગુલાબચે ફુલ ( મરાઠી ); ગુલાબકા ફુલ ( હિંદી ); Rose–રોઝ ( અંગ્રેજી ); Rosa Centifolia–રોઝા સેન્ટીફોલીયા ( લેટીન ).

**ગુણાઃ**—

शतपत्री हिमा हृद्या ग्राहिणी शुक्रला लघुः ।
दोषत्रयास्रजिद्वर्ण्या तिक्ता कटूवी च पाचनी ॥
॥ भा॰ प्र. ॥

कुब्जकः सुरभिः शीतो रक्तपित्तकफापहः ।
पुष्पं तु शीतलं वर्ण्यं दाहघ्नं वातपित्तजित् ॥
॥ रा॰ नि. ॥

शतपत्री सरा वृष्या शीता हृद्या च शुक्रला ।
लघ्वी च तुवरा स्वादुः सुरभिः ग्राहिणी मता ॥
वर्ण्या तिक्ता च कटूवी च रुच्या चाग्निप्रदीपनी ।
त्रिदोषं मुखपाकं च रक्तपित्तं कफं तथा ॥
पित्तं रक्तविकारं च दाहं चैव विनाशयेत् ॥
॥ नि॰ र॰ ॥

**वक्तव्य**—ગુલાબ સૌ કોઇ ઓળખે છે. પ્રાચીન વખતમાં ગુલાબ વપરાતું હશે કે નહિ, અથવા વપરાતું હશે તો તેનું તે સમયનું નામ પ્રચલિત શું હશે તે શોધવું સહેલું નથી. तरुणी, रामतरुणी અને शतपत्री જેવા શબ્દો અનેક અર્થવાહી છે. ચરકમાં तरुणी શબ્દ વપરાયલો છે, પણ તે કયા અર્થમાં તે નક્કી કરવું સહેલું નથી. સિદ્ધિસ્થાનના દશમા અધ્યાયમાં ' इति सांग्राहिका मताः ' એ લીસ્ટમાં સ્વર્ણયૂથિકા, પ્રિયંગુ, રક્તમૂલી વગેરે સાથે ' તરૂણી ' પણ ગણાવેલું છે. હવે સાધારણ રીતે ગુલાબનાં ફુલ સર–રેચક ગણાય છે, પણ નિઘંટુરત્નાકરે નાની જાતનાં ગુલાબનાં ફુલને અથવા બહુજ નાનાં ગુલાબનાં ફુલને ગ્રાહીજ કહેલાં છે. વળી शतपत्री ના પણ અનેક અર્થો થાય છે. ' વૈદ્યક શબ્દસિંધુ 'કાર પણ શતપત્રીને ' શેવતી ગુલાબ ' કહે છે. ચરકમાં ' શતપત્રી 'નો ઉલ્લેખ નથી; ' શતપત્ર 'નો છે પણ તેનો અર્થ કમળ થાય છે. આવા સરસ, સુંદર ફુલનું વર્ણન પ્રાચીન સાહિત્યમાં કયા શબ્દને સંબોધીને

કરેલું છે તે અવશ્ય જાણવું જોઈએ. ગુલાબનાં ફુલ જોઈને તો કવિઓએ કેટલીયે અમર કૃતિઓ તે ઉપર રચી છે. It is a queen of flowers. એ યોગ્ય જ કહેલું છે. આ કૉકેસસ અને ઍસીરીયાનું વતની છે,

ઉલ્લેખ–રૂ. નિ. પા. ૪૬૧; N. p. 106; Indi. Medi. Plants p. 526.

---

## ૧૫૬ મોગલાઇ બેદાણા

### N. O. Rosaceæ.

**નામો**—મોગલાઇ બેદાણા ( ગુજરાતી ); મોગલાઈ બિહિદાના, બિહિદાના ( બંગાલી. હિંદી ); Quince seed–ક્વીન્સ સીડ ( અંગ્રેજી ); Cydonia vulgaris–સાઇડોનીયા વલ્ગેરીસ્ ( લેટીન ).

**વર્ણન**—અફઘાનિસ્તાન અને ઉત્તર હિંદુસ્તાન તરફ આનું વાવેતર કરવામાં આવે છે. અત્યારે મોટે ભાગે આ કાબુલ તરફથી હિંદમાં આવે છે; ગાંધીઓને ત્યાં મળે છે. હકીમ લોકો ઠીક પ્રમાણમાં તેનો ઉપયોગ કરે છે. પાકાં ફળ ખાવામાં અતિ સ્વાદિષ્ટ લાગે છે. "મખઝન્–અલ–અદ્વિયા"નો કર્તા મોગલાઇ બેદાણાના ત્રણ પ્રકાર જણાવે છે—૧ સ્વાદુ, ૨ અમ્લ, ૩ કિંચિત્ અમ્લ. સ્વાદુ અને કિંચિત્ અમ્લ બેદાણા ઈરાન તરફના લોકો ખાવાના કામમાં લે છે. તેઓના મત પ્રમાણે તે હૃદય અને મગજને હિતકર છે. આના ઝાડની છાલ, પાન વિગેરેને સંકોચક તરિકે આરબ લોકો વાપરે છે."

**Actions and Uses**—Quince seeds are nutritive, astringents, demulcent and emollient, and given with sugar in Cough, dysentery, Catarrhal affections of the throat and pulmonary mucous membrane; also used as a vehicle for injection in gonorrhœa and urinary disorders. Externally the mucilage is applied to burns and scalds. R. N. Khory II p. 245.

**ભાવાર્થ**—મોગલાઇ બેદાણા પોષક, સંકોચક ( ગ્રાહી ), સ્નિગ્ધ અને સ્નેહોપગ છે. ખાંડ સાથે કફ, સંગ્રહણી, કફજન્ય ગળાના રોગો અને ઉરોગત શ્લેષ્મ રોગોમાં વપરાય છે. ગનોરીયામાં ઇંજેકશન આપવામાં પણ વપરાય છે. પેસાબના રોગોમાં ઉપયોગી છે. અગ્નિદગ્ધ અથવા અતિ ઉષ્ણ પદાર્થોથી દાઝયા હોઇએ તો મોગલાઇ બે દાણાનો લુવાબ ઠંડો હોવાથી લગાવવામાં આવે છે.

ખોરી. ભાગ. ૨, ૨૪૫.

ઉલ્લેખ—Indig. Drug. p. 109; Indi. Medi. Plants p. 527.

---

# – तुरुष्कादि वर्ग –

## N. O. Hamamelideæ.

### ૧૫૭ શેલારસ.

**નામો**—तुरुष्कः, सिह्लकः ( સંસ્કૃત ); શેલારસ ( ગુજરાતી ); શિલારસ ( મરાઠી. હિંદી. બંગાલી ); Liquid storax–લીકવીડ સ્ટોરેકસ ( અંગ્રેજી ); Altingia excelsa–એલ્ટીંજીયા એકસેલ્સા ( લેટીન ).

परिचय— पक्वश्लेष्मातकरसैस्तुल्यः स्निग्धः सुगंधिमान् ।
वह्नौ ज्वलति निःशब्दः पिंगलः सिह्लको मतः ॥

गुणाः— तुरुष्कः सुरभिः तिक्तः कटुस्निग्धश्च कुष्ठजित् ।
कफपित्ताश्मरीमूत्राघातभूतज्वरार्तिजित् ॥
॥ रा. नि. ॥

सिह्लकः कटुकः स्वादे स्निग्धोष्णः शुक्रकांतिकृत् ।
वृष्यः कण्डूस्वेदकुष्ठज्वरदाहग्रहापहः ॥
मूत्राघाताश्मरीमूत्रकृच्छ्रकण्डूविनाशनः ॥
॥ भा. प्र. ॥

**ગુણ**—શેલારસ સ્વાદમાં કડવો છે, સ્નિગ્ધ અને ઉષ્ણ છે, વીર્ય અને કાંતિને વધારનાર છે, ખાવાથી બલ આવે છે; ખુજલી, પરસેવો, કુષ્ઠ, તાવ, દાહ, ભૂત વિગેરેનો નાશ કરે છે; મૂત્રાઘાત, અશ્મરી, મૂત્રકૃચ્છ્ર, કંડૂ વિગેરેનો નાશ કરનાર છે. ( ભાવપ્રકાશ. )

**વર્ણન**—જે ઝાડમાંથી શિલારસ નીકળે છે એ ઝાડ એશીયા–માઇનોરનાં વતની છે. આ ઝાડ ઘણાં મોટાં થાય છે. આ ઝાડનો ગુંદર એજ આપણો શેલારસ. બજારમાં શેલારસ ગાંધીઓને ત્યાં મળે છે. તે ચીકણો, સુગંધી અને ધુમાડાના રંગ જેવો હોય છે. "It is an aromatic, semi–fluid, opaque, grey Balsam, obtained by boiling the inner bark in water. It is used by the Hindus for perfuming medicinal oils." સ્વ. કનૈયાલાલ દે આ પ્રમાણે લખે છે.

નૅર્ન સાહેબે આ ઝાડનું વર્ણન નથી આપ્યું, કારણ કે પશ્ચિમ હિંદુસ્તાનમાં તે થતું જ નથી.

**वक्तव्य**—ચરકે વાતવ્યાધિના બલાતૈલના પાઠમાં 'તુરૂષ્ક' યોજેલું છે. એ સિવાય બીજે ક્યાંયે નથી. સુશ્રુતમાં એલાદિ ગણમાં અને હિક્કાશ્વાસ-

પ્રતિષેધાધ્યાયમાં યોજાયલું છે. तुरुष्कशल्लकीनां च....धूमाः कार्या विजानता ॥ ઉ. ૫૧-૫૧ ડલ્હણે કે બીજા ટીકાકારે તુરૂષ્કનો પરિચય આપેલો નથી.

અમરકોષમાં ‘ तुरुष्क ’ને ઉલ્લેખ છે. એ પરદેશી હોવાથી એનું નામ यावनः આપેલું છે. ભાનુજી દીક્ષિત સિલ્હકને ‘ लोहवान इति ख्यातस्य ’ અર્થાત લોબાન જણાવે છે.

વધરાવળ ઉપર તંબાકુના પાંદડા ઉપર શેલારસ ચોપડીને પાન બાંધવાનો ઉપાય પ્રખ્યાત છે.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૨૨૨; Indigenous Drugs p. 177; Brandis p. 302; Indi. Medi. Plants p. 535.

# — बिभीतकादि वर्ग —

## N. O. Combretaceæ

### ૧૫૮ સાજડ.

નામો—ककुभः, अर्जुनः ( સંસ્કૃત ); સાજડ ( ગુજરાતી ); સાદરી ( મરાઠી ); સાજ ( હિંદી ); Terminalia tomentoza—ટરમીનેલીયા ટૉમેન્ટોઝા ( લેટીન ).

परिचय— अर्जुनस्त्वग्रपत्रस्तु श्वेतवाहो महीरुहः
क्षीरी कषायः पीताभो भंजी कर्षफलपृथुः ।
कपीतनोपमो रूपे भवति कानने गिरौ ॥

॥ शिवदत्तः ॥

गुणाः— अर्जुनस्तु कषायोष्णः कफघ्नो व्रणशोधनः ।
पित्तश्रमतृषार्तिघ्नो मारुतामयकोपनः ॥

॥ रा. नि. ॥

ककुभो शीतलो हृद्यः क्षतक्षयविषास्रजित् ।
मेदोमेहव्रणान्हन्ति तुवरः कफपित्तहृत् ॥

॥ भा. प्र. ॥

पार्थः पथ्यः क्षते भग्ने रक्तस्तंभनकृच्छ्रयोः ॥

॥ राजवल्लभः ॥

चरक—

१ रक्तपित्ते–धनंजयोदुम्बर........निशिस्थिता वा स्वरसीकृता वा कल्कीकृता वा मृदिताः श्रृता वा । एते समस्ताः गणशः पृथग्वा रक्तं सपित्तं शमयन्ति योगाः ॥ चि. अ. ४

२ व्रणाच्छादनार्थम्—अर्जुनस्य पत्रं....व्रणप्रच्छादने विद्वान् आदिशेत् ॥ चि १३–१३

३ अर्शःसु—परिषेचने विदध्यात् वृषककुभयवासनिंबांश्च ॥
चि. ९–२१४

४ कुष्ठे—खदिरावघातककुभा.... ....शस्यन्ते स्नानपानेषु ॥
चि. ७–१२६

सुश्रुत— ५ रक्तपित्ते—पिबेच्छीतकषायं वा जम्ब्वाम्रार्जुनसंभवम् । उ. ४५–२३

६ शुक्रमेहे—शुक्रमेहिनं ककुभचंदनकषायं वा ॥ चि. अ. ११

वाग्भट— ७ मूत्राघाते—कषायं ककुभस्य वा.... ॥ चि. ११–३७

८ मूढगर्भे—शिरीषककुभक्काथपिचून् योनौ विनिक्षिपेत्। उपद्रवाश्च येऽन्ये स्युस्तान् यथास्वं उपाचरेत् ॥ शा. २–४४

९ व्यंगेषु—व्यंगेषु चार्जुनत्वग्वा । उ. ३२–१६

वृन्द— १० हृदामये—अर्जुनस्य त्वचा सिद्धं क्षीरं योज्यं हृदामये। सितया पंचमूल्या वा बलया मधुकेन वा ॥ हृद्रोगाधिकारे ॥

११ दीर्घायुष्ये—घृतेन दुग्धेन गुडाम्भसा वा पिबन्ति चूर्ण ककुभत्वचो ये। हृद्रोगजीर्णज्वरपित्तरक्तं हत्वा भवेयुश्चिरजीविनस्ते॥ हृद्रोगाधिकारे ॥

१२ भग्ने—भग्नः पिबेत्त्वचक् पयसाऽर्जुनस्य.... ॥

१३ रक्तातिसारे—........अर्जुनत्वचाः । पीताः क्षीरेण मध्वाढ्याः पृथक् शोणितवारणाः ॥ अतीसारे ॥

१४ उदावर्त्ते—....कषायं ककुभस्य वा ॥ उदावर्ताधिकारे ॥

चक्रदत्त— १५ बलसंजननार्थे—....ककुभस्य च वल्कलम्। रसायनं परं बल्यम्.... ॥ हृद्रोगचि० ॥

भावमिश्र— १६ क्षयकासे अर्जुनत्वक्–चूर्णं काकुभमिष्टं वासकरसभावितं बहुवारान् । मधुघृतसितोपलाभिः लेह्यं क्षयकासरक्तहरम् ॥

१७ मूत्राघातज उदावर्ते—....कषायं ककुभस्य च ॥

हारीत— १८ पूयमेहे—....पूयमेहे कषायश्च धवार्जुनस्य ॥

बंगसेन— १९ ग्रहण्यां—केशराजोऽर्जुनक्षारः प्रातः पीतश्च मस्तुना । निहन्ति साममत्यर्थमचिरात् ग्रहणीरुजम् ॥

शोढल— २० हृद्रोगे—तैलाज्यगुडविपक्वं चूर्णं गोधूमपार्थजं वापि। पिबति पयोऽनु स भवति जितसकलहृदामयः पुरुषः ॥

**વર્ણન**—સાજડનાં ઝાડ ઘણાં ઉંચાં થાય છે. પંચમહાલ તરફ તે બહુજ જણાય છે. એનું થડ કાળાશ લેતા ભુરા કે ઘેરા રંગનું, ખડબચડી છાલવાળું હોય છે. એની ઉપર ઘણી શાખાઓ નીકળેલી હોય છે. પાન લાંબાં અને ફુલ શાખાઓને છેડે આંબાના મૉરની પેઠે આવેલાં હોય છે. એનાં ફુલ રવૈયાના જેવાં પાંચ પાંખો કે ધારવાળાં હોય છે. પાનની પાછળની બાજુ ડીંટડીનાં મથાળાં આગળ વચલી નસની બાજુએ ૧ અથવા ૨ અમીકુપ્પી ( Nectareal glands ) લીલા રંગની આવેલી હોય છે. પાન ચીવટ હોય છે અને તેની ધાર ઉપર સૂક્ષ્મ દાંતા હોય છે. કોમળ પાનનો રંગ રતાશ લેતો હોય છે. વૈશાખ મહિનામાં તે ફુલથી ભરપુર હોય છે. ફુલનો રંગ પીળો કે ધોળો હોય છે. છાશ કરવાની રવાઇના જેવો એના ફુલનો આકાર હોય છે. એમાંથી ગુંદર પણ નીકળે છે જે પૌષ્ટિક મનાય છે.

### વૈદ્યકમાં સાજડનો ઉપયોગ—

**ચરક—**

૧ **રક્તપિત્તમાં**-સાજડની છાલને રાત્રે પાણીમાં પલાળી રાખી તેને સવારમાં ગાળી લઇને મધ સાથે પીવાથી રક્તપિત્ત મટે છે. સ્વરસ, કલ્ક, કવાથ–એ પણ મધ સાથે પી શકાય છે. ચિ. અ.–૪

૨ **વ્રણ ઉપર બાંધવા માટે**-સાજડનાં પાન વ્રણ ઉપર બાંધવાના કામમાં આવે છે. ચિ. ૧૩–૧૩

૩ **હરસમાં**—સાજડના પાનનો રસ કે કવાથ કરીને અર્શ ઉપર સિંચન કરવાથી વેદના મટે છે. ચિ. ૯–૨૧૪

૪ **કુષ્ઠમાં**—ખેરની માફક સાજડનો કવાથ પણ સ્નાન, પાન અને લેપમાં ઉપયોગ કરવાથી કુષ્ઠમાં હિતકર છે. ચિ. ૭–૧૨૬

**સુશ્રુત—**

૫ **રક્તપિત્તમાં**-સાજડનો શીત કષાય મધ સાથે પીવાથી રક્તપિત્ત મટે છે. ઉ. ૪૫–૨૩

૬ **શુક્રમેહવાળાને**-સાજડનો અને ચંદનનો કવાથ પીવાડવો. ચિ. અ. ૧૧

**વાગ્ભટ—**

૭ **મૂત્રાઘાતમાં**-સાજડનો કવાથ પીવા આપવો. ચિ. ૧૧–૩૭

૮ **મૂઢગર્ભમાં**-સરસડો અને સાજડના કવાથમાં રૂ બોળીને તે યોનિમાં રાખવાથી મૂઢ ગર્ભમાં હિતકર છે. શા. ૨–૪૪

૯ **વ્યંગમાં**-સાજડની છાલ દુધ સાથે ઘસીને ચોપડવી. ઉ. ૩૨–૧૬

વૃંદ— ૧૦ **હૃદ્રોગમાં**–સાજડની છાલથી ઘી પકાવી લેવું. આ ઘી હૃદયનાં દરદોમાં અત્યંત હિતકારી છે. હૃદ્રોગચિ૦

૧૧ **દીર્ઘાયુષ્ય માટે**–સાજડની છાલનું ચૂર્ણ ઘી સાથે, દુધ સાથે કે ગોળના પાણી સાથે સવાર સાંજ બે વખત પાવલી પાવલી ભાર લેવાથી હૃદ્રોગ, જીર્ણજવર, રક્તપિત્ત વિગેરે મટે છે અને આયુષ્ય વધે છે. હૃદ્રોગચિ૦

૧૨ **હાડકું ભાગી ગયું હોય તો**–સાજડની છાલ દુધ સાથે પીવી. ભગ્નાધિકારમાં.

૧૩ **રક્તાતિસારમાં**–મધ સાથે સાજડની છાલનો કવાથ પીવાથી રક્તાતિસાર મટે છે. અતિસારમાં.

૧૪ **ઉદાવર્તમાં**–સાજડનો ઉકાળો પીવાથી ઉદાવર્ત મટે છે. ઉદાવર્તાધિકાર.

**ચક્રદત્ત**— ૧૫ **બલવૃદ્ધિ માટે**–સાજડની છાલ હમેશાં દુધ સાથે લેવાથી ઉત્તમ રસાયન છે એમ વિદ્વાનો માને છે. હૃદ્રોગમાં.

**ભાવ પ્રકાશ** ૧૬ **ક્ષયની ખાંસીમાં**–સાજડની છાલના ચૂર્ણને અરડુસીના રસની ૨૧ ભાવનાઓ આપવી. એ ચૂર્ણ મધ, સાકર, ઘી સાથે ખાધું હોય તો ક્ષયની ખાંસી ગમે તેવી હોય તો પણ મટી જાય છે.

૧૭ **પેસાબ અટકવાથી થએલા ઉદાવર્તમાં**—સાજડની છાલનો કવાથ આપવો.

**હારીત**— ૧૮ **પેસાબમાં પરૂ પડતું હોય તો**–સાજડનો કવાથ આપવો.

**બંગસેન**—૧૯ **ગ્રહણીના રોગોમાં**-ભાંગરો અને સાજડનો ક્ષાર સુરકા સાથે સવારમાં પીવાથી આમાતિસાર અને ગ્રહણીના રોગો મટે છે.

**શોઢલ**— ૨૦ **હૃદયના રોગોમાં**–સાજડની છાલનું ચૂર્ણ, તેલ ઘી અને ગોળ સાથે ઘઉંના લોટ સાથે રાબડી કરીને પી જવું. ઉપરથી દુધ પીવું. એથી બધા પ્રકારના હૃદયના રોગો મટી શકે છે.

**વક્તવ્ય**—સ્વ. કેતોભટ્ટ કડાયા ( Sterculia urens )ને અર્જુન વૃક્ષ માને છે. સાજડને તેઓ નોખું ઝાડ ગણાવે છે. છતાં તે પણ લખે છે તો ખરા કે અર્જુન વૃક્ષ એ સંદેહવાળું નામ છે. કડાયો અને સાજડ એ બન્ને ભિન્ન

ભિન્ન નૈસર્ગિક વર્ગનાં ભિન્ન ભિન્ન આકારનાં વૃક્ષો છે. પણ કડાયો તો અર્જુન નહિ જ. કડાયાના પ્રકરણમાં હું તે વિષે કહીશ.

ઉદર્દપ્રશમન દશેમાનિમાં, સારાસવના લીસ્ટમાં, કષાય સ્કંધમાં, દંતધાવન તરિકે, ચરક તેનો ઉલ્લેખ કરે છે. પિત્તમેહમાં બીજાં દ્રવ્યો સાથે તેને ખૂબ વાપરેલું જણાય છે. ચક્રદત્ત અર્જુનને હૃદયના રોગોમાં સર્વોત્કૃષ્ટ ઔષધ માને છે, પણ ચરકસુશ્રુતમાં હૃદ્રોગમાં અર્જુનનો ઉલ્લેખ જવલ્લેજ જણાય છે. ચરકસુશ્રુતમાં ક્ષયકાસમાં અર્જુનનો ઉલ્લેખ નથી જણાતો. સુશ્રુતે બીજાં સાથે કુણપરેતસમાં અર્જુનનો પ્રયોગ કરેલો છે. રક્તલૂતાચિકિત્સામાં कार्यस्तत्रागदः .... तथैवार्जुनशेलुभ्यां એમ કહેલું છે. વાગ્ભટ શુક્રનાશ નામના આંખના રોગમાં અર્જુનના રસની વર્તિ વાળવાનું જણાવે છે. મુખરોગમાં બીજાં સાથે વપરાયું છે. વાગ્ભટે તેને વીરતર્વાદિ ગણમાં મૂકેલું છે. બીજાં સાથે " दुर्बलद्विजशान्तये " એમ કહી અર્જુનને પણ ગણાવે છે.

ડલ્હણ એકાદ જગોએ अर्जुन અને ककुभ નો જુદો ઉલ્લેખ જણાવે છે—
" अर्जुनः स्वनामप्रसिद्धो वृक्षविशेषः, ककुभः सुगंधमूलो विटपविशेषः ॥ " ( क. ६–३ ). आर्तगल શબ્દનો અર્થ પણ 'કકુભ' જ કરેલો છે. પણ આર્તગલ એ ખરી રીતે તો કાંટાશેરીયા માટે વપરાતો આવ્યો છે અને વપરાય છે. બધી જ જગોએ આર્તગલનો અર્થ ડલ્હણે નીચે પ્રમાણે કરેલો છે.

आर्तगलः कण्टकफलो जलमुक्तदेशजः ककुभ इति अन्ये । आर्तगलः ककुभकः सुगंधिमूलः 'कौहा' इति नाम्ना पूर्वदेशे प्रसिद्धः, अन्ये तु आर्तगलः कुरवक इत्याहुः, बहिःकेशरः कण्टकितफलो विटप इत्यन्ये ।

आर्तगलः ककुभः केचिदार्तगलं कण्टकीवृक्षमाचक्षते । વૃંદટીકાકાર શ્રીકંઠ પણ ડલ્હણનો મત ઉદ્ધૃત કરતાં જણાવે છેઃ-अर्जुनः आगाडको वा । उष्ट्रकंटकः अथवा नीलः सहचरः इति डल्लणः । अर्गाडकः अर्जुनो वा ॥ આર્તગલનો કાંટાશેરીયા એવો અર્થ જવલ્લેજ ડલ્હણે કરેલો છે. અમરસિંહ આર્તગલને કાંટાશેરીયો જ ગણાવે છે. 'કંટકિત ફલ' અને 'કંટકીવૃક્ષ' એ કાંટાશેરીયાને જ લાગુ પડે છે.

**Constituents**—The ash of the bark contains 34 p. c. of almost pure calcium carbonate. The bark also contains tannin.

**Actions and Uses**—Astringent and tonic, given in heart-diseases. Locally used as a wash for wounds, ulcers, contusions and specially used in promoting union of fractures and dispersion of ecchymosis; internally largely used by the natives in hemorrhagic and other fluxes and as a lithontriptic.

R. N. Khory II. p. 258.

**ભાવાર્થ**—સાજડની છાલ કષાય, બલકારક અને હૃદયના રોગોમાં હિતકારી છે. વ્રણ ધોવાના કામમાં તે વપરાય છે. મચક અને અસ્થિભંગમાં તે અતિ હિતકર્તા મનાય છે. આ દેશના લોકો, રક્તસ્રાવ અને બીજી જાતના સ્રાવોમાં ( જેવા કે પ્રવાહિકામાં શ્લેષ્મસ્રાવ, પ્રદરમાં પૂયસ્રાવ વિગેરે ) સાજડની છાલનો ઉપયોગ કરે છે. અશ્મરી, શર્કરા વિગેરેમાં પણ પ્રતિષેધક તરીકે એનો ઉપયોગ કરવામાં આવે છે.

ખોરી. ભા. ૨. પા. ૨૫૮.

**નોંધ**—સાજડની છાલ પિત્તનાં દરદોમાં ઉપયોગી છે અને વિષઘ્ન છે. ( બેડન પૉવેલ ' પંજાબ પ્રૉડકટ્સ 'માં ).

**ડૉ. લાલમોહન ઘોષે** આનું પૃથક્કરણ કરીને બહુ જ બારીકાઈથી તેની નોંધ લીધેલી છે. એ જણાવે છે કે આની છાલ હૃદયને હિતકર તો છેજ પણ લોહીનું દબાણ ( Blood pressure ) સ્હેજ વધારે છે. .... ડીજીટેલીસ જેવી ઝેરી અસર લાંબા વખતના સેવન પછીથી પણ દેખાતી નથી. લીલી છાલને ઝીણી વાટીને આંખ ઉપર બાંધવાથી તુરતજ સોજો ઉતરી જાય છે. કેટલાક આ છાલને અશ્મરીઘ્ન માને છે, પણ પેસાબમાં તેનાથી ફૉસ્ફેરીક અને યુરીક એસીડ વધે છે એટલું જ; અશ્મરીનાશક ગુણ સંદેહવાળો છે. બહુ જ રસિક અને લંબાણ વિવેચન વાંચવું હોય તેઓએ ઇન્ડીયન મેડીસીનલ પ્લેન્ટસ પાનું ૫૪૬–૪૭ જોઇ લેવું.

ઉલ્લેખ—વ. શા. પા. ૩૩૨; રૂ. નિ. પા. ૪૩૬; N. p. 112; Watt VI part IV p. 37; Indi. Medi. Plants p. 545

---

## ૧૫૯ બહેડા

### N.O. Combretaceæ.

**નામો**—बिभीतकः कर्षफलः, अक्षः,कलिद्रुमः ( સંસ્કૃત ); **બહેડાંનું ઝાડ** ( ગુજરાતી ); બૈરા, બીરડા, વાવરા ( મરાઠી ); બહેરા, ભેહેરા ( હિંદી ); બહેડા ( બંગાલી ); Terminalia bellerica–ટર્મીનેલીયા બેલેરીકા ( લેટીન ).

परिचय— बिभीतको महावृक्षो ह्यणुपुष्पो भवेद्गिरौ ।
वटपत्रो वृत्तफलो वसंते फलदः स्मृतः ॥

॥ शिवदत्तः ॥

गुणाः— बिभीतकः कटुः पाके लघुर्वैस्वर्यजित् सरः ।
कासाक्षिवक्त्ररोगघ्नः केशवृद्धिकरः परः ॥
॥ ध. नि. ॥

बिभीतकः कटुस्तिक्तः कषायोष्णः कफापहः ।
चक्षुष्यः पलितघ्नश्च विपाके मधुरो लघुः ॥
॥ रा. नि. ॥

बिभीतकं स्वादुपाकं कषायं कफपित्तनुत् ।
उष्णवीर्यं हिमस्पर्शं भेदनं कासनाशनम् ॥
रूक्षं नेत्रहितं केश्यं कृमिवैस्वर्यनाशनम् ।
बिभीतमज्जा तृट्छर्दिकफवातहरी लघुः ॥
कषायो मदकृच्चाथ धात्रीमज्जापि तद्गुणः ॥
॥ भा. प्र. ॥

चरक— १ ग्रन्थिविसर्पे—बिभीतकस्य वा ग्रन्थिं कल्केनोष्णेन सेचयेत् ॥
चि. अ. ११

२ शोथे—बिभीतकस्य फलमध्यलेपः सर्वेषु दाहार्तिहरः प्रलेपः ॥
चि. अ. १७

सुश्रुत— ३ अश्मर्याम्—अक्षबीजञ्च सुरया कल्कीकृत्य पिबेन्नरः । मूत्रदोषविशुद्ध्यर्थं तथैवाश्मरीनाशनम् ॥

वाग्भट— सर्वेषु श्वासकासेषु—सर्वेषु श्वासकासेषु केवलं वा बिभीतकम् ॥
चि. अ. ३.

५ शुक्रे—मज्जा वाक्षात् समाक्षिकात् ।

चक्रदत्त— ६ कासे—बिभीतकं घृताभ्यक्तं गोशकृत्परिवेष्टितम् ।
स्विन्नमग्नौ हरेत् कासं ध्रुवं आस्यविधारितम् ॥

७ श्वासे उद्धंसिकायाम् च—कर्षं कलिफलचूर्णं लीढं चात्यन्तमधुना मिश्रितम् । अचिराद्धरति श्वासं प्रबलामुद्धंसिकाञ्चैव ॥

बंगसेन— ८ अतिसारे—बिभीतकफलं दग्धं हन्याल्लवणसंयुतम् ।
महान्तमप्यतीसारं चक्रपाणिरिवासुरान् ॥

९ हृद्गते वायौ—पिबेदुष्णाम्भसा पिष्टं साश्वगन्धं बिभतिकम् ।
गुडयुक्तं प्रयत्नेन हृदयानिलनाशनम् ॥

शोढल— १० पित्तज्वरे दाहशान्त्यर्थम्—बिभीतकास्थिमज्जायां दाहे कुर्यात् प्रलेपनम् ॥

**વર્ણન**—બહેઢાનાં ઝાડ મોટાં થાય છે. એનાં પાન બદામના જેવાં, શાખાઓને છેડે, ગુચ્છામાં, આંતરે આવેલાં હોય છે. પાન શિયાળે ખરી જાય છે; ફાગણ ચૈત્રમાં તે પાછાં આવે છે અને તેની સાથે જ પુલોની લર પણ આવે છે. આ વખતે આ ઝાડ સુંદર જણાય છે. આનાં બીજ ખાવાથી ઝેરી અસર નીપજે છે એમ ડૉ. કીર્તિકરે તેમના Poisonous plants of India Vol I માં લંબાણથી જણાવેલું છે. પ્રાતઃસ્મરણીય નલરાજાને છોડીને કલિયુગ આ ઝાડમાં પેસી ગયેલો એવી દંતકથા ઉપરથી આ ઝાડનું નામ कलिद्रुम પડયું હશે.

## વૈદ્યકમાં બહેઢાંનો ઉપયોગ

**ચરક**— ૧ **ગ્રંથિવિસર્પ** ( પહાડી રતવા ? )માં—બહેઢાની છાલની થેપલી કરી દરદવાળા ભાગ ઉપર સેક કરવો અથવા છાલને ઘસીને ચોપડવી. ચિ. અ. ૧૧

૨ **સોજા ઉપર**–બહેઢાંની મીંજનો લેપ દરેક જાતના સોજાનો દાહ અને તેને લગતી પીડા શાંત કરે છે. ચિ. ૧૭.

**સુશ્રુત**— ૩ **પથારીમાં**–બહેઢાંનાં બીજનું ચૂર્ણ દારૂ સાથે પીવાથી મૂત્ર· કૃચ્છ્, પથરી વિગેરે મટે છે.

**વાગ્ભટ**— ૪ **દરેક જાતના શ્વાસ અને ખાંસીમાં**-બહેઢાંની છાલનું ચૂર્ણ મધ સાથે ચાટવું.

૫ **આંખના ફુલામાં**- બેઢાંની મીંજનું ચૂર્ણ મધ સાથે આંજવું.

**ચક્રદત્ત**— ૬ **ખાંસીમાં**–એક બહેઢા ઉપર સ્હેજ ઘી ચોપડવું. એની ઉપર ઘાસ લપેટી ઉપર ગાયનું છાણ લપેટી આગમાં બાફવું. એ બહેડું મ્હોમાં રાખવાથી ખાંસી મટે છે.

૭ **પ્રબલ શ્વાસમાં**–બહેઢાંની છાલનું ચૂર્ણ તોલો એક, મધ સાથે ચાટયું હોય તો ખાંસી, શ્વાસ વિગેરે જલદીથી મટે છે.

**બંગસેન**— ૮ **ઝાડામાં**–બહેઢાના ફુલને બાળી નાખવું અને પછી તેને બારીક વાટી નાખવું. એમાં સ્હેજ સિંધાલુણ મેળવીને પાણી સાથે પી જવું. આથી અતિસાર મટે છે. ચક્રપાણિ વિષ્ણુથી જેમ અસુરો હણાય છે તેમ આ પ્રયોગથી અતિસાર હણાય છે.

૯ **હૃદયમાં વાયુ રહેલો હોય તો**—બહેઢાંનું ચૂર્ણ અને અશ્વગંધાનું ચૂર્ણ સમાન ભાગે લેવું. તે ગોળમાં મેળવીને ગરમ પાણી સાથે પીવું. આથી હૃદયમાં રહેલો પવન નાશ પામે છે.

શોઢલ— ૧૦ પિત્તજ્વરમાં દાહની શાંતિ માટે—બહેડાંની મીંજ પાણીમાં વાટીને શરીરે ચોપડવાથી દાહ મટી જાય છે.

**वक्तव्य**—પ્રખ્યાત ત્રિફલા નામની બનાવટમાં બહેડાં પડે છે. ચરકે વિરેચનોપગ દશેમાનિમાં ઉલ્લેખ કરેલો છે. ચરક અને સુશ્રુત બન્નેએ તૈલયોનિ ફલવર્ગમાં બિભીતકનો ઉલ્લેખ કરેલો છે. સુશ્રુતે બિભીતક તેલને કૃષ્ણીકરણ તરીકે ઓળખાવ્યું છે. અગ્નિદગ્ધ વ્રણ તેમજ કલપ વિગેરેમાં આ તેલ વાપરી શકાય ખરૂં.

**Actions and Uses**—Astringent, tonic and laxative. With a salt and long pepper it is given as an expectorant in the form of electuaries in cough, hoarseness of voice, sore-throat and dyspepsia. The dried pulp, roasted, is kept in the mouth as lozenges in sore-throat. The fruit is given in diarrhœa, dropsy, leprosy, &c; also in enlargement of spleen.

**ભાવાર્થ**—બહેડાના ફૂલની છાલ ગ્રાહી, બલ્ય, મૃદુ રેચક છે. સિંધાલુણ અને લીંડીપીપર સાથે ગોળી બનાવી તે કફનાં દરદોમાં મ્હોંમાં રાખવા માટે અપાય છે. એથી કફ, ઘાંટો બેસી ગયો હોય તે, ગલક્ષત અને અજીર્ણ વિગેરે મટે છે. છાલને સ્હેજ અગ્નિમાં ભુંજીને પછીથી મ્હોંમાં રાખવાથી ગલક્ષત, ગળામાં ચોળીયા વધ્યા હોય તો તે પણ મટે છે. ફૂલ અતિસાર, ઉદર, વાતરક્ત અને પ્લીહવૃદ્ધિ વિગેરેમાં ઉપયોગી છે.

બોરી, ભા. ૨. પા. ૨૫૯.

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 539; રૂ. નિ. પા–૧૦૧; વ. શા. પા. ૩૩૦; N. p. 112; Watt VI part IV p. 18; વનસ્પતિ ગુણાદર્શ. પા. ૫૪૮.

---

## ૧૬૦ હરડે.

### N. O. Combretaceæ.

**નામો**—हरीतकी, अभया, पथ्या, शिवा ( સંસ્કૃત ); હરડે, હરડ ( ગુજરાતી ); હરીતકી, હર્તકી ( મરાઠી. બંગાલી ); હર્રે, હડ ( હિંદી ); હેરડો ( નેપાલ ); હર ( પંજાબ ); કરકકાય, કરાક્કા ( તેલંગી ); પન્નગા ( બ્રહ્મદેશ ); હલેલેજર્દ ( ફારસી ); અહલીજ ( અરબી ); Myrobalans–માયરોબેલન્સ ( અંગ્રેજી ); Terminalia Chebula–ટર્મીનેલીયા ચેબ્યુલા ( લેટીન ).

**परिचयं**— वासादल्लो द्रुमोऽद्रिस्यः फलं तस्य हरीतकी ॥

॥ शोषदत्तः ॥

**गुणाः—**

कषायाम्ला च कटुका तिक्ता मधुरसान्विता।
इति पञ्चरसा पथ्या लवणेन विवर्जिता॥
अम्लभावाज्जयेद्वातं पित्तं मधुरतिक्तकात्।
कफं रूक्षकषायत्वात् त्रिदोषघ्नी ततोऽभया॥
प्रपथ्या लेखनी लघ्वी मेध्या चक्षुर्हिता सदा।
मेहकुष्ठव्रणच्छर्दिशोफवातास्रकृच्छ्रजित्॥
वातानुलोमनी हृद्या सेन्द्रियाणां प्रसादनी।
संतर्पणकृतान् रोगान् प्रायो हन्ति हरीतकी॥
तृष्णायां मुखशोषे च हनुस्तम्भे गलग्रहे।
नवज्वरे तथा क्षीणे गर्भिण्यां न प्रशस्यते॥
हरस्य भवने जाता हरीता च स्वभावतः।
सर्वरोगांश्च हरते तेन ख्याता हरीतकी॥

॥ ध. नि. ॥

हरीतकी पंचरसा च रेचनी कोष्ठामयघ्नी लवणेन वर्जिता।
रसायनी नेत्ररुजापहारिणी त्वगामयघ्नी किल योगवाहिनी॥
बीजास्थितिक्ता मधुरा तदन्तस्त्वग्भागतः सा कटुरुष्णवीर्या।
मांसांशतश्चाम्लकषाययुक्ता हरीतकी पंचरसा स्मृतेयम्॥

विजया रोहिणी चैव पूतना चामृताऽभया।
जीवन्ती चेतकी चेति नाम्ना सप्तविधा मता॥
अलाबुनाभि **विजया** सुवृत्ता **रोहिणी** मता।
स्वल्पत्वक् **पूतना** ज्ञेया स्थूलमांसाऽ**मृता** स्मृता॥
पञ्चास्रा **चाभया** ज्ञेया **जीवन्ती** स्वर्णवर्णभाक्।
त्र्यस्रा तु **चेतकी** विद्यात् इत्यासां रूपलक्षणम्॥

विन्ध्याद्रौ विजया हिमाचलभवा स्याच्चेतकीपूतना
सिन्धौ स्यादथ रोहिणी तु विजया जाता प्रतिस्थानके।
चम्पायाममृताऽभया च जनिता देशे सुराष्ट्राह्वये
जीवन्ती च हरीतकी निगदिताः सप्तप्रभेदा बुधैः॥

सर्वप्रयोगे **विजया** च **रोहिणी** क्षतेषु लेपेषु च **पूतनो**दिता।
विरेचने स्यादमृता गुणाधिका **जीवन्तिका** स्यादिह जीर्णरोगजित्॥

स्याच्चेतकी सर्वगदापहारिका नेत्रामयघ्नीं अभयां वदन्ति ।
इत्थं यथायोगमियं प्रयोजिता ज्ञेया गुणाढ्या न कदाचिदन्यथा ॥

चेतकी च धृता हस्ते यावत्तिष्ठति देहिनः ।
तावद्विरिच्यते वेगात् तत्प्रभावान्न संशयः ॥

सप्तानामपि जातीनां प्रधाना विजया स्मृता ।
सुखप्रयोगसुलभा सर्वव्याधिषु शस्यते ॥

क्षिप्ताऽप्सु निमज्जति या सा ज्ञेया गुणवती भिषग्वर्यैः ।
यस्या यस्या भूयो निमज्जनं सा गुणाढ्या स्यात् ॥

॥ रा. नि. ॥

पथ्याया मज्जनि स्वादुः स्नायावम्लो व्यवस्थितः ।
वृन्ते तिक्तस्त्वचि कटुः अस्थिन तु तुवरो रसः ॥

नवा स्निग्धा घना वृत्ता गुर्वी क्षिप्ता च वाम्भसि ।
निमज्जेत् सा प्रशस्ता च कथिताऽतिगुणप्रदा ॥

नवादिगुणयुक्तत्वं तथैकत्र द्विकर्षता ।
हरीतक्या फले यत्र द्वयं तच्छ्रेष्ठमुच्यते ॥

॥ भा. प्र. ॥

चर्विता वर्धयत्यग्निं पेषिता मलशोधिनी ।
स्विन्ना संग्राहिणी पथ्या भृष्टा प्रोक्ता त्रिदोषनुत् ॥

उन्मीलनी बुद्धिबलेन्द्रियाणाम् निर्मूलिनी पित्तकफानिलानाम् ।
विसर्जिनी मूत्रशकृन्मलानाम् हरीतकी स्यात्सह भोजनेन ॥

अन्नपानकृतान् दोषान् वातपित्तकफोद्भवान् ।
हरीतकी हरत्याशु भुक्तस्योपरि योजिता ॥

लवणेन कफं हन्ति पित्तं हन्ति सशर्करा ।
घृतेन वातजान् रोगान् सर्वरोगान् गुडान्विता ॥

सिन्धूत्थशर्कराशुण्ठीकणामधुगुडैः क्रमात् ।
वर्षादिष्वभया सेव्या रसायनगुणैषिणा ॥

अध्वातिखिन्नः बलवर्जितश्च रूक्षः कृशो लङ्घनकर्षितश्च ।

पित्ताधिको गर्भवती च नारी विमुक्तरक्तस्त्वभयान्न खादेत् ॥

॥ भा. प्र. ॥

चरक— १ **रक्तार्शःसु** —सगुडामभयां वाथ प्राशयेत् पौर्वभक्तिकीम् ॥

चि—अ—९

२ **उदरामये**—न तु संग्रहणं देयं पूर्वमामातिसारिणे ।
विबध्यमानाः प्राग्दोषा जनयन्त्यामयान् बहून् ॥
तस्मात् उपेक्षितोत्क्लिष्टान् वर्तमानान् स्वयं मलान् ।
कृच्छ्रं वावहतान् दद्यादभयां संप्रवर्त्तिनीम् ॥
तया प्रवाहिते दोषे प्रशाम्यत्युदरामयः ।
जायते देहलघुता जठराग्निश्च वर्धते ॥ चि–१०. १८–२०.

३ **उदररोगे**—हरीतकीसहस्रं वा । चि—अ—१८

४ **पक्वातिसारे** आमपाचनार्थम्—पथ्या वा.... उष्णवारिणा ।

चि—१९.

५ **कफजे पाण्डौ**—कफपाण्डुस्तु गोमूत्रक्लिन्नयुक्तां हरीतकीम् ।

चि—अ—२०.

६ **छर्द्यां** हरीतकी—लिह्यान्मधुनाऽभयाञ्च ॥ चि—अ—२२

सुश्रुत— ७ **वातरक्ते** हरीतकी—सर्वेषु गुडहरीतकीं वा सेवेत । चि—अ—५

८ **अदृश्येषु अर्शःसु**—प्रातःप्रातर्गुडहरीतकीं आसेवेत ॥चि—अ—६.

९ **श्लैष्मिके श्लीपदे**—पिबेद्वाऽप्यभयाकल्कं मूत्रेणान्यतमेन वा ॥

चि—अ—१५.

१० **गुल्मे**—सगुडां वा हरीतकीम् ॥ उ—अ—४२

११ **हिक्कायाम्**—हरीतकीं कोष्णजलानुपानाम् ॥ उ—५०

वाग्भट— १२ **अर्शःसु** गाढवर्चसां वर्चोऽनुलोमनार्थम्—गोमूत्राध्यूषितामद्यात्
सगुडां वा हरीतकीम् ॥ चि—८.

१३ **अश्मर्याम्**—पिबेत् क्षीरं....हरीतक्यास्थिसिद्धं वा॥ चि—११.

१४ **कंठरोगे**—हरीतकीकषायो वा पेयो माक्षिकसंयुतः ॥ उ–२२

१५ बलजननार्थम्—हरीतकीं सर्पिषि संप्रताप्य समश्नतस्तत् पिबतो घृतञ्च। भवेच्चिरस्थायि बलं शरीरे सकृत्कृतं साधु यथा कृतज्ञे ॥

उ–३९

हारीत— १६ रक्तपित्ते—आटरूषकरसेन सप्तधा भाविता च पुनरेव शोषिता। पिप्पलीमधुसमन्विताऽभया रक्तपित्तमतिदुर्जयं जयेत् ॥

चि–अ–११

१७ मदात्यये—पथ्याक्वाथेन संयुक्तं पयःपानं मदात्यये ॥ चि–अ–१७

भावप्रकाश— १८ रुग्दाहनाम्नि सन्निपातज्वरे—पथ्यां तैलघृतक्षौद्रैः लिह्याद्दाहविनाशिनीम् ॥

१९ आमेषु अजीर्णेषु—आमेष्वजीर्णेषु गुदामयेषु। वर्चोविबन्धेषु च नित्यमद्यात्। गुडेन पथ्यां तृतीयाम्.... ॥

२० जातीफलमदनाशार्थम्—जातीफलमदं शीघ्रं हन्ति पथ्या निषेविता ॥

२१ पित्तशूले—सगुडां घृतसंयुक्तां भक्षयेद्वा हरीतकीम् ॥

वैद्यमनोरमा— २२ रसायने—मम सत्यप्रतिज्ञेयं यूयं शृणुत पण्डिताः।
पथ्यायाःसदृशं किंचित् कुत्रचिन्नैव विद्यते ॥
पथ्याशी व्यायामी स्त्रीषु जितात्मा नरो न रोगी स्यात्।
यदि मनसा वचसा वा द्रुह्यति नित्यं न भूतेभ्यः ॥
लौहे पात्रे लिप्तां पथ्यां लीढ्वाऽन्येद्युः सर्पिः क्षौद्रम्।
व्याधींञ्जित्वा स्थायीकुर्यान्नित्यं देहं निःसंदेहम् ॥

२३ कुष्ठव्रणादिनाशार्थम्—प्रताप्य संचूर्ण्य तिलोद्भवान्विता पुराणकुष्ठव्रणहा हरीतकी ॥

राजमार्तण्ड— २४ उपदंशे—लिङ्गामयःशाम्यति लेपितो वा हरीतकीयुक्तरसाञ्जनेन ॥

शोढल— २५ दद्रौ—शोफपाण्ड्वामयहरा गुल्ममेहकफापहा।
दद्रुपामाहरा चैव पथ्या गोमूत्रसेविता ॥

२६ **रक्तपित्ते**—अपहरति रक्तपित्तं कण्डूं गुल्मं च पैत्तिकं सद्यः।
जीर्णज्वरं च शमयति मृद्वीकासंयुता पथ्या ॥

२७ **वृद्धौ**- गोमूत्रसिद्धां रुबुतैलभृष्टां हरीतकीं सैन्धवचूर्णयुक्ताम्।
खादन्नरः कोष्णजलानुपानां निहन्ति वृद्धिं चिरतः प्रवृद्धाम् ॥

२८ **गलविद्रध्याम्**—हरीतकीकषायो वा पेयो माक्षिकसंयुतः ॥

२९ **आमवाते**—एरण्डतैलयुक्तां हरीतकीं भक्षयेद्विधिवत्। आमा-
निलार्त्तियुक्तो गृध्रसीवृद्ध्यर्दितो नित्यम् ॥

३० **अग्निमान्द्ये**—हरीतकी भक्ष्यमाणा नागरेण गुडेन वा ।
सैन्धवोपहिता वापि सातंत्येनाग्निदीपनी ॥

३१ **देहस्वेदस्य शान्त्यर्थम्**—हरीतकीं तु संपेष्य गात्रमुद्वर्तयेन्नरः।
पश्चात्स्नानं प्रकुर्वीत देहस्वेदोपशान्तये ॥

३२ **अजीर्णशङ्कायाम्**—भवेदजीर्णं प्रति यस्य शङ्का स्निग्धस्य
जन्तोः बलिनोऽन्नकाले। पूर्वं सशुण्ठीमभयामशङ्को भुञ्जीत
संप्राश्य हितं हिताशी ॥

३३ **विषमज्वरे**—मधुना वाभया लीढा हन्त्याशु विषमज्वरम् ॥

३४ **अम्लपित्ते**—सद्राक्षां अभयां खादेत् सक्षौद्रां सगुडां वचाम् ॥

**चक्रदत्त**— ३५ **अशेषाक्षिरोगहरत्वे**—कार्यो हरीतकी तद्वत् घृतभृष्टो बिडालकः ॥

**वंगसेन**— ३६ **चिप्पे**—स्वरसेन हरिद्रायाःपात्रे कृत्वाऽऽयसेऽभयाम् ।
पिष्ट्वा तज्जेन कल्केन लिम्पेच्चिप्पं पुनः पुनः ॥

**વર્ણન**—"આ મોટું પાનખર વૃક્ષ ઉત્તર હિંદુસ્તાનમાં કુમાઉનથી બંગાળા સુધી અને દક્ષિણમાં ૧૦૦૦ થી ૩૦૦૦ ફીટની ઉંચાઈ સુધી બહુ જોવામાં આવે છે. વળી બ્રહ્મદેશ, સિલોન અને મલાયામાં પણ થાય છે. મદ્રાસ ઈલાકામાં તમામ જંગલોમાં તે સાધારણ છે. કોઇમ્બટુરમાં તે ઝાડ મોટા કદનાં થાય છે. કાનડા તથા સુંદાના ઘાટમાં, ગંજામ તથા ગમસુર અને ગોદાવરીના પ્રદેશમાં પણ થાય છે. મુંબાઇ ઇલાકામાં ઉંચાં જંગલોમાં અને ઘાટ પાસે સાધારણ ઉગે છે, તથા બેલગામ અને કાનડાના ઘાટમાં અને સાત-

પુડાના ઉંચા પ્રદેશમાં તે બહુ થાય છે. કાઠિયાવાડમાં ગીરનાર અને બરડામાં હરડેનાં ઝાડ જુજ જોવામાં આવે છે. તેનાં પાંદડાં બહુધા અરડુસીને મળતાં થાય છે. તેનાં ફળને હરડે કહે છે."

## વૈદ્યકમાં હરડેનો ઉપયોગ

ચરક— ૧ **દુઝતા હરસમાં**–હમેશાં હરડેનું ચૂર્ણ અને ગોળ ખાધા પહેલાં ખાવું. ચિ. અ. ૯.

૨ **ઝાડા થયા હોય તો**–ઝાડા થયા કે તુરત જ તેને અટકાવવાની દવા ન આપવી જોઇએ. એથી અનેક રોગો થાય છે. માટે પહેલાં ઝાડાને થવા દેવા એજ સારૂં છે. દોષ વિગેરેને પકાવવા અને તેને બહાર કાઢવાને પહેલ વહેલી હરડે આપવી. એથી દોષ નીકળી જશે અને ઝાડા મટી જશે. ચિ. ૧૦–૧૮

( ગોળ, ઘી, મધ અને તેલ સાથે હરડે આપવાથી ઝાડા અવશ્ય મટે છે. )

૩ **ઉદરરોગમાં**–એક હજાર હરડે ખાવી. ચિ. ૧૮.

૪ **પકવાતિસારમાં**–ગરમ પાણી સાથે હરડેચૂર્ણ આપવું. ચિ. ૧૯

૫ **કફજન્ય પાંડુરોગમાં**–ગોમૂત્રમાં પલાળેલી હરડે હમેશાં ખાવી. ચિ. ૨૦

૬ **ઉલટીમાં**–મધ સાથે હરડેચૂર્ણ ચાટવું. ચિ. ૨૩.

સુશ્રુત— ૭ **વાતરક્તમાં**–ગોળ અને હરડેનું સેવન કરવું. ચિ. ૫.

૮ **હરસ બહાર દેખાતા ન હોય એમાં**–હમેશાં સવારમાં ગોળ સાથે હરડે ખાવી. ચિ. અ. ૬.

૯ **કફજન્ય હાથીપગામાં**–હરડેનું ચૂર્ણ ગોમૂત્ર સાથે પીવું. ચિ. ૧૯

૧૦ **ગુલ્મમાં**–ગોળ સાથે હરડે ખાવી. ઉ. ૪૨

૧૧ **હેડકીમાં**–ગરમ પાણી સાથે હરડે ખાવી. ઉ. ૫૦

વાગ્ભટ— ૧૨ **હરસમાં ઝાડો કઠણ થતો હોય તો**–ગોમૂત્રમાં પલાળી રાખેલી હરડે ગોળ સાથે ખાવી. ચિ. ૮

૧૩ **પથરીમાં**–હરડેના ઠળીયા નાખીને પકાવેલું દુધ પીવું. ચિ. ૨૧

૧૪ **કંઠના રોગોમાં**–હરડેનો ક્વાથ મધ નાખીને પીવો. ઉ. ૨૨

૧૫ **શક્તિ માટે**–હરડેની છાલને ઘીમાં તળી લેવી. પછી એ છાલને ખાંડીને બારીક ચૂર્ણ કરી લેવું. તળતાં વધેલું ઘી જુદી બરણીમાં ભરી લેવું. આ ચૂર્ણ અને આ ઘી હમેશાં ચાટી જવું. આથી બળ આવે છે અને શરીર પોષાય છે. ઉ. ૩૯.

હારીત— ૧૬ **રક્તપિત્તમાં**–હરડે અને લીંડીપીપર સમાન ભાગે લેવાં. સાત દિવસ સુધી તેને અરડુસીના રસની ભાવનાઓ આપવી. આ ચૂર્ણ મધ સાથે ચાટવાથી રક્તપિત્ત મટે છે. ચિ. ૧૧

૧૭ **મદાત્યયમાં**–હરડેનો ક્વાથ અને દુધ પીવું. ચિ. ૧૭

ભાવ પ્રકાશ–૧૮ **'રૂગ્દાહ' નામના સન્નિપાતમાં**–તેલ, ઘી અને મધ સાથેહરડે ચૂર્ણ ચાટવું. દાહ વિગેરે મટશે.

૧૯ **આમ અજીર્ણમાં**–ગોળ સાથે હરડે ખાવી.

૨૦ **જાયફળનું ઘેન નાશ કરવા માટે**–હરડે ખાવી.

૨૧ **પિત્તશૂલમાં**–ગોળ ઘી સાથે હરડેચૂર્ણ ચાટવું.

વૈદ્યમનોરમા-૨૨ **રસાયન તરિકે**–હે પંડિતો ! તમો આ મ્હારી સત્ય પ્રતિજ્ઞા સાંભળો ! આ જગતમાં હરડે જેવું બીજું એક પણ ઔષધ નથી. પથ્ય ખાનારો, વ્યાયામ કરનારો, સ્ત્રીગમનમાં સંયમ રાખનારો, અને મન વચન કર્મથી પ્રાણીઓનો દ્રોહ ન કરનારો માણસ હરડેના સેવનથી અદ્દભૂત લાભ મેળવે છે.

રાત્રે એક લોખંડના વાસણમાં હરડેના ચૂર્ણને મધમાં મેળવીને ચોપડી દેવું. સવારમાં તે બધું ઉખેડી લઇ મધ અને ઘી સાથે ચાટી જવું. આથી બળ વધશે અને રોગો મટશે.

૨૩ **કુષ્ઠ, વ્રણ વિગેરે માટે**–હરડેને તેલમાં તળીને ખાવી.

રાજમાર્તંડ– ૨૪ **ઉપદંશમાં**–હરડેનું સૂક્ષ્મ ચૂર્ણ રસવંતી સાથે લિંગ ઉપર ચોપડવાથી ઉપદંશ મટે છે.

શોઢલ— ૨૫ **દાદર વિગેરેમાં**–ગોમૂત્ર સાથે હરડેનું સેવન કરવાથી સોજો, પાંડુ, ગુલ્મ, પ્રમેહ, કફ, દાદર, ખસ વિગેરે મટે છે.

૨૬ **રક્તપિતમાં**–દ્રાક્ષ સાથે હરડે (સમાન ભાગે) નું સેવન કરવાથી રક્તપિત્ત મટે છે; પિત્તગુલ્મ, જીર્ણજ્વર વિગેરે મટે છે.

૨૭ **વધરાવળમાં**–હરડેને ગોમૂત્રમાં પલાળી રાખવી (૭ દિવસ). પછી તેને દીવેલમાં શેકી લેવી. પછી ખાંડી નાખી સિંધવ નાખી શીશીમાં ભરી લેવું. હમેશાં સવાર સાંજ ગરમ પાણી સાથે ખાવાથી વધરાવળ મટે છે. લાંબા વખત સુધી સેવન કરવું.

૨૮ **ગળામાં વિદ્રધિ હોય તો**–હરડેનો ક્વાથ મધ નાખીને પીવો.

૨૯ **સંધિવામાં**–હરડે દીવેલ સાથે ખાવી. સંધિવા, ગૃધ્રસી, વૃદ્ધિ વિગેરે મટે છે.

૩૦ **જઠરાગ્નિ મંદ પડી ગઈ હોય તો**–સુંઠ અથવા ગોળ સાથે અંદર સ્હેજ સિંધાલુણ નાખી હરડેચૂર્ણ હમેશાં ખાવાથી જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે.

૩૧ **પરસેવો બહુ આવતો હોય તો**–હરડેના સૂક્ષ્મ ચૂર્ણને શરીરે ઘસવું; પછીથી સ્નાન કરી લેવું. પરસેવો દૂર થઇ જશે.

૩૨ **વિષમજ્વરમાં**–હરડે મધ સાથે ચાટવાથી વિષમજ્વર મટે છે.

૩૩ **અજીર્ણની શંકા રહેતી હોય તો**–ખાતા પહેલાં હરડેનું ચૂર્ણ અને સુંઠ હમેશાં ખાવાં. હિત ખોરાક ખાવો.

૩૪ **અમ્લપિત્તમાં**–હરડે અને દ્રાક્ષ સરખા વજને ખાવું.

**ચક્રદત્ત**— ૩૫ **બધી જાતના આંખના રોગો માટે**–હરડેના અત્યંત સૂક્ષ્મ ચૂર્ણને ઘીમાં વાટી બિડાલક ( આંખની આસપાસ ખરડ કરવો તેને બિડાલક કહે છે. ) કરવો.

**બંગસેન** —૩૬ **ચિપ્પ નામના રોગમાં**–હરડેના ચૂર્ણમાં હળદરનો સ્વરસ નાખી ખુબ ઘુંટી તે ચોપડવાથી ચિપ્પ મટે છે.

**वक्तव्य**—**ચરકે** અર્શોઘ્ન, કુષ્ઠઘ્ન, કાસહર, જ્વરહર, પ્રજાસ્થાપન અને વયઃસ્થાપન દશેમાનિમાં હરડેનો ઉલ્લેખ કરેલો છે. **સુશ્રુતે** શ્રેષ્ઠ વિરેચન-દ્રવ્યના ઉલ્લેખ પ્રસંગે ' फलेष्वपि हरीतकी ' અર્થાત્ ફલવિરેચનોમાં હરડે શ્રેષ્ઠ છે એમ કહેલું છે. અત્યારે જે હરડે બજારમાં મળે છે તેને રેચક તરિકે શ્રેષ્ઠ ન કહી શકાય. સાત જાતની હરડે ક્યાં અને આજકાલ મળતાં નાનાં હરડાં ક્યાં ? **ડીમક** કહે છે કે પ્રાચીન હિંદુઓની આ સાત જાતની હરડે ફક્ત નાના મોટા કદને આભારી હતી. ' विन्ध्याद्रौ विजया ' એ શ્લોક વાંચ્યા

પછીથી કોણ ડીમકની આ નિર્મૂલક ઉક્તિ સાંભળશે ? અત્યારે હરડેની ખેતી થતી હોત તો આ સ્થિતિ ન હોત ! યૂરોપ અમેરિકામાં લ્યૂથર બરબેંક જેવો માણસ વનસ્પતિનાં રૂપ, રંગ, કદ વિગેરે (અરે ફાફડાના કાંટા સુદ્ધાંત) બદલી શકે છે જ્યારે આપણને કૃષિ ન આવડતી હોવાથી હરડેની જાતો પણ ગુમાવી અને ફક્ત અત્યારે સર્વત્ર મળતી આ એક જ જાત-અને તે પણ ઢંગ-ધડા વગરની આપણા નસીબે રહી ગઈ! જંગલમાં આપોઆપ ઉગતી વનસ્પતિની આવી જ વલે હોય ! ખેતીના ઉત્કર્ષથી ગમે તેવું નાનું કદ મોટું કરી શકાય છે. બટાટા, ટૅામેટા વિગેરેને અમેરિકામાં આપણે સાચું પણ ન માની શકીએ એટલાં મોટાં બનાવ્યાં છે. આપણે આ તરફ ધ્યાન નહિ આપીશું તો આપણી દવાઓ કામ કરતી મટી જશે ! !

આપણી માફક હકીમ લોકો પણ હરડેની ઘણી જાતો બતાવે છે. ' મખજન-અલ-અદ્વીયા, ને આધારે ડૅા. વૅાટ નીચેની ૬ જાતો ગણાવે છેઃ—

૧ હલીલેહ-ઇ ઝીરા—ફળ બેસે કે તુરત જ લઇ લેવામાં આવે છે.

૨ હલીલેહ-ઇ જવી—ઉપરનાથી જરા મોટું. સૂકાય ત્યારે જવના દાણા જેવડું દેખાય છે.

૩ હલીલેહ-ઈ ઝંગી—બીજા નંબર કરતાં કંઇક મોટું. સૂકાય ત્યારે દ્રાક્ષના કદ જેવડું થાય છે. રંગે કાળું થાય છે. ( આપણી હીમજ આ હોય એમ મને લાગે છે. )

૪ હલીલેહ-ઇ ચીની—નંબર ૩ કરતાં મોટું. રંગમાં લીલાશપર પીળું હોય છે.

૫ હલીલેહ-ઇ અસફ્રર—જે ફળ લગભગ પાકવા ઉપર આવી ગયેલું હોય છે. તે સ્વાદમાં બહુ તુરૂ હોય છે.

૬ હલીલેહ-ઈ કાબુલી—પૂર્ણ પાકેલું ફળ.

નંબર ત્રીજું અથવા ઝંગી હરડે એજ આજકાલ વપરાતી હીમજ હોય એમ લાગે છે. હરડે જે મળે છે તે ' વિજયા ' હોય એમ લાગે છે.

**નવ્યમત**—હરડેનો મુરબ્બો સારક તરિકે દેશી લોકો રાત્રે વાપરે છે. ( સીવીલ સરજન પેની. એમ. ડી. અમૃતસર. ) આનાં ફળનું આખુંભાગું ચૂર્ણ કરીને ચલમમાં નાખીને પીવામાં આવે તો દમને આરામ કરે છે. આના ફળનો તુરો ક્વાથ શરીર સાફ કરવાને માટે કામ આવે છે. આનાં ફળને પથ્થર પર થોડું પાણી નાખી વાટી તેમાં ફારમાકોપીયા ઈંડીકાને આધારે કેરન ઑઇલ નાખી તેની થેપલી બનાવી બળેલા ઉપર કે વરાળથી દાઝેલા

ઉપર લગાડવામાં આવે છે. અને એકલું કેરન ઑઈલ કરતાં આ મિશ્ર તેલ વધારે ઝડપથી અસર કરે છે. ( સર્જન મેજર ડી. આર. થૉમ્સન. એમ. ડી; સી. આઇ. ઈ. મદ્રાસ. ) હરડે છ નંગ અને લવીંગ અથવા તજ ૧ ડ્રામ—ને ચાર ઔંસ પાણીમાં દશ મીનીટ ઉકાળી ગાળી લેવું. આ ઉકાળો લેવાથી અસરકારક જુલાબ આવે છે. વહેલો સવારમાં એ બધો ઉકાળો એક ડોઝમાં પીવો. હરડેનાં પાંદડાંમાંથી રસ બહાર નીકળી નાનાં ફળના આકારમાં એકત્ર થાય છે. તે નીચે બતાવ્યા પ્રમાણે ઈસ્પીતાલમાં અતિસારના કેસોમાં અને તેમાં પણ ખાસ બચ્ચાંએને માટે વપરાય છે—

પાંદડા પર જામેલો રસ ઔં. ૧, તજનું ચૂર્ણ ઔં. ૧, કાથાનું ચૂર્ણ ઔં. ०ાા, જાયફળનું ચૂર્ણ ઔં ०ાા-સર્વ એકત્ર કરી મોટાં માણસને ૧૦ થી ૨૦ ગ્રેન અને બચ્ચાંને એને ૧૨ મે ભાગે આપવું. ( એફ. જી. અસ્વર્થ. એપોથીકરી. કુંભકોનમ્ ).

**Actions and Uses**—*Ainsle* notices their use as an application to aphthœ. In the Pharmacopœia of India, Dr. *Waring* mentions his having found six of the mature fruits an efficient and safe purgative producing four or five copious stools unattended by griping, nausea, or other ill effects; probably those used by him were not of the largest kind. *Twining* ( Diseases of Bengal Vol I p. 407 ) speaks very favourably of the immature fruit ( halileh-i-zangi ) as a tonic and aperient in enlargements of the abdominal viscera. We found them a useful medicine in diarrhœa and dysentery given in doses of a drachm twice daily.

Dymock II p. 3

**ભાવાર્થ**—થુલીયામાં હરડેની અસર સારી છે એમ **એઈન્સ્લી** જણાવે છે. ડૉ. વૉરીંગ ફાર્માકોપીયા ઑફ ઇન્ડીયામાં જણાવે છે કે ૬ પાકાં ફલ ખાવાથી ૪–૫ સારા ખુલાસીને ઝાડા થઇ જાય છે. ઉલટી, મૉળ, વીંટ વિગેરે કંઈ પણ ચિહ્નો જણાતાં નથી; પણ ડૉ. વૉરીગનાં ફલ મ્હારા ધારવા પ્રમાણે બહુ મોટી જાતનાં નહિ હોય. કાચાં ફળને ડૉ. **ટવાઈનીંગ** બલપ્રદ, રસાયન તરિકે ગણે છે અને પ્લીહની અને યકૃત્‌ની વૃદ્ધિમાં તે ઉપયોગી છે એમ જણાવે છે. અમોને હરડે આમાતિસાર, મરડો વિગેરે રોગમાં ઉત્તમ દવા જણાઈ છે. માત્રા આખા દિવસમાં થઇ ૧ ડ્રામ. (**ડીમક**. ભા. ૨. પા. ૩ )

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૯૮; N. p. 112; Indi. Medi. Plants p. 541; **વનસ્પતિ ગુણાદર્શ** પા. ૬૫૪; Brandis p. 308.

## ૧૬૧ ધાવડો

**N. O. Combretaceæ.**

**નામો**—धवः, पिशाचवृक्षः ( સંસ્કૃત ); ધાવડો ( ગુજરાતી ); ધાવડા ( મરાઠી ); ધાવા ( હિંદુસ્તાની ); ધાઉયા ગાછ ( બંગાલી ); Anogeissus latifolia–ઍનોજેઈસસ્ લેટીફોલીયા ( લેટીન ).

**परिचय**— धवो दृढतरुः गौरः कषायो मधुरत्वचः ।
पांडुतरुः पीतफलो धवलश्च भरोद्वहः ।

॥ शिवदत्तः ॥

**गुणाः**— धवः शीतः प्रमेहार्शःपांडुपित्तकफापहः ।
मधुरस्तुवरस्तस्य फलं तु मधुरं मनाक् ॥

॥ भा. प्र. ॥

धवः कषायः कटुकः कफघ्नोऽनिलनाशनः ।
पित्तप्रकोपनो रुच्यो विज्ञेयो दीपनः परः ।

॥ रा. नि. ॥

**सुश्रुत**— १ **कर्णपूये**—....मधूकधवशालमजम् ।
पूरणार्थं प्रशंसन्ति तैलं वा तैर्विपाचितम् ॥

उ–२१–४७

**चरक**— २ **कुष्ठे**–खदिरो धवश्च लेपः ॥ चि–७–१२१

३ **विसर्पे**–खदिरं सप्तपर्णं च मुस्तमारग्वधं धवम् ।
....पृथगालेपनं कुर्याद्द्वन्द्वशः सर्वशोऽपि वा ॥ चि–११–८७

**वाग्भट**— ४ **रसायनार्थम्**–धवाश्वकर्णासनबालपत्रसारास्तथा पिप्पलीवत्प्रयोज्याः। लोहोपलिप्ताः पृथगेव जीवेत्समाः शतं व्याधिजराविमुक्तः ॥

उ–३९–१०५

**વર્ણન**—ધાવડાનાં ઝાડ ઘણાં ઉંચાં થાય છે. એની ડાંડી ફીક્કા ધોળા રંગની હોય છે. તે ઉપર ઊભા ચીરા પડેલા હોય છે. તે ઉપરથી પાતળી ફોતરી ઉતરતી દેખાય છે. અંદરની છાલ લીલા રંગની ને અંતરછાલ ધોળી

ને મજબુત રેસાવાળી હોય છે. પાન આંતરે પણ સામસામાં આવેલાં હોય એવાં જણાય છે. પાન પહોળાં અને ઘણું કરીને બન્ને છેડે બુઠ્ઠાં હોય છે. ફુલ સૂક્ષ્મ, ધોળા રંગનાં હોય છે. ફળ ઘણાં બારીક, ગોળાઈ લેતાં, લાંબી અણીવાળાં હોય છે. તેની બાજુએ તે પાંખ જેવા છેડાવાળાં હોય છે. તેનો રંગ પીળાશ લેતો રાતો ભુરો હોય છે. તે ચળકતાં અને તેમાં એકેક ભુરૂં બીજ હોય છે. હિંદમાં સુકા પ્રદેશમાં તેનાં ઝાડ થાય છે. પોરબંદર તરફના રબારીઓ આ ઝાડને ભૂતબાકરો કહે છે. સંસ્કૃતમાં પિશાચવૃક્ષની જ આ અસર છે. પણ એને પિશાચવૃક્ષ કેમ કહ્યું હશે ? એનું લાકડું બહુ મજબુત થાય છે. એની છાલમાં ટૅનીક એસીડ ઠીક ઠીક હોવાથી ચમાર લોકો રંગના કામમાં લે છે. પંચમહાલમાં ઇંદ્રખ ( Anogiessus acuminata ) નામનાં આનેજ મળતાં અસંખ્ય ઝાડ થાય છે. ધાવડાની જગોએ આ ઇંદ્રખ વાપરી શકાય એમ છે.

## વૈદ્યકમાં ધાવડાનો ઉપયોગ—

સુશ્રુત— ૧ કાન પાકતો હોય અને દુર્ગંધી પસ નીકળતું હોય તો–ધાવડાના રસનાં ટીપાં કાનમાં મૂકવાં અગર આ રસથી તેલ પકાવી લઇને તેનાં ટીપાં મૂકવાં. ઉ. ૨૧–૪૭

ચરક— ૨ કુષ્ઠમાં–ખેર અને ધાવડાના સારનો લેપ કરવો. ચિ. ૭–૧૨૧

૩ રતવામાં–ધાવડાની છાલ પાણીમાં વાટીને તેને રતવા ઉપર ચોપડવી. ચિ. ૧૧–૮૭

વાગ્ભટ— ૪ રસાયન તરીકે–ધાવડાના લાકડાની અંદરનો સાર રાત્રે લોખંડના વાસણમાં મધ સાથે મેળવીને રાખી મૂકવો. સવારમાં તે ઉખેડી લઈને દુધ સાથે પી જવો. રસાયન છે. ઉ. ૩૯–૧૦૫

**વક્તવ્ય**—દશેમાનિમાં ચરકે ધાવડાનો ઉલ્લેખ નથી કર્યો. તે જાંગલ વૃક્ષ છે. કષાય સ્કંધમાં છે; કુષ્ઠઘ્ન લેપમાં બીજાં સાથે વપરાયલું છે. નાગબલાની પેઠે રસાયન તરિકે ધાવડાનો પણ ઉપયોગ કરવાનું ચરકે જણાવેલું છે ( ચિ ૧–૧૭૬ ). ગ્રાહી હોવાથી અર્શમાં રક્ત બહુ વહેતું હોય તો બીજાં ગ્રાહી ઔષધો સાથે તેનો ઉલ્લેખ છે. મૂત્રકૃચ્છ્રમાં બીજાં સાથે ગણાવેલું છે ( ચિ. ૨૬–૫૫ ). યોનિરોગમાં ધાવન અને પિચુ માટે તે વપરાયલું છે ( ચિ ૩૦–૭૨–૮૦ ).

સુશ્રુતે સાલસારાદિ અને મુષ્કકાદિ ગણુમાં ધાવડાનો ઉલ્લેખ કરેલો છે. વાગ્ભટે અસનાદિ અને મુષ્કકાદિ ગણુમાં ઉલ્લેખ કરેલો છે. રોપણુ તરિકે વ્રણુમાં ઘણીખરી જગોએ સુશ્રુતે ધાવડો યોજેલો છે. પાણી શુદ્ધ કરવા માટે બીજાં સાથે ધાવડો પણુ ગણુાવેલો છે. ધાવડાનાં ફુલ અંજનમાં પણુ યોજાયલાં છે ( ઉ. ૧૭-૯૬ ).

ડલ્હણે ધવને शाकप्रख्यः અને મદનપાલે પણુ शाकटाख्यो धुरंधरः કહેલું છે.

ઉલ્લેખ—Indi. Medi. Plants p. 549; વ. શા. પા. ૩૩૫; રૂ. નિ. પા. ૫૧૮; N. p. 113; Watt I p. 256.

---

# जम्ब्वादि वर्ग

## N. O. Myrtaceæ.

### ૧૬૨ વાપુંભા.

**નામો**—कुम्भी, कटभी (સંસ્કૃત); વાપુભા ( ગુજરાતી ); Careya arborea—કૅરેયા આર્બોરીયા ( લેટીન ).

**परिचय**—

किणिही भद्रइंद्राणी तीक्ष्णा शतपदाह्वया ।
विषघ्नी जनका चंडा श्वेता च दधिपुष्पिका ॥
कटभिः स्वादुपुष्पा च मधुरेणुः कटंभरा ॥

॥ भा. प्र. ॥

**गुणाः**—

कटभी तु प्रमेहास्रनाडीव्रणविषकृमीन् ।
हंत्युष्णा कफकुष्ठघ्नी कटुरुष्णा च कीर्तिता ॥
तत्फलं तुवरं ज्ञेयं विशेषात्कफजंतुहृत् ॥

॥ भा. प्र. ॥

कटभी चेत्कटुरुष्णा गुल्मविषाध्मानशूलदोषघ्नी ।
वातकफाजीर्णरुजाशमनी श्वेता च तत्र गुणयुक्ता ॥

॥ रा. नि. ॥

कटभी कटुका चोष्णा तुवरा तिक्तका मता ।
नाडीव्रणं रक्तरुजं प्रमेहञ्च विषं कृमीन् ॥
श्वेतकुष्ठं कफञ्चैव त्रिदोषञ्च व्रणन्तथा ।
शिरोरोगमजीर्णञ्च नाशयेदिति कीर्तिता ॥
फलञ्चास्या धातुवृद्धिकरं च कफवर्धकम् ॥
निर्य्यासोऽस्या गुरुर्वृष्यो बल्यो वातविनाशन ॥

॥ इति महाश्वेतकटभी तत्फलनिर्यासगुणाः ॥

क्षुद्रा च कटभी चोष्णा कटुका कुष्ठहा मता ।
कफहा रक्तदोषघ्नी मेदोरोगहरा परा ॥
नाडीव्रणं विषं मेहं कृमींश्चैव विनाशयेत् ।
कटभीवत्फलगुणाः ज्ञेयाः........ ॥

॥ वै. नि ॥

**वक्तव्य**—कटभी સંદિગ્ધ છે. અમરકોષમાં ज्योतिष्मती નો પર્યાય कटभी ગણાવેલો છે (" कटवत् भाति " કટ શું હશે ?). 'રાજનિઘંટુ'કાર લખે છેઃ– सितादिकटभि श्वेता किणिही गिरिकर्णिका । शिरीषपत्रा कालिंदी शतपादा विषघ्निका । महाश्वेता महाशौण्डी महादिकटभीदशा ॥ એટલે કિણિહી નામના વૃક્ષવિશેષને તે કટભી કહે છે અને તેના કૃષ્ણ અને શ્વેત એવા બે ભેદ પાડે છે. તેમાં પાછું શ્વેતાના મહા, हूस्वा એવા બે ભેદો પાડે છે. તેમાં પાછું શ્વેતા કટભીનો ગુણ કૃષ્ણ કરતાં વધારે છે એમ જણાવે છે. ' शिरीषपत्रा ' અને ' शतपादा ' નું શું ? ' રત્નાવલિ 'માં કંટકશિરીષ અને લતાશિરીષ માટે કટભી પર્યાય છે એમ " વૈદ્યકશબ્દસિંધુ ' જોતાં જણાય છે. दधिपुष्पिका નું શું ?

**ચરકમાંથી** कटभीના ઉલ્લેખ મળી આવે છે. ઉન્માદના મહાપૈશાચિક ઘૃતમાં ' कटंभरा ' છે; સિદ્ધાર્થકાદિ અગદમાં कटभी છે. અપસ્મારમાં પણ कटभी યોજાયલી છે (चि–१५–३०). ગ્રહણીના पंचमक्षार ના પાઠમાં कटभी છે (चि–१९–१८५). વિષમાં ચાર પાંચ ઠેકાણે कटभी યોજાયલી છે (જુઓ–चि–૨૫....૬૪–૧૮૫ ૨૦૧–૨૧૦–૨૪૧ શ્લોકો)

**સુશ્રુતમાં પ્રમેહમાં** कटभीस्नेह નો ઉલ્લેખ છે. જુઓ...कटभीस्नेहाः प्रमेहेषु (चि–३१–५). કોઇ ઠેકાણે ઝેર છાંટેલું હોય તો ત્યાં આગળ सिंचेत्पयोभिस्तु मृदन्वितैस्तं विडंगपाठा**कटभी**जलैर्वा । (क–३ १२)-વિડંગ, કટભી વગેરેનું પાણી છાંટવું એમ લખેલું છે. એકસરઔષધિગણમાં कटभी યોજાયલી છે અને તે ગણના અંતે સુશ્રુત કહે છે....एकशो द्विस्त्रिशो वापि प्रयोक्तव्यो विषापहः । (क–५–८४). એટલે વિષ ઉપર તે કામ સારૂં કરતું હશે એ સ્પષ્ટ જણાય એમ છે.

સ્વ. કૃતોભટ્ટ એનું ગુજરાતી નામ **વાપુંભા** મૂકે છે પણ તે લખે છે કે સંસ્કૃત નામ સંશયવાળાં છે. છતાંયે તેમણે 'વાપુંભા ' કેમ મૂકયું હશે ? વાપુંભા ગણીને હું પણ આગળ ચાલું છું.

**નવ્યમત**—દેશીઓ આની છાલને ગ્રાહી ગણે છે. આની છાલ સર્પદંશ ઉપર ચોપડવામાં આવે છે અને છાલનો કવાથ પણ સાથે સાથે પીવડાવવામાં આવે છે. (રેવ. કેમ્પબેલ).

પ્રસવ પછી સિંધ તરફ શકિત માટે આનાં ફુલ અપાય છે. (મુરે) મુંબઇ તરફ આનાં ફુલ તથા તાજી છાલનો રસ મધ સાથે કફ અને શરદીના રોગોમાં વાપરે છે. (ડીમક).

ફળ પણ ગ્રાહી છે અને એનો કવાથ પાચનક્રિયા સારી કરવા માટે અપાય છે. (સખારામ અર્જુન). ગુજરાતના વાણીઆ તેનું અથાણું કરે છે.

ઑસ્ટ્રેલીયાની સોનાની ખાણોમાં કામ કરતા એક મજૂરના હાથ ઉપર

ઝેરની અસર થવાથી આંગળી ઉપર એક દુષ્ટ ચાંદુ ( ulcer ) પડયું હતું. સાધારણ દવાઓ નિષ્ફળ નીવડી એટલે ડૉ. અમૃત. એફ. એલ. એસ–ગેમણે એક દેશી માણસના કહેવાથી વાપુભાનાં પાન વાટીને તેની લુગદી આંગળી ઉપર લગાવી–દિવસમાં ચાર વખત. પાંચ દિવસમાં ચાંદુ સાવ રૂઝાઇ ગયું હતું. આ ફતેહ પછીથી ડૉ. અમૃતે આ પાનની લુગદી આવા ઘણા કેસો ઉપર અજમાવી જોયેલી અને દરેકમાં તેને એવોજ ચમત્કાર માલમ પડેલો.

( Chrysty's Commercial Plants & Drugs No. 7 p. 44. 1884. )

**નોંધ**—કોરોમંડલના પહાડોમાં આ ઝાડ ખૂબ ઉંચાં વધેલાં હોય છે. હુકરે તેને ' ઇન્ડીયન ઓક ' કહેલું છે. ડૉ. ડીમક જણાવે છે કે કાચાં ફળ એજ બજારમાં મળતાં વાપુભાં. ( નૅર્ન ).

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૫૧૫; Indi. Medi. Plants p. 558; N. p. 116; Indig. Drugs. p. 66 .

---

## ૧૬૩ જામફળ.

### N. O. Myrtaceæ.

**નામો**—पेरुकम्, मृदुफलम्, दृढबीजम्, ( સંસ્કૃત ); જામ, જમરૂખ, જામફલ ( ગુજરાતી ); પેરૂ ( મરાઠી ); સફેદ સફરી જામ ( હિંદી ); પેયારા ( બંગાલી ); Guava–ગ્વાવા ( અંગ્રેજી ); Psidium Guyava–સીડીયમ્ ગુયાવા ( લેટીન ).

**परिचय**—

पेरुकं दृढबीजं च मांसलं चापृथक्त्वचम् ।
मृदु पीतं वर्तुलं च तुवरं मधुराम्लकम् ॥

॥ शिवदत्तः ॥

**गुणाः**—

पेरुकं तुवरं पोक्तं स्वाद्वम्लं कफकारकम् ।
शुक्रलं वातपित्तघ्नं शीतलं च रसं गतम् ॥

॥ नि. सं. ॥

ततोऽमृतफलं स्वादु तुवरं नातिशीतलम् ।
तीक्ष्णं गुरु कफकरं वातलं मदनाशकम् ॥
वृष्यं रुचिशुक्रकरं त्रिदोषघ्नं च कीर्तितम् ॥

॥ नि. र ॥

ગુણ—જામફળ તુરૂ છે, સ્વાદિષ્ટ છે, કફને કરનાર છે, શુક્રને વધારનાર છે, વાયુ અને પિત્તને મટાડનાર છે, ઠંડું છે અને શક્તિ આપનાર છે. આનાં બીયાં ખાવાથી કબજીયાત થાય છે.

वक्तव्य—પ્રાચીનકાળમાં આ ફળને શું કહેતા હશે તે સમજાતું નથી; કારણ કે પ્રાચીન ગ્રંથોમાં આનું વર્ણન નથી. પોર્ચ્યુગીઝ લોકો આ ઝાડને લાવ્યા છે એમ નૅર્ન જણાવે છે. અમેરિકાનું વતની છે.

**Action and Uses**—Astringent; the unripe fruit is undigestible, and often causes bilious vomiting and feverishness. The ripe fruit is edible but produces costiveness. The bark of white guava is astringent and the decoction is used along with other astringents, for chronic diarrhœa of children. It is also used as a wash in prolapsus. The leaves are astringent and stomachic, and are used to arrest vomiting in diarrhœa. The bark and leaves of the red variety are used to allay vomiting and diarrhœa in cholera. ( R. N. Khory II p. 273. )

ભાવાર્થ—જામફળીની છાલ ગ્રાહી છે. કાચાં ફળ પાચન થતાં નથી અને તેથી ઘણી વખતે, પિત્તની ઉલટી અને તાવ આવી જાય છે. પાકાં ફળ ખાવાયોગ્ય છે, પણ કબજીયાત કરનાર છે. સફેદ જામફળની છાલ ગ્રાહી હોવાથી બીજી ગ્રાહી દવાઓ સાથે જીર્ણ અતિસારના દરદમાં કાઢામાં વપરાય છે. જામફળીનાં પાન સ્તંભક, પાચક હોવાથી અતિસારમાં ઉલટી થતી અટકાવે છે, રાતી જાતની જામફળીની છાલ અને પાંદડાં કોલેરાની ઉલટી તથા ઝાડાને કંઇક અંશે શાંત કરે છે.

( ખોરી. ભા. ૨. પા. ૨૭૩ )

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૫૪૭; N. p. 115; Brandis p. 326; Indi. Medi. Plants p. 552.

---

## ૧૬૪ જાંબુ.

### N. O. Myrtaceæ.

નામો—(૧) राजजम्बू, महाजम्बू ( સંસ્કૃત ); જાંબુ, રાયજાંબુ, મોટાં જાંબુ ( ગુજરાતી ); થોર જાંબુલ, રાજજાંબુલ (મરાઠી); બડજામ, કાલજામ (બંગાલી); બડા જામન, કાલા જામન ( હિંદી ); Eugenia Jambolana– યુજેનિયા જંબોલેના ( લેટીન ).

(૨) काकजम्बू, वनजम्बू, नदीजम्बू ( સંસ્કૃત ); નદીજાંબુ, જંગલી જાંબુ, ડુંગરી જાંબુ ( ગુજરાતી ); નદી જાંબુલ ( મરાઠી ); પાહાડી જામન ( હિંદી ); વનજામ, છોટા જામ ( બંગાલી ); Eugenia rubicunda–યુજેનીયા રૂબીકુંડા ( લેટીન ).

( ૩ ) भूमिजम्बू, अल्पफला ( સંસ્કૃત ); Eugenia fruticosa–યુજેનીયા ફ્રૂટીકોઝા ( લેટીન ).

**ગુણાઃ—** जाम्बवं कफपित्तघ्नं ग्राहि वातकरं परम् ॥

चरक–सू–अ–२७–१३४

अत्यर्थं वातलं ग्राहि जाम्बवं कफपित्तजित् ॥

सुश्रुत सू–४६–१६९

जाम्बवं वातलं ग्राहि स्वाद्वम्लं कफवातजित् ।
हृत्कण्ठघर्षणं चान्यत् कषायं क्षुद्रजाम्बवम् ॥

॥ ध. नि. ॥

**जम्बूः** कषायमधुरा श्रमपित्तदाहकंठार्त्तिशोषशमनी क्रिमिदोषहन्त्री । श्वासातिसारकफकासविनाशनी च विष्टम्भिनी भवति रोचनपाचनी च ॥

**महाजम्बू**रुष्णा समधुरकषाया श्रमहरा
निरस्यत्यास्यस्थं झटिति जडिमानं स्वरकरी ।
विधत्ते विष्टम्भं शमयति च शोषं वितनुते
श्रमातिसारार्त्तिश्वसितकफकासप्रशमनी ॥

**काकजम्बूः** कषायाम्ला पाके तु मधुरा गुरुः ।
दाहश्रमातिसारघ्नी वीर्यपुष्टिबलप्रदा ॥

**भूमिजम्बूः** कषाया च मधुरा श्लेष्मपित्तनुत् ।
हृद्या संग्राही हृत्कंठदोषघ्नी वीर्यपुष्टिदा ॥

॥ रा. नि. ॥

जम्बूः संग्राहिणी रूक्षा कफपित्तास्रदाहजित् ।
**राजजम्बूफलं** स्वादु विष्टम्भि गुरु रोचनम् ॥

॥ भा. प्र. ॥

तन्मज्जा कषायो ग्राही विशेषान्मधुमेहहा ॥

॥ नि. र. ॥

चरक— १ व्रणरोपणार्थम्........लोध्रजाम्बवकट्फलैः।
त्वचमाश्वेव गृह्णन्ति त्वक्चूर्णैश्चूर्णिता व्रणाः॥
चि–१३–१११

२ पित्तजे वमने–जम्ब्वाम्रयोः पल्लवजं कषायम्।
पिबेत् सुशीतं मधुसंयुतं वा॥ चि–२३–२८

सुश्रुत— ३ कुकूणके वर्त्मनः प्रक्षालनपरिषेकार्थम्–जम्ब्वाम्रधात्र्यणुदलैः परिधावनार्थम्। कार्यं कषायमवसेचनमेव चापि॥
उ–१९–१३

४ रक्तपित्ते–पिबेच्छीतकषायं वा जम्ब्वाम्रार्जुनसंभवम्॥
उ–४५–२३

शोढल— ५ कृमिकर्णके–जम्बूपत्रं फलं पक्वं तद्रसेनातिपूरितात्।
पतन्ति कृमयः कर्णाद्दुर्विनीता इवापदि॥
( कर्णरोगाधिकारे )

६ प्रदरे–काकजम्बूकमूलं वा........। पाण्डुप्रदरशान्त्यर्थम् पायेय-तण्डुलाम्बुना॥ ( प्रदराधिकारे )

चक्रदत्त— ७ बालग्रहण्याम्– तद्वदजाक्षीरसमो जम्बूत्वगुद्भवो रसः।
( बालरोगचि० )

८ अतिसारे–शोणितस्रुतिवारणार्थम्–शल्लकीबदरीजंबू....त्वचः।
पीताः क्षीरेण मध्वाढ्याः पृथक् शोणितनाशनाः॥

**વર્ણન—રાજજાંબુનાં** ઝાડ મોટાં થાય છે. પાન મોટાં, પીપળના જેવાં હોય છે. આ ઝાડનો ભરાવો–સઘનઘટા બહુજ આકર્ષક હોય છે. શાખાઓ ઘણીજ નીચે ઝુકેલી હોય છે. એમાં ઉનાળે સફેદ રંગનાં ફુલો આવે છે અને ફળ વરસાદ પડતાંની સાથે જ પાકી જાય છે. સાધારણ રીતે આ ઝાડ ઉપર ફળ ખૂબ આવે છે. જ્યારે ફળ સારી રીતે આવે છે ત્યારે તો શાખા ફળના ભારથી લળી પડે છે. એ દેખાવ જોવા જેવો હોય છે. फलभरपरिणाहश्यामजम्बू-निकुंजस्खलनमुखरभूरिस्रोतसो निर्झरिण्यः–આ ભવભૂતિનું વર્ણન તે ઝાડને દેખતાં જરૂર યાદ આવે છે.

નદી કિનારે જાંબુના ઝાડને ખૂબ ઉંચું વધેલું જોઈને એક રસિક કવિને નીચેનો શ્લોક સ્ફૂર્યો છેઃ—

जम्बूलते सुकवितेव सुकोमलासि। पान्थप्रियासि रसिकेव मनोहरासि।
यस्यास्तटाश्रयवशाच्च समुन्नतासि। तां त्वं कृतज्ञजनतेव नदीन्नतासि॥
( સ્વ. પ્રેમશંકર પટ્ટણીકૃત )

કાકજાંબુ—વનજાંબુનાં પાન કણેરનાં પાન જેવાં લાંબાં, બન્ને ટેરવે અણીવાળાં હોય છે. એનાં પણ મોટાં ઝાડ થાય છે. ફળ સ્હેજ નાનાં થાય છે એટલુંજ. બનતા સુધી પાણીવાળી જગોએ નદીના કિનારે આ ઝાડ થાય છે. આનો પણ સ્વાદ તો સરસજ હોય છે.

**ભોંયજાંબુ** જોવામાં નથી આવ્યું. મુ. જયકૃષ્ણભાઈ **ધીતેલી** (Premna herbacea )ને भूमिजंबुक નામ આપે છે. પણ મારા ધારવા પ્રમાણે ઘણી જ નાની જાતવાળાં જાંબુનાં ઝાડને આપણે ભોંયજાંબુ કહેવાં જોઇએ.

જાંબુની જાત ફળનાં નાના મોટા કદ ઉપરથી જ પડેલી જણાય છે. મોટાં જાંબુને રાજજાંબૂ, એથી નાનાંને કાકજાંબુ અને તદ્દન નાની જાતનાં જાંબુને ભોંયજાંબૂ-કહેવાં યોગ્ય છે ?

## વૈદ્યકમાં જાંબુનો ઉપયોગ

ચરક— ૧ **વ્રણ રૂઝાવવાને માટે**-જાંબુડાની છાલનું સૂક્ષ્મ ચૂર્ણ ઘા ઉપર છાંટવાથી ઘા જલદી રૂઝાઇ જાય છે.
ચિ. ૧૩-૧૧૧

૨ **પિત્તની ઉલટીમાં**-જાંબુ અને આંબાનાં કુમળાં પાનનો ક્વાથ ઠંડો પાડીને, મધ નાખીને પીવાથી ઉલટી બંધ થઈ જાય છે. ચિ. ૨૩-૨૮

સુશ્રુત— ૩ **કુકૂણકમાં** ( ધાવણાં બચ્ચાંને દાંત ફુટતી વખતે આંખ આવે છે અને તે વખતે આંખમાંથી પીયા, પરૂ વિગેરે બહુ જ આવ્યા કરે છે તેમાં)-જાંબુનાં કુળાં પાનનો ક્વાથ કરી તેનાથી આંખ ધોવાથી સારો આરામ મળે છે.
ઉ. ૧૯-૧૩

૪ **રક્તપિત્તમાં**-જાંબુની છાલનો શીતકષાય મધ સાથે પીવો.
ઉ. ૪૫-૨૩

શોઢલ— ૫ **કાનમાં કૃમિ પડયા હોય તો**-જાંબુનાં પાન અને પાકેલાં ફળનો રસ કાઢીને કાનમાં નાખવાથી કાનના કૃમિ મરી જાય છે.

૬ **પ્રદરમાં**-વનજાંબુના મૂળને ચોખાના ધોવણ સાથે ઘસીને પીવાથી પાંડુ અને પ્રદર મટે છે.

ચક્રદત્ત— ૭ **બાળકોની સંગ્રહણીમાં**-જાંબુની છાલનો રસ અને તેટલું જ બકરીનું દુધ-બન્નેને મેળવી પીવાથી બાલકોની ગ્રહણી મટે છે.

**૮ ઝાડો થતો હોય અને તેમાં લોહી પડતું હોય તો-**
જાંબુની છાલનું ચૂર્ણ-દુધ સાથે મધ નાખીને પીવાથી ઝાડામાં પડતું લોહી અટકે છે.

**वक्तव्य**—જાંબુનાં ફળ ઘણાં જ વાતલ છે-जाम्बवम् वातजननानाम् ( चरक सू. ૨૫ ). આથી જાંબુ ખાવાં હોય તો ખાધા પછી જ ખાવાં. જાંબુ તુરાં અને ખાટાં હોવાથી દુધ સાથે તેનો નિષેધ કરેલો છે ( चरक. सू. २६ ). પુરીષવિરજનીય, મૂત્રસંગ્રહણ અને છર્દિનિગ્રહણ દશેમાનિમાં **ચરકે** જાંબુનો ઉલ્લેખ કરેલો છે. ચરક સુશ્રુત બન્નેએ જાંબુને કષાય વર્ગમાં ગણાવ્યું છે. સરજન મેજર રોબ જણાવે છે કે આનાં પાકાં ફળો **પથરી મટાડનાર** છે. ચરકે પણ અશ્મરીના અધ્યાયમાં અંતે જણાવી દીધું છે કે जम्बूरसं कषायं च रसं भजेत्ता ( सू. २५-७४ ). આથી સ્પષ્ટ જાણી લેવાની જરૂર છે કે જાંબુ મૂત્રસંગ્રહણ તરિકે ગણાવેલાં છે, છતાં મૂત્રલ તરિકે વપરાયલાં છે. મૂત્રસંગ્રહણ તરિકે જાંબુના ઠળીયા વાપરવા અને મૂત્રલ તરિકે ફળ વાપરવાં હિતકર છે. વૃંદોક્ત ન્યગ્રોધાદિ ચૂર્ણની ટીકામાં શ્રીકંઠ ( મૂત્રવિકારાધિકારમાં ) પણ કહે છે કે ' आम्रकपित्थजंबूनाम् फलास्थि '. અત્યારે મધુપ્રમેહ માટે જાંબુના ઠળીયા કેટલાકને ઉપયોગી જણાયા છે.

સુશ્રુતે ન્યગ્રોધાદિ ગણમાં " જંબૂદ્વય " યોજેલાં છે. ડલ્હણ ટીકામાં જણાવે છે કે " जम्बूद्वयं एका राजजम्बूः बृहत्फला, द्वितीया काकजम्बूः स्वल्पफला, द्वयग्रहणात् भूमिजम्ब्वाः तृतीयायाः प्रतिषेधः । "પ્રમેહમાં શ્રૃંગાટકાદિ જે લીસ્ટ છે તેમાં જાંબૂ પણ છે. આસવ બનાવીને પ્રમેહમાં વાપરવાની ભલામણ સુશ્રુતે કરેલી છે. ચરકના આસવ લીસ્ટમાં પણ જંબૂફળનો ઉલ્લેખ મળે છે. आम्रजंबूद्भवं पुष्पं तद्रसेन हरेणुकाम् । पिष्ट्वा क्षौद्राज्यसंयुक्तां प्रयोज्यमथवाञ्जनम् । અર્થાત્ જાંબુના ફુલને અંજનમાં સુશ્રુતે યોજેલાં છે.

**નવ્યમત**—" સારાં પાકાં તાજાં ફુલનો રસ કાઢી તેમાં ગળે એટલું મીઠું નાખી એ રસને એક મજબુત બૂચવાળી શીશીમાં ભરી રાખવો. પછી તેમાંથી અડધો ચમચો એક એક દિવસને આંતરે કમળા અને યકૃત્‌ના વ્યાધિવાળાને આપવાથી ફાયદો થાય છે. તેલ, મરચું, છાશ, દહીં આ પ્રયોગ ચાલુ હોય ત્યાં સુધી ખાવાં નહિ. " ( સ્વ. પંડિત ભગવાનલાલ ઇંદ્રજી. )

" આનાં ફળના સુકા ઠળીયાનું ચૂર્ણ બનાવી મધુમેહને માટે વાપરવામાં આવે છે. તે પેસાબમાં આવતી સાકરના જથ્થાને ઘણી ઝડપથી અને ચોક્કસપણે અટકાવે છે; અને કેટલાએક કેસોમાં કોઇવાર કાયમને માટે સાકર પડતી બંધ કરી દે છે. ( સરજન ડી. એન. પારેખ. મુંબઇ. ઇન્ડીયન મેડીકલ ડીપાર્ટમેંટ. ) "

" આ મધુપ્રમેહમાં વપરાય છે તેમજ પ્લીહવૃદ્ધિને માટે પણ વાપરવામાં આવે છે. તેની રસક્રિયા અને સ્વરસની માત્રા ૪ ડ્રામ છે. ( સીવીલ સરજન જોન મેકોનેકી. એમ ડી. શાહજહાંનપુર ) "

**Actions and Uses**—The juice of the ripe fruit or syrup is stomachic, astringent and diuretic and given in scanty urine. The decoction of the bark is astringent and used in diarrhœa of children, in chronic dysentery; as a gargle mixed with Dhumaso for the relief of spongy gums, and sore, cracked or irritable tongue. A paste of the leaves is used to promote healthy discharges from indolent sores or from unhealthy ulcers. The extract of the powdered seeds and dried fruits is used in diabetes. It checks diastatic conversion of starch into sugar in cases depending on increased production of glucose.

( R. N. Khory II p. 269.)

**ભાવાર્થ**—પાકાં જાંબુડાંનો રસ અથવા તેનો સરબત પાચક અને ગ્રાહી છે, અને મૂત્રલ હોવાથી મૂત્રકૃચ્છ્રમાં આપવામાં આવે છે. છાલનો કવાથ ગ્રાહી હોવાથી બચ્ચાંના ઝાડામાં, જુના અજીર્ણાતિસારમાં, મ્હોં આવ્યું હોય અથવા દાંતનાં પેઢાં સૂઝી ગયાં હોય તેમાં ધમાસાના ઉકાળા સાથે ઉપયોગી છે. દુષ્ટ વ્રણોમાંથી પરૂ ખેંચી કાઢવા માટે આના પાનની પોટીસ મારવામાં આવે છે. સુકાં ફળ અને ઠળીયાના બારીક ચૂર્ણને મધુમેહમાં વાપરવામાં આવે છે. આથી સ્ટાર્ચનું સાકરમાં રૂપાંતર થતું અટકે છે. ( ખોરી. ભા. ૨. પા. ૨૬૯ )

ઉલ્લેખ—વ. શા. પા. ૩૩૮; રૂ. નિ. પા. ૪૧૪; વનસ્પતિ ગુણાદર્શ પા. ૪૫૭; N. p. 114; Watt III p. 284; Indi. Medi. Plants p. 555.

---

## ૧૬૫ સમુદ્રફલ.

### N. O. Myrtaceæ.

**નામો**—हिज्जल, समुद्रफल, अब्धिफल ( સંસ્કૃત ); સમુદરફલ, સમુદ્રફલ ( ગુજરાતી. હિંદી ); સમુદ્રફલ, સાથફલ ( મરાઠી ); હિજલ્ (બંગાલી); કદપુમ્ ( તામીલ ); કનપ કનગી ( તેલંગી ); Barringtonia acutangula—બેરીંગ્ટોનીયા ઍકયુટેંગ્યુલા ( લેટીન ).

**ગુણાઃ**— फलं समुद्रस्य कटूष्णकारि वातापहं भूतनिरोधकारि ।
त्रिदोषदावानलदोषहारि कफामयभ्रांतिविरोधकारि ॥

हिज्जलः कटुरुष्णश्च पवित्रो भूतनाशनः ॥
वातामयहरो नानाग्रहसञ्चारदोषजित् ॥

॥ रा. नि. ॥

जलवेतसवद्वेद्यो हिज्जलोऽयं विषापहः ॥

॥ भा. प्र. ॥

जलेन घृष्ट्वा पीतं चेत् क्रिमिनाशकरं परम् ।
तदेव चांजितं नेत्रे कामलां नाशयेत् ध्रुवम् ॥

॥ नि. र. ॥

चक्रदत्त— १ आमातिसारे–दलोत्थः स्वरसः पेयो हिज्जलस्य समाक्षिकः । जयत्याममतीसारम्.... ॥ ( अतिसारचि० )

बंगसेन— २ चक्षुःस्रावे–हिज्जलस्य फलं घृष्ट्वा पानीये नित्यमञ्जनम् । चक्षुःस्रावे प्रशान्त्यर्थम् कार्यमेतन्महौषधम् ॥

**વર્ણન**—સમુદ્રફલનાં ઝાડ મધ્યાકૃતિનાં ( Middle-sized ) હોય છે. પાન ૨ થી ૫ સાથે આવેલાં હોય છે. પાનનો આકાર અંડાકાર, પાનની કોર સ્હેજસાજ દાંતાવાળી, પત્રવૃન્ત ટુંકું હોય છે. પુષ્પ પુષ્પદંડ ઉપર આવે છે. પુષ્પદંડ, વખતે ૧॥ હાથ જેટલાં લાંબાં, લટકતાં હોય છે. ફુલનો રંગ લાલ હોય છે. ડીસેમ્બરથી મે સુધીમાં ફુલ બેઠેલાં હોય છે. ફલ લીલું દેખ્યું હોય તો બદામના જેવું હોય છે; અને આકારમાં ચોરસ કહી શકાય ( Bluntly quadrangular ). છાલ ચાવવાથી પહેલાં સ્હેજ મધુર, પણ પછીથી કટુ અને વવમિષાજનક છે.

બંગાલા, મધ્ય હિંદુસ્તાન, બ્રહ્મદેશ, કોંકણ વિગેરે ઠેકાણે ભીનાશવાળી જગોમાં, નદીનાળાંને કિનારે આ થાય છે. આ ઝાડને કોંકણ તરફ ' તિવર, જુગલી ' કહે છે.

ફુલ નાનાં હોય છે પણ અતિ સુંદર હોય છે. જ્યારે ફુલ ખરી જાય છે ત્યારે જમીન ઉપર લાલચોળ ઢગ જામેલો દેખાય છે. દેખાવ જોવાલાયક થાય છે.

## વૈદ્યકમાં સમુદ્રફલનો ઉપયોગ

ચક્રદત્ત— ૧ આમાતિસારમાં–સમુદ્રફલના ઝાડનાં પાનનો રસ મધ નાખીને પીવાથી આમાતિસાર મટે છે.

બંગસેન— ૨ આંખોમાંથી પાણી ઝરતું હોય તો–સમુદ્રફલ પાણીમાં ઘસીને નિત્ય આંખમાં આંજવાથી ચક્ષુઃસ્રાવ કમી થઇ જાય છે અને આંખ સુધરે છે.

वक्तव्य—ચરકસુશ્રુતમાં समुद्रफल કે हिज्जल નાં નામ નથી. 'વનૌષધિદર્પણ'કારે સમુદ્રફલ નામ ન આપતાં ફક્ત 'हिज्जलः અને निचुलः' એવાં બે નામો આપેલાં છે. निचुल વમનોપગ તરિકે ચરકે યોજેલું છે ખરૂં. સ્વ. કેતોભટ્ટે 'સમુદ્રફલ' નામ એકલું જ રાખ્યું છે.

બંગાલામાં આ ઝાડ ખૂબ થાય છે. સ્વ. બિરજાચરણ કવિરાજ કહે છે કે હિજ્જલના ફલનું નસ્ય અત્યંત શિરોવિરેચક છે.

**Actions**—The fruit is spoken of as 'nurse-fruit', and is one of the best known domestic remedies. When children suffer from a cold in the chest, the seed is rubbed down on a stone with water and applied over sternum, and if there is much dyspnœa a few grains with or without the juice of fresh ginger are administered internally and seldom fail to induce vomiting and the expulsion of mucus from the air passages. To reduce the enlarged abdomens of children it is given in doses of from 2 to 3 grains in milk. Dymock Vol. II p. 17.

નવ્યમત—હિજ્જલનાં ફલને 'ધાત્રીફલ' કહે છે અને તે ઘરગથ્થુ દવામાં જાણીતાં છે. છાતીમાં જ્યારે શરદી બચ્ચાંને લાગે છે ત્યારે આ ફલનાં બીજને પાણી સાથે પથ્થર ઉપર ઘસીને છાતીએ ( ઉરોસ્થિ ઉપર ) ચોપડવામાં આવે છે. જો પીવડાવીને બચ્ચું બહુ મુંઝાતું હોય તો એ ઘસારામાં થોડોક આદુનો રસ ઉમેરવાથી ઉલટી જેવું લગાર પણ થતું નથી; અને કફ બધો જ નીકળી જાય છે. બચ્ચાંનું પેટ ફુગાર હોય છે તો ૨ થી ૩ ગ્રેનની માત્રામાં આનાં બીજ બચ્ચાંને આપવામાં આવે છે.

ડીમક. વૉ. ૨. પા. ૧૭

આનુ ચિત્ર Brandis ના "Indian Trees" માં પૃ. ૩૩૧ ઉપર આપેલું છે.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૫૭૮; N. p. 116; Brandis p. 330; Indig. Drugs. p. 43; Indi. Medi. Plants p. 558.

---

## ૧૬૬ લવીંગ.

### N. O. Myrtaceæ.

નામો—लवङ्गम्, देवकुसुम्. ( સંસ્કૃત ); લવીંગ ( ગુજરાતી ); લવંગ ( મરાઠી. બંગાલી ); લૌંગ ( હિંદી ); Cloves-ક્લોવ્ઝ ( અંગ્રેજી ); Caryophyllus aromaticus-કૅરીયોફાઇલસ્ ઍરોમેટીકસ્ ( લેટીન ).

गुणाः— लवंगं कुसुमं हृद्यं शीतलम् पित्तनाशनम् ।
चक्षुष्यं विषहृत् वृष्यं माङ्गल्यं मूर्द्धरोगहृत् ॥
॥ ध. नि. ॥

लवङ्गम् शीतलम् तिक्तं चक्षुष्यं भुक्तरोचनम् ।
वातपित्तकफघ्नं च तीक्ष्णं मूर्द्धरुजापहम् ॥
( अपि च ) लवंगं सोष्णकं तक्ष्णिं विपाके मधुरं हिमम् ।
वातपित्तकफामघ्नं क्षयकासास्त्रदोषनुत् ॥
॥ रा. नि. ॥

लवङ्गम् कटुकं तिक्तं लघु नेत्रहितं हिमम् ॥
दीपनं पाचनं रूक्षं कफपित्तास्त्रनाशकृत् ॥
नृणां छर्दिं तथाऽऽध्मानं शूलमाशु विनाशयेत् ।
कासं श्वासं च हिक्काश्च क्षयं क्षपयति ध्रुवम् ॥
॥ भा. प्र. ॥

आध्मानानाहशूलघ्नं लवङ्गम् पाचनं लघु ॥
॥ राजवल्लभ. ॥

શોઢલ— ६ विसूच्यां पिपासाप्रतिकारार्थम्—पिपासायामनुत्क्लेशे लवणास्याम्बु शस्यते ॥

वैद्यमनोरमा— २ वातार्त्तिशमनाय—लेपः कोष्णजले पिष्टा स्याल्लवंगत्वचां तथा ॥

**વર્ણન**—લવીંગનાં ઝાડ જંગબાર અને મલબાર વિગેરે દેશોમાં પુષ્કળ ઉછેરવામાં આવે છે. એનું ઝાડ ઘણું સુંદર અને પાંદડાં ખુશબોદાર થાય છે. એ ઝાડનાં પુષ્પોની કળીઓને લવીંગ કહે છે. હિંદુસ્તાનમાં જે લવીંગ ગાંધીને ત્યાં મળે છે તે ઘણી ઉતરતી જાતનાં હોય છે. જે લવીંગમાં ઉગ્ર સુગંધ હોય, જે સ્વાદમાં અતિશય તીખાં અને તમતમાટી ઉપજાવે એવાં હોય, અને જેને નખ વડે દાબવાથી અંદરના તેલની નિશાની બહાર દેખાય-તેવાં જ લવીંગ દવાના કામમાં લેવાં જોઈએ. અમેરિકાના લોકોએ વેપારમાં નકલી લવીંગ દાખલ કર્યાં છે.

## વૈદ્યકમાં લવીંગનો ઉપયોગ—

શોઢલ— ૧ કૉલેરામાં તરસ શમાવવા-લવંગ નાખીને ઉકાળેલું પાણી પીવા આપવું.

**વૈદ્યમનોરમા**—૨ વાતજન્ય પીડામાં-લવંગની છાલનો, ઊના પાણીમાં વાટીને લેપ કરવો.

**નવ્યમત**—"હૃદયદાહ તથા ચુંક્ષને માટે ઉપયોગી છે. તેને દીવા ઉપર શેકીને મોંઢામાં રાખવામાં આવે તો ગળાના સોજાને અને ખાલી ખાંસીને મટાડે છે." ( બ્રીગેડ સરજન. સી. એચ. થૅાર્ન્ટન. મોંગીર. )

"લવીંગનું તેલ ક્રીઓસોટની માફક લગાડવાથી દાંતની પીડાને મટાડવાને માટે સારી રીતે જાણીતું છે." ( બ્રીગેડ સર્જન. મોરગન–કોચીન )

"લવીંગને મ્હોંઢામાં રાખવાથી કંટાળાભરેલી ખાંસી મટે છે, અને તે ઉષ્ણુ ઉત્તેજક છે." ( સરજન મેજર–ડબલ્યુ. મોરત. મીરત. )

"લવીંગનું તેલ સંધિવાના દુખાવામાં, શિરોવ્યથામાં, અને દંતપીડામાં બહારથી લગાડવાને માટે વપરાય છે." ( સખારામ અર્જુન ).

**વક્તવ્ય**—ચરકસુશ્રુતમાં લવંગનો ઉલ્લેખ છે; પણ તાંબૂલ સાથે લવંગ ખવાય છે એજ પ્રકારનો. દવા તરિકે બહુ જ ઓછો ઉપયોગ છે. લવંગનું એક નામ 'वारिसंभव' છે. વારિસંભવ–દ્વીપમાં થાય છે તેથી. ગર્ભિણીની ઉલટી મટાડવા આ સારૂં મનાય છે.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૨૩૫; વનસ્પતિ ગુણાદર્શ. પા. ૫૮૦; Khory Vol. II p. 265.

---

## ૧૬૭ યુકેલીપ્ટસ

**N. O. Myrtaceæ.**

**નામો**—યુકેલીપ્ટસ ( ગુ૦ ); Blue gum–બ્લ્યુ ગમ ( અંગ્રેજી ); Eucalyptus Globulus –યુકેલીપ્ટસ ગ્લોબ્યુલસ ( લેટીન ).

**વર્ણન**—યુકેલીપ્ટસ ઑસ્ટ્રેલીયાનું વતની હોવા છતાં અત્યારે હિંદુસ્તાનમાં નીલગિરિ, પુના, કાશ્મીર, અયોધ્યા વિગેરે ઠેકાણે ઉછેરવામાં આવેલાં છે. આ ઝાડ ઘણાં ઉચાં વધે છે. ૨૦૦–૩૦૦ ફીટ જેટલી ઉંચાઈએ તે ઝાડ પહોંચે છે. કચ્છના શરહદભાગમાં ત્રણ ચાર ઝાડ છે. હિંદુસ્તાનમાં આ ઝાડ ઝપાટાભેર વધનારાં હોવાને લીધે તેમજ બળતણના કામમાં તે ઠીક પડે છે એટલે ઉછેરવામાં આવે છે એમ બ્રાન્ડીસ કહે છે.

ઝાડ બારે માસ લીલાં રહે છે. પાન મોટે ભાગે સામસામાં આવેલાં હોય છે; ડીંટડી વગરનાં ( sessile ) હોય છે. પાન આછાં લીલાં હોય છે; બહુજ

સરસ સુગંધીવાળાં–વાસ ઘણો વખત કાયમ રહે એવી–હોય છે. પાન પીળી કરેણના જેવા આકારનાં, લીસાં, લાંબાં, અણીવાળાં હોય છે. ફુલ મોટાં, પુષ્પ–દંડ ઉપર આવેલાં હોય છે.

આ ઝાડની જાતો આશરે ૧૪૦ છે. આ બધી જાતો ઑસ્ટ્રેલીયાની છે. હિંદુસ્તાનમાં તો ૮–૧૦ જાતો થાય છે. બ્રેન્ડીસે ૧૭ જાતોનું વર્ણન કર્યું છે. આ ઝાડ જ્યાં હોય છે ત્યાં મેલેરીયા થતો નથી એમ ઘણા કહે છે. આની સુગંધીમાં જંતુ મારવાનો ગુણ પણ છે. આનાં ફળ ઘણાં કઠિન અને ઢાંકણેથી ઉઘડનારાં હોય છે.

બહુ તાપથી પોતાનું રક્ષણ કરવા માટે આ ઝાડનાં પાન સીધાં નહિ રહેતાં કિનારીભેર ( edgeways–અર્થાત્ એક બાજુ ઉપર પ્રકાશ પડે તેવી રીતે આડકતરાં ) આવેલાં હોય છે.

આમાંથી ગુંદ ઝરે છે તે લાલ ગુંદર–Red gum–તરિકે અર્થાત્ યુકેલીપ્ટસના ગુંદર તરિકે ઓળખાય છે. યુકેલીપ્ટસ તેલ બહૂ જ જાણીતું અને ઉપયોગી ઔષધ છે.

**Actions and Uses**—On account of the tannic acid it contains eucalyptus gum is a true astringent like Kino or Catechu, but is more powerful as it adheres with pertinacity to the mucous membrane. Its decoction, tincture or liquid extract (1 in 7) may be used as a gargle for the cure of spongy gums and relaxed sore throat, or as a collunarium in epistaxis. The liquid extract mixed with water (1 in 10) makes a valuable lotion for injection into the vagina or rectum in leucorrhœa and prolapse of the rectum. The suppository ( 5 grs. in each ) may be used in piles.

Rakhaldas Ghosh, p. 577.

**નવ્યમત**—ટૅનીક એસીડ અંદર હોવાને લીધે યુકેલીપ્ટસનો ગુંદર બહુ સરસ ગ્રાહી–સંકોચક છે. હીરાદખણ અને કાથાની જગોએ તે વાપરી શકાય એવો છે, પણ એ બધા કરતાં આ વધારે જલદ છે કારણ કે શ્લેષ્મકલાને તે મજબુતીથી ચોંટી રહે છે. ૧ ઔંસ ગુંદર ૭ ઔંસ ગરમ પાણીમાં નાખીને કવાથ કરી લઈ દાંતનાં ઢીલાં પેઢાંમાં અને ગળાનાં દરદોમાં ઉપયોગી છે. આ ગુંદરનો લીકવીડ ઍક્સટ્રૅકટ બનાવી તેમાં પાણી ઉમેરી ( ૧–૧૦ ના પ્રમાણમાં ) પ્રદર અને ગુદભ્રંશમાં પીચકારી મારવાથી સારો ફાયદો થાય છે. દરેક સોગટીમાં ૫ ગ્રેન ગુંદર આવે એવી સોગટીઓ ( ગ્રાહી દ્રવ્યોની ) બનાવવામાં પણ આવે છે.

રાખાલદાસ ઘોષ, પા. ૫૭૭.

**બાહ્ય ઉપયોગ**—યુકેલીપ્ટસનું તેલ બહૂજ સરસ જંતુઘ્ન અને ચેપ દૂર કરનાર છે. તાજા તુરતના તેલ કરતાં જુનું તેલ વધારે જંતુઘ્ન ગણાય છે. ચામડી ઉપર આ તેલ ઘસવાથી બીજાં ઉડનારાં તેલ માફક બળતરા બળતી નથી; પણ જો વરાળરૂપે તેને ઉડી જવાનો માર્ગ રોકાયલો હોય ( if evaporation be prevented ) તો તે દાહક અસર દાખવે છે અને ચામડી લાલચોળ થઇ જાય છે. ન્હાનાં જીવજંતુઓને તે મારી શકે છે.

**અંદરનો ઉપયોગ**—ઘણી ઓછી માત્રામાં આ તેલ લાલાસ્રાવની ગ્રંથિઓનો તેમજ પાચકરસોનો સ્રાવ વધારે છે, અને આવી રીતે પાચક અસર નીપજાવી શકે છે. મોટી માત્રામાં આંતરડાં અને હોજરીમાં દાહ દાહ કરે છે અને ઉલટી, શૂલ, અતિસાર જેવાં ચિહ્નો દેખાય છે.

કવીનાઇનની માફક આ જંતુઓની ગતિને ( amœboid movements) રોકે છે અને રક્તના શ્વેત જીવાણુ ( White corpuscles ) ને રક્તકણો ( Red corpuscles ) સાથે મેળવીને વધેલી બરોલને સંકુચિત કરે છે ( Cotracts the engorged spleen ). આ તેલમાં સ્હેજ તાવ અટકાવવાનો તેમજ તાવ ઉતારવાનો પણ ગુણ રહેલો છે. થોડી માત્રામાં આ તેલ હૃદયની ગતિને વધારે છે અને Blood-pressure વધારે છે. બહૂજ મોટી માત્રામાં હૃદયાવસાદ કરે છે અને બ્લડ-પ્રેસર તેમજ શરીરની ગરમી એકદમ કમી થઈ જાય છે.

બહૂજ ઓછી માત્રામાં તેલ આપ્યાથી શ્વાસોચ્છ્વાસ સ્હેજ વધે છે અને મોટી માત્રાથી તે ઘટે છે. વખતે મરણ પણ નીપજે છે (from respiratory paralysis. )

મોટી માત્રામાં તેલ આપવાથી જ્ઞાનતંતુઓ, મગજ, કરોડરજ્જુ, વિગેરેનું કાર્ય એકદમ ઘટી પડે છે અને વખતે શરીરનું સકલયંત્ર અટકી પણ પડે છે.

ઘણાંખરાં ઉડનારાં તેલ ( Volatile oils ) ની માફક આ તેલ પણ મૂત્રપિંડો, ચામડી, શ્વાસોચ્છ્વાસ તેમજ પેસાબના અવયવોની શ્લેષ્મકલા ( Genito-urinary mucous membranes ) મારફતે બહાર નીકળી જાય છે ( elimination ). એ મૂત્રલ, સ્વેદલ અને કફઘ્ન અને જનનાવયવ-પંથનું જંતુઘ્ન ઉત્તેજક ( disinfecting stimulant ) છે. ટરપેન્ટાઇનની માફક એ મૂત્ર ઉપર અસર કરે છે અને મૂત્રમાં તેના જેવી સુગંધ આવે છે.

ઉત્તમ જંતુઘ્ન હોવા છતાં પણ યુકેલીપ્ટસ તેલ બહાર લગાવતાં સ્હેજ ચમચમાટી ઉપજાવનારૂં હોવાથી અને કિંમતમાં પણ સ્હેજ મોંઘુ હોવાથી ગમે તેમ વાપરવા જેવું તો નથી જ. દુષ્ટવ્રણ અને દુષ્ટ ચાંદાં ઉપર આ તેલનો મલમ ઉપયોગી છે. ગૉઝ, લીંટ અને વુલ ઉપર આ તેલ સ્હેજ છાંટીને

સર્જીકલ ડ્રેસીંગમાં કામ લેવાય છે. યુકેલીપ્ટસ તેલનાં ૧૫ ટીપ, કોકો બટર ૧ ડ્રામ, અને સફેદ મીણ ( White Wax ) ૧ ડ્રામ-આની ( પેસરી ) સોગટી મલાશયના અને ગર્ભાશયના દુષ્ટક્ષત ( Cancer )માં પહેરવામાં આવે છે. પ્રસવ પછીથી યોનિમાંથી ઝરતા સ્રાવ ( lochia )ની ગંધ દૂર કરવા માટે પણ આ સોગટી પહેરવામાં સારી છે. મૂત્રમાર્ગમાં ચાંદી પડી હોય તો અને ગનોરીયામાં સ્હેજ આઈડોફોર્મ સાથે બાઉજી-( Bougie-એક યંત્ર આવે છે તેનું નામ )માં લગાડવામાં આવે છે. જુના સંધિવામાં અને સ્નાયુના દુખાવામાં ( Myalgia ) રાઈના તેલ સાથે કે ઓલીવ ઓઇલ સાથે અથવા એકલું આ તેલ ઘસવાથી ફાયદો થાય છે. એક કીટલીમાં પાણી ઉકાળી તેમાં થોડુંક યુકેલીપ્ટસ તેલ નાખી તેની વરાળ શ્વાસવાટે અંદર લેવાથી ફેફસાંનો સડો, ક્ષય, જુની અને ગંધાતી સસણી અને દુષ્ટ શ્લેષ્મા-વિગેરે રોગોમાં ફાયદો થાય છે. આથી કફ વહેલો પાકીને નીકળી જાય છે. જંતુઓ મરી જાય છે. ચામડીનાં દરદો ( Exanthemata ), કુકડીયા ખાંસી અને ડીપ્થીરીઆ ( diphtheria) ) વિગેરે દરદો આજકાલ ઘણા ડાકટરો યુકેલીપ્ટસની વરાળમાં ગોંધીને સારાં કરે છે ( By enveloping them in an atmosphere). ઇન્ફ્લ્યુએન્ઝામાં આ રીત ખાસ આવકારદાયક છે. સ્કાર્લેટફિવરમાં પણ આ વિધિ સારી મનાય છે.

કફમાં દુર્ગંધ મારતી હોય તેમાં, દુષ્ટ પીનસમાં, ઇન્ફ્લ્યુએન્ઝામાં, સળેખમમાં વિગેરે દરદોમાં યુકેલીપ્ટસનું તેલ ફતેહમંદ રીતે વાપરી શકાય. પાઇમીયા, સૅપ્ટીસીમીયા અને સૂતિકાજ્વરોમાં પાંચ ટીપાંની માત્રામાં તે અગત્યનું ઔષધ જણાયું છે. વિષમજ્વર, ટુંટીયાં વિગેરેને અને વધેલી બરોલને પણ તે વધતી અટકાવે છે. પણ આ વિષયમાં તે ક્વીનાઇન કરતાં ચઢીયાતું નથી. પાચક અને વાતઘ્ન તરિકે તે જે ઝાડામાં ખરાબ ગંધ મારતી હોય એવા અજીર્ણના ઝાડામાં ઉપયોગી છે. રેસા જેવાં કૃમિમાં તેલની ગુદામાં પીચકારી મારવાથી કૃમિ મરી જાય છે. યુકેલીપ્ટસનું તેલ ઇન્ફ્લ્યુએન્ઝામાં ઘણું ઉપયોગી કામ કરે છે. આ તેલનાં બે ત્રણ ટીપાં સાકર અથવા પતાસા ઉપર અથવા મધમાં પાડીને આપવાં બહુ જ સહેલાઇ ભરેલું છે. બહુજ ચોકખા અંગ્રેજી મધ ( English honey )માં આ તેલ મેળવવામાં આવે છે અને તે બજારમાં "Eucalyptus honey" તરિકે વેચાય છે પણ ખરૂં. બચ્ચાંનાં શરદીનાં દરદોમાં આ મધ વાપરવામાં પણ આવે છે.

રાખાલદાસ ઘોષ. પાનું. ૫૩૭

ઉલ્લેખ—N. p. 116; Brandis p. 327; Glimpses. pp. 47–212; Indig. Drugs p. 122.

# धातक्यादि वर्ग

## N. O, Lythraceæ.

### ૧૬૮ ધાવડી.

**નામો**—धातकी, ताम्रपुष्पी, वह्निज्वाला, मदकरा ( સંસ્કૃત ); ધાવડી ( ગુજરાતી ); ધાયટી ( મરાઠી ); ધવઈકે ફુલ, ધાઈકે ફુલ ( હિંદી ); ધાઈફુલ ( બંગાળી ); Woodfordia floribunda—વુડફોર્ડીઆ ફ્લોરીબંડા (લેટીન).

परिचय— धातुकी दाडिमीदला रक्तपुष्पा च मादिनी ॥

॥ शिवदत्तः ॥

गुणाः— धातकी कटुकोष्णा च मदकृद्विषनाशिनी ।
अतिसारहरा गर्भस्थापनी क्रिमिरक्तनुत् ॥

॥ ध. नि. ॥

धातकी कटुरुष्णा च मदकृद्विषनाशिनी ।
प्रवाहिकातिसारघ्नी विसर्पव्रणनाशिनी ॥

॥ रा. नि. ॥

धातकीकुसुमं शीतं रक्तपित्तातिसारजित् ॥

॥ राजवल्लभः ॥

चरक— १ कुष्ठे—लोध्रस्य धातकीनां....कल्कं....कुष्ठेषु उद्वर्तनालेपः ॥

चि. अ. ७.

भावमिश्र— २ प्रवाहिकायाम्—धातकीबदरीपत्रं.... । एकतो दध्ना पिबेत् प्रवाहिकार्दितः ॥

बंगसेन— ३ ज्वरातिसारे—धातकीक्वाथसंसिद्धा विश्वभेषजसंस्कृता । दाडिमाम्लयुता पेया ज्वरातिसारशूलिनाम् ॥

शोढल— ४ श्वेतप्रदरे—धातक्याश्चाक्षमात्रं वा.... । पाण्डुप्रदरशान्त्यर्थम् पाययेत्तण्डुलाम्बुना ॥

चक्रदत्त— ६ व्रणरोपणे—धातकीचूर्णलोध्रैर्वा तथा रोहन्ति ते व्रणाः ॥

**વર્ણન**—ધાવડીનાં ઝાડ ૫ થી ૧૨ ફીટ ઉંચાં થાય છે. તેમાં પાતળી અને લાંબી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. નદીની ધસ ઉપર અથવા ઉંડી નેળ ઉપરની ધસો ઉપર આ ઝાડ બહુધા ઝુકેલાં હોય છે. પાન સામસામાં,

૨ થી ૪ ઇંચ લાંબાં, ૦ાા થી ૧ ઇંચ પહોળાં, ટેરવે સાંકડાં થતાં અણીદાર હોય છે. પાનની ઉપલી સપાટીનો રંગ ફીકાશ લેતો લીલો અને નીચેનો ધોળાશ લેતો હોય છે. પાનની બન્ને બાજુ ભુરા રંગની ગીચોગીચ રૂંવાંટી આવેલી હોય છે. પાનનો સ્વાદ સ્હેજ ખટાશ લેતો અને તુરો લાગે છે. ફુલ લાલચોળ, ચળકતાં, દાડમીનાં ફુલ જેવા આકારનાં નાનાં હોય છે. પોષ અને મહા માસમાં ફુલ આવે છે. ફુલ ખૂબ થાય છે. આ વખતે એનો દેખાવ જોવા જેવો હોય છે. ચૈત્ર વૈશાખની આખર સુધી પણ પાણીવાળી જગોએ ઝાડ પર સુકાં ફુલ હોય છે ફુલ બારીકીથી જોવા જેવાં હોય છે. આમાં ૧૨ પુંકેસરો અને ૧ સ્ત્રીકેસર હોય છે. આ ૧૨ પુંકેસરોમાંથી ૩ સ્ત્રીકેસરના જેટલાં જ ઉંચાં હોય છે. બીજાં ૩ તેથી લાંબાં હોય છે અને બાકીનાં ૬ વચલી રાશનાં હોય છે. આવી જાતની ૩ તરેહનાં( Trimorphic ) પુંકેસરોમાં પણ પ્રભુની કંઈ ગહન રચનાજ સમાયલી હોય છે.

ડૉ બાલ્ફ્રર કહે છે કે આ છોડની અંદરથી એક જાતનો ગુંદર મળી આવે છે જેને "ધાઉકા ગુંદ" એમ કહે છે, તે મેવાડ તરફ બહુ એકઠો કરવામાં આવે છે અને કડાયા ગુંદરની સાથે મળતો આવે છે. તે પણ રંગ-વાના કામમાં આવે છે.

## વૈદ્યકમાં ધાવડીનો ઉપયોગ—

**ચરક—** ૧ **કુષ્ઠમાં**–લોધર, ધાવડી વિગેરેની છાલનું ચૂર્ણ, લેપ અને ચોપડવા માટે કુષ્ઠમાં વપરાય છે. ચિ. અ. ૭

**ભાવમિશ્ર—** ૨ **ઝાડામાં**–ધાવડીનાં પાનનું ચૂર્ણ દહીં સાથે પીવું.

**બંગસેન—** ૩ **જ્વરાતિસારમાં**–ધાવડીનાં ફુલ, સુંઠ, તેમજ ખાટા દાડમનાં બીજ નાખીને રાબ બનાવવી. આ રાબ જ્વરાતિસાર અને શૂલવાળા માટે સારી છે.

**શોઢલ—** ૪ **શ્વેતપ્રદરમાં**–ધાવડીનાં ફુલ ૧ તોલો, ચોખાના ધોવણ સાથે પીવાથી સફેદ પ્રદર મટે છે.

**ચક્રદત્ત—** ૫ **વ્રણ રૂઝાવવાને**–ધાવડીનાં ફુલનું ચૂર્ણ વ્રણ ઉપર છાંટ-વાથી વ્રણ રૂઝાઈ જાય છે.

**वक्तव्य—ચરક** મૂત્રવિરજનીય, સંધાનીય, અને પુરીષસંગ્રહણીય દશે-માનિમાં ધાવડીનો ઉલ્લેખ કરે છે. આસવયોનિ લીસ્ટમાં ધાવડીનાં ફુલ ગણા-વેલાં છે. ઘણાખરા આસવોમાં ધાવડીનાં ફુલ હોય છે. આથીજ એનું એક નામ 'मद्यपुष्प' હશે ! સુશ્રુતે પ્રિયંગ્વાદિ અને અંબષ્ઠાદિ ગણમાં ધાતકી

ગણાવેલી છે. ચરક અને સુશ્રુતમાં અતિસાર સંગ્રહણી વિગેરેમાં સ્વતંત્ર રીતે ધાવડી વપરાયલી જોવામાં નથી આવતી. ધાવડી ગર્ભ પોષનાર મનાય છે.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૩૩૯; રૂ. નિ. પા. ૨૬૨; N. p. 120; Watt VI part IV. p. 312; Indi. Medi. Plants p. 562.

---

## ૧૬૯ દાડમ.

### N. O. Lythraceæ.

**નામો**—दाडिम, लोहितपुष्पक ( સંસ્કૃત ); દાડમ ( ગુજરાતી ); ડાળિંબ ( મરાઠી ); અનાર ( હિંદી ); ડાલિમ્ ( બંગાલી ); અનાર ( પંજાબ અને સિંધ ); Pomegranate–પૉમગ્રૅનેટ ( અંગ્રેજી ); Punica granatum–પ્યુનીકા ગ્રેનેટમ્ ( લેટીન ).

भेदाः— द्विविधं तच्च विज्ञेयं मधुरञ्चाम्लमेव च ॥

॥ ध. नि. ॥

तत्फलं त्रिविधं स्वादु स्वाद्वम्लं केवलाम्लकम्

गुणाः— अम्लं कषायं मधुरं वातघ्नं ग्राहि दीपनम् । ॥ भा. प्र. ॥

स्निग्धोष्णं दाडिमं हृद्यं कफपित्ताविरोधि च ॥

रूक्षाम्लं दाडिमं यत्तु तत् पित्तानिलकोपनम् ।

मधुरं पित्तनुत्तेषां तद्धि दाडिममुत्तमम् ॥

चरकः–सू. २७

कषायानुरसं तेषां दाडिमं नातिपित्तलम् ।

दीपनीयं रुचिकरं हृद्यं वर्चोविबन्धनम् ॥

द्विविधं तत्तु विज्ञेयं मधुरं चाम्लमेव च ।

त्रिदोषघ्नञ्च मधुरमम्लं वातकफापहम् ॥

सुश्रुतः सू. ४६.

स्निग्धोष्णं दाडिमं हृद्यं कफापित्तविरोधि च ॥

॥ ध. नि. ॥

दाडिमं मधुराम्लकषायम् कासवातकफपित्तविनाशि ।

ग्राहि दीपनकरं च लघूष्णं शीतलं श्रमहरं रुचिदायि ॥

॥ रा. नि. ॥

चरक— १ घ्राणात्प्रवृत्ते रुधिरे—....नस्यं तथा दाडिमपुष्पतोयम् ॥
चि. अ. ५.

२ रक्तार्शःसु—....स्निग्धरक्तसंग्रहणः त्वग्दाडिमस्य तद्वत् ॥
चि. अ. ९

भावप्रका।— ३ रक्तातिसारे—वत्सत्वग्दाडिमतरुशलाटुफलसंभवात् त्वक् च । त्वग्युगलं पलमानं विपचेदष्टांशसंमिते तोये ॥ अष्टमभागशेषं क्वाथं मधुना पिबेत्पुरुषः। रक्तातीसारमुल्बणमतिशायितम् नाशयेः न्नियतम् ॥

४ आमाजीर्णे—आमेऽजीर्णे....अथ दाडिमं वा । आमेष्वजीर्णेषु गुदामयेषु वर्चोविबन्धेषु च नित्यमद्यात् ॥

वंगसेन— ५ ज्वरकृते 'आस्यवैरस्ये' दाडिमबीजः—शर्करादाडिमाभ्याञ्च द्राक्षादाडिमयोस्तथा । वैरस्ये धारयेत् कल्कं गण्डूषञ्च तथा हितम् ॥

चक्रदत्त— ६ अरोचके—विट्चूर्णमधुसंयुक्तो रसो दाडिमसम्भवः । असाध्यमपि संहन्यादरुचिं वक्त्रधारितः ॥

७ उपदंशे—....दाडिमत्वग्भवेन वा । गुण्डनं....उपदंशहरं परम् ॥

हारीत— ८ मुखप्रवृत्ते रुधिरे—दाडिमस्य फलत्वग्वा चूर्णं लिह्यात् सितायुतम् । चि. अ. ११

९ चलितगर्भे—पंचमे मासि चलिते गर्भे दाडिमीपत्राणि चंदनं दधि मधु च पाययेत् ॥

राजमार्तण्ड—१० कुचवृद्ध्यर्थम्—विपाचितं दाडिमकल्कयुक्तं तैलं भवेत्सर्षपसंभवं यत् । अभ्यंजनात्तत् कुरुते नितान्तमुच्चैः स्तनौ वृद्धियुतौ च कर्णौ ॥

## વૈદ્યકમાં દાડમનો ઉપયોગ

ચરક— ૧ નાકમાંથી લોહી વહેતું હોય તો—દાડિમનાં ફુલના રસનાં ટીપાં નાકમાં નાખવાં. ચિ. અ. ૫.

૨ મસા દુઃખતા હોય તેમાં—દાડિમની છાલ છાશ સાથે આપવાથી લોહી પડતું અટકે છે. ચિ. અ. ૯

**ભાવપ્રકાશ**—૩ **રક્તાતિસારમાં**–લીલી કડાછાલ ૪ તોલા અને કાચા દાડમના ફૂલની ઉપરની છાલ તોલા ૪–બંનેને ૬૪ તોલા પાણીમાં ઉકાળી લેવી. ૮ તોલા પાણી બાકી રહે એટલે પાણી ગાળી લઇ ઠંડુ પડે મધ સાથે પી જવાથી પ્રબલ રક્તાતિસાર હોય તો તે પણ મટે છે.

૪ **અજીર્ણમાં**–અજીર્ણમાં હમેશાં દાડમનો રસ લેવો. આમમાં, અજીર્ણમાં, હરસમાં, ઝાડાની કબજીયાતમાં હમેશાં દાડિમ ખાવાં.

**બંગસેન**— ૫ **તાવમાં મ્હોં ખરાબ થઇ ગયું હોય ત્યારે**–દાડિમનાં બીજ અને સાકરની ચટણી અગર દ્રાક્ષ અને દાડિમની ચટણી મ્હોંમાં રાખી મૂકવાથી અરૂચિ મટે છે; મ્હોં સારૂ થાય છે.

**ચક્રદત્ત**— ૬ **અરૂચિમાં**—દાડમનો રસ, સિંધાલુણ અને મધ મ્હોંમાં રાખવાથી મ્હોંની અરૂચિ મટે છે.

૭ **ઉપદંશમાં**–દાડમની છાલનું ચૂર્ણ ઉપદંશક્ષત ઉપર ભભરાવવાથી ક્ષત રૂઝાઇ જાય છે.

**હારીત**— ૮ **મ્હોંમાંથી લોહી વહેતું હોય તો**–દાડમફળની છાલનું ચૂર્ણ સાકર સાથે ચાટવું.

૯ **ગર્ભ પડી જવાની બીક હોય તો**–પાંચમે મહિને ગર્ભ ચલિત થાય એમ લાગે તો દાડમનાં પાન, ચંદનનું ચૂર્ણ, દહીં અને મધ સ્ત્રીને પાવું.

**રાજમાર્તંડ**–૧૦ **સ્તન વધારવા માટે**–દાડિમના ફૂલને કૂટી નાખીને સરસીયા તેલમાં નાખીને તેલ પકાવી લેવું. આ તેલ સ્તન ઉપર માલીશ કરવાથી સ્તન મોટા–પ્રફુલ્લ થાય છે, તેમ કાન પણ વધે છે.

**वक्तव्य**—ચરકે હૃદ્ય, છર્દિનિગ્રહણ અને શ્રમહર દશેમાનિમાં દાડમનો ઉલ્લેખ કરેલો છે.

**Actions and Uses**—"Besides using the flowers and rind in variety of ways on account of their astringency, they recommend the root-bark as being the most astringent part of the plant, and a perfect specific in cases of tape-worms; it is given in decoction, prepared with two ounces of fresh bark, boiled in a pint and a half of water, till three quarters of a pint remain; of

this when cold a wineglassful may be drunk every half hour, till the whole is taken. This doze sometimes sickens the stomach a little, but seldom fails to destroy the worm, which is soon after passed.

( Dymock. Part II p. 45.)

**ભાવાર્થ**—દાડમનાં પુલ અને છાલનો અનેક પ્રકારે ઉપયોગ થાય છે, પણ એ ઉપરાંત મૂલની છાલ જેમાં કષાયત્વ વધારે પ્રમાણમાં છે તે ચપટા કૃમિ માટે ખાસ રામબાણ દવા ગણાય છે. તાજી લીલી દાડમનાં મૂળની છાલ નવટાંક લાવીને સ્હેજસાજ છુંદીને ૧॥ પીંટ ( ૧ પીંટ=૧॥ શેર ) પાણીમાં ઉકાળવી. અર્ધોઅર્ધ પાણી બળતાં સુધી ઉકાળવું. ઠંડુ પડે ગાળી લઈને દર અર્ધા કલાકને આંતરે એક વાઇન ગ્લાસ જેટલું પાણી પીધે રાખવું. આ પ્રમાણે બધું પાણી પી જવું. આથી ચપટા કરમીયા અવશ્ય મરી જાય છે.

ડીમક. ભા. ૨

**નવ્યમત**—" આના મૂળની છાલ નિઃશંક કૃમિઘ્ન છે; અને એના ફળની છાલ જુના મરડાને માટે અને અતિસારને માટે ઉત્તમ પ્રકારનું ગ્રાહી છે." ( સી. સર્જન. એલ. એમ. શીરકોરે–મુર્શીદાબાદ ). " ચોક્કસપણે સાફ કરનારી દાડમના મૂળની છાલ જેવી ચપટાં કરમને માટે કોઈ બીજી દવા નથી." ( બ્રીગેડ જનરલ સી. જોઇન્ટ; એમ. ડી. પુના ).

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 568; રૂ. નિ. પા. ૧૮૩; વનસ્પતિ ગુણાદર્શ પા. ૪૯૪; N. p. 121.

---

## ૧૭૦ મેંદી.

### N. O. Lythraceæ.

**નામો**—मेन्दी, मोदिका, रागांगी ( સંસ્કૃત ); મેંદી ( ગુજરાતી. મરાઠી ); મહેંદી, હિના ( હિંદી ); મેન્દિ, મેકદી ( બંગાલી ); Henna–હેના ( અંગ્રેજી ); Lawsonia alba–લૉસોનીયા આલ્બા ( લેટીન ).

**ગુણાઃ**— रक्तरंगा दाहहंत्री वांतिकृत् श्लेष्मकुष्ठहा ।
बीजमस्याः ग्राहकन्तु शोषकं च प्रकीर्तितम् ॥
भूतग्रहाणाम् दोषं च ज्वरं चैव विनाशयेत् ॥

नि॰ र॰

ગુણ–ઉપયોગ—મેંદી હાથ પગ ઉપર મૂકવાથી દાહ શાંત થાય છે. મેંદી ટાઢી છે–ગરમીના રોગોને ટાળે છે. બાલાઓ હાથપગ ઉપર મેંદી મૂકે છે જેથી હાથપગ લાલચોળ થાય છે. અંગનાઓના લાલચોળ હાથપગ જોઈને ઘણા કવિઓ મસ્તીમાં આવી ગયેલા છે. તેનાં ફુલની ખુશબો ઘણે દૂરથી આવે છે. આ ફુલમાંથી અત્તર બનાવે છે, જેને 'હિનાનું અત્તર' કહેવામાં આવે છે.

**वक्तव्य**—નિઘંટુકારોએ મોટે ભાગે मदयन्तिका ને मल्लिका માનેલી છે. मल्लिका એટલે મોગરો–Jasminum sambac એમ મ્હારૂં માનવું છે. સુશ્રુત-ટીકાકાર શ્રી ડલ્હણ मदयंतिकाનો પરિચય એકાદ પ્રસંગે 'नखादिरागजननी 'महेन्द्री' इति प्रसिद्धा ( चि–अ–९ ) આવો આપે છે. આ પરિચય બરાબર મેંદીને બંધબેસ્તો જ છે. મોગરો, ચંબેલી, જુઈ–વિગેરેનાં અતિ સુંગંધી પુષ્પો જેમ 'મદ' ઉત્પન્ન કરી શકે તેમ મેંદીનાં ફુલ પણ ખરેખર 'મદ' ઉત્પન્ન કરી શકે એવાં જ છે. જેણે આનાં ફુલોની સુગંધી લીધી હશે તે આ વાત કબુલ કરશે જ. ત્યાંથી ખસવાનું મન જ નથી થતું એટલાં તે માદક છે. એટલે मदयन्तिका એ નામ જો મેંદીને આપીએ તો ખોટું નથી. ડલ્હણ બીજા પ્રસંગોમાં मदयन्तिकाને 'मल्लिका' જ ગણાવે છે.

**Actions and Uses**—Arabic and Persian works describe the leaves as a valuable external application in headache combined with oil, so as to form a paste, to which resin is sometimes added. They are applied to the soles of the feet in small-pox and are supposed to prevent the eyes being affected by the disease. They also have the reputation of promoting the healthy growth of the hair and nails. A decoction of the leaves is used as an astringent gargle. The bark is given in jaundice and enlargement of the spleen, also in calculous affections and as an alterative in leprosy and obstinate skin-diseases; in decoction it is applied to burns, scalds &c. An infusion of the flowers is said to cure headache and to be a good application to bruises; a pillow stuffed with them has the reputation of acting as a soporific. (Dr. Emerson). *Ainslie* notices the use of an extract prepared from the flowers and leaves by the Tamil physicians of Southern India as a remedy in lepra, half a teaspoonful twice a day being in dose. He also says that the leaves are applied externally in cutaneous

affections. In the Concan the leaf-juice mixed with water and Sugar is given as a remedy for spermatorrhœa.

(Dymock II p. 42.)

**ભાવાર્થ**—અરબી અને પર્શીયન લેખકો કહે છે કે તેલ અને સ્હેજ રાળ નાખીને મેંદીનાં પાન વાટીને કરેલો લેપ માથાના દુખાવામાં લેપ કરવા માટે અકસીર છે. મેંદીનાં પાન, શીતળામાં પગને તળીએ, વાટીને બાંધવામાં આવે છે અને એથી એમ માને છે કે આંખો ઉપર શીતળાની જે અસર થાય છે તે આ પ્રમાણે કરવાથી થતી નથી. માથાના વાળ અને નખ વધારનાર તરિકે પણ મેંદીનાં પાનની ખ્યાતિ સારી છે. મેંદીનાં પાનનો ક્વાથ ગંડૂષ માટે, કષાય હોવાથી સારો છે. કમળામાં, પ્લીહવૃદ્ધિમાં, પથરીમાં અને રસાયન તરિકે કુષ્ઠમાં તેમજ ચામડીનાં બીજાં હઠીલાં દરદોમાં મેંદીની છાલ ઉપયોગી મનાય છે. છાલનો ક્વાથ, દાઝવાથી થયેલા જખમમાં રૂઝાવવા માટે સારો છે. એના ફુલનો શીત કષાય માથાનો દુખાવો ઓછો કરવા માટે વપરાય છે, તેમજ ચગદાયલા કે દબાયલા અંગ માટે પણ ઉપયોગી છે. ફુલોથી ભરેલું ઓશીકું માથા તળે રાખીને સૂઈ જવાથી ગાઢ નિદ્રા આવી જાય છે એમ કહેવાય છે. ( ડૉ. ઇમર્સન ). તામીલ વૈદ્યો મેંદીનાં પાન અને ફુલનો નિર્યાસ ( Extract ) કુષ્ઠ રોગીઓ માટે વાપરે છે. માત્રા-દિવસમાં બે વખત અર્ધા અર્ધા ચમચાભાર. તે પણ જણાવે છે કે પાન ચામડીનાં દરદોમાં બાહ્યોપચાર તરિકે લગાવવામાં કામ આવે છે. કોંકણમાં મેંદીના પાનનો રસ સાકર નાખીને સ્હેજ પાણી નાખી વીર્યસ્રાવવાળા દરદીને પીવા અપાય છે.

ડીમક. ૨. પા. ૪૨.

**નવ્યમત**—એપોલોનીયા ( ગ્રીસના એક શહેરનું નામ છે. ) આગળ મારા પગે અચાનક સંધિવા થઈ ગયેલો. મ્હેં ઘણી દવાઓ કરેલી પણ તે બધામાં ઉત્તમ તો મેંદી ( Lawsonia intermis—મેંદીની જાત છે. ) જણાઇ હતી. હમેશાં સંધ્યાકાળે પાનને સારી રીતે પાણી સાથે વાટીને તેની પોટીસ દુખાવાવાળા ભાગ ઉપર બાંધવામાં આવતી હતી. દરરોજ સવારમાં હું આને ધોઈ નાખતો—જો કે તેટલો ભાગ લાલચોળ થઈ જતો હતો ખરો. પૂર્વના લોકોની સ્ત્રીઓ હાથપગ રંગવા માટે જે વાપરે છે તેજ આ છોડ છે.

( હોનિંગબર્જર ).

હાથપગની બળતરા જેનાથી હિંદુસ્તાનના ઘણાખરા લોકો વાકેફ છે તેમાં મેંદીનાં પાન વાટીને બાંધવાથી બળતરા એકદમ મટી જાય છે. ડૉ. ગ્રીયરસન ( Calcutta Med. Phy. Trans. Vol ii, p. 279 ) પોતાના અનુભવના એક

કેસનું વર્ણન કરે છે, જે મેંદીના પાનથી બહુ સારો થયો હતો. ઘણાખરા કેસોમાં આ પ્રયોગ ફતેહમંદ માલમ પડેલો છે. અલબત્ત, જો કે આ શાંતિ કાયમની તો નથી જ હોતી.

( મદ્રાસ કવાટર્લી જર્નલ ઓફ મેડીસીન વૉ. ૧-૩૦૦)

પાન અને ફુલમાંથી બનાવવામાં આવતો ઍક્સટ્રેક્ટ લેપ્રસીમાં વપરાય છે.

( ડૉ. જે. ન્યુટન. )

**ઉલ્લેખ**—૧. શા. પા. ૩૪૧; ૩. નિ. પા. ૫૪૦; N. p. 120; Watt IV p. 597; Indi. Medi. Plants p. 564.

---

## ૧૭૧ જલઆગીઓ.

### N. O. Lythraceæ.

**નામો**—જલઆગીઓ ( ગુજરાતી ); અગીન બુટી, ભારજાંભુલ ( મરાઠી. મુંબઈ ); દાહમારી, જંગલી મેહન્દી ( હિંદી ); દાદર બુટી ( પંજાબ ); Ammannia baccifera-ઍમેનીયા બૅસીફેરા ( લેટીન ).

**વર્ણન**—જલઆગીયાના છોડવા મીઠા પાણીના કાંઠે અથવા પાણીમાં ઉગે છે. તે ૧ થી ૨ ફીટ ઉંચા થાય છે. એની શાખાઓ અને પાન સામસામાં ને વખતે આંતરે આવે છે. પાન ૧ થી ૨ા ઇંચ લાંબાં અને સાંકડાં હોય છે. ફુલ અને ગોળાઈ લેતાં ફળની પત્રકોણમાં ગુચ્છી કે ઝુમખીઓ આવે છે. તે ધોળા કે રતાશલેતા રંગની હોય છે. બીજ કાળાં હોય છે. એનાં પાનને વાટીને શરીરે બાંધવાથી ફોલ્લો ( Blister ) ઉઠે છે.

**ઉપયોગ**—પાન અત્યંત દાહક ( acrid ) છે. દેશીઓ સંધિવાના દુખાવા ઉપર તેનાથી બ્લીસ્ટર ઉઠાડે છે. જે જગોએ ફોલ્લો ઉઠાડવો હોય ત્યાં આગળ પાનની લુગદી બાંધવાથી અર્ધો કલાકમાં ફોલ્લો ઉઠે છે.-અને તે પણ ખૂબ જોસમાં. ( રૉકસબર્ગ ). ચામડી ઉપર ફોલ્લા ( herpetic eruptions ) થાય છે તે રૂઝાવવા માટે આનાં પાન ચોપડાય છે. ( ફ્લેમીંગ ).

કોંકણ તરફ, આ છોડનો રસ-જ્યારે પશુઓ કામાંધ બને છે ત્યારે તે વિષય-ઉત્તેજના શાંત કરવા માટે-પાવામાં આવે છે. તાજો અથવા સૂકો છોડ-સુંઠ અને મોથ સાથે ઉકાળો કરીને સતત જ્વરોમાં અપાય છે. છોડની રાખ તેલમાં કાલવીને ફોલ્લા ઉપર ચોપડવાથી ફોલ્લા સારા થઇ જાય છે. ( ડીમક ).

૮ દરદીઓ ઉપર અમોએ આનો ઉપયોગ કરી જોયો છે; કોઇને પણ ૧૨ કલાક પહેલાં બ્લીસ્ટર ઉઠયા ન હતા; ત્રણને તો ચોવીસ કલાક પહેલાં પણ ન થયા હતા. દરેકને વાટેલાં પાનની લુગદી ૯II કલાક સુધી બાંધી રાખવામાં આવી હતી. એ લુગદી છોડી લીધા પછી ખૂબ અગન બળતી હતી. જ્યાં સુધી ફોલ્લો ન ઉઠે ત્યાં સુધી અસહ્ય આગ બળે છે. અમો પોતે બ્લીસ્ટર માટે આ છોડની ભલામણ કરતા નથી. કેન્થારીડીસ્ કરતાં તે ઘણી ઉતરતી કોટિનું છે. લાલ ચિત્રાના મૂળ કરતાં પણ આ બ્લીસ્ટર માટે ઉતરતું છે.

( ઓસાઉઘ્નેસી. )

આથી વિરૂદ્ધ ડૉ૦ ડીમકનો અભિપ્રાય આ છોડને માટે ઉત્તમ છે. ઇથરમાં બનાવેલા આ છોડના પાનનો ટીંકચર તેમણે ઘણા ઉપર અજમાવી જોયેલો. ઘણા કેસોમાં તુરત જ, જરા પણ વેદના વિના બ્લીસ્ટર ઉઠેલા.

મદ્રાસના સરજન-જનરલે ગવર્મેંટ ઓફ ઇંડીયા સાથેના તાજા પત્ર-વ્યવહારમાં જણાવેલું છે કે આ છોડ હવેની ફાર્મોકોપીયાની આવૃત્તિમાં દાખલ કરવો જોઇએ નહિ. ( વૉટ ).

આ છોડનો રસ બરોળ ઉપર પીવા અપાય છે; પણ તેથી ભારે બળતરા ઉઠે છે. તેનું પરિણામ ચોક્કસ નથી. ( ટી. એન. મુકરજી. )

ઉલ્લેખ—વ. શા. પા. ૩૪૩; N. p. 120; Watt I p. 218; Indi. Medi. Plants p. 561.

# शृंगटकादि वर्ग

## N. O. Onagraceæ.

## ૧૭૨ શીંઘોડાં.

**નામો**—श्रृंगाटः, श्रृंगाटकः, जलफलम् ( સંસ્કૃત ); શીંઘોડાં ( ગુજરાતી ); શ્રીંગરી, શિંગાડે ( મરાઠી ); સિંઘાડા ( હિંદી ); પાનીફલ ( બંગાલી ); Indian water chestnut, ઇન્ડીયન વૉટર ચેસ્ટનટ (અંગ્રેજી ); Trapa Bispinosa ટ્રપા બીસ્પીનોસા ( લેટીન ).

**परिचय**— शृंगाटकं जलफलं त्रिकोणफलमित्यपि ॥

॥ भा. प्र. ॥

**गुणाः**— शृंगाटकं हिमं स्वादु गुरु वृष्यं प्रदीपकम् ।
ग्राहि शुक्रानिलश्लेष्मप्रदं पित्तास्रदाहनुत् ॥

॥ भा. प्र. ॥

शृंगाटकः शोणितपित्तहारी लघुःसरो वृष्यतमो विशेषात् ।
त्रिदोषतापश्रमशोफहारी रुचिप्रदो मेहनदार्ढ्यहेतुः ॥

॥ रा. नि. ॥

गुरुविष्टम्भिशीतौ च श्रृंगाटककशेरकौ ॥

सुश्रुतः सू. ४३–२०४.

**चरक**— मूत्रकृच्छ्रे–पिबेत्कषायं कमलोत्पलानां शृंगाटकानामथवा विदार्याः ॥

चि. २६—४९

**વર્ણન**—શીંઘોડાં તલાવમાં થાય છે. એને પાણીમાં બાફીને ખવાય છે. એકાદશીમાં એનો ફલાહાર થાય છે. એનાં પાન પાણી ઉપર તરતાં રહે છે; પાન મૂત્રપિંડના આકારનાં અથવા ખુણાવાળાં થાય છે. ફુલ સફેદ રંગનાં થાય છે.

ગુજરાતનાં તલાવોમાં આ ખાસ કરીને થાય છે. સૅર જોન્સ લખે છે કે– "The Hindus were so fond of its nut that they placed it among their lunar constellations."

### વૈદ્યકમાં શીંઘોડાંનો ઉપયોગ—

**ચરક**— ૧ મૂત્રકૃચ્છ્રમાં–શીંઘોડાંનો ક્વાથ પીવો. ચિ. ૨૬–૪૯.

**वक्तव्य**—ચરકે ફલ આસવમાં શ્રૃંગાટક ગણાવ્યું છે. બીજે ઘણે ઠેકાણે તે યોજાયલું છે. शृंगाटी, शृंगाटिका, शृंगाटकी એવાં નામ પણ શ્રૃંગાટકને બદલે આપેલાં જણાય છે.

સુશ્રુતે કફ કરનાર વસ્તુઓની યાદીમાં શૃંગાટક ગણાવ્યું છે (સૂ. ૨૧-૨૩). તે સ્તન્યજનન છે ( शा. ૧૦-૩૦ ). રક્તસ્તંભક હોવાથી તેનો ઉલ્લેખ છે ( शा. ૧૦-૪૭ ). ગર્ભિણીને સાતમે મહિને લેવાની દવાઓમાં શૃંગાટક છે (शा ૧૦-૬૨). અસ્થિભગ્નમાં ગંધતૈલના પાઠમાં છે (चि.૩૬૧). મહાવાતવ્યાધિમાં शुंठीशृंगाटककसेरुकसिद्धं वा ( चि. ૫. ૭ ) આવો પ્રયોગ છે. પ્રમેહની અયસ્કૃતિમાં છે ( चि ૧૧-૯ ). વિસર્પમાં લેપ તરિકે બીજાં સાથે ( चि ૧૭-૯ ) અને તૃષ્ણામાં ( ઉ. ૪૮-૨૩ ) છે. ડલ્હણે ' सिंघाडा ' इति लोके આવું ઓળખાણ शृंगाटकનું આપેલું છે ( सू ૪૬-૩૦૪ ).

**નવ્યમત**—An analysis of the kernels by Mr. D. Hooper (Pharm. Journ. (3) xxiv 8th July 1893) showed the nutritive value to be equal to that of rice. Plants of the Trapa species have been noted as remarkable for their power of taking up manganese. The same investigator records that that metal was found in small quantity in the kernel while the pericarp was very rich in manganese.

The fruits are considered useful in some parts of northern India as useful in bilious affections with diarrhœa.

Indig. Drugs. p. 320.

**ભાવાર્થ**—પથક્કરણ કર્યાથી મી. ડી. હુપરને જણાયું છે કે શીંઘોડામાં ચોખાના જેટલાં જ પૌષ્ટિક તત્ત્વો છે. મેંગેનીઝને ખેંચવાની શીંઘોડાની બધી જાતોમાં અદ્ભૂત શક્તિ છે. શીંઘોડામાં પણ ઉપરોક્ત ધાતુનો અમુક અંશ છે એમ ઉપરોક્ત શોધકે જાહેર કર્યું છે. પિત્તાતિસારમાં શીંઘોડાં ઉપયોગી છે.

( ઈન્ડીજીનસ ડ્રગ્ઝ પા. ૩૨૦ )

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૬૩૮; N. p. 123; Indi. Medi. Plants p. 571.

# पपैयादि वर्ग

## N. O. Passifloreæ.

### ૧૭૧ પપૈયું.

**નામો**—एरण्डचिर्भटः ( સંસ્કૃત. નિઘંટુરત્નાકર ); પપૈયું, એરંડાકૂલ ( ગુજરાતી ); પોપૈયા ( મરાઠી ); પેંપિઆ ( બંગાલી ); પેંપિયા ( હિંદી ); Papaw—પૅપો ( અંગ્રેજી ); Carica Papaya–કેરીકા પપૈયા ( લેટીન ).

**Constituents**—The juice contains an albuminoid digestive or milk-curdling ferment–papain or Papayotin. **Papayotin**—a concentrated active principle, obtained from the juice by precipitation with alcohol. A whitish amorphous eygroscopic powder solube in 75 P. C. of absolute alcohol, water and glycerine. Dose 2 to 10 grs. It is capable of digesting 200 times its weight of fresh pressed blood-fibrin. Its action is quicker than that of pepsin at higher temperature, and does not require an addition of free acid. Seven grains of papayotin can digest one pint of milk. It acts as a solvent in alkaline solutions, and like pepsin it curdles milk. Dose 1 to 8 grs. The **fresh fruit** contains a caoutchouc-like substance; soft yellow resin, fat, albuminoids, sugar, pectin, citric, tartaric and malic acids, dextrine &c. The **dried fruit** contains a large amount of ash 84 p. c. which contains soda, potash and phosphoric acid. The **seed** contains an oil, papaya oil or caricin, an oil-like substance of a disagreeable taste and smell, soluble in ether and alcohol. **Leaves** contain an alkaloid called Carpaine.

**Physiological action**—The action of the milky juice of the unripe fruit upon the raw meat is well-known among Indian cooks. It is on enzyme, similar to pepsin, acting as a solvent in alkaline, acid or neutral solutions. It is a powerful digestive of meat albumen, forming true peptones. As a solvent of fibrin and other nitrogenous substances, the juice makes the meat tender, and is used as an anthelmintic, and for dyspepsia. Externally it is applied for ringworm and psoriasis, sometimes it is given as

an emmenagogue. It is not precipitated like pepsin on boiling, but is precipitated by mineral acid, iodine, mercuric chloride.

( R. N. Khory II p. 301–2.)

ભાવાર્થ—પપૈયાના કાચા ફલમાંથી એક વીર્યવાન્ ઉપાદાન, પેપેયોટીન નામનું હાથ આવે છે. તેની માત્રા ૨ થી ૧૦ ગ્રેનની છે. આ પેપેયોટીન પોતાના વજનથી ૨૦૦ ઘણા–તુરત કાઢેલા માંસરસને પચાવી શકવાની શકિત ધરાવે છે. પેપેયોટીન ૭ ગ્રેન, ૧ પીંટ દુધને પચાવી શકે છે. પેપસીનની માફક આ દુધને જમાવી દે છે. કાચાં પપૈયાંમાંથી જે છીર નીકળે છે તે કાચા માંસને પકાવવાની શકિત ધરાવે છે એ વાત આ દેશના રસોઇઆઓ સારી રીતે જાણે છે. પપૈયાનું છીર ( સૂકવેલું ) કૃમિઘ્ન છે અને સંગ્રહણી વિગેરેમાં હિતકર છે. દાદર વિગેરે ચામડીના રોગો ઉપર આ છીર ચોપડવામાં પણ આવે છે. કેટલીક વખતે તે રજઃસ્રાવકારી તરિકે પણ વપરાય છે,

( ખોરી. ભા. ૨; પા. ૩૦૧–૨ ).

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૫૫૧; Indi. Medi. Plants p. 574.

# कुष्माण्डादि वर्ग

## N. O. Cucurbitaceæ.

## ૧૭૪ કડવી પાડર–પટોલ.

નામો—पटोल, तिक्तोत्तम, कटुपटोल ( સંસ્કૃત ); કડવી પાડર, કડવી પટોલ ( ગુજરાતી ); કડુ પડવલ, સન પડવલ ( મરાઠી ); જંગલી ચીચોંડા, વનપટોલ ( હિંદી ); તિત્ પલ્તા, તિત્ પટોલ ( બંગાળી ); Trichosanthus Cucumerina–ટ્રાઈકોસેન્થસ્ ક્યુકયુમેરીના ( લેટીન ).

परिचय— कर्कशच्छदः, कटुफलः, राजीफलः, पाण्डुफलः ॥

गुणाः— पटोलं कटुकं तीक्ष्णमुष्णं पित्ताविरोधि च ।
कफासृक्कण्डूकुष्ठानि ज्वरदाहौ च नाशयेत् ॥

ध. नि.

पटोलः कटुतिक्तोष्णो रक्तपित्तबलासजित् ।
कफकण्डूतिकुष्ठासृग्ज्वरदाहार्त्तिनाशनः ॥

रा० नि.

पटोलं पाचनं हृद्यं वृष्यं लघ्वग्निदीपनम् ।
स्निग्धोष्णं हन्ति कासास्त्रज्वरदोषत्रयकृमीन् ॥
पटोलस्य भवेन्मूलं विरेचनकरं सुखात् ।
नालं श्लेष्महरं पत्रं पित्तहारि फलं पुनः ॥
दोषत्रयहरं प्रोक्तं तद्वत् तिक्ता पटोलिका ॥

भा० प्र०

पटोलपत्रं पित्तघ्नं नाडी तस्य कफापहा ।
फलं तस्य त्रिदोषघ्नं मूलं तस्य विरेचनम् ॥

राजवल्लभ.

चरक— १ रक्तपित्ते–ह्रीबेरमूलानि पटोलपत्रम् ।....एते समस्ताः गणशः पृथग्वा । रक्तं सपित्तं शमयन्ति योगाः ॥ चि. अ. ४

२ मदात्यये—....पटोलस्याथवा भिषक् । चि. अ. १२

३ शोथे—सुवर्चिका गृञ्जनकं पटोलम् । शाकार्थिनां शाकमतिप्रशस्तम् ॥ चि. अ. १७

४ विषदोषे—शाकञ्च कुलकं हितम् ॥ चि. अ. २९

५ उरुस्तम्भे—शाकैरलवणैरद्यात् जलतैलोपसाधितैः ॥.... कुलकादिभिः ॥ चि. अ. २७.

चक्रदत्त— ६ पित्तश्लेष्मज्वरे—निम्बकुलकयूषस्तु पित्तकफात्मके हितः ॥

७ ज्वरिणः शाकार्थम्—पटोलपत्रं....शाकार्थे ज्वरिताय प्रदापयेत् ॥

८ पित्तज्वरे—पटोलयवनिःक्वाथो मधुना मधुरीकृतः । तीव्रपित्तज्वरामर्दी पानात्तृड्दाहनाशनः ॥

९ वातव्याधौ—पटोलफलकैर्यूषो वृष्यो वातहरो लघुः ॥

भावप्रकाश— १० मसूरिकायां—पटोलमूलं क्वथितं । आदावेव मसूर्यान्तु पित्तमायां प्रयोजयेत् ॥

शोढल— ११ शिरोरोगे—पटोलमूलसंभूतं भालस्थलविलेपनम् । सद्यः करोति यस्तस्य याति सर्वशिरोव्यथा ॥

**વર્ણન**—પટોલના વેલા ચોમાસે ઢગલાબંધ ઉગી નીકળે છે. તે કંટોલાના વેલા જેવા થાય છે. તેમાં પાનની વિરૂદ્ધ દિશાએ અર્થાત્ સામી બાજુ ઝીણા તારનાં ગુંછળાં જેવા તંતુઓ નીકળેલા હોય છે. જેની મદદથી તે પાસેનાં ઝાડવાં વિગેરેને પકડી તે ઉપર ચઢે છે. આશરો ન હોય તો જમીન ઉપર પથરાય છે. પાન આંતરે આવેલાં હોય છે–૫–૭ ખુણીયાવાળાં હોય છે. ફુલ શ્રાવણ ભાદરવે આવે છે. તે સફેદ રંગનાં હોય છે. પુષ્પાભ્યન્તરકોષની પાંખડીઓ ૫ હોય છે. તેના છેડા ઉપર અજાયબ જેવી સુંદર બારીક તંતુની ગુંથણી કે ઝાલર આવેલી હોય છે, તે અવશ્ય જોવા જેવી છે. એક જ વખત આ ફૂલ જેણે જોયાં હોય તે કદાપિ પટોલને ભૂલે નહિ. નર અને માદા ફુલ જુદા જુદા છોડ ઉપર અથવા તો એક જ છોડ ઉપર બે જુદી જુદી સળી ઉપર આવેલાં હોય છે. ફળ કાચાં હોય છે ત્યારે લીલા રંગનાં અને પાકે છે ત્યારે સિંદૂરીઆ રંગનાં થઇ જાય છે ફૂલ ઉપર ધોળી છાંટણી અને ૧૦ કે ૧૨ ધોળી લીટીઓ હોય છે.

### વૈદ્યકમાં કડવી પાડરનો ઉપયોગ—

ચરક— ૧ રક્તપિત્તમાં–પટોલનાં પાનનું ચૂર્ણ અથવા કવાથ અથવા રસ મધ સાથે ખાવાથી રક્તપિત્ત મટે છે. ચિ. અ. ૪.

૨ મદાત્યયમાં–પટોલનો કવાથ પીવડાવવો. ચિ. અ. ૧૨.

૩ સોજામાં–પટોલનું શાક ખવડાવવું સારૂં છે. ચિ. અ. ૧૭.

૪ વિષમાં-પટોલનું શાક હિતકર છે. ચિ. અ. ૨૫.

૫ ઉરૂસ્તંભમાં-પટોલનું અલુણું શાક ખાવા આપવું. ચિ. અ. ૨૭.

ચક્રદત્ત— ૬ પિત્તશ્લેષ્મજ્વરમાં-લીંબડાની અંતરછાલ અને પટોલનું પંચાંગ-બન્નેનો ક્વાથ પિત્તકફાત્મક તાવમાં ઉત્તમ છે.

૭ તાવવાળાને શાક માટે-પટોલના પાનનું શાક હિતાવહ છે.

૮ પિત્તજ્વરમાં-પટોલનું પંચાંગ અને જવ-એ બેનો ક્વાથ મધ નાખીને પીવાથી પિત્તજ્વરને, દાહને, તરસને વિગેરેને મટાડે છે.

૯ વાતવ્યાધિમાં-પટોલના ફૂલનો યૂષ વૃષ્ય અને વાતઘ્ન મનાય છે.

ભાવપ્રકાશ—૧૦ શીતળામાં-પટોલના મૂળનો ક્વાથ પિત્તજન્ય શીતળામાં શરૂઆતમાં આપવો.

શોઢલ— ૧૧ શિરોરોગમાં-પટોલના મૂળને પાણીમાં ઘસીને કપાળે ચોપડવાથી ગમે તેવું માથું દુખતું હોય તો તે મટી જાય છે.

**वक्तव्य**—સુશ્રુતે વ્રણમાં પટોલનું શાક હિતકર ગણાવેલું છે. વ્રણશોધન તરિકે પટોલ અને ત્રિફલાનો ક્વાથ નિર્દિષ્ટ છે. આરગ્વધાદિ અને પટોલાદિ ગણમાં પટોલનો ઉલ્લેખ છે. પટોલના ગુણ સુશ્રુતે નીચે પ્રમાણે આપેલા છે:— " कफपित्तहरं व्रण्यं उष्णं तिक्तमवातलम् । पटोलं कटुकं पाके वृष्यं रोचनदीपनम् ॥ ( सू. ४६-२६८ ). વળી "पटोलनिम्बयूषौ तु कफमेदोविशोषिणौ । पित्तघ्नौ दीपनौ हृद्यौ कृमिकुष्ठ-ज्वरापहौ ॥ " ( सू. ४६-२७० )-કહેલું છે. ગર્ભિણી સ્ત્રીને આઠમે મહિને બીજાં સાથે પટોલનાં મૂળ આપવાનો ઉલ્લેખ છે ( શા ૧૦-૬૪ ). કુષ્ઠમાં પટોલ વપરાયલું છે. आरग्वधे सप्तपर्णे पटोले ।—हन्यात् कुष्ठं मुष्कके चापि सर्पिः । (चि. ९-४९ ). વિદ્રધિમાં કરંજાદિઘૃતમાં પટોલપત્ર છે ( चि १६ १७ ). આંખના રોગોમાં પટોલ યોજાયલું છે. ( उ. ૧૧-૧૫ ). पटोलमुद्गामलकं यवानपि। निषेवमाणस्य नरस्य यत्नतो । भयं सुघोरात्तिमिराच्च विद्यते ( उ. ૧૭-૪૮ ). પટોલશાક આંખવાળા રોગીઓને માટે હિતકર છે એમ સ્પષ્ટ કહેલું છે ( ઉ. ૧૭-૫૧ ).

ચરકમાં તૃપ્તિઘ્ન અને તૃષ્ણાનિગ્રહણ દશેમાનિમાં પટોલનો ઉલ્લેખ છે. આસવયોનિ લીસ્ટમાં પટોલપાનનો ઉલ્લેખ છે. प्रायः सर्वं तिक्तं वातलम् अवृष्यं च । अन्यत्र वेत्राग्रपटोलात् (सू. ૨૭-૩ )-અર્થાત્ પટોલ તિક્ત હોવા છતાં વાતલ અને અવૃષ્ય નથી. વમનોપગ તરિકે અને તિક્તસ્કંધમાં પટોલનો ઉલ્લેખ છે.

વિસર્પવાળાને " पटोलपत्रमुद्गानां रसमामलकस्य च पाययेत घृतोन्मिश्रं नरं विसर्पपीडितम् ।।" આપવા કહેલું છે. ઉદરમાં પટોલાદ્ય ચૂર્ણ છે. પાંડુ, ગ્રહણી વિગેરેમાં પણ પટોલનો ઉલ્લેખ મળી આવે છે.

**Actions and Uses**—The fresh juice of the leaves is said to be useful when applied to the bald patches of alopecia. Patola is cholagogue, laxative and febrifuge and is useful in bilious fevers. It is generally administered in the form of a decoction of the whole plant in combination with other bitters. It is also said to have alterative properties; it purifies the blood and is a very efficacious remedy in boils and certain skin-eruptions.

Vegetable Drugs of India p. 203.

**માત્રા**—મૂલનો સ્વરસ ૨ ઔંસ પીવાથી સખત રેચ લાગે છે.

**નવ્યમત**—મલબાર કિનારા તરફ પેટનાં દરદોમાં પટોલનાં બીજ સારાં ગણાય છે. કાચાં ફૂલ બહુ જ કડવાં હોય છે. કુમળાં પાન, તંતુઓ વિગેરે અને સુકાં ફળ કડવાં અને પૌષ્ટિક પણ છે. ક્વાથના રૂપમાં તે વપરાય છે. ક્વાથમાં સાકર નાખીને પાચન તરિકે અપાય છે. બીજ જ્વરઘ્ન અને કૃમિઘ્ન છે. પાનનો સ્વરસ ઉલટી કરનાર છે. આખા વેલાનો ક્વાથ કફઘ્ન મનાય છે.

( ડ્રુરી )

**ઉલ્લેખ**—Indigenous Drugs of India page. 321; Vegetable Drugs of India page. 203; વ. શા પા. ૩૪૬; N. p. 126; Watt VI part IV p. 82; રૂ. નિ. પા. ૨૪; Indi. Medi Plants p. 582.

---

## ૧૭૫ કડવી તુંબડી.

### N. O. Cucurbitaceæ.

**નામો**—अलाबु, कटुकालाबु, इक्ष्वाकु, तिक्तबीजा, महाफला ( સંસ્કૃત ); કડવી તુંબડી ( ગુજરાતી ); કડુ ભોપલે ( મરાઠી ); કદુ તુંબી ( હિંદી ); તેતોલાઉ ( બંગાળી ); Bottle gourd—બૉટલ ગોર્ડ (અંગ્રેજી); Lagenaria vulgaris —લેજેનેરીઆ વલ્ગેરીસ ( લેટીન ).

**ગુણાઃ**—　कासश्वासच्छर्दिहरा विषार्ते कफकर्षिते । इक्ष्वाकुः वमने शस्ता....।।

ध. नि.

कटुतुम्बी कटुस्तीक्ष्णा वान्तिकृच्छ्वासकासजित् ।
कासघ्नी शोधनी शोफव्रणशूलविषापहा ।।　।। रा. नि. ।।

कटुतुम्बी हिमा हृद्या पित्तकासविषापहा ।
तिक्ता कटुर्विपाके च वातपित्तज्वरान्तकृत् ॥ भा. प्र. ॥

वाग्भट— १ अश्मर्याम्—नृत्यकुंडकबीजानां चूर्णं माक्षिकसंयुतम् । अविक्षीरेण सप्ताहं पीतमश्मरीपातनम् ॥ ("तुम्बीबीजानां चूर्णं माक्षिकान्वितमविक्षीरेण सप्ताहं पीतमश्मरीपातनम् ॥" अरुणदत्तः ) चि. अ. ११

चक्रदत्त— २ अश्मर्याम्—तिक्तालाबुरसः क्षारः सितायुक्तोऽश्मरीहरः ॥

३ गलगण्डे—तिक्तालाबुफले पक्वे सप्ताहमुषितं जलम् । मद्यं वा गलगण्डघ्नं पानात् पथ्यानुसेविनः ॥

४ अर्शःसु—तुम्बीबीजं सोद्भिदं काञ्जिपिष्टं गुडीत्रयम् । अर्शोहरं गुदस्थं स्याद्दधि माहिषमश्नतः ॥

भावप्रकाश— ५ प्रदरे—अलाबुफलचूर्णस्य शर्करासहितस्य च । मधुना मोदकं कृत्वा खादेत् प्रदरशान्तये ॥

६ योनिरोगे—तुम्बीपत्रं तथा लोध्रं समभागं सुपेषयेत् । तेन लेपो भगे कार्यः शीघ्रं स्याद् योनिरक्षता ॥

७ दन्तक्रिमिषु—....कटुतुम्बीमूलम् । संचूर्ण्य दशनविधृतं दशनक्रिमिनाशनं प्राहुः ॥

हारीत— ८ शोथे—लोमशा कटुतुम्बी च काञ्जिकेन जलेन वा । निःक्वाथ्य चापि संस्वेदस्तथैवोष्णेन तेन च ॥ चि. अ. २६

९ कर्णरोगे—तुम्बीरसश्च धार्येत कर्णरोगे शस्यते ॥ चि. अ. ४३

शोढल— १० पिटिकायाम्—सुरदालीकटुतुम्ब्योरन्यतरस्याः प्रपेषितं मूलम् । बीजं वा चुक्रयुतं कीटकपिटिकोपसर्गहरम् ॥ (ग्रन्थ्यधिकारे)

११ पादस्फुटने—त्रिदिनं कटुतुम्बीस्थं पादलेपं प्रकल्पयेत् । अनेन स्फुटितो पादो भवेज्जिह्वोपमो नृणाम् ॥ ( कुष्ठाधिकारे )

१२ नासार्शःसु—संपेषितः पर्युषितोदकेन घटान्तनिश्चो[illegible] । घ्राणोद्भवार्शांसि निहन्ति सद्यो नस्येन कन्दः कटुतुम्बिकायाः ॥
( नासारोगाधिकारे )

राजमार्तण्ड— १३ बालानां दन्तरोगे—कटुलाब्वा: समादाय मूलं गले योजितं दन्तरोगापहं स्याच्छिशोः ॥

वैद्यमनोरमा— १४ योनिदोषे—कटुकालाबुसंसिद्धं तैलमभ्यंजनात् भवेत् । योनिदोषहरं नार्याः गर्भमुत्पादयेदपि ॥

## વૈદ્યકમાં કડવી તુંબડીનો ઉપયોગ

વાગ્ભટ— ૧ **પથરીમાં**—કડવી તુંબડીના બીજનું ચૂર્ણ મધ નાખીને ઘેટીના દુધ સાથે સાત દિવસ સુધી પીવાથી પથરી મટે છે. ચિ. ૧૧.

ચક્રદત્ત— ૨ **પથરીમાં**—કડવી તુંબડીનો રસ, જવખાર અને સાકર–ભેગાં કરીને પીવાથી પથરી મટે છે.

૩ **ગલગંડમાં**— કડવી તુંબડીના પાકા ફલની અંદર રાત ઉપર પાણી અથવા મ ભરી મૂકવું અને પછી તે સવારમાં પીવું. પથ્ય પાળવું. સાત દિવસ પીવાથી ગલગંડ મટે છે.

૪ **હરસમાં**—કડવી તુંબડીનાં બીજ અને સિંધાલુણ–બન્નેને કાંજીમાં પીસવાં. આની ત્રણ ગોળીઓ બનાવી લેવી. ગુદામાં આ ગોળીઓ એક પછી એક રાખવી અને ભેંસનું દહીં અથવા એની છાશ ખાવી. હરસમાં આ પ્રયોગ હિતકર છે.

ભાવપ્રકાશ—૫ **પ્રદરમાં**—કડવી તુંબડીનાં ફૂલનું બારીક ચૂર્ણ કરીને તેમાં સાકર અને મધ નાખીને લાડુ બનાવી લેવા. આ લાડુના સેવનથી પ્રદરમાં સારો ફાયદો થાય છે.

૬ **યોનિરોગમાં**—કડવી તુંબડીનાં પાન અને લોધર સરખે ભાગે લઇ સૂક્ષ્મ ચૂર્ણ કરવું. મધમાં કાલવીને યોનિમાં લેપ કરવો. આથી યોનિના રોગો મટે છે.

૭ **દાંતમાં કૃમિ પડયા હોય તો**—કડવી તુંબડીનું મૂળ ચાવવું અને થોડી વાર રાખી મૂકવું. દાંતના બધા જીવ મરી જશે.

હારીત— ૮ **સોજામાં**—કડવી તુંબડી અને જટામાંસીને કાંજીમાં ઉકાળીને, તેની જે વરાળ ઉત્પન્ન થાય તેનો સોજાવાળા ભાગ ઉપર બાફ આપવો અને તે કલ્કથી શેક પણ કરવો.

૯ કાનના રોગમાં-કડવી તુંબડીનો રસ કાનમાં નાખવો.

સોઢલ— ૧૦ ફોલ્લીઓ થયેલી હોય તો-કડવી તુંબડીનું મૂળ અથવા બીજ સુરકા સાથે અથવા કાંજી સાથે વાટીને લેપ કરવાથી ફોલ્લીઓ મટે છે.

૧૧ પગ ફાટતા હોય તો-કડવી તુંબડીનાં બીજને પાણીમાં વાટી પગની ફાટોમાં ભરવાં. ત્રણ દિવસ આમ કરવાથી પગની ફાટો રૂઝાઇ જશે અને તળીઆં જીભ જેવાં સુંવાળાં થઈ જશે.

૧૨ નાકમાં મસા હોય તો-કડવી તુંબડીનો કંદ વાસી પાણી સાથે ઘસીને તે ઘસારાનાં ટીપાં નાકમાં મૂકવાં. નાકના મસા મટશે.

રાજમાર્તંડ—૧૩ બચ્ચાંને દાંત ફુટતા હોય તે વખતે-કડવી તુંબડીનું મૂળ લાવીને બચ્ચાના ગળે બાંધી દેવું. દાંત ફુટતી વખતે જે વેદના થાય છે તે નહિ થાય.

વૈદ્યમનોરમા-૧૪ યોનિદોષમાં-કડવી તુંબડીના રસમાં સિદ્ધ કરેલા તેલના અભ્યંજનથી યોનિરોગનો નાશ થાય છે. પીવાય પણ ખરૂં. પીવાથી ગર્ભધારણ પણ કરાવે.

वक्तव्य—રાજનિઘંટુમાં તુંબીના ઘણા ભેદો દેખાય છે-કુમ્ભતુંબી, ક્ષીર તુંબી, ભૂતુંબી વિગેરે. મીઠી તુંબડીના બે ભેદ પાડયા છે.—(૧) ગોરક્ષતુંબી અને (૨) ક્ષીરતુંબી. ભાવમિશ્રે મિષ્ટ અને કટુ તુંબી એવા બે ભેદો પાડેલા છે. મિષ્ટ તુંબીના ગુણ નીચે મુજબ ભાવમિશ્રે આપ્યા છેઃ—

मिष्टतुम्बीफलं हृद्यं पित्तश्लेष्मापहं गुरु ।
वृष्यं रुचिकरं प्रोक्तं धातुपुष्टिविवर्धनम् ॥

ચરકસંહિતામાં अलाबुकल्प આપેલો છે. ઉલટી કરવાથી પિત્ત અને કફના દોષો શાંત થઈ જાય છે.

**Actions and Uses**—The pulp of Karvi tumbdi is emetic and purgative. The oil is used as a cooling and emollient application for the head. The pulp of sweet dudhi is an ingredient in various confections. Tho seeds are nutritive and diuretic and constitute one of the five cucurbitaceous seeds.

R. N. Khory. II. p. 312.

**ભાવાર્થ**—કડવી તુંબડીનો ગર્ભ વામક અને રેચક છે. કડવી તુંબડીનાં બીજનું તેલ માથું દુઃખતું હોય તે વખતે શીત ઉપચાર તરિકે ચોપડવામાં આવે છે. ઘણી મીઠાઇઓમાં મીઠી દુધીનો ગર્ભ નાખવામાં આવે છે. મીઠી તુંબડીનાં બીજ બલ્ય અને મૂત્રલ છે.

( ખોરી. ભા. ૨. પા. ૩૧૨ )

**ઉલ્લેખ**—વ. શા. પા. ૩૪૮; રૂ. નિ. પા. ૭૯; N. p. 130; Watt IV p. 580; Indi. Medi. Plants p. 584.

---

## ૧૭૬ કુકડવેલ.

### N. O. Cucurbitaceæ.

**નામો**—देवदाली, जीमूतक, गुदजारि, कंटफला, लोमशपत्री, कोषवती (સંસ્કૃત); કુકડવેલ ( ગુજરાતી ); દેવદાલી, દેવડંગરી ( મરાઠી ); Luffa echinata-લુફ્ફા એચીનેટા ( લેટીન ).

**परिचय**—

सितपीतारुणैः पुष्पैः देवदालीत्रयं भवेत् ।
बल्या तिक्ता स्थिरा चैका कर्कोटाभफला च सा ॥
तस्याः फलं दीर्घकंटं लघुवृत्तं सुशोभनम् ।
सा श्वेता व्याधिशमने रक्ता पीता रसायने ॥

॥ इति दिव्यौषधितंत्रे ॥

**गुणाः**—

देवदाली रसे पाके तिक्ता तीक्ष्णा विषापहा ।
वामनी हन्ति गुदजकफशोफामकामलाः ॥
ज्वरकासारुचिश्वासाहिध्मापांडुक्षयक्रमीन् ॥

॥ ग. नि. ॥

देवदाली वमिकरा तिक्ता चोष्णा च उष्मला ।
तीक्ष्णा पांडुकफश्वासकासार्शःक्षयनाशनी ॥
कामलाक्रमिहिक्काघ्नी ज्वरशोथविषापहा ।
भूतबाधाविषहरा चोंदुरोर्विषनाशिनी ॥
फलमस्याः सरं तिक्तं गुल्मक्रमिकफापहम् ।
शूलार्शःकामलावातनाशनं वमिकारकम् ॥

॥ नि. र. ॥

देवदालीत्रयं श्वासज्वरकासकफापहम् ।
आखोः विषं निहन्त्याशु वामकं च विरेचकम् ॥
श्वेता रक्ता च पीता च देवदाली गुणैः समा ॥

॥ शोढलः ॥

खरागरी च वेणी च तथा स्याद्देवताडकः ।
जीमूतकं त्रिदोषघ्नं यथास्वौषधकाल्पितम् ॥
प्रयोक्तव्यं ज्वरश्वासाहिक्काकोठामयेषु च ॥

॥ चरकः क. १ ॥

चरक— १ ज्वरे—जीमूतकस्य वा कल्कं चूर्णं वा शिशिराम्बुना ।
ज्वरे पित्तभवे वातदुष्टे श्लेष्माणि चानुगे ॥ क. १–९.

सुश्रुत— २ मूषिकविषे—देवदालीफलं चैव दध्ना पीत्वा विषं वमेत् ।
सर्वमूषिकदष्टानां एष योगः सुखावहः ॥ क–७–३९

वैद्यमनोरमा— ३ सु[illegible]ार्थम्—क्षीरपिष्टमबलाऽक्षकं पिबेद्देवदालीकुसुमोद्भवं रजः । शीघ्रमेव सुखसूतिमावहेन्नास्त्यतः परतरं तदौषधम् ॥
॥ पा–१२

शोढल— ४ कामलायाम्—जीमूतकेन सहितं निशि स्थितं वारि कामलां हरति ॥ पृ. ४६६

५ कीटकपिटिकोपसर्गे—सुरदालीकटुतुम्ब्योः अन्यतरस्याः प्रपेषितं मूलम् । बीजं वा चुक्रयुतं कीटकपिटिकोपसर्गहरम् ॥
पृ. ९१७

६ प्रदरे—मूलं बलायाः पयसा प्रपिष्टं जीमूतजं तन्दुलवारिणा वा। क्षौद्रेण मिश्रं परिपीयमानं स्त्रीणां वदन्ति प्रदरामयघ्नम् ॥
पृ. ५९९

**વર્ણન**—કુકડવેલના વેલા ૧૦ થી ૨૦ ફીટ લાંબા, વાડો ઉપર ફેલાએલા ચોમાસામાં જણાય છે. નર અને માદા ફુલના વેલા જુદા જુદા જણાય છે. નર ફુલના વેલા કરતાં માદા ફુલના વેલા વધારે જોસદાર આવે છે. બન્નેનાં પાન પાંચ ખુણીયાં-ધીલોડી જેવાં થાય છે. બન્ને વેલા ઉપર ખરસટ રૂંવાંટી હોય છે, સફેદ ફુલ આવે છે, ફળ કાંટાવાળાં હોય છે. આખા વેલામાં પાનની પાસેથી તંતુઓ નીકળેલા જણાય છે. નર ફુલનો તેમજ માદા ફુલનો રંગ

સફેદ હોય છે. બન્નેમાં સુગંધ હોય છે. તે સવારમાં ઉઘડી સાયંકાળ સુધી ઉઘડેલાં રહે છે. નર ફુલને ધારણ કરનારી સળી લગભગ ૪ થી ૮ ઈંચ લાંબી હોય છે. માદા ફુલને આવી સળી હોતી નથી; પરંતુ ટુંકી ડીંટડી હોય છે. ફળ કાચાં હોય છે ત્યારે તે ઉપર તારાકૃતિના વાળની રૂંવાંટી હોય છે. ફળ સુકાય છે ત્યારે ભુરા રંગનાં થઇ જાય છે. તેની સપાટી ઉપર સીધા ગીચોગીચ કાંટા હોય છે; અને એ કાંટાઓ ઉપર પણ સૂક્ષ્મ ધોળા ખરસટ વાળ આવેલા હોય છે. ફુલના મુખ ઉપર સૂક્ષ્મ ઢાંકણું ( lid ) હોય છે; જેની વચ્ચોવચ્ચ સ્રીકેસરનલિકા એક જાડી ઉભી ભાલી જેવી રહી ગયેલી હોય છે. ફળ તદ્દન સૂકાઈ જાય છે ત્યારે આ ઢાંકણું પોતાની મેળે ફળ ઉપ-રથી ચીરાઈને ખરી જાય છે; અને ફળની અંદરનાં રેસાવાળાં ત્રણ છિદ્રોમાંથી બીજ બહાર પડવા માંડે છે. બીજ ઘણાં હોય છે અને ઘણાં કડવાં હોય છે. ગાંધીને ત્યાંથી આના સૂકા વેલા ફળ સાથે મળે છે.

## વૈદ્યકમાં કુકડવેલનો ઉપયોગ—

ચરક— ૧ તાવમાં—કુકડવેલના આખા છોડનું બારીક ચૂર્ણ ઠંડા પાણી સાથે પીવાથી પિત્તજ્વર મટે છે. વાતકફાનુગ જ્વર પણ મટે છે. क. १–९

સુશ્રુત— ૨ ઉંદરના ઝેરમાં—કુકડવેલનાં ફળ દહીં સાથે પીવાથી ઉલટી થઇને ઝેર નીકળી જાય છે. સર્વ પ્રકારના ઉંદરના ઝેર માટે આ યોગ સારો છે. क. ७–३५.

વૈદ્યમનોરમા—૩ સુખેથી પ્રસવ થવા માટે—કુકડવેલનાં ફુલનું ચૂર્ણ ( ફુ-લની રજ ( પરાગરજ ) એવો અર્થ થાય છે. ) તો. ૧ દુધ સાથે સ્ત્રી પીએ તો સુખેથી પ્રસવ થાય છે. આના જેવું બીજું ઔષધ આને માટે નથી.

શોઢલ— ૪ કમળામાં—કુકડવેલનો આખો છોડ રાત્રે પાણીમાં પલાળી રાખવો. એ પાણી સવારે ગાળીને પીવાથી કમળો મટે છે.

૫ કીડા, ફોલ્લીઓ, વિગેરે ચેપી રોગમાં—કુકડવેલનું મૂળ અથવા બીજ સુરકા સાથે વાટીને ચોપડવું.

૬ પ્રદરમાં—કુકડવેલનું મૂળ ચોખાના ધોવણ સાથે વાટીને થોડુંક મધ નાખી પીવું. આથી પ્રદરરોગ મટે છે.

વક્તવ્ય— कफपित्तहरं परं फलेष्वथ जीमूतकमाह शौनकः ।
मृदुवीर्यतया भिनत्ति तदिति चोवाच नृपोऽथ वामकः ॥

'ચરકસંહિતા'ના સિદ્ધિસ્થાનના ૧૧ મા અધ્યાયમાં બધા ઋષિઓ 'फलबस्तिवरत्वनिश्चये' ભેગા થયા હતા તેમાં ઉપર પ્રમાણે શૌનક અને વામકનો જીમૂતક માટે અભિપ્રાય છે. "एकोनचत्वारिंशत् जीमूतकेषु योगाः ॥' આમ સૂત્રસ્થાનના ચોથા અધ્યાયમાં ગણાવેલું તે કલ્પસ્થાનના બીજા અધ્યાયમાં તે યોગો જણાવેલા છે. ચરકમાં खरागरी, वेणी, देवताडक અને जीमूतक નામો છે. બરાબર આટલાંજ નામો અમરકોષમાં પણ છે. 'खरं विषं आगिरति इति खरागरी'. રાજનિઘંટુમાં આનાં ૨૯ નામ ગણાવ્યાં છે. "વૈદ્યકશબ્દસિંધુકારે' દેવદાલીનું લેટીન નામ Andropogon serratum લખ્યું છે. Andropogon એ જીનસ ઘાસની છે. આ ભૂલ થએલી છે. 'વનૌષધિદર્પણ'માં कृतवेधन, कोशातकी નું નામ Luffa echinata રાખ્યું છે. એમાં जीमूत નું વર્ણન આપેલું નથી. ડલ્હણે પણ કોષાતકી, દેવદાલી અને કોષવતી નામોમાં ગોટાળો કરેલો છે. कोषातकी ને એક ઠેકાણે देवदाली ( ચિ. ૧૭–૩૭ ) કહેલી છે, અને બીજે ઠેકાણે घोषकः 'तोरइ इति लोके' કહે છે. સુશ્રુતે 'કોષાતકી' અને 'દેવદાલી'નો જુદો ઉલ્લેખ જ કરેલો છે ( સૂ. ૩૯–૫ ). કોશાતકી એટલે તુરીયાં.

સુશ્રુતમાં जमूतक તેલના ગુણદોષ ( બધાંના સામટા ) આપેલા છે. દેવદાલીને સુશ્રુતે ઉભયતોભાગહર ગણાવી છે અને જીમૂતફલને એકલું ઉર્ધ્વભાગહર ગણાવેલું છે. અપચીમાં બીજાં સાથે તે વાપરેલું છે.

**Medicinal Uses**—The fruit of Luffa echinata ( Hind. Bindāl ) has the reputation in sind of a remedy for jaundice.

( Indigenous Drugs of India. )

"I have been using Luffa bindal for a long time in the Campbell Hospital and in private practice. From the prolonged use, I have come to the conclusion that the fruits or even stems, if used as a tincture or hot or cold infusion, are superior to many remedies that I have used in the treatment of ascites and enlarged liver and spleen. I make the tincture with rectified spirit. The strength, I generally use, is 1 in 20. The usual dose is 10 to 20 minims or more. The cold infusion is made by infusing two bruised fruits in a pint of water. In obstinate cases the dose is to be increased gradually. I have used it in larger doses to get the desired effect. Externally I have used the infusion as a stimulating and antiseptic lotion in carbuncles and other unhealthy ulcers. The result is very promising. I can stro-

ngly recommend this drug to the medical world in the treatment of foul ulcers after a prolonged use of many years, both in hospital and outside. In congestion of the brain causing intense headache and in jaundice I have used this infusion as an errhine. It is a very effecient errhine remidy. Profuse discharge is noticed under its influence from the nasal mucous membrane. In 10 to 15 minim doses the tincture acts as a purgative. In still large doses it is emetic and drastic purgative. In cases of enlarged liver and spleen I have found this drug to be very useful. It is to be stopped when it produces diarrhœa. In chronic diseases I generally use iodide of potassium and arsenic with tincture or infusion of luffa. If used carelessly it may produce diarrhœa. The dose is to be regulated according to the effect produced. In infantile cirrhosis of the liver I have used the tincture as a purgative and diuretic. It is very useful in commencing cirrhosis. It is a very useful diuretic in dropsy of hepatic origin. Owing to its diuretic and drastic purgative properties, I have used it in many cases of ascites with highly satisfactory results. I have used many diuretics in ascites, but very few of them appear to me to be so efficient as luffa bindal. Often in a fortnight many ascites cases improve considerably. It is to be used in gradually increasing doses until the desired diuretic and purgative effect is obtained. ( H. C. Sen. Original researches in the Treatment of Tropical diseases with indigenous drugs. pp. 97–98. )

ભાવાર્થ—" કેમ્પબેલ હૉસ્પીટલમાં તેમજ ખાનગી ધંધામાં હું ઘણા લાંબા વખતથી આ છોડ ( કુકડવેલ ) નો ઉપયોગ કરતો આવ્યો છું. ટીંકચર, ક્વાથ અથવા શીત કષાયના રૂપમાં કુકડવેલનાં ફળ કે ડાંડી સાથે આખો છોડ શોથ અને યકૃત્પ્લીહવૃદ્ધિમાં મહૌષધ છે એમ લાંબા અનુભવ પછીથી હું જાહેર કરૂંછું. રૅકટીફાઇડ સ્પીરીટથી હું ટીંકચર બનાવું છું ( ૧ અને ૨૦ ના પ્રમાણમાં ). તેની માત્રા ૧૦ થી ૨૦ ટીપાં કે તેથી સ્હેજ અધિક છે. શીત કષાય માટે ૧ પાઈન્ટ ( સવાશેર ) પાણીમાં બે ફલનું ચૂર્ણ નાખીને તે બનાવી લઉંછું. બહૂ જક્કી કેસોમાં માત્રા ધીમે ધીમે વધારવાની હોય છે. મ્હેં મોટી માત્રામાં પણ ધારેલો ગુણ મેળવવાના હેતુથી તે વાપરી જોયું છે. દુષ્ટ વ્રણ અને બીજાં દુષ્ટ ચાંદાં વિગેરેમાં આનો શીતકષાય ધોવાના લોશન તરિકે હું વાપરૂં છું; અને તેનું પરિણામ પણ બહૂજ સંતોષજનક

છે. વૈદ્યકીય જગતને હું આ દવા દુષ્ટ વ્રણમાં વાપરવાને માટે અતિશય ભલામણ કરૂછું. માથાના ચસકામાં અને કમળામાં આ રીત કષાયને મ્હેં નસ્ય તરિકે યોજ્યો છે. આ બહુ જલદ અને ફલપ્રદ નસ્ય છે. નાકની શ્લેષ્મ-કલામાંથી બહૂજ સ્રાવ બહાર આવે છે. ૧૦ થી ૧૫ બિંદુની માત્રામાં કષાય રેચનું કામ કરે છે. એથી વધારેની માત્રામાં તે વામક અને સખ્ત રેચક છે. યકૃત્ અને પ્લીહની વૃદ્ધિમાં મ્હેં આ ઔષધને બહૂજ ઉપયોગી ગણ્યું છે. જ્યારે અતિસાર થઈ જાય ત્યારે આ દવા બંધ કરવાની છે. બહૂ જ જુના કેસોમાં પોટાસ આયોડાઈડ અને આરસેનીક સાથે હું કુકડવેલને કવાથ વાપરૂંછું. નિષ્કાળજીથી વાપરવામાં આવે છે તો તેથી ઝાડા થઈ આવે છે. જે પ્રમાણે અસર જોઇતી હોય તેના પ્રમાણમાં માત્રા લેવાની છે. બાલકોની યકૃત્ વૃદ્ધિમાં ( Infantile Cirrhosis of the liver ) મ્હેં ટીંકચરને રેચક અને મૂત્રલ તરિકે વાપરી જોયું છે. શરૂ થતી યકૃતવૃદ્ધિમાં તો આ રામબાણ દવા છે. યકૃતોદરમાં મૂત્રલ તરિકે આ ખાસ ઉપયોગી છે. તેના મૂત્રલ અને સખ્ત રેચક ગુણોને લીધે મ્હેં શોથના ઘણા કેસોમાં ફતેહ સાથે તે વાપરી જોયું છે. શોથમાં મ્હેં બીજાં અનેક ઔષધો ( મૂત્રલ ) વાપર્યા છે પણ કુકડવેલના જેવું બીજું મૂત્રલ ઔષધ મ્હને ભાગ્યેજ જણાયું છે. એક પખવાડીઆમાં તો સોજાના ઘણાખરા દરદીઓ સારા થઈ જાય છે. જ્યાં સુધી ધારેલી મૂત્રલ અને રેચક અસર ન થાય ત્યાં સુધી આ ક્રમશઃ વધારવાનું છે. " ( સ્વ. હેમચંદ સેન. એમ. ડી. કલકત્તા. )

**નોંધ**—આ છોડનાં લેટીન નામો અને તેના ઉપરથી બંધબેસતાં પાડવામાં આવેલાં દેશીનામોમાં જે ખીચડો થયો છે તે માટે સ્વ. ડૅા. હેમચંદ સેને ઇન્ડીઅન મૅડીકલ રેકર્ડ ( 28th May 1902 )માં આપેલો કુકડવેલાનો ( Luffa Echinata ) લેખ જોવો. એ સ્વર્ગસ્થ ડોકટરનો ઉપર જે અનુભવ ટાંકવામાં આવ્યો છે તે અમૂલ્ય છે. આ પ્રમાણે સ્વાનુભવને અંતે વિદ્વાન્ વૈદ્યો અને ડોકટરો તેમના સત્ય અનુભવો જણાવતા રહે તો આવાં અમૂલ્ય ઔષધો પ્રકાશમાં આવે.

**નવ્યમત**—તાજા વેલાઓ ૨ ડ્રામ, ૧ પીંટ ગરમ પાણીમાં ઉકાળવા. ૦ાા શેર પાણી બાકી રહે એટલે ઉતારી પાણી ગાળી લેવું. આમાંથી ૧ થી ૨ ઔંસ પાણી દિવસમાં ૩–૪ વખત થઇને આપવું. આ ફક્ત કટુપૌષ્ટિક જ નહિ, પણ ઉત્તમ અને શક્તિશાળી મૂત્રલ દવા છે. ( ડીમક. )

**ઉલ્લેખ**—વ. શા. પા. ૩૫૧; રૂ. નિ. પા ૮૦; N. p. 127; Watt V p. 97; Indigs. Drugs. p.179; Indi. Medi. Plants p. 589

## ૧૭૬ કડવાં તુરીયાં

### N. O. Cucurbitaceæ.

નામો —कोषातकी, जालिनी, कृतवेधन, क्ष्वेड, घोषा ( સંસ્કૃત ); કડવી ધીસોડી ( કાઠીઆવાડ ); કડવાં તુરીઆં ( ગુજરાતી ); કડુ તુરઈ, કડુ દોડકી, રાન દોડકી ( મરાઠી ); કટુતુરઈઆ ( હિંદી ); Bitter luffa- બીટર લુફ્ફા ( અંગ્રેજી ); Luffa acutangula-લુફ્ફા એકયુટેંગ્યુલા (લેટીન). (Var) Amara.

ગુણાઃ— क्ष्वेडस्तिक्तः कटुस्तीक्ष्णोऽप्रगाढश्च प्रशस्यते ।
कुष्ठपाण्डुामयप्लीहशोफगुल्मगरादिषु ॥

॥ ध० नि० ॥

कोशातकी तु शिशिरा कटुकाऽल्पकषायका ।
पित्तवातकफघ्नी च मलाध्मानविशोधिनी ॥
'धाराकोषातकी' स्निग्धा मधुरा कफपित्तनुत् ।
ईषद्वातकरी पथ्या रुचिकृद्बलवीर्यदा ॥

॥ रा. नि० ॥

राजकोषातकी–गरे गुल्मोदरे कासे वातश्लेष्मामये स्थिते ।
कफे च कंठवक्त्रस्थे कफसंचयजेषु च ॥

॥ चरकः क–अ–४ ॥

कोशातकी कफार्शोघ्नी पक्वामाशयशोधिनी ॥

॥ राजवल्लभः ॥

चरक— १ कुष्ठेषु–सर्षपकरंजकोषातकीनां तैलानि.... । कुष्ठेषु हितान्याहु....॥
चि–अ–७.

चक्र. द— २ अर्शःसु–कोशातकीरजोघर्षान्निपतन्ति गुदोद्भवाः ॥
योज्यं क्षारोऽर्शसस्तद्वत् ज्योत्स्निकामूललेपनम् ॥
( अर्शः चि० )

३ सहजार्शःसु घोषाक्षारः–स्विन्नं वार्ताकुफलं घोषायाः क्षारकेन सलिलेन । तद् घृतभृष्टं युक्तं गुडेन वा तृप्तितो योऽत्ति । पिबति च तक्रं न्यूनं तस्याश्वेवातिवृद्धगुदजानि । यान्ति विनाशं पुंसां सहजान्यपि सप्तरात्रेण ॥

४ कामलायाम्–घ्रेयं वा जालिनीफलम् ॥

૫ गण्डमालायाम्—कोशातकीनां स्वरसेन नस्यं.... । ....पिप्पली-संयुतेन ॥ ( गलगण्डाचि० )

बंगसेन— ६ योनिकंदे—घोषकस्वरसः पीतो मस्तुना च समन्वितः । योनि-कन्दं निहन्त्याशु तन्नाडी चैव धूपतः ॥

राजमार्तण्ड— ७ योनिलोमहरणार्थम्—उत्पाट्य गुह्यभवाणि रोमाण्यभ्यञ्जनं तत्र ततो विधेयम् । कोशातकीबीजसमुद्भवेन तैलेन लोम्नामपुनर्भवाय ॥

सोढल— ८ सर्वकुष्ठे—कोशातकीफले न्यस्तं जलं पर्युषितं निशि । कर्षमात्रं तु तत्पीतं सर्वकुष्ठहरं परम् ॥

९ मूषिकाविषे—....अलिलाबुविषं निहन्यात् । कोशातकीक्वथन-मापिबतोऽथवाऽपि ॥

વર્ણન—શાકમાં વપરાતાં ઘીસોડાં અથવા તુરીયાંની ઓળખાણ આપવાની જરૂર ન હોય. બરાબર મીઠાં તુરીયાંના વેલા જેવા જ કડવા તુરીયાના પણ વેલા થાય છે-તેથી સ્હેજ નાના હશે. પાન ૫ થી ૭ ખુણીયાં, ખરસટ, ઉપર રૂછાળવાળાં, આંતરે અને ઘણે દૂર દૂર આવેલાં હોય છે. ફુલ મોટાં, પીળા રંગનાં, શ્રાવણ ભાદરવા માસમાં ખીલે છે. મીઠા તુરીયાના જેવાં જ આનાં પણ ફળ થાય છે. નર અને માદા ફુલો જુદાં જુદાં થાય છે. માદા ફુલને પુષ્પ ધારણ કરનાર સળી હોતી નથી.

## વૈદ્યકમાં કડવાં તુરીયાંનો ઉપયોગ

ચરક— ૧ કુષ્ઠમાં—સરસવ, કણઝ અને કડવાં તુરીયાંના બીજનું તેલ કુષ્ઠમાં હિતકર છે. ચિ. અ. ૭

ચક્રદત્ત— ૨ હરસમાં—કડવા તુરીયાના મૂળનું ચૂર્ણ હરસ ઉપર ઘસવાથી હરસ ખરી પડે છે.

૩ વારસામાં જેને હરસ મળ્યા છે તેવા હરસના દરદીઓ માટે—કડવા તુરીયાના પંચાંગને બાળીને ક્ષાર કાઢવો. એ ક્ષારના પાણીમાં રીંગણાં પકવવાં. આવી રીતે પકાવેલાં વેંગણને ઘીમાં શેકી નાખવાં. પછી એમાં ગોળ મેળવીને ખાઇ જવાં. જેટલાં ખવાય તેટલાં વેંગણ ખાવાં. ઉપરથી થોડી છાશ પીવી. આ પ્રયોગથી સાત રાતમાં ગમે તેવા મોટા વધેલા હરસ પણ નાશ પામે છે.

૪ કમળામાં–કડવા તુરીયાનો રસ સુંઘવો અથવા નસ્ય મૂકવું.

૫ ગંડમાળામાં–કડવા તુરીયાનો સ્વરસ પીપર મેળવીને ગંડમાળવાળાને નસ્યમાં આપવો.

**બંગસેન—** ૬ યોનિકંદ નામના સ્ત્રીઓના રોગમાં–કડવા તુરીયાનો સ્વરસ દહીંની તોર સાથે પીવાથી યોનિકંદ મટે છે.

**રાજમાર્તંડ—** ૭ યોનિ ઉપરના વાળ કાઢવા માટે–યોનિ ઉપરના વાળ ચુંટી કાઢવા. ઉપરથી કડવા તુરીયાનાં બીજનું તેલ ચોપડી દેવું. કદાપિ તાં આગળ ફરીથી વાળ ઉગશે નહિ.

**શોઢલ—** ૮ દરેક જાતના કુષ્ઠમાં–કડવા તુરીયાના સુકા ફળમાં રાત્રે પાણી ભરી રાખવું. એ પાણી સવારમાં દાતણ કરીને તુરત જ પી જવું. આવી રીતે ૧ તોલો પાણી હમેશાં કાયમ માટે પીવાથી ગમે તે પ્રકારના કોઢ મટી જાય છે.

૯ ઉંદરના ઝેરમાં–કડવા તુરીયાના પંચાંગનો ક્વાથ પીવાથી ઝેરી ઉંદરનું વિષ નાબુદ થઈ જાય છે.

**वक्तव्य**—કડવા તુરીયાના છોડ ચાર જાતના થાય છે એમ ડલ્હણે કહેલું છે–"घोषकः सा चतुर्विधा, बृहत्फला, अल्पफला, पीतपुष्पा श्वेतपुष्पा, इति" (સૂ. અ–૧૧). આ ભેદોમાંથી ૩ તો સ્પષ્ઠજ છે, પણ શ્વેતપુષ્પા કોશાતકી જોવામાં નથી આવતી. ચરકે કલ્પસ્થાનમાં धामार्गव અને कृतवेधनના નોખા નોખા કલ્પ બનાવેલા છે; એટલે તે બે વસ્તુઓ જુદી જુદી છે એમ સ્પષ્ટ સમજી શકાય છે, પણ પાછળથી નિઘંટુકારોએ તેમજ ટીકાકારોએ આ બન્ને નામને એક કરી નાખ્યાં છે. ડલ્હણે એકાદ બે ઠેકાણે कोषातकीને દેવદાલી ગણાવી છે (ચિ. ૧૭–૩૭). બીજી જગોએ घुघुडि इति लोके એવું સ્પષ્ટ ઓળખાણ આપે છે. દેવદાલી એટલે કુકડવેલ. ચરકમાં ધામાર્ગવના પર્યાયો નીચે પ્રમાણે આપેલા છે.

कर्कोटकी कटुफला महाजालिनिरेव च ।
धामार्गवस्य पर्यायाः राजकोषातकी तथा ॥

અને कृतवेधननા પર્યાયોમાં क्ष्वेडः, कोषातकी, मृदंगफलम् આટલાં નામો ગણાવેલાં છે. એટલે ચરકના મત પ્રમાણે કોષાતકી એટલે (મૃદંગફલ–આ ઓળખાણવાચક શબ્દ છે) કડવાં દોડકાં અને 'ધામાર્ગવ' એટલે કડવાં તુરીયાં હોય એમ મને જણાય છે. આ છતાં પણ બંન્નેને ભેગાં કેમ કર્યા હશે એ સમજાતું નથી. બન્નેના ગુણ તો લગભગ સરખા જ છે. ડલ્હણ પણ

એકાદ જગોએ कृतवेधनने ' कोशातकीभेदः ' ગણાવે છે ( સૂ. ૩૯ ). વળી રાજનિઘંટુ અને રાજવલ્લભે ' ધારા ' તથા ' રાજ ' કોષાતકીનો ઉલ્લેખ કરેલો છે. આ બે વસ્તુઓનો નિર્ણય પણ થવો મુશ્કેલ છે. धामार्गवने ડલ્હણે महाकोषातकी અને पीतपुष्पा कोषातकी (चि. अ. ३१ અને सू. अ. ३९ ) કહેલી છે. આ સિવાય ચરકસુશ્રુતમાં ' રાજકોષાતકી ' અને ' ધારાકોષાતકી 'નો વધુ ઉલ્લેખ નથી. અને આ ભેદ માતૃભાષામાં જ્યાં સુધી સ્પષ્ટ ન સમજાય ત્યાં સુધી લેટીન નામો આપવાની ધૃષ્ટતા કરવામાં લાભ જ શો ? ' વનૌષધિ દર્પણ 'માં ગમે તેમ લેટીન નામો આપવાની હિમ્મત કરેલી છે પણ તેમ કરવું મને યોગ્ય નથી લાગ્યું.

ચરકે કમળા અને ઉદર રોગોમાં કોષાતકીનો ઉલ્લેખ કરેલો નથી. સુશ્રુતે કોષાતકીને ઉભયભાગહર ( વામક અને રેચક ) ગણાવેલી છે ( સૂ.–૩૯–૫ ). વળી વિષૂચિકામાં સુશ્રુતે ' दंतीयुतं वा मगधोद्भवानां कल्कं पिवेत् कोषवतीरसेन ' ( ૫૬–૧૭ ) આવો પ્રયોગ દર્શાવેલો છે. વિષમાં અનેક જગોએ સુશ્રુતે कोषातकी વાપરેલી છે. ઘીસોડી અને તુરીયાં–આ નામો ઘણા પ્રાચીન સમયથી લોકોમાં પ્રચલિત હશે એમ ટીકાઓ ઉપરથી અનુમાન થઇ શકે છે.

**નવ્યમત**—આઇપેકેક્યુઆનાને મળતું હિન્દુસ્તાનમાં આ એકજ વામક દ્રવ્ય ( Vegetable emetic ) છે. આઇપેકેક્યુઆના જેટલી જ આની પણ માત્રા છે. ઓછી માત્રામાં આનાં બીજ કફઘ્ન અને સ્નિગ્ધ છે, કારણ કે તેમાં તેલ અને આલ્બ્યુમીન રહેલું છે. સંગ્રહણી અને મરડા ઉપર આ બીજ બહુ સારૂં કામ કરે છે. મ્હેં જાતે આ અને ઍપીકા બન્નેને નોખાં નોખાં જુદા જુદા કેસો ઉપર વાપરી જોયાં છે ( સરખી માત્રામાં ) અને બરાબર ઍપીકા જેવાં જ જણાયાં છે. વામક તરિકે બીજની માત્રા ૨૦થી ૩૦ ગ્રેન. વિવમિષાજનક માત્રા ૧૧થી ૧૫ ગ્રેન; કફઘ્ન તરિકે માત્રા ૫થી ૧૦ ગ્રેન. આ બીજની મીંજેને પાણીમાં વાટવાથી સફેદ emulsion થાય છે અને આજ મ્હેં વાપર્યું છે.

( મુઇદીન શરીફ )

**નોંધ**–Luffa acutangula (var–amara)–એજ કોષાતકી—કડવાં તુરીયાં.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૩૪૯; રૂ. નિ. પા. ૮૨; N. p. 127; Watt V p. 95; Indi. Medi. Plants p. 586.

---

## ૧૭૮ કારેલાં.

**N. O. Cucurbitaceæ.**

**નામો**—कारवेल्लः, कारवेल्ली, उग्रकांडः ( સંસ્કૃત ); કારેલી ( ગુજરાતી ); કારલે ( મરાઠી ); Momordica charantia–મોમોર્ડીકા ચૅરેન્સીયા ( લેટીન ).

**परिचय**— कारवेल्ली पीतपुष्पा मण्डपी चीरितच्छदा ॥

॥ शिवदत्तः ॥

**गुणाः**— कारवेल्लं हिमं भेदि लघु तिक्तमवातलम् ।
ज्वरपित्तकफास्रघ्नं पाण्डुमेहक्रुमीन् हरेत् ॥
त णां कारवेल्ली स्याद्विशेषाद्दीपनी लघुः ॥

॥ भा. प्र. ॥

कारवेल्लमवृष्यञ्च रोचनं कफपित्ताजित् ॥

॥ राजवल्लभः ॥

काकवेल्लञ्चातितिक्तमग्निदीप्तिकरं लघु ।
उष्णं शीतं भेदकञ्च स्वादु पथ्यं समीरितम् ॥
अरुचिञ्च कफं वातं रक्तदोषं ज्वरं क्रुमीन् ।
पित्तं पाण्डुञ्च कुष्ठञ्च नाशयेत्.... ॥

॥ धे. नि. ॥

कारवल्ली सुतिक्तोष्णा दीपनी कफवातजित् ।
अरोचकहरा चैव रक्तदोषकरी च सा ॥

॥ रा. नि. ॥

वार्ताकं दीपनं प्रोक्तं जीर्णं सक्षारपित्तलम् ।
तद्वत् कर्कोटकं विद्यात् कारवेल्लकमेव च ॥

॥ सुश्रुतः ॥

**सुश्रुत**— १ वातरक्ते—कारवेल्लकक्काथमात्रसिद्धं वा ॥ चि. ५–१२.

**मोढल**— २ नीलयाम्–मूलेन कारवेल्ल्यास्तुरंगमूत्रान्वितेन पिष्टेन । परिपूरितनयन नाम् नीलिदोषः शमं याति ॥

**राजमार्तण्ड**— ३ निर्गतयोनिप्रवेशार्थम्—योनिः स्त्रीणां निर्गताऽपि प्रवेशं । प्राप्नोत्यन्तः कारवेल्लीजटाभिः ॥

चक्रदत्त— ४ ज्वरिणः शाकार्थम्—कारवेल्लकम्...... ....शाकार्थं ज्वरिताय प्रदापयेत् ॥

५ मसूरिकायाम्—सुषवीपत्रनिर्य्यासं हरिद्राचूर्णसंयुतम् । रोमान्ती-ज्वरविस्फोटमसूरीशान्तये पिबेत् ॥

भावमिश्र— ६ विसूचिकायाम्—सतैलं कारवेल्लम्यनु नाशयेद्धि विसूचिकाम् ॥

### વૈદ્યકમાં કારેલીનો ઉપયોગ—

સુશ્રુત— ૧ વાતરક્તમાં–કારેલીના ક્વાથમાં પકાવેલું તેલ વાતરક્તને મટાડે છે. ચિ. ૫–૧૨

શોઢલ— ૨ આંખના રોગમાં—ઘોડાના મૂત્રમાં કારેલીના મૂળને ઘસીને તે ઘસારો આંખમાં ભરવાથી આંખનો **નીલી** નામનો રોગ શાંત થઈ જાય છે.

રાજમાર્તંડ—૩ યોનિ બહાર ધસી આવી હોય તો–કારેલીના મૂળના ચૂર્ણની પોટલી યોનિમાં રાખ્યાથી યોનિ અંદર પેસી જાય છે; અથવા મૂળ પાણીમાં ઘસીને યોનિ ઉપર ચોપડી આપવું.

ચક્રદત્ત— ૪ તાવવાળાને શાક માટે–કારેલાંનું શાક સારૂં છે.

૫ શીતળામાં–કારેલીનાં પાનનો રસ, હળદર નાખીને પીવો.

ભાવમિશ્ર— ૬ કૉલેરામાં–કારેલીનો રસ અને તલનું તેલ પીવાથી કૉલેરા મટી જાય છે.

વક્તવ્ય—ચરકમાં ફક્ત એકજ ઠેકાણે ( તિક્તસ્કંધમાં ) કારવેલ્લનો ઉલ્લેખ છે. સુશ્રુત તેને ઉભયતોભાગહર ગણાવે છે ( સૂ–૩૯–૫ ). વિરેચનમાં તેનાં પાનના રસને ઉત્તમ ગણાવ્યો છેઃ–स्वरसे कारवेल्लिका ( सू. ૪૪–૪ ). શોથમાં શાક તરિકે ગણાવેલું છે ( सू. ૧૯–૩૩ ).

सुषवी શબ્દનો અર્થ સંદિગ્ધ છે. ડલ્હણ તેના બે અર્થ આપે છે–( ૧ ) कारवेल्लकम् ( सू. अ ૩૮ ) અને ( ૨ ) पानीयवल्ली ( चि. अ. ५ ).

ભાવમિશ્રે 'कारवेल्लं कठिल्लं स्यात् कारवेल्ली ततो लघुः' લખ્યું છે. આ ઉપરથી ન્હાનાં મોટાં કારેલાંના ભેદનું અનુમાન થાય છે. ધન્વન્તરીય કે રાજનિઘંટુમાં આવા ભેદો નથી.

ડૉ. કીર્તિકરે લેટીન નામ M. Charantia રાખ્યું છે.

નવ્યમત—'મખઝન–અલ–અદ્વિયા'નો કર્તા જણાવે છે કે કારેલાં આમવાત અને વાતરક્તમાં ઉપયોગી છે, પાચક અને બલ્ય છે, યકૃત્ અને પ્લીહનાં દરદોમાં પણ ઉપયોગી છે. સાથે સાથે તે કૃમિઘ્ન પણ છે. પાનનો રસ તોલા ૫ કોંકણ તરફ ઉલટી અને ઝાડા માટે પીએ છે. હાથ પગની બળતરામાં પાનનો રસ ચોપડવામાં આવે છે. લીંડીપીપર સાથે આ રસનું મર્દન આંખના ડોળાની આસપાસ બહાર કરવાથી રતાંધળાપણું મટે છે એમ મનાય છે. ( ડીમક. )

પાનનો રસ અને થોડો ચૉક શુલીયામાં અપાય છે. અલ્પ પીડિતાર્તવમાં આર્તવજનક હોવાથી આપવામાં આવે છે. માથું કહોવાઇ ગયું હોય તો માથામાં રસ ચોપડાય છે. ( સરજન મેજર થૉમ્પસન. વૉટસ ડીક્ષનેરીમાં )

સાધારણ રીતે કૃમિઘ્ન તરિકે અને રેચક તરિકે તે બચ્ચાંના દરદોમાં વપરાય છે. ( Dr McConaghey )

ઉલ્લેખ—Indi. Medi. Plants p.590; રૂ. નિ. પા. ૬૩૨; N. p. 127; Indig. Drugs p. 191.

---

## ૧૭૯ કંટોલાં–કંકોડાં.

### N. O. Cucurbitaceæ.

कर्कोटकी ( સંસ્કૃત ); કંટોલી, કંકોડી ( ગુજરાતી ); ફાગલી, કરટોલી ( મરાઠી ); ગોલ–કાંદ્ર ( હિંદી ); Momordica Dioica.–મૉમોર્ડીકા ડાયોઇકા ( લેટીન ).

परिचय— कर्कोटकी पीतपुष्पा महाजालीति चोच्यते ॥

॥ भा॰ प्र. ॥

कर्कोटक्यां पीतपुष्पा महाजालिनिका मता ॥

॥ शोढलः ॥

गुणाः— कर्कोटकीफलं कुष्ठहृल्लासारुचिनाशनम् ।
श्वासकासज्वरान्हन्ति कटुपाकं च दीपनम् ॥

॥ भा॰ प्र. ॥

तद्वत्कर्कोटकं कुष्ठकिलासारुचिनाशनम् ॥

॥ म॰ नि. ॥

कर्कोटकी कटूष्णा च तिक्ता विषविनाशिनी ।
वातघ्नी पित्तहृच्चैव दीपनी रुचिकारिणी ॥

॥ रा॰ नि. ॥

कर्कोटक्याः कृमिघ्नं दलममृतरसं सर्वदोषापहारि ।
रुच्यं वृष्यं ज्वरघ्नं क्षयकसनहरं श्वासहिक्कार्शसां च ॥
कर्कोटकफलं शूलगुल्मपित्तकफापहम् ।
त्रिदोषकुष्ठमेहघ्नमीषन्मधुरतिक्तकम् ॥
श्वासकासज्वरहरं मारुतघ्नं परं लघु ।
कंदोऽस्या मधुसंयुक्तः शीर्षरोगे प्रशस्यते ॥
लालास्रावारुचिवातकिलासहृदयव्यथा ।
नाशयन्पर्णमस्याश्च रुच्यं वृष्यं त्रिदोषनुत् ॥

॥ नि. र. ॥

२ वन्ध्याकर्कोटकी—

परिचय— कर्कोटी कंदिनी वल्ली प्रसिद्धाऽन्याऽफला च सा ।
प्रतिपत्रं वंध्यकोपा वंध्या या सा विषापहा ॥

शिवदत्तः ॥

गुणाः— वंध्या कर्कोटकी तिक्ता कटूष्णा च कफापहा ।
स्थावरादिविषघ्नी च शस्यते सा रसायने ॥

॥ रा. नि. ॥

वंध्याकर्कोटकी लघ्वी कफनुत् व्रणशोधिनी ।
सर्पदर्पहरी तीक्ष्णा विसर्पाविषहारिणी ॥

॥ भा. प्र. ॥

वंध्या तिक्ता कटुस्तीक्ष्णा लघुर्व्रणविषास्रनुत् ।
बलाससर्पदर्पघ्नी विषविसर्पनाशिनी ॥

॥ ग. नि. ॥

वंध्या कर्कोटकीकंदो हंति श्लेष्माविषद्वयम् ॥

॥ शोढल ॥

सुश्रुत— १ ज्वरे शाकार्थम्—कर्कोटकं पत्रं....।शाकार्थे ज्वरितानां प्रदापयेत्॥
उ. ३९–१९०

शोढल— २ श्लीपदे—वन्ध्याकर्कोटकीमूलं स्तन्येन परिपेषितम् ।
नाशयत्याशु दुर्वारं श्लीपदं नस्यकर्मणा ॥
( श्लीपदादिकारे )

३ सर्पविषे–(१) शिफां.... । वंध्याकर्कोटकीं वाऽपि पिबेत् फणिविषापहम् ॥

(२) वन्ध्याकर्कोटजं मूलं छागमूत्रेण भावितम् । नस्यं काञ्जिकसंपिष्टं विषोपहतचेतसः ॥ ( सर्पविषाधिकारे )

४ कामलायाः–नस्यं कर्कोटमूले वा.... ॥ (पांडुरोगाधिकारे)

५ शर्करायाम्–कर्कोटीमूलिका पीता दशाहं पयसा सह । भित्त्वाऽश्मशर्कराः शीघ्रं पातयत्येव खण्डशः ॥

[ मूत्रकृच्छ्राधिकारे ]

વર્ણન—કંકોડાંનું શાક નહિ ખાધું હોય એવો માણસ ભાગ્યે જ હશે. આના વેલા ચોમાસે ઘણા ઉગી નીકળે છે. પાન ૩ કે ૫ ખુણીયાં હોય છે. ફુલ પીળાં હોય છે અને સંધ્યાકાળે ઉઘડે છે. તેનો કંદ મોટો થાય છે. વાંઝણી કંકોડીમાં ફળ નથી આવતાં એથી જ એને वन्ध्याकर्कोटकी કહી છે. આને 'નરકંટોલ' પણ કહેવામાં આવે છે. કુકડવેલના જેવાં જ આનાં ફળ હોય છે. આનું શાક ખાવામાં રૂચિકર, બલ્ય અને જ્વરઘ્ન છે.

### વૈદ્યકમાં બન્ને કંકોડીનો ઉપયોગ—

સુશ્રુત— ૧ તાવમાં–કંકોડાંનું શાક તાવવાળા માટે હિતકર મનાયું છે. ઉ. ૩૯–૧૫૦.

શોઢલ— ૨ હાથીપગામાં–વાંઝણી કંકોડીનું મૂલ ધાવણ સાથે વાટીને નસ્ય લેવાથી ગમે તેવું હાથીપગું મટી જાય છે.

૩ સાપના ઝેરમાં–(૧) વાંઝણી કંકોડીનું મૂળ પાણીમાં ઘસીને પીવાથી સાપનું ઝેર મટે છે.

(૨) બકરીના મૂત્રમાં વાંઝણી કંકોડીના મૂળના ચૂર્ણને અનેક ભાવનાઓ આપવી. પછીથી તે ચૂર્ણને કાંજીમાં વાટીને તેનું નસ્ય આપવાથી સાપનું ઝેર નાબુદ થાય છે.

૪ કમળામાં–કંકોડીનાં મૂલનું નસ્ય આપવું.

૫ પેસાબમાં રેતી પડતી હોય તો–કંકોડીના મૂલના ચૂર્ણને દશ દિવસ સુધી દુધ સાથે પીવું. રેતીને બહાર કાઢી દેશે.

**वक्तव्य**—ચરકમાં ધામાર્ગવનો પર્યાય कर्कोटकी આપેલો છે. 'ધામાર્ગવ' એટલે તો કડવાં તુરીઆં એવો અર્થ શ્રુતિપરંપરાથી ચાલતો આવ્યો છે. ડલ્હણે कर्कोटकीનું ઓળખાણ નથી આપ્યું. એક ઠેકાણે 'प्रसिद्धः एषः' આટલું લખેલું છે. कोशातकीનું ઓળખાણ ડલ્હણનું બરાબર છે. વૃન્દ અને 'ગદનિગ્રહ'માં કામલામાં "नस्यं कर्कोटमूलं वा प्रेयं वा जालिनीफलम्—" આમ બે શબ્દો નોખા પાડેલા છે. મુ. જયકૃષ્ણભાઈ તથા સ્વ. કેતોભટ્ટ પણ કંટોલાનેજ कर्कोटकी કહે છે.

ચરકના શાકના અધ્યાયમાં कर्कोटकનો ઉલ્લેખ છે. સુશ્રુતે આંખના રોગમાં તેનું શાક ખાવાની ભલામણ કરેલી છે. ચરક અને સુશ્રુત બન્ને જ્વરમાં તેના શાકને હિત ગણાવે છે. બન્નેએ–તિક્ત વર્ગમાં कर्कोटकी ગણાવેલી છે. સુશ્રુતમાં તો कर्कोटकના ગુણ પણ આપેલા છે ( જુઓ સૂ. ૪૬–૨૯૯ ). 'કર્કોટક' નામનું ફલવિષ પણ છે ( क. ૨–૫ ).

શોઢલમાં આના આટલા બધા સ્વતંત્ર ઉપયોગો છે, પણ બીજા એક પણ ગ્રંથમાં તેનો સ્વતંત્ર ઉપયોગ મ્હારા જોવામાં નથી આવ્યો.

વાંઝણી કંકોડીનો કંદ ઘરમાં રાખી મૂકવા લાયક છે. સાપના ઝેર માટે તે અકસીર મનાય છે. ગામડાના લોક આ વાત જાણે છે. વાંઝણી કંકોડી નર છોડ અને કંકોડી-માદા છોડ છે.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૩૫૫; રૂ. નિ. પા. ૬૩૧; N. p. 127; Watt V. p. 258; Indi. Medi. Plants p. 592.

---

## ૧૮૦ કાકડી.

### N. O. Cucurbitaceæ.

**નામો**—कर्कटी, एर्वारु ( સંસ્કૃત ); કાકડી ( ગુજરાતી ); કાঁকুড় ( બંગાળી ); કાંકડી ( મરાઠી ); Cucumis sativus—ક્યુકુમીસ્ સેટાઈવસ્ ( લેટીન ).

**परिचय**— कर्कटी लोमशी व्यालपत्रैर्वारु बृहत्फला ॥

॥ म. नि. ॥

**गुणाः**— एर्वारुकं पित्तहरं सुशीतलम् मूत्रामयघ्नं मधुरं रुचिप्रदम् ।
सन्तापमूर्च्छापहरञ्च तृप्तिदम् वातप्रकोपाय घनन्तु सेवितम् ॥

॥ ध. नि. ॥

कर्कटी शीतला रूक्षा ग्राहिणी मधुरा गुरुः ।

रुच्या पित्तहरा सामा पक्का तृष्णाग्निपित्तकृत् ॥

॥ भा॰ प्र॰ ॥

कर्कटी मधुरा शीता त्वतिक्ता कफपित्तजित् ।
रक्तदोषहरा पक्का मूत्ररोधार्तिनाशनी ॥

मूत्रावरोधशमनं बहुमूत्रकारि कृच्छ्राश्मरीप्रशमनं विनिहन्ति पित्तम् । वान्तिश्रमघ्नबहुदाहनिवारि रुच्यम् श्लेष्मापहं लघु च कर्कटिकाफलं स्यात् ॥

॥ रा॰ नि॰ ॥

कोमलैर्वारुकं तिक्तं लघु स्वाद्वतिमूत्रलम् ।
शीतं रूक्षं रक्तपित्तं मूत्रकृच्छ्रास्त्रदोषजित् ॥
तत्पक्कं पित्तलं चाग्निदीपनं च तृषापहम् ।
उष्णं त्रिदोषशमनं क्लमदाहहरं मतम् ॥

सर्वा कर्कटिका गुर्वी दुर्जरा वातरक्तहा ।
अग्निमांद्यकरी प्रोक्ता ऋषिभिः शास्त्रकोविदैः ॥
वर्षाशरदि चोत्पन्ना न हिता न च भक्षयेत् ।
हेमंतजा रुचिकरा पित्तहा भक्षिता हिता ॥
सम्यक्पक्का च मधुरा कफनाशकरी मता ॥

चरक— १ अश्मरीशर्कराकृच्छ्रेषु—एर्वारुबीजं....। द्राक्षारसेनाश्मरीशर्करासु सर्वेषु कृच्छ्रेषु प्रशस्त एषः ॥ चि. अ. २६. ९०

सुश्रुत— २ मूत्ररोधजे उदावर्ते—एर्वारुबीजतोयेन पिबेद्वा लवणीकृतम् ॥ उ. अ–५५–२५

३ मूत्राघाते—कल्कमेर्वारुबीजानामक्षमात्रं ससैन्धवम् । धान्याम्लयुक्तं पीत्वैव मूत्रकृच्छ्रात् प्रमुच्यते ॥ उ. अ. ५८–२९

वैद्यमनोरमा— ४ शूले—कर्कटीमूलसंसिद्धं क्षीरं शूलहरं परम् ॥

( गर्भिणीचिकित्साधिकारे )

**વર્ણન**—કાકડીની ઘણી જાતો નિઘંટુઓમાં ગણાવેલી છે. त्रपुस ના ૧૪ પ્રકાર નિઘંટુઓમાં જણાય છેઃ—(૧) वालुक, (૨) कर्कटी, (૩) षड्भुजा, (૪) शीर्णवृन्त, (૫) मृगाक्षी, (૬) चीनाकर्कटिका, (૭) चिर्भिट, (૮) गोपालकर्कटी, (૯) डङ्गरी, (૧૦) मांसलफलं, (૧૧) बन्ध्याककोंटकी, (૧૨) कर्कोटकी; (૧૩) करका, (૧૪) कुडुहुञ्ची ॥

આ ચૌદ જાતની કાકડીનાં વર્ણન પણ નિઘંટુઓમાં મળી આવે છે. આ બધાનાં ગુજરાતીમાં નામો ઠરાવવાં એ જરા મુશ્કેલ છે.

કાકડી બધાએ જોઇ હશે. એના વર્ણનની જરૂર રહેતી નથી.

## વૈદ્યકમાં કાકડીનો ઉપયોગ.

**ચરક—** ૧ **મૂત્રકૃચ્છ્ર, પથરી વિગેરેમાં**–કાકડીના બીજનું ચૂર્ણ દ્રાક્ષના રસ સાથે લેવું. બધી જાતનાં મૂત્રકૃચ્છ્રોમાં આ પ્રયોગ સારો છે. ચિ. અ–૨૬–૫૦.

**સુશ્રુત—** ૨ **મૂત્રરોધજન્ય ઉદાવર્તમાં**–કાકડીનાં બીજનું ચૂર્ણ સૈંધવ સાથે પાણીમાં પી જવું. ઉ. ૫૫–૨૫.

૩ **મૂત્રાઘાતમાં**–કાકડીનાં બીજનું ચૂર્ણ તો. ૧, સિન્ધાલુણ સહિત, કાંજી સાથે પીવું. ઉ. ૫૮–૨૯

**વૈદ્યમનોરમા** ૪ **ગર્ભિણીને શૂળ મારતું હોય તો**–કાકડીના મૂલમાં પકાવેલું દુધ પીવાથી ગર્ભશૂલ મટે છે.

**વક્તવ્ય—ચરકમાં** एर्वारु ના ગુણ આપેલા છેઃ–'एर्वारुकं च संपक्कं दाहतृष्णाक्लमार्तिनुत्'। **વાગ્ભટમાં** તેના ગુણ નીચે પ્રમાણે છેઃ–बालं पित्तहरं शीतं विद्यात् पक्कमतोऽन्यथा ॥ ( सू. ५–८८). **સુશ્રુતમાં** एर्वारुकं...संपक्कं कफवातकृत् કહેલું છે. **સુશ્રુતે** મધુરવર્ગમાં તેને ગણાવેલું છે. **ચરકદશેમાનિમાં** આનો ઉલ્લેખ નથી. एर्वारुतैलના ગુણ **સુશ્રુતે** આપેલા છે. મૂત્રવિરેચનીય વર્ગમાં **ચરકે** एर्वारुનો ઉલ્લેખ નથી કર્યો. एर्वारु એટલે ग्रीष्मकर्कटिका આમ **ડલ્હણ** કહે છે.

**ઉલ્લેખ—**રૂ. નિ. પા. ૬૨૩; N. p. 128; Indi. Medi. Plants p. 598.

---

## ૧૮૧ કડવી કાકડી.

### N. O. Cucurbitaceæ.

**નામો—**त्रपुस, तिक्तकर्कटिका, हस्तपर्णी, क्षेत्रकर्कटी ( સંસ્કૃત ); કડવી કાકડી ( ગુજરાતી ); કડુ કાકડી ( મરાઠી ); ત્રપુસ ( હિંદુસ્તાની ); શશા ગાછ ( બંગાલી ); Cucumis Sativus–ક્યુક્યુમીસ સૅટાઇવસ્ ( લેટીન ).

**ગુણાઃ—** त्रपुसं मूत्रलं तिक्तं वामकं कफपित्तजित् ॥

॥ शोढलः ॥

तिक्तकर्कटिका प्रोक्ता रसे पाके कटु स्मृता ।
तिक्ता मूत्रकरी वांतिकारका मूत्रकृच्छ्रहा ॥
आध्मानवातं चाष्ठीलां नाशयेदिति कीर्तिता ॥

॥ नि. र. ॥

त्रपुसैर्वारुकं स्वादु गुरु विष्टम्भि शीतलम् ।
मुखप्रियं च रूक्षं च मूत्रलं त्रपुसं त्वति ॥

चरकः–सू–२७–१०५.

चरक— १ अश्मरीशर्करासु–....खादेत् इक्षुं विदारीं त्रपुषाणि चैव ॥
चि. अ–२६–७१.

**ગુણ અને ઉપયોગ**—કાકડીનાં બીજ મૂત્રલ છે અને તેથી પથરીમાં, મૂત્રકૃચ્છ્રમાં, મૂત્રાઘાતમાં વાપરવાં ઉત્તમ છે. કડવી કાકડીનાં બીજ મૂત્રલ અને વામક છે–કફપિત્તને જીતનાર છે. મીઠી કાકડી ખાવામાં સ્વાદિષ્ટ છે; ઠંડી છે, ભારે છે, મુખ સારૂં કરનાર છે, મૂત્રલ છે.

**वक्तव्य**—ચરકમાં સૂત્રસ્થાનના ૧ લા અધ્યાયમાં ફલિનીના હેડીંગમાં ત્રપુસનો ઉલ્લેખ છે. मदनं कुटजं चैव त्रपुसं । एतानि वमने चैव योज्यान्यास्थापनेषु च ॥ અર્થાત્ વામક અને આસ્થાપનોપગ છે એ વાત તો નક્કી જ. ચરકમાં મૂત્રકૃચ્છ્રાશ્મરીચિકિત્સામાં–एर्वारुबीजं त्रपुसात् कुसुम्भात्सकुङ्कुमः स्याद्वृषकश्च पेयः । द्राक्षारसेनाश्मरीशर्करासु सर्वेषु कृच्छ्रेषु प्रशस्त एषः ॥ ( चि.२६–५० ) આ પાઠ આપેલો છે. અશ્મરીમાં પણ એ ત્રણ જગોએ ઉલ્લેખ છે ( ચિ. ૨૬–૫૮, ૬૨, ૭૧ ઈત્યાદિ શ્લોકો ). બસ્તિશૂલહર બસ્તિમાં પણ ત્રપુસ વપરાયલું છે.

સુશ્રતમાં મધુરસ્કંધમાં ત્રપુસનો ઉલ્લેખ છે.

સુશ્રુતે त्रपुस, एर्वारु, कर्कारु, शीर्णवृन्त વિગેરેને એક જ સાથે ગણાવીને તે બધાંના ગુણ પણ સામટા જ આપેલા છે. ‘ बालं सुनीलं त्रपुसं तेषां पित्तहरं स्मृतम् ’ અર્થાત્ કુળી કાકડી પિત્તહર મનાયલી છે. આ બધાંના તેલના ગુણ પણ સુશ્રુતે ગણાવેલા છે ( સૂ. ૪૫–૧૨૦ ). અશ્મરીમાં ત્રપુસ એક જ જગોએ વપરાયલું જણાય છે ( ચિ. ૭–૧૨ ). ભગ્નસંધાન માટે ત્રપુસ વગેરેનું તેલ ઉદ્દિષ્ટ છે ( ચિ. ૩–૬૭ ). મૂત્રાઘાતમાં બીજાં સાથે યોજાયલું છે (ઉ. ૫૮–૪૭).

ધન્વન્તરિનિઘંટુકારે ‘ त्रपुसं छर्दिहृत् प्रोक्तं मूत्रबस्तिविशोधनम् ’ કહેલું છે. અર્થાત્ સુશ્રુતે અને ધન્વન્તરીય નિઘંટુકારે ત્રપુસને મીઠી કાકડીના અર્થમાં જ લેખ્યું છે; જ્યારે ચરકમાં ફક્ત ફલમાં જ ઉલ્લેખ છે તે વિના બાકીની

જગોએ કડવી કાકડીનો જ ઉલ્લેખ જણાય છે. સુશ્રુતટીકાકાર ડલ્હણે ત્રપુસની कर्कटीभेदः, सुधाभेदः, सुधावासः, सुधातकः त्रुसण्डीति लोके, तेवसा इति लोके, तिरसीति लोके વિગેરે વિવિધ ઓળખાણ આપેલી છે.

કડવી અને મીઠી એવા બે ભેદો કાકડીના હોવા જોઇએ. **કાકડી, ચીભડાં, સકરટેટી** વિગેરે માટે एर्वारु વિગેરે શબ્દો યોજાયલા છે.

ઉલ્લેખ—Indi. Medi. Plants p. 598; રૂ. નિ. પા. ૬૨૩; N. p. 128.

---

## ૧૮૨ ઇંદ્રિવારૂણી.

### N. O. Cucurbitaceæ.

**નામો**—इंद्रवारुणी, विशाला, गवाक्षी, ऐन्द्री, महेन्द्रवारुणी ( સંસ્કૃત ); ઇંદર-વારણું ( ગુજરાતી ); ઇંદ્રાયન, ઇંદ્રફલ ( મરાઠી ); ઇંદ્રાયન ( હિંદી); Colocynth —કૉલોસીન્થ (અંગ્રેજી); Citrullus Colocynthis—**સાઇટ્રુલસ કૉલોસીન્થીસ** ( લેટીન ).

**गुणाः**—

इंद्रवारुणिकाऽत्युष्णा रेचनी कटुका तथा ।
कृमिश्लेष्मव्रणान् हन्ति हन्ति सर्वोदराण्यपि ॥
इंद्रवारुद्वयं तिक्तं कटु पाके रसे लघु ।
वीर्योष्णं कामलापित्तकफश्लीपदनाशनम् ॥

॥ ध. नि. ॥

इन्द्रवारुणिका तिक्ता कटुः शीता च रेचनी ।
गुल्मपित्तोदरश्लेष्मकृमिकुष्ठज्वरापहा ॥
महेन्द्रवारुणी ज्ञेया पूर्वोक्तगुणभागिनी ।
रसे वीर्ये विपाके च किञ्चिदेषा गुणाधिका ॥

॥ रा. नि. ॥

लघ्वीन्द्रवारुणी प्रोक्ता पाके कट्वी च तिक्तका ।
शीता सरोष्णवीर्या च लघ्वी चैव प्रकीर्तिता ॥
गुल्मपित्तोदरकफकृमिकुष्ठज्वरव्रणान् ।
श्वासकासग्रंथिमेहमूढगर्भककामलाः ॥
प्लीहानं शुष्कगर्भं च गलगंडं विषं तथा ।

आनाहं वातमपचीं चामं दूष्योदरं तथा ॥
सर्वोदराणि पांडुं च नाशयेदिति कीर्तिता ॥

॥ नि॰ र॰ ॥

ऐन्द्री श्लेष्महरा तिक्ता कृमिहंत्री विरेचनी ।
विशाला कफपित्तघ्नी मेहकुष्ठज्वरापहा ॥
रसवीर्यविपाकेषु परा किंचिद् गुणाधिका ॥

॥ શોઢલઃ ॥

गवादनीद्वयं तिक्तं पाके कटु सरं लघु ।
वीर्योष्णं कामलापित्तकफप्लीहोदरापहम् ॥
कासश्वासापहं कुष्ठगुल्मग्रन्थिव्रणप्रणुत् ।
प्रमेहमूढगर्भामगंडामयविषापहम् ॥

॥ भा॰ प्र॰ ॥

सुश्रुत— १ **कामलायां गवाक्षी**—....हिता गवाक्षी सगुडा.... ।

उ. अ. ४४

वृंद— २ **स्तनोत्थितायां पीडायां** विशालामूलम्—विशालामूललेपस्तु हन्ति पीडां स्तनोत्थिताम् ॥

भावप्रकाश— ३ **संधिवाते**—इंद्रवारुणिकामूलं मागधीगुडसंयुतम् । भक्षयेत् कर्षमात्रन्तु संधिवातं व्यपोहति ॥

चक्रदत्त— ४ **वृद्धौ**—ऐन्द्रीमूलभवं चूर्णं रुबुतैलेन मर्दितम् । त्र्यहात् गोपयसा पीतं सर्ववृद्धिनिवारणम् ॥

५ **गण्डमालायाम्**—ऐन्द्या वा....मूलं गोमूत्रयोगतः गण्डमालां हरेत् घोरां चिरकालोत्थितामपि ॥

६ **उन्मादे**—ब्रह्मराक्षसजिन्नस्यं पक्वैन्द्रीफलमूत्रजम् ॥

७ **अन्तःशल्यनिर्हरणार्थम्**—गवाक्षीमूलतस्तथा ॥

रसरत्नाकर— ८ **वीर्यस्तंभकरी वटी**—

इंद्रवारुणिकामूलं पुष्ये नग्नः समुद्धरेत् ।
त्र्यूषणैश्च गवां क्षीरैः पिष्ट्वा कुर्याद्वटीं दृढाम् ॥
छायाशुष्का स्थिता वक्त्रे वीर्यस्तंभकरी नृणाम् ॥

( रसायनखंड उ॰ ७ )

गदनिग्रह— ९ प्लीहोदरे—

मूलं विदार्य सुरनायकवारुणीजम् नामाभिधाय यदि रोगवतो नरस्य ।
प्रक्षिप्यतेऽति यदि दूरतरं तदानीं प्लीहोदरं क्षयमुपैत्यचिरेण तस्य ॥

१० इंद्रलुप्ते—मूलं शक्रपुरायाः गोमूत्रेण संस्थितं त्र्यहं क्लिन्नम् ।
शमयति सुरेशलिप्तं गोमयघृतप्रलेपेन ॥

वैद्यमनोरमा— ११ अभिष्यन्दे–विशालारससंसिक्तचेलप्रवणपाणिना । परामृशेद-भिष्यन्दजातमश्रुं मुहुर्मुहुः ॥

१२ सद्यः प्रसवार्थम्—वारिघृष्टं विशालायाः मूलमाज्येन संयुतम् ।
अधोमुखमधो नाभौ लिम्पेत्सद्यः प्रसूतिकृत् ॥

राजमार्तण्ड— १३ चर्मकीले—सुरेन्द्रवारुणीमूलं वृषमूत्रेण पेषितम् । चर्मकीला-न्निहन्त्याशु प्रलेपात्साधनोद्भवान् ॥

१४ गवां व्रणात् क्रिमिपातनार्थं—करद्वयपीडितात्सुरेन्द्रवारुणी-फलात् । च्युतेन वारिणा मृतं व्रणं त्यजन्ति जन्तवः ॥

વર્ણન—ઇંદ્રવારૂણી ત્રણ ચાર જાતની છે; પણ ખરી ઇંદ્રવારૂણી તો જેનાં મોટાં ગોળ ફલ થાય છે તે જ. તેનું લેટીન નામ Citrullus Colocynthis છે. महेन्द्रवारुणी આજ હોવી જોઇએ. મુ. જયકૃષ્ણભાઇ તેમજ કવિરાજ વિરજાચરણ ગુપ્ત પણ એનેજ 'મહેન્દ્રવારૂણી' માને છે. ઇંદ્રવારૂણીનું લેટીન નામ કવિરાજ વિરજાચરણ Cucumis trigonus આપે છે. C. trigonus એટલે તો કાઠિયાવાડમાં જેને 'ગાયવસુકણું' કહે છે તે. ગાયવસુકણું ખરાં ઈંદ્રવરણાં કરતાં પણ મોટાં થાય છે અને તેથી કેટલાક લોક તેને મોટાં ઈંદરવાયણાંના નામથી જ ઓળખે છે. જો એમ જ હોય તો પછી આ મોટાં ઇંદરવાયણાં ( C. trigonus ) નેજ 'મહેન્દ્રવારૂણી' કેમ ના ગણવી ? ઘણી ખરી રીતે ગાયવસુકણાં અને ઇંદ્રવારૂણી સરખાં છે. બીજી એક કાંટાવાળાં ઇંદ્રવાયણાંની જાત થાય છે. તેના ફળ ઉપર નાના નાના કાંટા હોય છે. એનું લેટીન નામ Cucumis prophetarum છે. મુ. જયકૃષ્ણભાઇએ એનાં સંસ્કૃત નામો "काकादिनी, ऐन्द्री અને क्षुद्रकंटफला" આપેલાં છે. 'રાજનિઘંટુ'કાર પણ એજ ઇંદ્રવારુણી ગણાવે છે. ધન્વન્તરીય નિઘંટુકાર ઇંદ્રવારૂણી, મહેન્દ્રવારૂણી, અથવા વિશાલા અને શ્વેતપુષ્પી વિશાલા–આ ત્રણ ભેદ ગણાવે છે. પણ ઘણાખરા લેખકો ફક્ત બેજ ભેદ ગણે છે. શ્વેતપુષ્પી વિશાલાનો પત્તો લાગે તેમ નથી. કવિરાજ વિરજાચરણ

શ્વેતપુષ્પી વિશાલાને Trichosanthes palmata ગણાવે છે. નૅર્ન સાહેબ એનો આકાર 'small orange' નાની નારંગી જેવો વર્ણવે છે. હિંદીમાં એને 'લાલ-ઇંદરાયણુ' કહે છે એમ સ્વ. કનૈયાલાલ દે જણાવે છે. સ્વ. વિરજાચરણ ગુપ્ત ત્રણ જાતની ઇંદ્રવારૂણીના નીચે પ્રમાણે ભેદો બતાવે છે:-

इन्द्रवारुणी, ऐन्द्री, गवाक्षी—Cucumis trigonus—આપણાં ગાયવસુકણાં.

महेन्द्रवारुणी, विशाला—Citrullus colocynthis—ખરી ઇંદ્રવારૂણી-ગોળ ઇંદરવાયણાં વાળી.

श्वेतपुष्पी विशाला—Trichosanthes palmata—જેને હિંદીમાં લાલ-ઇંદ્રાયણ કહે છે તે.

આ ત્રણમાં આપણે ચોથી જાત 'काकादिनी, क्षुद्रकंटफला'ને ઉમેરીએ તો ખોટું નથી, કારણ કે क्षुद्रकंटफला-કાંટાળું ઇંદરવાયણું જ હોવું જોઇએ એમ સ્પષ્ટ જણાય છે. તેનું લેટીન નામ Cucumis prophetarum છે.

આ બધાં ઇંદરવાયણાંના વેલા લગભગ મળતા જ આવે છે. ગાયવસુકણાના વેલા મોટા હોય છે. તે ૪ થી ૧૦ ફીટ લાંબા પથરાયલા ( ચોમાસામાં ખાસ ) માલમ પડે છે. કાંટાળાં ઇંદ્રાયણાંના વેલા ૪ થી ૬ ફીટ લાંબા થાય છે. તે બારે માસ પણ દેખાય છે. ખરી ઇંદ્રિવારૂણીના વેલા એ બે કરતાં પણ લાંબા થાય છે. ત્રણે ઉપર નર માદા બન્ને જાતનાં ફુલ એક જ છોડ ઉપર આવેલાં હોય છે. બધાંનાં પાન તડબુચના પાન જેવાં ખુણીયાવાળાં હોય છે. દરિઆકિનારા પાસેની રેતાળ જમીનમાં એ ઠીક થાય છે. ગાયવસુકણાં ખાવાથી ગાય વસુકી જાય છે એમ કહેવાય છે. ગાયવસુકણાંને અંગ્રેજીમાં Cucumis pseudo-colocynthis કહે છે.

ડૉકટર ડીમક મુંબાઇમાં "કાંટેરી ઇંદ્રાયન"ના નામે વેચાતાં ફળને Ecballium elaterium કહે છે તે ખરાં ઇંદ્રાયણાં કે કાંટાવાળાં ઇંદ્રાયણાં પણ નથી.

## વૈદ્યકમાં ઇંદ્રવારૂણીનો ઉપયોગ—

સુશ્રુત— ૧ કમળામાં-ઇંદ્રવારૂણીનાં મૂલ ગોળ સાથે લેવાં. ઉ. ૪૪.

વૃંદ— ૨ છોકરૂં મરી ગયું હોય અને ધાવણ ભરાવાથી સ્તન ઉપર સખત પીડા થતી હોય તો-ઇંદરવાયણાંનું મૂળ જાડું ઘસીને ચોપડી દેવું.

ભાવપ્રકાશ— ૩ સંધિવામાં—ઇંદ્રવારૂણીનું મૂળ, પીપર અને ગોળ-સમાન ભાગે ૧ તોલાની માત્રામાં લેવાથી સંધિવા મટે છે.

ચક્રદત્ત— ૪ વૃદ્ધિમાં ( વધરાવળ ઉપર )—મૂલનું ચૂર્ણ તો. ૦ાા, દીવેલમાં કાલવીને ગાયના દૂધ સાથે ૩ દિવસ સુધી પીવું. બધી જાતની વૃદ્ધિ મટે છે.

૫ ગંડમાળામાં—મૂળ ગોમૂત્ર સાથે પીવાથી ગમે તેવી ઘોર ગંડમાલા પણ મટી જાય છે.

૬ ઉન્માદમાં—પાકેલાં ઇંદ્રવારૂણીનાં ફલને ગોમૂત્ર સાથે વાટીને તેનું નસ્ય લેવાથી ગમે તેવો ભૂતોન્માદ મટે છે.

૭ અંદરનું શલ્ય બહાર કાઢવા માટે—ઇંદ્રાયણીનું મૂળ ચોપડવું.

રસરત્નાકર—૮ વીર્યસ્તંભન વટી—પુષ્ય નક્ષત્રમાં નગ્ન થઇને ઇંદ્રવારૂણીનું મૂળ લઈ આવી ત્રિકટુ અને ગાયના દુધ સાથે મેળવી વાટીને વાટ કરી લેવી. પછી તે વાટને છાંયડામાં સુકવીને રાખી મુકવી. આ વાટ મ્હોંમાં રાખવાથી વીર્યસ્તંભન કરનાર છે. ( રસાયનખંડ. ઉ. ૭ )

ગદનિગ્રહ— ૯ પ્લીહોદરમાં—ઇંદ્રવારૂણીનું મૂળ ઉપાડીને થોડું થોડું કાપીને જેને રોગ થયો હોય તે માણસનું નામ બોલી બોલીને દૂર ફેંકવું. આથી પ્લીહોદર નાશ પામે છે.

૧૦ ઈંદ્રલુપ્તમાં—ઇંદ્રવારૂણીના મૂલના ચૂર્ણને ત્રણ દિવસ સુધી ગાયના મૂત્રમાં પલાળી રાખવું. ઇંદ્રલુપ્ત ઉપર એ ચોપડવું.

વૈદ્યમનોરમા—૧૧ આંખ દુ:ખતી હોય તો—ઇંદ્રવારૂણીના ફલનો રસ એક સ્વચ્છ રૂમાલ ઉપર છાંટવો. તેનાથી વારંવાર આંખો ઉપર સ્પર્શ કરવો. એથી આંખને સારો ફાયદો જણાય છે.

૧૨ તુરત પ્રસવ કરાવવા માટે—ઇંદ્રવારૂણીનું મૂળ પાણી સાથે ઘસીને ઘી સાથે મેળવીને નાભિની નીચે–પેડુના ભાગ ઉપર અને યોનિ ઉપર ચોપડી આપવું. તુરત પ્રસવ થશે.

રાજમાર્તંડ–૧૩ ચર્મકીલમાં—ઇંદ્રવારૂણીના મૂળને બકરાના મૂત્ર સાથે લસોટવું. તે ચોપડવાથી ચર્મકીલ મટે છે.

૧૪ બળદોને ચાંદાં થયાં હોય અને તેમાં કૃમિ થયા હોય તે પાડવા માટે—ઇંદ્રવારણાંને નીચોવીને કાઢેલો રસ તે ઘારાંમાં ભરી દેવો. બધાં જંતુ મરી જશે.

નવ્યમત—ફાર્માકોગ્રાફીયા ઇન્ડીકાનો લખનાર જણાવે છે કે ઇંદ્રવારણાં તીક્ષ્ણ રેચક છે અને કબજીયાતને માટે ઉપયોગી છે. તે યકૃતના વરમ

માટે, પેટના સોજાને માટે, જળંદરને માટે અને જેમાં રેચની જરૂર પડે છે એવા વ્યાધિઓમાં દેવામાં આવે છે. મરે નામનો લેખક પોતાના "ઍપેરેટસ્ મેડીકીનમ્" નામના પુસ્તકમાં લખે છે કે ઇંદ્રાયણાંનો ટીંકચર નજલો, સંધિવા, હઠીલો માથાનો દુખાવો અને પક્ષાઘાતને માટે સવાર સાંજ ૧૫ મીનીમ પ્રમાણે આપવો. ડૉકટર કર્ક પેટ્રીક કહે છે કે રેવંચીની સાથે ઇંદ્રાયણાંની છાલ પેસાબ બંધ કરવામાં વાપરે છે. ઇંદ્રાયણું એકલું કવચિત જ વપરાય છે. બીજાં દીપનપાચન ઔષધોની સાથે મેળવીને સાધારણ રીતે તે વપરાય છે. જો એકલું વાપરવામાં આવે તો વીંટ બહુ જ આવે છે. વધારે પ્રમાણમાં આપ્યું હોય તો આંતરડાંમાં સોજો પેદા કરે છે.

**वक्तव्य**—ધન્વંતરિનિઘંટુકારે ઇંદ્રવારૂણી, મહેન્દ્રવારૂણી અથવા વિશાલા અને શ્વેતપુષ્પી વિશાલા-આવા પર્યાયો આપેલા છે. વાગ્ભટટીકાકાર અરૂણદત્ત અને સુશ્રુતટીકાકાર ડલ્હણ-એ બન્નેની પહેલાં ધન્વન્તરિનિઘંટુકાર થઇ ગયા છે એ તો વિદ્વાનોને સુવિદિત જ હશે; કારણ કે અરૂણદત્ત અને ડલ્હણ-બંને વ્યાખ્યા પ્રસંગે तथा च निघंटुः કહીને તેનો પાઠ ઉદ્ધૃત કરે છે. આવું છતાંયે જ્યારે ધ. નિઘંટુકારે गवाक्षी ઇંદ્રવારૂણી માટે અને मृगैर्वारु શ્વેતપુષ્પી વિશાલા માટે-પર્યાયો યોજેલા છે ત્યારે અરૂણદત્ત અને ડલ્હણ "मृगैर्वारु इंद्रवारुणी" " ( उ. અ-૩૦ ) અને " गवाक्षी श्वेतपुष्पा इंद्रवारुणी " ( सू. अ. ૩૦ ) આવા અર્થો કરે છે ત્યારે નવાઈ ઉપજે છે. અરૂણદત્ત લખે છે કે 'विशाला इंद्रवारुणी' અને 'गवाक्षी विशाला, द्वितियेन्द्रवारुणी' (વાગ્ભટ-સૂ. ૧૫૨). એટલે આ ઉપરથી એવું સમજાય છે કે ડલ્હણ અને અરૂણદત્ત બંને ગવાક્ષી, ઇંદ્રવારૂણી, વિશાલા, શ્વેતપુષ્પા વિશાલા વિગેરેમાં જરાકેય ભેદ ગણતા નથી. ચક્રપાણિએ વળી मृगैर्वारु અને गवाक्षी બંનેનો અર્થ 'गोरक्षकर्कटी' કરેલો છે. નવાઇ તો એ છે કે આ જ અર્થ બીજા ઘણા ટીકાકારોએ પણ અંગીકૃત કરેલો છે. વળી શારંગધરના ટીકાકારે તો इन्द्रवारुणिका—चिर्भटः । ( म. ૭-૬ ) એવો અર્થ કર્યો છે. વળી વૃંદનો ટીકાકાર શ્રીકંઠ इन्द्रसुरा गोरक्षकर्कटी निर्गुण्डी वा ( अ. ३६-१५ ) જણાવે છે. આ બધા ઉપરથી શું ધારવું એ વિચારશીલ વાંચકો જ વિચારે. આવું તો ઘણુંયે છે. આવાં ઝાંખરાં વાળીઝુડી કાપીને સાફ કર્યા વિના આયુર્વેદ ઉદ્યાન કદાપિ સારો દેખાવાનો નથી જ.

ચરકમાં ઇંદ્રવારૂણીનો એક પણ સ્વતંત્ર ઉપયોગ નથી. સુશ્રુતમાં પણ ફક્ત એક જ સ્વતંત્ર ઉપયોગ છે. વાગ્ભટમાં પણ એકેય સ્વતંત્ર ઉપયોગ નથી. અર્શના અભયારિષ્ટમાં (ચરકમાં) અને પિપ્પલ્યાદિ અરિષ્ટમાં ( સુશ્રુત ) ઇંદ્રવારૂણી યોજાયલી છે. ચરકે કુષ્ઠમાં પણ ઠીક વાપરી છે. સુશ્રુત અને

વાગ્ભટે પ્રમેહમાં બીજાં સાથે વાપરી છે. વાગ્ભટે " विशाला पिप्पलीमूलं त्रिवृता च मधुद्रवा "–કાસમાં યોજેલી છે. શારંગધરની જ્વરઘ્ની વટીમાં ઇંદ્રવારૂણીનાં મૂલ નાખેલાં છે.

**Therapeutics**—"A snuff of the powdered root is irritating to the eyes and nostrils. In India the root is given in rheumatism and enlargements of the abdominal viscera in children; a paste of the fruit or the root with that of nuxvomica is applied to boils and pimples to hasten maturation. In minute doses, it is very beneficial in colic, sciatica, ovarian and other neuralgia; and also to relieve pain of glaucoma.

(R. N. Khory Part II p. 308.)

**ભાવાર્થ**—ઇંદ્રવારૂણીનાં મૂલના ચૂર્ણનું નસ્ય આપવાથી આંખો અને નસકોરાંમાં લ્હાય બળે છે. હિંદુસ્તાનમાં ઇંદ્રવારૂણીમૂલ સંધિવામાં અને બાળકોના પ્લીહયકૃતવૃદ્ધિના રોગોમાં વપરાય છે. એનાં ફલનું અથવા મૂળનું ચૂર્ણ ઝેરકચોલાં સાથે મેળવીને ગડગુમડને પકાવવા માટે બાંધવાના કામમાં વપરાય છે. થોડી માત્રામાં તે ચુંક, ગૃધ્રસી, ઑવેરીયન અને બીજી વાતજન્ય બાધાઓમાં અને ઝામરવામાં દુઃખ ઓછું કરવા માટે છુટથી વાપરવા જેવી છે.

( ખોરી. ભા. ૨. પા. ૩૦૮ )

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 598; N. p. 128; વ. શા. પા. ૩૬૧; રૂ. નિ. પા. ૧૧૮; N. p. 128; Watt II p. 328; Materia Medica By R. Ghosh p. 455.

---

## ૧૮૩ કડવી ધીલોડી.

### N. O. Cucurbitaceæ.

**નામો**—तिक्ततुंडी तिक्तबिंबी कटुतुंडिका ( સંસ્કૃત ); કડવી ધીલોડી, કડવી ઘોલી ( ગુજરાતી ); કડુ તોંડલી, ઘોલી ( મરાઠી ); કંદુરી, બિંબી, કંદુરીકી વેલ ( હિંદી ); Cephalandra indica–સીફેલેન્ડ્રા ઇન્ડીકા ( લેટીન ).

**ગુણાઃ**—

तिक्ततुंडी वांतिकरा पित्तरक्तविकारनुत् ।
कफपांडुहरा प्रोक्ता मुनिभिश्चरकादिभिः ॥
फलमस्याः गुरु तिक्तं वामकं वातकोपनम् ।
शोथरुग्विषपित्तघ्नं रक्तरुक्कफपांडुहम् ॥

॥ नि॰ र. ॥

कटुतुंडी कटुस्तिक्ता कफपित्तविषापहा ।
अरोचकास्त्रपित्तघ्नी सदा पथ्या च रोचनी ॥
तिक्तं बिंबीफलं चामं छर्द्दनं कफनाशनम् ॥

॥ रा० नि० ॥

**વર્ણન**—કડવી ઘીલોડીના વેલા ચોમાસે ઘણા જોવામાં આવે છે. મીઠી ઘીલોડીના જેવો જ આ છોડ થાય છે, ફેર ફક્ત ફળના સ્વાદમાં જ રહેલો છે. એના વેલાનો જાડો કકડો ગમે ત્યાં વાવવાથી ઉગી શકે છે. કહેવાય છે કે કડવી ઘીલોડીના વેલા વારંવાર રોપવાથી મીઠા થઈ જાય છે. આ કડવાં ઘીલોડાંને ખૂબ વખત મીઠું નાખીને ધોઈ કાઢયા પછી તેનું શાક કરે છે. નર અને માદા ફુલવાળા વેલા સરખાજ થાય છે. ફળની ઉપર ઠેઠ સુધી જે ફુલ ચોંટી રહે છે તે માદા ફુલ હોય છે; નર ફુલ તો પરાગ ઉઘડી ગયા પછી તુરત જ ખરી પડે છે.

**ઉપયોગ**—આનાં મૂળ રેચક, વામક, શોથઘ્ન છે. આનાં પાનની પોટીસ કઠણ ગુંમડાંને ફોડી નાખી તેની અંદરની બળતરાને શાંત કરે છે. વિષમાં એના મૂળનો રસ પીવાથી ઉલટી થઈને ઝેર બહાર નીકળી જાય છે.

**वक्तव्य**—ચરકસુશ્રુતમાં कटुतुंडी કે तुंडी જેવા શબ્દો જોવામાં નથી આવ્યા. तुंबी શબ્દ આવે છે, પણ તે તો તુંબડીના અર્થમાં છે. बिंबी શબ્દ યોજાયલો છે. ચરકમાં बिंबी ઉલટીમાં વપરાય છે ( સૂ. ૧–૭૮ ). "તેનાં મૂળથી ઉલટી થઈને કફ, પિત્ત, પાંડુ રોગ, વિષ, અરૂચિ, રક્તપિત્ત એ સર્વે રોગ મટે છે."

**Actions and Uses**—"The root and juice of the leaves is used medicinally. The wild-fruit is very bitter, but that of the cultivated form is sweet and is much used as a vegetable. In Hindu Medicine the juice of the tuberous root is used as an adjunct to the metalic preparations prescribed in diabetes in dozes of one tola (180 grs.) every morning. *Dutt* states that he has known several patients who were benefited by its use. *Ainsle* notices its use in Southern India, and says that the juice of the leaves is applied to the bites of animals. *Mooden Sherriff* states that in the bazzars of the South the root is sold as a substitute for caper root. In the Concan the root is pounded with the juice of the leaves, is applied to the whole body to induce perspiration in fever and the green fruit is chewed to cure sores on the tongue.

(Dymock Vol. II p. 86.)

ભાવાર્થ—કડવી ઘીલોડીના કંદ તેમજ પાનનો રસ દવામાં વપરાય છે. જંગલી ઘીલોડી કડવી હોય છે અને ખેતરમાં જે વાવવામાં આવે છે તેનાં ફળ મીઠાં હોય છે. આ શાક માટે બહુ પ્રખ્યાત છે. હિંદુ વૈદ્યકશાસ્ત્રમાં ભસ્મોના અનુપાન તરિકે મૂળનો રસ ૧ તોલાની માત્રામાં મધુપ્રમેહ વિગેરેમાં લેવાનું જણાવેલું છે. દત્ત કહે છે કે એમણે ઉપરના પ્રયોગથી ઘણા દરદીઓ સારા થએલા જોએલા છે. ઐઇન્સ્લી જણાવે છે કે દક્ષિણમાં ઝેરી જાનવરોના ડંખ ઉપર આના પાનનો રસ ચોપડવામાં આવે છે. મુઈદ્દીન શેરીફ જણાવે છે કે દક્ષિણના બજારોમાં આનાં મૂળ 'કેપરરૂટ'ની જગોએ વેચાતાં મળે છે. કોંકણમાં આના કંદનું બારીક ચૂર્ણ પાનના રસમાં વાટીને તે પરસેવો લાવીને તાવ ઉતારવા માટે આખા શરીરે ચોપડવામાં આવે છે અને લીલાં ફળ જીભ ઉપર ચાંદી પડી હોય તે મટાડવાને માટે ચાવવામાં આવે છે.

( ડીમક. વૉ. ૨ જું. પા. ૮૬ )

માત્રા—રેચ માટે મૂલની છાલ ૩૦ ગ્રેન.

નોંધ—ઘણા માને છે કે કડવી ઘોલીનો રસ મધુપ્રમેહ ઉપર સારૂં કામ કરે છે. પ્રયોગ કરીને ખાત્રી કરી લેવી જોઇએ.

ઉલ્લેખ—Indi. Medi. Plants p. 601; વ. શા. પા. ૩૬૨; N. p. 128; Watt II p. 252; રૂ. નિ. પા. ૯૭.

---

## ૧૮૪ કોળું.

### N. O. Cucurbitaceæ.

નામો—कुष्माण्डला, पीतफला, डंगरी ( સંસ્કૃત ); સાકરકોળું, પતકારૂ ( ગુજરાત; કાઠિયાવાડ ); તાંબડા લોંપલા (મરાઠી); લાલપેઠા ( હિંદી ); બાદરંગ ( ફારસી ); Pamkin (અંગ્રેજી); Cucurbeta pepo–ક્યુકરબીટા પૅપો (લેટીન).

ગુણાઃ—

डंगरी शीतला रुच्या तृप्तिकृन्मधुरा स्मृता ॥
शोषं जाड्यं मूत्ररोधं दाहं रक्तरुजं तथा ॥
बालफलं शीतलं चाल्पमाधुरम् ।
रुचिकृत्तर्पणं पुष्टिबलवीर्यस्य कारकम् ॥
श्रमभ्रान्त्योः नाशकरमथ पक्वं गुरु स्मृतम् ।
मधुरं कफकृद्दाहरक्तरुकृत्तृड्विकारनुत् ॥

॥ नि॰ र॰ ॥

शर्कराडंगरं बालं पिच्छिलं चाल्पमाधुरम् ।
सुपक्वं मधुरं रुच्यं बलवीर्यविवर्धनम् ॥

॥ नि॰ सं॰ ॥

ગુણ—કોળું ઠંડુ છે, રૂચિકર્તા છે, મધુર છે, તૃપ્તિ કરનાર છે; શોષ, જડતા, મૂત્રરોધ, દાહ વિગેરેને મટાડે છે. નાનું ફળ ઓછું મધુર છે; બલ અને વીર્યને કરનાર છે. પાકું ફળ શ્રમ અને ભ્રાંતિને મટાડનાર છે, ભારે છે, મધુર છે, કફને કરનારૂં, દાહ, લોહીનો બગાડ અને તૃષા વિગેરે વિકારોને શાંત કરનાર છે.

**Medicinal Uses**—The seeds are anthelmintic, useful in cases of tœnia. The expressed oil of the seeds in doses of half an ounce repeated at an interval of two hours and followed by an aperient is said to be equally efficacious. The dried pulp is a remedy in hœmoptysis and hœmorrhages from the pulmonary organs, given in the form of a confection.

**ભાવાર્થ**—કોળાનાં બીજ કૃમિઘ્ન છે અને તે ગોળ કૃમિને મારનાર છે. બીયાંનું તેલ ૧ા તોલાની માત્રામાં બબ્બે કલાકને આંતરે આપવું, ઉપરથી સાદો જુલાબ આપવો. આ પણ ઉત્તમ કૃમિઘ્ન ઈલાજ છે. ફોલેલી મીજનો મગજ ( pulp ) ઉરઃક્ષત, લોહીની ઉલટી, રક્તસ્રાવ ( ફેફસાંમાંથી ) વિગેરેમાં ઉપયોગી હોવાથી પાકમાં નાખવામાં આવે છે.

( ઇન્ડીજીનસ ડ્રગ્ઝ. પા. ૧૦૪. )

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 603; N. p. 130; રૂ. નિ. પા. ૬૧૮; Indig. Drugs p. 104.

---

## ૧૮૫ દુધી.

### N. O. Cucurbitaceæ

**નામો**—मधुरालाबु, मक्ष्यालाबु ( સંસ્કૃત ); દુધી ( ગુજરાતી ); દુધીયું, દુધલું ( કાઠિયાવાડ ); ગોડદુધ્યા, દુધભોપલા ( મરાઠી ); લંબા લૌઆ (હિંદી); White gourd–વ્હાઈટ ગોર્ડ ( અંગ્રેજી ); Cucurbeta lagenaria–ક્યુકરબીટા લૅજેનેરીયા ( લેટીન ).

**परिचय**— अलाबु कथिता तुंबी द्विधा सा दीर्घवर्तुला ॥

॥ भा॰ प्र॰ ॥

गुणाः— मिष्टं तुम्बीफलं वृष्यं कफपित्तहरं लघु ॥

॥ रा. नि. ॥

अलाबु भिन्नविण्मूत्रा रूक्षा गुर्व्यतिशीतला ॥

॥ शोढलः ॥

तुंबी सुमधुरा स्निग्धा पित्तघ्नी गर्भपोषकृत् ।
वृष्या वातप्रदा चैव बलपुष्टिविवर्द्धिनी ॥

॥ ब. नि. ॥

मिष्टं तुम्बीफलं हृद्यं पित्तश्लेष्मापहं गुरु ।
वृष्यं रुचिकरं प्रोक्तं धातुपुष्टिविवर्धनम् ॥

॥ भा. प्र. ॥

ગુણ—દુધી મધુર છે, પિત્તને હણે છે, ગર્ભને પોષનારી છે, બલ આપનાર છે, વાયુ કરનાર છે, બલ અને પુષ્ટિ વધારનાર છે. રા. નિ.

પિત્ત અને કફને હરનાર, ભારે, હૃદ્ય, વૃષ્ય, રૂચિકર, તથા ધાતુપુષ્ટિ કરનાર છે. ભા. પ્ર.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૬૨૦.

---

## ૧૮૬ શિવલિંગી.

### N. O. Cucurbitaceæ.

**નામો**—लिङ्गिनी, शिवलिङ्गी, चित्रफला (સંસ્કૃત); શિવલિંગી (ગુજરાતી); શિવલિંગ પોપટી, કાવળેચે ડોળે ( મરાઠી ); ગડગુંડલુ ( હિંદી ); લિંગ, દોંડા ( તેલુગુ ); માલા ( બંગાલી ); Bryony—બ્રાયોની ( અંગ્રેજી ); Bryonia Lacinosa-બ્રીયોનીયા લૅસીનોઝા ( લેટીન ).

गुणाः— लिंगिनी कटुरुष्णा च दुर्गंधा च रसायनी ।
सर्वसिद्धिकरा दिव्या वश्या रसनियामिनी ॥

॥ रा. नि. ॥

लिंगिनी कटुका चोष्णा दुर्गंधा च रसायनी ।
सर्वसिद्धिप्रदा लोहस्तंभिनी सूतबंधिनी ॥
सिध्मनाशकरी वश्यकारिणी च प्रकीर्तिता ॥

॥ नि. र. ॥

ગુણ—શિવલિંગી કટુ, ઉષ્ણ, અને રસાયની છે, પારદનું બંધન કરનારી છે, સર્વ સિદ્ધિ આપનારી અને દિવ્ય વનસ્પતિ છે.

વર્ણન—શિવલિંગીના વેલાઓ ચોમાસે ઘણા ઉગેલા જોવામાં આવે છે. એનાં પાન કારેલીના પાનને મળતાં હોય છે. ડાંડી અને શાખાઓ ખરસટ હોય છે. તેમાં ઝીણા અને બે શાખાઓવાળા તંતુઓ હોય છે. આ તંતુઓની મદદથી તે પવનના સપાટા સામે પણ નીડર રહી પોતાનું રક્ષણ કરી શકે છે. ફુલ સૂક્ષ્મ લીલાપીળા રંગનાં અને ફલ મોટાં કેરડાં જેવાં થાય છે. ફલ પાકે છે ત્યારે લાલ રંગનાં થઇ જાય છે, ને તેના ઉપર ધોળી ટીશીચો હોય છે. આ ફલમાંથી જે બીજ નીકળે છે તેનો આકાર જલાધારી સાથેના શિવલિંગ જેવો બરાબર હોય છે. નૅર્ન સાહેબે આ તંતુઓનું સુંદર વર્ણન ડાર્વીનના શબ્દોમાં કરેલું છે તે અવશ્ય વાંચવા જેવું છે.

ઉપયોગ—"શિવલિંગીનાં ફળને બાફી, તેલમાં વઘારી, શાક કરી ૧૦–૧૫ ખાવાથી જુલાબ લાગે, પેટ સાફ થાય, બરલ વિગેરે ગાંઠને મટાડે છે. ફળનો સ્વાદ કડવો છે; ગરમ છે." સ્વ. કેતોભટ્ટ.

શિવલિંગીના પાનનો રસ કાઢી સોજા ઉપર ઘણા લોકો ચોપડે છે. એના વેલાને ફલસોતો સૂકવી તે બીજી દવાઓ સાથે ચિરગુણકારી ક્વાથમાં વપરાય છે. પોરબંદરની ખારવીઓ શિવલિંગીનું બીજ કેળામાં ગળી જાય છે અને તેથી ગર્ભ રહે છે એમ માને છે.

( વનસ્પતિશાસ્ત્રમાંથી. )

વક્તવ્ય—પ્રાચીન ગ્રંથોમાં શિવલિંગીનો ઉલ્લેખ નથી.

ઉલ્લેખ—વ. શા. પા. ૩૬૪; રૂ. નિ. પા. ૧૨૨; N. p. 129; Watt I p. 542; Indi. Medi. Plants p. 604

---

## ૧૮૭ સકરટેટી.

### N. O. Cucurbitaceæ.

નામો—षड्रेखा, वृत्तेर्वारु, षड्भुजा ( સંસ્કૃત ); સકરટેટી ( ગુજરાત ); તળિયાં ( કાઠિયાવાડ ); ખર્બુજ ( મરાઠી ); ખરબુજા ( હિંદી ); ખરમુજ ( બંગાલી ); Melon–મેલન ( અંગ્રેજી ); Cucumis Melo–કયુકયુમીસ મૅલો ( લેટીન ),

ગુણાઃ— खर्बूजं मूत्रलं बल्यं कोष्ठशुद्धिकरं गुरु ।
स्निग्धं स्वादुतरं शीतं वृष्यपित्तानिलापहम् ॥

तेषु यच्चाम्लमधुरं सक्षारं च रसाद्भवेत् ।
रक्तपित्तकरं तत्तु मूत्रकृच्छ्रकरं परम् ॥

॥ भा० प्र० ॥

तिक्तं बाल्ये तदनु मधुरं किञ्चिदम्लं च पाके ।
निष्पक्कं चेत्तदमृतसमं तर्पणं पुष्टिदायि ॥
वृष्यं दाहश्रमविशमनं मूत्रवृद्धिश्च धत्ते ।
पित्तोन्मादापहरकफदं षाड्भुजं वीर्यकारि ॥

॥ रा० नि० ॥

**ગુણ**—સકરટેટી મૂત્રલ, બલ્ય, કોષ્ઠશુદ્ધિ કરનાર, ભારે, સ્નિગ્ધ, સ્વાદુ, શીત, વૃષ્ય, પિત્ત અને વાયુને હરનાર છે. જે ખાટી અથવા ખટમધુરી હોય છે તે રક્તપિત્ત અને મૂત્રકૃચ્છ્રને કરનાર છે. ભાવપ્રકાશ.

**वक्तव्य**—दशांगुलम्, षड्भुजा એવાં નામ કેમ પડયાં હશે ? 'मधुकर्कटी' એ નામ ચીભડાને લાગુ પડે છે, પણ 'वालुकी' એ સકરટેટી માટે યોગ્ય નામ લાગે છે, કારણ કે નદીનાં ભાઠાંમાં સકરટેટી સારી થાય છે. રાજનિઘંટુકાર वालुकी ના ગુણ "वालुकी मधुरा शीताऽश्मानहृत् वा श्रमापहा। पित्तप्रशमनी रुच्या कुरुते कासपीनसौ"—આ રીતે આપે છે.

**નવ્યમત**—બીજ ઠંડાં મનાય છે. બીજ ખાવા યોગ્ય છે–પૌષ્ટિક અને મૂત્રલ છે. મૂત્રકૃચ્છ્ર અને મૂત્રાઘાતમાં બીજ વપરાય છે. ફળ ઠંડુ અને ગ્રાહી ગણાય છે અને આમાતિસારમાં તે ખાવા માટે અપાય છે. બીજમાંથી તેલ નીકળે છે, તેમાં પોષક તત્ત્વો ઘણાં છે અર્થાત્ તે ઘણું સારૂં પોષક છે.

બીજ કેવળ નહિ, પણ ફળનો ગર્ભ બહુ જ ઉત્તમ મૂત્રલ છે અને તે તુરતના કે જુના ખરજવા–Eczema માં ઘણું જ ઉપયોગી છે. મારા જાત અનુભવ પછીથી હું જણાવું છું કે જુના ખરજવાના દરદીએ, જો મળે તો, હમેશાં એક આખું ફળ ખાવું જોઈએ. ( સર્જન મેજર શીકોરે. )

સકરટેટીનું મૂળ વામક અને રેચક છે એમ ડૉ. હેબર્જર જણાવે છે; અને ડૉ. ટૅારોસીકવીઝે પણ આનાં મૂળીઆંમાંથી એક વામક દ્રવ્ય બનાવ્યું છે. એ તત્ત્વ ઓછામાં ઓછી માત્રાથી પણ ઉલટી કરે છે એ અનેક અખતરાઓ પછીથી પૂરવાર થયેલું છે.

ઇન્ડીયન મેડીસીનલ પ્લેંટ્સ. પા. ૫૯૬.

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૬૨૪; Indig. Drugs. p. 103; Indi. Medi. Plants p. 598.

---

## ૧૮૮ કડવી નાહી

**N. O. Cucurbitaceæ.**

**નામો**—कटुनाही (સંસ્કૃત); કડવી નાહી, નાહીકંદ (ગુજરાતી); Corallocarpus epigœa–કૉરેલોકાર્પસ ઍપીજીયા (લેટીન).

नाही नाहीति संप्रोक्ता द्विविधा सा च कंदिनी ।
तिक्ता च मधुरा चैव मधुरा शाकशोभना ॥
तिक्ताकंदो विरेकी च शोथघ्नो वामकः स्मृतः ।
विषघ्नः पानलेपाभ्यां शिंबी तिक्ता च तूवरा ॥

॥ शोढल: ॥

**વર્ણન**—કડવી નાહીના વેલાનો દેખાવ ઘીલોડીના જેવો જ હોય છે. તે ચોમાસે ઘણા ઉગી નીકળે છે. વાડો ઉપર ચઢે છે. ઘીલોડીની માફક તેનાં પાન ૩ થી ૫ ખુણીયાં હોય છે; પણ તેથી સ્હેજ નાનાં હોય છે. ડાંડી અને પાન લાલ રંગનાં હોય છે. એના મૂળને કંદ કહે છે. આ કંદને લોકો નાહી કંદના નામથી ઓળખે છે. એમાં કડવાશ ઘણી જ હોય છે. પાન આંતરે આવેલાં હોય છે. પાનની સામી બાજુથી અકકેક સાદો ગુંછળું વળેલો તંતુ ( tendril ) નીકળેલો હોય છે. એનાં ફુલમાં ગર્ભાશય અધઃસ્થાયી ( inferior ovary ) હોવાથી સ્ત્રીકેસર પુષ્પબાહ્યકોષની નીચે આવી ગયેલો હોય છે. ફળ કાચું હોય છે ત્યારે લીલા રંગનું અને પાકે છે ત્યારે સિંદૂરીયા રંગનું થઈ જાય છે. તે બન્ને છેડે જરા સાંકડું થતું જાય છે.

**ગુણદોષ**—શોથઘ્ન, વિષઘ્ન, વામક, રેચક અને કૃમિઘ્ન.

**ઉપયોગ**—સંસ્કૃત ગ્રંથોમાં કડવી નાહીનો ઉપયોગ જો કે જણાતો નથી, પણ તેથી તેના ઔષધીય ગુણો તરફ દુર્લક્ષ કરવું યોગ્ય નથી. નાહીકંદ એ કોઈ પણ જાતના ઝેર ઉપર બહુ જ સોંઘો અને સરસ ઈલાજ છે. સાપ કરડયો હોય તો કડવી નાહીનો કંદ મોટી માત્રામાં પાણીમાં ઘસીને પાઈ દેવાથી ઝાડા અને ઉલટી થઇને ઝેર નીકળી જાય છે. આ કંદથી સાપનું ઝેર સારા થયાના દાખલા ‘ વૈદ્યકલ્પતરૂ ’માં નોંધાયલા છે. ગામડાના લોકો આનો ઉપયોગ ઠીક જાણે છે. ખાંસી બહુ વધી ગઇ હોય અને કોઇ ઉપાયથી મટતી ન હોય ત્યારે કડવી નાહીનો ઘસારો પીવાથી અદ્‌ભુત આરામ મળે છે. કફને સામટો બહાર કાઢી નાખી દરદીને તે તુરત જ આરામ કરે છે. થોડી માત્રામાં હંમેશ લેવાથી ગમે તેવો કફ, જીર્ણજ્વર અને કૃમિ નાશ પામે છે. રસના સોજા ઉપર આ કંદ ચોપડવાથી સોજો તુરત જ ઉતરી જાય છે. ગચરકા અને

વિસ્ફોટક જેવાં દરદો ઉપર પણ નાહીકંદ પીવડાવવામાં આવે છે. 'વૈદ્યકલ્પતરૂ'ના જુના અંકોમાં ઘણા સદ્‌ગૃહસ્થોએ કડવી નાહીના ઔષધીય ગુણોની તારીફ કરેલી છે. કીર્તિકર સાહેબ તેમના "પૉઇઝનસ પ્લૅંટ્સ ઑફ ઇન્ડીઆ" ભાગ બીજાના ૪૮૨ મા પાના ઉપર એના કંદના ઝેરી ગુણની ચર્ચા કરે છે. મોટી માત્રામાં તે ઝેરનું કામ કરે છે અને તેજ કારણથી સાપના ઝેર સામે તે દ્વંદ્વયુદ્ધ ખેલીને તેને મ્હાત કરી શકે છે.

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 607; વ. શા. પા. ૩૬૬; રૂ. નિ. પા. ૫૮૯; N. p. 129; Watt. II p. 533.

---

## ૧૮૯ આંખપુટામણી.

### N. O. Cucurbitaceæ.

**નામો**—शंखिनी, यवतिक्ता, यशस्करी, अक्षिपीडकः ( સંસ્કૃત ); આંખપુટામણી ( ગુજરાતી ); ટીટવી, શાંખવેલ્ય ( મરાઠી ); शंखिनी ( કર્ણાટકી-કુતોભટ્ટ ); Ctenolepis cerasiformis-ટેનોલેપીસ્ સીરેસીફૉર્મીસ્ ( લેટીન ).

**परिचय**— शंखिनी शंखबीजा स्यात् सुवृत्तफलिका च सा ।
शिवलिंगीसमा वल्ली पाके रक्तफला भवेत् ॥

॥ **शिवदत्तः** ॥

**गुणाः**— शंखिनी कटुतिक्तोष्णा गुरुस्निग्धा विशोधिनी ।
त्रिदोषशमनी कुष्ठक्षयोदरविनाशिनी ॥
यवतिक्ता सतिक्ता स्यात् दीपनी रुचिकृत् परा ।
कृमिकुष्ठविषमामदोषघ्नी रेचनी च सा ॥

॥ **रा. नि.** ॥

**ગુણ**—આંખકુટામણી કટુ, તિક્ત, ઉષ્ણ, ગુરૂ, સ્નિગ્ધ, શોધક, ત્રિદોષનું શમન કરનાર, કુષ્ઠ, ક્ષય અને ઉદરરોગનો નાશ કરનાર, દીપન, રૂચ્ય, આમ દોષનો નાશ કરનાર, રેચ લાવનાર અને વિષ, આમ વિગેરેને ટાળનાર છે.
રાજનિઘંટુ.

**વર્ણન**—આંખકુટામણીના વેલા શિવલિંગી જેવા થાય છે. સાદા તંતુઓની મદદથી આ વેલા ઉંચે ચઢે છે. એનાં પાન ૩ થી ૫ કે ૭ ખુણીયાં, કારેલીના પાન જેવાં હોય છે. નર અને માદા પુલો એકજ વેલા ઉપર બહુધા એક જ પત્રકોણમાં આવે છે. ફૂલ કાચાં હોય છે ત્યારે કડવાં, ફીક્કા લીલા રંગનાં ને તે ઉપર સફેદ છાંટણા હોય છે. તે પાકે છે એટલે રાતાં અને પાછળથી

કાળાં થઇ જાય છે. તે અરીઠાના બીજ જેવડાં અથવા મોટાં ચણીબોર જેવાં થાય છે. ફળમાં ૧ થી ૩ બીજ હોય છે. ફળ ભાગતાં કુઠલી આંખ જેવાં બીજ નીકળે છે.

**वक्तव्य**—ચરકે ભેદનીય દશેમાનિમાં શંખિનીનો ઉલ્લેખ કરેલો છે. ફલિનીના હેડીંગમાં તે ગણાવેલી છે. ફલાસવના લીસ્ટમાં શંખિનીનો ઉલ્લેખ છે. ઉદરમાં શંખિનીનાં પાનનું શાક ખાવાની ભલામણ કરેલી છે. शंखिनीस्नुक्...पल्लवैः। शाकं गाढपुरीषाय प्राग्भक्तं दापयेद्भिषक्। ( उ. १८-१६३ ). વિંછીના ઝેરમાં લેપ તરિકે બીજાં દ્રવ્યો સાથે શંખિની વપરાયલી છે. વિષમાં બીજે કયાંય શંખિનીનો ઉલ્લેખ નથી. વિષઘ્ન, અને અધોભાગહર હોવા છતાં પણ ચરકમાં વિષઘ્ન તરિકે તેનો ઉપયોગજ નથી એ નવાઈ જેવું છે.

**સુશ્રુતમાં** यवतिक्तातैलं सर्वदोषप्रशमनम् ईषत्तिक्तं अग्निदीपनं लेखनं मेध्यं पथ्यं रसायनं च॥ ( सू. ४५-१२५ ) આમ તેના ગુણ વર્ણવ્યા છે. તિક્તવર્ગમાં તેનો ઉલ્લેખ છે. શંખિનીનો સ્વરસ ઉભયતોભાગહર છે (सू. ૩૯-૫). મૂળનો અધોભાગહર તરિકે ઉલ્લેખ છે.—' तत्र तिल्वकपूर्वाणां मूलानि ' (सू. ૩૯-૪). શ્યામાદિગણમાં છે. दूष्योदरिणं तु प्रत्याख्याय सप्तलाशंखिनीस्वरससिद्धेन सर्पिषा विरेचयेत् मासं अर्धमासं वा ( चि. १४-८ ).

यवतिक्ता એ शंखिनीનો પર્યાય છે. ચરકના કલ્પસ્થાનમાં सप्तलाशंखिनीનો કલ્પ છે. यवतिक्ताનો પરિચય ડલ્હણ નીચે પ્રમાણે આપે છે-यवतिक्ता यवक्षेत्रेषु जायते तिक्तसप्ताष्टपत्रा यवतिक्तेति प्रसिद्धा॥ ( सू. ४५-१२५ ). આગળ ઘણા ઠેકાણે ડલ્હણે શંખિનીને 'यवतिक्काभेदः' ગણાવી છે. अपरे तु श्वेतबुघ्नामाहुः એમ કહીને તે વખતના બીજા લેખકોના મતનો ઉદ્ધાર કરે છે.

અમરસિંહે 'શંખિની', 'ચોરપુષ્પી', અને 'કેશિની' એવાં નામો આપેલાં છે. ' चोर इव पुष्पं यस्याः, रात्रिविकासित्वात्, ' ' शंखिनी शंखाकारपुष्पत्वात् ' ઈત્યાદિ. ભાનુજી દીક્ષિતના વખતમાં તે 'શંખાહુલી' નામથી વિખ્યાત હતી.

ઉપર આપેલું यवतिक्ताનું ઓળખાણ આંખકુટામણીને લાગુ નથી પડતું. अक्षिपीडकः એ પર્યાયવાચક નામ આપણી આંખકુટામણીને બંધબેસતું લાગે છે અને શિવદત્ત વિગેરેનો પરિચય પણ આંખકુટામણીને જ શંખિની ઠેરવે છે. વધુ પ્રકાશની જરૂર તો છે જ.

ઉલ્લેખ—વ. શા. પા. ૩૬૮; રૂ. નિ. પા. ૧૨૧; N. p. 130.

# मिस्सटादि वर्ग

## N. O. Ficoideæ.

### ૧૯૦ ઓખરાડ

નામો—ओखराडी, मिस्सटा ( સંસ્કૃત ); ઓખરાડ, ધોળો ઓખરાડ ( ગુજરાતી ); કેઠક ( મરાઠી ); Mollugo hirta–મૉલ્યુગો હીર્ટા ( લેટીન ).

પરિચય— ओखराड्यां मिस्सटा च तडागमृत्तिकोद्भवा ॥

॥ शोढलः ॥

ગુણાઃ— मिस्सटाभस्मतैलेन संयुता मरिचैर्युता ।

मस्तके परितो लेपात् व्रणान् हन्ति चिरोत्थितान् ॥

॥ शोढलः ॥

વર્ણન—મીઠા અથવા ધોળા ઓખરાડના છોડવા ચોમાસા પછી શિઆળાની શરૂઆતમાં તલાવ કે નદીની પાસે ખાડાઓમાં ઘણા ઉગેલા જોવામાં આવે છે. તે છાતળાંની પેઠે જમીન ઉપર પથરાયલા હોય છે. એ આખા છોડવા ઉપર ધોળા રંગની ખૂબ રૂછાળ હોય છે, તેથી આખો છોડવો ધોળો દેખાય છે. તેની શાખાઓ ૦॥ થી ૧ કે ૨ ફીટ જેટલી લાંબી પ્રસરાય છે. તેનાં પાન ઘણાં નાનાં હોય છે. ફૂળ ખૂબ આવે છે.

ગુણ—ઓખરાડના આખા છોડને બાળીને ખાખ કરવી. એ ભસ્મ સાથે થોડાંક બારીક વાટેલાં મરી ઉમેરી તલના તેલમાં કાલવીને માથા ઉપર ચોપડવાથી માથાનાં ગડગુંબડ, ચાંદાં, ખુજલી વિગેરે મટી જાય છે. એ મૂત્રલ છે અને પેસાબના કામમાં બહુ વપરાય છે; શોથઘ્ન પણ મનાય છે.

વક્તવ્ય—શોઢલ નિઘંટુમાં જ આનો ઉલ્લેખ છે, બીજે નથી.

નવ્યમત—પેટના રોગોમાં રેચક તરિકે પંજાબમાં આ વપરાય છે.

( સ્ટુઅર્ટ )

સિંધમાં સૂકા છોડવાનું પંચાંગચૂર્ણ દેશી વૈદ્યો અજીર્ણાતિસારમાં વાપરે છે. ( મુરે ). પુદુકોટામાં છોડનો રસ નબળાં બચ્ચાંને આપવામાં આવે છે. ( Pharm Indica Vol II p. 104. )

ઉલ્લેખ—Indi. Medi. Plants p. 615; વ. શા. પા. ૩૭૩; રૂ. નિ. પા. ૫૮૯; N. p. 133; Watt V p. 255.

# जीरकादि वर्ग

## N. O. Umbelliferæ.

### १९१ બ્રાહ્મી

નામો—ब्राह्मी, ब्रह्ममंडूकी (સંસ્કૃત); બ્રાહ્મી, વિદ્યાબ્રાહ્મી (ગુજરાતી); બ્રાહ્મી (મરાઠી–હિંદી); બિમિ ( બંગાલી ); Indian pennywort–ઇન્ડીયન્ પેનીવર્ટ ( અંગ્રેજી ); Hydrocotyle asiatica–હાઇડ્રોકોટાઇલ એસીયાટીકા ( લેટીન ).

गुणाः— ब्राह्मी हिमा कषाया च तिक्ता वातास्रपित्तजित् ।
बुद्धिं प्रज्ञां च मेधाञ्च कुर्यादायुष्यवर्द्धनी ॥

क्षुद्रपत्राब्राह्मीगुणाः—ब्राह्मी तिक्तरसोष्णा च सरा वातामशोफजित् ॥

॥ रा. नि. ॥

ब्राह्मी सोमा रसे तिक्ता शोफपाण्डुज्वरापहा ।
दीपनी कुष्ठकण्डूघ्नी प्लीहवातबलासजित् ॥

अन्यच्च— ब्राह्मचायुष्या हिमा मेध्या कषाया तिक्तका लघुः ।
स्वर्या स्मृतिप्रदा कुष्ठपाण्डुमेहास्रकासजित् ॥

॥ ध. नि. ॥

ब्राह्मी हिमा सरा तिक्ता लघुः मेध्या च शीतला ।
कषाया मधुरा स्वादुपाकायुष्या रसायनी ॥
स्वर्या स्मृतिप्रदा कुष्ठपाण्डुमेहास्रकासजित् ।
विषशोथज्वरहरी तद्वत् मण्डूकपर्णिनी ॥

॥ भा. प्र. ॥

चरक— १ अपस्मारे–पयसा वा ब्राह्मीरसम् ॥ चि. १६–८८

२ रसायनार्थम्–मण्डूकपर्ण्याः स्वरसः प्रयोज्यः क्षीरेण .... ॥
चि. १८–१७६

३ पुष्ट्यायुर्बलारोग्यकरत्वे– मण्डूकपर्ण्याः कल्पोऽथ शुण्ठीमधुकयोस्तथा ॥ चि–१६.

४ उदरे–त्रिवृन्मण्डूकपर्ण्याश्च शाकं स्वरसोदकसाधितम् । निरम्ललवणस्नेहं स्विन्नास्विन्नमनन्नभुक् ॥ मासमेकं ततश्चैव तृषितः स्वरसं पिबेत् ॥ चि–१९

सुश्रुत— ५ मेधायुष्कामीये ब्राह्मी—हृतदोष एवागारं प्रविश्य प्रतिसंसृष्ट-भक्तो ब्राह्मीस्वरसमादाय स..स्रसंपाताभिहुतं कृत्वा यथाबलमुपयुञ्जीत । जीर्णौषधश्चापराह्ने यवागूमलवणां पिबेत् । क्षीरसात्म्यो वा पयसा भुञ्जीत । एवं सप्तरात्रमुपयुज्य ब्रह्मवर्चसी मेधावी भवति । द्वितीयं सप्तरात्रमुपयुज्य ग्रन्थमीप्सितमुत्पादयति । नष्टञ्चास्य प्रादुर्भवति । तृतीयं सप्तरात्रं उपयुज्य द्विरुच्चारितं शतमप्यवधारयति । एवमेकविंशतिरात्रमुपयुज्य अलक्ष्मीः अपक्रमति । मूर्तिमता चैनं वाग्देवी अनुप्रविशति । सर्वाश्चैनं श्रुतयः उपतिष्ठान्ति ॥ चि॰ २८–५

६ मेधायुष्कामीये मण्डूकपर्णी—हृतदोष एव प्रतिसंसृष्टभक्तः यथाक्रममागारं प्रविश्य मण्डूकपर्णीस्वरसमादाय सहस्रसंपाताभिहुतं कृत्वा यथाबलं पयसा आलोड्य पिबेत् । पयोऽनुपानं वा तस्यां जीर्णायां यवान्नं पयसोपयुञ्जीत । तिलैर्वा सह भक्षयित्वा त्रीन् मासान् पयोऽनुपानं जीर्णे पयः सर्पिरोदन इत्याहारः एवमुपयुञ्जन् ब्रह्मवर्चसी श्रुतिनिगादी भवति शतवर्षमायुरवाप्नोति । त्रिरात्रोपोषितश्च त्रिरात्रमेनां भक्षयेत् त्रिरात्रादूर्ध्वं पयः सर्पिः इति चोपयुञ्जीत । बिल्वमात्रं पिण्डं वा पयसालोड्य पिबेत् । एवं दशरात्रमुपयुज्य मेधावी वर्षशतायुः भवति ॥

चि॰ २८–४

चक्रदत्त— ७ उन्मादे–ब्राह्मीकुष्माण्डी....स्वरसाः उन्मादहृताः दृष्टाः पृथगेते कुष्ठमधुमिश्राः ॥

बंगसेन— ८ मसूरिकायाम्–सक्षौद्रं पाययेत् ब्राह्म्याः रसम् ॥

शोढल— ९ पिटिकायाम्–रसो मण्डूकपर्ण्यास्तु प्रलेपात् पिटिकामयम् ।.... संप्रणाशयेत् ॥ ( ग्रंथ्यधिकारे ).

**વર્ણન**—આ નાનો છોડ હિંદુસ્તાનમાં ઘણીખરી જગ્યાએ મળી આવે છે. નેપાળથી તે સિલોન સુધીમાં ૨૦૦૦ ફીટની ઉંચાઇએ ઉગેલો મળી આવે છે. તેમાં પણ ખાસ કરીને બંગાલાની ભેજવાળી જગ્યામાં વિશેષ થાય છે. કલકત્તાની આસપાસની તમામ જગ્યામાં તે સાધારણ છે. મલાક્કાના બેટોમાં પણ મળી આવે છે. ગુજરાતમાં સુરત અને વડોદરાની આસપાસ મળી શકે છે.

ઉંદરકણીને લગભગ મળતો આ છોડ થાય છે. ઉંદરકણીના જેવાં જ પણ તેથી મોટાં અને લીસાં પાંદડાં થાય છે. ઉંદરકણીની પેઠે જ એ પોતાનો વિસ્તાર વધારે છે.

બીજી ખડબ્રાહ્મી થાય છે જે બજારમાં ગાંધીને ત્યાં મળે છે. એ બ્રાહ્મીની જ જાત-પણ ઉતરતા પ્રકારની હોય એમ જણાય છે.

બ્રાહ્મી તેના કિંમતી ગુણને લીધે મોંઘી પણ પડે છે.

## વૈદ્યકમાં બ્રાહ્મીનો ઉપયોગ.

ચરક— ૧ અપસ્માર (ફેફરૂ)માં-બ્રાહ્મીનો સ્વરસ દુધ સાથે લેવો. ચિ. ૧૬.

૨ રસાયન તરિકે-બ્રાહ્મીનો સ્વરસ દુધ સાથે લેવો. ચિ. ૧.

૩ શક્તિ, આયુષ્ય, બલ અને આરોગ્ય માટે-બ્રાહ્મીનો કલ્પ વિધિસર લેવો. ચિ. ૧૬.

૪ ઉદરરોગમાં-નસોતર અને મંડૂકપર્ણી (બ્રાહ્મી)નું શાક-આ બેના સ્વરસમાં જ પકાવેલું, ખટાશ, મીઠું કે સ્નેહ સિવાયનું-ફક્ત બાફેલું જ ખાવું. કોઇપણ જાતનું અન્ન ખાવું નહિ. તરસ લાગે તો આ બન્નેનો સ્વરસ પીવો. આવી રીતે એક મહિના સુધી કરવું ચિ. ૧૮.

સુશ્રુત— ૫ આયુષ્યની અને બુદ્ધિની પ્રાપ્તિ માટે-મેધા અને આયુષ્યની કામનાવાળી વ્યકિતએ હુતદોષ થઈ, અન્નાદિ ભોજનનો ત્યાગ કરી કૂટીપ્રવેશ કરી સહસ્રસંપાતાભિહુત બ્રાહ્મીનો સ્વરસ લઇને શક્તિબલાનુસાર પીવો. બીજે દિવસે જ્યારે ઔષધ પચી ગયું હોય ત્યારે મીઠા વિનાની યવાગૂ-રાબ-પીવી. જો દુધ માફક આવતું હોય તો દુધમાં રાબ-યવાગૂ બનાવીને ખાવી. આવી રીતે સાત દિવસ સુધી ખાવાથી બ્રહ્મવર્ચસી અને મેધાવી થાય છે. બીજા સાત દિવસ સુધી આ પ્રમાણે કરવાથી ઇચ્છામાં આવે તે ગ્રન્થ ઉત્પન્ન કરી શકે એવી શક્તિ આવે છે. જે કંઇ તે ભુલી ગયો હોય તે બધાની સ્મૃતિ તેને સતેજ થઇ આવે છે. ત્રીજા સાત દિવસ સુધી એ પ્રમાણે ખાવાથી ગમે તે ફક્ત બે વખત સાંભળીને જ તેને યાદ રહી શકે છે. આવી રીતે ૨૧ દિવસના પ્રયોગ પછી સાક્ષાત્ મૂર્તિમતી સરસ્વતી શરીરમાં

આવિર્ભૂત થાય છે અને તે સર્વ શ્રુતિશાસ્ત્રો ધારણ કરવાને સમર્થ થઇ જાય છે. ચિ. ૨૮

૬ **મંડૂકપર્ણીનો પ્રયોગ**–મેધા અને આયુષ્યની કામના રાખનાર વ્યક્તિએ હુતદોષ થઇને, અન્નાદિ ભોજનનો પરિત્યાગ કરી, કૂટીપ્રવેશ કરી સહસ્રસંપાતાભિહૂત મંડૂકપર્ણીનો સ્વરસ લઇને, દુધમાં ડોઇને બલ અનુસાર પીવો, અથવા સ્વરસનું પાન કર્યા પછીથી દુધનું અનુપાન રાખવું. ઔષધ પચી ગયા પછી જવનું અન્ન દુધ સાથે ખાવું; અથવા જવનું અન્ન તલની સાથે ખાવું. આવી રીતે ત્રણ માસ કરવું. આ જવનું અન્ન પચી ગયા પછી દુધ, ઘી, કમોદનો ભાત આહારમાં લેવાં. આવી રીતે પ્રયોગ અજમાવ્યાથી બ્રહ્મવર્ચસી, મેધાવી અને શ્રુતિ ધારણ કરનાર તે વ્યકિત થઈ જાય છે. મંડૂકપર્ણીનો કલ્ક, ૪ તોલા જેટલો, દુધમાં ડોઈને દશ દિવસ પીવાથી મેધાવી અને શતાયુ થવાય છે.

**ચક્રદત્ત**— ૭ ગાંડપણમાં–બ્રાહ્મીનો સ્વરસ, કઠ અને મધ સાથે પીવાથી ઉન્માદ મટે છે.

**બંગસેન**— ૮ શીતળામાં–બ્રાહ્મીનો સ્વરસ મધ સાથે પીવો.

**શોઢલ**— ૯ **ફોલ્લીઓમાં**–મંડૂકપર્ણી ( ખડભરમી )નો રસ ફોલ્લીઓ ઉપર ચોપડવાથી તે મટે છે.

**નવ્યમત**—ડૉ. બોઇલ્યુના શરીર ઉપર બ્રાહ્મીની કેવી અસર થઈ હતી તે જાણવા જેવું છે. તેને ‘ પત ’ નામનો રોગ લાગુ પડયો હતો:—

“ બ્રાહ્મી આપવાથી શરૂઆતમાં પતવાળા દરદીને હાથપગની ચામડી પર ગરમી લાગે છે તથા ખરજ આવે છે અને થોડા દિવસ પછી શરીરમાં ગરમી વધે છે, તે એટલે સુધી કે આખે શરીરે પુષ્કળ ખરજ આવે છે. ચામડી લાલચોળ થઈ જાય છે, લોહી બહુ જોરથી ફરવા માંડે છે, નાડી બહુ જાડી અને ભરેલી વહે છે. અઠવાડીઆ પછી દરદીની ભુખ વધે છે, અને પાચનશક્તિનું કાર્ય બહુ સારૂં થવા લાગે છે. વધારે મુદત પછી ચામડી નરમ અને એક સરખી થઇ જાય છે. ઉપત્વચાનાં ભીંગડાં ખરી જાય છે, પરસેવો આવવા માંડે છે, અને ત્વચા પોતાનું કામ પાછું શરૂ કરે છે. જઠરાગ્નિ દિવસે દિવસે સુધરતો જાય છે, અને ક્ષુધા બરાબર લાગવા માંડે છે. તંદુરસ્ત માણસને અલ્પવજનમાં આપવામાં આવે તો થોડા વખતમાં તેની મૂત્રલ અસર થાય છે. રૂધિરાભિસરણની ગતિને એ વધારે છે અને છેવટ ખરજ શરૂ થાય

છે. તેના ચૂર્ણની ૧ થી ૨ ગ્રામની માત્રા આપવામાં આવે તો તંદ્રા પેદા થાય છે અને માથામાં ચસકા (કેફ઼ેલ્જીઆ) થાય છે, અને જો કે તેની માત્રા આપવી બંધ કરીએ તો પણ તે અસર મહિના સુધી ચાલે છે. તેનાથી વળી ભયંકર મરડો થઇ આવે છે. ડૉ. બોઇલ્યુ આ દવાની પોતાના ઉપર અજમાયશ કરી તેની માત્રા વધારે લેતો ગયો તો બે માસ પછી તેને લાગ્યું કે આ ઔષધ ભેળું થનારૂં સખત વિષ છે. તે લખે છે કે ગઇ કાલે સવારમાં મને એટલી બધી સખત ટાઢ ચઢી કે ઘણાં ગોદડાં ઓઢયાં તો પણ લગભગ એક કલાક પછી શરીરમાં ગરમી આવી. તે પછી શ્વાસનળીના અગ્ર ભાગ (લેરીંક્સ)ની ખેંચતાણ થવા લાગી, જાણે કે હમણાં જ હૃદયનું ચાલવું બંધ થઈ જશે. પછી ધનુર્વાના જેવાં ચિન્હો જણાવા લાગ્યાં અને સાંજની વખતે ઉલટી અને લોહીની સાથેનો અતિસાર શરૂ થયાં પણ તે તો તુરતજ મટી ગયાં. બીજી સવારે ઉઠયો ત્યારે આ વિષની બધી અસરથી હું મુકત હતો પણ નબળાઇ અને ગરદનમાં દુખાવો હતો. આ ઉપરથી સંક્ષેપમાં કહીએ તો બ્રાહ્મી (હાઇડ્રોકોટાઇલ)ને જો વજનસર આપવામાં આવે તો રૂધિરાભિસરણની ક્રિયાને માટે સંગીન ઉત્તેજક છે. અને ખાસ કરીને તેની અસર ત્વચા ઉપર વિશેષ થાય છે. મોટા પ્રમાણમાં આપવાથી બેભાનીપણું આવે છે અને કેટલીક વખત મૂર્છા આવે છે.”

“ચામડીનાં બધી જાતનાં દરદોમાં રૂધિરાભિસરણને સતેજ કરવાની આનામાં કિંમતી શકિત રહેલી છે અને તે માટે ખાસ કરીને વાપરવામાં આવે છે. જો કે આ વાતરકત અને ઉપદંશ માટે અકસીર અસર કરી શકે તેમ નથી તો પણ તે દરદોમાં તેની ઉપર કહેલી શકિતને લીધે ફ઼ાયદો કરે છે. ડૉકટર શૅાર્ટ આ દવાનાં ઘણા જ સારા શબ્દોમાં વખાણ કરે છે અને કહે છે કે સઘળી જાતનાં વાતરકતનાં દરદોમાં તે સંગીન ફ઼ાયદો કરે છે, પરંતુ તેના પછીના લખનારા વિદ્વાનો એક મત થયા છે કે તે દરદની માત્ર શરૂઆતની સ્થિતિમાં તેની અસર સારી રીતે ફ઼ાયદાકારક નીવડી છે. ડૉકટર લોલીયટ, કેઝેનોવ અને બટોન કહે છે કે તે વાતરકતની વધી ગયેલી સ્થિતિમાં બહુ ઉપયોગી નથી, પરંતુ જુના હઠે પડેલા ખરજના વ્યાધિમાં બહુ પ્રશંસાપાત્ર ફ઼ાયદો કરે છે. છેલ્લો વિદ્વાન્ વધારામાં કહે છે કે સ્થાનિક (લોકેલાઇઝડ) ખરજવાના કેસો કે જે ઘણા જ ગંભીર હોય છે તેવા કેસોમાં મેં આ દવા આપી અને દરેક કેસમાં થોડી મુદતમાં આરામ માલુમ પડયો. ચાંદાં અને પ્રમેહની સાથે થએલી ઉપદંશની બીજી તેમજ ત્રીજી સ્થિતિમાં તે દવા આપવામાં આવેલ છે અને સારો ફ઼ાયદો થએલ છે, તેમજ ગ્રાઠાના

તથા પીનસના વ્યાધિમાં લીંટ, લાળ વિગેરે નીકળતા પ્રવાહી બગાડને સુધારી શક્તિ આપવામાં આ દવા સફળ નીવડે છે. કંઠમાળનાં ગુમડાં, ગાંઠોનો વધારો અગર સોજો અને ગુમડાંઓ તથા જુના સંધિવામાં આ દવા સારો ફાયદો કરે છે. કેટલાંએક દરદોમાં મૂત્રલ તરિકે આ દવાએ ફતેહમંદીથી અસર કરેલી છે, અને પીડિતાર્ત્તવના કેસમાં ૠતૂત્પાદક ગુણો તેનામાં માલમ પડેલ છે. જ્યારે જ્યારે શરીરના કોઇ પણ ભાગ ઉપર જખમ, ચાંદાં વિગેરે દરદ એક સાથે થયેલ હોય ત્યારે આ દવા પીવા આપવી તેમજ તેની ભુકીની પોટીસનો અગર તેના લેપનો ઉપયોગ કરવો. હાલમાં દુનિઆના ઘણાખરા ભાગોમાં, થોડા વર્ષથી આનાથી ઘણો સારો ફાયદો થયેલો જણાય છે; અને આ છોડનો ઉપયોગ તેથી દિન પ્રતિદિન વધતો જાય છે. ”

**માત્રા**—“ ડૉ. બોઈલ્યુ મોટા માણસો માટે નીચે મજબ માત્રા જણાવે છેઃ—“ બે અઠવાડીઆં સુધી હમેશાં વીસ વીસ ગ્રેન લેવું. પછી દરેક અઠવાડીએ પાંચ પાંચ ગ્રેન વધારતા જવું—સાઠ ગ્રેન સુધી ચઢવું. અને આ પ્રમાણે ૬૦—૬૦ ગ્રેન એક માસ સુધી લીધા કરવું. ત્યાર પછી અઠવાડીએ અઠવાડીએ ૫—૫ ગ્રેન ઉતરતાં માત્ર ૧૦ ગ્રેન સુધી આવી જવું. પછી દવા એક મહીના સુધી ખાવી તદ્દન બંધ કરવી, જેથી આ દવાની ઉત્તેજક ઝેરી અસર નુકસાન કરે નહિ. ફરી શરૂ કરી સાઠ ગ્રેન સુધી ચઢવું. ત્યાર પછી પાછું ૧૦ ગ્રેન સુધી ઉતરી એક મહિનો તેનો ઉપયોગ બંધ કરવો. આ પ્રમાણે કર્યા કરવું. આ ચૂર્ણ ગરમ પાણીમાં, સૂતા પહેલાં રાતની વખતે લેવું; પરંતુ ત્રીસ ગ્રેન પહોંચ્યા પછી તેના બે ભાગ કરી એક ભાગ સવારે અને બીજો ભાગ રાત્રે લેવો વધારે ઉત્તમ છે. ”[1]

**વક્તવ્ય**—ચરકે સંજ્ઞાસ્થાપન વર્ગમાં “ वयःस्था ” ગણાવી છે. ચક્રપાણિ કહે છે કે “वयःस्था ब्राह्मी.” પ્રજાસ્થાપન દશેમાનિમાં ‘ ब्राह्मी ’ ગણાવેલી છે. વયઃસ્થાપન દશેમાનિમાં ‘ मण्डूकपर्णी ’ ગણાવેલી છે. ગર્ભસ્થાપન દ્રવ્યોમાં બ્રાહ્મીનો ઉલ્લેખ છે ( शा. ૮—૩૮ ). ધાત્રીને બ્રાહ્મી વિગેરે રક્ષોઘ્ન ઔષધિઓ ધારણ કરવાનું કહેલું છે ( शा. ૮—૧૧૮ ). સુશ્રુતમાં ત્રિફલાદિચૂર્ણના પાઠમાં બ્રાહ્મી છે ( चि. ૭—૬૭ ). કાસના ત્ર્યૂષણાદ્યઘૃતમાં બ્રાહ્મી છે. રસાયનના અધ્યાયમાં બ્રાહ્મી અને મંડૂકપર્ણી બંને વિધવિધ રસાયનોમાં યોજાયલાં છે. ચરકે મંડૂકપર્ણીને તિક્તસ્કંધમાં ગણાવેલી છે, બ્રાહ્મીનો ઉલ્લેખ નથી કરેલો. વિષમાં ‘ मण्डूकपर्णी ’ નું શાક હિતકર છે એમ જણાવેલું છે ( चि. ૨૫—૨૨૨).

---

૧ વનસ્પતિ ગુણાદર્શમાંથી.

સુશ્રુતમાં બ્રાહ્મીના નહિ પણ મંડૂકપર્ણીના ગુણોનો નીચે પ્રમાણે ઉલ્લેખ છેઃ—कषाया तु हिता पित्ते स्वादुपाकरसा हिमा। लघ्वी मण्डूकपर्णी तु तद्वत् गोजिह्विका मता ॥ ( સૂ. ૪૬—૨૬૪ ). અશ્મરીમાં श्वदंष्ट्रायष्टिकाब्राह्मीकल्कं वाक्षसमं पिबेत् ॥ (चि—૭ ૨૪) કહેલું છે. એકલું દુધ પીતું હોય તે બચ્ચાને જે વિવિધ ઔષધોથી પકાવેલું ઘી આપવાનું કહેલું છે તેમાં મંડૂકપર્ણી છે. તિક્તવર્ગમાં મંડૂકપર્ણી ગણાવી છે. ડલ્હણે મંડૂકપર્ણી એટલે બ્રાહ્મી એવોજ અર્થ બધી જગોએ કરેલો છે. બ્રાહ્મીનો કેટલીક જગોએ ' लवनिका ' પણ અર્થ કરેલો છે. ડલ્હણે મંડૂકપર્ણી અને બ્રાહ્મીને એકજ ગણેલી જણાય છે.

અમરસિંહે બ્રાહ્મી, મત્સ્યાક્ષી, વયઃસ્થા અને સોમવલ્લરી એવાં ૪ નામો બ્રાહ્મીનાં આપેલાં છે. મંડૂકપર્ણીને મંજીષ્ઠાના પર્યાયોમાં ગણાવેલી છે.

સ્વ. કવિરાજ બિરજાચરણ ગુપ્તે બ્રાહ્મીનો એક પર્યાય ' ब्रह्मसुवर्चला ' આપેલો છે અને તે બન્નેનું લેટીન નામ Gratiola Monniera અને मंडूकपर्णी નું લેટીન નામ Hydrocotyle Asiatica આપેલું છે. બ્રાહ્મીનાં અનેક નામો છે પણ તેમાં ब्रह्मसुवर्चला એ પર્યાય અમને જણાયો નથી—બ્રહ્મસુવર્ચલા એ તદ્દન જુદીજ વનસ્પતિ છે. મંડૂકપર્ણી અને બ્રહ્મસુવર્ચલા એકજ ઠેકાણે સાથે સાથે ઉલ્લેખાયલી છે એ એનો પૂરાવો છે. ચરકના ઐન્દ્રી રસાયનમાં બ્રાહ્મી અને બ્રહ્મસુવર્ચલા તેમજ દ્વિતીય બ્રાહ્મરસાયનના પાઠમાં પણ મંડૂકપર્ણી અને બ્રહ્મસુવર્ચલા સાથે સાથેજ યોજાયલાં છે. આથી સિદ્ધ થાય છે કે બ્રહ્મ-સુવર્ચલા, એ બ્રાહ્મી નહિ પણ બીજી ભિન્ન ઔષધિ છે—બ્રહ્મસુવર્ચલા તો ' सोमसनवीर्या महौषधि ' છે અને તે ફક્ત સાત રાત્રિ સુધીજ ખાઈ શકાય એવી પ્રખર પ્રભાવવાળી ઔષધિ છે ( જુઓ સુશ્રુત चि—૩૦—૫ ). વળી સ્વ. વિરજા-ચરણ કવિરાજ બ્રાહ્મી અને મંડૂકપર્ણીને તદ્દન જુદીજ વનસ્પતિઓ ગણે છે; એટલે લેટીન નામ પણ જુદાં હોય એ સંભવિત છે. ' आयुर्वेदविज्ञानम् ' ના વિદ્વાન્ લેખક કવિરાજ બિનોદલાલ સેને તેમના પુસ્તકમાં ( પાનું ૪૦૮. ભાગ. ૧) બ્રાહ્મી અને મંડૂકપર્ણી બન્નેના ફોટા આપેલા છે. મંડૂકપર્ણી તો બરાબર બ્રાહ્મીજ છે અને બ્રાહ્મી કોઈ બીજીજ વનસ્પતિ ચીતરાયલી હોય એમ જણાય છે. બંગાળાના કવિરાજો મંડૂકપર્ણીને Hydrocotyle Asiatica, અને બામ—Herpestis monniera ને બ્રાહ્મી માને છે. આથીજ આવો ફેર જણાય છે. મંડૂકપર્ણીનું બંગાલી નામ ' થુલકુડિ ' અને બ્રાહ્મીનું ' બ્રિમિ ' છે.

પણ આથી કોઇ એમ ન માને કે હું બ્રાહ્મી અને મંડૂકપર્ણી—બન્નેને ડલ્હણ પ્રમાણે ( ડલ્હણે પણ અમુક જગોએ મંડૂકપર્ણીને ' ब्राह्मीभेदः ' તરિકે ઓળખાવેલી છે. ) એક જ માનું છું. જો એકજ હોત તો એક જ અધ્યાયમાં

એક જ મેધાયુષ્કામીયના રસાયન પ્રયોગમાં બન્નેનો ભિન્ન ભિન્ન ઉપયોગ સુશ્રુત નજ બતાવત. ત્યારે એ બે ભિન્ન તો છેજ પણ ટીકાકારોએ તેમને એક જ કરી નાખ્યાં છે. હવે તેને ફરીથી જુદાં પાડવાં એ સહેલું કામ નથી. 'ખડભરમી' જેને કહે છે તે મેં જોઇ નથી એટલે બ્રાહ્મી અને મંડૂકપર્ણીનો ભેદ હું નથી દર્શાવી શકતો. આ છતાં પણ બંગાલી વૈદ્યરાજો જેટલો મતભેદ આ બેમાં નથી-પણ બન્ને ઘણીજ મળતી વનસ્પતિઓ છે એ તો નિર્વિવાદ છે. 'तद्वत् मण्डूकपर्णिनी' એ પણ એ વાત સિદ્ધ કરે છે. મદનપાલે 'મત્સ્યાક્ષી' પણ જુદીજ વનસ્પતિ ગણાવેલી છે. 'આયુર્વેદવિજ્ઞાન'કારે મંડૂકપર્ણીને સ્વેદલ ગણાવી છે.

કુષ્ઠમાં આટલી ઉપયોગી છે છતાં ચરકસુશ્રુતમાં તે નહિ જેવીજ વપરાયલી છે. ઉપર ડા. બોઈલ્યુએ જે માત્રા બતાવેલી છે તે માત્રા જેવી માત્રા આપણામાં નથી એટલે બ્રાહ્મી કેટલી અને કઇ રીતે વાપરવી એ વૈદ્યોએ નક્કી કરવું જોઇએ. વૈદ્યો પોતાના બ્રાહ્મીના 'અનુભૂત ઉપાયો' ક્યારે બહાર લાવશે ?

**Actions and Uses**—An alterative tonic, diuretic and local stimulant. It has a special influence on the urino-genital tract. It sets up urinary and ovarian irritation and itching over the whole body..." Khory II p. 263.

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 618; રૂ. નિ. પા. ૩૪૭; વનસ્પતિ ગુણાદર્શ. પા. ૫૫૧; N. p. 135.

---

## ૧૯૨ અજમો

### N. O. Umbelliferæ.

**નામો**—दीप्यकः, यवानकः, उग्रगंधा, अग्निवर्धनः, यवानी, तीक्ष्णः ( સંસ્કૃત ); અજમો ( ગુજરાતી ); ઓવા ( મરાઠી ); અજવાન ( હિંદુસ્તાની ); Bishop's weed-બીશપ્સ વીડ ( અંગ્રેજી ); Carum Copticum or Ptychotis ajawan કૅરમ્ કૉપ્ટીકમ્ અથવા ટાઇકૉટીસ્ અજવાન્ ( લેટીન ).

**गुणाः**—

यवानी कटुतिक्तोष्णा वातश्लेष्मक्रिमामयान् ।
हन्ति गुल्मोदरं शूलं दीपयत्याशु चानलम् ॥
यवानी यावनी रूक्षा ग्राहिणी मादिनी कटुः ।
अजमोदा च शूलघ्नी तिक्तोष्णा कफवातजित् ॥

हिक्काध्मानारुचिं हन्ति क्रिमिजित् वह्निदीपनी ॥

॥ ध. नि. ॥

यवानी कटुतिक्तोष्णा वातार्शःश्लेष्मनाशनी ।
शूलाध्मानकृमिच्छर्दिमर्दनी दीपनी परा ॥

॥ रा. नि. ॥

यवानी कटुका तिक्ता रुच्या चोष्णाग्निदीपनी ।
पाचनी पित्तला तीक्ष्णा लघुः हृद्या च सारका ॥
वृष्या वातार्शकफरुक्शूलाध्मानवमिकृमीन् ।
शुक्रदोषोदरानाहहृद्रोगप्लीहगुल्मकान् ॥
हृद्रोगामवातांश्च नाशयेदिति कीर्तिता ।
यवानीशाकमाग्नेयं रुच्यं वातकफप्रणुत् ॥
उष्णं कटु च तिक्तं च पित्तलं लघु शूलहृत् ॥

॥ नि. र. ॥

यवानी पाचनी रुच्या तीक्ष्णोष्णा कटुका लघुः ।
दीपनी च तथा तिक्ता पित्तला शुक्रशूलहृत् ॥
वातश्लेष्मोदरानाहगुल्मप्लीहकृमिप्रणुत् ॥

॥ भा. प्र. ॥

यवानी कोष्ठशूलघ्नी हृद्या पित्ताग्निकारिणी ।
समीरणबलासघ्नी कृमिणाश्चैव नाशिनी ॥

॥ राजवल्लभः ॥

चरक— १ अर्शःसु—....वा शीधुसंयुक्तमजाजीदीप्यकं पिबेत् ॥

चि. ९–६८

चक्रदत्त— २ शीतपित्ते—सगुडं दीप्यकं यस्तु खादेत् पथ्यान्नभुङ्नरः । तस्य नश्यति सप्ताहादुद्र्दः सर्वदेहजः ॥ (शीतपित्तचि०)

हारीत— ३ गलशुण्डिकायां—दिवारात्रौ यवान्याश्च मुखे संधारणं हितम् ॥

चि. अ. ४५

४ दन्तरोगे—यवानीश्च वचां रात्रौ दंतमूले च धारयेत् ॥

चि. अ. ४५

**ઔષધાર્થ વ્યવહાર—બીજ.**

## વૈદ્યકમાં અજમાનો ઉપયોગ.

ચરક— ૧ અર્શમાં–શીધુ ( શેરડીનો પકાવેલો રસ ) સાથે જીરૂં અને અજમાનું સેવન કરવું. ચિ. ૯–૬૮

ચક્રદત્ત— ૨ શીળવામાં–પથ્ય અન્ન જમનાર માણસ જો સાત દિવસ સુધી પુરાણા ગોળ સાથે અજમાનું સેવન કરે તો આખા શરીર ઉપર થયેલો શીળવા સાતજ દહાડામાં મટી જાય છે.

હારીત— ૩ ગલશુંડિકા રોગમાં–રાત અને દિવસ મ્હોંમાં અજમો રાખી મૂકવો. ચિ. અ. ૪૫.

૪ દાંતમાં ચસકા મારતા હોય તો–વજ અને અજમો રાત્રે દાંતના મૂલમાં રાખીને સૂઇ રહેવું. ચિ. અ. ૪૫

**वक्तव्य**—અજમાની ચાર જાતો છે. (૧) અજમો (૨) ખુરાસાની અજમો (૩) બોડી અજમોદ (૪) કીરમાણી અજમો. એ બધી જાતનું વર્ણન જુદું જુદું આ ગ્રંથમાં કરવામાં આવ્યું છે. यवानी શબ્દ અજમા માટે વપરાયેલો છે; अजमोदा એ બોડીઅજમોદ માટે વપરાયેલો છે. આ બન્ને શબ્દને એક કરી નાખવાથી ગોટાળો ઉત્પન્ન થાય છે. જો કે ટીકાકારોએ તો अजमोदा यवानिका (વૃંદની ટીકા) અને यवानकः यमानीभेदः (વાગ્ભટ. चि. ૧૪–૧૭) એમ લખેલું છે ખરૂં. ચરકમાં यवानी चार्जकश्चैव शिग्रुशालेयमृष्टकम् हृद्यान्यास्वादनीयानि पित्तमुत्क्लेशयान्ति च॥ ( સૂ. ૨૨–૧૬૪ )–આમ લખેલું છે. તે પિત્તને કોપાવે છે. ગુલ્મમાં यवानीનો યૂષ આપવાની ચરક ભલામણ કરે છે ( चि. ૫–૧૬૧ ). અતીસારમાં પણ યવાની વાપરેલી છે ( चरक. चि १०–३०–३४ ). ઉદરમાં બદ્ધોદરી માટે हपुषायमान्यजाजीसैन्धवैः तक्रम् पिबेत् ( चि ૧૮–૧૦૩ ) કહેલું છે. ગ્રહણીમાં તક્રારિષ્ટમાં પણ તે વપરાયલી છે ( चि ૧૯–૧૧૮ ). અર્શમાં તેનો ઉપયોગ ચરકે ઘણી જગોએ કરેલો છે. ....वा यवान्या नागरेण वा છાશ પીવાની કહી છે. કાસચિકિત્સામાં પણ તેનો ઉપયોગ કરાયલો છે. યમાનીખાડવની બનાવટ રાજ્યક્ષ્માના અધ્યાયમાં આવે છે. મદાત્યયના પાનકોમાં પણ યમાની વપરાયલી છે. સુશ્રુત પણ ચિત્રકમૂલની માફક યવાની વગેરે માટે તક્રકલ્પનું સૂચન કરે છે (चि. ૬–૧૩). ઉદાવર્તમાં સુશ્રુતે યવાની વાપરી છે ( ઉ. ૫૫–૪૩ ). કાસમાં કલ્યાણકગુડના પાઠમાં પણ યવાની છે ( उ. ૩૯. ૧૩૧ ). મૂઢગર્ભના બલાતૈલમાં પણ સુશ્રુતે યવાની વાપરેલી છે.

**નવ્યમત**—'વનસ્પતિગુણાદર્શ'માં અજમાનો સરસ હેવાલ આપ્યો છે. "વળી યૂરોપીયન લખનારાઓ જણાવે છે કે આ છોડ ગ્રીસનો સ્થાયી હોય એમ જણાય છે, અને ઈજીપ્તમાંથી લગભગ ૧૫૪૯ ની સાલમાં યૂરોપમાં પ્રથમ

જાણવામાં આવ્યું હોય અને લંડનમાં ઔષધીય ઉપયોગ માટે લગભગ આશરે ૧૮૯૩ ની સાલમાં ડાલે એ જાહેર કર્યું હોય એમ જણાય છે.

" આનાં બીયાંને પાણી સાથે અર્કવત્ ખેંચવાથી એક જાતનું તેલ નીકળે છે જે કોલેરામાં, ચૂંકમાં અને અજીર્ણમાં દવા તરિકે ઉપયોગમાં લેવાય છે. દેશી વૈદ્યો આનાં બીયાંને તેમાં રહેલા સ્નાયુશૈથિલ્યકૃત્ ( એન્ટીસ્પેસ્મોડીક ), ઉષ્ણ ઉત્તેજક ( સ્ટીમ્યુલન્ટ ), રૂચિકર શક્તિવર્ધક ( ટૉનીક ) અને દીપન પાચનના ગુણો હોવાથી બહુ કીમતી ગણે છે. ( વૉરીંગ-' બઝાર મેડીસીન. ' )

ડૉક્ટર બી. ડી. જણાવે છે કે-' અણગમતી વાસવાળી ઔષધિની વાસ છુપાવવા માટે તેમજ મોળ્ય અને વીંટય બંધ કરવા માટે મારા જાણવામાં આના જેવી બીજી એક પણ ઔષધિ ઉત્તમ નથી. ' " અજમાનો અર્ક ( ઓમમ્ વૉટર )-હિંદુસ્તાનના બજારમાં આનું અર્કવત્ ખેંચેલું પાણી પુષ્કળ વેચાય છે. વળી તેનું શલાકાકૃતિનું તેલ જેને અજમાનાં ફુલ કહે છે તે પણ વેચાય છે. તેને ઉજ્જયનીમાં અને મધ્ય હિંદુસ્તાનમાં બનાવવામાં આવે છે. " ( ફાર્માકોપીયા ઈન્ડીકા ). " તે થાઇમોલ સાથે એક રૂપ છે, જેની ફૉર્મ્યુલા C 10 H 14° છે. અને હિસ્ટીરીયાની વ્યથામાં સ્નાયુશૈથિલ્યકૃત્ તરિકે અને આધ્માનમાં દીપનપાચન તરિકે મજબુત દીપનપાચન ધર્મને માટે વપરાય છે. ઉંચા કાર્બોલીક એસીડ કરતાં મજબુત કોથપ્રતિબંધક તરિકે મનાએલું છે. ( હોમ ડીપાર્ટમેંટ કોરસ્પોન્ડન્સ. નવેમ્બર. ૧૮૮૦ ). " સંધિવાને માટે કરવામાં આવતી દરેક મેળવણીમાં આ બીયાં અચળ ઔષધ છે " ( નારાયણ મિશ્ર. હોસંગાબાદ. મધ્યપ્રાંત ).

**Actions and Uses**—Diffusible, stimulant, stomachic, carminative, antispasmodic and antiseptic. The fruit combines the powerful stimulant qualities of mustard or capsicum, the bitter property of chiretta and the antispasmodic virtues of asafetida, and is of great service in cholera. As an antiseptic it removes offensive smell from foul ulcers. As a stomachic it increases the flow of saliva, augments eructations, heart-burn etc. As an antispasmodic it is given in flatulence, colicky pains, hysteria, stoppage of urine and tympanites. In bronchitis, with profuse expectoration, it lessens the septum. A poultice of crushed fruits is applied to painful rheumatic joints, and fomentation of hot seeds to the chest in bronchitis, asthma and to the cold hands

and feet in cholera, fainting and syncope. Ajma-na-phula is antiseptic, and germicide. The oil is applied as a stimulant embrocation for the relief of pains in the limbs or rheumatism, and also given internally for colic, tympanites &c. Aqua ptychotis is used to disguise the taste of nauseous drugs.

(R. N. Khory P. II p. 297)

**ભાવાર્થ**—વ્યવાયી, ઉષ્ણુ, પાચક, વાયુ-પ્રશમક, આક્ષેપનિવારક અને પાકપ્રતિષેધક છે. એમાં રાઇ અને મરચાની તીક્ષ્ણુતા, કરીયાતાનો તિક્ત ગુણુ અને હિંગનો આક્ષેપનિવારક ગુણુ-એમ બધા જ ગુણો સમાયલા છે. કોલેરા માટે એ બહુ જ સરસ ઉપાય છે. દુષ્ટ ક્ષતની ગંધ નાશ કરવામાં અને જંતુઘ્ન તરિકે તે લબ્ધખ્યાતિ છે. પાચક હોવાથી એ લાલાસ્રાવ, ઉદ્ગાર અને હૃદયમાં બળતરા વધારે છે. આક્ષેપનિવારક હોવાથી ઉદરાધ્માન, શૂલવત્ વેદના, મૂર્છા, મૂત્રરોધ અને ઉદાવર્ત, આનાહ વિગેરે પીડાઓમાં વપરાય છે. બહુ જ કફયુક્ત વરાધમાં શ્લેષ્મસ્રાવનો હ્રાસ કરવા માટે તે અપાય છે. તેનાં બીયાંની પોટીશ સંધિવાના દુખાવા ઉપર બંધાય છે. વરાધ, દમ, કોલેરા વખતે હાથપગના ઠંડા પડી જવામાં, મૂર્છામાં અને બેભાન વખતે અજમાની પોટલી બાંધીને શેક કરવામાં આવે છે. અજમાનાં ફુલ જંતુઘ્ન અને અસ્વચ્છતા-નિવારક છે; અજમાનું તેલ સંધિવાના દુખાવામાં અને શૂલયુક્ત ઉદરાધ્માનમાં લગાવવામાં આવે છે. ગમે તેવી દવાની ગંધ છુપાવવાને અજમાની મેળવણી કરવામાં આવે છે. ( ખોરી. ભા. ૨. પા. ૨૯૭ ).

**નોંધ—અજમાનાં ફુલ અને થાઇમોલ આમાંથી જ બનાવવામાં આવે** છે. બેંગાલ કેમીકલ વર્કર્સની 'ટાઇકોટીસ ટેબ્લેટ્સ' તેમજ 'ટાઇકોટીસ અજવાન્'—એ બન્ને અજમાની બનાવટો બહુ સારી છે. બચ્ચાંના ઝાડા-અજીર્ણ વિગેરે માટે ઉપયોગી છે.

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 624; રૂ. નિ. પા. ૧૯૯; Indig. Drugs. p. 69; વનસ્પતિગુણાદર્શ પા. ૨૮૫.

---

## ૧૯૩ બોડીઅજમોદ.

### N. O. Umbelliferæ.

**નામો**—अजमोदा, खराह्वा, बस्तमोदा, दीप्या, कारवी, हस्तिमयूरका ( સંસ્કૃત ); **બોડી અજમોદ** ( ગુજરાતી ); બોરો જવાન્ ( હિંદી ); સૅલેરી સીડ ( અંગ્રેજી ); Apium graveolens—એપીયમ ગ્રેવીયોલન્સ ( લેટીન ).

गुणाः— अजमोदा कटुस्तीक्ष्णा दीपनी कफवातनुत् ।
उष्णा विदाहिनी हृद्या वृष्या बलकरी लघुः ॥
नेत्रामयकृमिच्छर्दिहिध्मबस्तिरुजो हरेत् ॥

॥ भा. प्र. ॥

अजमोदा कटुरुष्णा रूक्षा कफवातहारिणी रुचिकृत् ।
शूलाध्मानारोचकजठरामयनाशिनी चैव ॥

॥ रा. नि. ॥

अजमोदा कटुस्तिक्ता मलावष्टंभकारिणी ।
उदराणि कृमींश्चैव वांतिनेत्ररुजं जयेत् ॥
बस्तिशूलं दंतरोगं गुल्मं शुक्ररुजं तथा ॥

॥ नि. र. ॥

**વર્ણન**—સ્વ. કનૈયાલાલ દે તેમના પુસ્તકમાં કહે છે કે–" The plant is a native of Europe but now cultivated in India as a garden crop. " અર્થાત્ આ છોડ યૂરોપનો વતની છે, પણ હવે હિંદુસ્તાનમાં તેનું વાવેતર થાય છે.

હિમાલયની તળેટીમાં અને પંજાબની ટેકરીઓમાં આ છોડ થાય છે. યૂરોપીયન લોકો આનાં બીયાંને મુખવાસ તરીકે વાપરે છે. બંગાળામાં આનાં બીયાંને માટે અને પંજાબમાં આનાં મૂળીયાંને માટે વાવેતર થાય છે. એના ડાંડલા ટુંકા અને પાંદડાં સામસામાં થાય છે.

**वक्तव्य**—ચરકમાં 'खराह्वा' શબ્દનો ત્રણ ઠેકાણે ઉલ્લેખ છે–(૧) સૂત્રસ્થાનના ૨૩ મા સંતર્પણીય અધ્યાયમાં; (૨)...खराह्वायाः शाकैः....स्वेदयेत् पोट्टलीकृतैः–અર્શમાં; અને (૩) સિદ્ધિસ્થાન અધ્યાય ૯ શ્લો. ૧૫ માં. સુશ્રુતમાં કે વાગ્ભટમાં खराह्वा શબ્દ નથી. ચરકમાં बस्तगंधा શબ્દ નથી, તે સુશ્રુત અને વાગભટમાં છે. बस्तगंधा कारवी એમ અરૂણદત્ત કહે છે ( चि १७–३६ ). कारवीનો અર્થ પણ અજમોદાજ કરેલો છે ( चि १४–१८ ). વળી ચક્રદત્તે कारवी कृष्णजीरकम् ( चरकटीका सू–२७–३०४ ); कारवीति अल्पद्राक्षा ( चरकटीका चि २४–१७८ ) અને अल्पजीरकम् ( च. टी. चि १३–१२२ ) આમ અર્થો કરેલા છે. સુશ્રુતમાં बस्तगंधा बोंबायिका ( उ. २१–६ ) એમ છે. અમરકોષમાં कारवीना ચાર અર્થ આપેલા છે–(૧) અજમો, (૨) શતપુષ્પા (સુવા), (૩) કૃષ્ણજીરક, ઉપકુંચિકા (કલોંજીજીરૂં), અને (૪) હીંગના ઝાડની છાલ. खराह्वा શાથી કહી હશે ? खरमदनुते खरैः अश्यते वा–એવો સમાસ તો છે. સુશ્રુતમાં કારવીનો અર્થ નીચે

મુજબ છે–यवानीत्येके, अजमोदा इत्यपरे, अन्ये राजिकामाहुः ( सू. ४६–२३० ) ॥ એટલે આ બધા શબ્દોના અર્થો આપણી બોડી અજમોદને લાગુ પાડી શકાય એમ છે કે નહિ એ વિચારવાનું છે.

अजमोदाને ચરકે દીપનીય દશેમાનિમાં, શૂલપ્રશમન દશેમાનિમાં, શિરોવિરેચન દ્રવ્યોમાં અને ફલઆસવના લીસ્ટમાં ગણાવેલી છે. સુશ્રુતે તેને પિપ્પલ્યાદિ ગણમાં, અને વાગ્ભટે વત્સકાદિ ગણમાં ગણાવેલી છે. સુશ્રુતે વિસૂચિકામાં તો ખાસ એનો ઉપયોગ કર્યો છે–कृष्णाजमोदा क्षवकाणि वापि ॥ (उ. ૫૬–૧૭). અનુવાસન બસ્તિમાં, અતિસારમાં, શોષના એલાદિરસાયનના પાઠમાં, ગુલ્મના પાનીયક્ષારમાં, પાંડુમાં વિડંગાદિલેહમાં, કાસચિકિત્સામાં કલ્યાણક ગુડના પાઠમાં, અને એવા ઘણા ઠેકાણે સુશ્રુતે વાપરેલી છે. સુશ્રુત બોડીઅજમોદના ગુણ નીચે પ્રમાણે આપે છે:—

तीक्ष्णोष्णं कटुकं पाके रुच्यं पित्ताग्निवर्धनम् ।
कटु श्लेष्मानिलहरं गन्धाढ्यं जीरकद्वयम् ॥
कारवी करवी.... .... ॥ सू–४६–२३०.

ઉપયોગ— મૂત્રલ, શોફઘ્ન, દીપન, પાચન, તીક્ષ્ણ, ઉષ્ણ, પાકમાં કટુ, પિત્તને વધારનાર, તીખી, કફ અને વાને હરનાર, હૃદયને હિત કરનાર, નેત્રના રોગોને, કફને, વમન, હેડકી વિગેરેને મટાડનાર છે. અર્શમાં તેની પોટલીથી શેક કરવાનો ચરકે કહ્યો છે.

નવ્યમત—" અંગ્રેજી લેખકો પણ આનાં બીયાંને હૃદયને શકિત આપવા માટે તથા ઉત્તેજક તરીકે આપવાની સલાહ બતાવે છે. વળી તેઓ આનો ઉપયોગ દમ તથા ખાંસીમાં અંગગ્રહનાશક તરિકે કરવામાં આવે છે એમ કહે છે. દેશી લોકો યકૃત્ અને બરલને માટે કેટલીક વખત આનો ઉપયોગ કરે છે. વળી એમાં લાલાસ્રાવી ગુણ છે એમ મનાયું છે. ( સરજન. જી. એ. એમર્સન, કલકત્તા. )

**Uses**—The root is alterative and diuretic and is prescribed in anasarca and colic. The seeds are stimulant and carminative. (Indigenous Drugs of India p. 33.)

ભાવાર્થ—એનાં મૂળીયાં ચિરગુણકારી પૌષ્ટિક અને મૂત્રલ મનાય છે, અને ઉદરમાં અને ચુંકમાં અપાય છે. બીયાં ઉત્તેજક અને કફઘ્ન છે.

" As an antispasmodic they are used in bronchitis, asthma and to some extent for liver and spleen diseases, and said to be

enmenagogue. Hakims consider it injurious in epilepsy."
(Honnigberger.)

સ્નાયુશૈથિલ્યકૃત્ હોવાથી વરાધ, દમ વિગેરે વ્યાધિઓમાં અને કેટલેક અંશે યકૃત્ અને પ્લીહના રોગોમાં પણ આ વપરાય છે. તે આર્તવજનક છે. હકીમો આને અપસ્મારમાં નુકસાન કરનાર માને છે. (હોનીગ્બર્જર).

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૨૦૨; વનસ્પતિ ગુણાદર્શ પા. ૨૯૭; Indi. Medi Plants p. 620; Indig. Drugs. p. 33.

---

## ૧૯૪ જીરૂં.

### N. O. Umbelliferæ.

નામો—जीरकम्, शुक्लाजाजी, अजाजी, शुक्लजीरः, शीतकणः (સંસ્કૃત); જીરૂં (ગુજરાતી); પાંઢરે જીરે (મરાઠી; જીરા (હિંદી); જીરે (બંગાલી); Cumin seed—ક્યુમીન સીડ (અંગ્રેજી); Cuminum cyminum—ક્યુમીનમ્ સાઇમીનમ (લેટીન).

ગુણાઃ—

जीरकं कटु रूक्षं च वातहृद्दीपनं परम् ।
गुल्माध्मानातिसारघ्नं ग्रहणीक्रमिहृत् परम् ॥
गौराजाजी हिमा रुच्या कटु मधुरदीपनी ।
क्रमिघ्ना विषहन्त्री च चक्षुष्याऽऽध्माननाशिनी ॥
॥ ध. नि. ॥

शुभ्रजीरं कटु ग्राहि पाचकं दीपनं लघु ।
किंचिदुष्णं च मधुरं चक्षुष्यं रुचिकृन्मतम् ॥
गर्भाशयशुद्धिकरं रूक्षं बल्यं सुगंधिकम् ।
तिक्तं वमिक्षयाध्मानं वातं कुष्ठं विषं ज्वरम् ॥
अरोचकं रक्तदोषं अतीसारं क्रमींस्तथा ।
पित्तं च गुल्मरोगं च नाशयेत् इति कीर्तितम् ॥
॥ नि. र. ॥

चक्रदत्त—

१ विषमज्वरे—अजाजी गुडसंयुक्ता विषमज्वरनाशिनी । अग्निसादं जयेत्सम्यग् वातरोगांश्च नाशयेत् ॥

२ वृश्चिकदंशे—जीरकस्य कृतः कल्को घृतसैन्धवसंयुतः। सुखोष्णो वृश्चिकार्त्तानां सुखलेपो व्यथापहः ॥

શોઢલ— ३ वातश्लेष्मज्वरे–अजाजीं सगुडां खादेत् कल्कं वा मधुना लिहेत् । .... तक्रं चानुपिबेज्ज्वरी । तत्पीत्वा चातपे तिष्ठेद्या-वत्स्वेदागमो भवेत् । कफमारुतजात् क्षिप्रं ज्वरादेवं प्रमुच्यते ॥

वृंद— ४ अम्लपित्ते–पिष्ट्वाऽजाजीं सधान्याकाम् घृतप्रस्थं विपाचयेत् । कफपित्तारुचिहरं मन्दानलवमिं जयेत् ॥

## વૈદ્યકમાં જીરાનો ઉપયોગ—

ચક્રદત્ત— ૧ વિષમ જ્વરમાં–જીરૂ ગોળ સાથે ખાવાથી વિષમજ્વર મટે છે; મંદાગ્નિ અને વાયુના રોગને પણ હણે છે.

૨ વીંછીના ડંખ ઉપર–જીરૂં બારીક વાટવું. અંદર સ્હેજ ઘી અને સિંધાલુણ નાખવું. આ બધાને ખૂબ બારીક વાટયા પછી સ્હેજ ગરમ કરીને વીંછીના ડંખ ઉપર લગાવવાથી વેદના ઓછી થાય છે.

શોઢલ— ૩ વાતકફજ્વરમાં–ગોળ સાથે અથવા મધ સાથે જીરૂ ખાવું. ઉપરથી છાશ પીવી. એ પીધા પછી તાપમાં ઉભા રહેવું. જ્યાં સુધી પરસેવો થાય ત્યાં સુધી ઉભા રહેવું. પરસેવો થઇને તાવ ઉતરી જશે.

વૃંદ— ૪ અમ્લપિત્તમાં–જીરૂ અને ધાણાના કલ્કથી ૧ પ્રસ્થ ઘી પકાવી લેવું. આ ઘીના સેવનથી મંદાગ્નિ, અરૂચિ, ઉલટી વિગેરે મટી જશે.

**નવ્યમત**—“ યુનાની વૈદ્યો માને છે કે જીરાનો ઉકાળો સુરકાની અંદર નાખીને નાકમાં ટીપાં પાડવાથી કે ખાલી સુંઘવાથી નાકમાંથી પડતા લોહીને બંધ કરે છે. તેને ચાવીને આંખમાં ટીપાં પાડવાથી આંખનાં ચઢેલાં લોહીને કાપી નાખે છે. તેને સુરકા સાથે પાણીમાં મેળવી પીવાથી શરીરમાં થતા દરદને, ગાંડપણને, અને શરદીને મટાડે છે. જીરૂ પીવાથી પાચન સારૂં થાય છે, કલેજાને અને આંતરડાંને મજબુતી આપે છે, બાદીને અને પેટના ફુલાવાને દૂર કરે છે. આ બીયાં શેકીને વાપરવાથી ઉપરનાં તમામ દરદોમાં વધારે ફાયદો કરે છે. આથી પેશાબ અને ઋતુ પણ સાફ આવે છે. ટીપે ટીપે આવતો પેસાબ તેનાથી અટકે છે. જીરૂ સુરકામાં પલાળી તેને સૂકવીને હમેશાં ખાવાથી શુક્ર અને કામદેવનો નાશ કરે છે; પરંતુ તેને શેકીને ખાવાથી ઝાડાની કબજીયાત બહુ કરે છે. ”

"સ્તનમાં દુધનો વધારો કરવા સારૂ બચ્ચું જન્મ્યા પછી થોડા દિવસ સફેદ જીરૂ ખવરાવવામાં આવે છે. ( સીવીલ સર્જન ગ્રે. લાહોર ) "

"સગર્ભા સ્ત્રીઓને પિત્તજન્ય વાંતિ થતી હોય ત્યારે તેને લીંબુના રસ સાથે મેળવીને આપે છે." ( સર્જન મેજર રેટન. સેલમ. )

"આનાં બીજ સાથે સ્હેજ ઘી મેળવીને ચલમ અથવા બીડીમાં પીવાથી હેડકી બંધ થાય છે. ( સર્જન મેજર. થૉમસન. મદ્રાસ ) "

આ માન પામેલું દુધની વૃદ્ધિ કરનારૂં ( ગૅલેકટેગૉગ ) છે, જો કે 'પ્રૅકટીશનર' અને 'લૅન્સેટ' તેની અંદર આ ગુણ નથી એમ કહે છે.

**वक्तव्य**—ચરકે શૂલપ્રશમન દશેમાનિમાં જીરાનો ઉલ્લેખ કરેલો છે. શિરોવિરેચન તરિકે જીરૂં ગણાવ્યું છે (सू. २–२). अजाजी रोचनं दीपनं वातकफदौर्गन्ध्यनाशनम् (सू. २७–२९९)–અર્થાત્ જીરૂં રોચન, દીપન, વાત, કફ અને દુર્ગંધનો નાશ કરનારૂં ચરકે કહેલું છે. હરસમાં 'अजाजीदीप्यकं शीधुयुक्तं प्रयोजयेत्' એ પ્રયોગ છે. ચરકે અતિસારમાં, મદાત્યયમાં, ઉદરમાં, શ્વયથુમાં, ગ્રહણીમાં, શ્વાસકાસહિક્કામાં, પીનસ અને વિષમાં તેમ જ અરોચક અને યોનિરોગોમાં જીરૂં બીજાં દ્રવ્યો સાથે યોજેલું છે. રાજયક્ષ્માના 'યમાનીખાડવ ચૂર્ણ'ની બનાવટમાં પણ જીરૂં આવે છે.

વાગ્ભટે વત્સકાદિગણમાં જીરૂં યોજેલું છે.

જીરાના ઘણા પ્રકાર છે. એ બધાના વિવેચનમાં અહીં ઉતરવાની જરૂર નથી.

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૧૮૭; વનસ્પતિ ગુણાદર્શ પા. ૪૬૨; N. p. 134; Indig. Drugs. p. 105; Indi. Medi. Plants p. 633.

---

## ૧૯૫ ગાજર

### N. O. Umbelliferæ.

**નામો**—गृंजनक, गर्जर, नारंगवर्णक (સંસ્કૃત); ગાજર (ગુજરાતી); ગાજર, રાનગાજર (મરાઠી); ગાજર (હિંદી); જજર (અરબી); Carrot Root–કૅરટ રૂટ (અંગ્રેજી); Daucus carota–ડૉકસ કેરોટા (લેટીન).

**परिचय**— गृंजनो मूलकैस्तुल्यो रक्तकंदो रसालु च ॥

॥ शिवदत्तः ॥

नारंगवर्णकश्चैव स्वादुमूलश्च स स्मृतः ॥

॥ रा. नि. ॥

गुणाः— गर्जरं मधुरं वृष्यं कषायं वातलं मतम् ।
संग्राहि रक्तपित्तास्त्रग्रहणीकफवातजित् ॥
॥ भा. प्र. ॥

बीजं चोष्णं मतं चास्य वृष्यं वै गर्भपातकृत् ॥
॥ रा. नि. ॥

ग्राही गृंजनकस्तीक्ष्णो वातश्लेष्मार्शसां हितः ॥
॥ चरकः ॥

चरक— १ शोथे शाकार्थम्–सुवर्चिका गृंजनकं पटोलं .... । शाकार्थिनां शाकमतिप्रशस्तं....॥ चि. १७-९०

२ श्वासे हिक्कायाम् च–....मूलं गृंजनकस्य वा नावयेत् .... ॥ चि. २१-१२८

३ अर्शःसु–....शाकं गृंजनकस्य च । दधिदाडिमसिद्धानि भृष्टानि यमकेऽपि च । .... शाकान्येतानि दापयेत् ॥ चि. ९-१२५

४ अर्शःसु अतिप्रवृत्ते रक्ते–गृंजनकशाल्मलीनां....– ....। दध्नः सरेण सिद्धान्दद्याद्रक्ते प्रवृत्तेऽति ॥ चि. ९-२०३

५ अतिसारे–....यूषं गृंजनकस्य वा । .... वर्चःक्षयरुजापहाः ॥ चि. १०-४२.

## વૈદ્યકમાં ગાજરનો ઉપયોગ.

ચરક— ૧ સોજામાં શાક માટે–ગાજરનું શાક સોજાવાળાને માટે અતિ હિતકર છે. ચિ. ૧૭-૯૦

૨ શ્વાસ અને હેડકીમાં–ગાજરને પાણીમાં ઘસીને નસ્ય આપવાથી હેડકી મટે છે. ચિ. ૨૧-૧૨૮

૩ હરસમાં–દહીં અને દાડમની ખટાશ સાથે ઘીતેલમાં પકાવેલું ગાજરનું શાક હરસના દરદીઓ માટે સારૂં છે. ચિ. ૯-૧૨૫

૪ હરસમાં અતિશય લોહી પડતું હોય તો–દહીંની સર સાથે ગાજરનું શાક ખાવું. ચિ. ૯-૨૦૩

૫ અતિસારમાં–ગાજરનો યૂષ પીવો. ચિ. ૧૦-૪૨

**વક્તવ્ય**—ચરકમાં ગાજરના ઉલ્લેખો આટઆટલા મળી આવે છે, પણ સુશ્રુતમાં ગાજરનું નામ પણ જડતું નથી. ગાજરનાં બી વિષે ચરકમાં ઉલ્લેખ નથી. ગાજરનાં બીજ ગર્ભપાત કરનાર છે. ગાજરનો દારૂ પણ થઇ શકે છે. ચરકમાં गृंजनकसुरासिद्धां भृष्टां यमकेन वा पिबेत्पेयाम् । रक्तातिसारशूलप्रवाहिकाशोथनिग्रहणीम् ॥ (चि. ૯–૨૦૨) આ પ્રયોગ છે. આસવયોનિ લીસ્ટમાં ગાજરનો ઉલ્લેખ નથી. અર્શ અને અતિસારમાં ગાજરનું શાક હિતકર હોવા છતાં અર્શોઘ્ન અને અતિસારહર દશેમાનિમાં ગાજરનું નામ નથી.

**નવ્યમત**—ગાજરનાં બીજ Nervine tonic–જ્ઞાનતંતુઓને બલ આપનાર–મનાય છે. બીજને પાણીમાં ઉકાળી લઈ તેમાં મધ મેળવી રાખી મૂકી ઉભાણુ લાવવાથી મધ પ્રવાહી બને છે. આનાં પાનનો કવાથ ગર્ભાશયને ઉત્તેજીત કરવા માટે દેશીઓ પ્રસવાવસ્થા વખતે વાપરે છે. ગાજરનો મુરબ્બો બનાવવામાં આવે છે અને તે ખાવામાં સારો છે. ( ઍમરસન )

પંજાબ તરફ બીજ વાજીકરણ મનાય છે અને ગર્ભાશયના દુખાવામાં તે અપાય છે. ( સ્ટયુઅર્ટ ).

ફળ જુના અતિસારમાં ભલામણ કરવામાં આવેલાં છે. ( બાલ્ફર )

બીજ કોંકણમાં વાજીકરણ તરિકે વપરાય છે. ગાજરનો કવાથ કમળા માટે બહુ જ જાણીતી પ્રખ્યાત દવા છે. બળ્યા ઉપર અને દુષ્ટ વ્રણ ઉપર પાકાં ગાજર લગાવવામાં આવે છે. ( ડીમક ).

ગાજરમાં મૂત્રલ શકિત છે એમ કેટલાક માને છે.

( મીડોઝ પ્રીસ્કાઈબર્સ કંપેનીયન. )

કાચાં ગાજર કૃમિઘ્ન છે. ( વૉટ ).

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૩૩૩; Indig.Drugs. p. 113; Indi. Medi. Plants p. 634.

---

## ૧૯૬ વરીઆળી

### N. O. Umbelliferæ.

**નામો**—मिशि, वृहयाली, मधुरामिशि ( સંસ્કૃત ); વરીઆળી, **વલીયારી** ( ગુજરાતી ); સૌફ ( હિંદી ); मौरी ( બંગાલી ); Fenel seed–ફૅનેલ સીડ (અંગ્રેજી); Fœniculum vulgaræ–ફૅનીક્યુલમ્ વલ્ગેરી (લેટીન).

**ગુણાઃ**

माधुरी कटुका पाके स्त्रीणां गर्भप्रदा सरा ।
तिक्ता कट्वी च मधुरा वृष्या चाग्निप्रदीपनी ॥

वातं ज्वरं च शूलं च दाहं नेत्ररुजम् तृषाम् ।
व्रणवांतिमतिसारं आमं चैव विनाशयेत् ॥

॥ ग. नि. ॥

माधुरी मधुरी स्निग्धा कटुः कफहरा परा ।
वातपित्तोत्थदोषघ्नी प्लीहजन्तुविनाशिनी ॥

ગુણ—વલીયારી સ્વાદે મીઠી અને સ્હેજ કડુચી હોય છે. અગ્નિ પ્રદીપ્ત કરનાર છે, બલકારક છે, તૃષા, શૂલ, વાયુ, જ્વર, અતિસાર, આમાતિસાર વિગેરેમાં ઉપયોગી છે. તે સ્ત્રીના ધાવણને વધારે છે, ગર્ભાશયના રોગો મટાડે છે અને ગર્ભપ્રદ છે.

વક્તવ્ય—ચરકમાં मिशि શબ્દ જડતો નથી; સુશ્રુતે ફક્ત એક જ અધ્યાયમાં પાંચ જગોએ તેનો ઉલ્લેખ કરેલો છે ( चि. ૩૮). અમરકોષમાં मधुरिकाનાં નામ નીચે પ્રમાણે આપેલાં છે. ' शालेयः, शीतशिवः, छत्रा, मधुरिका, मिसि, मिश्रेया ॥ ' 'छत्रा' સંદિગ્ધ નામ છે, છત્રીના જેવો ગુચ્છાકાર છોડ છે એટલે છત્રા કહી શકાય પણ એમ તો આખા જીરકાદિ વર્ગને જ આપણે 'છત્રા' કહી શકીએ. ટીકાકારોએ छत्राद्वयम् द्रोणपुष्पीद्वयम् (सू. ૧૯. સુશ્રુત) અને छत्रा अजाजी मधूलिका वा (अ. ૨૦–૨૫ વૃંદ) આવા વિવિધ અર્થો આપેલા છે. વળી ' मधुरामिसि 'ને અમરસિંહે ' शतपुष्पा सितच्छत्रा अतिछत्रा मधुरामिसिः अवाक्पुष्पी कारवी च ' આટલાં નામો આપેલાં છે. અર્થાત્ અમરસિંહ ' મિસિ ' અને ' મધુરામિસિ 'નો ભેદ સ્પષ્ટ દર્શાવે છે. ટીકાકાર ભાનુજી દીક્ષિત મિસિને ' વનસોંફ ' અને મધુરામિસિને ' સોંફ ' નામથી ઓળખાવે છે. ચરકસુશ્રુતમાં કે પછીના ગ્રંથોમાં ' મધુરામિસિ ' નામ દેખાતું નથી, પાછળના નિઘંટુકારોએ તે પાડેલું જણાય છે. ' છત્રા અતિચ્છત્રા 'ને જંગલી વલીયારી અને વલીયારી નામથી ઓળખાય ખરાં ? શતપુષ્પાનો અર્થ ઘણા સુવા એવોજ કરે છે. આ ગોટાળો તો છેજ પણ તે દૂર કરી શકાય ખરો ? શતપુષ્પાને સુવા, મિસિને વલીયારી અને છત્રા અતિચ્છત્રાને પણ જંગલી વલીયારી અને વલીયારી તરિકે ઓળખવામાં શું વાંધો હોય ? દ્રોણપુષ્પી કરતાં વલીયારીને જ છત્રા વિશેષણ સારૂં લાગુ પડે છે.

**Medicinal Uses**—The fruits and essential oil are stimulant, aromatic and carminative; used largely as a flavouring agent or adjunct to other medicines. Fennel water, which is known in India as Muhori-ka-arak or Arak-bâdiân, is given to children in colic and flatulence. The leaves are also aromatic and the root is purgative.

(Indigenous Drugs P, 133)

ભાવાર્થ—વલીયારી અને તેમાંથી નીકળતું તેલ બન્ને ઉત્તેજક, સુગંધી અને વાતઘ્ન છે; બીજી દવાઓ સાથે સુગંધી દ્રવ્ય તરિકે તેઓ જાય છે. હિંદુસ્થાનમાં વલીયારીનો અર્ક 'મુહોરીકા અર્ક' અથવા 'અરક–બાદીયાન્' નામથી ઓળખાય છે. આ ઉદરાધ્માન અને શૂલમાં બચ્ચાંને અપાય છે. પાન પણ સુગંધી છે. મૂળ રેચક છે.

( ઇન્ડીજીનસ્ ડ્રગ્ઝ પાનું. ૧૩૩. )

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૧૪૮; Indig. Drugs. p. 133; Indi. Medi. Plants p. 627.

---

## ૧૯૭ સુવા

### N. O. Umbelliferæ.

**નામો**—शतपुष्पा, शताह्वा (સંસ્કૃત); સુવા (ગુજરાતી); બાલંતશેપ (મરાઠી); સોયા; સોયાકે બીજ (હિંદી); શલૂફા (બંગાલી); શતપુષ્પા (સિંધ); Dill seed–ડીલ સીડ (અંગ્રેજી); Peucedanum graveolens–પ્યુસેડેનમ ગ્રેવીયોલેન્સ (લેટીન).

**गुणाः—**

शताह्वा कटुका तिक्ता स्निग्धोष्णा श्लेष्मवातजित् ।
ज्वरनेत्रव्रणान् हन्ति बस्तिकर्मणि शस्यते ॥
शतपुष्पादलं चोक्तं वृष्यं मधुरगुल्मजित् ।
वातघ्नं दीपनं स्तन्यं कफकृत् रुचिदायकम् ॥

॥ ध० नि० ॥

शताह्वा तु कटुस्तिक्ता स्निग्धा श्लेष्मातिसारनुत् ।
ज्वरनेत्रव्रणघ्नी च बस्तिकर्मणि शस्यते ॥

॥ रा० नि० ॥

शतपुष्पा लघुस्तीक्ष्णा पित्तकृत् दीपनी कटुः ।
उष्णा ज्वरानिलश्लेष्मव्रणशूलाक्षिरोगहृत् ॥

॥ भा० प्र० ॥

शताह्वाऽनिलदाहाऽऽमशूलतृट्छर्दिनाशिनी ॥

॥ राजवल्लभः ॥

**चरक—** १ शुष्कार्शःसु–स्तब्धानि स्वेदयेत् पूर्वं शोफशूलान्वितानि च ॥
....वचाशताह्वापिण्डैर्वा सुखोष्णैः स्नेहसंयुतैः ॥ चि. ९ ॥

૨ वाताधिके वातरक्ते—क्षीरपिष्टं....लेपं। कुर्यात् शूलनिवृत्त्यर्थं शताह्वं वानिलेऽधिके ॥ चि. २९ ॥

बंगसेन— ३ मक्षिकाविषे—शतपुष्पासमायुक्तं सैन्धवं परिपेषितम् । सघृतं लेपनं दद्यात् मक्षिकाविषनाशनम् ॥

**વૈદ્યકમાં સુવાનો ઉપયોગ.**

ચરક— ૧ **સુકા હરસમાં**–સોજાવાળા અને શૂલ મારતા હરસને પહેલાં સ્વેદ આપવો. પછી વજ અને સુવાની તેલ નાખીને પોટીસ બનાવવી. પોટીસ સ્હેજસાજ ગરમ હોય ત્યારે સૂજી ગયેલા હરસ ઉપર શેક કરવો. આથી વેદના ઓછી થશે. ચિ. અ. ૯

૨ **અધિક વાયુ હોય એવા વાતરક્તમાં**—સુવાને દુધમાં વાટીને શૂલવાળા ભાગ ઉપર લેપ કરવો. ચિ. અ. ૨૯.

બંગસેન— ૩ **માખીના ઝેર ઉપર**–સુવા અને સિંધવ બંનેને પાણીમાં વાટીને ડંખ ઉપર લગાવી દેવું.

**वक्तव्य—ચરકે** આસ્થાપનોપગ અને અનુવાસનોપગ દશેમાનિમાં ' शतपुष्पा 'નો ઉલ્લેખ કરેલો છે. રાજયક્ષ્મામાં ' પાર્શ્વાંસશૂલનુત્ ' લેપમાં શતપુષ્પા પણ છે ( चि–૮–૭૫ ).

અપરાપાતન વખતે શતપુષ્પા વિગેરેથી સિદ્ધ કરેલા તેલનું પિચુ ધારણ કરવાનું લખેલું છે. એનો ધાવણ વધારનાર કે વાતધ્ન ગુણ ચરકે સૂચવ્યો નથી જણાતો.

અમરકોષમાં નીચે પ્રમાણે નામો છેઃ—

शतपुष्पा सितच्छत्राऽतिच्छत्रा मधुरामिसिः ॥

अवाक्पुष्पी कारवी च ............ ॥

ટીકાકાર ભાનુજી દીક્ષિત છેલ્લાં બેને ઉપરનાં નામોથી જુદાં ગણાવે છે. ઉપરના પાંચને ' સૌફ ' અને છેવટનાં બેને ' ઉંધાવલી ' તરિકે તે ઓળખાવે છે. अतिच्छत्रा સંદિગ્ધ છે. સોમના જેવા વીર્યવાળી મહૌષધિઓની ગણત્રીમાં छत्रा अतिछत्रा બન્નેની ગણત્રી છે. વણિતોપાસનીય અધ્યાયમાં छत्रा अतिच्छत्रा વિગેરે ઔષધિઓને शिरसा धारयेत्–માથા ઉપર રાખી મૂકવાની સૂચના કરેલી છે. ડલ્હણ અહીં આગળ " छत्रातिच्छत्रे द्रोणपुष्पीद्वयम् ॥ એમ જણાવે છે.

ત્યારે अतिच्छत्रा શું હશે ?

**Actions and uses**—Carminative, stomachic, stimulant, and galactagogue; women use it as a cordial drink after confinement to stop a tendency to vomiting and hiccough and in indigestion and flatulent colic; it is also given in amenorrhœa. With Methi the seeds are fried in butter and used to check diarrhœa.

R. N. Khory Vol. II p. 294.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૧૪૭; Indi. Medi. Plants p. 631; Indig. Drugs. p.233; N. p. 135

---

## ૧૯૮ હિંગ.

### N. O. Umbelliferæ.

**નામો**—हिंगु, रामठम्, बाह्लीकम् ( સંસ્કૃત ); હિંગ, વઘાયણી (ગુજરાતી); હિંગ ( મરાઠી. હિંદી ); હિંગુ ( બંગાલી ); અંગુઝ ( ફારસી ); ઇંગુ (તેલંગી); Assafœtida-ઍસેફીટીડા ( અંગ્રેજી ); Ferula Alliacea-ફેરૂલા ઍલીએસીયા ( લેટીન ).

**गुणा**—

हिंगूष्णं कटुकं हृद्यं सरं वातकफौ क्रमीन्।
हन्ति गुल्मोदराध्मानबन्धशूलहृदामयान् ॥

॥ ध. नि. ॥

हृद्यं हिङ्गु कटूष्णञ्च क्रमिवातकफापहम् ।
विबन्धानाहशूलघ्नं चक्षुष्यं गुल्मनाशनम् ॥

॥ रा. नि. ॥

हिंगूष्णं पाचनं रुच्यं तीक्ष्णं वातबलासहृत् ।
शूलगुल्मोदरानाहक्रमिघ्नं पित्तवर्धनम् ॥
स्त्रीपुष्पजननं बल्यं मूर्च्छापस्मारहृत् परम् ॥ ॥ भा. प्र. ॥

हिङ्गुनिर्यासः छेदनीयदीपनीयानुलोमिकवातकफप्रशमनानाम् ॥

॥ चरकः सू. अ. २५ ॥

**चक्रदत्त**— १ क्रमिदन्ते—हिंगु सोष्णन्तु मतिमान् क्रमिदन्तेषु दापयेत् ॥

**शोढल**— २ कामलायाम्—हिंगुना द्रोणपुष्प्या वा रसेनाञ्जितलोचनः ।
अचिरात् कामलाव्याधिं नरो विजयते ध्रुवम् ॥

**વર્ણન**—હિંગના છોડ પૂર્વ ઈરાન, અફઘાનિસ્તાન તથા પંજાબમાં થાય છે. ધાણાવલ્લીચારીના વર્ગનો આ છોડ છે. આની બે ત્રણ જાતો બૉટેનીસ્ટોએ પાડેલી છે. F. Fœtida–આ છોડ F. Llliacea. કરતાં મોટો થાય છે. બજારમાં મળતો હિંગડો એ F. Fœtida નો ગુંદર છે એમ તેઓ માને છે. હિંગડામાં ઘણો ભેગ આવે છે.

" હિંગ ભેગી કરવાનો સમય વસંતઋતુ હોય છે. પહાડી લોકો પ્રથમ તો એ છોડની આસપાસ એક પથરાની દીવાલ બાંધી લે છે. પછી તે છોડનાં મૂળીયાં ઉપરથી માટી દૂર કરી આસપાસ ક્યારો કરે છે. હવે થડ જ્યારે ઉગવા માંડે ત્યારે તેના મૂળમાં પણ જરા ખાડો પડે તેવી રીતે થડને મૂળની પાસેથી કાપી નાંખવામાં આવે છે. કાપ્યા બાદ તેમાં ગુંદર જેવો રસ નીકળી જામી જાય છે. તે ઉંચામાં ઉંચી હિંગ છે. પણ તેવી હિંગ વેચાવા બજારમાં આવતી નથી. ત્યારબાદ તેના મૂળની ½ ઇંચ જાડી છાલ બે ત્રણ દિવસ સુધી એટલે કે જ્યાં સુધી એવો રસ નીકળે ત્યાં સુધી કાપ્યે જાય છે, ને પછી તે એકઠો થયેલો લોંદો ચામડામાં ભરી લાવે છે, તે આપણા વેપારની હિંગ છે. "

## વૈદ્યકમાં હિંગનો ઉપયોગ

**ચક્રદત્ત**— ૧ **દાંતમાં જીવ પડયા હોય તો**—હિંગને સ્હેજ ફુલાવીને દાંત આગળ દાબવી.

**શોઢલ**— ૨ **કમળામાં**—હિંગ પાણીમાં ઘસીને આંખમાં આંજવાથી કમળો મટે છે.

**વક્તવ્ય**—ચરકે દીપનીય, શ્વાસહર અને સંજ્ઞાસ્થાપન દશેમાનિમાં હિંગનો ઉલ્લેખ કરેલો છે. સુશ્રુતે પિપ્પલ્યાદિ ગણમાં અને શિરોવિરેચન વર્ગમાં હિંગનો ઉલ્લેખ કરેલો છે.

**અભિપ્રાય**—દેશીઓ ઔષધના કામમાં લેતા પહેલાં હિંગને શેકે છે, કારણકે કાચી હિંગને તેઓ મોળ લાવનાર માને છે. હિંગ એ ઉત્તમ ઉષ્ણ ગુણાન્વિત ઔષધ છે અને તેની રક્તાભિસરણ, પકવાશય, યકૃત્, ફેફસાં વિગેરે ઉપર સારી અસર થાય છે. વાતરોગ ઉપર, ફેફસાંનાં દરદોમાં ( જેવાં કે ઉધરસ, દમ, વરાધ ) અને મજ્જાતંતુના વિકારો ઉપર પણ એ અકસીર છે. હિંગ વાતઘ્ન, બલ્ય, રેચક, મૂત્રલ, આર્તવજનક, કૃમિઘ્ન અને વાજીકરણ છે. બહુજ થોડી માત્રામાં હમેશાં સેવન કરવાથી તે શરીરમાં ગરમી દાખવે છે, પણ ટેમ્પરેચર વધતી નથી. હમેશાં લેવાથી તે પાચનશક્તિની દુર્બલતા, લસણના જેવા ઓડકાર, ગળામાં બળતરા, ખાટા ખાટા ઓડકાર, ઉદરાધ્માન, અતિસાર અને પેસાબમાં બળતરા ઉત્પન્ન કરે છે. મોટી માત્રામાં–અધિક માત્રામાં હિંગ સેવન

કરવાથી ધાતુમળનો સ્રાવ ( secretion and excretion ) અને ઓસંશોગે-ચ્છા વધારે છે. હિંગમાં રહેલું ઉડનારૂ તેલ (Volatile oil) પેસાબ, ધાવણુ અને પરસેવા વાટે બહાર નીકળી જાય છે. હિંગ આર્તવ વધારનાર છે.

( ખોરી. ભા. ૨. પા. ૨૮૯ )

**Actions and uses**—It is given in nervous and neurotic diseases as hysteria and hypochondriasis; as an expectorant in habitual cough, chronic catarrh, bronchitis and as a carminative in dyspepsia, colic and other gastric affections, and to expel worms. It is said to ward off malaria if taken with food in malarious districts. It relieves gaseous distention of the bowels. An enema of hinga is the best form in which it is exhibited in convulsions. It is a useful remedy in habitual constipation. With myrrh and ammonia it is given in tympanites of typhoid fever. An enema of hinga with castor oil and turpentine is very beneficial in intestinal colic and worms. *In habitual abortion it is a very reliable remedy.*

R. N. Khory II p. 289.

ભાવાર્થ—હિંગ મજ્જાતંતુનાં દરદોમાં–હીસ્ટીરીયા, અપસ્માર અને બિમર્શાત્મક મનોવિકાર વિગેરેમાં વપરાય છે. કફઘ્ન તરિકે તે કાયમના કફમાં, જુની શરદીમાં, વરાધમાં અને દમમાં વપરાય છે; વાતનાશક તરિકે તે અજીર્ણાતિસાર, શૂળ, ઉદરાધ્માન અને કૃમિનાશ માટે વપરાય છે. જે પ્રદેશોમાં મેલેરીયા ચાલતો હોય તે દેશોમાં ખોરાક સાથે થોડી હિંગ હમેશાં ખાવાથી મેલેરીયા અટકે છે. પેટ ચઢયું હોય તો હિંગ લેવાથી વાછુટ થઇને નરમ પડી જાય છે. આંચકીમાં હિંગની બસ્તિ ઉત્તમ મનાય છે. કાયમની કબજીયાતવાળા માટે પણ હિંગ સરસ છે. રેવંચીની છાલ અને એમોનીયા સાથે તે ટાઇફોઇડ તાવમાં જે ઉદાવર્ત હોય છે તેમાં આપવામાં આવે છે. દીવેલ અને ટરપેન્ટાઇનની બસ્તિમાં સ્હેજ હિંગ નાખીને તે લેવાથી આંત્રશૂલ અને કૃમિમાં અતિ ઉપયોગી છે. **જે સ્ત્રીઓને વારંવાર ગર્ભસ્રાવ થયા કરે છે તેમને માટે હિંગ એક વિશ્વાસલાયક ઔષધ છે.**

ખોરી. ભા. ૨ પા. ૨૮૯

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૧૭૦; વનસ્પતિ ગુણાદર્શ. પા. ૬૬૯; Indig. Drugs. p. 128; Indi. Medi. Plants p. 629.

## ૧૯૯ ધાણા.

**N. O. Umbelliferæ.**

**નામો**—धान्यकम् , कुस्तुम्बुरुः, वितुन्नकम्, छत्रा (સંસ્કૃત); ધાણા, કોથમીર (ગુજરાતી ); ધને, કોથિંબ્યા ( મરાઠી ); ધનિઆ ( હિંદી ); ધને ( બંગાળી ); Coriander seed—કોરીએન્ડર સીડ ( અંગ્રેજી ); Coriandrum Sativum કોરેએન્ડ્રમ સેટાઈવમ્ ( લેટીન ).

**गुणाः**— आर्द्रा कुस्तुम्बुरुः कुर्यात् स्वादुः सौगन्ध्यहृद्यताम् । सा शुष्का मधुरा पाके स्निग्धा तृड्दाहनाशिनी ॥ धान्यकं कासतृट्छर्दिज्वर- हृच्चक्षुषो हितम् । कषायं तिक्तमधुरं हृद्यं रोचनदीपनम् ॥

॥ ध. नि. ॥

धान्यकं मधुरं शीतं कषायं पित्तनाशनम् ।
ज्वरकासतृषाछर्दिकफहारि च दीपनम् ॥

॥ रा. नि. ॥

धान्यकं तुवरं स्निग्धं अवृष्यं मूत्रलं लघु ।
तिक्तं कटूष्णवीर्यञ्च दीपनं पाचनं स्मृतम् ॥
ज्वरघ्नं रोचकं ग्राहि स्वादु पाके त्रिदोषनुत् ।
तृष्णादाहवमिश्वासकासामार्शःक्रिमिप्रणुत् ॥
आर्द्रन्तु तद्गुणं स्वादु विशेषात् पित्तनाशनम् ॥

॥ भा. प्र. ॥

**वाग्भट**— **१ रोगोपसर्गजातायाम् तृष्णायाम्**—रोगोपसर्गजातायां धान्याम्बु ससितामधु । पानं प्रशस्तम्.... ॥ चि. अ. ७ ॥

**शोढल**— **२ ज्वरे अन्तर्दाहे**—पर्युषितं धान्यजलं प्रातः पीतं सशर्करं पुंसाम् । अंतर्दाहं शमयति प्रवृद्धमपि तत्क्षणात्सिद्धम् ॥

**३ कफपित्तज्वरे**—दीपनं कफविच्छेदि पित्तवातानुलोमनम् । ज्वरघ्नं पाचनं भेदि श्रृतं धान्यपटोलयोः ॥

**हारीत**— **४ वातरक्ते**—धन्याकर्षञ्च जीरे द्वे गुडेन परिपाचितम् । भक्षणे वातरक्तानां दापयेद्दोषशान्तये ॥ चि. अ. २४ ॥

**वंगसेन**— **५ पित्तातिसारे**—धान्यकल्केन संसिद्धं चतुर्गुणजलं घृतम् । पित्तातिसारे सरुजं देयं दीपनपाचनम् ॥

६ आमाजीर्णे शूले च—धान्यनागरसिद्धं वा तोयं दद्याद्विचक्षणः।
आमाजीर्णप्रशमनं शूलघ्नं बस्तिशोधनम् ॥

८ शिशोः कासे श्वासे च–धान्यं शर्करया युक्तं तण्डुलोदकसंयुतम्।
पानमेतत् प्रदातव्यं कासश्वासापहं शिशोः ॥

**વર્ણન**—લીલા ધાણાને 'કોથમીર' કહેવામાં આવે છે. કોથમીર ન જોઇ હોય એવાં સ્ત્રીપુરૂષો ગુજરાતમાં તેમજ બીજે ભાગ્યેજ હશે, કારણ કે સુગંધી હોવાથી કઢી વિગેરેમાં નાખવા, ચટણીમાં અને બીજાં ફરસાણમાં તે બહુ વપરાય છે. રાજનિઘંટુકારે તેને 'महाराष्ट्रप्रियकरं' કહેલી છે, પણ તે મહારાષ્ટ્રને જ નહિ પણ સમસ્ત હિંદને પ્રિય છે. શિવદત્તે એને 'शाकश्रेष्ठा' કહેલી છે.

### વૈદ્યકમાં ધાણાનો ઉપયોગ—

**વાગ્ભટ—** ૧ જ્વર વિગેરે રોગોમાં **તરસ બહુ લાગે છે તેમાં**–ધાણાને પાણીમાં વાટીને થોડુંક પાણી કરી લેવું. આ પાણીમાં થોડાંક સાકર અને મધ નાખીને પીવાથી તરસ છીપે છે.

**શોઢલ—** ૨ તાવમાં જ્યારે **દાહ બહુજ બળે છે ત્યારે**–ધાણાને ઝીણા ખાંડીને રાત્રે પાણીમાં પલાળી મૂકવા. તે પાણીને સવારમાં કપડા વડે ગાળી લેવું. સાકર નાખીને આ પાણી પીવાથી ગમે તેવો દાહ શમી જાય છે.

૩ **કફપિત્તજ્વરમાં**–ધાણા અને પટોલનો ક્વાથ પીવાથી કફ અને પિત્તનો તાવ મટી જાય છે.

**હારીત—** ૪ **વાતરક્તમાં**–ધાણા એક તોલો, જીરૂ એક તોલો અને શાહજીરૂ ૧ તોલો-આટલાને ગોળમાં પકાવી લેવાં (પાક-વિધિ પ્રમાણે). આ ખાવાથી વાતરક્તમાં ફાયદો થાય છે.

**બંગસેન—** ૫ **પિત્તજન્ય અતિસારમાં**—ચાર ઘણા પાણીમાં ધાણાના કલ્ક વડે સિદ્ધ કરેલું ઘી (ધૃતવિધિ પ્રમાણે) પિત્તાતિસારમાં આપવાથી દીપનપાચન હોઇ અતિસાર મટાડે છે.

૬ **આમાજીર્ણ અને શૂળમાં**-ધાણા અને સુંઠનો કાઢો પીવાથી આમાજીર્ણ અને શૂળ બન્ને શાંત થાય છે.

૭ **બચ્ચાંઓની ખાંસીમાં, વરાધમાં**–બે આનીભાર ધાણાનું બારીક ચૂર્ણ સાકર અને ચોખાના ધોવણમાં આપવાથી બચ્ચાંનાં ખાંસી, વરાધ વિગેરે મટી જાય છે.

**वक्तव्य**—ડલ્હણ અને શ્રીકંઠ વિગેરે ટીકાકારો कुस्तुम्बुरुનો અર્થ ધાણા જ કરે છે. બીજો એક શબ્દ 'तुम्बुरु' ચરકસુશ્રુતમાં ઘણી જગોએ દૃષ્ટિએ પડે છે. આ બન્ને શબ્દો એક બીજાના પર્યાય તો નહિ હોય ? ટીકાકારો એ વિષે મૌન છે. શ્રીકંઠે તુમ્બુરૂને 'स्वनामख्यातम्' કહેલું છે–બીજા ટીકાકારો કંઇ કહેતા નથી. પણ ચરકમાં ઘણી વખત 'धान्यतुम्बुरुम्' ( चि–૯–૮૯ ) એમ સાથે સાથે ( ધાણા અને તુંબુરૂ ) વપરાયું છે. આથી એ તરફ વ્હેમ જાય એ સ્વાભાવિક છે. વળી રાજનિઘંટુ વિગેરેમાં જ્યાં અનેક નામો આપેલાં છે તે નામોમાં कुस्तुम्बुरु છે પણ 'તુંબુરૂ' નથી; આથી પણ તે જુદું હોય એમ જણાય છે. વળી ચરકે શિરોવિરેચનમાં તુંબુરૂ ગણાવેલું છે ( सू. अ.–૨ ). પ્રત્યક્ષ રીતે ધાણાથી છીંકો આવતી નથી એટલે તુંબુરૂ જુદી વસ્તુ જ લાગે છે. વળી 'વૈદ્યકશબ્દસિંધુ'કાર તુંબુરૂનું બંગાલી નામ 'નેપાલી ધાણા' આપે છે એ પણ જોવાનું છે ! કુસ્તુમ્બુરૂ માટે શંકા છેજ નહિ. અમરકોષના ટીકાકાર **ભાનુજી દીક્ષિત** કુસ્તુમ્બુરૂનું નિરૂક્ત નીચે પ્રમાણે આપે છેઃ–" कुत्सितं तुम्बति ( तुबि अर्दने ) इति "–અર્થાત્ તે ખરાબ ગંધને દૂર કરે છે એ એનો અર્થ છે. સ્વ કૃતોભટ્ટ 'तुंबरु'નું નોખું વર્ણન આપે છે. મરાઠીમાં જેને ચિરફલ કહે છે તેને જ તેઓશ્રી તુંબરૂ ઠેરવે છે. માલકાંગણીનાં લુમખાંની માફક જ એનાં ફળ હોય છે એમ કહે છે. અમે એ વસ્તુ જોઈ નથી એટલે તે વિષે વધુ બોલી શકતા નથી.

ચરકે તૃષ્ણાનિગ્રહણ અને શીતપ્રશમન દશેમાનિમાં धन्याकम्નો ઉલ્લેખ કરેલો છે. સુશ્રુતે ગુડૂચ્યાદિ વર્ગમાં कुस्तुम्बुरुનો ઉલ્લેખ કરેલો છે.

**નવ્યમત**—મુસલમાન લેખકો ધાણાને શામક, હૃદ્ય અને વાતઘ્ન ગણે છે અને માને છે કે ધાણાના કવાથથી શીતળા વખતે આંખ ધોવાથી આંખની દૃષ્ટિ બગડતી નથી. આંખ દુઃખવા આવે ઘણા દિવસ થયા હોય તો પણ આ પાણી ઉપયોગી છે. દારૂની બનાવટોની મદશક્તિ ધાણા નષ્ટ કરે છે એમ તેઓ જણાવે છે. જક્કી સોજા ઉપર જવના લોટ સાથે પોટીસ કરીને બંધાય છે.

( ડીમક. )

ભીલામાં ઉડવાથી શરીર ઉપર જે સોજો થઇ આવે છે તે લીલા ધાણાનો રસ ચોપડવાથી ઉતરી જાય છે. માથાના દુખાવા ઉપર લીલા છોડને વાટીને ચોપડવામાં આવે છે. ( સખારામ અર્જુન. )

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 632; રૂ. નિ. પા. ૧૮૬; N. p. 134.

# अंकोलादि वर्ग

## N. O. Cornaceæ.

### ૨૦૦ આંકોલ.

**નામો**—अंकोल्लकः, दीर्घकीलकः, पीतसारः, ताम्रफलः, अंकोटः-(लः) (સંસ્કૃત); આંકોલ ( ગુજરાતી ); અંકોલ ( મરાઠી ); Alangium Lamarkii-એલેન્જીયમ્ લૅમારકાઈ ( લેટીન ).

**परिचय**— अंकोलोऽगुलिपत्रः स्यात् पादपो दृढमूलकः ।
शुभ्रपुष्पो ताम्रफलः कंटकी वनवासी च ॥

॥ शिवदत्तः ॥

**गुणाः**— अंकोलः स्निग्धतीक्ष्णोष्णः कटुको वातनाशनः ।
कुक्कराखुविषं हन्ति ग्रहजन्तुविषापहः ॥
भूतहृद्विषहृच्चैव कण्ठशूलस्य शोधन ॥

॥ ध. नि. ॥

अंकोलः कटुकः स्निग्धो विषलूतादिदोषनुत् ।
कफानिलहरः सूतशुद्धिकृत् रेचनीयकः ॥

॥ रा. नि. ॥

अंकोटकः कटुस्तीक्ष्णः स्निग्धोष्णस्तुवरो लघुः ।
रेचनः क्रिमिशूलामशोफग्रहविषापहः ॥
विसर्पकफपित्तास्रमूषिकाहिविषापहः ।
तत्फलं शीतलं स्वादु श्लेष्मघ्नं बृंहणं गुरु ॥
बल्यं विरेचनं वातापित्तदाहक्षयास्रजित् ॥

॥ भा. प्र. ॥

रसो वान्तिकरश्चास्य विषदोषकफापहः ।
वातशूलशोथक्रिमिग्रहपीडामपित्तहा ॥
रक्तदोषविसर्पघ्नः श्वानाखुविषनाशनः ।
आखोर्विषं कटीशूलमतिसारञ्च नाशयेत् ॥

॥ ब. नि. र. ॥

श्लेष्मलं गुरु विष्टंभि चाङ्कोटफलमग्निजित् ॥

॥ चरकः ॥

सुश्रुत— १ दन्तकाष्ठगते विषे–अथवाङ्कोठमूलानि.... ॥ क. १–९०

२ अंजने विषसंसृष्टे—एकैकं कारयेत् पुष्पं बन्धूकांकोठयोरपि ॥ क. १–७२

वाग्भट— ३ आखोः विषे–अंकोलमूलकल्को वा बस्तमूत्रेण कल्कितः । पानालेपनयोः युक्तः सर्वाखुविषनाशनः ॥ उ. ३८–२८

भावप्रकाश— ४ श्वविषे–....क्षीरेण परिपेषिता । अंकोठवंशजा वापि श्वविषघ्नी प्रयत्नतः ॥

चक्रदत्त— ५ अतिसारे–तण्डुलजलपिष्टाङ्कोटमूलकर्षार्द्धपानमपहरति । सर्वातिसारग्रहणीरोगसमूहं महाघोरम् ॥

६ गरदोषे–अंकोटमूलनिःक्काथम् फाणितं सघृतं लिहेत् । तैलाक्तः स्विन्नसर्वाङ्गो गरदोषविषापहः ॥

शोढल— ७ मत्स्यविषे–अंकोलवृक्षदलधूपविधानयोगान्नाशं प्रयाति विषमाशु नरस्य मात्स्यम् । धूपः पुनः कटुकतैलनृकेशसक्तुकल्पतोऽस्य दंशापदके सुतरां प्रशस्तः ॥

८ कामलायाम्–अंकोलमूलमथवाऽर्कजटा प्रपिष्टा स्वच्छेन तन्दुलजलेन सुसंप्रयत्नात् ।....स्यात्कामलामयहरी कृतनावनानाम् ॥

रसरत्नाकर— ९ रसायने–नस्यं चाङ्कोलतैलेन कुर्यान्मृत्युजरापहम् । निष्कार्धनिष्कं वर्षैकं जीवेद्वर्षशतत्रयम् ॥

१० वीर्यस्तम्भनार्थम्–वरमङ्कोलतैलेन नाभिलेपोऽपि वीर्यधृक् ॥ उ. ७

**વર્ણન**—અંકોલનાં ઝાડ ન્હાનાં તેમજ મોટાં–બન્ને પ્રકારનાં જોવામાં આવે છે. ન્હાનાં હોય છે તેમાં શાખાઓ બહુ નીકળેલી હોવાથી તેનો ઘેરાવો ઠીક લાગે છે. જે સીધાં વધેલાં હોય છે તે લીંબડા જેટલાં ઉંચાં ગયેલાં જોવામાં આવે છે; તેની શાખાઓ ઘણું કરીને સફેદ હોય છે. પાન લાંબાં અને સાંકડાં થાય છે. તે આંતરે આવેલાં હોય છે. ફુલ ધોળા રંગનાં હોય છે અને ફળ વૈશાખજેઠમાં બેસે છે. અષાઢમાં તે પાકવા લાગે છે. એ ફળને ગામડાંનાં છોકરાંઓ સારી રીતે ખાય છે. આંકોલ ઉપર જે કાંટા જેવું લાગે છે તે ખરી રીતે કાંટા નથી પણ તીક્ષ્ણ અણીવાળી નાની નાની શાખાઓ છે. છાલની સાથે કાંટા હોય તો ઉખડી આવે પણ આ કાંટા છાલ સાથે નથી

ઉખડી આવતા, માટે વનસ્પતિશાસ્ત્રીઓ આને કાંટા નહિ પણ તીક્ષ્ણ નાની શાખાઓ કહે છે. એનાં બીમાંથી તેલ નીકળે છે એમ કહેલું છે, પણ હજુ સુધી કોઈપણ વૈદ્યે આંકોલનું તેલ નજરે જોયું નથી. એનાં ફુલમાં સુગંધ હોવાને લીધે એને "गंधपुष्पः" કહેવામાં આવે છે. નવસારીમાં આંકોલનાં મોટાં ઝાડ ખૂબ જણાય છે, અને એ ઝાડો ઉપર તીક્ષ્ણ નાની શાખાઓ જોવામાં નથી આવતી.

## વૈદ્યકમાં આંકોલનો ઉપયોગ.

**સુશ્રુત—** ૧ **દાતણદ્વારા આપેલા ઝેરમાં**–દાતણને ઝેર પાઇને આપ્યું હોય અને તે દાતણ કર્યું હોય તો તેના પ્રતીકાર માટે આંકોલનાં મૂળ ચાવવાં, અગર તેના મૂળની છાલનું ચૂર્ણ પીવું. क–१–५०

૨ **વિષસંસૃષ્ટ અંજનમાં**–આંકોલનું ફુલ ઘસીને આંજવું. क–१–७२

**વાગ્ભટ—** ૩ **ઉંદરના ઝેરમાં**–આંકોલના મૂળની છાલનું ચૂર્ણ, બકરીના મૂત્ર સાથે ઘુંટીને તેનાથી કરડેલા ભાગ ઉપર લેપ કરવો અને પીવાના કામમાં પણ લેવું. બધી જાતના ઉંદરના ઝેર માટે આ ઉપાય સરસ છે. માત્રા ૧ રતિથી ૧ વાલ.

**ભાવપ્રકાશ—** ૪ **હડકાયા કુતરાના ઝેરમાં**–આંકોલના મૂળની છાલ ગાયના દુધ સાથે પ્રયત્નપૂર્વક પીવી.

**ચક્રદત્ત—** ૫ **અતિસારમાં**–આંકોલનાં મૂળ ૦।। તોલો, ચોખાના ધોવણમાં ઘસીને પીવાથી સર્વ પ્રકારના અતિસાર, ગ્રહણી વિગેરે રોગો મટે છે.

૬ **ગરદોષમાં**–આંકોલના મૂળનો ક્વાથ ઘાટો થાય તેવો કરવો. એ ઘનીભૂત ક્વાથ ગાયના ઘી સાથે ખવડાવવો. ઔષધ ખાતા પહેલાં શરીરે તેલ ચોળીને બાફ લેવો.

**શોઢલ—** ૭ **માછલાના વિષમાં**–આંકોલના પાનનો કરડેલા ભાગ ઉપર ધૂમાડો આપવો. એથી મત્સ્યવિષ નાશ પામે છે.

૮ **કમળામાં**–આંકોલના મૂળની છાલનું ચૂર્ણ ચોખાના ધોવણ સાથે વાટીને નસ્ય લેવું. કમળો મટી જશે.

**રસરત્નાકર—** ૯ **રસાયન તરિકે**–આંકોલના તેલનું (અર્ધો તોલા જેટલું) નસ્ય હમેશાં લેવાથી માણસ દીર્ઘાયુષી થાય છે.

૧૦ વીર્યસ્તંભન કરવા માટે-આંકોલના તેલનો નાભિ-ડુંટી ઉપર લેપ કરવો. એથી વીર્ય ધારણ થઈ શકે છે. ઉ. ૬-૭.

માત્રા—ઉલટી માટે ૪૦ થી ૫૦ ગ્રેન, સ્વેદલ તેમજ જ્વરઘ્ન તરિકે ૬ થી ૧૦ ગ્રેન અને ચિરગુણકારી પૌષ્ટિક તરિકે અને શક્તિ માટે ૨ થી ૫ ગ્રેન સુધી. ( સરજન મુઇદ્દીન શરીફ. મદ્રાસ. )

वक्तव्य—ચરકમાં ફક્ત બેજ ઠેકાણે અંકોલ શબ્દ વપરાયલો જોવામાં આવ્યો છે. એક તો ફળનો ગુણ બતાવે છે ( સૂ. ૨૭-૧૫૩ ) અને બીજે વિષચિકિત્સામાં અમૃતઘૃતના પાઠમાં બીજાં દ્રવ્યો સાથે યોજાયેલો છે ત્યાં. અંકોલના વિષઘ્ન ગુણની ચરકને માહિતી નહિ હોય એમ જણાય છે. મૂષિક, ચિક્કિર (?) અને છુછુન્દરના વિષમાં સુશ્રુતે અંકોલ યોજેલી છે પણ કુતરાના ઝેરમાં એક પણ ઠેકાણે તેનો ઉલ્લેખ નથી કર્યો. અંકોલનું એક ખાસ નામ "वामक" છે, છતાં પણ સુશ્રુત અને ચરકના વામક લીસ્ટમાં ક્યાંયે અંકોલનું નામ જણાતું નથી. ચરક અને સુશ્રુતોક્ત કુષ્ઠ, ગ્રહણી, અતિસાર વિગેરેમાં અંકોલનું નામ નથી; સુશ્રુતે અશ્મરીમાં બીજાં સાથે ફળ યોજેલાં છે ( चि. ૭-૧૭ ). નિઘંટુકારો અંકોલના ફળને "ગુપ્તસ્નેહ" કહે છે. ચરકના સ્થાવર તૈલયોનિમાં અને સુશ્રુતના તેલના લીસ્ટમાં ક્યાંયે આંકોલનું તેલ જણાતું નથી. નિઘંટુકારોએ આંકોલનું નામ "रेची" રાખ્યું છે, પણ સુશ્રુતટીકાકાર ડલ્હણ આંકોલનો પરિચય કરાવતાં તેને संग्राही તરિકે ઓળખાવે છે. ચક્રદત્ત અને બંગસેન બન્નેએ અતિસારમાં આંકોલનો ઉપયોગ કરેલો છે.

**Actions and Uses**—Mr. Moodin Sherrif has drawn attention to the emetic properties of the bark in the "Pharmacopœia of India." He says—"It has proved itself an efficient and safe emetic in doses of fifty grains; in smaller dozes it is nauseant and febrifuge. The bark is very bitter, and its repute in skin diseases is not without foundation. If it is continued for a sufficient period its influence over them is greater than that of Calotropis gigantea." Mr. Moodin Sheriff, in a further report upon this drug (1883), states—"It is a good substitute for Ipecacuanha, and proves useful in all diseases, in which the latter is indicated, except dysentery. As a diaphoretic and antipyretic it has been found useful in relieving pyrexia. Dose as a nauseant, diuretic and febrifuge, 6 to 10 grains of the root bark; as an alterative, 2 to 5 grains. It is given in leprosy and syphilis;

the natives consider it to be alexiteric, especially in cases of bites from rabid animals. "—( Pharmacographia Indica by W. Dymock, Part II, p. 165.)

**ભાવાર્થ**—૫૦ ગ્રેનની માત્રામાં અંકોલની વામક અસર સરસ છે, તેથી ઓછી માત્રામાં તે મૉળ લાવે છે અને તાવ ઉતારે છે. મૂલત્વક્ ઘણીજ તિક્ત છે અને ત્વક્ રોગમાં તેની પ્રતિષ્ઠા અકારણ નથી. જો એનો ઉપયોગ લાંબો વખત સુધી કરવામાં આવે તો આકડાના કરતાં પણ તે સારી અસર (ચામડીના રોગોમાં ) કરે છે. આજ ઔષધિનો બીજો રીપોર્ટ ( ૧૮૮૩માં ) કરતી વખતે મી. મુઇદીન શૅરીફ કહે છે–" અંકોલમૂલત્વક્ આઇપેકેકયુઆનાની સરસ પ્રતિનિધિ છે અને જ્યાં જ્યાં આઈપેકેકયુઆના વાપરી શકાય છે ત્યાં ત્યાં આ પણ વાપરી શકાય છે–તેટલીજ ફતેહથી. સ્વેદલ અને જ્વરઘ્ન તરિકે પણ અંકોલમૂલત્વક્ ઠીક જણાઈ છે. મૉળ લાવવા માટે, મૂત્રલ તરિકે અને જ્વરઘ્ન તરિકે માત્રા ૬ થી ૧૦ ગ્રેન. ચિરગુણકારી પૌષ્ટિક તરિકે ૨ થી ૫ ગ્રેન. કુષ્ઠ અને ઉપદંશમાં પણ આ અપાય છે. દેશીઓ ગાંડાં જનાવર જ્યારે કરડે છે ત્યારે અંકોલમૂલત્વક્‌ને વિષઘ્ન તરિકે વાપરે છે. "

( ફારમેકોગ્રાફીયા ઇન્ડીકા. ડીમક. ભા. ૨ પા. ૧૬૫ )

**ઉલ્લેખ**—વ. શા. પા. ૩૭૫; રૂ. નિ. પા. ૧૨૪; વનસ્પતિ ગુણાદર્શ. પા. ૩૩૫; N. p. 137; Watt I p. 153; Indi. Medi. Plants p. 637

# कदम्बादि वर्ग

## N. O. Rubiaceæ.

### ૨૦૧ કદંબ.

**નામો**—नीपः, कदंबः, राजकदंबः, धाराकदंबः, धूलिकदम्बः ( સંસ્કૃત; ) કદંબ, ગંઠોડીઓ ( ગુજરાત ); Anthocephalus Cadamba–એન્થોસીફેલસ કદંબ ( લેટીન ).

**परिचय**— नीपो बृहत् गृहसमीपभुवि प्रसतो लोकप्रसिद्धतरुराजकदंबनामा ।
प्रांशुमधूकतरुपत्रसमानपत्रः स्वाद्वम्लपक्कफल एष सुगंधिपुष्पः ॥
॥ सिद्धमन्त्र ॥

सुगंधिपुष्पः स्वाद्वम्लपकसस्यो महोन्नतः ।
मधूकपत्रसदृशपत्रो राजकदम्बकः ॥
नीपो कदंबको ज्ञेयः फलं चास्यसुवर्तुलम् ॥
॥ शोवद्लः ॥

धाराकदम्बः प्रावृष्यः पुलकी भृंगवल्लभः । मेघागमप्रियो नीपः प्रावृषेण्यः कलंबकः ॥ भूमिकंदबो भूर्निबो भूमिजो भृंगवल्लभः । लघुपुष्पो वृषपुष्पो वृषघ्नो व्रणहारकः ॥
॥ रा. नि. ॥

**गुणाः**— कदम्बस्तु कषायः स्याद्रसे शीतो गुणेऽपि च ।
व्रणसंहरणश्चापि कासदाहविषापहः ॥
॥ ध. नि. ॥

कदम्बस्तिक्तकटुकः कषायो वातनाशनः ।
शीतलः कफपित्तार्त्तिनाशनः शुक्रवर्धनः ॥
त्रिकदंबाः कटुवर्ण्याः विषशोफहरा हिमाः ।
कषायाः तिक्तपित्तघ्नाः वीर्यवृद्धिकराः पराः ॥
॥ रा. नि. ॥

कदंबो मधुरः शीतः कषायो लवणो गुरुः ।
सरो विष्टम्भकृद्रूक्षः कफस्तन्याऽनिलप्रदः ॥
॥ भा. प्र. ॥

कदंबस्तुवरस्तिक्तो मधुरः कटुकः पटुः ।
शिशिरो वर्णकृद्ग्राही शुक्रवृद्धिकरो गुरुः ॥
निहन्ति योनिदोषास्रकृच्छ्रदाहविषव्रणान् ।
रूक्षः स्तन्यप्रदो ग्राही तथा विष्टंभकारकः ॥
शीतवीर्यं तत्प्रवालं कषायं दीपनं लघु ।
रक्तपित्तातिसारघ्नमरोचकविनाशनम् ॥
अम्लं तस्य फलं रुच्यं वीर्योष्णं लेखनं गुरु ।
पक्कं वातहरं साम्लं कफपित्तप्रकोपनम् ॥

॥ नि. र. ॥

चरक— १ व्रणाच्छादनार्थम्—कदम्बार्जुननिम्बानां.... ।
व्रणप्रच्छादने विद्वान् पत्राण्यर्कस्य चाऽऽदिशेत् ॥
चि. १२–९३

२ मूत्रस्य वैवर्ण्ये मूत्रकृच्छ्रे च—विदारीभिः कदम्बैर्वा....शृतम् ।
घृतं पयश्च मूत्रस्य वैवर्ण्ये कृच्छ्रनिर्गमे ॥ चि. २२–१५२

वैद्यमनोरमा— ३ रक्तातिसारे—....पिबेद्रक्तातिसारवान् । शुंठीकंदबत्वक्काथं
पिबेद्रात्रौ दिनत्रयम् ॥

**વર્ણન**—કદંબના સ્મરણ સાથે જ પ્રાતઃસ્મરણીય શ્રી કૃષ્ણચંદ્રનું સ્મરણ સતેજ થઇ આવે છે. અધર આગળ બંસી ધરી કદંબનાં ઝાડ ઉપર બેઠા બેઠા ગોવાળીઆઓ સાથે તેઓ જે ગમ્મત કરતા હતા તે હિંદુ બાળકોથી અજ્ઞાત નજ હોય. વ્રજમાં કદંબનાં વૃક્ષો ઘણાં છે; કેટલાંક તો ૪૦૦–૫૦૦ વર્ષનાં જુનાં છે એમ વૃદ્ધ વૈષ્ણવો કહે છે. આપણે અહિંઆં તો ૧૫ થી ૨૫–૩૦ ફીટ સુધીનાં ઉચાં ઝાડો જોવામાં આવે છે. ઘણું કરીને નદીનાળાં ઉપર તે ઠીક ઉગેલાં જણાય છે. પાસે પાસે ઘણી શાખાઓ નીકળેલી હોવાથી તેની ઘણી સારી સઘનઘટા થઇ રહેલી હોય છે. પાન મહુડાના પાનને મળતાં હોય છે; એમાં નાની ફુલની દડીઓ આવે છે. તેમાં પીળા ચંપાનાં ફુલની સુગંધને મળતાં સુંદર સૂક્ષ્મ ફુલો આવેલાં હોય છે. તેમાંથી ઘણી સરસ સુગંધ ચોતરફ મ્હેકી રહેલી હોય છે. ભમરાઓ અને મધમાખીઓ એનાં ફુલની આસપાસ ગુંજારવ કરી રહેલાં હોય છે.

**કદંબના ભેદઃ**—ધારાકદંબ, ધૂલિકદંબ, ભૂકદંબ, રાજકદંબ અને નીપ આટલા કદંબના ભેદો જણાય છે. ધન્વન્તરીય નિઘંટુમાં ધારા અને ધૂલિ–એવા બે જાતના ભેદો છે. રાજનિઘંટુમાં ધારા, ધૂલિ અને ભૂમિ–એવા ત્રણ જાતના ભેદો છે. ધારાકદંબને ' प्रावृष्य ' અને ' सुवास ' કહ્યો છે–અર્થાત્ ધારાકદંબનાં ફુલ પ્રાવૃટ્ ઋતુમાં થાય છે અને તે અત્યંત સુવાસવાળાં હોય છે. આથી કોઇ પણ જાતની શંકા સિવાય આપણે કહી શકીએ કે અત્યારે જેને આપણે કદંબ કહીએ છીયે તેજ આ **ધારાકદંબ** ( Stephegyne Parvifolia ). રાજકદંબને પણ ' सुरभि, ललनाप्रिय ' કહેલો છે; नीप તેનો જ પર્યાય ગણાવેલો છે–" नीपो राजकदम्बश्च सुरभिः ललनाप्रियः ". ॥ વ્રજમાં જે મોટાં કદંબનાં ઝાડવાં થાય છે તેને राजकंदब ઠીક લાગુ પડે છે, કારણ કે તે આપણા અહીંનાં કદંબનાં ઝાડવાં કરતાં ઘણાં જ મોટાં અને ખૂબ જ જાડા થડવાળાં હોય છે. વળી શ્રીકૃષ્ણનું નામ પણ તે સાથે જોડાયલું છે. આ ઉપરથી આપણે તેને **રાજકદંબ** ( Anthocephalus Cadamba ) કહીશું. ધૂલિકદંબ એ **નીપનોજ** પર્યાય છે ( જુઓ ડલ્હણટીકા. સૂ. ૬–૩૩ ); અને નીપનો અર્થ રાજકદંબ કરેલો છે ( જુઓ સુશ્રુત–ડલ્હણટીકા नीपं बृहत्कदंबबीजम् उ. अ. ૫૧ ); એટલે ધૂલિકદંબ અને નીપ–એ બન્ને રાજકદંબના જ પર્યાયો છે એમ સ્પષ્ટ સમજાય છે. સ્વ. કવિરાજ વિરજાચરણ ગુપ્ત ધૂલિકદંબને કેલિકદંબ ( જેને કુચબિહાર તિરફ ' ખેલ્લીકદમ ' કહે છે તે ) કહે છે. એ જણાવે છે કે ધૂલિકદંબનાં બીજાં નામ वसंतपुष्प અને क्रमूकप्रसून છે. રાજકદંબને ફુલ ક્યારે આવે છે તે વિષે નૅર્ન સાહેબ કે બ્રેંડીસ કંઇ જણાવતા નથી. બ્રેંડીસમાં એટલો ઉલ્લેખ છે કે વસંતઋતુમાં રાજકદંબનાં પાન ખરી પડે છે. તેમજ જેને કવિરાજ કેલિકદંબ કહે છે તે આ રાજકદંબ જ હોય તો ? હું તો धूलिकदंब ને રાજકદંબ જ ગણું છું–ભૂમિકદંબ માટે કંઈ શંકાજ નથી. ગોરખમુંડી અથવા બોડીયા કલ્હારને જ ' ભૂકદંબ ' કહે છે. ગોરખમુંડીનું વર્ણન આ ગ્રંથમાં અન્ય સ્થળે આવશે. ' મેઘદૂત 'માં કાલિદાસે કહ્યું છે કે–" सीमन्ते च त्वदुपगमजं यत्र नीपं वधूनाम् । " આ ઉપરથી સમજાય છે કે યુવાન સ્રીઓ જેનાં ફુલને માથામાં અંબોડામાં પહેરતી હતી તે અવશ્ય સુંદર અને સુવાસિત જ હોવાં જોઇએ. त्वद् મેઘને માટે વપરાયલો શબ્દ છે. એટલે નીપ ' પ્રાવૃષેણ્ય ' જ ગણાય. ચક્રપાણિ " कदंबः बहुफलः " ( सू. ૪–૨૦ ) અને ડલ્હણ " कदम्बः वृक्षकदंबः । "–આવી રીતે ઓળખાણ આપે છે. વૃક્ષકદંબ કહેવાનું કારણ ભૂમિકદંબથી તેને નોખું દર્શાવવા માટે જ. ત્યારે ધારાકદંબ એટલે આપણે અહિંઆં થતાં કદંબનાં વૃક્ષો, જેનું લેટીન નામ Stephegyne Parviflora છે; અને રાજકદંબ એ વ્રજનાં મોટાં કદંબનાં ઝાડવાં જેનું લેટીન નામ Anthocephalus Cadamba છે.

પરકંમા ( વ્રજની ) કરી આવેલા વૈષ્ણવો જણાવે છે કે કદંબનાં ઝાડનાં પાન જુદા જુદા આકારનાં હોય છે. ભગવાને તેનાં પાંદડાંમાં દહીંમાખણ ખાધાં હતાં એટલે હજુએ તેનાં પાન પડીયા જેવાં જણાય છે; કોઈ વખતે છાબરી રકાબી જેવાં પણ જણાય છે. બ્રેંડીસ પણ કહે છે કે "Leaves glabrous or pubescent, very variable in shape and size, ovate or obovate; often nearly orbicular or oblong."

## વૈદ્યકમાં કદંબનો ઉપયોગ

ચરકે— ૧ વ્રણ ઢાંકવા માટે–કદંબનાં પાન વાપરવાં. ચિ. ૧૩. ૯૩

૨ મૂત્રનો રંગ બદલાયો હોય તેમાં અનેમૂત્રકૃચ્છ્રમાં—
કદંબમૂલની છાલનો કવાથ કે તેથી પકાવેલું ઘી કે દુધ પીવું. ચિ. ૨૨. ૧૫૨.

વૈદ્યમનોરમા- ૩ રક્તાતિસારમાં–કદંબની છાલનો કવાથ સુંઠ નાખીને રાત્રે રાત્રે ત્રણ દિવસ સુધી પીવો.

वक्तव्य—ચરકે શુક્રશોધન અને વેદનાસ્થાપન દશેમાનિમાં કદંબનો ઉલ્લેખ કરેલો છે. કષાયસ્કંધમાં પણ તે ગણાવેલો છે. તે એના ગુણ લખે છે— "केलूटं च कदंबं च...विशदं गुरु शीतं च समभिष्यन्दि चोच्यते।" (सू. २७–१०८). અશ્મરીશર્કરામાં સુશ્રુત क्रौञ्चोष्ट्रासभास्थीनि સાથે कदंबमूल ગણાવે છે (चि. ७–१८). ન્યગ્રોધાદિ અને રોધ્રાદિગણમાં કદંબ છે. સુશ્રુત કહે છે કે પ્રાવૃટ્ ઋતુમાં कदंबनीपकुटजसर्जकेतकથી ભૂમિ ભૂષિત થાય છે. વિષમાં બીજાં સાથે કદંબનો ઉલ્લેખ જણાય છે.

સુશ્રુત नीप ને "गरदोषहरं नीपं।" ( सू. ४६–१५८ ) આમ વર્ણવે છે. ચરક પણ "नीपं सभार्गकं........दोषघ्नं गरहारि च।" આમ કહી नीपનો વિષઘ્ન ગુણ જાહેર કરે છે. વમનોપગ દશેમાનિમાં અને વમનોપગ તરિકે (વિ. ૮–૧૫૭) ચરકે તેને ગણાવ્યું છે. સુશ્રુતમાં તે વિષે કંઇ ઉલ્લેખ નથી. વાતરોગના કલ્યાણકલવણમાં સુશ્રુતે नीप ને યોજેલું છે. આપણે નીપને રાજકદંબમાં ગણાવ્યું છે. રાજકદંબનો વિષઘ્ન ગુણ મારા જાણ્યામાં નથી. બધા નિઘંટુકારોએ કદંબનો વિષાપહ ગુણ કબુલ રાખ્યો છે. ચરક કે સુશ્રુતમાં કદંબનો વિષના અધ્યાયમાં સ્વતંત્ર ગુણ નથી–બીજાં સાથે પણ સુશ્રુતે ફક્ત એક જ સાથે વાપરેલું છે.

**Actions of Anthocephalus Cadamba:**—Tonic; the juice is given to children with cumin and sugar in gastric irritability. The fruit is cooling, refrigeront and febrifuge, and given in fever with great thirst.

( R. N. Khory II 325.)

ભાવાર્થ—બલ્ય છે. વમનપ્રતીકારાર્થ જીરા અને સાકર સાથે એનો રસ બચ્ચાંને આપવામાં આવે છે. ફળ શીત છે, શ્રમાપહ અને જ્વરઘ્ન છે. જ્વરમાં તરસ બહુ લાગતી હોય તે વખતે પણ તે અપાય છે.

( ખોરી. ભા. ૨. પા. ૩૨૫ )

ઉલ્લેખ—Indi. Medi. Plants p. 641; વ. શા. પા. ૩૭૮; રૂ. નિ. પા. ૪૨૮; N. p. 142; Watt VI part III p. 360.

---

## ૨૦૨ હલદરવો.

### N. O. Rubiaceæ.

નામો—हारिद्रकः. पीतदारुः, कदंबपुष्पः, हारिद्रुमः ( સંસ્કૃત ); હલદરવો ( ગુજરાતી ); હેદ, હલદરવા ( મરાઠી ); હરદા, હલદવા ( હિંદી ); Adina Cordifolia–એડીના કૉર્ડીફોલીયા ( લેટીન ).

परिचय— हारिद्रको महावृक्षः कदंबामफलो गिरौ ।
भवेत् वृत्तदलः पीतकाष्ठः श्रीमान् सुदारकः ॥

॥ शिवदत्तः ॥

गुणाः— हरिद्रुः कटुकः पाके वीर्योष्णः तुवरः कटुः ।
लघुः कफहरो वर्ण्यो व्रणशोधनरोपणः ॥
तिक्तो बल्यः कांतिदश्च त्वग्दोषांश्च विनाशयेत् ।
हरिद्रः शीतलस्तिक्तः मंगल्यः पित्तवांतिजित् ।
अंगकांतिकरो बल्यो नानात्वग्दोषनाशनः ॥

॥ रा. नि. ॥

વર્ણન—હલદરવાનાં મોટાં ઝાડ થાય છે. તેનું થડ ઘણું કરીને સીધું હોય છે. થડ અને શાખાઓની છાલનો રંગ ભૂરો કે ભસ્મી હોય છે, ને તે પર ચીરા પડેલા હોય છે. કોમળ શાખાઓ રતાશ લેતા ભુરા રંગની ને તે ઉપર ધોળા વાળની આછી રૂવાંટીવાળી હોય છે. પાન સામસામાં, ૫ થી ૧૫ ઇંચ લાંબાં અને તેટલાં જ પહોળાં થાય છે. તે તળીએ ડીંટડી પાસે વિભાગિત અને ટેરવે અણીવાળાં હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ લીલો અને નીચેનીનો ફીકકો લીલો હોય છે. પાનની ડીંટડી સુતળીથી પેન્સીલ જેવી જાડી અને ૫ થી ૭ ઇંચ લાંબી હોય છે. તેના ઉપર પણ વાળની રૂવાંટી આવેલી હોય છે. પાનમાં ઘણું કરી સામસામી નસો હોય છે. પાનની ડીંટડી અને એ

નસોનો રંગ બહુધા જાંબુડી છાયા લેતો હોય છે. ફુલોની દડી કદંબ જેવી, ચૈત્રથી વૈશાખ જેઠ સુધીમાં આવે છે. આ દડીમાં ઘણાં સૂક્ષ્મ ફુલો આવેલાં હોય છે. ફુલ સુવાસિત પીળા રંગનાં હોય છે. દરેક પત્રકોણુમાંથી ૧ થી ૩ સળી પુષ્પ ધારણ કરનારી–આવેલી હોય છે અને તે દરેક ઉપર સૂક્ષ્મ ફુલથી બનેલી એકેકી દડી આવેલી હોય છે.

લાકડાનો રંગ હળદર જેવો પીળો હોય છે એટલે એને હલદરવો કહે છે.

**वक्तव्य**—પ્રાચીન ગ્રંથોમાં हारिद्रक નામ નથી. पीतदारु એ શબ્દ તો દેવદાર, સરલ અને દારૂહળદરને માટે યોજાયલો છે. कदंबपुष्पी તો બોડીયા કલ્હારને માટે યોજાયલો શબ્દ છે. મદનપાલનિઘંટુમાં અને એ પછીના નિઘંટુઓમાં તેનો ઉલ્લેખ છે.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૩૭૭; રૂ. નિ. પા. ૫૨૭; N. p. 142; Watt I p. 114; Indi. Medi. Plants p. 642.

---

## ૨૦૩ મીંઢળ.

### N. O. Rubiaceæ.

**નામો**—मदनः, करहाटः, राठः, गाल्हः, फलम्, धाराफलः ( સંસ્કૃત ); મીંઢોળ ( ગુજરાતી ); ગેલ, મદન ( મરાઠી ); મદન, મૈનફલ ( હિંદી ); મયના–કાંટાર ગાછ ( બંગાલી ), Bushy gardenia-બુશી ગાર્ડેનીયા ( અંગ્રેજી ); Randia dumetorum-રેન્ડીયા ડ્યુમેટોરમ્ ( લેટીન ).

**परिचय**—
राठको वृत्तपत्रोऽथ कंटकी पर्वतादिषु ।
विटपी मदनं तस्य फलं रेखाफलं स्मृतम् ॥
॥ शिवदत्तः ॥

**गुणाः**—
मदनः कटुतिक्तोष्णः कफवातव्रणापहः ।
श्लेष्मज्वरप्रतिश्यायगुल्मेषु विद्रधिषु च ॥
शोफस्यापि हरो बस्तौ वमने चेह शस्यते ॥
॥ ध. नि. ॥

मदनः कटुतिक्तोष्णः कफवातव्रणापहः ।
शोफदोषापहश्चैव वमने च प्रशस्यते ॥
॥ रा. नि. ॥

मदनो मधुरः तिक्तः वीर्योष्णो लेखनो लघुः ।
वान्तिकृत् विद्रधिहरः प्रतिश्यायव्रणान्तकः ॥
रूक्षः कुष्ठकफानाहशोथगुल्मव्रणापहः ॥

॥ भा॰ प्र॰ ॥

चरक— १ वमने–मदनफलं वमनास्थापनानुवासनोपयोगिनाम् ॥

सू॰ २९.

२ अधोभागे रक्तपित्ते–फलपिप्पलीक्षीरं तेन वा क्षीरयवागूमधोभागे रक्तपित्ते ॥ कल्पः अ॰ १

प्रयोगविधिः—

वमनद्रव्याणां मदनफलानि श्रेष्ठानि आचक्षतेऽनपायित्वात् । तानि वसन्तग्रीष्मयोः अन्तरे पुष्याश्वयुग्भ्या मृगशिरसा वा गृह्णीयात् मैत्रे मुहूर्ते । यानि पक्वानि प्रहरितानि पाण्डूनि अक्रमीनि अकृशानि अह्रस्वानि अजग्धानि तानि प्रगृह्य कुशपुटे बद्ध्वा गोमयेनालिप्य यवतुषमाषशालिकुलत्थमुद्गपर्णीनामन्यतमे निदध्यात् अष्टरात्रम् । अत ऊर्ध्वं मृदुभूतानि तानि मध्विष्टगन्धानि उद्धृत्य शोषयेत् । सुशुष्कानां फलानां पिप्पलीरुद्धरेत् । तासां घृतदधिमधुपललविमर्दितानां पुनः शुष्काणां तासां नवकलशं सुप्रमृष्टवालुकमरजस्कमाकण्ठं पूरयित्वा स्ववच्छन्नं स्वनुगुप्तं शिक्येऽवसज्य स्थापयेत् ॥ कल्प॰ अ. १

चक्रदत्त— ३ शूले–नाभिलेपाज्जयेच्छूलं मदनः काञ्जिकान्वितः ॥

**વર્ણન**—મીંઢાળનાં ઝાડ ૬ થી ૧૫ કે ૨૦ ફીટ જેટલાં ઉંચાં થાય છે. તે ઘણા વિસ્તારવાળાં નથી હોતાં પણ ઉંચે વધેલાં હોય છે, તો પણ તેમાં નાની નાની ઘણું કરી સામસામી આડી શાખાઓ નીકળેલી હોય છે, તેથી આ ઝાડને મથાળે થોડો ભરાવ દેખાય છે. પાન સામસામાં, ડીંટડી પાસે સાંકડાં, મથાળે પહોળાં, ટેરવે ગોળાઇ લેતાં કે અંદર બેસતી ખાંચવાળાં અથવા બુઠ્ઠી અણીવાળાં હોય છે. તે ૧ થી ૨ ઇંચ લાંબાં અને ૦॥ થી ૧ કે ૧॥ ઇંચ જેટલાં પહોળાં હોય છે. આ પાન શિઆળે ખરી જાય છે અને ઉન્હાળા આખરે અને ચોમાસાની શરૂઆતમાં નવાં આવે છે. આ ઝાડમાં તીક્ષ્ણ કાંટા હોય છે. ફુલ લીલાશ લેતા પીળા કે ધોળા રંગનાં, મધુરી સુગંધવાળાં હોય છે. ફળ સોગઠાં જેવાં પીળાં કે રતાશ લેતાં ભુરાં હોય છે. ફલમાં બે ખંડ હોય છે. એ દરેક ખંડમાં ઘણાં સૂક્ષ્મ બીજ ચીકણા અણગમતા

વાસવાળા ગળમાં આવેલાં હોય છે. જ્યારે ફળ તદ્દન સુકાઇ જાય છે ત્યારે તેની અંદરનો ગળ પણ સુકાય છે અને બીજ તેમાં ચોંટી રહે છે.

લગ્ન વખતે વરકન્યાને મીંઢળ હાથે બાંધવામાં આવે છે. મીંઢળ સંબંધી વધુ હકીકત વૉટ સાહેબની ડીક્ષનેરીમાં લંબાણથી આપેલી છે.

**માત્રા**—ઉલટી માટે બીજનું ચૂર્ણ ૦। રૂ. ભાર.

## વૈદ્યકમાં મીંઢળનો ઉપયોગ—

**ચરક**— ૧ **ઉલટી, આસ્થાપન અને અનુવાસન માટે**-મીંઢાળ જેવું બીજું એક પણ ફળ નથી. સૂ. ૨૫.

૨ **રક્તપિત્તમાં**-ઝાડા કે પેસાબ વાટે લોહી જતું હોય તો મીંઢાળના બીજમાં ઉકાળી લીધેલા દુધમાં રાબ પકાવીને દરદીને ખવરાવવી. ક. અ. ૧

**ચક્રદત્ત**— ૩ **શૂલમાં**-મીંઢાળનાં બીજનું ચૂર્ણ કાંજીમાં વાટીને નાભિ ઉપર લેપ કરવાથી શૂળ મટે છે.

**પ્રયોગવિધિ**—વસંત અને ગ્રીષ્મ ઋતુની અંદર પુષ્ય, અશ્વયુગ્, મૃગશીર્ષ, અથવા મૈત્ર નક્ષત્રમાં પાકેલાં, પાંડુ રંગનાં, જીવજંતુ વિનાનાં, સારાં ભરેલાં, મોટાં, જીવજંતુથી ખવાયલાં ન હોય એવાં મીંઢાળ લેવાં. એ મીંઢાળને કુશઘાસમાં બાંધીને ઉપર છાણથી લીંપી લેવું. પછી ૮ દિવસ સુધી તેને જવનાં ફોતરાંના અથવા કળથી, ચોખા, મગ કે એવાં બીજાં કોઇ ધાન્યના ઢગલામાં રાખી મૂકવાં. આ પછી તે નરમ થએલાં, મધના જેવી સુગંધીવાળાં મીંઢાળ બહાર કાઢી લઈને તાપમાં સૂકવવાં. સૂકાઇ ગયા પછી ફળમાંથી બીજ લઇ લેવાં. આ બીજને ઘી, દહીં, મધ અને વાટેલા તલ વિગેરેમાં સારી રીતે ઘુંટવાં અને પછી પાછાં સુકવી લેવાં. પછી તેને સુંદર, સ્વચ્છ માટીના વાસણમાં કંઠ સુધી ભરીને સારી રીતે ઢાંકીને સીંકા ઉપર મૂકી રાખવાં. ઉપયોગમાં લેવાં હોય ત્યારે એમાંથી બીજ લેવાં. ક. અ. ૧.

**વક્તવ્ય**—સુશ્રુતે આરગ્વધાદિ અને મુષ્કકાદિ ગણમાં 'મદન'નો ઉલ્લેખ કરેલો છે. ચરકે આસ્થાપનોપગ અને અનુવાસનોપગ દશેમાનિમાં 'મદન'નો ઉલ્લેખ કરેલો છે. વમનોપગ દશેમાનિમાં તેનો ઉલ્લેખ નથી એ યાદ રાખવા જેવું છે; છતાં યે વમનમાં મીંઢાળ ઉત્તમ છે એમ અનેક જગોએ કહેલું છે. ચરકસંહિતાના સિદ્ધિસ્થાનના ૧૧ મા અધ્યાયમાં મીંઢળની યોગ્ય પ્રશંસા થયેલી છે. "मदनं सर्वगदाविरोधि तु" "અને कफपित्तहृदाशुकारि चाप्यनपायं पवनानुलोमि च। फलनामविशेषतस्त्वतो लभतेऽन्येषु फलेषु सत्स्वपि॥" આ એનો પુરાવો છે.

નવ્યમતવાળા ડોકટરો આને 'એપીકાકયુઆના'નું સુંદર પ્રતિનિધિ માને છે અને અતિસાર વિગેરેમાં યોજી શકાય એમ માને છે. ચરકે ગ્રહણીના અધ્યાયમાં ફક્ત એક જ જગોએ ભલ્લાતકાદિક્ષારમાં મદનફલ યોજેલું છે (चि १९–१७७). ચરકે મદનપુષ્પને શિરોવિરેચન ગણાવ્યાં છે (चि ७–१७४). ઘણી જગોએ મીંઢળ યોજાયલું છે.

મીંઢળનું એક નામ श्वसनः છે. निर्जलेऽपि श्वसिति અર્થાત્ પાણી વગરના પ્રદેશમાં પણ તે સ્હેલાઇથી થઈ શકે છે.

**Actions and Uses**—A good substitute for Ipecacuanha. The dry pulp is emetic, the thick shell and hard seeds are not emetic at all. The native Hakims give the pulp in combination with aromatics in dysentery, fever (ague), headache &c. It contains valerianic acid hence the tincture (ethereal tincture 1 in 5. Dose 15–60 ms.) is used as a nervine calmative aud antispasmodic in whooping cough and mania. The shell and seeds are cathartic and anthelmintic, and used to remove biliousness and worms in children. The fruit is used to procure abortion and as a fish-poison like coculus. A paste of it is locally applied as a discutient to disperse swellings and abscesses.

R. N. Khory II p. 342.

ભાવાર્થ—'એપીકાકયુઆના'નું આ સારૂં પ્રતિનિધિ છે. સુકો ગળ વામક છે. મીંઢળનાં ફળની છાલ અને અંદરનાં કઠિન બીજ જરાકેય વામક નથી. (બીજ વામક નથી એમ કહેવું લેખકની અજ્ઞાનતા સૂચવે છે. બાપાલાલ) દેશી હકીમો ગળને સુગંધી પદાર્થો સાથે ઝાડામાં, તાવમાં, શિરઃશૂલમાં વગેરેમાં વાપરે છે. મીંઢળની અંદર વેલેરીયાનીક એસીડ છે અને તેથી (ઇથેરીયલ ટીંક્ચર ૧:૫–માત્રા ૧૫થી૫૦ ટીપાં) ઇથેરીયલ ટીંક્ચર જ્ઞાનતંતુઓને શાંતક રવા માટે અને સ્નાયુશૈથિલ્યકૃત્ તરિકે કુકડીયાખાંસીમાં અને ઉન્માદમાં વપરાય છે. છોડાં અને બીજ રેચક અને કૃમિઘ્ન છે અને બાળકોના પિત્તના વ્યાધિમાં તેમ જ કૃમિમાં તે વપરાય છે. ફળ ગર્ભપાત માટે વપરાય છે અને માછલાંને વિષરૂપ છે. ફળને બહારથી ચોપડવાથી સોજા અને ઘારાં રૂઝાય છે.

ખોરી. ભા. ૨. પા. ૩૪૨.

ઉલ્લેખ—વ. શા. પા. ૩૮૧, રૂ. નિ. પા. ૭૭, N. p. 144; Watt VI Part I p. 389; Indi. Medi. Plants p. 649

## ૨૦૪ ડીકામારી.

### N. O. Rubiaceæ.

**નામો**—नाडिहिंगुः, रामठी, वंशपत्री, हिंगुशिवाटिका ( સંસ્કૃત ), ડીકામારી ( ગુજરાત ); માલણ, માલડી ( ગુજરાત. કાઠિયાવાડ ); ડેકામાલી ( મરાઠી-હિંદી ); Gummy Gardenia-ગમી ગાર્ડેનીયા ( અંગ્રેજી ); Gardenia lucida-ગાર્ડેનીયા લ્યુસીડા ( લેટીન ).

**गुणाः**— नाडिहिंगु कटूष्णा च कफवातार्तिशांतिकृत् ।
विष्ठाविबंधदोषघ्नी आनाहामयहारी च ॥

॥ रा. नि. ॥

नाडिहिंगुस्तु कटुकस्तीक्ष्णश्चोष्णश्च दीपकः ।
कफवातमलस्तंभमनोमोहामनाशनः ॥

॥ नि. र. ॥

ગુણ—ડીકામારી ગરમ છે, કડવી છે; કફ અને વાનાં દરદોની પીડાને ટાળે છે. ઝાડો રોકાયો હોય, પેટ ચઢયું હોય, ગુડગુડાટ પેટમાં થતો હોય, તેને ડીકામારી મટાડે છે રાજનિઘંટુ

ડીકામારી કટુ, તીક્ષ્ણ, ઉષ્ણ, દીપક, કફઘ્ન, વાતઘ્ન, મલસ્તંભ અને મનના મોહને ટાળનાર છે. નિઘંટુરત્નાકર

વર્ણન—ડીકામારી એ ઝાડનો ગુંદર છે. આ બહૂ જ ઘરગથ્થુ દવા તરિકે પ્રખ્યાત છે. આનાં ઝાડનું નામ માલણ છે. ઝાડ ૫ થી ૧૫ ફીટ જેટલાં ઉંચાં થાય છે. એમાં ઘણી શાખાઓ નીકળે છે. એનાં પાન ૩ થી ૮ ઇંચ લાંબાં અને ૧॥ થી ૩ ઇંચ પહોળાં, સામસામાં, બન્ને સપાટીએ કાચ જેવાં ચળકતાં હોય છે. પાનની ડીંટડીની વચમાં બે નાનાં ઉપપાન હોય છે. ફુલ સાંજ વખતે ઉઘડે છે. પહેલાં અમળાયલી કળીના રૂપમાં ફુલ આવે છે. નેવરીના ફુલ જેવી જ સુગંધી હોય છે. પુષ્પબાહ્યકોષ અને પુષ્પાભ્યન્તરકોષ બન્નેને ૫ થી ૭ પાંખડીઓ હોય છે. તે તળીએ જોડાઇને લાંબી નળી જેવી થયેલી હોય છે. ઉપર ૫-૭ છેડા છુટ્ટા હોય છે. તે પીળાશ લેતા લીલા રંગની હોય છે. અંદરના ભાગમાં રૂંછાળ હોય છે. પુંકેસરો પણ પાંખડીઓ જેટલાં-૫-૭ હોય છે. ફુલની સુગંધી બહૂ જ સરસ હોય છે. માલણ જેમ ફુલ વેચવા બેસે છે અને ફુલની સુગંધીથી બધાંનું ધ્યાન તેના તરફ ખેંચે છે તેમ જંગલમાં આ ઝાડ પણ તેની મોહક સુગંધીથી બધાંનું ધ્યાન એના તરફ ખેંચે છે. ફુલનો આકાર, રૂપ, રંગ, સુગંધી-બધું જ ધ્યાન ખેંચે છે.

આજ કારણથી વનવગડાના લોકોએ તેનું માલણ નામ પાડયું હશે. તેનો ગુંદર એ જ ડીકામારી. તે બહુ જ દુર્ગંધી હોય છે.

**વક્તવ્ય**—ચરકના ઉન્માદ અને અપસ્મારના અધ્યાયોમાં અનુક્રમે हिंगुशिवाटिका અને हिंगुपत्री એવાં નામો મળે છે. ટીકાકાર **ચક્રપાણિદત્ત** બન્નેને वंशपत्री તરિકે ઓળખાવે છે. એટલે આ ડીકામારી જ હોવી જોઇએ. પાછળના નિઘંટુકારોએ તેનું નામ 'વંશપત્રી' આપ્યું છે. વળી નિઘંટુરત્નાકરે मनोमोहामनाशनः એ પણ ચરક ઉપરથી જ લખ્યું લાગે છે. સુશ્રુતમાં हिंगुशिवाटिकाનો ઉલ્લેખ નથી. ચરકના ગ્રહણી અધ્યાયમાં ( શ્લોક ૧૦૬ ) हिंगुशिराटिका શબ્દ છે. આ કદાચ છાપવાની ભૂલ હશે. ટીકાકારો કે નિઘંટુકારો हिंगुशिराटिकाનો ઉલ્લેખ નથી કરતા. આમનાશન હોવાથી ગ્રહણીમાં વપરાય એ સ્વાભાવિક છે.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૩૮૫; રૂ. નિ. પા. ૧૭૧; N. p. 145; Watt. III p. 482; Indi. Medi. Plants p. 651; Indig. Drugs p. 137.

---

## ૨૦૫ નેવરી

### N. O. Rubiaceæ.

**નામો**—नेमाली, वासन्ती, वनवासिनी ( સંસ્કૃત ); નેવરી ( ગુજરાતી ); નેવાલી, રાઇકોરા, લોખંડી ( મરાઠી ); નેવારી ( હિંદી ); Ixora parviflora-ઇક્ષોરા પાર્વીફ્લોરા ( લેટીન ).

**परिचय**—

नेमाली मधुगंधा च गुच्छपुष्पा च ग्रैष्मिका ।
राजादनदला चैव वनजा सूक्ष्मपुष्पिका ॥
ग्रीष्मातिसुरभिः कांता सुगंधा वनवासिनी ॥
सुकुमारा शिखरिणी नेमाली वनमल्लिका ॥

॥ शिवदत्तः ॥

**गुणाः**—

नेवाली कटुका तिक्ता शीता च सुरभिः लघुः ।
त्रिदोषनेत्ररोगघ्नी कर्णाननरुजापहा ॥
सर्वरोगहरा प्रोक्ता गुणज्ञैः पूर्वकोविदैः ॥

॥ नि. र. ॥

नेमाली कटुका तिक्ताऽनुष्णा लघ्वो त्रिदोषहा ।
कर्णाक्षिमुखरोगघ्नी शीतला श्रमनाशिनी ॥

॥ म. नि. ॥

वासंती शीतला लघ्वी तिक्ता दोषत्रयास्त्राजित् ॥

॥ भा. प्र. ॥

**વર્ણન—**નેવરીનાં ઝાડ હિંદુસ્તાનના ઘણા ભાગોમાં થાય છે. ડુંગરામાં, નદી અને ખાડીઓને કાંઠે પણ તે જોવામાં આવે છે. નેવરીનાં ઝાડ ૧૦ થી ૨૫ ફીટ ઉંચાં થાય છે. તેમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. પાન રાયણના જેવાં જ દેખાય છે અને તેથી ઘણી વખત નવીન શીખાઉ નેવરીને રાયણ માની લે છે. ફુલ વસંતઋતુ પછી ચોમાસા સુધી આવ્યા કરે છે. ફુલ અત્યંત સુગંધી અને તેથી દૂર સુધી મહેકી રહે એવાં હોય છે. ફળ ગોળાઈ લેતાં, જાંબુડા કે કાળા રંગનાં હોય છે. કેમળ શાખાઓ જરા ચપટી હોય છે.

ફુલ સુકાયા પછી પણ બોલસરી-ની પેઠે સુગંધી આપ્યા કરે છે. ફૂલ આવ્યા પછી રાતી પાંખો પર કાળી ચાંડલીયાવાળી ભમરીઓ સંખ્યાબંધ જોવામાં આવે છે. શિવદત્તનું વર્ણન બરાબર છે.

**ગુણ—**નેવરી સ્વાદે કડવી અને તુરી છે; ટાઢી પણ છે. તે ત્રિદોષને ટાળે છે; આંખ, મ્હોં અને કાનના રોગોને સારા કરે છે; શીતલ હોવાથી શ્રમ હરનાર છે. તે ત્રિદોષને હણનારી છે એમ પ્રાચીન લેખકોનું માનવું છે.

**વક્તવ્ય—**મદનપાલ, શોઢલ અને ભાવમિશ્રે નેવરીનો ઉલ્લેખ કર્યો છે. Ixora ની ૩૦ જાતોનું વર્ણન બ્રેંડીસે તેમના પુસ્તકમાં આપેલું છે. આ ઝાડ દરેક બાગમાં રાખવા જેવું છે. 'वनमल्लिका' વિશેષણ યથાર્થ જ છે.

**નવ્યમત—**આ ઝાડનું મૂળ અથવા ફળ સંતાલ લોકો જ્યારે સ્ત્રીને પેસાબ બહુ જ લાલ રંગનો થાય છે ત્યારે આપે છે. ( રેવ. એ. કેમ્પબેલ. ).

**ઉલ્લેખ—**બ્રેંડીસ પા. ૩૮૮; નૅર્ન પા. ૧૪૯; Watt. IV p. 533; રૂ. નિ. પા. ૪૫૭; વ. શા. પા. ૩૮૭; Indi. Medi. Plants p. 657.

## ૨૦૬ મજીઠ

### N. O. Rubiaceæ.

**નામો—**मंजिष्ठा, लोहितलता, विकसा, समंगा, भण्डीरी, रक्तांगा, वस्त्रभूषणा, कालमेषी ( સંસ્કૃત ); મજીઠ ( ગુજરાતી ); મંજીષ્ઠ ( મરાઠી. હિંદી ); મંજીષ્ઠા ( બંગાલી ); Madder Root- મૅડર રૂટ ( અંગ્રેજી ); Rubia cordifolia- રૂબીયા કૉર્ડીફોલીયા ( લેટીન ).

**गुणाः—** मंजिष्ठा मधुरा स्वादे कषायोष्णा गुरुस्तथा ।
कफोग्रव्रणमेहास्त्रविषनेत्रामयाञ्जयेत् ॥

॥ ध. नि. ॥

मंजिष्ठा मधुरा तिक्ता कषाया स्वरवर्णकृत् ।
गुरुरुष्णा विषश्लेष्मशोथयोन्याक्षिकर्णरुक् ॥
रक्तातिसारकुष्ठास्रविसर्पव्रणमेहनुत ॥

॥ भा. प्र. ॥

मंजिष्ठा कुष्ठवैस्वर्यशोथघ्नी मूत्रकृच्छ्रजित् ॥

॥ राजवल्लभः ॥

सुश्रुत— १ मंजिष्ठामेहे-मंजिष्ठाचंदनकषायं मंजिष्ठामेहिनं पाययेत् ॥

चि. अ. ११

चक्रदत्त— २ व्यङ्गेषु-....मंजिष्ठा वा समाक्षिका ॥

**વર્ણન**—મજીઠ પર્વતવાળા પ્રદેશમાં થાય છે. નેપાલમાં ખૂબ થાય છે. આની લતા બહુ જ લાંબી વધે છે અને ઝાડ ઉપર પણ પોતાનો પ્રતાનવિસ્તાર કરે છે. પત્ર દેખાવમાં અતિ સુંદર હોય છે. ફૂલ બહુ નાનાં હોય છે. રંગના કામમાં તે આવે છે અને તેથી જ તેનું નામ ' वस्त्रभूषणा ' પડેલું છે.

## વૈદ્યકમાં મજીઠનો ઉપયોગ

સુશ્રુત— ૧ મંજીઠામેહમાં-મજીઠના રંગ જેવું લાલચોળ મુતરતો હોય તેને મજીઠ અને સુખડનો કવાથ પાવો. ચિ. ૧૧

ચક્રદત્ત— ૨ વ્યંગમાં-મધ સાથે મજીઠનું ચૂર્ણ લગાવવું.

**વક્તવ્ય**—ચરકે વર્ણ્ય, વિષહર અને જ્વરઘ્ન દશેમાનિમાં મંજીષ્ઠાનો ઉલ્લેખ કરેલો છે. વિસર્પના પ્રદેહોમાં મજીઠ, ચંદન અને લોધર છે ( चि. ૧૧-૭૫ ). ઘણાખરા રોગોમાં ઓછીવત્તો મજીઠ યોજાયલી જણાય છે. સુશ્રુતે પ્રિયંગ્વાદિગણમાં મંજીષ્ઠા ગણાવેલી છે. ' સમંગા ' સંદિગ્ધ છે. શ્રીકંઠ એને ' अंजलिकारिका, वाराहक्रान्तामपरे '-એમ કહે છે. ડલ્હણે એના " गणिकारिका, वाराहक्रान्ता, स्पृष्टरोदनिका-लज्जालु इति लोके, मंजिष्ठा " એવા વિધવિધ અર્થો જણાવેલા છે. ઇત્યાદિ

**નવ્યમત**—એઈન્સ્લી જણાવે છે કે હકીમ લોકો આનાં મૂળીઆંનો કવાથ પ્રસવાન્તસ્રાવ વધારવા માટે વાપરે છે. ડૉ. જી. સ્લેફ્રર જણાવે છે કે આખો દિવસ-વારંવાર આ ચૂર્ણ ૩ ડ્રામ જેટલી માત્રામાં લેવાથી જ્ઞાનતંતુઓ ઉપર બહુ જ ખરાબ અસર કરે છે-અમૂક વખત ઘેન લાવે છે અને ગર્ભાશયમાં કંઇક થાય છે. ( ફાર્મો૦-ઈન્ડી૦ )

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૬; N. p. 148; Indig. Drugs p. 277, Indi. medi. Plants p. 664.

---

## ૨૦૭ સીંકોના.

### N. O. Rubiaceæ.

**નામો**—સીંકોના ( ગુજરાતી, હિંદી, મરાઠી વગેરે ભાષાઓમાં. ) Cinchona Bark–સીંકોના બાર્ક ( અંગ્રેજી ); Cinchonæ Cortex–સીંકોના કૉરટેક્ષ ( લેટીન ).

**વર્ણન**—આ ઝાડ દક્ષિણ અમેરિકાનું–પેરૂનું વતની છે. આ છોડનું વાવેતર અહિંઆં શી રીતે કરવામાં આવ્યું, કેવી રીતે સરકારે તેમાં સહાય દીધી, વિદ્વાનોએ તેમાં કેવી કેવી શોધો કરી–એ બધા માટે તો અંગ્રેજીમાં ગ્રંથો લખાયલા છે. કલકત્તાના રૉયલ બૉટેનીકલ ગાર્ડન્સના સુપ્રીન્ટેન્ડન્ટ ડૉ. જ્યોર્જ કીંગનું 'Manual of cinchona cultivation in India' એ પુસ્તક વાંચવા લાયક છે.

દક્ષિણ અમેરિકામાં છાલને માટે આ ઝાડનો નાશ કરવામાં આવ્યો ત્યારે આ ઝાડો તેની અગત્યતાને લીધે હિંદમાં ઉછેરવાના પ્રયત્ન થવા લાગ્યા. અત્યારે હિંદુસ્તાનમાં નીલગીરી–ઉતાકામંડ પાસે, હિમાલયના પ્રદેશમાં, સીલોનમાં, બંગાલામાં, દાર્જીલિંગ વિગેરે સ્થળોમાં સીંકોનાનાં લાખો ઝાડવાં ઉછેરવામાં આવ્યાં છે. દાર્જીલિંગ પાસે સીકીમમાં રંગબીની ખાણમાં આસરે ૫૦–૬૦ લાખ છોડ સરકારે ઉછેરેલા છે. નીલગીરી ઉપર પણ એટલી જ મોટી સંખ્યા છે. આ છોડવાની છાલમાંથી જ સલ્ફેટ ઑફ કવીનાઈન અને સીંકોના ફેબ્રીફ્યુજ બનાવવામાં આવે છે. અત્યારે હિંદમાં આશરે સીંકોનાની ૧૩ જાતો સરકારે દાખલ કરીને ઉગાડેલી છે. ' સીંકોના ઓફીસીનેલીસ 'માંથી આશરે ૪॥ ટકા કવીનાઇન નીકળે છે અને ૧॥ ટકા જેટલી કવીનીડીન મળે છે. C. calisayaની છાલ પીળી થાય છે અને તેમાંથી કવીનાઈન મોટા પ્રમાણમાં મળે છે.

સીંકોનાની છાલ ઉપરથી ખરબચડી, સ્હેજ રાતી ભુરી, સ્હેજ જાડી અને અંદરથી રતાશ લેતી હોય છે. એમાં ખાસ ગંધ નથી હોતી. છાલનું ચૂર્ણ આછા રાતા રંગનું થાય છે. સ્વાદમાં સ્હેજ કષાય રસ સાથે કડવો સ્વાદ આવે છે. આ છાલ અત્યારે વિદેશી વૈદ્યમાં વિવિધ રીતે વપરાય છે. એમાંથી ઓફીસીયલ અને નૉન–ઓફીસીયલ ઘણી બનાવટો બનાવવામાં આવી છે અને ડૉકટરો તેને ઠીક પ્રમાણમાં વાપરે છે.

આ છાલમાંથી કવીનાઇન બનાવવામાં આવે છે. અત્યારે કવીનાઇનને નહિ ઓળખતું હોય એવું કોઇ માણુસ હિંદમાં ભાગ્યે જ હશે. એના પ્રચાર માટે સરકારે, સેનીટરી કમીટીઓએ, મ્યુનિસીપાલીટી વિગેરે પ્રજાહિતની સંસ્થાઓએ

ઘણી મહેનત લીધી છે. સીંકોનાના ઝાડ જેટલી સંભાળ અત્યારે કોઇપણ ઝાડની લેવાતી નહિ હોય.

**ગુણ અને ઉપયોગ**—સીંકોનાછાલ કષાય, ગ્રાહી, કટુપૌષ્ટિક, જ્વરઘ્ન અને તાવને અટકાવનાર છે. છાલનો મોટો ભુકો તેમાં રેસાઓ હોવાને લીધે હોજરી અને આંતરડાંમાં ઉત્તેજના ઉત્પન્ન કરે છે. તાવના હુમલા પછીની રોગનિર્મુક્તાવસ્થામાં બીજાં વનસ્પતિદ્રવ્યો સાથે સીંકોનાની છાલ ઉપયોગમાં લેવાય છે. કવીનાઇન સૉલ્ટ્સ્ સાથે યોજવાથી તેનો જ્વરઘ્ન શક્તિ વધે છે. સ્પીરીટ એમોનીઆ ઍરોમેટીક સાથે યોજવાથી આ બહુ સુંદર પીણું બને છે. આનાથી જલદ પીણાં પીવાની ટેવ ઓછી થાય છે.

**મેજોર એકસનની** શોધખોળ મુજબ કવીનાઇન સલ્ફ એ વિષમજ્વરમાં વાપરવા માટે સારામાં સારૂં ઔષધ છે. એકાંતરીયા, ચોથીઆ વિગેરે તાવમાં આ સારૂં કામ કરે છે.

( મૅટેરીયા મેડીકા-રાખાલદાસ ઘોષ પૃ૦ ૫૦૧ ).

**ઉલ્લેખ**—Brandis p. 372; Indig. Drugs p. 78.

## ૨૦૯ ભમરછાલ.

### N. O. Rubiaceæ.

**નામો**—भ्रमरछल्ली ( સંસ્કૃત ); ભમરછાલ ( ગુજરાત-કાઠિઆવાડ ); લૌલન ( હિંદી ); બંહારી ( દકખણ ); બંગરૂ ( તેલુગુ ); ભોરછાલ ( મરાઠી ); કુકુરકાટ ( મારવાડ ); Hymenodictyon excelsum-હીમેનોડીકટીયૉન એકસેલ્સમ્ ( લેટીન ).

**परिचय**— भृंगाह्वा भ्रमराह्वा च क्षीरद्रुः भृंगमूलिका ॥
उग्रगंधा च भृंगत्वग् छल्ली भ्रमरछल्लिका ॥

॥ रा. नि. ॥

**गुणा**— भृंगछल्ली कटूष्णा स्यात्तिक्ता दीपनरोचनी ॥

॥ रा. नि. ॥

भृंगाह्वा कटुका चोष्णा तिक्ता रुच्याग्निदीपनी ।
कंठ्या च सर्वदोषघ्नी प्रोक्ता पूर्वैर्भिषग्वरैः ॥

॥ नि. र. ॥

**વર્ણન**—ભમરછાલનાં ઝાડ ૧૫ થી ૪૦ ફીટ સુધી ઉંચાં થાય છે. છાલ જાડી, પોચી, ઉપરથી લીસી કે ખડબચડી, ભુરાશ લેતા લીલા રંગની ને

અંદરથી ફીક્કા રાતા રંગની ને કડવી હોય છે. પાન સામસામાં, ૪ થી ૧૦ ઇંચ લાંબાં, વખતે સાગના પાન જેવડાં ૧ થી ૧॥ ફુટ જેવડાં મોટાં હોય છે. ઝાડને જખમ કરતાં તેમાંથી એક જાતનો ચીકણો, સ્વાદમાં કડવો, મધ જેવો રસ ઝરે છે. ફુલ સફેદ રંગનાં થાય છે. એક વખત પાન અને ફળ જોવાથી આ ઝાડ ભુલાય એવું નથી. ગિરનારમાં આનાં ઝાડ આ લેખકે જોયાં છે. પાવાગઢમાં **સાગીન** નામથી ઓળખાતાં ઝાડ ભમરછાલનાં હોય એમ હવે મને લાગે છે.

**ગુણ અને ઉપયોગ**—ભમરછાલ કટુ, ઉષ્ણ, તિક્ત, દીપન, પાચન અને અન્ન ઉપર રૂચિ ઉપજાવનાર છે; જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર છે. આની છાલ તાવ ઉપર આપવામાં આવે છે.

**वक्तव्य**—'ફાર્માકોપીયા ઇન્ડીકા' જણાવે છે કે "હવે પછી જ્યારે જ્યારે હિંદુસ્થાનનાં ઓસડીઆંમાં જ્વરનાશક (antiperiodics) ઓસડીયાં શોધો ત્યારે સૌ પહેલાં આ ઝાડની છાલને સંભારજો "* આ ઝાડની છાલમાંથી આલ્કાલૉઈડ (હીમેનોડીક્ટાઇન) હાથ આવેલું છે જેમાં ઑક્સીજન નથી. (It was one of the few alkaloids which do not contain oxygen. **બ્રાઉટન અને નેયરે** આની છાલનું પૃથક્કરણ કર્યું છે પણ બહુ સંતોષકારક આલ્કેલૉઈડ હાથ નથી લાગ્યું; ભૂલથી કદાચ બીજા ઝાડની છાલ તેમના હાથમાં આપી હશે એમ સ્ટેન્લી ગીબ્સન અને જૉન સીમોન્સેન (જર્નલ એન્ડ પ્રોસીડીંગ્ઝ ઓફ ધી એસીયાટીક સોસાયટી ઑફ બેંગાલ ૧૯૧૬ પા. ૧૬૧–૧૬૨) જણાવે છે.

બ્રેંડીસે તેના Indian Trees માં આનું ચિત્ર આપેલું છે.

પૂ. જયકૃષ્ણભાઈ લખે છે કે–" આ ઝાડનાં પાનની પાછળની બાજુએ ઘણું કરીને ચોમાસાની મોસમમાં રાતી પાંખ પર કાળા પાંચ ચાંડલાવાળી ભમરીઓ બેઠેલી હોય છે. તે ઉડે છે ત્યારે ભમરા જેવો અવાજ થાય છે. આ ઉપરથી કદાચ એને **ભમરછાલ** અથવા **ભમરછલ્લી** કહેતા હશે."

**ઉલ્લેખ**—૧. શા. પા. ૩૮૦; ૩. નિ. પા. ૫૩૦; N. p. 142; Brandis p. 371; Watt IV p. 317; Indi. Medi. Plants p. 643.

---

* In all future enquiries into the subject of Indian antiperiodics, this bark should be one of the first to which attention should be directed. Indi. Medi. Plants p. 644.

# तगरादि वर्ग

## N. O. Valerianeæ.

### ૨૦૯ જટામાંસી.

**નામો**—जटामांसी, नलद, तामसी, जटिला, सुगंधमांसी, कृष्णा, सुलोमशा, आकाशमांसी ( સંસ્કૃત ); જટામાંસી બાલછડ ( ગુજરાતી ); જટામાંસી ( મરાઠી-હિંદી. તેલુગુ. બંગાલી ); Spikenard–સ્પાઇકનાર્ડ ( અંગ્રેજી ); Nardostachys Jatamansi–નાર્ડોસ્ટેકીસ જટામાંસી ( લેટીન ).

**ગુણાઃ**— मांसी तिक्ता कषाया च मेध्या कांतिबलप्रदा ।
स्वाद्वी हिमा त्रिदोषास्त्रदाहविसर्पकुष्ठनुत् ॥

॥ भा. प्र. ॥

गंधमांसी तिक्तशीता कफकंठामयापहा ।
रक्तपित्तहरा वर्ण्या विषभूतज्वरापहा ॥
अभ्रमांसी हिमा शोफव्रणनाडीरुजापहा ।
लूतागर्दभजालादिहारिणी वर्णकारिणी ॥

॥ रा. नि. ॥

जटामांसी तु तुवरा शीतला कांतिकारका ।
बल्या कटु स्वादुतिक्ता कफांतर्दाहपित्तहा ॥
विसर्पकुष्ठत्वग्दोषभूतबाधाज्वरापहा ।
दाहं त्रिदोषं वातं च रक्तदोषं विषं हरेत् ॥
कृष्णा सुगंधामांसी तु केश्या सुरभि तिक्तका ।
वर्ण्या च शीतला प्रोक्ता कफकंठरुजाहरा ॥
भूतबाधारक्तपित्तरक्षोबाधाज्वरापहा ।
विषवातहरा चान्ये गुणाः मांसीवदीरिताः ॥
आकाशमांसी वर्ण्या च शीतला व्रणशोथहा ।
जालगर्दभकं लूतां विस्फोटं च मर्मुरकाम् ॥
नाडीव्रणं विसर्पादि नाशयेदिति कीर्तिता ॥

॥ नि. र. ॥

**વર્ણન**—"આ એક ખડની જાતનો છોડ હિમાલયના ઉંચામાં ઉંચા પ્રદેશમાં તેમજ ગઢવાલથી પૂર્વના ભાગમાં મળી આવે છે, અને સીકીમમાં ૧૭૮૯૦ ફીટની ઉંચાઇએ ઉગી નીકળે છે. આને ફુલ કે ફળ હોતાં નથી. તેમાં એક આંગળી જેટલી લાંબી, સુગંધીદાર, કાળા રંગની, અને રંગવાની પીંછીના આકારવાળી છડ નીકળે છે. એક છોડમાં એવી ઘણી છડો થાય છે. તેની જાડાઇ આંગળી જેટલી થાય છે. તે ઉપર ઝીણા વાળ જેવા ઘણા જ રેસા હોય છે. તે એક બીજાની લગોલગ રહીને એક પીંછીના આકારમાં દેખાય છે. આની અંદર એક જાતની સુગંધ હોય છે કે જે બિલાડાંને ઘણી પ્રિય હોય છે, તેથી આ છોડ જ્યાં આગળ જોવામાં આવે છે ત્યાં આગળ તે આળોટવા અને કુદવા મંડી જાય છે; અને તે ઉપરથી આને બીલ્લીલોટણ કહેવામાં આવે છે. તેનાં મૂળ જરા સખત થાય છે. જે છડ સારી સુગંધવાળી, નવી અને નાની હોય તે ઉત્તમ અને વાપરવા લાયક ગણાય છે."

"વનસ્પતિ ગુણાદર્શ"માંથી.

**ગુણ અને ઉપયોગ**—જટામાંસી કડવી, તુરી, મેધ્ય, બલ અને કાંતિ વધારનાર; સ્વાદુ અને ઠંડી; ત્રિદોષ, દાહ, વિસર્પ, કુષ્ઠ વિગેરેને મટાડનાર; કફ અને કંઠના રોગોને હઠાવનાર; રક્તપિત્ત, શોફ, વ્રણ, નાડી વિગેરેને મટાડનાર; શરીરનો રંગ સારો કરનાર; બાળકોને લાગતા ગ્રહોની શાંતિ કરનાર; વિષને દૂર કરનાર અને ઘડપણને દૂર હઠાડનાર છે. તેનાં નાનાં પાંદડાંનો રસ કાઢી આંખમાં આંજવાથી આંખોનું તેજ વધે છે એમ 'વનસ્પતિ ગુણાદર્શ'માં લખેલું છે. યુનાની વૈદ્યો એનો રસાયન તરિકે ઉપયોગ કરે છે.

**વક્તવ્ય**—ઘણા જુના વખતથી જટામાંસીનો ઉપયોગ થતો આવ્યો છે. રાજનિઘંટુ, અને ભાવપ્રકાશ વિગેરેમાં એના આટઆટલા ગુણો વર્ણવેલા છે પણ ચરક અને સુશ્રુતમાં સ્વતંત્ર ઉપયોગ એક પણ જગોએ જોવામાં આવેલો નથી. સંજ્ઞાસ્થાપન દશેમાનિમાં, કંડૂઘ્ન દશેમાનિમાં ચરક તેનો ઉલ્લેખ કરે છે. બાળકોનાં વસ્ત્રોને ધૂપ આપવાનાં જે જે દ્રવ્યો ગણાવ્યાં છે તેમાં માંસીનો ઉલ્લેખ છે ( शा. ૮–૧૨૨ ). વમનોપગ તરિકે ( वि. ૮–૧૫૭ અને क. ૧–૩૩ ); તિક્ત સ્કંધમાં; શ્વાસ, કાસ, વિષ વિગેરેમાં ધૂમ્રવર્તિમાં; વિષમાં, વિસર્પમાં, ઉન્માદમાં, અપસ્મારમાં, ઉરૂસ્તંભમાં, વાતરક્તમાં અને શ્વયથુ વિગેરેમાં બીજાં દ્રવ્યો સાથે જટામાંસી વપરાયલી છે. અશ્મરીમાં પણ બીજાં સાથે જટામાંસીની યોજના ચરકે કરેલી છે ( चि. ૨૬–૬૩ ).

સુશ્રુતે વ્રણિતોપાસનીય અધ્યાયમાં वचां वयःस्थां गोलोमीं जटिलां चापि शिरसा धारयेत् એમ કહેલું છે. ચરકના કરતાં સુશ્રુતે ઘણા ઓછા યોગોમાં જટામાંસી વાપરેલી છે. આકાશમાંસી શબ્દ ચરક, સુશ્રુત કે વાગ્ભટમાં જણાતો નથી.

નિઘંટુરત્નાકાર માંસી ત્રણ જાતની ગણાવે છે:–(૧) જટામાંસી, (૨) કૃષ્ણસુગંધામાંસી અને (૩) આકાશમાંસી. સુશ્રુતટીકાકાર ડલ્હણ પણ બે જટામાંસીનો ઉલ્લેખ કરે છે. भूतकेशीનો અર્થ मांसी, जटाનો અર્થ गंधमांसी અને બીજે ઠેકાણે जटाને द्वितीया मांसी (क. ९–१५) કહીને અર્થ સમજાવેલા છે. આકાશમાંસી નામ શાથી પડયું હશે તે સમજાતું નથી. નલદ શબ્દના કેટલીક વખત 'જટામાંસી' અને કેટલીક વખત उशीरमेदः लामज्जकः એવા અર્થો ડલ્હણે બતાવેલા છે. વૈદ્યકના ઘણાખરા ગ્રંથો જે મ્હેં જોયા છે તેમાં જટામાંસીનો સ્વતંત્ર ઉપયોગ કોઇપણ ઠેકાણેથી શોધ્યો જડયો નથી.

**Medicinal Uses**—The drug is regarded as a tonic, nervous stimulant, and antispasmodic. It is little used in India at the present time, but has been advocated as efficient representative of valerian in hysteria, epilepsy and similar vervous and convulsive affections. The doze is from 30 to 40 grains in powder. A fluid extract prepared with an ammoniacal menstruum would probably be the most suitable preparation. The oil is administered in epilepsy in dozes of 2 to 5 minims. Jatamansi is chiefly used in India as an agent in perfumery and as an ingredient in medicinal oils. It is popularly believed to increase the growth and blackness of the hair. ( Kanayalal Dey )

**ભાવાર્થ**—જટામાંસી શક્તિપ્રદ, ઉત્તેજક અને સ્નાયુશૈથિલ્યકૃત્ છે. અત્યારે હિંદુસ્તાનમાં જટામાંસી બહુજ જુજ વપરાય છે, પણ હીસ્ટીરીયા, અપસ્માર અને આંચકી વિગેરેમાં 'વૅલેરીયન'ના પ્રતિનિધિ તરિકે વાપરવાની ખાસ ભલામણ કરવામાં આવેલી છે. એની માત્રા ચૂર્ણના રૂપમાં બેઆનીભારથી પાવલીભારની છે. પ્રવાહી તત્વ વાપરવાનું બહુજ સરસ પડે એમ છે. ૨ થી ૫ મીનીમની માત્રામાં તેનું તેલ અપતાનક અને અપસ્મારનાં દરદોમાં ઉપયોગી છે. જટામાંસી સુગંધી દ્રવ્ય તરિકે તેલ વિગેરેમાં નાંખવામાંજ હિંદુસ્તાનમાં અત્યારે વપરાય છે. એમ મનાય છે કે જટામાંસીના તેલથી વાળ વધે છે અને કાળા થાય છે.

( સ્વ. કનૈયાલાલ દે. )

**ઉલ્લેખ**–Indi. Medi. Plants p. 665; રૂ. નિ. પા. ૨૩૯; વનસ્પતિ ગુણાદર્શ પા. ૪૫૦.

---

## ૨૧૦ તગર.

### N. O. Valerianeæ.

**નામો**—तगरम्, कुटिलम्, नतम्, जिह्मम् ( સંસ્કૃત ); તગર ( ગુજરાતી ); ગોડેતગર ( મરાઠી ); તગર ( હિંદુસ્તાની ); તગર પાદુકા ( બંગાલી ); Valeriana Hardwickii-વૅલેરીયાના હાર્ડવીકીઆઈ ( લેટીન ).

**ગુણાઃ**— तगरं कुष्ठजित्प्रोक्तं दृग्विसर्पव्याधिजिल्लघु ॥

॥ शोढलः ॥

तगरं शीतलं तिक्तं दृष्टिदोषविनाशनम् ।
विषार्तिशमनम् पथ्यं भूतोन्मादभयापहम् ॥

॥ रा. नि. ॥

तगरं मधुरं तिक्तं कटु पाके रसे लघु ।
स्निग्धोष्णं तुवरं भूतमदापस्मारनाशनम् ॥
कफचक्षुःशिरोरोगमदापस्मारनाशनम् ॥
तगरद्वयमुष्णं स्यात् स्वादु स्निग्धं लघु स्मृतम् ॥
विषापस्मारमूर्द्धाक्षिरोगदोषत्रयापहम् ॥

॥ भा. प्र. ॥

राजमार्तंड— १ सन्धिकवाते—तक्रेण पिष्टं तगरस्य मूलमार्द्रं निपीतं विनिहन्ति शीघ्रम् ।....नृणां संधिकवातरोगम् ॥

२ पिल्ले—अभयारमपिष्टं वा तगरं पिल्लनाशनम् ॥

**વર્ણન**—ઘણા જુના વખતથી તગર હિંદુસ્તાનમાં પ્રસિદ્ધ છે. ડૉ. વૅાટ કહે છે કે—"આ છોડ બારમાસી છે. હિમાલયના સમશીતોષ્ણ પ્રદેશમાં કાશ્મીરથી તે ભુતાન સુધી ૪૦૦૦ થી ૧૨૦૦૦ ફીટ સુધીમાં ઉગી નીકળેલા મળી આવે છે. આના છોડ ટુંકા હોય છે. મૂળીયાં ગાંઠો ગાંઠોવાળાં અને લંબાઇમાં ૧ થી ૧॥ ઇંચ છે. એની લંબાઇ એક આંગળીથી તે એક ક્વીલપેન જેટલી થાય છે. તેનો રંગ કાળાશ મારતો ભુરો અને એની સપાટી કરચલી-વાળી હોય છે. એના ઉપર ઘણેખરે ઠેકાણે આડી લાઇનો હોય છે. એ ગાંઠો અને લાઇનો ખરી પડેલાં પાંદડાંની નિશાનીઓ બતાવે છે. તેનો નીચેનો છેડો બુઠ્ઠો, સખત અને ચીકણો હોય છે; ઉપલો છેડો પહોળો હોય છે. એની + સુગંધ વૅલેરીયનને મળતી છે, પણ તેના કરતાં વધારે ઉગ્ર અને સ્વાદ કપુરને મળતો હોય છે. મુસલમાન લેખકો તેને અસારૂનના નામથી ઓળખા-વ છે". તેની ચાર જાતો મુસલમાન લેખકો જણાવે છે. તગર ફીરંગ, સીઆમ

+સુકું માંસ કે મરેલા ઉંદરના સુકા માંસ જેવી વાસથી એ તરત ઓળખી શકાય એમ છે.

અને આફ્રીકામાંથી પણ આ દેશમાં આવે છે; પણ આ પરદેશી તગરથી હિંદુસ્તાનમાં થતું તગર પસંદ કરવા જેવું છે. ડૉ. વૉટ કહે છે કે મૂળીયાં પરદેશ ખાતે કાંઇક ઔષધના ઉપયોગ માટે અને મુખ્યત્વે કરીને સુગંધી બનાવવા માટે મોકલવામાં આવે છે. ડૉ. ઇરવાઇન કહે છે કે એ ખાસ સેન્ટ તરિકે તથા વાળ સુગંધી કરવા માટે વપરાય છે.

તગર ધૂપ તરિકે વાપરવામાં આવે છે. અગર, તગર–એ નામો બનતા સુધી સાથેજ વપરાયલાં છે.

અંગ્રેજી વૅલેરીયનના કરતાં સાચું તગર વાપરવું વધારે સારૂં છે. જટામાંસીને બદલે પણ આ વપરાય. કઠ, જટામાંસી અને તગર એક બીજાને બદલે વાપરી શકાય એમ છે.

## વૈદ્યકમાં તગરનો ઉપયોગ

**રાજમાર્તંડ**—૧ **સંધિવામાં**–તગરનું લીલું મૂળીઉં છાશ સાથે ઘસીને પીવાથી સંધિવાની પીડા મટે છે.

૨ **પિલ્લ નામના આંખના રોગમાં**–તગરને હરડેના ઘસારામાં ઘસીને આંજવાથી પિલ્લ નામનો આંખનો રોગ મટે છે.

**वक्तव्य—ચરક** શીતપ્રશમન દશેમાનિમાં તગરનો ઉલ્લેખ કરે છે; વમનોપગ તરિકે અને તિક્તસ્કંધમાં ગણાવે છે. વાયુના રોગોમાં, વાતરક્તમાં, રાજયક્ષ્મામાં, ઉન્માદમાં, કુષ્ઠમાં, ઉરૂસ્તંભમાં ચરકે તગર યોજેલું છે. વિષમાં તો તે અનેક જગોએ યોજાયલું છે. સવર્ણીકરણલેપમાં તગર વપરાયલું છે. સ્તન્યશુદ્ધિ માટે સ્તન ઉપર બીજાં દ્રવ્યો સાથે તગર પણ ચોપડવામાં આવે છે. સુશ્રુતે એલાદિ ગણમાં તેને ગણાવ્યું છે.

ઉન્માદ, અપસ્માર, હીસ્ટીરીયા અને વિષ એ રોગોમાં તગર આપવા જેવું છે.

**નોંધ**–બજારમાં જે તગર મળે છે તે તદ્દન નકામું જણાય છે. આ તગર વાપરવાથી ધાર્યો ફાયદો જણાતો નથી. માટે સાચું તગર હાથ ન આવે તો '**વૅલેરીયન**' વાપરવું એજ હિતાવહ છે. વૅલેરીયનની ઘણીખરી જાતો કાશ્મીર, ભુતાન અને હિમાલયમાંજ થાય છે. તગરનાં સાચાં મૂળીઆં અફઘાનીસ્તાનના લોકો ભેગાં કરીને હિંદમાં મોકલે છે એમ સ્વ. કનૈયાલાલ દે જણાવે છે.

તગરમાં સ્નાયુશૈથિલ્યહર, ઉત્તેજક વિગેરે સુંદર ગુણો છે. હીસ્ટીરીયા જેવા રોગોમાં આ વાપરવું હિતાવહ છે. દશાંગલેપમાં તગર છે. જટામાંસી, તગર વિગેરેના ગુણ તો લગભગ સરખાજ છે.

**ઉલ્લેખ**–Indi. Modi. Plants p. 667; રૂ. નિ. પા. ૨૪૩; વનસ્પતિ ગુણાદર્શ પા. ૪૭૯; Indig. Drugs p. 326.

# संहद्ण्गादि वर्ग

## N. O. Compositæ.

## ૨૧૧ સદોડી.

**નામો**—सहदेवी, दण्डोत्पला ( સંસ્કૃત ); સદોડી, શેદરડી ( ગુજરાતી ); સાદોડી, સાહાદેવી ( મરાઠી ); સહદેવી, સદોડી ( હિંદી ); Vernonia Cineria —વરનોનીયા સાઈનેરીયા ( લેટીન )

**गुणाः**— दण्डोत्पला सहदेवा विषमज्वरनाशिनी ॥
सहदेवा द्विधा प्रोक्ता श्वेता नीला च पुष्पतः ॥
द्वयं चैकांतरं हंति भक्षणात् धारणादपि ।
निद्राकरा धृता शीर्षे नीला सिध्मविनाशिनी ॥

॥ शोढल. ॥

**शोढल**— १ **विस्फोटके**—सहदेवीकृता पिण्डी सर्वविस्फोटनाशिनी ॥

**वैद्यमनोरमा**— २ **ज्वरे**—स्वरसैः सहदेव्या वा सिद्धं तैलं ज्वरं जयेत् ॥

३ **ज्वरभूतग्रहादौ**—सहदेवीशिफा बद्धा श्वेतसूत्रेण कन्यया ।
निहन्ति दक्षिणे पाणौ ज्वरभूतग्रहादिकान् ॥

**વર્ણન**—સેદરડીના છોડવા ચોમાસે ઘણા ઉગી નીકળે છે. કેટલીક ભીની જગોમાં તે બારે માસ પણ જોવામાં આવે છે. તે ૦॥ થી ૨ કે ૨॥ ફીટ જેટલા ઉંચા થાય છે. એનું મૂળ સુગંધી હોય છે. મૂળ પાતળું હોય છે. પાન તરેહવાર આકારનાં, જાડાં કે પાતળાં અને આંતરે આવેલાં હોય છે. ફુલ સફેદ લેતા રંગનાં આવે છે. બીજી એક જાત લાલ રંગની પણ થાય છે. ફળ કાળીજીરી જેવાં થાય છે.

### વૈદ્યકમાં સદોડીનો ઉપયોગ.

**શોઢલ**— ૧ **વિસ્ફોટકમાં**—સહદેવીનો રસ પીવાથી અને ચોપડવાથી વિસ્ફોટક મટે છે.

**વૈદ્યમનોરમા**—૨ **જ્વરમાં**—સહદેવીના સ્વરસથી સિદ્ધ કરેલું તેલ જ્વરનાશક છે.

૩ **જ્વર, ભૂત, ગ્રહ વગેરેમાં**-જમણા હાથ ઉપર સહદેવીનું કોમળ મૂલ-જેની ઉપર કન્યાએ સફેદ દોરા બાંધેલા હોય

એવું બાંધવાથી જ્વર મટે છે અને ભૂત, ગ્રહ વિગેરેની પીડા ટળે છે.

**વક્તવ્ય**—ચરકસુશ્રુતમાં सहदेवी નો ઉલ્લેખ નથી. અમરકોષમાં પણ 'સહદેવી' નથી. સુશ્રુત વિગેરે ગ્રંથોમાં 'सहदेवा' શબ્દ ઘણી જગોએ વપરાયલો છે. પણ ટીકાકારોએ તેનો અર્થ पीतपुष्पा बला, नाङ्गेरुकी વિગેરે કરેલો છે. સાધારણ રીતે સહદેવાનો અર્થ ખપાટજ થાય છે.

એનાં મૂળીઆં માથા આગળ રાખીને સૂઇ જવાથી દરદીને નિદ્રા આવે છે એ અનુભવથી સત્ય ઠરેલું છે. એનાં મૂળમાં 'ફીનાસીટીન'નો અંશ હોય તો નવાઇ નહિ, કારણ કે એ તાવ ઉતારનાર મનાય છે. 'જ્વરનાશિની' વિશેષણ છે એજ એની જ્વરઘ્ન શક્તિનું સૂચક છે. આ છતાં વૈદ્યોએ જ્વરઘ્ન દવાઓમાં 'સહદેવી' વાપરેલી નથી એ નવાઇ જેવું છે.

**નવ્યમત**–તાવમાં પરસેવો લાવવા માટે દેશી વૈદ્યો આનો ઉપયોગ કરે છે. (એઇન્સ્લી). છોડનો રસ અર્શમાં અપાય છે. (બી. ડી. બાસુ). પટણા તરફ **બીજ** વિષનો ઉતાર (alexipharmic) અને કૃમિઘ્ન મનાય છે. ઘોડાઓના મસાલામાં બીજ વપરાય છે. (ઈરવીન). મૂત્રાશયના સંકોચમાં તેમજ અશ્મરીમાં છોટાનાગપુર તરફ આખો છોડ વપરાય છે. આંખ આવી હોય તે માટે પુલનો ઉપયોગ થાય છે. (કેમ્પબેલ). આંખનો આ ઉપયોગ અગત્યનો છે, કારણ કે પીસો જણાવે છે કે જમૈકા તરફ પણ આજ છોડની બીજી જાત આંખ આવી હોય ત્યારે વપરાય છે. (વૉટ). છોટાનાગપુર તરફ મૂળ, શોથમાં આપવામાં આવે છે. (જે. જે. વુડ પ્લેંટ્સ ઓફ છોટાનાગપુર પા. ૩)

**ઉલ્લેખ**–વ. શા. પા. ૩૯૪; રૂ. નિ. પા. ૫૮૧; N. p. 153; Watt VI part IV p. 231; Indi Medi. Plants p. 670.

---

## ૨૧૨ કાળીજીરી

### N. O. Compositæ.

**નામો**–वनजीरकः, तिक्तजीरकः (સંસ્કૃત); કાળીજીરી (ગુજરાતી); Purple fleabane–પર્પલ ફ્લીબેન (અંગ્રેજી); Vernonia Anthelmintica–વરનોનીયા એન્થેલ્મીન્ટીકા (લેટીન).

**परिचय**— बृहत्पाली क्षुद्रपत्रोऽरण्यजीरकणा तथा ॥

॥ रा॰ नि॰ ॥

गुणाः— वनजीरः कटुः शीतो व्रणहाऽऽध्माननाशनः ॥

॥ रा. नि. ॥

अरण्यजीरकं चोष्णं तुवरं कटुकं मतम् ।
स्तंभवातकफं चैव व्रणं चैव विनाशयेत् ॥

॥ नि. र. ॥

**વર્ણન**–કાળીજીરીના છોડવા ચોમાસે ઉગે છે. તે ૩થી૫ ફીટ ઉંચા અને બહુધા ગીચોગીચ ઉગેલા હોય છે. તે જ્યાં ઉગે છે ત્યાં ઘણું કરી જથ્થાબંધ ઉગે છે. પાન લાંબાં, કાંગરીદાર; પુલ ફીક્કા જાંબુડા રંગનાં અને ફલ (achnes) કાળાં થાય છે. એના આખા છોડવા ઉપર ઘણું કરી ચીકાશવાળા વાળની ફેવાંટી હોય છે. કલોંજી જીરાને પણ કાળીજીરી કહે છે. પણ તે તો nigella sativaનાં બીજ છે. જીરાને મળતો આકાર બીજનો હોવાથી તે કાળીજીરી કહેવાય છે. કાળીજીરીનાં પુલ ઉઘડયા પછી તેમાંનાં બીજ તરત પાકી જઇ ખરી જાય છે. કૃમિ અને તાવમાં તે છુટ્ટથી વપરાયછે.

**ગુણ**–કાળીજીરી કટુ, શીત, વ્રણને રૂઝાવનાર, વાયુને હઠાવનાર અને જ્વર, કૃમિ વિગેરેનો નાશ કરનાર છે.

**વક્તવ્ય**–કાળીજીરીને કેટલાક વૈદ્યો सुपवी એ નામ આપે છે. અત્યારે કાળીજીરી તાવ અને કૃમિમાં છુટ્ટથી વાપરવામાં આવે છે. કહેવાય છે કે વિલાયતી દવા **સેન્ટોનાઈન**ના જેવું કાળીજીરી કામ કરે છે.

**નોંધ**–Indian Medicinal Plantsમાં V. Anthelminticaનાં સંસ્કૃત નામ सोमराज, अवल्गुज, बाकुची અને હિંદી અને મુંબાઇનાં નામો ' કાલીઝીરી, બુકચી ' આપે છે. આ ગોટાળો અજાણતાં થઈ ગયો લાગે છે. બાકુચી એટલે તો Psoralea Corylifolia એ પુસ્તકમાં પણ સ્પષ્ટ રીતે જણાવેલું છે. આ છતાં પણ દેશી નામો લખવામાં વિદ્વાનો કેવો ગોટાળો કરે છે તે આ ઉપરથી સમજાશે.

**નવ્યમત**—પાનનો રસ નાકમાંથી લીંટ, પાણી વિગેરે વહેતું હોય તે અટકાવવા માટે અપાય છે. ( આગ્રા પ્રદર્શનમાં ). ડૉ. ઈ. રૉસ કાલીજીરીના ક્વાથને ( માત્રા ૧૦ થી ૩૦ ગ્રેન કાલીજીરીની ) જલંદરમાં સુંદર અને ચોક્કસ કૃમિઘ્ન–જંતુઘ્ન છે એમ જણાવે છે. ત્રાવણકોર તરફ આનું ચૂર્ણ લીંબુના રસમાં કાલવીને જૂઓ મારવા માટે માથામાં ચોપડાય છે. ડૉ. ગીબ્સન કાળીજીરીને ઉત્તમ બલ્ય અને પાચક ઔષધિ માને છે. ( માત્રા ૨૦ થી ૨૫ ગ્રેન ). કાલીજીરીમાં મૂત્રલ શક્તિ પણ છે એમ મનાય છે.

( ફારમાકોપીયા ઇન્ડીકા )

શોથમાં પણ આ અપાય છે. વ્રણ ઉપર પણ લેપ કરવામાં આવે છે. ( વૉટ ). પંજાબ તરફ આનાં બીજ જ્વરઘ્ન મનાય છે. ( બેડન પૉવેલ ).

આનાં બીજ બહુ જ જંતુઘ્ન છે અને સર્પદંશમાં જે દવાઓ અપાય છે તે ઘણુંખરામાં કાળીજીરી પડે છે. ( એઇન્સ્લી ). મલબાર તરફ કાળીજીરીનો ઉકાળો કફ અને મેદવૃદ્ધિ માટે પીવાડવામાં આવે છે. ( રૂહીડ )

ઉલ્લેખ—વ. શા. પા. ૩૯૫; રૂ. નિ. પા. ૫૧૬; N. p. 154; Watt VI Part IV p. 229; Indi. Medi. Plants p. 670.

## ૨૧૩ કઠ-ઉપલેટ.

### N. O. Compositæ.

**નામો**—कुष्ठम्, रुक्, अगदः, पाकलम् ( સંસ્કૃત ); કઠ, ઉપલેટ (ગુજરાતી); કુટ્ ( હિંદી ); Costus root-કૉસ્ટસ રૂટ ( અંગ્રેજી ); Saussurea Lappa -સૅાસ્સુરીયા લૅપ્પા ( લેટીન ).

गुणाः— कुष्ठं कटूष्णं तिक्तं स्यात् कफमारुतरक्तजित् ।
त्रिदोषविषकण्डूश्च कुष्ठरोगांश्च नाशयेत् ॥

॥ ध. नि. ॥

कुष्ठं कटूष्णं तिक्तं स्यात् कफमारुतकुष्ठजित् ।
विसर्पविषकण्डूतिखर्जूदद्रुघ्नकान्तिकृत् ॥

॥ रा. नि. ॥

कुष्ठमुष्णं कटु स्वादु शुक्रलं तिक्तकं लघु ।
हन्ति वातास्रविसर्पकासकुष्ठमरुत्कफान् ॥

॥ भा. प्र. ॥

कुष्ठं वातकफश्वासकासहिक्काज्वरापहम् ॥

॥ राजवल्लभः ॥

कुष्ठं वातहराभ्यङ्गोपनाहयोगिनाम् ॥ ॥ चरकः ॥ सू. २९

चरक— १ कुष्ठे—लेपो योज्यः कुस्तुम्बुरूणि कुष्ठं च मण्डलनुत् ॥ चि. अ–७
२ अर्शःसु कुष्ठम्—अभ्यज्य कुष्ठतैलेन स्वेदयेत् ॥ चि. अ–९
३ अपस्मारे—कुष्ठरसं, वचां वा मधुसंयुताम् ॥ चि–१५

वाग्भट— ४ अरुंषिकायाम्—कपालभृष्टं कुष्ठं वा चूर्णितं तैलसंयुतम् । रुंषिकालेपनं कण्डूक्लेददाहार्तिनाशनम् ॥ उ. अ–२४

५ मुखकान्तिकरत्वे—सप्ताहं मातुलुंगस्थं कुष्ठं वा मधुनाऽन्वितम् ॥ उ. अ–३२

बंगसेन— ६ शिरःपीडायाम्—कुष्ठमेरण्डमूलञ्च लेपात् काञ्जिकपेषितम् । शिरोऽर्त्तिं नाशयत्याशु....॥

वैद्यमनोरमा— ७ रसायनार्थम्—कुष्ठचूर्णं समध्वाज्यं प्रत्यूषे प्रपिबेन्नरः । सुगन्धसुन्दरवपुः चिरं जीवेदनामयः ॥

राजमार्तण्ड— ८ शिरःकण्ड्वादौ—तैलेन मृत्खर्परभृष्टकुष्ठचूर्णान्वितेन प्रविलिप्तमूर्ध्नः । कण्डूश्च दाहश्च विनाशमेति शिरोव्रणं शुष्यति दूषिका च ॥

९ रसायनार्थम्—यः कुष्ठचूर्णं रजनीविरामे मध्वाज्यसंमिश्रितमत्ति नित्यम् । स मत्तमातंगबलः सुगन्धिर्वाग्मी चिरायुश्च भवेन्मनुष्यः ॥

१० राक्षसादिभयनिवारणार्थम्-उत्पन्नमात्रस्य शिशोः वितीर्णं गवाज्यमिश्रं सितकुष्ठचूर्णम् । रक्षोविषव्याधिभयापहं स्यात् तथाङ्गलावण्यविधायकं च ॥

११ त्वच्यं उद्वर्तनम्—जंबूदलार्जुनतरुप्रसवैः सकुष्ठैः उद्वर्तनं प्रकुरुते प्रतिवासरं यः । प्रस्वेदबिन्दुकणिकानिकरानुषङ्गदुर्गन्धता वपुषि तस्य पदं न धत्ते ॥

**વર્ણન**—એવું કહેવાય છે કે કઠ કાશ્મીરના પહાડોમાં પુષ્કળ થાય છે. કેટલાક સિંધુ નદીના કિનારા ઉપર પણ આ વૃક્ષો થાય છે એમ જણાવે છે. અત્યારે બજારમાં કઠનાં મૂળીયાં મળે છે તે રંગે કાળાશ પડતાં, ઉપરથી કરચલી વાળાં હોય છે. ખાંડવાથી તેમાંથી સુગંધી નીકળે છે. બીજાં મૂળીયાં કરતાં આની કિમ્મત પણ વધારે પડે છે.

" હીસ્ટ્રી ઑફ ડ્રગ્ઝ " નામના પુસ્તકમાં ડૅા બ્હાઇટે કુષ્ઠનું ચિત્ર આપેલું છે તે Aplotaxis auriculataનું છે. કુષ્ઠ સંબંધી ડૉકટરોમાં મતભેદ જણાય છે. કેટલાક કુષ્ઠ 'તિક્ત અને મધુર' એમ બે જાતની ગણાવે છે. તિક્તકુષ્ઠને

'કુસ્ત-ઇ તલ્થ' અને મધુરકુષ્ઠને 'કુસ્ત-ઈ-સિરીન્'-ફારસી લેખકો કહે છે. આજ મધુરકુષ્ઠને અર્વાચીન ડૉકટરો orris-root કહે છે અને આજ તેમના મત પ્રમાણે પુષ્કરમૂળ છે. ભાવપ્રકાશકાર તો કુષ્ઠને "કટુ સ્વાદુ" કહે છે. બીજા કેટલાક દ્રવ્યગુણવેત્તાઓએ કુષ્ઠને કેવલ કટુ (તિક્ત) કહેલી છે. વૈદ્યકગ્રંથોમાં પુષ્કરમૂળને તિક્ત માનવામાં આવ્યું છે. ફ્લી વિગેરેએ જે કુષ્ઠના મધુર અને તિક્ત એવા બે ભેદો પાડેલા છે તે ભાવપ્રકાશકારને સમ્મત છે, પણ મધુરકુષ્ઠ (પુષ્કરમૂલ) એવા ડીમકના મતને જરાકેય સંમત નથી. પુષ્કરમૂળ એ કુષ્ઠથી ભિન્ન દ્રવ્ય લાગે છે.

કુષ્ઠનું ઉત્પત્તિસ્થાન કાશ્મીર છે. ત્યાંથીજ આખા હિંદુસ્તાનને કઠ પૂરી પાડવામાં આવે છે. કાશ્મીરના મહારાજા કુષ્ઠને બધીજ પોતે ખરીદી લે છે. ઇ. સ. ૧૮૫૪ માં મહારાજાને કુષ્ઠના વેપારમાંથી ૧,૯૦૦૦૦ રૂપીઆ મળ્યા હતા એમ ડૉ. સ્ટુઅર્ટ કહે છે. જ્યારે પોઠીઆઓ ઉપર કુષ્ઠની ગુણો ભરીને લઇ જવામાં આવે છે ત્યારે બહુ દૂર સુધી તેની સુગંધી ફેલાય છે. ફ્લી કહે છે કે ૧૮૬૭-૬૮ માં કલકત્તાથી ચીનમાં આશરે ૧૦ હજાર મણ કુષ્ઠ મોકલવામાં આવી હતી. આપણા દેશમાં આપણે જયમ મંદિરોમાં ધૂપ કરીએ છીએ તેમ ચીનના લોકો કુષ્ઠનો ઉપયોગ છુટથી કરે છે. કેટલાકના મત પ્રમાણે-જ્યાં અફીણ નથી મળતું ત્યાં કુષ્ઠનું ધૂમ્રપાન કરવામાં આવે છે. હાલમાં કુષ્ઠ અનુલેપન, દંતશૂલ, વાયુ અને વાળ ધોવામાં વપરાય છે. દાણા વેચનારાઓ દાણામાં જંતુ, જીવ વિગેરે ન પડે એટલા સારૂ કુષ્ઠના નાના નાના ટુકડા ધાન્યરાશિમાં નાખે છે.

કાશ્મીરવાસીઓ કહે છે કે કુષ્ઠની સાથે બીજી પાંચ છ જાતનાં મૂળ ભેળવવામાં આવે છે. જે મૂળ ચીન ચઢાવવામાં આવે છે તેમાંજ આ ભેળસેળ થાય છે. આપણે અહિંઆં શુદ્ધ કુષ્ઠ મેળવવી એ કંઈ બહુ ભારે કામ નથી. જે કુષ્ઠનો રંગ ફીક્કો હોય, જે સૂકી હોય, જેમાં સળો લાગ્યો હોય નહિ અને જે ખાતાં વેંતજ ગરમ ગરમ અને તમતમાટ વાળું જણાય તે કુષ્ઠ ઉત્તમ સમજવું. ઉત્તમ કુષ્ઠને માટે ચક્રપાણિએ લખ્યું છે કે:-" भंगे मनागति न चेन्निपतन्ति ततः कणाः । मृगशृंगोपमं कुष्ठम् (વાતવ્યાધિચિકિત્સામાં)--અર્થાત્ કુષ્ઠ ભાગતાં જેમાંથી જરા પણ ભુકી ન ખરે અને જે હરણના શીંગ જેવું જણાય તેજ કુષ્ઠ ઉત્તમ. (વનૌષધિદર્પણમાંથી)

## ચરકમાં કુષ્ઠનો ઉપયોગ.

ચરક— ૧ કુષ્ઠમાં-ધાણા અને કુષ્ઠનો લેપ કરવાથી મંડલકુષ્ઠ મટે છે. ચિ-૭.

૨ અર્શમાં-પ્રથમ કઠનું તેલ માલીશ કરીને પછીથી સ્વેદ આપવો. ચિ. ૯.

૩ અપસ્મારમાં-કઠનો રસ અથવા વજ મધ સાથે લેવાં. ચિ-૧૫.

વાગ્ભટ— ૪ માથામાં ઉંદરી જેવું થયું હોય તેમાં—એક માટીના કલાડામાં કુષ્ઠના ચૂર્ણને શેકી નાખવું. પછી કાળું પડે એટલે તેને ખરલમાં બારીક વાટી નાખી, તેલ સાથે કાલવીને માથામાં ચોપડવું. ચેળ, પરૂ, પાણીનું ઝરવું, ગંધ વિગેરે મટી જશે. ઉ—૨૪.

૫ મુખની કાન્તિ ખીલવવા માટે-બીજોરાના રસમાં સાત દિવસ સુધી રાખેલું કઠ, મધ સાથે ચોપડવું. ઉ-૩૨.

બંગસેન— ૬ માથાની વેદનામાં-દીવેલાનું મૂળ અને કઠ-બંન્ને સમાન ભાગે કાંજી સાથે વાટીને માથા ઉપર લેપ કરવાથી માથાની વેદના તુરતજ શમી જાય છે.

વૈદ્યમનોરમા-૭ રસાયન તરિકે-કુષ્ઠનું ચૂર્ણ તો. ૦।, મધ અને ઘી સાથે સવારે સવારે હમેશાં ચાટવું. આ પ્રયોગથી શરીર સુંદર બનશે, અને રોગ સિવાયનું દીર્ઘાયુષી જીવન પસાર થશે.

રાજમાર્તંડ—૮ માથામાં ખુજલી, ફોલ્લા વિગેરે થતું હોય તો-ચોથ પ્રયોગની માફક કરવું.

૯ રસાયન તરિકે-કુષ્ઠના ચૂર્ણને રાત્રે મધ અને ઘી સાથે મીલાવીને લોખંડના વાસણમાં ચોપડીને રાખી મૂકવું. એ ચૂર્ણ સવારમાં નિયમસર સેવન કરવાથી મદોન્મત્ત માતંગ જેવું બળ શરીરમાં આવે છે, વાણી સ્પષ્ટ અને નિર્મળ થાય છે અને દીર્ઘ આયુષ્યની પ્રાપ્તિ થાય છે.

૧૦ નાનાં બચ્ચાંને-ભૂત પિશાચ વિગેરેથી બાધ ન આવે એટલા માટે નાનપણથી જ ગાયના ઘી અને મધ સાથે સ્હેજસાજ કુષ્ઠનું બારીક ચૂર્ણ બચ્ચાને આપવામાં આવે તો ગ્રહ વિગેરેની ભીતિ રહેતી નથી અને બચ્ચું શરીર બુદ્ધિ વિગેરેમાં વધે છે.

૧૧ ઉદ્વર્તન તરિકે-કુષ્ઠના બારીક ચૂર્ણથી ( અંદર જાંબુ અર્જુન વિગેરેનાં પાંદડાંનો રસ નાખવામાં આવે તો ઘણુ

સરસ ) હમેશાં સ્નાન કરવાથી ગાત્ર સુંદર રહે છે અને આમડીના રોગો થતા નથી.

वक्तव्य—સ્વ. વિરજાચરણ કવિરાજ લખે છે કે "પુષ્કરમૂલ-Iris Germanica-નું અંગ્રેજી નામ ઑરીસ રૂટ–Orris root–છે. હુકર કહે છે કે એ ઉદ્ભિદ્ કાશ્મીરમાં બહુ જ થાય છે. ભાવપ્રકાશકાર પુષ્કરમૂલને 'કુષ્ઠ ભેદ' કહે છે, અને પુષ્કરમૂલનો પર્યાય 'काश्मीर' આપેલો પણ છે. અત્યારના વૈદ્યોએ પુષ્કરમૂલનો અભાવ જાહેર કર્યો છે અને "अभावे पुष्करे मूले कुष्ठं सर्वत्र गृह्यते।" એ વાક્યમાં પ્રતિનિધિ પણ સૂચવેલો છે. ભાવપ્રકાશમાં પુષ્કરમૂલનો અભાવ દેખાતો નથી. બીજા પ્રાચીન ગ્રંથોમાં પણ પુષ્કરમૂલનો અભાવ શોધ્યો જડતો નથી; હા, કુષ્ઠના ગુણો પુષ્કરમૂલ જેવા વર્ણવેલા છે ખરા. નવ્ય ગણના મત પ્રમાણે પુષ્કરમૂલ એજ ઑરીસરૂટ. આ orris root નો હકીમો ખૂબ ઉપયોગ કરે છે."

ચરકે લેખનીય, શુક્રશોધન, આસ્થાપનોપગ, વિગેરે દશેમાનિમાં કુષ્ઠનો ઉલ્લેખ કરેલો છે. पुष्करमूल વિષે સૂત્રસ્થાન અધ્યાય ૨૫ માં "पुष्करमूलं हिक्काश्वासकासपार्श्वशूलहराणाम्" કહેલું છે. સુશ્રુતે एलादिगणમાં कुष्ठ યોજેલું છે. ચરકના લગભગ બધા જ અધ્યાયોમાં ઓછાવત્તા પ્રમાણમાં कुष्ठ યોજાયલું છે. વાતહર દવાઓમાં કુષ્ઠ શ્રેષ્ઠ નહિ તો બહુ સારૂં તો છેજ. તેના આ વાતઘ્ન ગુણને લીધે હીસ્ટીરીયા, અપસ્માર જેવાં વાનાં દરદોમાં તે અદ્યાપિ પણ ફાયદાપૂર્વક વાપરવામાં આવે છે.

એને 'वाप्य'. અને उत्पल કહેવામાં આવ્યું છે. શું તે વાવમાં થતું હશે? વાવમાં થાય તો પછી उत्पल નું સમજાય એવું છે. કાશ્મીરમાં ઝરણાં તો ખૂબ છે. ઝરણાંને કિનારે થતું હશે તેથી તેને वाप्य તો નહિ કહ્યું હોય?

અથર્વવેદમાં कुष्ठનું વર્ણન ઘણું આવે છે. તેને 'हिमवतस्परि' થનાર કહ્યું છે. विश्वभेषज તરીકે સર્વ રોગોનો નાશ કરવા માટે તેની સ્તુતિ કરવામાં આવી છે. તેને સોમ જેવા પ્રભાવવાળી વર્ણવી છે. તેનો શિરોરોગ, તૃતીયકજ્વર, કુષ્ઠ તથા કૃમિને નાશ કરવાનો ગુણ અથર્વવેદમાં સુવિખ્યાત છે.

**Actions and Uses**—As a stimulant it is given in spasmodic diseases as cough, asthma, cholera and deranged digestion. As an alterative it is used in chronic skin-diseases and rheumatism. Locally a paste of it, made in rose-water is applied to swollen hands and feet and to swelled abdomen in obesity, and as a cooling lotion to sprains, contusion, and to the head in headache. It is also smoked like opium. Externally it is used as an astringent ointment on ulcers. (R. N. Khory II 369.)

**ભાવાર્થ**—કુષ્ઠ ઉત્તેજક હોવાથી કફ, શ્વાસ, વિષૂચિકા અને અજીર્ણમાં વપરાય છે. ચિરગુણકારી પૌષ્ટિક હોવાથી તે જુનાં ચામડીનાં દરદોમાં અને આમવાત જેવાં વાનાં દરદોમાં વપરાય છે. ગુલાબજળમાં બનાવેલો કુષ્ઠનો કલ્ક હાથપગના સોજા ઉપર, અને મેદવૃદ્ધિમાં પુલેલા ઉદર ઉપર, તેમ જ લચક, મૂઢમાર અને માથાના દુખાવામાં શીતોપચાર તરિકે તેનો ઉપયોગ કરવામાં આવે છે. અફીણની માફક તેનો ધુમાંડો પીવાય છે. ચાંદાંમાં ગ્રાહી હોવાથી તે ફાયદા સાથે વપરાય છે. ( ખોરી. ભા. ૨ પા. ૩૬૯ )

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 712; વનસ્પતિગુણાદર્શ પા. ૩૬૯; રૂ. નિ. પા. ૨૪૧; Indig. Drugs p. 287.

---

## ૨૧૪ કસુંબો

### N. O. Compositæ.

**નામો**—कुसुम्भः ( સંસ્કૃત ); કસુંબો ( ગુજરાતી ); Wild Saffron-વાઇલ્ડ સેફ્રન ( અંગ્રેજી ); Carthamus Tinctorious-કૅર્થેમસ્ ટીંકટોરીયસ્ ( લેટીન ).

**परिचय**— कुसुंभः कंटकी व्याघ्रदिलो कंटफलोऽपि च ॥

॥ शिवदत्तः ॥

स्यात्कुसुंभं वह्निशिखं वस्त्ररंजकमित्यपि ॥

॥ भा. प्र. ॥

**गुणाः**— कुसुम्भं वातलं रूक्षं रक्तपित्तकफापहम् ।
कुसुम्भतैलमुष्णञ्च विपाके कटुकं गुरु ॥
विदाहि च विशेषेण तच्च रोगप्रकोपनम् ॥

॥ ध. नि. ॥

कौसुम्भः कटुकः पाके श्लेष्महृद्दीपनश्च सः ।
कौसुम्भशाकं मधुरं कटूष्णं विण्मूत्रदोषापहरं मदघ्नम् ॥
दृष्टिप्रसादं कुरुते विशेषात् रुचिप्रदं दीप्तिकरञ्च वह्नेः ॥
कुसुंभतैलं क्रिमिहारि तेजोबलावहं यक्ष्ममलापहञ्च ।
त्रिदोषकृत् पुष्टिबलक्षयञ्च करोति कण्डूञ्च करोति दृष्टेः ॥

॥ रा. नि. ॥

कुसुंभ वातलं कृच्छ्ररक्तपित्तकफापहम् ॥

॥ भा. प्र. ॥

कुसुम्भतैलं कटुकं गुरुष्णञ्च त्रिदोषदम् ॥

॥ रा. व. ॥

कुसुम्भबीजं मधुरं स्निग्धं शीतं कषायकम् ।
अवृष्यं गुरु च प्रोक्तं कफवातास्रपित्तनुत् ॥

॥ नि. र. ॥

स्निग्धोमा स्वादुतिक्तोष्णा कफपित्तकरी गुरुः ।
दृक्शुक्रहृत् कटुः पाके तद्वद्बीजं कुसुंभजम् ॥

॥ वाग्भटः ॥

रूक्षोष्णमम्लं कौसुंभं गुरु पित्तकरं सरम् ॥

॥ चरकः ॥

चरक— १ अश्मरीमूत्रकृच्छ्रयोः—एर्वारुबीजं त्रपुषात् कुसुम्भात्....। द्राक्षारसेनाश्मरीशर्करासु । सर्वेषु कृच्छ्रेषु प्रशस्त एषः ॥ चि. अ–२६

सुश्रुत— २ प्रमेहे–कुसुम्भसर्षपातसी....स्नेहाः प्रमेहेषु ॥ चि. ३१–५

चक्रदत्त— ३ निर्लोमकरणार्थम्–कुसुम्भतैलाभ्यङ्गो वा रोम्नामुत्पाटितेऽन्तकृत् ॥

**વર્ણન**—કસુંબાના છોડ થાય છે. ભોરીંગણી જેવા કાંટા થાય છે. પાંદડાં પણ ભોરીંગણી જેવાં હોય છે. ફલ ઉપર મકાઇડોડાની પેઠે કેસર સરખા તંતુ નીકળે છે; એ કસુંબાનાં પુલ કહેવાય છે. ફુલ કેસરીયા રંગનાં બહુ જ સુંદર જણાય છે. એ જ કારણથી એને ' ગ્રામ્યકુંકુમ ' અને 'વહ્નિશિખ' વિશેષણો લગાડવામાં આવ્યાં છે. પહેલાં આમાંથી રંગ બનાવવામાં આવતો હતો પણ હવે તો જર્મનીથી કોલટારના સોંઘા રંગો દેશમાં આવતા થયા એટલે કસુંબાનો રંગ ભાગ્યે જ જોવામાં આવે છે. "લાલ કસુંબા જેવી પાઘડી" એમ બોલતા અદ્યાપિ આપણે વૃદ્ધોને જોઇ શકીએ છીએ. એનાં પુલનું શાક કરીને ખવાય છે. હવે કસુંબો દવામાં તેમ જ રંગમાં ભાગ્યે જ વપરાય છે.

**વૈદ્યકમાં કસુંબાનો ઉપયોગ—**

ચરક— ૧ **પથરી અને મૂત્રકૃચ્છ્રમાં**—કસુંબાનાં બીજનું દ્રાક્ષના રસ સાથે સેવન કરવાથી પથરી અને મૂત્રકૃચ્છ્રમાં ફાયદો થાય છે.

સુશ્રુત— ૨ **પ્રમેહમાં**—કસુંબાનું તેલ પીવું. ચિ. ૩૧–૬.

**ચક્રદત્ત—** ૩ વાળ કાઢવા માટે-કસુંબાના તેલનું અભ્યંગ કરવાથી શરીર ઉપરના તમામ વાળ ખરી જાય છે. *

**વક્તવ્ય**—સ્થાવર સ્નેહયોનિ વર્ગમાં ચરકે કુસુંભ ગણાવ્યું છે ( સૂ. ૧૩ ૮ ). કસુંબાના તેલના સેવનથી શ્લેષ્મજ કૃમિ થાય છે એમ ચરકમાં ( વિ. ૭ ૧૧ અને ૧૭ ) જણાય છે. વિષમાં કર્ણિકાપાતનમાં બીજાં સાથે તેનાં ફુલ વપરાયલાં છે. સુશ્રુતમાં નિંબ, અતસી, કુસુંભ વિગેરેનાં તેલના સામટા ગુણમાં તેને કૃમિહર ગણ્યું છે. સુશ્રુતમાં विदाहिभावात् अहितः कुसुम्भः કહેલું છે. ઘણા પ્રાચીન સમયથી તેનો રંગ મશહૂર છે. 'वस्त्ररंजन' નામ એની સાક્ષી પૂરે છે. કાવ્યસાહિત્યમાં વસંતોત્સવમાં "कुसुम्भरागरजिताम्बरा" સ્ત્રીઓનું વર્ણન આવે છે.

**નવ્યમત**—પ્રસવ પછી ગર્ભાશયમાં સોજો થઇ આવે છે. તે ઉપર કસુંબાના બીજનું ચૂર્ણ પોટીસ કરીને બાંધવાથી સોજો ઉતરી જાય છે. કસુંબાનું તેલ સંધિવામાં માલીશ કરવા માટે કામનું છે.

( સર્જન-મેજર કેલથ્રૉપ. )

ખરાબ ઘારાં માટે આના તેલનું ડ્રેસીંગ કરવામાં આવે છે. ( એઈન્સ્લી ). પંજાબમાં આનાં બીજ મૂત્રલ અને પુષ્ટિકર્તા ગણાય છે. ( સ્ટુઅર્ટ ). મોટી માત્રામાં કસુંબો રેચક છે. કસુંબાનો ગરમ ક્વાથ સ્વદેલ છે. ઓરી અને એને લગતા એના જ જેવા બીજા ચેપી રોગો (Exanthematous diseases) માં સેફ્રનની જગોએ તે વપરાય છે. ( U. S. Dispensary. )

બંગાલામાં આનું તેલ ખસ માટે ઉત્તમ મનાય છે. ૩ થી ૬ વખત તેલ ચોપડવાથી ખસ મટી જાય છે. નાનો લીલો છોડવો શરદીમાં ઘણો ઉપયોગી છે. એનાથી કોઠામાં ગરમી આવે છે એમ મનાય છે. તેલ ઘારાં અને સંધિવામાં સારૂં છે. ઢોરનાં ચાંદાં રૂઝવવા માટે વેટરનરી ડોકટરો આ તેલ વાપરે છે. ( Indi. Medi. Plants 716-717 )

બહીમ કહે છે કે સુકાયલાં ફુલનો એક ડ્રામ લેવાથી કમળો મટે છે.

( ડીમક ભા. ૨ પા. ૩૦૯ )

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૫૫૯; N. p. 165; Indi. Medi. Plants p. 715.

## ૨૧૫ અક્કલકરો.

**N. O. Compositæ**

**નામો**—आकारकलभः,आकल्लकः, करहाटः ( સંસ્કૃત ); અક્કલકરો, અક્કલગરો ( ગુજરાતી ); અક્કલકરા ( હિંદી. મરાઠી ); અકલકરા ( તેલુગુ ); આકરકરેહા ( અરબી ); પૅલેટરી રૂટ ( અંગ્રેજી ); Anacyclus pyrethrum–ઍનેસાઈકલસ પાઈરેથ્રમ ( લેટીન ).

**ગુણા:**— आकल्लकोष्णो वीर्येण बलकृत्कटुको मतः ।
प्रतिश्यायं च शोथं च वातं चैव विनाशयेत् ॥
॥ नि. र ॥

पिंडारो मधुरः शीतः शोथपित्तकफापहः ॥
॥ म. नि ॥

**भावप्रकाश**— १ फिंगरोगे **आकारकरभः**–पारदष्टङ्कमानः स्यात् खदिरष्टङ्कसम्मितः । आकारकरभश्चापि ग्राह्यष्टङ्कद्वयोन्मितः । टङ्कत्रयोन्मितं क्षौद्रं खल्वे सर्वं विनिक्षिपेत् । संमर्द्य तस्य सर्वस्य कुर्यात् सप्तवटीर्भिषक् । स रोगी भक्षयेत्प्रातः एकैकामम्बुना वटीम् । वर्जयेदम्ललवणं फिरङ्गस्तस्य नश्यति ॥

**વર્ણન**—અક્કલકરાનાં મૂળીયાં બજારમાં ગાંધીની દુકાનેથી મળે છે. તે ત્રણ ચાર ઇંચ લાંબાં, અંગુઠા જેટલાં જાડાં હોય છે. તેને ચાવવાથી મુખમાં ઝમઝમાટી ઉપજે છે, જીભ ઉપર તમતમાટ થઇ રહે છે અને મ્હોં બળું બળું થઇ રહે છે. પહેલ વહેલો સ્વાદ જરા ઠીક લાગે છે પણ પછીથી એ ખાવાથી જીભ ચરચરે છે.

અકલકરાના નાના છોડ થાય છે; એની ઉંચાઈ સુમારે એક હાથ હોય છે. અરબસ્તાન તરફ તે બહુ થાય છે. આપણા દેશમાં તે જવલ્લે થાય છે. અરબસ્તાન અને મીસર તરફથી તે હિંદમાં આવે છે એમ સ્વ. પદે લખે છે. 'આલ્જીરીયામાંથી મુખ્યત્વે કરીને હિંદુસ્તાનમાં આવે છે' એમ "વનસ્પતિ ગુણાદર્શ" જણાવે છે. આબુ અને ગિરનાર ઉપર અકલકરા નામની જે વનસ્પતિ થાય છે તે આથી જુદી છે. તેનો વર્ગ અંબેલીફરી છે.

**ગુણ**—અક્કલકરો ગરમ છે; ઉષ્ણવીર્ય છે; વાયુ, કફ, સોજાને મટાડે છે; બળ અને પુષ્ટિ લાવનાર છે; પિત્ત અને કફને મટાડનાર છે. ઘણા કવાથોમાં તેનો ઉપયોગ થાય છે. અવાળું આવી ગયું હોય, પોલી દાઢમાં ચસકા મારતા હોય તો વેદ્યો

તેના ચૂર્ણને ઘસવા માટે આપે છે અને તેથી ફાયદો પણ થાય છે. અપસ્માર-રમાં નસ્ય આપવાનું શંકર દાજી પદે શાસ્ત્રી જણાવે છે. મ્હોંમાં અમી ન હોય, જીભ લુખી પડી ગઈ હોય, ચોળીયા પુલી ગયા હોય તો તે ઉપર તે ઠીક ફાયદો કરે છે. કહેવાય છે કે પોપટને બોલતાં ન આવડતું હોય તો અક્કલ-ગરો ખવડાવવાથી તે બોલતાં શીખે છે. ઘણાં કુટુંબોમાં બાળકોને નાનપણથી અક્કલકરો અને વજ—નો ઘસારો પીવડાવવામાં આવે છે, તેથી વાણી સુધરે છે અને બુદ્ધિ વધે છે. બેચેની, મ્હોંનો લકવો અને બગાસાં આવતાં હોય તો તેનો ઉકાળો આપવાથી ફાયદો થાય છે. આકારકરભાદિ ચૂર્ણ, આકલ્લકાદિ ગુટી વિગેરે બનાવટો પ્રસિદ્ધ છે. વીર્યસ્તંભન કરવાનો તેમાં ગુણ છે એમ શારંગધર ઉપરથી જણાય છે. મૂત્રકૃચ્છ્રમાં બીજી મૂત્રલ દવાઓ સાથે આપવાથી ગુણ થાય છે.

## વૈદ્યકમાં અક્કલકરાનો ઉપયોગ—

**ભાવપ્રકાશ—** ૧ **ફિરંગરોગમાં**—શુદ્ધ પારદ તો. ાા, ખદિરસાર તો. ાા, અક્કલકરો તો. ૧, મધ તો. ૧ાા—આ બધાની સાત ગોળીઓ બનાવવી. તેમાંથી રોગીએ હંમેશાં એક ગોળી પાણી સાથે ખાવી. ખાટું અને ખારૂં ન ખાવું. ટાંકીવાળા દરદીઓ (Syphilis) માટે આ ગોળીઓ સારી છે. ખટાશ અને મીઠું ન ખાવું.

**વક્તવ્ય**—ચરક, સુશ્રુત, વાગ્ભટ, ધન્વન્તરીય અને રાજનિઘંટુ અને રાજવલ્લભ વિગેરે ગ્રંથોમાં અક્કલકરાનો ઉલ્લેખ જણાતો નથી. ધન્વંતરિ નિઘંટુમાં જે નામો નથી પણ તે ભાવપ્રકાશમાં હોય એવાં નામોનું સ્વ. કૃતોભટ્ટે લીસ્ટ આપ્યું છે. પણ તેમાં અક્કલકરો જણાતો નથી. મદનપાલ નિઘંટુમાં તેનો ઉલ્લેખ છે. ભાવપ્રકાશમાં ફક્ત ઉપર આપેલો એકજ ઉપાય છે. એ સિવાય બીજા ગ્રન્થોમાંથી તેના બીજા ઉપયોગો મળી આવતા નથી પણ તેના લાલાસ્રાવક ગુણને લીધે તે અત્યારે ઠીક વપરાય છે. સ્વ. કૃતોભટ્ટે તેનું સંસ્કૃત નામ કરહાટ ( મદનપાલ પ્રમાણે ) રાખ્યું છે કરહાટના બીજા પણ પર્યાયો છે. મદન ( મીંઢળ ) નો પર્યાય करहाट छे અને करहाटः शिफाकन्दः એમ અમરકોષમાં પણ કહેલું છે. कं जलं रहति त्यजति इति करहम् पद्मम्। અને करं हाटयति ' हट दीप्तौ ' એ સમાસ પણ થાય છે. એટલે करहाट શબ્દના ઘણા અર્થો થાય છે એ ધ્યાનમાં રાખવું. અરબી ભાષામાં અકરકરાનો અર્થ અકર=દાહ અને કરા=કરે છે. ચામડી ઉપર લગાવવાથી દાહ બળે છે, અથવા તો શ્લેષ્મકલા (Mucous membrane)માં પણ દાહ irritation કરે છે એ

અર્થ ઉપરથી તે અરણી નામ પડયું છે. અમરકોષમાં કરહાટનો અર્થ અક્કલકરો નથી કરાયલો એ બતાવે છે કે તે વખતે અક્કલકરો વાપરમાં નહિ હોય.

**Physiological action**—Stimulant, rubefacient, irritant and sialogogue; locally rubefacient. In small dozes it is stimulant and cordial. As a masticatory sialogogue it produces pricking sensation in the tongue with heat, pungency and copious flow of saliva, constriction in the fauces and increased buccal mucus. In large dozes, it is an irritant to the mucous membrane of the intestines, causing bloody stools, tetanoid spasms and profound stupor. The pulse becomes accelerated.

**Therapeutics**—The infusion is given with lesser galangal and ginger in low states of the system with drowsiness and lethargy. The tincture is given in neuralgia, headache, toothache due to caries, in paralysis of the tongue and in neuralgia of the face. As a local anasthetic gargle or lotion or a mouthwash it is used in sore-throat, relaxed uvula, aphonia &c. As a sternutatory, the powder is inhaled in chronic catarrh of the frontal sinuses. • The confection is given in impotence and in chronic seminal weakness. As a sialogogue it is an efficient remedy in chronic iodine poisoning where it secures a prompt and rapid elimination. ("Materia Medica of India." By R. N. Khory Part II p. 349.)

**નવ્યમત**—અક્કલકરો ઉષ્ણ, ઉત્તેજક અને ચામડી ઉપર લગાડવાથી ચામડીને લાલ કરનાર છે. ચાવવાથી જીભ ચનચન થયા કરે છે, મુખમાં લ્હાયલ્હાય લાગે છે અને પુષ્કળ લાળ ગળે છે. અધિક માત્રામાં લેવાથી આંતરડાની શ્લેષ્મધરા કલાના ઉત્તેજનને લીધે ઝાડામાં લોહી પડે છે, વારંવાર ઝાડા થયા કરે છે અને તેથી ઉદ્વેગ આવે છે અને પ્રગાઢ તંદ્રા આવી જાય છે; નાડી વેગવતી થાય છે. થોડી માત્રામાં લેવાથી જડતાશામક છે.

અક્કલકરાનો કવાથ આદા સાથે લેવાથી તંદ્રા અને જડતા દૂર થાય છે. અક્કલકરાનો અર્ક ( ટીંકચર ) આધાશીશી ( Neuralgic headache )માં અને કૃમિજન્ય દંતરોગના શૂલપ્રશમનાર્થે વપરાય છે; જીહ્વાસ્તંભ અને મુખના વાતરોગમાં પણ તેની સારી અસર છે. અક્કલકરાનો અર્ક કે શીતકષાય, ગળાના ક્ષતમાં; મૂક, મિન્મિન, ગદ્ગદ્ અને સ્વરભંગાદિ રોગોમાં; કવલ કે મુખ ધોવાના લોશન તરિકે વપરાય છે. પીનસમાં અને પ્રતિશ્યાયમાં અક્કલ-

કરાનું નસ્ય આપવાથી ઠીક ફાયદો થાય છે. અક્કલકરો ખંડ. મોદક વિગેરે રૂપમાં ધ્વજભંગ અને શુક્રક્ષયજન્ય દૌર્બલ્યમાં સેવવા યોગ્ય છે. આચોડીનથી થયેલા પુરાણા વિષ માટે અક્કલકરો લાલાસ્રાવકારી હોવાથી બહુજ ફલપ્રદ ઔષધ મનાયલું છે. [ મેટીરીયા મૅડીકા ઑફ ઇન્ડીઆ. ખોરી. ભાગ. ૨ જો. પાનું ૩૪૯. ]

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૫૫૮; Indig. Drugs. p. 26; વનસ્પતિ ગુણાદર્શ. પા. ૨૭૭.

## ૨૧૬ અગ્નિદમની

### N. O. Compositæ.

**નામો**—अग्निदमनी, बहुकंटका, गुच्छफला, क्षुद्रकंटकारी, क्षुद्रदुःस्पर्शा, दमनी ( સંસ્કૃત ).

क्षुद्रकंटकावृते गुच्छक्षुद्रफलवती क्षुपभेदे ॥
अग्निः दम्यते अनया ॥

अथाग्निदमनी वह्निदमनी बहुकंटका ।
वह्निकंटारिका गुच्छफला क्षुद्रफला च सा ॥

विज्ञेया क्षुद्रदुःस्पर्शा क्षुद्रकंटारिका तथा ।
मर्त्येन्द्रमाता दमनी स्यादित्येषा दशाह्वया ॥

॥ रा. नि. ॥

**गुणाः**— कटूष्णा चाग्निदमनी रूक्षा वातकफापहा ।
रुचिकृद्दीपनी हृद्या गुल्मप्लीहापहा भवेत् ॥

**वक्तव्य**—નિઘંટસંગ્રહમાં ડમરા ( artemesia indica )ને અગ્નિદમની નામ આપેલું છે. ડમરાનું વર્ણન બરાબર કરેલું છે પણ અગ્નિદમની જે જુદી વસ્તુ છે, बहुकंटका, क्षुद्रकंटारिका એવાં સ્પષ્ટ નામો છે છતાંયે સ્વ. કેતાભટ્ટે એ ભૂલ કેમ કરી હશે તે સમજાતું નથી. कंटकारीનો તે ભેદ છે. રાજનિઘંટુકાર કંટકારીત્રયમ્ ગણાવે છે તેમાં “ बृहती चाग्निदमनी दुःस्पर्शा चेति तु त्रयम् । कण्टकारीत्रयं प्रोक्तं...॥ આમ સ્પષ્ટ કહેલું છે. કેટલાક અગ્નિદમનીને બદલે ગણિકારિકા ગણાવે છે અને બીજા વળી ગોખરૂ ગણાવે છે. આવી રીતે ભેદ છે, છતાં

એક વાત તો નક્કી જ છે કે અગ્નિદમની એ કંટકારીભેદ છે એમ વર્ણન ઉપરથી જણાય છે.

दमनक એટલે ડમરો; અને તેની બીજી જાત आग्निदमनक છે. એ અગ્નિદમનકનેજ સ્વ. કુતોભટ્ટે ભૂલથી અગ્નિદમની ગણેલી જણાય છે. ડમરાનું બીજું વર્ણન સારૂં કરેલું છે.

'વૈદ્યકશબ્દસિંધુ'કાર યોગ્ય જ કહે છે કે-" Medicinal plant, stimulant and stomachic, considered as a small species of Cant akârikâ. અર્થાત્ એ ઔષધોપયોગી ઉત્તેજક, પાચક અને કંટકારીની નાની જાત છે. વૈ. નિઘંટમાંથી તે वातगुल्मकफघ्नत्वं, प्लीहघ्नत्वञ्च એ ગુણો લખે છે.

એ ધમાસાનો પણ ભેદ છે. ચરક, સુશ્રુત, કે વાગ્ભટમાં એનો ઉલ્લેખ નથી.

આના વિષે શોધ થવાની જરૂર છે.

ઇન્ડીયન મેડીસીનલ પ્લેંટ્સમાં Artemesia vulgarisનાં સંસ્કૃત નામ नागदमनी અને ग्रंथिपर्णी આપેલાં છે. આ સહદેવ્યાદિવર્ગ-Compositæ વર્ગની વનસ્પતિ છે. એનો ઉલ્લેખ લંબાણથી ઉપરોક્ત પુસ્તકમાં કરવામાં આવ્યો છે.

( Indi Medi. Plants p. 700 )

Artemesia vulgaris ( દમણો ) ગિરનારમાં ખૂબ થાય છે. પાન સુંદર થાય છે. સાધારણ રીતે ૩ artemesia હિંદમાં થાય છે.

—(૧) Artemesia maritima=કીરમાણી અજમો
(૨) ,, vulgaris=નાગદમણો.
(૩) ,, sternuatoria=નાકછીંકણી.

---

## ૨૧૭ કિરમાણી અજમો

### N. O. Compositæ.

**નામો**—पारसीकयमानी, जंतुविनाशनः ( સંસ્કૃત ); કિરમાણી અજમો ( ગુજરાતી ); કરમાણી ઓવા ( મરાઠી ); છુહારી જવાન્ ( હિંદી ); વર્મસીડ, સેંટોનીકા ( અંગ્રેજી ); Artemesia maritima-આર્ટેમીસીયા મૅરીટીમા ( લેટીન ).

**गुणाः**— पारस्या यावनीगंधा क्षारो जंतुविनाशकः ॥

॥ रा. नि. ॥

यवानी यावनी रूक्षा ग्राहिणी मादिनी कटुः ॥

॥ ध. नि. ॥

किरमाणी यवानी तु तिक्तोष्णा कटुतीक्ष्णाः ।
अग्निदीप्तिकरा वृष्या लघ्वी चैव प्रकीर्तिता ॥
त्रिदोषाजीर्णकृमिनुत् शूलामस्य च नाशिनी ।
विशेषात्तु गुणास्त्वन्ये यवानी इव कीर्तिताः ॥

॥ नि. र. ॥

चक्रदत्त— १ कृमिषु पारसीकयवानी—पारसी यवानिका पीता पर्य्युषितवारिणा प्रातः । गुडपूर्वा कृमिजातं कोष्ठगतं पातयत्याशु ॥ (कृमिचिकित्सा)

**વર્ણન**—કિરમાણી અજમાને કેટલાક છુવારી અજમો પણ કહે છે. સ્વ. કતોભટ્ટ તેમના 'નિઘંટસંગ્રહ'માં કહે છે કે—"છુવારી અજમોદનાં ઝાડ વેલાની પેઠે થાય છે. તેનાં પાન ગુલબંકાવલી જેવાં હોય છે; તેનાં ઝીણાં ફુલ થાય છે. તેમાં ઝીણા દાણા અજમોદ થાય છે." પશ્ચિમ હિમાલય તરફના ઉંચા પ્રદેશમાં તે ઉગે છે. આ સહદેવી, ભાંગરો, સુરજમુખી વિગેરેની જાતને મળતી વનસ્પતિ છે (N. o.-Compositæ). એમાંથી "સેંટોનીન" નામનું ગ્લુકોસાઈડ તત્વ નીકળે છે.

**ઉપયોગ**—કિરમાણી અજમાનું ચૂર્ણ રાત ઉપર પાણીમાં પલાળી રાખવું. સવારમાં દાતણ કરીને પહેલાં થોડોક ગોળ ખાઇને ઉપરથી એ પાણી પી જવું. જલદીથી કોઠાના કૃમિ પડી જાય છે.

**ગુણ**—સ્વાદે કડવી છે, ગરમ છે, જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, નાનાં બચ્ચાંના પેટમાં કરમ હોય છે તેનો નાશ કરે છે. ત્રિદોષ, અજીર્ણ, કૃમિ વિગેરેનો નાશ કરે છે; શૂલ, આમ વિગેરેને મટાડે છે. ઘણું કરીને ખોડી અજમોદના જેવા જ ગુણ છે.

**વક્તવ્ય**—સ્વ. જટાશંકરભાઇ તેમના "ઘરવૈદા"માં ખોરાસાની અજમાને જ पारसीकयमानी ઠરાવે છે. "**વનસ્પતિ ગુણાદર્શ**"માં પણ ખોરાસાની અજમાનેજ પારસીકયમાની કહે છે. કિરમાણી અજમાનુ વર્ણન ઘણાખરાએ નથી કર્યું લાગતું. પ્રાચીન ગ્રંથોમાંથી આ નથી મળી આવતું. ભાવપ્રકાશે અને તેના પછીના બીજા લેખકોએ તેનું વર્ણન કર્યુ લાગે છે. સ્વ. કતોભટ્ટ લખે છેઃ—"ધન્વન્તરી નિઘંટમાં છુવારી અજમાને અજગંધા લખે છે. તે અજગંધા **તલવણી** (Gynandropis pentaphylla)નું નામ છે." ખોડી અજમોદનું

નામ પણ बस्तगंधा છે; પણ 'અજગંધા' શબ્દના અર્થમાં આપણે નહિ ઉતરીયે, કારણ કે તેમાં ઘણી સંદિગ્ધતા છે. ચક્રદત્તમાં पारसीकयमानीનો ઉલ્લેખ બહુજ સ્પષ્ટ કરાયલો છે. વૃંદમાં ઉલ્લેખ છે. ( अ. ७–१ ).

**Medicinal Uses**—The flower-heads or "worm-seeds" are anthelmintic, deobstruent and stomachic. Santonin is very frequently prescribed for the removal of intestinal and thread worms. As used in India it is mostly imported.

( Kanayalal Dey. p. 37. )

**ભાવાર્થ**—કિરમાણી અજમો કૃમિઘ્ન, સારક અને પાચક છે. 'સેંટોનીન' કૃમિઘ્ન તરિકે મશહુર છે. હિંદુસ્તાનમાં તે બહારથી આવે છે.

( કનૈયાલાલ દે. પા. ૩૭ ).

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૨૦૩; Indi. Medi. Plants p. 699; Indig. Drugs p. 37

---

## ૨૧૮ ઉટકંટો.

### N. O. Compositæ.

**નામો**—उत्कंटकः, कंटफलः, रक्तपुष्पः (સંસ્કૃત); ઉત્કંટો, ઉટકંટો (ગુજરાતી); કાંટે ચુબક; ઉટાટી ( મરાઠી ); ઉતકંટા ( હિંદી ); Thistle-**થીસલ** (**અંગ્રેજી**); Echinops echinata-ઍકીનોપ્સ એકીનેટા ( લેટીન ).

**परिचय**— उत्कंटकः कंटफलः करभादन एव सः ।
उष्ट्रकंटोऽथ कंटालुः शृगालशुनकाशनः ॥
तीक्ष्णाग्रो वृत्तगुच्छश्च मुखदंतरुजापहः ॥

॥ **शोढलः** ॥

**गुणाः**— उत्कंटकः कटुस्तिक्तः कफवातहरो लघुः ।
तन्मूलपानतः स्त्रीणां शीघ्रप्रसवकारकः ॥

॥ **शोढलः** ॥

उत्कंटा रुचिदा चोष्णा तिक्ता वृष्याप्युदाहृता ।
मूत्रकृच्छ्रं पित्तवातं मेहं तृष्णां च हृद्रुजम् ।
विस्फोटकं नाशयति बीजमस्यास्तु शीतलम् ॥
वृष्यं तृप्तिकरं चैव मधुरं च प्रकीर्तितम् ॥

॥ **नि. र.** ॥

**वक्तव्य**—સુશ્રુતમાં અશ્મરીમાં બીજાં દ્રવ્યો સાથે ઉત્કંટક વપરાયલું છે. એ સિવાય બીજે મારા જોવામાં નથી આવ્યું. ચરકમાં જ્વરના ચંદનાદિ તૈલમાં અને નિદાનસ્થાનના ચોથા અધ્યાયમાં ધાન્ય તરિકે ઉત્કંટકનો ઉલ્લેખ છે. વાગ્ભટમાં તેનું નામ સરખું નથી. સ્વતંત્ર ઉપયોગ મારા જોવામાં આવ્યો નથી.

**નવ્યમત**—આ છોડ બલ્ય અને મૂત્રલ ગણાય છે, તિક્ત છે અને યૂરોપના Carduus benedictusના જેવા જ ગુણ આ છોડ ધરાવે છે એમ અમારૂં માનવું છે.

( Pharmacographia Indica II p. 320. )

**ઉલ્લેખ**—વ. શા. પા. ૪૧૩; રૂ. નિ. પા. ૫૮૮; N. p. 164; Indi. Medi. Plants. p. 709.

---

## નાકછીંકણી.

### N. O. Compositæ.

**નામો**—छिक्किका, क्षवकः, छिक्कणी ( સંસ્કૃત ); નાકછીંકણી ( ગુજરાતી ); નાકશિકણી ( મરાઠી ); નાકછીકની ( હિંદી ); Centipeda orbicularis—સેન્ટીપેડા ઑર્બીક્યુલેરીસ. ( લેટીન ).

**परिचय**—　छिक्कणी क्षवकृत्तीक्ष्णा छिक्किका घ्राणदुःखदा ॥

॥ भा॰ प्र॰ ॥

**गुणाः**—　छिक्कनी कटुका रुच्या तीक्ष्णोष्णा वह्निपित्तकृत् ॥
वातरक्तहरी कुष्ठक्रामिवातकफापहा ॥

॥ भा. प्र. ॥

क्षुत्कारी श्वासकासास्रविषघ्नी वामनी मता ॥

॥ शोढलः ॥

क्षवकं कृमिलं तेषु स्वादुपाकं सपिच्छिलम् ॥
विष्यन्दि वातलं नातिपित्तश्लेष्मकरं च तत् ॥

सुश्रुतः सू ४६—२९१

ગુણ—નાકછીંકણી કટુ છે, રોચક છે, તીક્ષ્ણ અને ઉષ્ણ છે. તે જઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર અને પિત્ત કરનાર છે. વાતરક્તને હરનાર, કુષ્ઠ, કૃમિ, વાત, કફ વિગેરેને હણનાર છે. ભાવપ્રકાશ.

નાકછીંકણી છીંકો લાવનાર છે, શ્વાસ, કાસ અને રક્તપિત્તને હરનાર, વિષઘ્ન તથા વામક છે. શોઢલ.

**વક્તવ્ય**—નાકછીંકણી ચરકસુશ્રુતના વખતમાં જાણીતી હતી. ચરકે શિરોવિરેચનોપગ દશેમાનિમાં ' ક્ષવક ' ગણાવ્યું છે અને પત્ર શિરોવિરેચન છે એમ કહેલું છે ( वि–૮-૧૭૪ ). શિરોરોગચિકિત્સામાં તે બીજાં દ્રવ્યો સાથે યોજાયલું છે ( चि–૨૬–૧૬૭ ). કટુસ્કંધમાં તેનો ઉલ્લેખ છે.

**સુશ્રુતે** સુરસાદિગણમાં નાકછીંકણી–क्षवक ગણાવી છે. અતિસારમાં 'शुण्ठीघृतं सक्षवकं सतैलं । विपाच्य लीढ्वाऽऽमयमाशु हन्यात् ' ( ઉ. ૪૦–૧૫૪ )–આ પ્રયોગ છે. વિસૂચિકામાં कृष्णाजमोदक्षवकाणि वापि तुल्यौ पिबेद्वापि......( ઉ. ૫૬–૧૭ )–અર્થાત્ નાકછીંકણી દીપન અને ગ્રાહી હોવાથી વિસૂચિકા અને અતિસારમાં યોજાયલી છે.

**ડલ્હણ** તેનું ઓળખાણ આપે છે-क्षवकं क्षवथुकारः फाणिजकाकारः 'चिह्वारिकाय' इति पारियात्रे प्रसिद्धः छिक्किनीति लोके ॥ सू. ૩૮–૧૮. બીજે સ્થળે" क्षवकः छत्रकः। अन्ये द्रोणपुष्पीसदृशं विटपमाहुः तन्न, तस्य अनुद्धिद्दत्वात् ॥ " (सू–૪૬–૨૯૧.) એમ લખે છે. નર્મદા કિનારે નાકછીંકણી ઘણી થાય છે. આના રસમાં તામ્રભસ્મ સારી થાય છે એમ માનવું છે.

**નવ્યમત**—છોડનું ચૂર્ણ તેમજ ઝીણાં બીજ છીંક લાવનાર છે એમ હિંદુઓ માને છે. સળેખમ, શિરઃશૂલ અને માથાની શરદીમાં એ અપાય છે. ( ડીમક ).

દાંત દુઃખતો હોય તો બાફીને ગાલ ઉપર બાંધવામાં આવે છે.
( સ્ટયુઅર્ટ ).

આધાશીશી ઉપર વપરાય છે. ( સર્જન–મેજર–રૉબ. )

હિંદુસ્તાનના લોકો તેને ઉષ્ણ અને સૂકી દવા ગણે છે. પક્ષાઘાત, સંધિગત શૂળ વિગેરે દરદોમાં તે વપરાય છે. કૃમિઘ્ન પણ છે.
( સાઈકલોપ ઓફ ઈન્ડીયા )

ન્યુ સાઉથ વેલ્સ તરફ આને ' સ્નીઝવીડ ' કહે છે.

આ વર્ગનો એક છોડ ' myrioggne minuta ' બરાબર નાકછીંકણીને જ મળતો અમેરિકામાં થાય છે. ( ઇન્ડીયન મેડીસીનલ પ્લેન્ટ્સ )

**નોંધ**—મથુરા તરફ જે નાકછીંકણી થાય છે અને બજારમાં જે વેચાતી મળે છે તે નાકછીંકણી–Artemesia sternuatoria. Rox. (N. o. compositæ) ખરી છે. કેટલાક ભૂતકેશી ( Clerodendron glaucum. N. o.–Verbenaceæ) ને નાકછીંકણી માને છે પણ તે જુદી વસ્તુ છે.

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૫૬૬; Indi. Medi. Plants p. 696.

## ૨૨૦ હિલમોચિકા.

**N. O. Compositæ.**

**નામો**—हिलमोचिका ( સંસ્કૃત ); હિંચા શાક, હેલેંચા ( બંગાલી ); હરહુચ્ ( હિંદી ); Enhydra fluctuans–એનહીંડ્રા ફ્લકચ્યુએન્સ ( લેટીન ).

**ગુણાઃ**— शोथं कुष्ठं कफं पित्तं हरते हिलमोचिका ॥

॥ भा॰ प्र॰ ॥

हिलमोची सरा तिक्ता कुष्ठघ्नी कफपित्तजित् ॥

॥ रा॰ व॰ ॥

**भावप्रकाश**– १ **गात्रदौर्गन्ध्ये**–हिलमोचरसो युक्तः चूर्णैः उदधिफेनजैः ।
प्रलेपेन हरत्याशु देहदौर्गन्ध्यमुत्कटम् ॥ ( कार्श्यचिकित्सा )

२ **मसूरिकायाम्**–१ श्वेतचंदनकल्काक्तं हिलमोचिभवं द्रवम् ।
पिबेन्मसूरिकारम्भे नैम्बं वा केवलं रसम् ॥ ( मसूरिकाचि० )

**शोढल**— २ सक्षौद्रं पाययेद्ब्राह्मीरसं वा हैलमोचिकम् ॥

**વર્ણન**—" હિલમોચિકાના છોડવા ૧ થી ૩ ફીટ લાંબા થાય છે. તે સાદા અથવા આડી અવળી શાખાઓવાળા હોય છે. તે બહુધા લીસા અથવા રૂછાળવાળા હોય છે. **ડાંડી** ગોળ અને બહુધા ભોંયસરસી ચાલનારી હોય છે. તે સાંધાવાળી અને તેની ગાંઠો ઉપરથી મૂળ નીકળતાં હોય છે. એના છોડવા ઘણું કરી બહુવર્ષાયુ હોય એમ જણાય છે.

**પાન**—સામસામાં, ૧ થી ૩ ઇંચ લાંબાં અને તરેહવાર પહોળાઈમાં હોય છે. તે ડીંટડી વગરનાં, ડાંડી અથવા શાખાને ચોટડુક નીકળેલાં હોય છે. તે રેસાકાર, લંબગોળ કે ભલ્લાકૃતિનાં, કોર ઉપર છેટા છેટા દાંતાવાળાં, હેઠળની બાજુ નસોપર વિશેષ રૂછાળવાળાં અને રસકુપ્પીવાળાં હોય છે.

**ફુલ** શાખાઓને છેડે, કોણમાંથી નીકળેલાં હોય છે. તેને ડીંટી હોતી નથી. તે એકાકી હોય છે. ફુલ પીળા (?) રંગનાં હોય છે.

**બીજ** કાળા રંગનાં અને લીસાં હોય છે, અને તે મુકુટ કે કલગી જેવી પીંછીરહિત હોય છે.

હિલમોચિકા પૂર્વબંગાળ, આસામ અને સિલ્હટમાં ઉગે છે. એનો પ્રચાર સુમાત્રા, મલાયા અને ચીનમાં થયેલો છે. એના છોડવા પાણીમાં અથવા ભીનાશવાળી જગોએ થાય છે. "[1]

---

૧ રા. જયકૃષ્ણભાઈ. આયુર્વેદ વિજ્ઞાન. પુ. ૨. અંક ૮ માં.

પશ્ચિમ હિંદુસ્તાનમાં તે થતી નથી માટે તે તરફના લોકોને આ છોડ અપરિચિત છે. બંગાલામાં તે બહૂ જ થાય છે. અભ્રકભસ્મને આના પુટ આપવા માટે શાસ્ત્રમાં કહેલું છે. આનાં પાનની ભાજી ખવાય છે.

## વૈદ્યકમાં હિલમોચિકાનો ઉપયોગ

**ભાવપ્રકાશ—૧ શરીરમાંથી ખરાબ ગંધ આવતી હોય તો**–સમુદ્રફીણનું ચૂર્ણ હિલમોચિકાના રસમાં ભીંજાવીને શરીરે ઘસવું. ગમે તેવી ખરાબ ગંધ આથી દૂર થઇ જશે.

૨ **શીતળામાં**-સુખડના ચૂર્ણ સાથે હિલમોચિકાનો સ્વરસ શીતળા નીકળવાની શરૂઆતમાં પીવો.

**વક્તવ્ય**—ચરક, સુશ્રુત, વાગ્ભટ વિગેરેમાં આનો ઉલ્લેખ નથી મળતો. અમરસિંહે 'હિલમોચિકા'નો ઉલ્લેખ કરેલો છે. ભાનુજી દીક્ષિતે તેનું નામ 'हिलसाल' તરિકે દર્શાવેલું છે. 'आयुर्वेदविज्ञानम्' વૉ. ૧. પા. ૬૩૮ ઉપર આનું ચિત્ર આપેલું છે તે જોવું.

**નવ્યમત**—હિલમોચિકાનાં પાન મૃદુરેચક ગણાય છે અને તે ત્વગ્દોષ અને જ્ઞાનતંતુનાં દરદોમાં વપરાય છે. પાનનો તાજો રસ ૧ તોલાની માત્રામાં ધાતુઓના અનુપાન તરિકે કલકત્તાના કવિરાજો વાપરે છે. વાતરોગમાં તે અપાય છે. ( યુ. સી. દત્ત )

પાન પિત્તને હરનાર છે. ( સ્વ. કનૈયાલાલ દે. )

પાનનો તાજો રસ ગનોરીયા ( પરમીયો )માં બકરી કે ગાયના દુધ સાથે આપવામાં આવે છે. પાનની લુગદી માથે બાંધવામાં આવે છે કારણ કે તેનાથી ઠંડક રહે છે એમ લોકો માને છે.

( આસી. સર્જન. મુકરજી. વૉટ્સ ડીક્ષનેરીમાં. )

કાળજાના દુખાવા ઉપર આ ઉપયોગી છે. આનો ક્વાથ ૧ ડ્રામની માત્રામાં અપાય છે. ( મી. ફોરસીથ. એફ. આર. સી. એસ. )

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 686; Indig. Drugs p. 120; Watt's Medical Plants p. 120. Hooker Vol 1 p. 304.

---

## ૨૨૧ રાસ્ના.

**N. O. Compositæ.**

**નામો**—रास्ना ( સંસ્કૃત ); રાસના (ગુજરાતી. મરાઠી. હિંદી); Pluchea lanceolata–પ્લુકીઆ લેન્સીઓલેટા ( લેટીન ).

**परिचय**— रास्ना तु त्रिविधा प्रोक्ता मूलं पत्रं तृणं तथा ।
ज्ञेयौ मूलदलौ श्रेष्ठौ तृणरास्ना तु मध्यमा ॥

॥ रा॰ नि॰ ॥

अथ रास्ना भृंगपत्रा पाषाणादौ प्रजायते ।
गिरौ च लघुरास्ना स्यात् ततो हीनगुणा स्मृता ॥
सुगन्धमूला, एलापर्णी ॥

॥ शिवदत्तः ॥

**गुणाः**— रास्ना तिक्तोष्णगुर्वी स्याद्विषवातास्त्रकासजित् ।
शोफवातोदरश्लेष्मशमनी आमस्य पाचनी ॥

॥ ध. नि. ॥

रास्ना गुरुश्च तिक्तोष्णा विषवातास्त्रकासजित् ।
शोफकम्पोदरश्लेष्मशमनी पाचनी च सा ॥

॥ ध॰ नि ॥

रास्नाऽऽमपाचनी तिक्ता गुरूष्णा कफवातजित् ।
शोथश्वाससमीरास्त्रवातशूलोदरापहा ॥
कासज्वरविषाशीतिवातिकामयसिध्महृत् ॥

॥ भा॰ प्र. ॥

रास्ना वातहराणाम् ।
रास्नाऽगुरुणी शीतापनयनप्रलेपानाम् ॥ चरकः सू–२५.

**चरक**— १ अर्शःसु–रास्नापिण्डैः सुखोष्णैर्वा........स्वेदयेत् ॥ चि–अ–९.
२ वातव्याधौ–रास्नासहस्त्रनिर्यूहे तैलद्रोणं विपाचयेत् ॥
गन्धैर्हैमवतैः पिष्टैः एलान्तैश्चानिलार्त्तिनुत् ॥ चि–२८.

**चक्रदत्त**— ३ गृध्रस्याम्–रास्नायास्तु पलश्चैकम् कर्षान् पञ्च च गुग्गुलोः ।
सर्पिषा वटिकां कृत्वा खादेद्वा गृध्रसीहराम् ॥ ( वातव्याधौ )

વર્ણન—રાસનાના છોડવા બારે માસ જોવામાં આવે છે, પણ તે ચોમાસું ઉતરતાં શિયાળે વિશેષ પુટી નીકળે છે. એનાં મૂળ સુતળીથી પેન્સીલ જેવાં કે કોઇવાર ઘરડા છોડવા નીચે આંગળીથી હાથનાં કાંડાં જેવાં જાડાં થાય છે. એનાં મૂળ રેતાળ જમીનમાં ઉંડાં બેઠેલાં હોય છે. અને તે જમીનમાં ને જમીનમાં મૂળ ૨૦ થી ૨૫ કે ૫૦ ફીટ કે તેથીયે લાંબાં ચાલ્યાં જાય છે. તેના ફાંટાઓ ચોતરફ પ્રસરાતા હોય છે. તે જેમ જેમ જમીનમાં લાંબા વધતા જાય છે તેમ તેમ જમીન ઉપર થોડે થોડે છેટે છોડવા જેવી પુટ મૂકતા જાય છે. આવી રીતે તે જ્યાં ઉગે છે ત્યાં ઘણું કરી તેનું જ એક સ્વતંત્ર જાળું બંધાઈ જાય છે.

ડાંડી અને શાખાઓ ટચલી આંગળી જેવી જાડી, ભુરા વાળની ફેવાંટીથી ભરાયલી હોય છે. પાન આંતરે આવેલાં હોય છે. તે ૦ાા થી ૨ાા ઇંચ લાંબાં અને ૦ા થી ૦ાા કે ૧ા ઇંચ પહોળાં હોય છે. તેની બન્ને સપાટી ઉપર ધોળા કે ભુરા વાળની ફેવાંટી હોય છે. કોમળ પાન પર ધોળા વાળની ગીચ બેઠેલી ફેછાળ હોય છે. પાનને ડીંટ હોતી નથી; ને હોય છે તો ઘણી જ ટુંકી હોય છે. વળી પાન તળીએ સાંકડાં થતાં, મથાળા તરફ સ્હેજ પહોળાં, અને ટેરવે સાંકડાં અણીદાર હોય છે. પાનમાં એક જાતની સુગંધી હોય છે. પુલના ઝુમખા શાખાઓને છેડે આવેલા હોય છે. તેમાંનું દરેક ફુલ ( flower-head ) ૨ થી ૩ લાઇન લાંબુ હોય છે.

રાસ્નાનાં મૂળ જમીનમાંથી ખોદી કાઢ્યા પછી તેની જાડી અને ઝીણી એમ બે જાત જુદી પાડવામાં આવે છે. તેમાં સુતળી જેવાં ઝીણાં, લાંબાં મૂળના ફાંટાઓની ઝુડીઓ જુદી બાંધવામાં આવે છે, અને તે મોંઘી વેચાય છે. રાસ્ના કાઠિયાવાડમાંથી મુંબાઈ મોકલવામાં આવે છે.

આ તો મૂલરાસ્ના થઇ, પણ પત્રરાસ્ના અને તૃણરાસ્નાનું શું ?

## વૈદ્યકમાં રાસ્નાનો ઉપયોગ—

ચરક— ૧ હરસમાં–રાસ્નાનાં મૂળને દુધમાં ઉકાળી લઇ તેમાંથી જે વરાળ આવે તે વડે સ્વેદ આપવો. ચિ. ૯.

૩ વાયુનાં દરદોમાં–રાસ્નાના ૧૦૦૦ તોલા નિર્યૂહમાં એક દ્રોણ તેલ, હૈમવતિથી તે એલા સુધી જે કલ્ક લખેલો છે તે અંદર નાંખી, વિધિસર પકાવી લેવું. આ તેલ વાતવ્યાધિવિનાશક છે. ચિ. ૨૮.

ચક્રદત્ત— ૩ ગૃધ્રસીમાં–રાસ્ના ૧ પલ, ગુગળ પાંચ તોલા, એ બેની ઘી સાથે ગોળીઓ વાળી લેવી. બલ અને વય જોઇ માત્રા યોજવી.

**વક્તવ્ય**—બંગાળાના કવિરાજો જે 'રાસ્ના' નામથી ઔષધના ઉપયોગમાં લે છે તે આંબો, જાંબુડો, પીપળો વિગેરે વૃક્ષો ઉપર થતા વાંદા છે એમ સ્વ. કવિરાજ બિરજાચરણ ગુપ્ત કહે છે. "બંગાળામાં જે રાસ્ના તરિકે પ્રચલિત છે તેનું લેટીન નામ Vanda Roxburghii અથવા Saccolabium Papillosum; કોંકણમાં રાસ્ના વપરાય છે તેનું નામ S. wightianum અથવા S. Præmorsum; મુંબાઈના બજારોમાં જે રાસ્ના વપરાય છે તેનું નામ Tylophora asthmatica."–આમ કવિરાજ બિરજાચરણ ગુપ્ત લખે છે. એ જણાવે છે કે પ્રાચીન ગ્રંથોક્ત 'રાસ્ના' એ નથી. અમે પણ એ સાથે મળતા છીએ.

એલાપર્ણી, અને 'સુગંધમૂલા'–આ બે વિશેષણો જેને બરાબર લાગુ પડે તે જ ખરી રાસ્ના. ઉપર વર્ણવેલી રાસ્નાનાં પાન સુગંધી છે અને મૂળ પણ સ્હેજસાજ સુગંધી હોય છે જ.

ઈરાની ભાષામાં 'રાસન્' નામના એક દ્રવ્ય ( Qunla Helenium ) ને ઠીમક રાસ્ના-ખરી રાસ્ના માને છે, કારણ કે 'રાસન્' રાસ્નાને બંધબેસતો શબ્દ છે. આ વાત ખરી માની લઈએ તો પણ બીજી બે રાસ્ના વિષે તો તે સાહેબ પણ ચૂપ જ રહે છે.

**ભાવમિશ્ર** અને ઘણાખરા ટીકાકારો नाकुली, गंधनाकुली ને 'રાસ્નાભેદ' માને છે. કોઈ પણ નિઘંટુકારે નાકુલીને રાસ્નાભેદ માનેલો નથી. **અમરસિંહે** રાસ્નાનાં "નાકુલી, સુરસા, રાસ્ના, સુગંધા, ગંધનાકુલી, નકુલેષ્ટા, ભુજંગાક્ષી, છત્રાકી, સુવહા'–એવાં નવ નામ આપેલાં છે. પણ **ક્ષીરસ્વામીએ** આ પાઠનો સ્વીકાર ન કરતાં 'नाकुलीसुरसानागसुंगधा' ( नाकुलीसुरसारास्ना' એ પાઠને બદલે ) એવો પાઠસુધારો યોગ્ય જ કર્યો છે. અર્થાત્ એ આખો શ્લોક **ક્ષીરસ્વામી** 'નાકુલી' માટે ગણે છે. વળી **અમરસિંહે** एलापर्णी तु सुवहा रास्ना युक्तरसा च सा' ( શ્લોક ૧૪૦ ) એમ જુદો ઉલ્લેખ કરેલો છે. **ભાનુજી દીક્ષિત** આને 'એલાપર્ણી' ગણાવે છે. **ભાનુજી દીક્ષિતનું** પ્રમાણ વનસ્પતિના વિષયમાં યથાર્થ નથી લેખાતું એ અમરકોષને વાંચનારા જાણતા હશે જ. **ધન્વંતરિએ** નાકુલીને 'સર્પસુગંધા' કહેલી છે એટલે તદનુસાર **અમરસિંહે** પણ 'નાગસુગંધા' ( **ક્ષીરસ્વામીના** મત પ્રમાણે ) જ શબ્દ કાયમ રાખ્યો.

ટીકાકારોએ આ ગોટાળો ચાલુજ રાખ્યો છે. પણ नाकुली અને गंधनाकुली બન્ને જ જ્યાં ભિન્ન ભિન્ન છે ( ધન્વંતરિ અને રાજનિઘંટુકાર પ્રમાણે ) ત્યાં તેમને રાસ્ના તો કહેવાય જ શી રીતે?

આ બધો ગોટાળો દૂર કરવો હોય તો દરેક પ્રાંતમાં મળતી 'રાસ્ના' ના નમુના એકઠા કરીને, તેની તપાસ કરીને જે વધારે મળતી આવે તે લેવી જોઇએ. આ અઘરૂં કાર્ય છે પણ અશક્ય તો નથી જ.

પણ જ્યાં સુધી **રાસ્ના**નું નક્કી ન થાય ત્યાં સુધી ગુજરાતના વૈદ્યો ઉપરોક્ત રાસ્ના–Pluchea lanceolata–વાપરે તો જરાકેય ખોટું નથી.

**નોંધ**—અખિલ ભારતવર્ષીય ષોડશ આયુર્વેદ સંમેલનના પ્રદર્શનમાં ૮ જાતના 'રાસ્ના'ના નમુનાઓ આવ્યા હતા. એના નિર્ણય માટે એક દિવસ સભા રાખવામાં આવેલી. મોટો ભાગ આપણી જ રાસ્નાને 'રાસ્ના' માને છે. મદ્રાસવાળા ડૉ. **લક્ષ્મીપતિએ** આદુની જાતનો ( n. o. scitamineæ ) દેખાવમાં અકલબેર જેવો એક છોડ કુંડામાં ઘાલેલો બતાવ્યો હતો. એલચીનાં પાન બરાબર એ છોડના પાન જેવાં જ હોય છે એમ તે ડૉકટર સાહેબનું કહેવું હતું. પાનમાં સુગંધ સારી હતી. મૂળ બરાબર આદુ જેવાં હતાં અને તે પણ સુગંધી હતાં. આના કંદમાંથી રસ પણ સારો નીકળે છે એમ તેમનું કહેવું હતું એટલે एलापर्णी, सुगंधा અને अतिरसा આ વિશેષણો બરાબર તે છોડને લાગુ પડતાં હતાં. આનાં મૂળ કફઘ્ન અને મૂત્રલ છે એમ ડૉ. **લક્ષ્મીપતિએ** જણાવેલું. એટલે આ રાસ્ના ( લેટીન નામ તો તે મહાશયને ખબર ન હતું ) અને આપણી રાસ્ના– એનેજ વિચારવાની રહે છે.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૪૦૨; રૂ. નિ. પા. ૧૩૧; N. p. 158; Watt VI part I p. 291; Indi. Medi. Plants p. 679.

---

## ૨૨૨ ભાંગરો.

### N. O. Compositæ

**નામો**—भृंगराजः, मार्कवः, केशराजः ( સંસ્કૃત ) ભાંગરો ( ગુજરાતી ); માકા, ભાંગરા ( મરાઠી ); ભીમરાજૂ ( બંગાલી ); જમર્દર ( ફારસી ); હજીજ ( અરબી ); Trailing eclipta–ટ્રેઇલીંગ ઈકલીપ્ટા ( અંગ્રેજી ); Eclipta alba ઇકલીપ્ટા આલ્બા ( લેટીન ).

**ગુણાઃ**— भृंगराजः समाख्यातः तिक्तोष्णो रूक्ष एव च ।
कफशोफामपाण्डुत्वगूहृद्रोगविषनाशनः ॥

॥ ध. नि. ॥

भृंगराजास्तु चक्षुष्याः तिक्तोष्णाः केशरंजनाः ।
कफशोफविषघ्नाश्च तत्र 'नीलो' रसायनः ॥

॥ रा. नि. ॥

भृङ्गारः कटुकः तीक्ष्णो रूक्षोष्णः कफवातनुत् ।
केश्यः त्वच्यः कृमिश्वासकासशोथामपाण्डुनुत् ॥
दन्त्यो रसायनो बल्यः कुष्ठनेत्रशिरोऽर्त्तिनुत् ॥

॥ भा. प्र. ॥

चरक— १ **कफजकासे**—....भृंगराजवार्त्ताकुजाः रसाः ।
सक्षौद्राः कफकासघ्नाः........॥ चि. २२–११५.

सुश्रुत— २ **कासश्वासयोः**—तैलं दशगुणे सिद्धं भृंगराजरसे शुभे ।
सेव्यमानं यथान्यायं श्वासकासौ व्यपोहति ॥ उ–५१.

वाग्भट— ३ **रसायनार्थम्**—ये मासमेकं स्वरसं पिबन्ति दिने दिने भृंगरजःसमुत्थम् ।
क्षीराशिनस्ते बलवीर्ययुक्ताः । समाः शतं जीवितमाप्नुवन्ति ॥ उ–३९.

४ **श्वित्रे**—मार्कवमथवा खादेत् भृष्टं तैलेन लोहपात्रस्थम् ।
बीजकशृतञ्च दुग्धं तदनु पिबेच्छ्वित्रनाशाय ॥ चि–२०.

चक्रदत्त– ५ **अम्लपित्ते**—पथ्याभृंगरजश्चूर्णं युक्तं जीर्णगुडेन तु ।
जयेदम्लपित्तजन्यां छर्दिमन्नविदाहजाम् ॥

६ **वराहदशनाह्वे विसर्पे**—रजनीमार्कवमूलं पिष्टं शीतेन वारिणा तुल्यम् ।
हन्ति विसर्पं लेपात् वराहदशनाह्वयं घोरम् ॥

७ **केशानां कृष्णीकरणे**—भृंगपुष्पं जवापुष्पं मेषीदुग्धप्रपेषितम् ।
तेनैवालोडितं लोहपात्रस्थं भूम्यधःकृतम् ।
सप्ताहादुद्धृतं पश्चाद्भृङ्गराजरसेन तु ।
आलोड्याभ्यज्य च शिरो वेष्टयित्वा विशेन्निशाम् ।
प्रातस्तु क्षालनं कार्यमेवं स्यान्मूर्द्धरंजनम् ॥

८ **पलिते**—क्षीरात् समार्कवरसाद्द्विप्रस्थे मधुकात् पले ।
तैलस्य कुडवं पक्वं तन्नस्यं पलितापहम् ॥

९ नक्तान्ध्ये–केशराजान्वितं सिद्धं मत्स्याण्डं हन्ति मार्कितम् ।
नक्तान्ध्यं नियतं नृणां सप्ताहात् पथ्यसेविनाम् ॥

शोढल— १० उपदंशे–असाध्यापि व्रजत्यस्तं लिंगोत्था रुक् प्रलेपनात् ।
सम्यक् समूलपत्रेण मार्कवेण प्रयत्नतः ॥

वैद्यमनोरमा–११ गर्भपरिच्युतिवारणार्थम्–मार्कवस्वरसं गव्यं क्षीरं च सदृशं पिबेत् ।
अन्तर्वत्न्या भवेत्तस्या नैव गर्भपरिच्युतिः ॥

भावप्रकाश– १२ सूर्यावर्ते–भृंगराजरसश्छागक्षीरतुल्योऽर्कतापितः ।
सूर्यावर्तं निहन्त्याशु नस्येनैव प्रयोगराट् ॥

बंगसेन— १३ सास्रामातिसारे–केशराजसमुद्भूता जलेन गुटिका कृता ।
क्षयेत् साममतीसारं सशूलं सास्रमाशु च ॥

१४ प्रसवान्तयोनिशूले–बिल्वमार्कवजं मूलं कल्कं मद्येन पाययेत् ।
तेन योनिगतं शूलमाशु शाम्यति योषिताम् ॥

વર્ણન—ભાંગરાના છોડવા ચોમાસામાં ઘણા જોવામાં આવે છે. ભિનાશવાળી જગોમાં તે બારે માસ પણ દેખાય છે. એના છોડવા ૦ાા પુટથી ૧ કે ૨ ફીટ લાંબા થાય છે. પાન સામસામાં, જરા લાંબાં, કોર પર છાછરા દાંતા કે લહેરીયાવાળાં થાય છે. બન્ને સપાટીએ વાળની રૂછાળ હોય છે. ફુલ ધોળાં અને ફળ કાળાં થાય છે.

કાળો, ધોળો તથા પીળો–એમ ત્રણ જાતનો ભાંગરો થાય છે એમ મનાયલું છે. પણ ખરૂ જોતાં કાળો ભાંગરો ભાગ્યે જ જોવામાં આવે છે. પીળો ભાંગરો ( Flavieria repanda ) પરદેશી લાગે છે. ખરો પીળો ભાંગરો ( Wedalia calendulacea ) આ તરફ જોવામાં નથી આવતો. નૉર્ન સાહેબે તે વર્ણવેલો છે. કાળો ભાંગરો ( નીલ ભૃંગરાજ ) રસાયન ગણાય છે. તેમ એના રસમાં કીમીયો થાય છે એમ ઘણા માને છે અને તેથી તેવા ઘણા આની શોધમાં પણ હોય છે.

માર્કવનું નિરૂક્ત " मारि केशशौक्ल्यनाशने कूयते " અને ભૃંગરાજનું " भृंग इव राजते । "

## વૈદ્યકમાં ભાંગરાનો ઉપયોગ.

ચરક— ૧ કફજન્ય ખાંસીમાં–ભાંગરાનો રસ મધ નાખીને પીવો.

સુશ્રુત— ૨ કાસ અને શ્વાસમાં–દશ ઘણા ભાંગરાના શુદ્ધ સ્વરસમાં તેલ પકાવી લેવું. આ તેલના યથાયોગ્ય સેવનથી કાસ અને શ્વાસ મટે છે. ઉ. ૫૧.

વાગ્ભટ— ૩ રસાયન તરિકે–એક મહિના સુધી સવારમાં જે ભાંગરાનો સ્વરસ તોલો ૧ પીવે અને એકલા દુધપર રહે તે માણસનું આયુષ્ય ૧૦૦ વર્ષનું થાય છે અને બલ તથા વીર્યથી યુક્ત થાય છે. ઉ. ૩૯

૪ સફેદ કોઢમાં–લોખંડના પાત્રમાં તેલમાં ભાંગરો શેકી નાખવો. આ ભાંગરો ખાવો અને ઉપરથી બીયાની છાલથી પકાવેલું દુધ પીવું. આથી સફેદ કોઢ મટે છે. ચિ. ૨૦

ચક્રદત્ત— ૫ અમ્લપિત્તમાં–હરડે અને ભાંગરાનું ચૂર્ણ સરખે વજને જુના ગોળ સાથે ખાવું. અન્નનો વિદાહ અને અમ્લપત્તિ મટે છે.

૬ વરાહદશન નામના રતવામાં–ભાંગરાનાં મૂળ અને હળદર, ઠંડા પાણીમાં વાટીને રતવાવાળા ભાગ ઉપર લેપ કરવો.

૭ વાળ કાળા કરવા માટે–ભાંગરાનાં ફુલ, જાસુસનાં ફુલ અને ઘેટીનું દુધ–આ બધું ખૂબ બારીક ઘુંટી નાખવું. પછી લોઢાના વાસણમાં તેને ભરીને તે પાત્રને જમીનમાં દાટી દેવું. સાત દિવસ પછી તે બહાર કાઢવું. વળી પાછો ભાંગરાનો રસ નાખીને તેને ઘુંટવું. એ પછી માથા ઉપર તે બધું લગાવી દેવું. અને ઉપર એક લુગડાનો કકડો બાંધી રાખવો. એ પછી સૂઇ જવું. સવારમાં ઉઠીને માથું પાણીથી ધોઇ નાખવું. આવી રીતે અમુક વખત સુધી કર્યોથી વાળ કાળા થાય છે.

૮ પળીઆંમાં–ભાંગરાનો રસ ૨ પ્રસ્થ, ૧ પલ જેઠીમધ અને એક પ્રસ્થ દુધ તથા ૧૬ તોલા તેલ એ બધાથી તેલ પકાવી લેવું. આ તેલનું નસ્ય લેવાથી વળીઆં પળીયાં દૂર થાય છે.

૯ રતાંધળાપણામાં–ભાંગરાનો રસ અને માછલીનાં ઇંડાં (मत्स्याण्ड) પકાવીને ખાવાં. પથ્ય સેવવું. સાત દિવસના પ્રયોગથી નક્તાંધ્ય મટે છે.

શોઢલ— ૧૦ ઉપદંશમાં–ભાંગરાના રસનો ઉપદંશ ઉપર લેપ કરવાથી ગમે તેવી અસાધ્ય ટાંકી રૂઝાઇ જાય છે.

વૈદ્યમનોરમા--૧૧ અધુરે મહિને ગર્ભસ્રાવ થઈ જાય નહિ એ માટે-ભાંગરાનો રસ અને તેટલું જ ગાયનું દુધ ગર્ભિણીએ પીવું. ગર્ભસ્રાવની બીક નહિ રહે.

ભાવમિશ્ર— ૧૨ સૂર્યાવર્ત નામના આધાશીશી જેવા રોગમાં-ભાંગરાનો રસ અને બકરીનું દુધ સમાન ભાગે લઇ તેને સૂર્યના તાપમાં ગરમ કરવું. આનું નસ્ય લેવાથી સૂર્યાવર્ત મટે છે.

બંગસેન— ૧૩ આમાતિસાર અને રક્તાતિસારમાં-ભૃંગરાજના મૂળના ચૂર્ણની પાણીમાં ગોળીઓ વાળી લેવી. આ ગોળીઓ ખાવાથી આમ અને લોહીવાળો ઝાડો મટે છે.

૧૪ પ્રસવ પછીના યોનિશૂલમાં-બીલીનું અને ભાંગરાનું મૂળ બન્ને સમાન ભાગે લઇ તેનું ચૂર્ણ કરવું. તે મધ સાથે પીવું. તેથી યોનિશૂલ તુરતજ મટે છે.

**નવ્યમત**—આ છોડ ઇંગ્રેજી દવામાં વપરાતા ટેરેકસેકમને બદલે કાળજાનાં દરદોમાં વપરાય તેવો છે. 'ફારમાકોપીયા ઑફ ઇન્ડીયા' માં આ છોડનો રસ ઔષધ તરિકે આપવાની ભલામણ કરી છે. આનાં મૂળીયાંમાં જુલાબ લાવવાનો ગુણ રહેલો છે અને તેથી તેને કાળજાના અને બરલના તેમજ જળોદરના વ્યાધિમાં દેશી લોકો વાપરે છે. આ છોડ વેદનાહર છે.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૪૦૮; રૂ. નિ. પા. ૩૧૦; N. p. 160; Watt III p. 201; વનસ્પતિ ગુણાદર્શ. પા. ૫૬૨; Indi. Medi. Plants p. 686.

---

## ૨૨૩ ભોંપાથરી.

### N. O. Compositæ

**નામો**—गोजिह्वा, गोजी, खरपर्णी (સંસ્કૃત); ભોંપાથરી, ગળજીભી(ગુજરાતી); પાથ્રી ( મરાઠી ); ગોભી ( હિંદી ); Elophantopsus scaber–એલીફેન્ટોપ્સસ સ્કેબર ( લેટીન ).

**परिचय**— भूलग्ना क्षिरिणी दीर्घपत्रा खरदला शुभा ।
चक्रवत्पीतमिति च मध्यदंडा स्थिरा च सा ॥
॥ शिवदत्तः ॥

**गुणाः**— गोजिह्वा वातला शीता ग्राहिणी कफपित्तनुत् ।
बल्या प्रमेहकासास्त्रव्रणज्वरहरी लघुः ॥
कोमला तुवरा तिक्ता स्वादुपाकरसा स्मृता ॥
॥ भा॰ प्र॰ ॥

गोजिह्वा कटुका तिक्ता शीतला पित्तनाशिनी ।
व्रणसंरोपणी चैव सर्वदंतविषार्त्तिजित् ॥

॥ रा. नि. ॥

गोजिह्वा कटुका तिक्ता शीतला व्रणरोपिणी ।
पित्तं सर्वविषं हन्ति कासारुचिविनाशिनी ॥

॥ नि. र ॥

कषाया तु हिता पित्ते स्वादुपाकरसा हिमा ।
लघ्वी मण्डूकपर्णी तु तद्वत् गोजिह्विका मता ॥

सुश्रुतः सू-४६-२६४.

**राजमार्तण्ड-** १ **सर्वदन्तनखविषे**-पिष्टा जलेन मधुना मिलिता ततोऽनु ।
गोजिह्विका हरति लेपविधौ प्रयुक्ता ॥

२ **शीतलायाम्**-....पिबन्ति तन्दुलजलेन ये पिष्टम् ।
गोजिह्विकाजटां वा तेषां न भवन्ति शीतलिकाः ॥

**ગુણ**—ગળજીભી વાતલ છે, ઠંડી છે, ગ્રાહી છે; કફ અને પિત્તને મટાડનાર છે, પ્રમેહ અને ખાંસી તેમ જ લોહી વિકારોને મટાડનાર છે, વ્રણ અને જ્વરને હરનાર છે, સ્વાદમાં કડવી છે, પિત્તનો નાશ કરનાર છે, વ્રણને રૂઝાવનાર છે, દાંતના સર્વે રોગોને ટાળે છે, રસાયન છે. સુશ્રુત એને બ્રાહ્મી જેવા ગુણવાળી હોવાનું જણાવે છે.

**વર્ણન**—એના છોડવા ચોમાસે ઘણા જોવામાં આવે છે. તે ઘણા ખરસટ વાળથી ભરેલા હોય છે તે ૧ થી ૨ ફીટ ઉંચા થાય છે. એના થડમાં પહોળાં, લંબગોળ, લાંબાં, કાંગરીદાર અને ઘણાં જ ખરસટ પાંન આવે છે. તે છાતળાંની પેઠે જમીન ઉપર પથરાયલાં હોય છે. તેના પર વખતે જાંબુડા રંગની છાયા હોય છે. શાખાપરનાં પાન જરા છેટે છેટે, ન્હાનાં અને આંતરે આવેલાં હોય છે. શાખાઓ પર પાન જેવાં પુષ્પપત્રોની અંદર તોરા પેઠે જાંબુડા રંગનાં ફુલ ( flower head ) આવે છે. તેનાં પુષ્પપત્રો તીક્ષ્ણ અણીદાર અને ખરસટ હોય છે. ફળ રૂછાળવાળાં અને ઉભી નસોવાળાં હોય છે. પાણીવાળી જગોમાં તે ખાસ કરીને થાય છે.

## વૈદ્યકમાં ભોંપાથરીનો ઉપયોગ

**રાજમાર્તંડ**—૧ **સર્વ જાતના દાંત અને નખના વિષમાં**-ગળજીભીનું પંચાંગ પાણીમાં વાટીને મધ સાથે લેપ તરિકે વાપરવું.

૨ શીતળામાં-ગળજીભીનું મૂળ પાણી સાથે વાટીને જે પીવે છે તેને શીતળા નીકળતાં નથી.

**वक्तव्य**—ચરકની દશેમાનિમાં 'गोजिह्वा'નો ઉલ્લેખ નથી. શાકમાં ગોજિહ્વાનો ઉલ્લેખ છે (सू॰ ૨૭–૯૨). વિસર્પના પ્રદેહોમાં ગોજિહ્વા વપરાયલી છે (त्रि ૧૧–૮૩). વ્રણુરોપણુ તરિકે ચરક અને સુશ્રુત બન્નેએ ઉલ્લેખેલી છે. તાવવાળાને બીજાં શાકો સાથે ગોજિહ્વાનું શાક આપવાનું સુશ્રુતે કહેલું છે ( ઉ. ૩૯–૧૫૦ ). સુશ્રુતે ઉપદંશમાં અને વ્રણમાં તેમજ ગ્રન્થિવિસર્પમાં રોપણુ તરિકે ગોજિહ્વાનો ઉલ્લેખ કરેલો છે.

**નવ્યમત**—મૂળ અને પાનનો કવાથ, મલબાર કિનારા તરફ મૂત્રકૃચ્છ્રમાં આપવામાં આવે છે. ( રહીડ). ત્રાવણકોર તરફ પાનની લુગદી ચોખા ભેગી ઉકાળવામાં આવે છે, અને તે સોજા તેમજ પેટના દુઃખાવામાં ખાવા અપાય છે. ( વૅાટ )

મૂળની બનાવટ છોટાનાગપુર તરફ તાવમાં વપરાય છે. ( રેવ. કેમ્પબેલ. )

**ઉલ્લેખ**—વ. શા. પા. ૩૯૮; રૂ. નિ. પા. ૫૬૯; N. p. 154; Watt III p. 208; Indi. Medi. Plants p. 672.

---

## ૨૨૪ મરેઠી.

### N. O. Compositæ

**નામો**—मरहट्टिका ( સંસ્કૃત ); મરેઠી, બાગાયતી અક્કલકરો ( ગુજરાતી ); મરેઠી ( મરાઠી ); મરેઠી ( હિંદી ); Spilanthus oleracia–સ્પાઇલેન્થસ્ ઑલેરેસીયા ( લેટીન ).

**ગુણુ**—મરેઠી તીખી છે, તીક્ષ્ણુ છે, ગરમ છે અને તેથી વાત અને કફની પીડાને ટાળે છે.

**વર્ણુન**—મરેઠીના છોડવા બાગોમાં કુંડાંમાં ઉછેરવામાં આવે છે. આ વનસ્પતિ મૂળ બ્રાઝીલની છે એમ આધુનિક વનસ્પતિશાસ્ત્રીઓ માને છે. એના ફુલનો સ્વાદ બરાબર અક્કલકરાના જેવો ઝમઝમાટી ઉપજાવનારો હોય છે. અને તેથી ઘણાખરા આને અક્કલકરો કહે છે. નૅર્ન સાહેબના પુસ્તકમાં આનો ઉલ્લેખ કેમ નથી? મહારાષ્ટ્ર અને મરાઠા ઉપરથી જેનું નામ પડેલું છે એવા દક્ષિણના આ છોડનો ઉલ્લેખ Plants of western India ના પુસ્તકમાં કેમ ન હોય ?

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૫૮૭; Dym. p. 359; Indi. Medi Plants p. 689.

---

## ૨૨૫ બોડીયો કલ્હાર.

### N. O. Compositæ

**નામો**—अलम्बुषा, मुंडी, श्रावणी, महाश्रावणी, भूकदंब (સંસ્કૃત); બોડીઓ કલ્હાર, ગોરખમુંડી (ગુજરાત); મુંડેરી (કચ્છી); મુંડી (મરાઠી); ગોરખમુંડી (હિંદી); Sphœranthus indicus-સ્ફીરેન્થસ ઈન્ડીકસ (લેટીન).

**परिचय**— विष्वक्मुंडी सुगंधी च कदंबाभफला स्थिरा ।
तृणकांगुलिवत्पत्रेत्यब्रवीच्छिवदत्तकः ॥

**गुणाः**— मुंडितिका कटुः पाके वीर्योष्णा मधुरा लघुः ।
मेध्या गंडापचीकृच्छ्रकृमिपित्तार्त्तिपांडुनुत् ॥

॥ म. नि. ॥

मुण्डिका कटुतिक्ता स्यादनिलास्रविनाशिनी ।
आमारुचिक्षयपस्मारगण्डश्लीपदनाशिनी ॥

॥ ध. नि. ॥

श्रावणी तु कषाया स्यात् कटूष्णा कफपित्तनुत् ।
आमातीसारकासघ्नी विषच्छर्दिविनाशिनी ॥
महामुण्डचुष्णतिक्ता च ईषत् गौल्या मरुच्छिदा ।
स्वरकृद्रोचनी चैव मेहकृच्च रसायनी ॥

॥ रा. नि. ॥

मुण्डितिक्ता कटुः पाके वीर्योष्णा मधुरा लघुः ।
मेध्या गण्डापचीकृच्छ्रकृमियोन्यर्त्तिपाण्डुनुत् ॥
श्लीपदारुच्यपस्मारप्लीहमेदोगुदार्तिहृत् ।
'महामुण्डो' च तत्तुल्या गुणैरुक्ता महर्षिभिः ॥

॥ भा. प्र. ॥

**चक्रदत्त**— १ **वातरक्ते**—लीढ्वा मुण्डितिकाचूर्णं मधुसर्पिःसमायुतम् ।
छिन्नाक्वाथं पिबन् हन्ति वातरक्तं सुदुस्तरम् ॥

२ **गात्रदौर्गन्ध्ये**—विमलारणालसहितं पीतमिवालम्बुषाचूर्णम् ॥

३ **अपचीगण्डमालासु**—अलंबुषादलोद्भूतात् स्वरसात् द्वे पले पिबेत् ।
अपच्या गण्डमालायाः कामलायाश्च नाशनः ॥

बंगसेन— ४ पतितयोः स्तनयोः–अलम्बुषाकणाकल्कैः सिद्धं तैलं करोति वनितायाः। पिचुधारणनस्यदानात् कुचद्वयं श्रीफलाकारम् ॥

५ शिशोः विच्छिन्नामचर्म्मरोगे–अलम्बुषाजटाकल्कं सर्ज्जचूर्णसमन्वितं । बहुधा कटुतैलेन मिश्रयित्वा च पाचितम् । संदद्यात्तन्तुलीभावं गते विच्छ्याः प्रलेपनम् ॥

भावप्रकाश– ६ आमवाते—विश्वालम्बुषयोः कल्कमद्यात् ॥

राजमार्तण्ड– ७ योनिशूले–एरंडतैलेन परिप्लुता स्यात्कार्पासपिण्डी यदि योनिमध्ये। शूलं तदानीं शमयेत्तदीयं संयावको मुण्डिकया कृतो वा ॥

शोढल— ८ सूर्यावर्तार्धावभेदयोः–पीत्वा मुण्डितिकोत्थं स्वरसं मरीचावचूर्णितम् चोष्णम् । भक्तादौ सप्ताहात् सूर्यावर्तार्धभेदकौ हन्यात् ॥

**વર્ણન**—મુંડીના છોડવા અર્ધા ફુટથી ૧॥ ફુટ લાંબા થાય છે. તે ઘણું કરી જમીન ઉપર પથરાયલા હોય છે. આખા છોડવા ઉપર રૂછાળ ( સફેદ વાળની ) હોય છે. એના મૂળના મથાળેથી કેટલીક શાખાઓ નીકળેલી હોય છે. તે સુતળી જેવી જાડી હોય છે. પાન ડીંટડીને ચોટડુક, આંતરે આવેલાં હોય છે. પાન પહોળાં કે લંબગોળ હોય છે. તે ૦॥ થી ૨ ઈંચ લાંબાં અને ૦। થી ૦॥ કે ૦॥। ઈંચ પહોળાં હોય છે. તે ડીંટડી તરફ સ્હેજ સાંકડાં થતાં અને મથાળે પહોળાં હોય છે. તેની કોર ઉપર સૂક્ષ્મ અણીવાળા દાંતા હોય છે. પાનનો રંગ ઘણું કરીને બન્ને સપાટીએ એક સરખો ફીકકો લીલો હોય છે. શાખાઓને છેડે ઘણું કરીને ફીક્કા કે ઘેરા ગુલાબી કે જાંબુડા રંગનાં ફુલોની દડી આવેલી હોય છે. તે એક દડીમાં ઝીણાં ઝીણાં ઘણાં ફુલો ગોઠવાયલાં હોય છે. એની વાસ ઉગ્ર અને સુગંધી હોય છે.

તે ઘણું કરીને ખેતરોમાં ઉગે છે. ભીનાશ હોય તો બારે માસ પણ થાય ખરા. એનાં ફુલ બરાબર કદંબના જેવાં હોવાથી એને ભૂકદંબ કહે છે. ગોરખનાથજી આ છોડનો ઉપયોગ કરતા હશે અને તે ઉપરથી જ આનું નામ ગોરખમુંડી પડેલું હોવું જોઇએ.

## વૈદ્યકમાં ગોરખમુંડીનો ઉપયોગ

ચક્રદત્ત— ૧ **વાતરક્તમાં**–ગોરખમુંડીના પંચાંગનું ચૂર્ણ મધ અને ઘી સાથે ચાટીને ઉપરથી ગળોનો કવાથ પીવો. ગમે તેવો વાતરક્ત મટી જાય છે.

૨ શરીરમાંથી દુર્ગંધ મારતી હોય ( પરસેવાને લીધે તો-ગોરખમુંડીનું ચૂર્ણ કાંજી સાથે પીવું.

૩ અપચી અને ગંડમાલામાં-ગોરખમુંડીનો સ્વરસ તો. પીવાથી અપચી, ગંડમાલા તેમજ કમળો વિગેરે મટે છે.

બંગસેન— ૪ સ્તન લબડી પડયા હોય તો-ગોરખમુંડી અને પીપ એ બેના કલ્કથી તેલ પકાવી લેવું ( વિધિ અનુસાર ). આ તેલનું નસ્ય આપવાથી તેમજ તેલમાં લીંટ ( વસ્ત્ર ) ભીંજ વીને સ્તન ઉપર રાખવાથી સ્તન શ્રીફળના જેવા થાય છે

૫ બચ્ચાંના ' વિચ્ચિ ' નામના રોગમાં-ગોરખમુંડી મૂળનું બારીક ચૂર્ણ અને રાળ સમાન ભાગે લઇ સરસી તેલમાં મલમ બનાવી લેવો. આ મલમ ચોપડવાથ ' વિચ્ચિ ' મટે છે.

ભાવપ્રકાશ—૬ સંધિવામાં-ગોરખમુંડી અને સુંઠનું ચૂર્ણ પીવું.

રાજમાર્તંડ—૭ યોનિમાં શૂળ મારતું હોય તો-ગોરખમુંડીના ચૂર્ણ સંચાવક ( ગોળ, ઘી, મધ, અને ઘઉંના લોટ વડે શી જેવું કરી લેવું તે ) બનાવીને તે યોનિમાં ધારણ કરવા યોનિશૂલ મટે છે.

શોઢલ— ૮ આધાશીશીમાં-ગોરખમુંડીનો સ્વરસ સ્હેજ ગરમ કરી અંદર સ્હેજ મરીનું ચૂર્ણ નાખીને, ખાતા પહેલાં સાત દિવ સુધી પીધો હોય તો સૂર્યાવર્ત, આધાશીશી વિગેરે મટે છે

**વક્તવ્ય**—ચરક સુશ્રુત બન્નેમાં શ્રાવણી અને મહાશ્રાવણીનો ઉલ્લે મળે છે, પણ ' મુંડિતિકા ' ને ઉલ્લેખ નથી મળતો. ચરકના ઇંદ્રોક્ત રસાયના શ્રાવણી, મહાશ્રાવણી દુધ સાથે લેવાનું કહ્યું છે કારણ કે તે પણ જીવનીય

**Actions & Uses**—As an alterative it is given in syphil rheumatism and boils; as a demulcent in urethritis, freque micturition &c. Externally a paste is applied to piles a swollen glands. R. N. Khory. II p. 37

" The seeds are considered anthelmintic and are prescrib as powders. The powdered root is stomachic, and the bark the same ground small and mixed with whey, is a valuat remedy for piles. In Java the plant is reckoned a useful diuretic ( Ainslie ). " Flowers are employed in cutaneous diseases, in pu

fying the blood. The roots are reckoned anthelmintic." ( Powell's 'Punjab Products' ) "The distilled water is one of the best preparations; it is directed to be made in the same manner as rose-water. Experiments with the distilled water show that it is not diuretic; in the case of a cachectic native suffering from frequent micturition caused by chronic prostatitis it afforded much relief. A European suffering from boils derived decided benefit from taking a wine-glassful three times a day.

Dymock. II p. 258.

**ભાવાર્થ**—ગોરખમુંડી રસાયન હોવાથી સીફીલીસ ( ટાંકી ), સંધિવા અને ગડગુમડ વિગેરેમાં સેવન કરવા યોગ્ય છે; સ્નિગ્ધ હોવાથી મૂત્રમાર્ગના પ્રદાહમાં તેમજ વારંવાર પેસાબ કરવાની ઈચ્છા થાય તેમાં લેવાય છે. હરસમાં અને સ્ફીતગ્રંથિઓ ઉપર આનો લેપ લગાવવામાં આવે છે.

**બોરી.** ભા. ૨. પા. ૩૭૦

આનાં બીજ કૃમિઘ્ન છે. મૂળનું ચૂર્ણ પાચક છે અને મૂલની છાલનું ચૂર્ણ છાશ સાથે લેવાથી તે હરસને માટે અકસીર દવા છે. જાવામાં આ છોડ ઉત્તમ મૂત્રલ તરિકે પ્રખ્યાત છે. ( એઇન્સ્લી )

ગોરખમુંડીનાં પુલ રક્તશુદ્ધિકર તરિકે ચામડીના રોગોમાં વપરાય છે. આનાં મૂળ કૃમિઘ્ન મનાય છે. ( 'પંજાબ પ્રૉડકટસ' )

જે પ્રમાણે ગુલાબનાં પુલમાંથી ગુલાબજળ બનાવવામાં આવે છે તે પ્રમાણે ગોરખમુંડીમાંથી પણ તેવી જાતનું પ્રવાહી બનાવવામાં આવે છે. આ પ્રવાહી પ્રયોગદ્વારા મૂત્રલ હોય એમ જણાયું નથી. પ્રોસ્ટ્રેટ ગ્રંથિના પ્રવાહથી થએલા કષ્ટકર મૂત્રકૃચ્છ્ર રોગમાં આ પ્રવાહી જલ પીવાથી બહુ જ આરામ મળેલો એવો દેશી દરદી મારી જાણમાં છે. એક યુરોપીયન જે ગુંબડાંથી હેરાન થતો હતો તેને આ દવા દિવસમાં ત્રણ વખત પીવાથી બહુ જ સારો ફાયદો જણાયો હતો.

**ડીમક.** ભા. ૨. પા. ૨૫૮.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૪૦૩; રૂ. નિ. પા. ૭૩; N. p. 157; Watt VI part III. p. 320; Indi. Medi. Plants p. 680.

## ૨૨૬ બ્રહ્મદંડી.

### N. O. Compositæ

**નામો**—ब्रह्मदण्डी, अजदंडी ( સંસ્કૃત ); કુસીયાઇ ( ગુજરાત ); બ્રહ્મદંડી ( મરાઠી. હિંદી ); Tricholepis glaberrima–ટ્રાઈકોલેપીસ્ ગ્લેબેરીમા ( લેટીન ).

**परिचय**– ........कण्टपत्रफला च सा ॥

॥ रा. नि. ॥

**गुणाः**— ब्रह्मदण्डी भवेदुष्णा तिक्ता कफविनाशनी ।
वातरोगं च शोफं च नाशयेदिति कीर्तिता ॥

॥ नि. र. ॥

ब्रह्मदण्डी कटूष्णा स्यात् कफशोफानिलापहा ॥

॥ रा. नि. ॥

**वैद्यमनोरमा**-- १ **विषयानन्दप्राप्त्यर्थम्**–ब्रह्मदण्डीदलैः क्षौद्रसहितैः स्मरमन्दिरम् ।
लिप्तमत्यन्तिकं नृणां स्नेहमावहयेद्रतौ ॥

( ગુહ્યરોગચિકિત્સાધિકારમાં )

**ગુણ**—બ્રહ્મદંડી સ્વાદે કડવી અને ગરમ છે; કફ સોજા, વાયુ વિગેરેને મટાડે છે.

**ઉપયોગ**—૧. બ્રહ્મદંડીનાં પાનનો રસ મધ સાથે યોનિમાં ચોપડી આપ્યો હોય તો પુરૂષને સંભોગ વખતે અત્યંત સુખાસ્વાદ મળે છે.

( વૈદ્યમનોરમા. )

**વર્ણન**—બ્રહ્મદંડીના છોડવા ચોમાસે ઉગે છે. તે ૧ થી ૩ કે ૪ ફીટ જેટલા ઉંચા અને સીધા વધે છે. તેમાં ભાગ્યે જ બીજી શાખાઓ નીકળેલી હોય છે. ઘણું કરીને ડાંડીના છેડા પાસે વખતે બે ચાર શાખાઓ ઉભી નીકળેલી હોયછે. પાન લાંબાં, સાંકડાં, કોર પર કાંટાવાળાં, ૨ થી ૬ ઇંચ જેટલાં લાંબાં અને ૦॥ થી ૧॥ કે ૨ ઇંચ જેટલાં પહોળાં હોય છે. પાનની ઉપલી સપાટી લીલી અને નીચેની ફીક્કી હોય છે; બન્ને સપાટી બરછટ અને ચળકતી હોય છે. પાનને ડીંટડી હોતી નથી. પાનની કોર પર કરવતના દાંતા જેવા તીક્ષ્ણ કાંટા હોય છે. શાખાઓને છેડે ઘણું કરી એકેક ફુલ ( flower-head )ની ડોડવી આવે છે. તે ડોડવી ઉપર બહારની બાજુ તીક્ષ્ણ અને વખતે વાંકી લાંબી અણી–વાળાં, સાંકડાં ને લીલાભુરા રંગનાં પુષ્પપત્રો આવેલાં હોય છે. ફુલની પડધી

પર ફુલડીઓ (florets) સાથે પણ ઝીણાં, અણીવાળાં, પાતળાં ને દોરા જેવાં ફોતરાં આવેલાં હોય છે. દરેક ફુલડી ગુલાબી અથવા ફીક્કા જાંબુડા રંગની હોય છે. પાંખડી ૫ હોય છે. આ ફુલની ડોડવીઓમાંથી ફુલડીઓ ખરી ગયા પછી કાંટાવાળાં પુષ્પપત્રો લાંબા વખત સુધી રહે છે. ડુંગરાળ જમીનમાં તે વિશેષ થાય છે.

**वक्तव्य**—બ્રહ્મદંડીના બીજા ઉપયોગો નથી મળતા. મુ. જયકૃષ્ણભાઇ લખે છે કે–" એના આખા છોડવાને બાળી તેની ભસ્મ તેલમાં મેળવી નહિ રૂઝાતાં ચાંદાં વિગેરે પર મુકવામાં આવે છે. તેનાં બીને વાટી તેનો સોજા ઉપર ખરડ કરે છે. "

બ્રહ્મદંડી નામ શાથી પડયું હશે ?–આવો પ્રશ્ન જયકૃષ્ણભાઇને થયો હતો અને તેથી આગળ ઉપર વૈદ્યકલ્પતરૂ ( પુ. ૨૩. અં. ૨ જો. પાનું ૪૯ ) માં તેઓશ્રીએ તેનો સ્ફોટ કરેલો છે.

**બ્રહ્મદંડીની પ્રતિનિધિ ભોંયદંડી–બાદાવર્દ** ( Volutarella divaricata, N. O. Compositæ ) **છે અને તે ચિત્તભ્રમ તેમજ ઉન્માદમાં સારૂં કામ કરે છે** એમ તેઓશ્રીએ શ્રી સુદામાજીના પુજારી બાવા રામદાસજીના વીસ વર્ષના જુવાન પુત્રનો દાખલો દઇને બતાવેલું છે. વાત આમ છેઃ–આ જુવાનને ગાંડપણ જેવું થઇ ગયું હતું. જુવાન બહુ જ હોંશિયાર, ધાર્મિક હતો. આ દરદથી તે પીડાતો હતો એવામાં શ્રી સુદામાજીનાં દર્શન માટે એક પંજાબી સાધુ આવી ચઢયા હતા. એ જુવાનને જોતાં જ તેમણે કહી આપ્યું કે " इस लडकेकु भ्रमवात हुवा है, भ्रमदंडी पिलाओ, अच्छा हो जायगा ". તે દિવસથી બ્રહ્મદંડીને નામે મળતી અને ત્યાં થતી એવી ભોંયદંડી અર્થાત્ બાદાવર્દ મંગાવી, તેનું પંચાંગ પાણીમાં વાટી ૭ મરી દાણા મેળવીને આપવું શરૂ કર્યું. પહેલા બેએક દિવસ જુવાને ઉલટી કરીને દવા કાઢી નાખી, પછી પરાણે ઝાલીને દવા પીવડાવી અને દવા ટકી ગઇ. દુધ સિવાય બીજો ખોરાક આપવામાં આવતો ન હતો. આ પ્રમાણે ૧૦ દિવસના પ્રયોગથી તેની સ્થિતિ કંઇક ઠીક થઇ. અને ૨૦ દિવસ પછી તે હસીને વાતો કરતો થઇ ગયો–બધાને ઓળખતો બોલાવતો થઇ ગયો.

ગાંધીઓ આ ભોંયદંડીને જ બ્રહ્મદંડી તરિકે વેચે છે. બન્ને એક જ વર્ગની સગી બ્હેનો છે. કેટલીક વખતે આ ભોંયદંડી ભેગો **ધોળો હરણચરો** ( Dicoma tomentosa ) પણ હોય છે. ભ્રમવાયુ મટાડે છે તેથી જ તેનું નામ બ્રહ્મદંડી પડયું હશે. આ ભોંયદંડીને ગુજરાતમાં તલકંટો કહે છે. ફારસીમાં તેને બાદાવર્દ કહે છે. ખેતરોમાં ખૂબ થાય છે. બરાબર બ્રહ્મદંડીને મળતો

જ આ છોડ થાય છે. બ્રહ્મદંડીનો ઉભો છોડ થાય છે ત્યારે આ ભોંયદંડી ભોંય ઉપર જ પથરાયેલી હોય છે. બાદાવર્દનો ઉપયોગ હકીમ લોકો વધારે કરે છે. આ ભોંયદંડી ( તલકંટો ) તે જ બાદાવર્દ. બ્રહ્મદંડીની પ્રતિનિધિ તે આ જ.

ઉલ્લેખ—વ. શા. પા. ૪૧૫–૧૬; રૂ. નિ. પા. ૫૭૯; Watt VI. part IV p. 80; Indi. Medi. Plants p. 714.

---

## ૨૨૭ સુરજમુખી.

**N. O. Compositæ.**

**નામો**—सूर्यावर्तः, आदित्यभक्ता, सुवर्चला ( સંસ્કૃત ); સુરજમુખી ( ગુજરાતી ); સૂર્યફુલ ( મરાઠી ); હુરહુજ ( હિંદી ); Sun-flower–સન ફ્લાવર ( અંગ્રેજી ); Helianthus Annuus–હેલીયેન્થસ્ ઍન્યુસ ( લેટીન ).

**गुणाः**—

आदित्यभक्ता कटुका तथोष्णा स्फोटकापहा ।
सरस्वती सरा स्वर्या रसायनविधौ हिता ॥
॥ ध. नि. ॥

आदित्यभक्ता शिशिरा सतिक्ता कटुस्तथोग्रा कफहारिणी च ।
त्वग्दोषकण्डूव्रणकुष्ठभूतग्रहोग्रशीतज्वरनाशिनी च ॥
॥ रा. नि. ॥

सुवर्चला हिमा रूक्षा स्वादुपाका सरा गुरुः ।
अपित्तला कटुः क्षारा विष्टम्भकफवातजित् ॥
अन्या तिक्ता कषायोष्णा सरा रूक्षा लघुः कटुः ।
निहन्ति कफपित्तास्रश्वासकासारुचिज्वरान् ॥
विस्फोटकुष्ठमेहास्रयोनिरुक्कृमिपाण्डुताः ॥
॥ भा. प्र. ॥

**चरक**— १ प्रवाहिकायाम्—आमे परिणते यस्तु विबन्धमतिसार्यते ।
सशूलपिच्छमल्पाल्पं बहुशः सप्रवाहिकम् ॥
....तं....सुवर्चलायाः....शुष्कशाकेन वा ।....
दधिदाडिमसिद्धेन बहुस्नेहेन भोजयेत् ॥ चि. अ–१०

२ शोथे शाकार्थम्—सुवर्चिका गृञ्जनकं पटोलं.... ।
शाकार्थिनां शाकमतिप्रशस्तम् ॥ चि. अ–१७

३ वातपित्तानुगे श्वासे–सुवर्चलारजो दुग्धं घृतं त्रिकटुकान्वितम् ।
शाल्योदनम्यानुपानम् वातपित्तानुगे परम् ॥ चि. अ–२१.

भावप्रकाश— ४ योनिदाहे–सूर्यकान्तभवं मूलं पिबेद्वा तण्डुलाम्बुना ॥

बंगसेन— ५ उरोग्रहे—........सूर्यावर्तदलोद्भवाः ।
रसाः एकैकशः कोष्णा द्विशो वा रामठान्विताः ॥

६ वृश्चिकविषे—गन्धमाघ्राय मृदितसूर्यावर्तदलस्य च ।
वृश्चिकैः व्यथितो जन्तुः क्षणाद्भवति निर्विषः ॥

शोढल— ७ कृमिकर्णे—सूर्यावर्तकस्वरसं....त्र्यूषणेनावचूर्णिते ।
पूरयेत् कृमिकर्णे तु जन्तूनां नाशनं परम् ॥

८ अश्मर्याम्–गव्येन पिष्टा पयसाऽर्कपुष्पी निपीयमानाऽनुदिनं प्रभात ।
विदार्य वीर्येण निजेन तीव्राम् अप्यश्मरीं पातयते दशाहात् ॥

**વર્ણન**—સુરજમુખીના છોડવા ચોમાસે ઉગી નીકળે છે. ઘણાખરા તેને ઓળખે છે. પાન મોટાં, રૂવાંટીથી ભરેલાં, લાંબી ડીંટડી વાળાં; ફુલ મોટાં, પીળાં અને સુરજ ફરે તેમ તે તરફ ફરનારાં છે. સૂર્યાસ્ત વખતે ફુલ સૂર્ય તરફ નમેલાં હોય છે. એનાં બીજ નાનાં નાનાં હોય છે.

આ છોડ અમેરિકાનો વતની છે એમ હાલના વનસ્પતિશાસ્ત્રીઓ માને છે. રૂશિયામાં અને મધ્ય એશીયામાં આનાં બીજ બહુ ખવાય છે એમ નૅર્ન સાહેબ જણાવે છે. "The Russian peasant is never completely happy unless he is cracking and chewing the seeds of the sunflower-" Harper's Mag.

નૅર્ન Chrozophora plicata. N. O. Euphorbiaceoe.-ને 'સૂર્યાવર્ત' નામ આપે છે, પણ આ છોડ ઓખરાડને મળતો છે.

કેટલાક શીંગરોટીને સુરજમુખી કહે છે. Compesitae વર્ગનો અભ્યાસ કરવા માટે આનું ફુલ સુંદર વસ્તુ છે.

### વૈદ્યકમાં સુરજમુખીનો ઉપયોગ.

ચરક— ૧ **અતિસારમાં**–કાચા ઝાડા થતા હોય તો અથવા મરડો થયો હોય અને પેટમાં ચુંકાતું હોય અને જળસ પડતા હોય

તો સુરજમુખીનાં સૂકાં પાનનું શાક દહીં અને ખાટા દાડમના રસ સાથે પકાવી લઇને સારી રીતે ઉપર તેલ લઈને ખાવું. ચિ–૧૦.

૨ **સોજામાં**—સુરજમુખીનું શાક સોજાવાળા માટે ઘણું સારૂં ગણાય છે. ચિ–૧૭.

૩ **વાતપિત્તાનુગ શ્વાસમાં**–સુરજમુખીના પંચાંગનું ચૂર્ણ ત્રિકટુ. દુધ અને ઘી સાથે ખાવું અને ઉપરથી ચોખા, ઘી વિગેરે ખાવાથી શ્વાસ મટે છે. ચિ–૨૧.

**ભાવપ્રકાશ**— ૪ **યોનિદાહમાં**—સુરજમુખીનું મૂળ ચોખાના ધોવણમાં ઘસીને પીવું.

**બંગસેન**— ૫ **છાતી ઝલાઇ ગઈ હોય એમાં**—સુરજમુખીના પાનનો રસ હીંગ નાખીને પી જવો.

૬ **વીંછીના ઝેર ઉપર**—સુરજમુખીનાં પાનને મસળી–ચોળીને સુંઘવાથી વીંછીનું વિષ તરત જ ઉતરી જાય છે.

**શોઢલ**— ૭ **કાનમાં કૃમિ પડયા હોય તો**—સુરજમુખીના પાનનો રસ સ્હેજ ત્રિકટુ નાખીને, સ્હેજસાજ ગરમ કરીને કાનમાં પૂરવાથી કાનમાં કૃમિ પડયા હોય તે મટે છે.

૮ **પથરીમાં**—સુરજમુખીનું મૂળ ગાયના દુધમાં વાટીને હમેશાં સવારમાં પીવાથી તીવ્ર અશ્મરી પણ મટી જાય છે.

**वक्तव्य—ચરકે** શાકવર્ગમાં **સુવર્ચલા** ( સૂ. ૨૭–૯૪ ) ગણાવી છે. બીજે પણ ઘણી જગોએ सुवर्चला, सौवर्चला, सुवर्चिका વિગેરે શબ્દો નજરે પડે છે. **આદિત્યપર્ણી** (चि. ૧–૧૬૮) અને **આદિત્યવલ્લી** (चिं ૨૬–૨૬૫) શબ્દો પણ ચરકમાં છે.

**સુશ્રુતે** પણ ઉપર જણાવેલા શબ્દો યોજેલા છે ખરા. सुवर्चलाના **તેલનો** ઉલ્લેખ છે ( સૂ ૪૬–૧૬૫ ). **સુવર્ચલાને** તિક્ત વર્ગમાં ગણાવી છે જ્યારે સૌવર્ચલાને લવણ રસમાં ગણાવી છે. સુવર્ચલાનો **સંચળ** પણ અર્થ થાય છે. 'સુવર્ચિકા' હરસમાં અને શ્વાસમાં બીજાં સાથે યોજાયલી છે–વિષમાં પણ બે ત્રણ જગોએ ( क. ૫–૬૬. क. ૨–૫૧ ) યોજાયલી છે. સુવર્ચલાનું ઓળખાણ **ડલ્હણ** નીચે પ્રમાણે આપે છે:-सुवर्चला सूर्यावर्तः, केचिन्मारुपसदृशदण्डं आर्तगलसदृशपत्रम् लप्पसमाहुः ( સૂ. ૪૬–૨૬૨ ). અહીં આગળ બ્રહ્મસુવર્ચલાનો ઉલ્લેખ પણ છે. પણ ટીકાકારે ખુલાસો નથી કર્યો. બીજે ઠેકાણે सुवर्चला सौवलीति लोके

सू. ૩૭–૧૨) એમ જણાવે છે. વ્રણશોધનના અધ્યાયમાં સુવર્ચલાને વ્રણ-શોધન તરિકે ગણાવી છે ડલ્હણે ખુલાસો કરતાં ત્યાં લખ્યું છે કે सुवर्चला सूर्यावर्तः अस्याः अपि मूलं न तु फलम्, तस्योष्णवीर्यत्वात् ॥ ( सू. ३७–३१ ). गर्भसंगे तु......धारयेत् सुवर्चलां विशल्यां वा ॥ (शा. १०–११) આમ કહેલું છે.

પાનાત્યયમાં पीत्वा सुखी भवति साधु सुवर्चलां च । ( ઉ. ૪૭–૩૪ ) આવો ઉલ્લેખ છે.

આ ઉપરાંત સુશ્રુતે **સૂર્યવલ્લી** શબ્દ યોજેલો છે. સુવર્ચલાના તેલના ઉલ્લેખ પેઠે સૂર્યવલ્લીના તેલનો ઉલ્લેખ કરેલો છે, પણ જુદા જુદા સ્થળે ( सू. ४६–१२० ) सूर्यवल्लीનું ઓળખાણ ડલ્હણે આ પ્રમાણે આપ્યું છે: सूर्यवल्ली पटोलसदृशपत्रा, यस्याः पत्ररसेनाक्तं मांसं स्विन्नमिव भवति । अन्ये सूर्यावर्तमाहुः (क. २–४५). બીજે એક ઠેકાણે सूर्यवल्लीने अर्कपुष्पी सूर्यावर्तभेदः ( सू. ४६–११५) ગણાવી છે.

વળી **આદિત્યપર્ણી** શબ્દ બે વખત સુશ્રુતે વાપર્યો છે. ડલ્હણે તેને સૂર્યાવર્ત જ ગણાવી છે. ( चि १५–४३ ). પણ દિવ્ય ઔષધિઓની ગણત્રીમાં આદિત્યપર્ણિનીને ગણાવેલી છે ( चि ૩૦–૫ ). આ સોમના જેવી દિવ્ય ઔષધિઓના લીસ્ટમાં **બ્રહ્મસુવર્ચલા** અને **આદિત્યપર્ણિની** બેનો જ ઉલ્લેખ છે એ ધ્યાન રાખવા જેવું છે. ' ब्रह्मसुवर्चला तु सप्तरात्रं उपयोक्तव्या ' એમ પણ જણાવેલું છે. બ્રહ્મસુવર્ચલાનો પરિચય ડલ્હણે કરાવ્યો નથી.

આ બધા વિવેચન ઉપરથી આપણે એટલું તો સ્પષ્ટ જોઇએ છીયે કે સુરજમુખી સૂર્ય સાથે ફરે છે એવું વર્ણન ડલ્હણ જેવા વનસ્પતિનો સુંદર પરિચય આપનારે કયાંયે આપ્યું નથી.

આ ઉપરાંત વીરતર્વાદિગણમાં અને વાતસંશમન વર્ગમાં वसिर શબ્દ આવે છે. ડલ્હણે તેને सूर्यावर्तभेदः કહેલુ છે.

આ બધામાં વળી આધુનિક બૉટેનીસ્ટોએ આને અમેરિકાની વતની ગણાવેલી છે. એટલે सुवर्चला સંદિગ્ધ જ રહે છે.

અમરસિંહે આનો ઉલ્લેખ જ નથી કર્યો. સ્વ. કતોભટ્ટે સુરજમુખીનો વેલો અને છોડ બન્નેનો ઉલ્લેખ કર્યો છે.

**Actions & Uses**—*Ainsle* says that the small numerous warmy kidney-formed black seeds, as well as leaves of this plant are administered in decoction in convulsive affection and typhus fever, to the quantity of half a tea-cupful twice daily. In the French colonies and in the Nilgiri it is used as sudorific. In

Puducota the leaves are applied to boils to prevent the formation of pus. *Wright* says that the bruised leaves are rubefacient and vesicant. ( Dymock Vol I p. 132 )

Carminative, pungent, anthelmintic and antisepitc; seeds are used in round worms to expel flatus in children: also in fever and diarrhœa. The juice of the leaves is rubefacient like mustard; mixed with salt it is dropped into the ear in otorrhœa. An infusion of the seeds is used for unhealthy ulcers and to kill maggots. ( R. N. Khory. Vol II p. 61 )

**ભાવાર્થ—એઇન્સ્લી** કહે છે કે સુરજમુખીનાં નાનાં કાળાં અસંખ્ય બીજ, અને પાન આંચકીનાં દરદોમાં તેમજ ટાઇફસ જ્વરમાં ઉકાળામાં વપરાય છે. આખા દિવસમાં થઇને ૪ તોલા જેટલો ક્વાથ આપવો. ફ્રેંચ લોકોનાં સંસ્થાનોમાં અને નીલગિરિમાં સુરજમુખીનો ઉપયોગ પરસેવો લાવનાર તરિકે કરવામાં આવે છે. પુદુકોટામાં ગુંબડામાં પસ ન થાય એટલા માટે પાનની થેપલી વ્રણ ઉપર બાંધવામાં આવે છે. રાઇટ કહે છે કે પાનના રસનો પ્રલેપ કરવાથી ચામડી લાલ લાલ થઇ જાય છે અને ફોલ્લા ઉઠે છે.

ડીમક ભા. ૧. પા. ૧૩૨.

સુરજમુખી વાતઘ્ન, કટુ, કૃમિઘ્ન અને જંતુવિનાશક છે. બચ્ચાંને ઉદરાધ્માનમાં, અતિસારમાં, અને ગોળ કરમીયાં પડતાં હોય ત્યારે તેના નિવારણાર્થે બીજનો ઉપયોગ કરવામાં આવે છે. પાનનો રસ રાઇના જેટલો જ દાહક છે. કર્ણપાકમાં પાનનો રસ, સિંધવ સાથે કાનમાં નાખવામાં આવે છે. દુષ્ટ વ્રણ અને ઘારાં માટે બીજનો ક્વાથ ઉપયોગી છે. તેથી કૃમિ વિગેરે મરી જાય છે. ખોરી. ભાગ. ૨. પા. ૬૧

**ઉલ્લેખ—**રૂ. નિ. પા. ૩૪૬; N. p. 162; Indig. Drugs. p. 148; Glimpses. p. 64 to 68.

---

## ૨૨૮ બાદાવર્દ.

### N. O. Compositæ.

**નામો—**બાદાવર્દ ( મુંબાઇ ); Volutarella divaricata–**વૉલ્યુટેરેલા** ડાઈવૅરીકેટા ( લેટીન ).

**સ્થાનક—**મધ્ય ભારત, દક્ષિણ ભારત અને પશ્ચિમ ભારતમાં આ છોડ થાય છે. બિહારથી લાહોર સુધીમાં, સિંધથી મ્હેસુર સુધીમાં અને દકખણમ

અને ઉત્તરપશ્ચિમ હિમાલયમાં ૩૦૦૦ ફીટની ઉચાઇમાં આ છોડ થાય છે. બહુ જ નાનો, જમીન પર પથરાતો આ છોડ છે. પાનનો આકાર વિવિધ તરેહનો હોય છે. બજારમાં બાદાવર્દ મળે છે. હકીમો છુટે હાથે તે વાપરે છે.

ઉપયોગ—'મખઝન-અલ-અદ્વિયા'નો કર્તા જણાવે છે કે આ છોડ બલ્ય અને શોધક છે. ઘરમાં આ છોડ રાખી મૂકવાથી સાપ વિગેરે ઝેરી જંતુ ઘરમાં આવતાં નથી. (ડીમક.)

બાદાવર્દમાં સ્હેજ ચીકાશ છે (slightly mucilaginous) અને તે કફમાં વપરાય છે. (સખારામ અર્જુન). બાદાવર્દ જ્વરઘ્ન છે અને તેથી જ્વરમાં તેમજ અશક્તિમાં તે વપરાય છે. (ખોરી.)

**નોંધ**—વધુ માટે જુઓ બ્રહ્મદંડી. બ્રહ્મદંડીની પ્રતિનિધિ ભોંયદંડી તેજ આ બાદાવર્દ છે. એનું સવિસ્તર વર્ણન બ્રહ્મદંડીના હેડીંગમાં જોઈ લેવું.

ઉલ્લેખ—Indi. Medi. Plants p. 712.

---

## ૨૨૯ કાસની.

N. O. Compositæ.

**નામો**—કાસની (હિંદી. ગુજરાતી. પંજાબ. પર્શીયન); Chicory-ચીકોરી (અંગ્રેજી); Cichorium Intybus-સાઈકોરીયમ ઈન્ટીબસ્ (લેટીન).

**વર્ણન**—આ બહુવર્ષાયુ નાનો છોડવો છે. કમાઉન અને ઉત્તરપશ્ચિમ હિંદુસ્તાન તરફ આ છોડ થાય છે. કોફી સાથે કાસનીનો ભેળ કરવામાં આવે છે. કૉફીમાં જે કૅફીન છે તે કાસનીમાં નથી. હિંદુસ્તાનમાં કાસનીનું વાવેતર મોટા પ્રમાણમાં થાય એ ઇચ્છવા જેવું છે.

**ઉપયોગ**—કાસની બલ્ય, શીત, સ્નિગ્ધ છે. કાસનીનાં બીજ વાતઘ્ન અને હૃદયને ગુણકારી ગણાય છે. બીજનો ઉકાળો અટકી ગયેલા આર્તવમાં અપાય છે. (સખારામ અર્જુન).

મૂળ કડવું છે અને પંજાબ તરફ દવા તરિકે તેનો ઉપયોગ થાય છે. કાસનીનો ક્વાથ શરબત સાથે સેવન કરવાથી ધાતુ ઘટ્ટ થાય છે. (બાલ્ફૂર.)

ફુલનો શરબત યકૃતનાં દરદોમાં ઉપયોગી છે.

બીજના ચૂર્ણનો ઘાટો ક્વાથ પિત્તની ઉલટી બંધ કરવા માટે બહુ જ ઉત્તમ ઇલાજ છે. (વૉટ ડીક્ષનેરી.)

કાસનીનાં મૂળીયાં કૉફીની જગોએ વપરાય છે. ડૉ. લેથેબી અને હૅસેલ કહે છે કે કૉફીની જગોએ ચીકોરી (કાસની) વાપરવા જેવી છે. ફૂળ અને

બીજ એ બે ભાગમાં ઔષધીય ગુણ સારો છે કેમકે હવા અને પ્રકાશની અસર આખા છોડ કરતાં આ બે અંગો ઉપર વિશેષ થાય છે. આનાં મૂળ—જેમ જુનાં હોય તેમ સારાં—ને ધોઇ સાફ કરી, નાના નાના ટુક કરી છાયામાં સૂકાવીને ચૂર્ણ કરવામાં આવે છે.

કાસની ટૅરેકસેકમ્-Taraxacum-( અંગ્રેજી વૈદ્યામાં આ દવા છુટ્ટથી વપરાય છે. )ની પ્રતિનિધિ છે. ડૉ. પૅરેરા, કહે છે કે—" કાસનીની ખાસ અસર તો પાચક અને બલ્ય છે. મોટી માત્રામાં તે મૃદુરેચક છે. મૂત્રલ અસર અચોક્કસ છે. જુનાં દરદોમાં કાસનીનો લાંબા વખત સુધી ઉપયોગ કરવાથી રસાયન જેવો ગુણ આપે છે. જે દરદીને મંદાગ્નિ હોય છે એવા દરદીને ટૅરેકસેકમ આપવાથી આમાતિસાર, ગુલ્મ; શૂલ અને અતિસાર વિગેરે થાય છે. કાસનીમાં એવી કોઇ જાતની અસર જણાતી નથી.

ડૉ. લેથેબી અને હૅસેલ—બન્નેએ કાસનીની ખોરાક તરિકે શી અસર છે તે જાણવા માટે ત્રણ દરદીઓને કાસનીનો ઘાટો કવાથ પીવાડી જોયો હતો. આ કવાથ બરાબર કૉફીના જેવો જ રસ, સ્વાદ, રૂપમાં થયો હતો. ત્રણે દરદીને આ ઘાટું પ્રવાહી પીધા પછીથી શરીર ભારે લાગ્યું હતું, તંદ્રા હતી, પેટમાં ભાર હોય એમ જણાયું હતું અને જરા પણ શ્રમથી થાક લાગી જતો હતો. બેમાં માથાનો દુખાવો જણાયો હતો જ્યારે ત્રીજામાં અતિસાર જણાયો હતો. આથી ખોરાક તરિકે કાસનીની કિંમત ઘણી ઉતરતી છે એમ તેઓ જણાવે છે. કૉફી સાથે કાસનીનો ભેળ કરવામાં જરા પણ લાભ નથી. કાસનીમાં સ્હેજ માદક ગુણ છે અને તેથી તેની જ્ઞાનતંતુઓ ઉપર ખરાબ અસર થાય છે. કેટલાય આંખના ડૉકટરોના મત પ્રમાણે કાસનીની કૉફી ( Chicory Coffee ) પીવાથી અંધાપો આવે છે ( amaurotic blindness )

ઉલ્લેખ—Indigs. Drugs p. 78; Indi. Medi. Plants p. 718.

## ૨૩૦ ટૅરેકઝેકમ્

**N. O. Compositæ.**

**નામો**—દુદલ, કાનપુલ, દુદલી ( પંજાબ ); બુથુર ( સિંધ ); પથરી ( દકખણ ); કાનપુલ ( ગુજરાતી ); ડૅન્ડેલીયન ( અંગ્રેજી ); Taraxacum officinale-ટૅરેકઝેકમ્ ઓફીસીનેલ ( લેટીન ).

**વર્ણન**—એના છોડવા હિમાલયમાં, પશ્ચિમ તિબેટમાં, મિશ્મીના પહાડોમાં તથા નીલગિરિ પર થાય છે. એના છોડવા સોનકી ( Lactuca

Heyneana ) જેવાજ થાય છે. એનાં પાન તોડતાં તેમાંથી દુધ નીકળે છે. છોડવાને તળીએ પાનનો ભરાવો ઠીક હોય છે. પાનનો આકાર બરાબર સોનકીના પાન જેવો જ હોય છે. પાન લીસાં, ડીંટડી વગરનાં, છેડે અણીવાળાં, સાંકડાં, આખાં કે વખતે દાંતાવાળાં હોય છે. પુલ પણ સોનકીની જ્યમ આવે છે.

"કચ્છની જડીબુટ્ટી"માં આને માટે મુ. જયકૃષ્ણભાઈ નીચે પ્રમાણે લખે છેઃ—"હિંદીમાં એને દુદલબરન તથા કાનકુલના નામથી ઓળખે છે. બંગાલ અને પશ્ચિમોત્તર પ્રાંતના સરકારી ઔષધિ ભંડાર ( Medical stores ) માટે એના છોડવા સહરાનપુરમાં વાવવામાં આવે છે, અને મદ્રાસ ઇલાકાના એવા ઔષધિ-ભંડાર માટેનો જથ્થો ઉટાકામંડથી મેળવવામાં આવે છે; કેમકે ત્યાં સિન્કોનાપ્લેન્ટેશન ( Cinchona plantation )માં એના છોડવા નેદ તરિકે પુષ્કળ ઉગે છે. એના છોડવા વિલાયતમાં પણ ઉગે છે અને ત્યાંથી પણ એનાં મૂળ દવા તરિકે ઉપયોગમાં લેવા હિંદમાં આયાત થાય છે. એનાં મૂળ કરતાં અહિંની પેદાશનાં મૂળ જે બજારમાં મળે છે તે નાનાં હોય છે. એના મૂળમાં જે કડવાં તત્વો રહેલાં છે તે ટૅરેકઝેસિન્ ( Taraxacin ) અને ટૅરેકઝેસરિન ( Taraxacerin ) ઈન્યુલિન (Inuline)ની સાથે રહેલાં છે. આ ઈન્યુલિન તત્વ સહદેવ્યાદિ વર્ગની ઘણી વનસ્પતિઓના મૂળમાં સાધારણ રીતે રહેલું છે. આ સિવાય એમાં સાકર તથા લેવ્યુલિન ( levulin ) છે, કે જેને લઇને એ મૂળનો મીઠાશ લેતો સ્વાદ લાગે છે."

**ઉપયોગ**—ટૅરેકઝેકમનાં મૂળીયાં હિંદની ફારમાકોપિયામાં તેમજ બ્રીટીશ ફારમાકોપિયામાં દાખલ કરવામાં આવ્યાં છે અને તે છુટથી વપરાય છે. મૂળીયાં ચિરગુણકારી પૌષ્ટિક, રસાયન અને પિત્તનો સ્રાવ કરનાર (cholagogue) છે. મૂળીયાં આમાજીર્ણમાં, યકૃત્ અને પ્લીહની વૃદ્ધિમાં-ખાસ કરીને યકૃત્ વૃદ્ધિમાં, કમળામાં અને જુના લાંબા વખતના ચામડીના રોગોમાં ઉપયોગી છે. ( ફારમેકોગ્રાફિયા ઇન્ડીકા ).

ટૅરેકઝેકમ્ બલપ્રદ, શોધક અને મૂત્રલ છે, અને યકૃતના રોગો ઉપર તો તે એક પેટંટ જેવું કિંમતી ઔષધ ગણાયલું છે. પિત્તનો સ્રાવ જો ઓછો હોય છે તો તે વધારે છે અને જો વધારે હોય છે તો તે ઓછો કરે છે અને આવી રીતે પિત્તની વધતી ઓછી અવસ્થાને તે જોઇએ તેટલી મધ્યમ બનાવે છે. સૂકાં મૂળીયાંનું ચૂર્ણ કૉફી સાથે બહુ વખત વપરાય છે. ટૅરેકઝેકમનાં મૂળને જરા શેકી નાખીને ખાંડી નાખી તે કૉફીના પ્રતિનિધિ તરિકે વપરાય છે. ( બેન્ટલી અને ટ્રીમેન ).

"ડૉ. વીધરીંગ ( Dr. Withering ) જણાવે છે કે ટૅરેકઝેકમનાં મૂળીઆંનો મૂત્રલ ગુણ બહુ જ ચોક્કસ છે અને તેની બધાંને સારી રીતે ખબર

છે. મીનોર્કીના ટાપુમાં જ્યારે તીડનાં ટોળાં બધો જ પાક ખાઈ ગયાં હતાં ત્યારે ત્યાંના ઘણા લોકો આ છોડનાં મૂળીયાં ખાઇને જીવ્યા હતા. એનો રસ ( તાજાં મૂળીયાંમાંથી કાઢેલો ) ૪ ઔંસ જેટલી માત્રામાં દિવસમાં ૩–૪ વખત આપવામાં આવે છે અને પેટના રોગોમાં તેની ઘણી સારી અસર છે એમ બોઅર (Boer) માને છે. એનાં મૂળીઆંમાં ખાંડ અને ગુંદર તેમજ સ્ટાર્ચને મળતો ઇન્યુલિન નામનો પદાર્થ છે. કેનેડા તરફ એનાં મૂળીઆંમાંથી એક જાતનો દારૂ બનાવવામાં આવે છે." (Sowerby's English Botany Vol V p. 145).

**वक्तव्य**—ટૅરેકઝેકમ તો હિમાલય તરફ અને નીલગિરિ તરફ થાય છે. પણ આપણે તેની અવેજીમાં ડૉ. **ડીમકના** મત પ્રમાણે નીચેની ચાર વનસ્પતિઓનાં મૂળીયાં વાપરી શકીએ. આ ચારેનાં મૂળ બરાબર ટૅરેકઝેકમ્ જેવું જ સરસ કામ કરે છે એમ **ડીમક** તેમજ ઇન્ડીયન મેડીસીનલ પ્લેંટ્સમાં લખેલું છે.

(૧) ભોંપાત્રી–गोजिह्वा–Launœa pinnatifida.
(૨) સોનકી–Lactuca Heyneana.
(૩) દુધાળી સોનકી–Sonchus oleraceous.
(૪) Emilia sonchifolia.–સોનકીપાથરીને મળતો છોડ.

આ ચારે છોડ ભૃંગરાજાદિ વર્ગના જ છે. સ્વ. **કનૈયાલાલ દે** લખે છે કે ટરેકઝેકમનાં મૂળની જગોએ ભાંગરાનાં મૂળીયાં વાપરી શકાય.

**રાખાલદાસ ઘોષ** તેમની મેટેરીયા મેડીકામાં આ વિષે લખે છે કેઃ— "The fresh juice or even an infusion prepared from the fresh root, has decidedly tonic effects, somewhat resembling those of calumba; it is also slightly laxative, but it is extremely doubtful whether the preparations obtainable from the chemists' shops have any therapeutic effect whatever. This drug is very little used now-a-days, and it has lost its reputation as a **cholagogue** and **diuretic**." ( p. 465. 9th edition )

આટઆટલી ભોંપાથરી અને સોનકી આપણે અહિંઆં ઉગે છે અને નકામી સૂકાઇ જાય છે તો આપણે તેને વાપરીને ખાત્રી કરવી જોઇએ કે તે કેવું કામ કરે છે.

**ઉલ્લેખ**–Indi. Medi. Plants p. 720; **કચ્છની જડીબુટ્ટી. પા. ૧૪૩;** ઘોષ મેટીરીયા મેડીકા. પા. ૪૬૫.

---

## ૨૩૧ વાંદરરોટી.

**N. O. Compositæ**

**નામો**—**વાંદરરોટી** ( મરાઠી. ગુજરાતી ); ગૈહર ( મુંબાઈ ); Notonia grandiflora–નૉટોનીયા ગ્રાન્ડીફ્લોરા ( લેટીન ).

**વર્ણન**—આ છોડ કોંકણની દક્ષિણમાં જંગલોમાં આપો આપ થાય છે. બાગોમાં કુંડાંમાં પણ ઉછેરવામાં આવે છે. મ્હેં આ છોડ મુ. જયકૃષ્ણભાઇ સાથે કચ્છભુજના શરદ બાગમાં કુંડામાં વાવેલો જોયો છે. આ છોડ ૨ થી ૩ ફીટ જેટલો ઉંચો થાય છે. પાન બહુજ રસવાળાં, સ્હેજ જાડાં, લીસાં, પીળાશ લેતા લીલા રંગનાં, ડીંટી વાળાં કે ડીંટી વગરનાં, થોરના પાન જેટલાં મોટાં, થાય છે.

**ગુણ**—હડકવા ઉપર આ છોડ ઉપયોગી છે એમ ૧૮૬૦ માં ડૉ. એ. ગીબ્સને જાહેર કરી આ છોડને ખ્યાતિમાં આણ્યો હતો. હડકવામાં આ દવા નીચે પ્રમાણે આપવાની છે.

તાજી ડાંડીઓ ૪ ઔંસ લેવી. ૧। શેર ઠંડા પાણીમાં રાત ઉપર તે ડાંડીઓ (stems) ને પાણીમાં પલાળી મૂકવી. સવારમાં હાથ વડે ચોળીને આ પાણી સારી રીતે દાબીને નીચોવી લેવું. આથી લીલાશ લેતો દાહક રસ નીકળે છે. આ રસમાં પાણી નાખી એક જ વખતે પીવાડી દેવો. રાત્રે આ છોડના રસમાં લોટ ભીંજવી લઇને પુરીઓ કરીને આપવામાં આવે છે. આવી રીતે લાગલાગટ ત્રણ દિવસ સુધી આ પ્રમાણે કર્યા કરવું.

જે ઑફીશીયલ ડૉક્યુમેન્ટ્સ ડૉ. વૅારીંગના જોવામાં આવ્યાં છે તે ઉપરથી તે જણાવે છે કે આ દવા ઘણા કેસો ઉપર વપરાયલી છે; પણ કુતરાએ જ્યાં આગળ બચકું ભર્યું હોય અને વ્રણ પડયો હોય ત્યાં આગળ કૅાસ્ટીક લગાડવામાં આવેલું; આથી વાંદરરોટી કેટલે અંશે હડકવા ઉપર અકસીર છે એ ખાત્રીપૂર્વક કહેવાતું નથી. ( ફાર્માકોપીયા ઇન્ડીકા )

આ છોડનો ઍકસ્ટ્રેકટ બનાવીને ડૉ. હેઈન્સે અને મ્હેં કુતરાઓ ઉપર અજમાવી જોયેલો છે, અને આ પછી મુંબઇની યૂરોપીયન હૅાસ્પીટલોમાં પણ આનો ઉપયોગ કરેલો છે. ૧ ડ્રામ માત્રામાં સ્હેજ રેચક અસર જણાઇ નથી. (ડીમક)

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 706; N. p. 163.

# चित्रकादि वर्ग.

## N. O. Plumbagineæ.

### ૨૩૨ ચિત્રો.

**નામો**—(૧) अग्निः, चित्रकः ( સંસ્કૃત ); સફેદચિત્રો ( ગુજરાતી ); ચિત્રક ( મરાઠી ); ચીતા, ચિત્રા ( હિંદી ); ચિતા ( બંગાલી ); Plumbago Zeylanica–પ્લમ્બેગો ઝેલેનીકા ( લેટીન ).

(૨) रक्तचित्रकः ( સંસ્કૃત ); રાતો ચિત્રો ( ગુજરાતી ); P. Rosea લેટીન ).

**गुणाः**— चित्रकोऽग्निसमः पाके कटुकः कफशोफजित् ।
वातोदरार्शोग्रहणक्षियपाण्डुविनाशनः ॥

॥ ध. नि. ॥

चित्रकोऽग्निसमः पाके कटुः शोफकफापहः ।
वातोदरार्शोग्रहणीकृमिकण्डूविनाशनः ॥
स्थूलकायकरो रुच्यः कुष्ठघ्नो रक्तचित्रकः ।
रसे नियामकः लौहे वेधकश्च रसायनः ॥

॥ रा. नि. ॥

चित्रकः कटुकः पाके वह्निकृत् पाचनो लघुः ।
रूक्षोष्णो ग्रहणीकुष्ठशोथार्शःकृमिकासनुत् ॥
वातश्लेष्महरो ग्राही वातार्शःश्लेष्मपित्तहृत् ॥

॥ भा. प्र. ॥

चित्रकमूलं दीपनीयगुदशोफहराणाम् ॥ ॥ चरकः ॥

**चरक**— १ अर्शःसु—त्वचं चित्रकमूलस्य पिष्ट्वा कुम्भं प्रलेपयेत् ।
तक्रं वा दधि वा तत्र जातमर्शोहरं पिबेत् ॥ चि ९–७६

२ अतिसारे—तक्रं पीत्वा सचित्रकम् ।........
....मुच्यते जठरामयात् ॥ चि. १०—११९

३ उदरे—चतुर्गुणे जले मूत्रे द्विगुणे चित्रकात्पले ।
कल्के सिद्धं घृतप्रस्थं सक्षारं जठरी पिबेत् ॥ चि १८—११४

४ श्वयथौ—क्षीरं घटे चित्रककल्कलिप्ते दध्यागतं साधु विमथ्यते च ।
तज्जं घृतं चित्रकमूलगर्भं तक्रेण सिद्धं श्वयथुघ्नमग्र्यम् ॥
अर्शोऽतिसारानिलगुल्ममेहांश्चैतन्निहन्त्याग्निबलप्रदं च ।
तक्रेण वाद्यात्सघृतेन तेन भोज्यानि सिद्धामथवा यवागूम् ॥
चि. १७–५५–५६

सुश्रुत— ५ कुष्ठे—एवं पेयः चित्रकः श्लक्ष्णपिष्टः ॥ चि ९–४५
६ श्वित्रे–मूत्रं गव्यं चित्रकव्योषयुक्तम् सर्पिः कुंभे क्षौद्रयुक्तं स्थितं हि ।
पक्षादूर्ध्वं श्वित्रिभिःपेयमेतत्कुर्याच्चास्मिन् कुष्ठदिष्टं विधानम् ॥ चि–३९
७ सिकतामेहे—सिकतामेहिनं चित्रककषायं पाययेत् ॥
चि ११—८
८ पांडुरोगे—मूलं बलाचित्रकयोः पिबेद्वा पाण्डुामयार्त्तोऽक्षसमं हिताशी । सुखाम्बुना वा...........॥ उ ४४–२६

वाग्भट— ९ रसायने—यथास्वं चित्रकः पुष्पैः ज्ञेयः पीतसितासितैः ।
यथोत्तरं स गुणवान् विधिना च रसायनम् ॥
छायाशुष्कं ततो मूलं मासं चूर्णीकृतं लिहन् ।
सर्पिषा मधुसर्पिर्भ्यां पिबन् वा पयसा यतिः ॥
अम्भसा वा हितान्नाशी शतं जीवति नीरुजः ।
मेधावी बलवान् कान्तो वपुष्मान् दीप्तपावकः ॥
तैलेन लीढो मासेन वातान् हन्ति सुदुस्तरान् ।
मूत्रेण श्वित्रकुष्ठानि पीतस्तक्रेण पायुजान् ॥
उ. अ. ३९....१२—६९

चक्रदत्त— १० ग्रहण्याम्—चित्रककाथकल्काभ्याम् ग्रहणीघ्नं शृतं हविः ।
गुल्मशोथोदरप्लीहशूलार्शोघ्नं प्रदीपनम् ॥
११ श्लीपदे—हितश्चालेपने नित्यं चित्रको देवदारु वा....॥
१२ व्रणशोथदारणार्थम्....चित्रको हयमारकः....दारणम् ॥

वंगसेन— १३ मेदोरोगे–मधुना चित्रकमूलं तथैव हितभोजनो भुंक्ते ॥

**વર્ણન**—ડુંગરવાળી જગોમાં ચિત્રાના છોડવા ઉગેલા જોવામાં આવે છે. તે ૩ થી ૬ ફીટ ઉંચા થાય છે. એનું મૂળ પેન્સીલથી તે અંગુઠા જેવડું જાડું હોય છે તેની ઉપરની છાલનો રંગ ભુરો અને અંદરનો સફેદ હોય છે. મૂળને મથાળેથી પાતળી સોટી જેવી કેટલીક ,શાખાઓ નીકળેલી હોય છે. પાન આંતરે આવેલાં, બન્ને સપાટી એક સરખા રંગની હોય છે. પાન ૨ થી ૩ ઇંચ લાંબાં અને ૧ થી ૧॥ ઇંચ પહોળાં હોય છે. પુલની કલગી કોમળ શાખાઓને છેડે અથવા કોઇ વખત પત્રકોણમાંથી નીકળેલી હોય છે. દરેક કલગીમાં ૧૬ થી ૨૫–૩૦ પુલો આવે છે. પુષ્પપત્રો ૩ હોય છે. ફુલ ધોળા રંગનાં ( ધોળા ચિત્રા ઉપર ) આવે છે. લાલ રંગી ફુલનો ચિત્રો જવલ્લે જ જોવામાં આવે છે. આસમાની ફુલવાળા ચિત્રા બાગોમાં વાવવામાં આવે છે.

## વૈદ્યકમાં ચિત્રાનો ઉપયોગ.

ચરક— ૧ **હરસમાં**—ચિત્રાના મૂળની છાલનું સૂક્ષ્મ ચૂર્ણ વાસણના અંદરના ભાગમાં ચોપડી દેવું. આજ વાસણમાં દુધ ભરવું. આ દુધનું દહીં અથવા છાશ હમેશાં પીવાથી હરસ અવશ્ય મટે છે. ચિ. ૯–૭૬.

૨ **અતિસારમાં**–ચિત્રાના મૂળની છાલનું ચૂર્ણ છાશ સાથે પીવાથી ઝાડો મટે છે. ચિ. ૧૦–૧૧૯.

૩ **ઉદર રોગમાં**–૧ પલ ચિત્રાના મૂળનું ચૂર્ણ, ૬૪ તોલા પાણીમાં નાખીને ઉકાળવું. ૧૬ તોલા પાણી રહે એટલે ઉતારી ગાળી લેવું. આ ૧૬ તોલા કવાથમાં ૩૨ તોલા ગૌમૂત્ર, ૬૪ તોલા પાણી અને ઘી તોલા ૬૪ મેળવીને ઘીની વિધિથી ઘી પકાવી લેવું. આ ઘી જવખાર સાથે લેવાથી ઉદરરોગ મટે છે. ચિ. ૧૮–૧૧૪.

૪ **સોજામાં**–ઘડામાં ચિત્રકમૂલ ચૂર્ણ ચોપડવું. તેમાં દુધ રેડવું. આ દુધનું દહીં બનાવવું અને દહીંનું ઘી કાઢી લેવું. આ ઘીમાં ચિત્રકમૂલનો કલ્ક નાખી, છાશ નાખીને પકાવવું. આ ઘી ખાવાથી સોજો મટે છે. હરસ, અતિસાર, વાતગુલ્મ, પ્રમેહ વિગેરે મટે છે. ચિ. ૧૭–૫૫–૫૬

સુશ્રુત— ૫ **કુષ્ઠમાં**–હમેશાં ચિત્રકમૂલચૂર્ણ તો. ૦।, પાણી સાથે પીવું. ચિ. ૯–૪૫.

૬ **સફેદ કોઢમાં**–ગાયનું મૂત્ર, ચિત્રકમૂલનું ચૂર્ણ, ત્રિકટુ, ઘી અને મધ એક ઘડામાં ભરવું. એક પખવાડીયા પછી આ-

માંથી સફેદ કોઢવાળાએ હમેશાં થોડું થોડું ખાવું. કુષ્ઠમાં બતાવેલી બીજી ક્રિયાઓ કરવી જ. ચિ. ૯–૩૯

૭ **પેસાબમાં રેતી જતી હોય તો**–ચિત્રકમૂલનો કવાથ પાવો. ચિ. ૧૧–૮

૮ **પાંડુરોગમાં**—ખપાટ ( કાંસકી ) અને ચિત્રાના મૂળનું ચૂર્ણ ૧ તોલો, હમેશાં ગરમ પાણી સાથે પીવું. હિત ખોરાક ખાવો. પાંડુરોગ મટે છે. ઉ. ૪૪–૨૬

**વાગ્ભટ—** ૯ **રસાયનમાં**–પીળો, ધોળો અને આસમાની–આવી ત્રણ જાતો ચિત્રાની આવે છે. તેમાં આસમાની ચિત્રો ગુણમાં સર્વ કરતાં સારો છે. આ કાળા પુલના ચિત્રાનું મૂળ છાયામાં સૂકવીને ચૂર્ણ કરી લેવું. આ ચૂર્ણ એક મહિના સુધી ઘી સાથે, મધ અને ઘી સાથે, અથવા દુધ સાથે પીવું; અથવા ઠંડા પાણી સાથે પીવું. જીતેન્દ્રિય રહેવું. હિત એવાં અન્નપાન યોજવાં. આ પ્રયોગથી માણસ ૧૦૦ વર્ષો સુધી જીવી શકે એવો નીરોગી બને છે. બુદ્ધિ, બલ, રૂપ, જઠરાગ્નિ વિગેરે વધે છે. એક માસ સુધી આજ ચૂર્ણ તેલ સાથે ચાટયું હોય તો દરેક જાતના વાયુના રોગો મટાડે છે. ગોમૂત્ર સાથે પીવાથી કોઢ મટાડે છે અને છાશ સાથે લેવાથી હરસ મટાડે છે. ઉ. ૩૮–૬૨ થી ૬૫.

**ચક્રદત્ત—** ૧૦ **સંગ્રહણીમાં**–ચિત્રકના કલ્ક અને કવાથ સાથે ઘી પકાવી લેવું. તે ઘી લેવાથી સંગ્રહણી મટે છે. જઠરાગ્નિ સતેજ થાય છે; ગુલ્મ, શોથ, ઉદર, પ્લીહ વિગેરે મટાડે છે.

૧૧ **હાથીપગામાં**-ચિત્રાનું મૂળ અને દેવદારનો લેપ કરવો હિતાવહ છે.

૧૨ **વ્રણમાં સોજાને ભેદવા માટે**-ચિત્રાનું મૂળ ઘસીને ચોપડવું.

**બંગસેન–** ૧૩ **મેદોરોગમાં**-ચિત્રાના મૂળનું ચૂર્ણ મધ સાથે હમેશાં ચાટવું, હિત ખોરાક લેવો. મેદ ઓછી થશે.

**વક્તવ્ય**—લેખનીય, ભેદનીય, દીપનીય, તૃપ્તિઘ્ન, અર્શોઘ્ન અને શૂલપ્રશમન **દશેમાનિમાં ચિત્રકનો** ઉલ્લેખ **ચરકે** કરેલો છે. આસવના લીસ્ટમાં ચિત્રકમૂળનો ઉલ્લેખ છે. સુવાવડીના ઓરડામાં તૈયાર રાખવાની વસ્તુઓમાં ચિત્રો પણ છે. વેણો આવે છે ત્યારે ચિત્રકમૂલચૂર્ણ સુંઘવાનું કહ્યું છે. વમનોપગ તરિકે ( વિ. ૮–૧૫૭ ) અને કટુસ્કંધમાં ( વિ. ૮–૧૬૩ ) તેની ગણના છે.

સુશ્રુતે આરગ્વધાદિ, વરૂણાદિ, મુષ્કકાદિ, પિપ્પલ્યાદિ, મુસ્તાદિ, આમલકયાદિ અને વીરતર્વાદિ ગણોમાં ચિત્રક યોજેલો છે. વાતાભિષ્યન્દ અને શ્લેષ્માભિષ્યન્દમાં અંજનવર્તિમાં સુશ્રુને ચિત્રો યોજેલો છે એ નોંધ લેવા જેવું છે. નાસાસ્રાવમાં तीक्ष्णं धूमं देवदार्वग्निकाभ्याम् ( ઉ. ૨૩-૧૦ ) કહેલું છે. સ્વરભેદમાં चित्रकामलकेषु वा सिद्धमाजं समाक्षिकम् ( ઉ. ૫૩-૧૨ ) પ્રયોગ છે. વ્રણદારણ માટે સુશ્રુતે ચિત્રાને ગણાવ્યો છે. અધોભાગહર તરિકે સુશ્રુતે મૂલ ગણાવ્યાં છે ( સૂ. ૪૪....૪૯-૫૧ ). મેધાયુષ્કામીયના અધ્યાયમાં બાકુચીના જેવો જ ચિત્રકનો પ્રયોગ કરવા કહેલું છે ( चि. ૨૮-૩ ). લગભગ તમામ રોગોમાં ઓછાવત્તા પ્રમાણમાં ચિત્રક વપરાયેલો છે. વાગ્ભટે પિપ્પલીની માફક જ ચિત્રકનો રસાયન તરિકે ઉપયોગ દર્શાવેલો છે ( ઉ. ૩૯-૧૦૪ ).

આષાઢ, કારતક, માગશર અને પુષ્યયોગમાં ચિત્રકમૂલ લાવીને પ્રયોગ કરવાનું શોઢલે કહેલું છે. ગદનિગ્રહ ભાગ. ૨ જામાં ચિત્રકકલ્પ આપેલો છે. તે જિજ્ઞાસુઓએ વાંચી લેવો.

**Actions & Uses**—Plumbago-root reduced to a paste is applied to abscesses with the object of opening them.

( U. C. Dutta )

"Plumbago-root in very small doses acts as a powerful stimulant to the mucous membrane of the digestive tract, and after absorption, as a stimulant of the excretory glandular organs. In large doses it acts as a powerful irritant and narcotic poison.........." Devaprasad Sanyal.

"In the Pharmacopœa of India, Dr. Oswald is said to have employed P. Zeylanica in the treatment of Intermittants with good effect. It acts as a powerful sudorific" Dymock.

**ભાવાર્થ**—ગડગુંબડ પકાવીને ફોડવા માટે ચિત્રાનાં મૂળ વપરાય છે.

( યુ. સી. દત્ત )

નાની માત્રામાં ચિત્રાનાં મૂળ બહુ જ સરસ ઉત્તેજક છે. મોટી માત્રામાં બહુ દાહક અને ઘેન લાવીને ઝેરી અસર નીપજાવે છે. ( દેવપ્રસાદ સન્યાલ ).

ફાર્માકોપીયા ઑફ ઇન્ડીયામાં ડૉ. ઑસ્વાલ્ડે ચિત્રાના મૂલચૂર્ણને સતતજ્વરમાં સારા ફાયદાસહિત વાપરી જોયું છે. બહુ જ સરસ જલદ સ્વેદલ છે.

( ડીમક. )

**ઉલ્લેખ**—વ. શા. પા. ૪૨૧; રૂ. નિ પા. ૧૯૪; N. p. 168; Watt VI. part I p. 295; વનસ્પતિ ગુણાદર્શ. પા. ૪૪૧; Indi. Medi. Plants p. 736.

# विडंगादि वर्ग.

## २३३ વાવડીંગ.

### N. O. Myrsineæ.

**નામો**—विडंगः, वेल्लम्, चित्रतण्डुला ( સંસ્કૃત ); વાવડીંગ ( ગુજરાતી. મરાઠી ); વાયવિડંગ ( હિંદી ); બિડંગ ( બંગાલી ); Babreng ( અંગ્રેજી ); Embelia Ribes-એમ્બેલીયા રાઈબ્ઝ ( લેટીન ).

**गुणाः**— रूक्षोष्णं कटुकं पाके लघु वातकफापहम् ।
ईषत्तिक्तं विषान् हन्ति विडंगं कृमिनाशनम् ॥

॥ ध. नि ॥

विडंगा कटुरुष्णा च लघुः वातकफार्तिनुत् ।
अग्निमान्द्यारुचिभ्रान्तिकृमिदोषविनाशिनी ॥

॥ रा. नि. ॥

विडंगं कटुतीक्ष्णोष्णं रूक्षं वह्निकरं लघु ।
अतिक्तं विषसंहारि भ्रान्तिदोषनिकृन्तनम् ॥
शूलाध्मानोदरश्लेष्मकृमिवातविबन्धनुत् ॥

॥ भा. प्र. ॥

**चरक**— १ **कृमिषु**—विडंगं कृमिघ्नानाम् ॥ सू–२५.

२ **कृमिकुष्ठे**—पानाहारविधाने प्रसेचने धूपने प्रदेहे च ।
क्रिमिनाशनं विडंगम्...............॥ चि–७

**सुश्रुत**— ३ **रसायनार्थम्**—विडंगतण्डुलचूर्णमाहृत्य यष्टिमधुयुक्तं यथाबलं शीततोययोगेनोपयुञ्जीत शीततोयं चानुपिबेत्। एवमहरहर्मासं....। जीर्णे मुद्गामलकयूषेनालवणेनाल्पस्नेहेन घृतवन्तमोदनमश्नीयात् । एते खलु अर्शांसि क्षपयन्ति कृमीनुपघ्नन्ति । ग्रहणधारणशक्तिं जनयन्ति । मासे मासे प्रयोगे वर्षशतमायुषोऽभिवृद्धिः भवति ॥

चि. अ–२७

**बंगसेन**— ४ **अर्द्धावभेदके**—विडंगानि तिलान् कृष्णान् समं कृत्वा तु पेषयेत् ।
नस्यकर्मणि दातव्यमर्द्धभेदं व्यपोहति ॥

શોઢલ— ५ विषे–विडंगस्य शिफा पिष्टा सम्यक् तन्दुलवारिणा ।
वासुकेरपि दुर्वारं पीता हन्याद्विषं क्षणात् ॥

६ कामलायाम्—कामलार्तस्य वैडङ्गं पिप्पल्यो नावनाञ्जने ॥

**વર્ણન**—આ નાનો છોડ મધ્ય હિમાલયથી સિલોન સુધીના હિંદુસ્તાનના તમામ પહાડી પ્રદેશોમાં તથા સિંગાપોર અને બરમામાં પુષ્કળ થાય છે. સ્વ. કવિરાજ બિરજાચરણ કહે છે કે–"વિડંગની લતા વૃક્ષાદિ આશ્રયપૂર્વક પ્રતાન વિસ્તાર કરે છે. સારી રીતે વધેલી વિડંગલતાનું કાંડ મનુષ્યના સાથળ જેટલું જાડું થાય છે. શાખા પ્રશાખા બહુ–કોમળ શાખા શુભ્ર વર્ણની હોય છે. પુષ્પ ગુચ્છાકાર, અતિ ક્ષુદ્ર, બહુ સંખ્યામાં, હળદર જેવા પીળા રંગનાં હોય છે. તે વસંતમાં આવે છે. વર્ષાઋતુમાં ફલ પાકે છે." આનાં ફળ તે વાવડીંગ. વાવડીંગનાં બીજ ઘણાં કઠિન હોય છે–ખાંડતાં દમ કાઢે છે.

વાવડીંગ બજારમાં મળે છે.

## વૈદ્યકમાં વાવડીંગનો ઉપયોગ.

ચરક— ૧ **કૃમિમાં**–કૃમિને મારનાર તરિકે વિડંગ સર્વોત્તમ દવા છે. સૂ. ૨૫.

૨ **કુષ્ઠમાં જંતુ પડયાં હોય તો**–પીવામાં, ખાવામાં, ન્હાવામાં, ધૂપમાં, ધોવામાં, વિગેરેમાં કૃમિઘ્ન વિડંગ વાપરવી. ચિ. ૭

સુશ્રુત— ૩ **રસાયન તરિકે**–વાવડીંગ અને જેઠીમધનું સૂક્ષ્મ ચૂર્ણ સરખે વજને ઠંડા પાણીમાં પી જવું. આવી રીતે હમેશાં સવાર સાંજ પાવલી પાવલીભાર (માત્રા ધીમે ધીમે વધારતા જવું.) ચૂર્ણ પાણી સાથે એક માસ સુધી ખાવું. ખોરાકમાં ફક્ત ભાત, ઘી, મગ અને આંબળાં ખાવાં. મગમાં મીઠું ન આવવું જોઇએ. ખટાશ માટે આંબળાંનું ચૂર્ણ અંદર ભભરાવવું. બન્ને ટંક આજ પ્રમાણે બીજું કંઇ જ ન ખાવું. આથી હરસ ખરી જાય છે અને કૃમિ મરી જાય છે. ગ્રહણશક્તિ અને ધારણશક્તિ–યાદશક્તિ–વધે છે. એક એક માસના પ્રયોગથી સો વર્ષનું આયુષ્ય વધે છે. ચિ. ૨૭.

બંગસેન— ૪ **સાપના ઝેરમાં**–વાવડીંગનું મૂળીઉં ચોખાના ધોવણમાં ઘસીને પીવાથી ગમે તેવા ભયંકર સર્પનું વિષ ઉતરી જાય છે.

શોધઘ્ન— ૫ આધાશીશીમાં-વાવડીંગ અને કાળા તલ સરખે વજને લઇને વાટવાં. પછી તે નસ્યકર્મમાં યોજવું. છીંકો આવીને કે એમને એમ આધાશીશી મટી જશે.

૬ કમળામાં-વાવડીંગ અને લીંડીપીંપર બન્નેને પાણીમાં વાટીને નસ્ય તેમજ અંજન કરવું.

**वक्तव्य**—ચરકે તૃપ્તિઘ્ન, કુષ્ઠઘ્ન, કૃમિઘ્ન અને શિરોવિરેચનોપગ દશેમાનિમાં વિડંગનો ઉલ્લેખ કર્યો છે. સુશ્રુતે વિડંગનું તેલ શિરોવિરેચક ગણાવ્યું છે ( ચિ. ૩૧. ) ચરકના તૈલયોનિ વર્ગમાં વિડંગનો ઉલ્લેખ નથી. ચરકમાં એવો કોઇ અધ્યાય ભાગ્યે હશે કે જેમાં વાવડીંગ નહિ યોજાયલું હોય. આ જ તેની ઉપયોગીતા માટે બસ છે.

ડૉ. સખારામ અર્જુન કહે છે કે–“ વાવડીંગ તોલો એક ( ગ્રેન ૧૮૦ ) નું ચૂર્ણ કરીને સૂતી વખતે છાશમાં આપવું અને બીજે દિવસે સવારે એરંડીયાનો જુલાબ આપવો. આથી ચપટા કૃમિ ખચીત પડી જાય છે. ”

મહાત્મા ઝંડુ ભટ્ટજીને વાવડીંગ અને જેઠીમધવાળા પ્રયોગમાં ( જે વસંતવૃત્ત નામથી પ્રચલિત છે ) અચળ શ્રદ્ધા હતી અને તેઓશ્રીએ ઘણા દરદીઓ ઉપર એ પ્રયોગ અજમાવીને તેની ખાતરી પણ કરી હતી. દીપન, પાચન, કૃમિઘ્ન વિગેરે ગુણોવાળી વાવડીંગ ખરેખર ઉત્તમ દવા છે.

**ઉલ્લેખ**—વ૦. ગુણાદર્શ પાનું ૬૩૦; રૂ. નિ. પા. ૧૫૨; N. p. 170; Indi. Medi. Plants p. 742.

# મધૂકાદિ વર્ગ.

## N. O. Sapotaceæ.

### ૨૩૪ મહુડો.

**નામો**—मधूकः, गुडपुष्पः ( गुड इव पुष्पमस्य ), मधुद्रुमः, वानप्रस्थः, मधुष्ठीलः, ( मधु ष्ठीले गर्भे यस्य ), मधुस्रवः, रोध्रपुष्पः ( સંસ્કૃત ); મહુડો ( ગુજરાતી ); મોહાચા વૃક્ષ ( મરાઠી ); મહુવા ( હિંદી ); મઉલગાછ ( બંગાલી ); ઈલુપાટ્રી ( અંગ્રેજી ), Bassia latifolia–બેસીયા લેટીફોલીયા ( લેટીન ).

**ગુણાઃ**—

मधूकं मधुरं शीतं पित्तदाहश्रमापहम् ।
वातलं न तु दोषघ्नं वीर्यपुष्टिविवर्धनम् ॥

बृंहणीयमहृद्यञ्च मधूककुसुमं गुरु ॥
वातपित्तोपशमनं फलं तस्योपदिश्यते ॥

॥ रा. नि. ॥

मधूकपुष्पं मधुरं शीतलं गुरु बृंहणम् ।
बलशुक्रकरं प्रोक्तं वातपित्तविनाशम् ॥

फलं शीतं गुरु स्वादु शुक्रलं वातपित्तनुत् ।
अहृद्यं हन्ति तृष्णास्रदाहश्वासक्षतक्षयान् ॥

॥ भा. प्र. ॥

ज्ञेयो जलमधूकस्तु मधुरो व्रणनाशनः ।
वृष्यो वान्तिहरः शीतो बलकारी रसायनः ॥

॥ ध. नि. ॥

मधूकपुष्पं मधुरं च वृष्यं हृद्यं हिमं पित्तविदाहहारि ।
फलञ्च वातामयपित्तहारि ज्ञेयं मधूकद्वयमेवमेतत् ॥

॥ रा. नि. ॥

**चरक**—

१ रक्तपित्ते—....तथा मधूकस्य तथासनस्य ।
क्षाराः प्रयोज्याः विधिनैव तेन ॥ चि. ४....७९

२ ग्रहण्याम्—मधूकपुष्पस्वरसं शृतमर्धक्षयीकृतम् !
क्षौद्रपादयुतं शीतं पूर्ववत् सन्निधापयेत् ।

तं पिबन् ग्रहणीदोषान् जयेत्सर्वान् हितशनः ॥
चि. अ–१९....१४८.

३ शिरोरोगे—नावनं शर्कराद्राक्षामधूकैर्वापि पिवजे ॥
चि–२६....१६२

सुश्रुत— ४ शुक्रवैवर्ण्यनाशने—मधूकसारं मधुना योजयेच्चाञ्जने सदा ॥
उ. १२–३३

५ हिक्कायाम्—क्षौद्रं सितां वारणकेशरं च । पिबेद्रसेनेक्षुमधूकजेन ॥
उ. ५०—२४

६ वम्याम्—मधूकमथ ह्रीबेरमुत्पलानि मधूलिकां ।
लीढ्वा चूर्णानि मधुना सर्पिषा च वमिं जयेत् ॥ उ. ३९–२०४

७ कर्णपूरणे—रसमाम्रकपित्थानां मधूकधवशालजम् ।
पूरणार्थं प्रशंसन्ति तैलं वा तैः विपाचितम् ॥ उ. २१–४७

८ अपच्यां—मधूकसारश्च हितोऽवपीडे ॥ चि. १८–२३

९ भग्नास्थिबंधनार्थम्—मधूकस्य त्वचः....वा कुशार्थमुपसंहरेत् ॥
चि–३—६

भावप्रकाश– १० हिक्कासु—मधूकं मधुसंयुक्तं....हिक्काघ्नं नावनम् ॥

गदनिग्रह— ११ विषे—सम्यक् मधूकसारेण गोमूत्रभावितेन तु ।
दद्याद्विषापहं नस्यं सिद्धं चापि प्रलेपनम् ॥

क्षेमकुतूहल– १२ आयुष्यप्रदे—सद्यश्च्युतं स्थूलमधूकपुष्पं संशोधितं केशरधूलिवर्जितम् ।
संपाचितं शुभ्रसिताघृताभ्यां सजीरकं जीवनदं हि जीविनाम् ॥

વર્ણન—પંચમહાલ અને ખાનદેશમાં મહુડાનાં ઝાડ બહુ છે. વૈદ્યક સાહિત્યમાં બે મહુડાનો ઉલ્લેખ મળે છે–બોટેનીસ્ટો પણ બેજ જાત મુખ્યત્વે ગણાવે છે. जलमधूक–જલમહુડો–પાણી કાંઠે થતો હશે ? આનાં ફુલ–મહુડાં–ખોરાકની વસ્તુ છે. દુકાળ વખતે મહુડાં બહુ કામમાં આવે છે. ઇમારતના કામમાં આનાં પાટીઆં કામમાં આવે છે. મહુડા વિષે સુંદર માહિતી મેળવવા ઇચ્છનારે જી. એમ. રીયન ( I. F. S. retired ) નામના લેખકનો ( Indian Forester Vol XLIV 1918 July ) સુંદર લેખ વાંચી લેવો. તે લેખનો સાર મ્હેં વૈદ્યકલ્પતરૂ પુ. ૨૮ મું અંક ૯ માં આપેલો છે તે જીજ્ઞાસુઓએ વાંચી લેવો.

## વૈદ્યકમાં મહુડાનો ઉપયોગ—

ચરક— ૧ **રક્તપિત્તમાં**–મહુડાની છાલનો અંતર્ધૂમદગ્ધ ક્ષાર મધ સાથે ચાટવાથી રક્તપિત્ત મટે છે. ચિ. ૪–૭૯.

૨ **સંગ્રહણીમાં**–મહુડાનો સ્વરસ શે. ૧૬ લેવો. અર્ધોઅર્ધ રસ બાળી નાખવો. ૮ શેર રસ બાકી રહે એટલે ઠંડુ પડયે તેમાં ૨ શેર મધ નાખીને બરણીમાં ભરીને ધાન્યના ઢગલામાં તે બરણી મૂકી દેવી. એકાદ મહીના પછી આ રસનો ઉપયોગ કરવાથી સંગ્રહણીના રોગો મટે છે. ચિ. ૧૯–૧૪૮

૩ **પિત્તથી માથું દુખતું હોય તો**-મહુડાના ફુલનો રસ, દ્રાક્ષ અને સાકર સાથે મેળવીને નાકમાં ટીપાં નાખવાં.
ચિ. ૨૬–૧૬૨

સુશ્રુત— ૪ **આંખમાં ફુલુ પડયું હોય તો**–મહુડાનો સાર ( થડને વચમાંથી ફાડતાં, વચમાંથી કાથા જેવો પદાર્થ મળી આવે તે સાર. ) મધમાં ઘસીને હમેશાં આંજવો.
ઉ. ૧૨–૩૩

૫ **હેડકીમાં**–નાગકેસર, સાકર અને મધ મહુડાના રસ સાથે પીવાં. ઉ. ૫૦–૨૪

૬ **ઉલટીમાં**–મહુડાનો રસ મધ કે ઘી સાથે ચાટવાથી ઉલટી મટે છે. ઉ. ૩૯–૨૯૪.

૭ **કાનમાં મૂકવા માટે**–મહુડાનો રસ અથવા તેથી પકાવેલું તેલ, કાનમાં મૂકવા માટે ઉત્તમ છે. તેથી અનેક રોગો મટે છે. ઉ. ૨૧–૪૭.

૮ **ગંડમાલામાં**–મધૂકસારનાં ટીપાં નાકમાં નાખવાં. ચિ. ૧૮-૨૩

૯ **હાડકું ભાંગ્યું હોય તો**–મહુડાની લીલી છાલને કચરીને પાટો બાંધી દેવો. હાડકું સંધાઇ જશે. ચિ. ૩–૬

ભાવપ્રકાશ–૧૦ **હેડકીમાં**–મહુડાની છાલના રસમાં મધ નાખીને નાકમાં ટીપાં નાખવાં.

ગદનિગ્રહ— ૧૧ **વિષમાં**–ગોમૂત્રમાં ભાવના આપેલા મધૂકસારનાં ટીપાં નાકમાં મૂકવાં અને લેપ પણ કરવો.

**ક્ષેમકુતૂહલ–૧૨ આયુષ્યની વૃદ્ધિ માટે**–ઝાડ ઉપરથી તુરતજ ચુંટેલાં મહુડાંનું શાક, ઘી સાકર નાખીને અને જીરાનો વઘાર કરીને હમેશ જમવામાં આવે તો તેથી આયુષ્યની વૃદ્ધિ થાય છે.

**વક્તવ્ય** અને **Actions and Uses** માટે જુઓ મારો લેખ–વૈદ્યકલ્પતરૂ. વર્ષ ૨૮ મું. અંક ૯ મો.

**નોંધ**—સરકારે મહુડાં રાખવાની કેટલેક ઠેકાણે બંધી કરેલી છે અને તેથી આ ઝાડનું નિકંદન નીકળી જવા બેઠું છે. આ ઝાડ કેટલું બધું ઉપયોગી છે તે જાણવા માટે મ્હારો ‘વૈદ્યકલ્પતરૂ’માં છપાવેલો લેખ જોઈ જવો. રેવરંડ. ડૉ. જ્હૉન ટ્રેન્કવેબારે પણ તેના ઉપયોગ માટે એક ટુંકું અને હૃદયમાં સોંસરૂં ઉતરે એવું લીસ્ટ આપ્યું છે જે જીજ્ઞાસુઓએ ઇન્ડીયન મેડીસીનલ પ્લેંટ્સ પા. ૭૫૦–માંથી વાંચી લેવું. આવાં અમૂલ્ય વૃક્ષો વધારવાને બદલે ઘટાડવાની કુબુદ્ધિ તો આ દેશના અધિકારીઓને જ સૂઝે !

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૩૯૩; N. p. 171; Indi. medi. Plants. pp 747 to 751.

---

## ૨૩૫ બોલસરી.

### N. O. Sapotaceæ

**નામો**–बकुल ( સંસ્કૃત ); બોલસરી ( ગુજરાત ); વરસડી ( પોરબંદર ); બકુલ, બારસોલી, વાઓલી ( મરાઠી ); મુલસરી, મૌલસરન ( હિંદી ); બકુલ ગાછ ( બંગાલી ); Mimusops elengi–માઇમુસૉપ્સ ઇલેન્જાઈ ( લેટીન ).

**गुणाः**—

बकुलोद्भवपुष्पञ्च सुपक्वञ्च सुगन्धि च ।
मधुरञ्च कषायञ्च स्निग्धं संग्राहि बाकुलम् ॥
स्थिरीकरञ्च दन्तानां विशदं तत्फलं गुरु ॥

॥ ध० नि० ॥

बकुलः शीतलो हृद्यो विषदोषविनाशनः ।
मधुरश्च कषायश्च मदाढ्यो हर्षदायकः ॥

बकुलकुसुमञ्च रुच्यं क्षीराढ्यं सुरभि शीतलं मधुरम् ।
स्निग्धकषायं कथितं मलसंग्राहकञ्चैव ॥

॥ रा० नि० ॥

बकुलो तुवरोऽनुष्णः कटुपाकरसो गुरुः ।
कफपित्तविषश्वित्रकृमिदन्तगदापहः ॥

॥ भा॰ प्र॰ ॥

विपाके गुरु संपक्कं मधुरं कफपित्तजित् ।
मधुरञ्च कषायञ्च स्निग्धं संग्राहि बाकुलम् ॥ ॥ सुश्रुतः ॥
तद्बीजं दन्तचालघ्नं नस्याच्छीर्षरुजापहम् ॥

॥ शोढलः ॥

**વર્ણન**—બકુલનાં ઝાડ મોટાં થાય છે. એના થડની છાલ બહારથી લીસી ને ભુરા કે કાળાશ લેતા રંગની હોય છે. શાખાઓ ચોતરફ ફેલાતી ઘણી નીકળેલી હોય છે. આથી એનો મસ્તકનો મુગટ ગોળાઈ લેતો સઘન ઘટાવાળો થઈ રહેલો હોય છે. પાન આંતરે આવેલાં, ટુંકી ડીંટડીવાળાં, લંબગોળ, ટેરવે જરા અણી લેતાં, ચીવટ, બન્ને સપાટીએ લીસાં, ચળકતાં, ઘેરા કે કાળાશ લેતા લીલા રંગનાં, મોજાંવાળી કોરવાળાં, ૩ થી ૪ ઇંચ લાંબાં, ૧ થી ૧॥ ઇંચ પહોળાં અને બહુધા નીચાં ઝુકતાં હોય છે. ફુલ સૂકાયા પછી તેની સુગંધ ત્યજતાં નથી. બોલસરીનું એક નામ 'ભ્રમરાનંદ' છે. કવિ કહે છે કે—

आदाय बकुलगन्धान् अन्धीकुर्वन् पदे पदे भ्रमरान् ।
अयमेति मन्दमन्दं कावेरीवारिपावनः पवनः ॥

દરેક ઉદ્યાનમાં આ ઉત્તમ વૃક્ષ ( वृक्षाग्रणीः ) પાળવા જેવું છે. આની સુરભિશીતલ છાયા, શ્યામસ્નિગ્ધ શોભા, કુસુમોની મનમુગ્ધ આમોદ આ ખરેખર અદ્વિતીય જ છે.

દાંતને મજબુત કરનાર તરિકે બોલસરી પ્રખ્યાત છે, પણ એનું કયું અંગ તે કામ કરે છે એ વિષે બધા એકમત નથી. નીચેના ઉતારાઓ ઉપરથી તે સમજાશેઃ—

चक्रदत्त— १ बकुलत्वक्—दन्तचाले तु गण्डूषो बकुलत्वक्कृतो हितः ।
माक्षिकं पिप्पली सर्पिर्मिश्रितं धारयेन्मुखे ॥
दन्तशूलहरं प्रोक्तं प्रधानमिदमौषधम् ॥

शोढल— २ बकुलबीजम्—दंतास्तु बीजैर्बकुलद्रुमस्य स्थानच्युता अप्यचला भवन्ति॥
३ चलदन्तास्थिरकरं धार्यं बकुलचर्वणम् ॥

वैद्यमनोरमा– ४ बकुलमूलत्वक्–बकुलजटाभवकल्कः पयसा पीतः प्रगे त्रिदिनम् ।
दृढतरमूलान् कुरुते दन्तान् वृद्धस्य किमुत बालानाम् ॥

वैद्यजीवन— ५ यस्य त्वचैव निरचर्विततया नितान्तम् ।
दंताः भवन्ति चपला अपि वज्रतुल्याः ॥

## વૈદ્યકમાં બોલસરીનો ઉપયોગ.

ચક્રદત્ત— ૧ દાંત હાલતા હોય તો–બોલસરીની છાલનો કવાથ કરવો અને તેના કોગળા ભરવા. એની અંદર પીપર, મધ, ઘી નાખ્યાં હોય તો વધારે સારૂં. આથી દંતશૂલ મટે છે.

શોઢલ— ૨ બોલસરીનાં બીજના ચૂર્ણને દાંતે ઘસવાથી ગમે તેવા સ્થાનચ્યુત થયેલા દાંત અચલ બની જાય છે.

૩ બોલસરીના મૂલની છાલને ચાવવાથી દાંત મજબુત થાય છે.

વૈદ્યમનોરમા– ૪ બોલસરીના મૂળની છાલનો કલ્ક સવારમાં દુધ સાથે પીવાથી ( ફક્ત ત્રણ દિવસ સુધી ) ગમે તેવા ઘરડા માણસના દાંત મજબુત થાય છે તો પછી જુવાનોનું તો કહેવું જ શું ?

૫ બોલસરીની છાલ હમેશાં લાંબો વખત ચાવવાથી ( દાતણ કરવું સારૂં ) ગમે તેવા હાલતા દાંત વજ્ર જેવા કઠિન થઈ જાય છે.

वक्तव्य—ચરકમાં આસવયોનિ ફલવર્ગમાં બકુલનો ઉલ્લેખ છે. કૃમિમાં ઉંદરકણી જેમ ઉપયોગી છે તેમ બકુલ પણ વાપરી શકાય એવો ઉલ્લેખ છે ( वि. ૭–૨૭ ). ચરકમાં ત્રણ જ જગોએ બકુલનો ઉલ્લેખ છે.

સુશ્રુતે કષાય વર્ગમાં બકુલ ગણાવેલી છે. વસંતમાં બકુલપુષ્પથી વનરાજી મ્હેંકે છે એમ કહે છે ( સૂ. ૬–૨૮ ). સુશ્રુત બકુલફલના ગુણ આપે છે ( સૂ. ૪૬–૧૬૯ ). પણ તેના દંત્ય ગુણનો ઉલ્લેખ તેમાં નથી. सुगंधि विशदं हृद्यं बाकुलं ( पुष्पं )–આવા બકુલપુષ્પના ગુણ છે. પ્રમેહની અયસ્કૃતિમાં બકુલનો ઉલ્લેખ છે ( चि. ૧૧–૯ ). દાંતના રોગોમાં બકુલ ઉપયોગી છે એવું જાહેર કરનાર ચરકસુશ્રુત પછીના ગ્રંથકારો છે. સ્વ. કતોભટ્ટે ‘ વૃદ્ધબકુલ ’ નો ઉલ્લેખ કરેલો છે.

દાંતના રોગના આ જમાનામાં બોલસરીનાં દાતણ પ્રચલિત થાય તો સારૂં. પણ હજુ આપણા લોકોમાં સુંદર વૃક્ષો તરફ પ્રેમજ ઉત્પન્ન થયો નથી. બકુલ ઉપર કવિઓએ સુંદર કવિતાઓ રચેલી છે. માલતીમાધવમાં બકુલમાલાનું વર્ણન તો રસરસિકોને યાદ જ આવતું હશે.

**Actions and Uses**—The bark is astringent and given in catarrh of the bladder and urethra; also used as a gargle in salivation, sore-mouth, loose teeh and in spongy gums. The unripe fruit when chewed is said to strengthen loose teeth. A snuff made of the powdered flowers produces copious discharge from the nose and relieves headache and fever.

R. N. Khory. II. p. 429.

**ભાવાર્થ**—બોલસરીની છાલ ગ્રાહી છે અને તે મૂત્રાશય અને મૂત્રસ્રોતમાંથી શ્લેષ્મસ્રાવ થતો હોય તો તેમાં આપવામાં આવે છે. લાલાસ્રાવ, મુખક્ષત, હાલતા દાંત અને દાંતનાં પેઢુમાંથી લોહી નીકળતું હોય તેમાં છાલના કોગળા કરવાથી ફાયદો થાય છે. કાચું ફલ પણ ચાવ્યું હોય તો હાલતા દાંતને મજબુત કરે છે. ફુલનું ચૂર્ણ શિરોવિરેચક હોવાથી નાકમાંથી પુષ્કળ પ્રવાહી ઝરાવે છે અને તેથી માથું દુ:ખતું મટે છે.

ખોરી. ભા. ૨—પા. ૪૨૯

**ઉલ્લેખ**—વ. શા. પા. ૪૨૬; રૂ. નિ. પા. ૪૬૮; N. p. 172; Watt V. p. 249; Indi. medi. Plants p. 752.

---

## ૨૩૬ રાયણ.

### N. O. Sapotaceæ.

**નામો**—राजादनः, क्षीरी, दृढस्कंधः ( સંસ્કૃત ); રાયણ, રાણુકોકડી ( ગુજરાતી ); રાણુ ( કાઠિયાવાડ ); રાયન, ખીરણી ( મરાઠી ); રાજન, ખીરી ( હિંદી ); ખીરણી, ક્ષીરખેજુર ( બંગાળી ); Mimusops hexandra—માઇમુસોપ્સ હૅકઝેન્ડ્રા ( લેટીન ).

**परिचय**—

क्षीरिणी स्यान्महास्कंधा दृढकाष्ठा दृढच्छदा ।
तत्फलं मधुरं पीतं सक्षीरं मृदुलं भवेत् ॥

॥ निघण्टुरत्नाकरः ॥

गुच्छफलः, निम्बफलः, मधुफलः, माधवोद्भवः ॥

॥ रा. नि. ॥

**गुणाः**—

राजादनी रसे स्वादुः पाकेऽम्ला शीतला तथा ।
रुचिकारी भवेद्वातनाशनी च प्रकीर्तिता ॥

॥ ध. नि. ॥

राजादनी तु मधुरा पित्तहृत् गुरु तर्पणी ।
वृष्या स्थौल्यकरी हृद्या सुस्निग्धा मेहनाशकृत् ॥

॥ म. नि. ॥

क्षीरिकायाः फलं वृष्यं बल्यं स्निग्धं हिमं गुरु ।
तृष्णामूर्छामदभ्रान्तिक्षयदोषत्रयास्रजित् ॥

॥ भा॰ प्र॰ ॥

स्निग्धं स्वादु कषायञ्च राजादनफलं गुरु ॥

॥ सुश्रुतः ॥

चरक— १ पित्तप्रदरे—पत्रकल्कौ घृते भृष्टौ राजादनकपित्थयोः ॥ चि—३०

सुश्रुत— २ न्यच्छे—कपित्थराजादनयोः कल्कं वा हितमुच्यते ॥ चि—२०

## વૈદ્યકમાં રાયણનો ઉપયોગ

ચરક— ૧ પિત્તપ્રદરમાં–રાયણનાં પાનનો કલ્ક ઘીમાં શેકીને ખાવો. ચિ. ૩૦

સુશ્રુત— ૨ ન્યચ્છમાં—મુખ ઉપર જે કાળા ડાઘા પડે છે તે રાયણનાં પાન દુધમાં વાટીને ચોપડવાથી મટે છે. ચિ. ૨૦.

वक्तव्य—રાયણનાં ફલ રાયણાં સારી રીતે પાકેલાં હોય તો, અતિ સ્વાદિષ્ટ લાગે છે. ઘાંચીની ઘાણીનું લાકડું રાયણનું હોય છે. શેરડીના રસ પીલવાના સંચા પણ આના લાકડામાંથી જ બનાવવામાં આવે છે. સૂકાં ફલને કોકડીઓ અથવા રાયણ કોકડી કહે છે. કહેવાય છે કે આનો ઠળીયો ઘસીને વીંછીના ડંખ ઉપર ચોપવાથી વીંછી ઉતરી જાય છે. દાઢ દુઃખતી હોય તો આનું દુધ ભરવામાં આવે છે.

ચરકદશેમાનિમાં રાયણનો ઉલ્લેખ નથી. સુશ્રુત પરૂષકાદિ ગણમાં તેને ગણાવે છે.

ઉલ્લેખ—વ. શા. પા. ૪૨૮; રૂ. નિ. પા. ૪૧૯; N. p. 257; Indi. medi. Plants p. 754.

# तिंदुकादि वर्ग

## N. O. Ebenaceæ

### ૨૩૭ ટીંબરવો

**નામો**—तिन्दुकः, स्फूर्जकः, कालस्कन्धः, शितिसारकः (संस्कृत); **ટીંબરવો** (ગુજરાતી); ટીંભુરણી (મરાઠી); ટેન્દુ, ગાબ (હિંદી); ગાબગાછ (બંગાલી); Ebony–એબની (અંગ્રેજી), Diospyros Embryopteris (?)—ડાયોસ્પાઇરોસ્ એમ્બ્રીઑપ્ટેરીસ (લેટીન).

**परिचय—** तिंदुको विटपी कृष्णतनुदीर्घवटच्छदः ।
वृत्तपीतफलश्चैव द्वित्रिबीजो कषायकः ॥
पक्कं फलं तु मधुरं जिह्वाजाड्यकरं गुरु ॥
॥ शिवनिघंटुः ॥

**गुणाः—** आमं कषायं संग्राहि तिन्दुकं वातकोपनम् ।
विपाके गुरु संपक्वं मधुरं कफपित्तजित् ॥
॥ ध. नि. ॥

तिन्दुकस्तु कषायः स्यात् संग्राही वातकृत् परः ।
पक्वस्तु मधुरः स्निग्धो दुर्जरः श्लेष्मलो गुरुः ॥
॥ रा. नि. ॥

स्यादामं तिन्दुकं ग्राहि वातलं शीतलं लघु ।
पक्वं पित्तप्रमेहास्त्रश्लेष्मघ्नं मधुरं गुरु ॥
॥ भा. प्र. ॥

**वाग्भट—** १ गात्रसवर्णकरत्वे—लेपः सवर्णकृत् पिष्टं स्वरसेन च तिन्दुकम् ॥
उ. अ. ३२

**हारीत—** २ अतिसारे—तिन्दुकत्वचमाहृत्य काश्मरीपत्रवेष्टितम् ।
मृदा विलिप्य विधिवद्दहेन्मृद्वग्निना भिषक् ॥
रसं गृहीत्वा सक्षौद्रं सर्वातिसारनाशनम् ॥ त्रि. अ–३

**भावप्रकाश—** ३ अग्निदग्धे—तिन्दुकस्य कषायैर्वा घृतमिश्रैः प्रलेपयेत् ।
सर्वेषामग्निदग्धानामेतद्रोपणमुत्तमम् ।

**वंगसेन—** ४ शिशोः हिक्कासु—जम्बूकतिन्दुकानाञ्च पुष्पाणि च फलानि च ।
घृतेन मधुना लीढ्वा मुच्यते हिक्कया शिशुः ॥

વર્ણન—ટીંબરવાનાં ઝાડ ૧૦ થી ૩૦ ફુટ જેટલાં ઉંચાં થાય છે. પંચમહાલ તરફ ટુવાનાં જંગલમાં આનાં ઘણાં ઝાડ જોવામાં આવે છે. આનાં પાન બીડી વાળવાના કામમાં આવે છે. પાન પ્રથમ રાતાં અને પછી ઘેરા લીલા રંગનાં કે કાળાશ લેતા રંગનાં થઇ જાય છે; પાન શીઆળે ખરી જાય છે અને ઉન્હાળામાં પાછાં નવાં આવે છે. ફુલ સૂક્ષ્મ, પીળાશ લેતા રંગનાં શિયાળે આવે છે અને ફલ હોળી ઉપર પાકે છે. ફળ કાચાં હોય છે ત્યારે બહુ કઠણ, અને પાકે છે ત્યારે નરમ, ચળકતાં, લીસાં, પીળા રંગનાં થઇ જાય છે. તદ્દન પાકીને ગળી જાય છે ત્યારે તે રતુંબડા રંગનાં થઇ જાય છે. તેને દાબતાં તેમાંથી તેનો ગળ અને બીજ તુરત બહાર નીકળી આવે છે. ગળની વાસ અને સ્વાદ ખજુરને મળતાં હોય છે. પાકાં ફળ ખાવાની લહેજત સારી આવે છે. એનું થડ સીધું હોય છે. થડ ઉપર છાલ કાળાશ લેતા રંગની અને ખરબચડી હોય છે. તે ઉપર ઊભા અને આડા ઉંડા ચીરા પડેલા હોય છે. આજ કારણથી તેનું નામ ' कृष्णत्वक् ' રાખેલું છે.

## વૈદ્યકમાં ટીંબરવાનો ઉપયોગ—

વાગ્ભટ— ૧ શરીર ઉપર ચાઠાંના ડાઘ પડયા હોય અને શરીર ખરાબ દેખાતું હોય તો—ટીંબરવાના કાચા ફલનો સ્વરસ ચોપડવો. સફેદ ડાઘા નહિ દેખાતાં તંદુરસ્ત ચામડી જેવો જ રંગ થઇ જશે. ઉ. અ. ૩૨

હારીત— ૨ અતિસારમાં—ટીંબરવાની લીલી છાલ આણી, લુગદી બનાવવી. ઉપર શીવણનાં પાન વીંટાળી, તેની ઉપર માટી ચોપડી, પુટપાકવિધિથી અંગારામાં શેકવું. માટી લાલચોળ થાય એટલે કાઢી લઈ છાલમાંથી રસ નીચોવી લેવો. આ રસ મધ સાથે ખાધો હોય તો બધી જાતના અતિસારનો નાશ થાય છે.

ભાવપ્રકાશ— ૩ અગ્નિથી દાઝયા ઉપર—ટીંબરવાની છાલનો કવાથ ઘી મેળવીને, દાઝેલા ભાગ ઉપર ચોપડવો. આ બહુ જ ઉત્તમ પ્રકારનું રોપણ છે.

બંગસેન— ૪ નાનાં બચ્ચાંની હેડકીમાં—ટીંબરવાનાં ફુલ અને ફળનું સૂક્ષ્મ ચૂર્ણ કરવું. મધ અને ઘી સાથે આ ચૂર્ણ બાળકને આપવાથી હેડકી બેસી જાય છે.

वक्तव्य—ચરકે ઉદર્દપ્રશમન દશેમાનિમાં તિન્દુકનો ઉલ્લેખ કરેલો છે. तिन्दुकमनन्नद्रव्यरुचिकराणाम् ( सू. २५-३३ ), સારાસવના લીસ્ટમાં ટીંબરવાનો ઉલ્લેખ છે. तिन्दुकं कफपित्तघ्नं कषायमधुरं लघु ( सू. २७-१४० ) અર્થાત્ ટીંબરવું

કફઘ્ન, પિત્તઘ્ન, કષાય, મધુર અને લઘુ છે. કષાયસ્કંધમાં તે ગણાવેલું છે ( चि. ૮–૧૬૫ ). સુવાવડીના ઓરડામાં તિન્દુકકાષ્ઠ રાખવાનાં કહ્યાં છે ( शा. ૮––૭૭–૭૯–૧૦૧ ). તે જાંગલવૃક્ષ છે એમ કલ્પસ્થાનના પહેલા અધ્યાયમાં ચરકે કહ્યું છે. યોનિરોગમાં ફક્ત એક જ જગોએ તિન્દુક બીજાં સાથે યોજાયલું છે.

ન્યગ્રોધાદિ ગણમાં સુશ્રુતે तिन्दुकी ગણાવેલું છે. ડલ્હણે સ્પષ્ટ કર્યું છે કે तिन्दुकी तिन्दुकवृक्षः ' टिम्बरुयाणि ' इति लोके. અગ્નિદગ્ધનો જે પ્રયોગ ઉપર આપવામાં આવ્યો છે તેનું મૂળ સુશ્રુત સૂત્રસ્થાન અ. ૧૨ માં છે. સુશ્રુતે રોપણ તરિકે ઘણી જગોએ ટીંબરૂનો ઉપયોગ કર્યો છે ( चि. ૨૧–૬–૧૦ ). શોણિત-મેહ અને હસ્તિમેહમાં બીજાં સાથે તિન્દુક વપરાયલું છે ( चि. अ. ૧૧ ). કાનના રોગમાં તિન્દુક બીજાં સાથે યોજાયલું છે. રેવતીપ્રતિષેધમાં બીજાં સાથે તે યોજાયલું છે. અતિસારમાં ફક્ત એક જ જગોએ તિન્દુક વપરાયલું છે.

' काकतिन्दुक ' નામનું બીજું तिन्दुक દેખાય છે. નિઘંટસંગ્રહમાં તેનો પરિચય નીચે પ્રમાણે આપેલો જણાય છેઃ—

तिन्दुकोऽन्यो द्वितीयस्तु जलजो दीर्घपत्रकः ।
काकेन्दुकेति विख्यातः कुपीलुः काकपीलुकः ॥

અર્થાત આ ટીંબરૂ પાણીવાળા ભાગમાં થતું હશે ( जलजः ) અને આનાં પાન પેલા કરતાં વધારે લાંબાં હશે ( दीर्घपत्रकः ). સ્વ. કેતોભટ્ટ કહે છે કે " બીજો કાંટાવાળો ટીંબરવો થાય છે, તેનાં ફળ આથી નાનાં થાય છે; ને તે ખવાતાં નથી. એમાં તુરાશ અને કડવાશ છે. ખાવાથી મીણો ચઢે છે. " काकनासाનો પર્યાય काकतिन्दुक ટીકાકાર ડલ્હણે આપેલો છે. काक વિશેષણ લઘુના અર્થમાં ઘણીવાર વપરાય છે.

' તિન્દુક ' અને ' વિષતિન્દુક 'નું ભેગું વર્ણન કરનાર લેખકે ફક્ત તિન્દુક ઉપરથી જ બન્નેને ભેગાં કર્યાં હશે. બન્નેના ગુણમાં, નૈસર્ગિક વર્ગમાં આસમાન જમીનનો ફેર છે. અમરના ટીકાકારે કાકતિન્દુકને ' કુચેલા ' નામથી પ્રખ્યાત છે એમ કહ્યું છે. કુચેલા એ અત્યારે તો ઝેરકચોલાં માટે વપરાય છે.

**નવ્યમત**—ફળ અને છાલ ગ્રાહી છે. કાચાં ફળનો સ્વરસ તાજા ઘા ઉપર લગાવવાથી સરસ અસર નાંપજાવે છે. તેમાં ટૅનીન બહુ છે અને તેથી સંગ્રાહક તરિકે ગરીબોની ઝુંપડીઓ સુધી તે જાણીતું છે. બીજમાંથી કાઢેલું તેલ દેશી લોકો મરડામાં અને અતિસારમાં વાપરે છે. છાલ વિષમજ્વરમાં વપરાય છે. ( હોર્નીગબર્જર. )

ઉલ્લેખ—વ. શા. પા. ૪૭૧; રૂ. નિ. પા. ૩૯૧; N. p. 173, Watt III. p. 159; Indi Medi. Plants p. 757.

# संस्कृत नामांनी अनुक्रमणिका.

# ગુજરાતી નામોની અનુક્રમણિકા.

# मराठी नामांनी अनुक्रमणिका

# हिंदी नामांची अनुक्रमणिका

# Index of Latin names

# રોગાનુક્રમણિકા.*



* અહિંઆં જે પૃષ્ઠાંક આપવામાં આવ્યા છે તે સંસ્કૃત ઉપયોગો જે પૃષ્ઠ ઉપર છે તેના છે. ગુજરાતી ઉપયોગો તે પાનથી ૧-૨ પાન આગળ ઉપર જોઈ શકાશે. આ ઉપરાંત રોગાનુક્રમણિકામાં રોગનાં સંસ્કૃત નામોનું ગુજરાતી ભાષાંતર આપ્યું નથી; જ્યાં જ્યાં ઉપયોગો લખેલા છે ત્યાં ત્યાં તેની સમજુતી મળી આવશે.